# :નવયુગ:

## [ કોન્ગ્રેસ અંક ]

તંત્રી: સીતારામ જે. શર્મા

પુસ્તક: ૧] પોષ: ૧૯૮૬ [અંક: ૧૦

## અનુક્રમણિકા


| લેખાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | રખે વીસરીએ | તંત્રી | ૧૦૮૭ |
| ૨ | સ્વતંત્રતા [સચિત્ર કાવ્ય] | ચન્દ્રવદન મહેતા | ૧૦૯૩ |
| ૩ | સ્વતંત્રતાનો વાવટો | જવાહરલાલ પંડિત | ૧૦૯૪ |
| ૪ | ઉદ્‌બોધન [કાવ્ય] | સુંદરજી બેટાઇ | ૧૦૯૫ |
| ૫ | કોન્ગ્રેસ અને ક્રાન્તિ [સચિત્ર] | ડૉ. સુમંત મહેતા | ૧૦૯૬ |
| ૬ | યુગનાદ [કાવ્ય] | હરિલાલ ભટ્યા | ૧૦૯૭ |
| ૭ | હિંદનું સામાજિક પુનર્વિધાન [સચિત્ર] | એસ. સત્યમૂર્તિ | ૧૦૯૮ |
| ૮ | રખે વીસરીએ [સચિત્ર] | લાલાજી | ૧૦૯૯ |
| ૯ | સ્વાતંત્ર્ય પ્રભાત [સચિત્ર કાવ્ય] | મોહિનીચંદ્ર | ૧૧૦૦ |
| ૧૦ | કોન્ગ્રેસ દેવી [સચિત્ર કાવ્ય] | રાંધેજાકર | ૧૧૦૦ |
| ૧૧ | પ્લાસી પછીની પીળી ગુલામી [સચિત્ર] | સાગળદાસ ગાંધી | ૧૧૦૩ |
| ૧૨ | રાષ્ટ્ર રથને દોડતો કેમ કરી શકાય? [સચિત્ર] | લક્ષ્મીદાસ તેરસી | ૧૧૦૬ |
| ૧૩ | દેશી રાજ્યોનો કુટ પ્રશ્ન [સચિત્ર] | કનૈયાલાલ કોઠારી | ૧૧૧૦ |
| ૧૪ | મજુર ચળવળ: એક અવલોકન | પી. જે. ભટ્ટ | ૧૧૧૪ |
| ૧૫ | સ્વતંત્રતા અને કામદારો | 'એક કામદાર' | ૧૧૧૯ |
| ૧૬ | નૈવેદ્ય [કાવ્ય] | બલવન્તરાય ભટ્ટ | ૧૧૨૬ |
| ૧૭ | લાહોરની કોન્ગ્રેસનું ભાવિ | 'નિરીક્ષક' | ૧૧૨૯ |
| ૧૮ | આપણાં દેશી રાજ્યોનું, ભાવિ | ચિમનલાલ ડૉક્ટર | ૧૧૩૩ |
| ૧૯ | ચિત્રકારને [કાવ્ય] | 'કલાપ્રિય' | ૧૧૩૫ |
| ૨૦ | બળના પૂજારીઓના પ્રદેશમાં [સચિત્ર] | ચુનીભાઇ ધ. પટેલ | ૧૧૩૬ |
| ૨૧ | સામ્રાજ્યને સંગીન બનાવવાના બ્રિટિશ પ્રયત્નો [સચિત્ર] | આલ્બર્ટ હાર્ટ | ૧૧૪૩ |
| ૨૨ | દેશભક્ત [સચિત્ર નાટક] | યશવંત પંડ્યા | ૧૧૪૮ |
| ૨૩ | શાહીવાદ અને મુડીવાદ | વિનાયક પાઠક | ૧૧૫૬ |

| | | | |
|---|---|---|---|
| ૨૪ | રાષ્ટ્રીય જીવનની મીમાંસા | જીવણલાલ ચાંપાનેરીઆ | ૧૧૬૦ |
| ૨૫ | સ્વાતંત્ર્યનો પૂજારી [નવલિકા] | વિજયકુમાર પંડિત | ૧૧૬૫ |
| ૨૬ | ક્રાંતિની મીમાંસા | બર્નાર્ડ હાઉટન | ૧૧૭૦ |
| ૨૭ | સ્વતંત્રતાની કુચ | સ્વતંત્રતાવાદી | ૧૧૭૫ |
| ૨૮ | આગળ ધસો | રણધીર મજમુદાર | ૧૧૭૯ |
| ૨૯ | હિંદમાં જકાતી-દીવાલો ખડી કરવાની જરૂર | ડી. એસ. મહેતા | ૧૧૮૧ |
| ૩૦ | એકજ વાત | ધીરજરામ વ્યાસ | ૧૧૮૪ |
| ૩૧ | યુવાનો અને રાજકારણ | હેમન્તકુમાર નીલકંઠ | ૧૧૮૭ |
| ૩૨ | મહાસભા અને ખેડુતો | 'રાજનીતિજ્ઞ' | ૧૧૯૨ |
| ૩૩ | ત્રણ યુગ શક્તિઓ [સચિત્ર] | ઝવેરચંદ મેઘાણી | ૧૧૯૬ |
| ૩૪ | મહાસભા અને મજુરવર્ગ | પી. જે. બી. | ૧૨૦૩ |
| ૩૫ | દક્ષિણ આફ્રિકામાં રંગભેદની પરાકાષ્ટા [સચિત્ર] | મણિભાઇ દેસાઇ | ૧૨૦૮ |
| ૩૬ | હિંદી વહાણવટું | ખંડુભાઇ દેસાઇ | ૧૨૧૬ |
| ૩૭ | પેલેસ્ટાઇનમાં આરબ જાગૃતિ [સચિત્ર] | અમીન રીહાની | ૧૨૨૧ |
| ૩૮ | ઇરાન અને હિંદ [સચિત્ર] | સાદીક | ૧૨૨૭ |
| ૩૯ | દુનિયાનાં દ્વાર ખખડાવો [સચિત્ર] | ચન્દ્રકાન્ત સુતરિયા | ૧૨૩૨ |
| ૪૦ | સ્વરાજ્ય મળી ગયું ! [રમુજી] | લખોટો | ૧૨૩૭ |


## :: નારી વિભાગ ::


| લેખાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૪૧ | જાહેર જીવનમાં સ્ત્રીનું સ્થાન [સચિત્ર] | ઇન્દુમતી દીવાન | ૧૨૪૦ |
| ૪૨ | સમાજ અને વિપ્લવ [સચિત્ર] | લેડી વિદ્યાબહેન નીલકંઠ | ૧૨૪૧ |
| ૪૩ | અખીલ ભારત સ્ત્રી પરિષદ [સચિત્ર] | હંસા મહેતા | ૧૨૪૩ |
| ૪૪ | હિંદ અને હિંદ દેવીઓ [સચિત્ર] | શારદા દીવાન | ૧૨૪૫ |
| ૪૫ | સ્વાર્પણ દીલનાં ને દેહનાં | બચુબહેન લોટવાળા | ૧૨૫૨ |

## ::મુખ્ય ચિત્રો::


| ચિત્રાંક | ચિત્ર | ચિત્રકાર | |
|---|---|---|---|
| ૧ | પર્લોચન થતો પ્રાચીનવાદ [ત્રીરંગી કવર] | કલાબ્ધિ | |
| ૨ | સ્વાતંત્ર્ય સેનાનો સેનાપતિ | ફોટો | |
| ૩ | પરતંત્ર માતૃભૂમિ [ત્રીરંગી મુખ પૃષ્ઠ] | સોનાલકર | |
| ૪ | માતૃભૂમિની હાકલ | કલાબ્ધિ | ૧૦૯૨ |
| ૫ | સંપુર્ણ સ્વતંત્રતા | ,, | ૧૦૯૩ |
| ૬ | કોન્ગ્રેસ દેવી | ,, | ૧૧૦૨ |
| ૭ | પવન જેટલી સ્વતંત્ર [ત્રીરંગી] | કલાકાન્ત | ૧૧૦૩ |
| ૮ | મીરતના આરોપીઓ | ૧૪ ફોટા | ૧૧૧૪ |
| ૯ | મીરતના આરોપીઓ | ૧૨ ફોટા | ૧૧૧૫ |
| ૧૦ | પંજાબનો હત્યાકાંડ | કલ્યાણકર | ૧૧૪૩ |
| ૧૧ | રખે વીસરીએ | કલાબ્ધિ | ૧૧૪૪ |
| ૧૨ | લાલાજી ઉપર અત્યાચાર | કલ્યાણકર | ૧૧૬૫ |
| ૧૩ | શહીદ જતીન | ,, | ૧૧૬૬ |
| ૧૪ | ૧૯૨૧-૨૨ ની દમનનીતિ | ,, | ૧૧૭૪ |
| ૧૫ | બારડોલીની ભેંસ | ,, | ૧૧૭૫ |
| ૧૬ | પહેલાં મારા પુત્રોને છોડો [કાર્ટુન] | કલાબ્ધિ | ૧૨૦૪ |
| ૧૭ | સંપૂર્ણ સ્વતંત્રતાજ જોઇએ [કાર્ટુન] | ,, | ૧૨૦૫ |
| ૧૮ | શાહીવાદીઓના મનોદશા [કાર્ટુન] | ,, | ૧૨૦૫ |
| ૧૯ | સંસ્થાનિક સ્વરાજ્યના ટુકડા | ,, | ૧૨૩૬ |
| ૨૦ | સાહેબ! આપની ખાતર | ,, | ૧૨૩૭ |


## લવાજમ

આ અંકની છુટક કીંમત બાર આના [પોસ્ટેજ જુદું]

હિંદમાં રૂ. ૬—૦—૦ પરદેશમાં રૂ. ૮—૦—૦

છુટક નકલ રૂ. ૦—૮—૦.

**'હિંદુસ્તાન' અને 'પ્રજામિત્ર-કેસરી'ના ગ્રાહકો માટે**

હિંદમાં રૂ. ૫—૦—૦ પરદેશમાં રૂ. ૭—૦—૦

લખો:- **નવયુગ કાર્યાલય.**

૨૧ એડવોકેટ બીલ્ડીંગ, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૧.

# સ્વાતંત્ર્ય સેનાનો સેનાપતિ



પંડિત જવાહરલાલ નેહરૂ

નવયુગ : પાપ' ૮૬

# સ્વાતંત્ર્ય સેનાનો સેનાપતિ



પંડિત જવાહરલાલ નેહરૂ

•

નવયુગ : પૃષ્ઠ ૮૬




વર્ષ: ૧ લું.] પોષ ૧૯૮૬ [અંક: ૧૦

# રખે વીસરીએ

: લેખક :

તંત્રી

**મ**હાસભાના સળંગ ઇતિહાસમાં લાહોરની બેઠકનું મહત્ત્વ અનેક દૃષ્ટિએ મહત્ત્વનું છે. વિનતીઓ કરવાનો અને પ્રાર્થના પત્રો મોકલવાનો પ્રાથમિક યુગ પુરો થયા પછી, પ્રતિરોધ ઉઠાવવાનો યુગ બેઠો. સ્વરાજ્યની ભાવના કલકત્તામાં દાદાભાઇએ જાગૃત કરી, પણ વિનિતતત્ત્વની મનોદશા ક્ષારભૂમિ જેવી હતી, તેમણે એ ભાવનાને મહાસભાના મંડપમાં ઉગતાં જ અટકાવી.

**સ્વ**રાજ્ય મારો જન્મસિધ્ધ હક્ક છે. અને તે હું લઇશ: એ સૂત્રના આચાર્યની સાથે લાલ અને પાલના યુગમાં અરવિંદ ઉગ્યો, અને પ્રજાહૃદયમાં એ ભાવનાને સ્થાન મળ્યું; પણ ફીરોઝશાહ-ગોખલેના યુગલે સુરતમાં તે સૂત્રનો સામનો કર્યો અને કોન્ગ્રેસ તૂટી. એ તકનો લાભ નોકરશાહીએ લીધો: દેશમાં દમનનીતિનો દોર ચાલ્યો, રાષ્ટ્રીયનેતાઓને જેલમાં ધકેલ્યા અને ૧૯૦૯ના મિન્ટોના મોળા સુધારાના ટુકડા વિનિતોની ઉપર ફેંકવામાં આવ્યા. વિનિતોને તો ગમે તેટલાથી પણ સંતોષ જ હતો, પણ અરવિંદ ત્યારે લોકમતના આકાશમાં છેક જ આથમીને યોગસમાધીમાં લીન થયો ન હતો.

**લો**કમાન્ય માંડલેથી આવ્યા, ત્યાર પછી ગોખલેભક્ત ગાંધીજી દક્ષિણ આફ્રિકથી હિંદ આવ્યા, લાલાજી તો ત્યારે અમેરિકામાં દેશવટો ભોગવતા હતા. એટલામાં મહાયાદવી સળગી અને મિસીસ બેઝન્ટે રાજકારણમાં પગ મૂક્યો. મહાસભા ત્યારે ત્રીજે પગથીએ ચઢી. સ્વરાજ્યની ભાવનાનો મંત્ર તે વખતે સ્થળે સ્થળે ફુંકાયો. લોકોની સમક્ષ આદર્શ તરીકે એ ભાવના સ્પષ્ટ રીતે ત્યારે જ રજુ થઇ.

યુધ્ધનો સમો—હિંદની મદદની જરૂર એ અધાને નજરમાં રાખીને બ્રિટિશ મુત્સદી-પણાએ બીજી બાજી ગોઠવી: મોન્ટ-ફર્ડ કાયદાનું માળખું રચવાની બાજી • બિછાવી લોકમનને શાંત કર્યું.

યુધ્ધ પુરું થયું: મિત્રરાજ્યોનો વિજય થયો અને નોકરશાહીની મનોદશા • નગ્ન સ્વરૂપે જણાઇ. કાળો કાયદો, પંજાબનો હત્યાકાંડ અને શિક્ષિતવર્ગનો ખુલ્લો તિરસ્કાર [માયકેલ ઓડવાયરનાં ભાષણોદ્વારા]: એ હિંદીઓને યુધ્ધનાં ઇનામસ્વરૂપે મળ્યાં. આત્મનિર્ણય અને ન્યાય—નીતિની વાતો ચાલી ગઇ. પ્રજાપ્રિય રાષ્ટ્ર અને પ્રાંત નેતાઓને અંધેર કાયદાની માફક આંખો મીંચીને સજાઓ ફટકાઇ. અને દેશવ્યાપી સત્યાગ્રહની લડત મંડાણી. તે વખતે બ્રિટિશ મુત્સદ્દીગીરીની જાળમાં વિનિતો વળી ફસ્યા! દેશહિતને ભોગે તેમણે પરદેશી સરકારની શરમને મોટી માની! મહાસભા ત્યારે ચોથે પગથીયે ચડી.

૧૯૧૯ થી ૨૧ નો ગાળો એ હિંદની જાગૃતનાં જ્વલંત વર્ષો ગણાશે. દેશબંધુ અને મોતીલાલજીના• સાથે હિંદના ચાલીશ હજાર માણસોને તુરંગોમાં ધકેલી દેવામાં આવ્યા, છતાં પ્રજા આપભોગમાંથી ન ચસી; હિંદુ-મુસ્લીમ અને શીખની એકતા ત્યારે તો વજ્રલેપ લેખાતી. બ્રિટિશ રાજ્યદ્વારીઓનાં હૈયાં ધ્રૂજી ગયાં, જ્યોર્જ લૉઇડ જેવાએ સ્વરાજ્યને હાથ વેંતમાં લેખ્યું અને ગાંધીજીને જીવના દફનાવી દેવા જેટલી હદે તેની મનોદશા ગઇ. અમદાવાદની ઐતિહાસિક બેઠક પહેલાં હિંદના રાજકારણમાં એક અણમોલ પળ આવી. લૉર્ડ રીડીંગે ધ્રૂજતા હૈયે ગાંધીજી સાથે સમાધાનની તક શોધી; પણ ગાંધીજીએ

પોતાની સ્વાભાવિક હઠિલાઇ અને રાજકારણમાં ધર્મઘેલછા ઘુસાડવાની વિચિત્ર વૃત્તિને વશવર્તી ને તે તક ગુમાવી. એ ઇતિહાસ ઉપરથી હજી પડદો ઉપડ્યો નથી—ઉપડે તો પ્રજા ગાંધીજીના એ અમાફ ગુન્હાને કદી પણ માફ ન કરે. હિમાલય જેવડી ગાંધીજીની એ ભૂલ પછી થોડા જ • વખતમાં ગાંધીજીએ બારડોલીમાંથી 'રૂક જાઓ'નો રૂકો કાઢીને બીજી ભયંકર ભૂલ કરી—ભૂલ નહિં દેશનો દ્રોહ જ કર્યો. એ વખતે મહાસભાનો અવાજ હિંદમાં સમ્રાટના સત્તાધીશ અવાજ કરતાં પણ વિશેષ સંભળાતો હતો: ત્યારે તે પાંચમે પગથીયે ચડી ચૂકી હતી.

લૉર્ડ રીડીંગનું દિલ હિંદના હિતના વિરોધમાં કેટલું સળગી રહ્યું છે, તે પાર્લમેન્ટની ચર્ચાદ્વારા જણાઇ આવ્યું છે. તેણે પછી તો મુત્સદ્દીગિરીના પાસા ફેંકવા શરૂ કર્યા. એ રમતમાં તે જીતી ગયો. હિંદ જીતી બાજી હાર્યું. ગાંધીજી જેલમાં ગયા, અસહકાર તૂટી પડ્યો, હિંદુ-મુસલમાનો વચ્ચે વિખવાદ જન્મ્યા. આમ બધું રહ્યું ધૂળમાં મળી ગયું. એક કરોડ રૂપીઆ, લાખ્ખો સભાસદો અને સુયોગ્ય મનોદશા એ બધું ગાંધીજીની જીદે નકામું ગયું: રહ્યાં માત્ર રેંટીઓ ને ખાદી! એમાં કાર્યક્રમ જેવું કંઇ રહ્યું નહિં, 'એક વર્ષમાં સ્વરાજ્ય'ની વાતો હવામાં ઉડી ગઇ, અને ગાંધીજીની ધુને દેશને દશ વર્ષ પાછો ધકેલ્યો. •

• એક દશકો [૧૯૧૯–૧૯૨૯] અમૃતસર મહાસભા મળે પીતિ ગયો. વચ્ચે આપણે શરમાવનારી હદ સુધી મૂળ ધ્યેયને ચૂકી ગયા, તે તકનો લાભ કુશળ મુત્સદ્દીઓએ લીધો અને સાયમન સાતુરીને હિંદને માથે ઠોકવાની બાજી ગોઠવી

તેમાં વિનિતોને વિસારે પાડવામાં આવ્યા અને પહેલી જ વખત તેઓ સાયમન બહિષ્કારમાં લોકમત સાથે ઉભા રહ્યા—અલબત્ત જોઇએ તેટલા તો નહિં—છતાં એમનાં દિલ ડગમગુ થઇ રહ્યાં હતાં, સરકારનો સાથ છોડવાની તેમની ટેવ નહિં એટલે નવા માર્ગે તેમને ગમે જ નહિં, [તે કે તેમણે થોડી પણ મર્દાઇ બતાવી, ત્યારે સમસ્ત હિંદે તેમને અપનાવવાને જતાવી આપ્યું હતું કે, જો તેઓ અન્યાયી જુસ્સાને છુંદી નાંખવામાં હથિયાર બને તો જ તેમનો તિરસ્કાર થાય છે, પણ રાષ્ટ્રહિતનો વિચાર કરતા થવાથી પ્રજા તેમને અપનાવવા તૈયાર છે] એટલે વાઇસરોયના નિવેદનથી એકદમ તેઓ પીગળી ગયા અને જનતાથી જુદા પડી બેઠા! પરંતુ ગોરા મુત્સદ્દીઓએ ૧૯૧૯-૨૧ માં એમનું પાણી માપી લીધું છે એટલે બહારથી તેમને ગમે તેટલા પંપાળે છતાં પણ તેમને ભૂલી ચુકે પણ હવે તેઓ પોતાનું નાવ તોફાની દરિયામાં ઝુકાવવાનું સાહસ કરે તેમ નથી.

પણ એ બધી દેખાતી નિરાશાની પાછળ એક સબળ આશાવાદી વર્ગ આ દેશમાં જન્મ્યો. તે જ જાગ્રત યુવક સમુદાય. ગાંધીવાદની નિષ્ફળતા તે પામી ગયો હતો, એકલી ધારાસભાઓની ચર્ચા કશું કરી શકે તેમ નથી એ તે જાણતો હતો, તે માટે દેશમાં પ્રબલ વેગે ચાલતા કાર્યક્રમની જરૂર છે એમ યુવક વર્ગની ખાત્રી થઇ અને કામદારો તેમ જ ખેડુતોની ચળવળની સાથે સાથે જ દેશભરમાં સામાજિક ક્રાંતિની ચળવળ શરૂ થઇ ગઇ. અને હવે જ્યારે લાહોરની મહાસભા મળે છે, તે વખતે દેશભરના વાતાવરણમાં એવું વિદ્યુત્ બળ વ્યાપી ગયું છે કે, જેથી બ્રિટિશ મુત્સદ્દીઓને સંસ્થાનિક સ્વરાજ્યની વાતોથી તે વાતાવરણને આવરી લેવા માટે શાબ્દિક જાળ બીછાવવાની બાજી ઉતાવળે આરોપવી પડી છે!

દેશભરમાં વ્યાપી રહેલી જાગૃતિની આ ભભુકતી જ્વાલાઓનાં અરેખરાં દર્શન કલકત્તામાં મળેલી મહાસભા વખતે, સ્વતંત્રતાના રજુ થયેલા ઠરાવ વખતે દેખાયાં હતાં. તે વખતે ગાંધીજીએ મૂડીવાદી મનોદશાવાળા કહેવાતા ઉદ્દામવાદી રાષ્ટ્રીય નેતાઓને હાથમાં રાખીને સ્વતંત્રતાના ઠરાવને એક વર્ષ પાછો ધકેલ્યો, અને તે પછી દેશભરમાં સાર્વત્રિક દમનનીતિનું મોજું ફરી વળ્યું; તે દરમિયાન કામદાર વર્ગની જ્વલંત જાગૃતિ એટલું વ્યાપક સ્વરૂપ લેતી ગઇ હતી, અને યુવકસંઘોની પ્રવૃત્તિઓને તેનું એટલું બધું પીઠબળ હતું કે, ઘરડા નેતાઓની રાજાઓ, જમીનદારો અને ધનિકો તરફ ઢળેલી મનોદશા એકદમ સ્પષ્ટ થઇ ગઇ, તેથી તેમનો કાબુ લોકસમાજ ઉપર ન રહ્યો અને પરોક્ષ રીતે તે સંબંધતી સાંકળની કડીઓને જોડાયલી રાખવા માટે જ જવાહરલાલને માથે મહાસભાનો કાંટાળો મુગટ મૂકાવવાની એ જૂના નેતાઓને જરૂર જ પડી.

આવા રાજદ્વારી વાતાવરણના ઉલટા સુલટા વધી રહેલા વાતાવરણમાં લાહોરની મહાસભા મળે છે. એક તરફથી બ્રિટિશ મુત્સદીઓએ દમનનીતિના બાજી નિષ્ફળ નિવડવાથી 'સંસ્થાનિક સ્વરાજ્ય'ના જાળ બિછાવી છે, બીજી તરફથી કામદારોના ચેતનને તોડી પાડવા 'વ્હીટલી કમિશન' —જો મીરત મુકદ્દમાની બાજીમાંનું અધુંરું મોસલું જ છે—મોકલાવ્યું છે, અને તે રીતે કામદારોના સંગઠનમાં ગાબડું પાડવાની

આજી ગેરવી છે, અને જૂના નેતાઓને હાથમાં લેવા જ્યારે આ લીટીઓ લખાઇ રહી છે [તા. ૨૧ : ૧૨ : ૨૯] ત્યારે મીરતના કહેવાતા આરોપીઓને પણ છોડવાની વાતો કરવામાં આવે છે. ગાંધી, નહેરૂ, પટેલ, સપ્રુ અને ઝીણા બે દિવસમાં વાઇસરોયને મળવાના છે. આમ લાહોરમાં સ્વતંત્રતાનો ઠરાવ પસાર ન થાય તેવી બાજી—અમૃતસરમાં ૧૯૧૯માં થયું હતું તેમ—ગોઠવાઇ છે.

એ બધા સંજોગો જોતાં લાહોર, અમૃતસર મહાસભાની બીજી આવૃત્તિ બને એવા સોએ સો ટકા સંભવ છે. ૧૯૧૯માં લોકમાન્ય અને દેશબંધુ મોન્ટફર્ડ સુધારાનો અસ્વીકાર કરવા તૈયાર થયા, ત્યારે ગાંધીજીએ તેનો વિરોધ કર્યો હતો; લાહોરમાં તે જ રીતે સંપૂર્ણ સ્વતંત્રતાના ઠરાવનો તે જ રીતે વળી પાછા ગાંધીજી જરૂર વિરોધ કરશે. પોતાના ઠરાવના ટેકામાં તે બિછાવાયલી બ્રિટિશ બાજી તરફ આંગળી ચીંધશે, મીરતના આરોપીઓને છોડવામાં થયેલા હૃદય પલટાની વાતો કરશે અને અણીના અવસરને વળી પાછો ચુકાવી, જરૂર પડે સાયમન રિપોર્ટ પછી આપણે મહાસભાની ખાસ બેઠક બોલાવીશું એવી એવી એ લાલચો આપશે.

**પ**ણ રખે વીસરીએ કે અહિંજ આપણી કસોટી છે. સંસ્થાનિક સ્વરાજ્યની પોકળ વાતોથી બ્રિટિશ મુત્સદ્દીઓ ફરીથી ૧૯૨૨ ની રમત રમવા માગે છે. પાર્લમેન્ટની પ્રથમ ચર્ચા અને બીજી ચર્ચા વચ્ચે રહેલા ફરકમાં પણ માત્ર રમત રમાઇ છે. દિલ્હીની મોળી માગણીઓને સંતોષવા માટે તો બ્રિટિશ મુત્સદ્દીઓ તૈયાર નથી, એટલુંજ નહિં પણ, પ્રજાકીય બળને છિન્નવિચ્છિન્ન કરવા માટેની તક મેળવવા માટે ગોળમેજી પરિષદમાં સંસ્થાનિક સ્વરાજ્યના પાયા ઉપર ચર્ચાની ઇમારત ઉભી કરવાનો પણ તેમને સાફ સાફ ઇનકાર કર્યો છે.

દેશના પ્રાંતેપ્રાંતમાં સ્વતંત્રતાની જ્વલંત જ્યોતિ સળગી રહી છે, બ્રિટિશ મુત્સદ્દીઓ,—પછી ભલેને તેઓ કામદાર પક્ષના એ હોય—ઉપર એક પણ હિંદીને [અલબત્ત મુઠીભર મવાલોને બાદ કરીને] વિશ્વાસ રહ્યો નથી એ વાત ચારે ખુણેથી દેશે સિંહનાદે જણાવી દીધો છે, એટલે હવે તો મહાસભાએ રેંટીઆ અને ખાદીની વાતો છોડી, દેશમાં ઠામ ઠામ ખેડુત તેમ જ કામદાર સંઘો સ્થાપીને, સામાજિક કુરૂઢીઓ સામે ક્રાંતિ પુકારીને, નૌજવાનોનાં જુથને સ્વયંસેવકોની ટૂંકડીઓમાં વહેંચી તેમને લશ્કરી તાલીમ આપીને—આયર્લેન્ડમાં એમ જ થયું હતું—મહાસભાને જ રાષ્ટ્રભરમાં સર્વોપરીસત્તા બનાવવાની જ લડત માટે સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કરવો એ જ જરૂરનું અને વ્યવહારૂ છે.

**સ**ંસ્થાનિક સ્વરાજ્યની વાતો કરનારાઓ ૧૯૨૬ માં મળેલી સંસ્થાનોના પ્રધાનોની પરિષદમાં, થયેલી વ્યાખ્યાને આધારે આશાવાદી બન્યા છે. એ વ્યાખ્યા આ છે: Equal partership in the group of nations which form the British Empire: no one portion being predominant over the remainder, and while all are interdependent, all are at the same time independent"*

---

* "રાષ્ટ્રોના જે સમુહથી બ્રિટિશ સામ્રાજ્ય બનેલું છે તેની વચ્ચે સમાન ભાગીદારી: તેમાં કોઇ પણ એક ભાગ બીજા

અસંગત ઉપલા શબ્દોનું માગણું મોહક છે. પરંતુ આપણે મીઠાં મીઠાં વચનોથી મોહ પામીને અંજાઇ જવાની જરૂર નથી. સ્વતંત્રતા માગવા જો આપણે ખરેખરા જ તૈયાર હોઇએ તો આપણે આપણા પ્રત્યેક નિશ્ચયમાં અને કાર્યમાં સ્વતંત્ર બનવું જ જોઇએ, તેમાં કોઇની પણ દોરવણીની લાગવગના કાબુ નીચે દબાવું ન જોઇએ. એ લાગવગના જ સ્વતંત્રતાનો નાશ કરનાર છે. એટલે આપણે આપણી દૃષ્ટિ સમક્ષ જે પરિસ્થિતિ ખડી છે તેનો જ સ્વતંત્ર રીતે વિચાર કરીને તેનો સામનો કરવા માટે જરૂર પડે નવા આદર્શો ફેલાવવાની હિંમત બતાવવી જોઇએ. એ આદર્શો આત્મનિર્ણયની ભાવનામાંથી જ જન્મેલા હોવા જોઇએ.

એ દૃષ્ટિએ વિચારતાં કલકત્તામાં પં. જવાહરલાલે રજુ કરેલી વિચાર સરણી [જેનો થોડોક ભાગ અન્યત્ર આપ્યો છે] દૃષ્ટિ સમક્ષ રાખવી પડશે. ઉપરાંત સંસ્થાનો અને બ્રિટનની વચ્ચેના સાંસ્કૃતિક, ધાર્મિક અને સામાજિક સંબંધનો પણ સંપૂર્ણ વિચાર કરવો પડશે. અને પછી હિંદ બ્રિટિશ સામ્રાજ્યના એક ઘટક તરીકે પોતાની સ્વતંત્રતા પુરેપુરી જાળવી શકે ખરું ? એનો ઉત્તર મેળવવો પડશે.

બ્રિટિશ મુત્સદીઓ બુધ્ધિબળમાં કોઇથી ઓછા ઉતરે તેમ નથી; ગ્રેટ બ્રિટનનો વ્યાપાર એ સામ્રાજ્યવાદની ચિંતાનું મોટામાં મોટું કારણ છે; સમય જોઇને સાવધાન બનવાનું એનું લક્ષણ અજબ છે. એટલે બ્રિટિશ સામ્રાજ્યના સંબંધની ચર્ચા વખતે, હિંદ હમેશાં માત્ર એકની જ લઘુમતિમાં રહેવાનું, એ તો ગોરા સંસ્થાનવાસીઓના વતનીઓના હિંદીઓ સાથેના વર્તન ઉપરથી જ જોઇ શકાય છે.

પરંતુ બીજો અગત્યનો પ્રશ્ન રંગીન પ્રજાઓનો છે. પેલેસ્ટાઇન, દ. આફ્રિકા, નાઇજીરીઆ અને સામ્રાજ્યની અંદર તેમ જ બહારની રંગીન પ્રજાઓ સાથેના શાહી-મુડીવાદી સંબંધ તેમ જ વર્તનને સ્પષ્ટ નજરે જુઓ, અને પછી વિચારો કે બ્રિટિશ સામ્રાજ્યના સ્વતંત્ર ઘટક તરીકે, અત્યાર સુધી કચડાયેલા હિંદીઓ ને રંગીન પ્રજાઓની સ્વતંત્રતાને કચડી નાખવા ભાગીદાર બનવા તૈયાર થવું ગમશે ? જો સામ્રાજ્યમાં હિંદ ભાગીદાર બનશે તો ગોરા મુડીવાદીઓ અને શાહીવાદીઓ, હિંદી રાજાઓ, જાગીરદારો, જમીનદારો અને મુડીવાદીઓની સાથે ભાગીદારીની દોસ્તી જરૂર બાંધી શકશે. એ દોસ્તી બન્નેના હિતની હોઇ જરૂર સુદૃઢ થશે જ. કેમકે શાહીવાદ અને મુડીવાદ કે જમીનદારશાહી અને ઝારશાહીની વચ્ચે રાષ્ટ્ર ભેદ, વર્ણભેદ, ધર્મભેદ કે જાતિભેદની દિવાલો નડતી જ નથી.

અને શું હિંદી પ્રજા એ ફળ માટે સ્વતંત્રતાની લડત લડવા તૈયાર થઇ છે ? ના, તેને પોતાની સ્વતંત્રતા સાચવવી છે એને બીજાની સ્વતંત્રતાને કચડવી નથી. તેને શાહીવાદ કે મુડીવાદ [પછી ભલે તે ગોરો હો, પીળો હો, તામ્રવર્ણો હો કે કાળો હો] ના ભોગ બનવું નથી, ને બીજાને બનાવવામાં સાધનભૂત થવું પણ નથી.—તે માટે સંપૂર્ણ સ્વતંત્રતા શિવાય હિંદને માટે બીજો કોઇ પણ માર્ગ છે જ નહિં.

---

ભાગ ઉપર સત્તાધીશ નહિં રહે; અને જો કે પ્રત્યેક રાષ્ટ્ર આંતરસ્વાતંત્ર્ય ભોગવશે, છતા પણ સાથે સાથે તેઓ સ્વતંત્ર હશે.''

પણ જુના નેતાઓની એટલી હિંમત નથી. તેમનામાં એ દ્રષ્ટિબિંદુ જ નથી. પણ એ નેતાઓ કોના બળ ઉપર કૂદે છે? લોક વર્ગના જ. સત્યાગ્રહની લડત લ્યો કે બારડોલીની વાત વાંચો, દરેક સ્થળે આપભોગ આપવા નોજવાનો, કામદારો અને ખેડુતો જ બહાર પડયા છે. એ જ એમનું બળ છે. એટલે તે જુના નેતાઓ હજી પણ લોકસમાજનો દ્રોહ કરવા કે તેમને છેતરવાના પ્રપંચ રમતા દેખાય, તો તેમની નેતાગીરીનો ઇનકાર કરી, મહાસભાનું તંત્રને નવા વર્ગે પોતાના હાથમાં લેવું જોઇએ; અને દેશભરમાં જાગૃતિ લાવવાનો કાર્યક્રમ સતત ચાલુ રાખવા [જેમ ગાંધીજી રેંટીયા અને ખાદી માટે કરે છે તેમ] બારે માસ કામ કરવા મચી પડવું જોઇએ. હવે જેમ ઢીલી વાતોના દંભ કામ આવે તેમ નથી, તેમ જુની નેતાગિરીને માત્ર તેમની જૂનવટને લીધે માન આપે રાખવાની મનોદશા સેવ્યે પણ કામ ચાલે તેમ નથી.

સોમવાર તા૦ ૨૩-૧૨-૨૯ ના દિવસે વાઇસરૉયની સાથે ગાંધીજી, પં. મોતીલાલ નહેરૂ, વિઠ્ઠલભાઇ પટેલ, સર તેજબહાદુર સપ્રુ અને મહમદઅલી ઝીણાની ઐતિહાસીક મુલાકાત થવાની હતી. તેજ દિવસે સવારે દક્ષિણ હિંદની મુસાફરી પુરી કરીને આવતાં, દિલ્હીની છેક જ પાસે વાઇસરૉયની ગાડીને બૉંબથી ઉડાડી મુકવાનો ખેદજનક બનાવ બન્યો. સારું થયું કે સઘળી મંડળી સલામત બચી ગઇ અને માત્ર રસોડાના ડબ્બાને કેટલુંક નુકશાન થઇ, એક માણસને થોડી ઇજા થવા ઉપરાંત કશો કમનસીબ બનાવ ન બન્યો. આ જાતનાં કામથી હિંદને સ્વરાજ્ય મળવાનું નથી એમ હિંદીઓનો ઘણો જ મોટો વર્ગ માને છે, તેથી કટોકટીના વખતે આવાં કામથી આખા હિંદમાં સણસણી મચી જાય તે સ્વાભાવિક જ છે.

પણ એ બનાવથી જેમ કશો ગંભીર બનાવ ન બન્યો તેમ નેતાઓ સાથેની ગોઠવાયલી વાઇસૅરૉયની મુલાકાત પણ ન અટકી. ત્યાં સુધી બધું કામ બરાબર હેમ પણ પાર ઉતર્યું, પણ પછી સંસ્થાનિક સ્વરાજ્યના જ મુદ્દા ઉપર મહાસભા પક્ષના નેતાઓ અને વાઇસરૉયની વચ્ચે મનભેદ ઉભો થવાથી ત્રણ કલાકની ચર્ચા પછી મસલત સમિતિ તૂટી પડી અને નેતાઓ રવાના થયા. આ બનાવ બન્યો ન હોત તો પણ બ્રિટિશ મુત્સદીઓનું માનસ તો પાર્લામેન્ટની ચર્ચાઓ વખતે જ સ્પષ્ટ જણાઇ આવ્યું હતું જ. છતાં જેઓ મનમાં ને મનમાં હવાઇ મહેલો બાંધી રહ્યા હતા તેમના મહેલો મૂળમાંથી તૂટી પડયા છે; એટલે આ શબ્દો લખતી વખતે [ તા૦ ૨૫-૧૨-૨૯ ] મહાસભામાં સંપૂર્ણ સ્વતંત્રતાનો જ નિર્ણય થવાને યોગ્ય વાતાવરણ તૈયાર થયું છે; એ વધારે ઠીક થયું છે. કેમકે આપણે તો કલકત્તા વખતે જ આપણાં પાનાં ખુલ્લાં મુકી દીધાં છે, બ્રિટિશ મુત્સદીઓને માટે વિચાર કરવાનાં બાર મહિના મળ્યા હતા, છતાં તે હાવકી મુત્સદીગીરી બતાવવામાં નિષ્ફળ નીવડયા છે—અને અણીને અવસરે જ સાયમન કમિટીની દાસી બનેલી નહેરૂ કમિટીની ભીરૂ ભલામણો પ્રકટ કરીને રાજદ્વારી રમત સાધી લેવાની તેમની બાજી પણ નિષ્ફળ જ નિવડી છે. આમ હિંદી મહાસભાને સ્વતંત્રતાનો ઠરાવ કરવાની તક બ્રિટિશ મુત્સદીઓએ જ આપી છે અને તેથી જ તેની તમામ જવાબદારી તેમની જ છે.



સંપૂર્ણ સ્વતંત્રતા એ જ અમારું ધ્યેય



# સ્વતંત્રતા

સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! રહો દિલે તું મૂર્તિમંત !
દેશકાજ કીર્તિમોત મેળવી અજાણી ફર્જ
વીરપૂત જે ગયા; સ્મરું સદા, રહેલ કર્જ
કરું અદા; કૃપા કરી બતાવ એજ સ્ફૂર્તિપંથ;
જગાવ આત્મજ્યોત ને સદાય રાખ એ જ્વલંત
મળો ફત્તેહ–તાજ વા મરું થઇજ વીર મર્દ
મુલ્કભક્ત, જંગમસ્ત; ધર્મચુસ્ત,–દેશ દર્દ
હો દિલે; અંગ ખાક–મીટી પાક–હો રહો તને સ્મરંત

બંધુપ્રેમ, ભક્તિનૂર, કર્તવ્યનું ઝનૂન.
કર્મશૂર, ધર્મશૂર, વીરને ઉરે ધગંત
દાઝ, મસ્તિ, શૌર્ય સૌ વહી રહો જ ખુનખૂન,
સત્યસંગ, ધરી ઉમંગ, સુખું ઘટે જ મૃત્યુઅંક–
સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! મચી રહો જ એક ધૂન,
મૃત્યુની મજા મીઠાશ ભોગવીશ હું અનંત.

ચન્દ્રવદન ચીમનલાલ મહેતા

# સ્વતંત્રતાનો વાવટો

: લેખક :

**પંડિત જવાહરલાલ નહેરૂ**

**આ**પણી સમક્ષ હિંદ અને ઇંગ્લંડ વચ્ચેની લડતનો સવાલ નથી. બે પક્ષના વિચારો વચ્ચેની એ લડાઇ છે. જ્યાં સુધી ઇંગ્લંડ શાહીવાદની રાજ્યનીતિનો અમલ કરે છે, ત્યાં સુધી તમે સંસ્થાનો જેવું સ્વરાજ્ય મેળવવાની આશા રાખી શકો નહીં. શાહીવાદ સાથે સંબંધ નહિં રાખવાનું તમે જાહેર નહિં કરો ત્યાં સુધી તમે તેને મદદ કરો છો. શાહીવાદે દુનિયાના દેશોને બે ભાગમાં વહેંચી નાખ્યા છે ચીન, જાવા, સુમાત્રા. અફઘાનસ્તાન, ઇરાન, ઇજીપ્ત અને બીજા દેશો તરફથી સંદેશા મળ્યા છે તેમાં આપણા તરફ દિલસોજી દેખાડી હિંદ સ્વતંત્રતા મેળવી હોય તેમ સ્વતંત્રતા માટેની લડતમાં આપણી સહાયની આશા રાખવામાં આવી છે. બ્રિટિશ શાહનશાહત અને હિંદ જગતના મુક્તિના માર્ગમાં આડાં ઉભાં છે. દુનિયાના બીજા દેશો આ સત્ય સ્વીકારી ગયા છે. સ્વતંત્રતાનો આપણો આદર્શ ચૂકીએ અને કોઇ પણ સમાધાની મહાસભાએ સ્વીકારવી જોઇતી નથી.

નહેરૂ રિપોર્ટનો સ્વીકાર અથવા તો અસ્વીકાર શિવાય બીજો રસ્તો જ નથી એમ કહેવું યોગ્ય નથી. નહેરૂ રિપોર્ટ માટે લડત ચલાવવાને અમે તૈયાર છીએ, પણ તે મદદ કરવી તે એક વાત છે, અને અમે જે માનતા હોઇએ તે છોડી દેવું એ બીજી વાત છે. દુનિયાના કોઇ પણ દેશે રાજીખુશીથી સંસ્થાનોના જેવો દરજ્જો સ્વીકાર્યો નથી; તો હિંદે શા માટે સ્વીકારવો? વળી આપણાં અપમાન થાય છે અને ધમકી અપાય છે તે જોતાં આપણી તે માગણી સ્વીકારાશે કે કેમ તે વિષે પણ શક રહે છે. આથી દેશના માનની દૃષ્ટિએ સંસ્થાનો જેવો દરજ્જો સ્વીકારવામાં મુર્ખાઇ છે. લાહોર અને લખનૌમાં શું બન્યું છે [સાયમન સાતડીના માનમાં પોલીસે લાલાજી અને લખનૌના નેતાઓ ઉપર કરેલા ક્રૂર હુમલાઓની યાદ];



અને બીજે ઠેકાણે શું બની રહ્યું છે તે યાદ રાખવાનું છે. તમે કહેશો કે વાઇસરોયે જે કહ્યું છે [વિલાયત જતા પહેલાંની લોર્ડ અરવીનની ધમકી] તે શા માટે યાદ રાખવું ? પણ વાઇસરોયના વચનો પછી તમે સ્વતંત્રતાનો વાવટો ઉતારવાનું કરો છો. જ્યારે ધમકી અપાય ત્યારે દેશનો વાવટો કદી પણ નીચે ઉતારવો ન જોઇએ. એમ કરવામાં ગંભીર ભૂલ થશે અને તેથી લોકોનો જુસ્સો અને ઉત્સાહ ભાંગી પડશે. આપણને કાર્યક્રમ સાથે સંબંધ છે શબ્દો સાથે નહીં. કેમકે શબ્દો આપણને ઘણા દૂર લઇ જતા નથી, પણ આદર્શ માટે મત એકઠો કરે છે. દેશની સેવા બજાવવાનો મારામાં ઉત્સાહ છે પણ સંસ્થાનોના જેવા સ્વરાજ્યથી તે થીજી જાય છે. સંસ્થાનોના જેવા સ્વરાજ્ય માટે મારી શક્તિનો હું વ્યય ન કરૂં. હિંદમાં આજે અનેક સંસ્થાઓ આશા અને લશ્કરી જુસ્સાથી છલકાઇ જાય છે. તમે એ જુસ્સો ખીલવવા માગો છો કે બીજા પક્ષો જોડેની સમાધાનીને ખાતર તેને કચડી નાખવા માગો છો ! *

---

* મહાસભાની કલકત્તાની બેઠક વખતે સ્વતંત્રતાના ઠરાવ વખતે કરેલું વિવેચન.

# ઉદ્‌બોધન



(૧)

વાય, હે! પ્રચંડ અનિલ વિશ્વમાં,<br>
ઊછળે, નિલાજ! મોજ કારમાં;<br>
વીર! ઓ સુધીર! ઘોરશો ભલા?<br>
જાગને, જગાડને, જવાન! જોર ઝાલને!

(૨)

દીન, હીન આત્મવો અહિં પડ્યા,<br>
શુષ્ક હાડચામ તણા પુંજ શા;<br>
ત્હેમના મહિં તું પ્રાણ પ્રેરવા,<br>
જાગને, જગાડને, જવાન! જોર ઝાલને!

(૩)

અજ્ઞતા અતીવ ક્રૂર રાક્ષસી,<br>
આદિ, ત્યાં બધેય એ રહી ગ્રસી;<br>
તે તણા કરાલ દંત પાડવા,<br>
જાગને, જગાડને, જવાન! જોર ઝાલને!

(૪)

પુરિયા મનુષ્ય-આત્મ પંજરે,<br>
બ્હારના દિવાલ રચી ખંજરે;<br>
તે સમે પડી રહે શું નીંદરે?<br>
જાગને, જગાડને, જવાન! જોર ઝાલને!

સુંદરજી ગો. બેટાઇ

# કૉન્ગ્રેસ અને ક્રાન્તિ

: લેખક :

ડા. સુમન્ત મહેતા

ઘણાં મીઠા અને મધુરા શબ્દોમાં મી૦ વેજવુડ બેને આશાઓ આપી છે કે હવે હિંદી પ્રજા બ્રિટિશ સરકારની સાથે સ્વતંત્ર અને મરજીઆત સંબંધ બાંધશે. હજુરોવાર ઠગાયલો માણસ આ હકીકત માનવાની આનાકાની કરે તેમાં શી નવાઇ? મોન્ટેગ્યુ પણ ઉમદા વિચારવાળો, નિખાલસ સ્વભાવનો સજ્જન હતો અને તેણે આજથી દશ વર્ષ પહેલાં હિંદી પ્રજાને કેટલાક હક્કો અપાવવા માટે તનતોડ મહેનત કરી હતી તે આપણે જાણીએ છીએ. પાર્લમેન્ટની બીજી ચુંટણીમાં તે ચુંટાયો પણ નહિં, સરકાર બદલાઇ, બ્રિટિશ રાજનીતિ બદલાઇ, લૉઇડ જ્યૉર્જે લોખંડી પંજો બતાવ્યો અને આપણી પાર્લમેન્ટ એટલે એસેમ્બલીમાં માલ્કમ હેઇલીએ અર્થનો અનર્થ કરીને આપણને આપેલાં વચનો-પર પાણી ફેરવી નાખ્યું. આપસઆપસમાં ઝગડા કરતી મુર્ખ હિંદી પ્રજા રોષથી કકળી ન ઉઠી, તેણે સખત લડત શરૂ ન કરી. હિંદુ મુસ્લીમ ઐક્યની જગ્યાએ હુલ્લડો જાગ્યાં. સત્તા અને રોટલીના ટુકડાને માટે, તેમ જ ધારાસભાઓમાં સભ્યોની સંખ્યાને માટે કંકાસ અને કલેશ જાગ્યો, અને અતિકુશળ અંગ્રેજ સરકારે આપણા બધા હક્કો છીનવી લીધા, ખરો ફાયદો શો થયો? શું આપણા દેશમાં કેળવણી પ્રચારમાં અજબ જાગૃતિ આવી? આપણી પ્રજાનું આરોગ્ય સુધર્યું? આપણે ત્યાં હુન્નર ઉદ્યોગોને ઉત્તેજન મળ્યું? આપણા ખેડુતો સુખી થયા? આપણા મીલ કામગરોનાં પેટ ભરાયાં? આપણા રાજાઓ કર્તવ્યનિષ્ઠ થયા? આપણી બેકારી ઓછી થઇ?



ડા. સુમંત મહેતા.

આ બધા પ્રશ્નોના ઉત્તર હૃદય ચીરી નાંખે એવા છે. શિક્ષિતવર્ગમાં બેકારી વધતી જાય છે. શિક્ષણની બાબતમાં હાર્ટોગ રિપોર્ટ બતાવી આપે છે કે આપણે પ્રગતિ નહિં જેવી કરી છે. મીલો તુટી પડે છે, કામગર વર્ગ ભુખનો માર્યો બંડ ઉઠાવે છે, ખેડુત સત્યાગ્રહોની ધમકી આપે છે, રાજાઓ અને જમીનદારો વધારે સ્વચ્છંદી બન્યા છે, હુન્નર ઉદ્યોગો છુંદાઇ જાય છે, કાળો દુકાળ અને કરજથી પ્રજા ત્રસી રહી છે, માણસો કમોતે મરે છે, પણ જીવતા માણસો મરેલા જેવા થઇ ગયા છે, નથી રહી તેમનામાં શક્તિ કે આશા—જો કાંઇ રહી છે તે શી રીતે ટકી રહી હશે એમ નવાઇ લાગે છે.

આ અસર થઇ મોન્ટેગ્યુ ચેમ્સફર્ડના સુધારાઓની. હવે આવશે બેન-ઇર્વિંગ સુધારા, થોડા ઘઉંવર્ણા ગવર્નરો થશે, મોટા પગારની ઘણી નવી જગ્યાઓ હિંદીઓને માટે ઉઘડી જશે, પણ ૩૨ કરોડનાં નસીબમાં શું આવશે તે પ્રશ્નનો આપણે તો વિચાર કરીશું.

દરેક હિંદી સમાન હક્ક ભોગવે, દરેકને કામ મળે, દરેકને પુરતો ખોરાક મળે, આળસુ બેકાર માણસોના નીચેથી ધરતી ખસી જાય એટલે શ્રમ કરતા માણસોનાં હાથમાં રાજ્યની સત્તા આવે, મોટા પગારો અને લાગવગ નાબુદ થાય એવું સ્વરાજ્ય આપણે માગીએ છીએ, એવું સ્વરાજ્ય સ્થાપવા માટે આપણે યજ્ઞ શરૂ કર્યો છે, એવું સ્વરાજ્ય સ્થાપવાની આડે આવે તેની સાથે આપણે લડવાને તૈયાર થયા છીએ.

કોન્ગ્રેસ આવા આદર્શો સ્વીકારે છે ખરી? ન સ્વીકારતી હોય તો હવે સ્વીકારે. કારણ કે આજનો નવો પક્ષ કોન્ગ્રેસની ધીમી ગતિથી કાંઇક કંટાળી ગયો છે. ભલે કોન્ગ્રેસ સમાધાનીઓ કરે, હિંદીઓનો કાયદો અભિપ્રાય રજુ કરે. આપણે એ સંસ્થાને માન આપીશું પણ આજે તો આખી દુનીયાની પ્રજા એક સર્વ સામાન્ય આદર્શથી દોરાઇને આગળ વધે છે, તે સિદ્ધાંત પ્રમાણે જુના કરારો અને સંધીઓ ઉડી જાય છે. રાજાઓનાં તાજ બજારમાં વેચાય છે. જે જમીન પચાવી પડીને તેના ગણોત પર વિના શ્રમ જીવન ગાળે છે તે વર્ગ નાબુદ થાય છે. મહંતો, મહાધિકારીઓ અને ગોસ્વામીઓ પદભ્રષ્ટ થતા જાય છે, હિંદુ સમાજની અસમાનતા અસહ્ય થઇ પડી છે સામાજીક, ધાર્મિક, આર્થિક અને બીજી અસમાનતા તથા અન્યાયો, પચાવી પડેલી સત્તા, જમીનની, રાજ્યની કે ધાર્મિક ગુરુની એ સર્વ ઓગળી જાય છે. આ ભવ્ય ફેરફારો જગતના બધા દેશોમાં થયા જાય છે, કોઇ સ્થળે ઝડપથી, કોઇ સ્થળે આસ્તે આસ્તે, પણ જ્યાં નજર નાખીશું ત્યાં મહાન ક્રાંતિ થઇ રહી છે. આંધળા હોય તે ન જોય અને શાણા હોય તે સમજી જાય.




કોન્ગ્રેસનિધિમાં એક કરોડ રૂપીઆ ઉઘરાવ્યા તે વખતની પાવતી.

# યુગનાદ

: લેખક :

હરિલાલ ભરૂચા

યુગનાદ ગાજે શો યુગનાદ ગાજે—(ટેક)

ધરતીને ધ્રુજાવી રહ્યો,
વ્યોમને વિદારી રહ્યો;
સ્વાધિકાર માંગી રહ્યો,
એવો યુગ ગાજે. ૧

સળગતી મશાલ ધરે.
પ્રાણના પ્રકાશ ઝરે:
આંધળાની આંખ ખુલે,
એવો યુગ ગાજે. ૨

યુગના અનેક બંધ,
તોડીને જગાવે જંગ;
શૂરોનો શોધે સંગ,
એવો યુગ ગાજે. ૩

બોલ એનો ના સુણાય,
તોય અંતરો ધધાય;
પ્રેરણાનાં પાણી પાય,
એવો યુગ ગાજે. ૪

દૂર દૂર ડંકા બાજે,
સ્વાર્પણો સૌનાં માગે:
કાયર હોય તે જ ભાગે,
એવો યુગ ગાજે. ૫

શક્તિના સોહાગ ભરે,
ભીરુતાને ઘાવ કરે,
વિશ્વ આખું એક કરે,
એવો યુગ ગાજે. ૬

જુવાનોનાં જુથ મળે,
આઝાદીને પંથ પળે;
દેવીઓનો સંઘ ભળે,
એવો યુગ ગાજે. ૭

રૂઢીનાં તુટે છે રાજ,
ઉકરડાઓ સળગે આજ;
નવીન સૃષ્ટિ સર્જન કાજ,
એવો યુગ ગાજે. ૮

ડોલે દિગંત સર્વ,
મંડાયું છે નવીન પર્વ;
આમંત્રે ધરી ગર્વ,
એવો યુગ ગાજે. ૯

સમાનતાનું સત્ર રચે,
દલીતોની બાંય ગ્રહે;
સ્વતંત્રતાની સાથ ચહે,
એવો યુગ ગાજે. ૧૦

શાહીવાદ, મુડીવાદ,
ધ્રુજી ઉઠે સુણી સાદ;
શૂરોની દેતો યાદ,
એવો યુગ ગાજે. ૧૧

# હિંદનું સામાજિક પુનર્વિધાન

: લેખક :

એસ. સત્યમૂર્તિ, એમ.એલ.સી., એડવોકેટ.

ઉપરોક્ત વિષયના સંબંધમાં 'નવયુગ'ના મહાસભા અંકને માટે આ થોડીક લીટીઓ લખી મોકલતાં મને આનંદ થાય છે.

સૌ કોઈ કબૂલ કરે છે કે હિંદમાં સમાજ સુધારાની અને સામાજિક પુનર્ઘટનાની આવશ્યકતા આજકાલ ઉભી થઈ છે. આ સાથે એટલું સ્વીકારવાની પણ આવશ્યકતા છે કે આવતી કાલનો જે હિંદુસ્તાન આપણને



શ્રી સત્યમૂર્તિ

જોઈએ છે એ હિંદુસ્તાન ઇંગ્લાંડ અથવા તો બીજા કોઈ દેશની સસ્તી આવૃત્તિ અથવા તો સીધાં અનુકરણ જેવો તો ન જ હોય.

આપણી વચ્ચે એક તરફથી અધીરા સુધારકો નવી ઘટના ઘડાઈ ઘડાઈને કરવા ધારે છે. બીજી તરફથી સર્વમાન્ય થઈ ચૂકેલી સામાજિક બદીઓ ફેંકવાને કટીબદ્ધ પણ પગભર થાય છે. અધીરો સુધારક વાળી-ચોળીને બધું જ એકાએક સાફ કરવા માગે છે. એથી ઉલટું સુધારાની ધીરજવાળો જાળવટવાદી સાવધાનતાપૂર્વક આગળ વધી પ્રજામતની વ્યવસ્થિત ઘટનામાંથી ઇચ્છિત સુધારો ઉપજાવવા માગે છે. બંને વચ્ચેનો મુખ્ય મતભેદ સ્પષ્ટ દેખાય છે. જે વેળાયે પહેલી કોટનો સમાજ સુધારક પોતાની અભિલાષાઓ કાયદાની મદદ વડે પાર પાડવાને તત્પર બને છે એ વેળાયે આ મતભેદ વધુ પ્રમાણમાં સ્પષ્ટ થાય છે.

હું ઇચ્છું છું કે આ અધીરો સુધારક વધુ નમ્ર બને-વધુ ઉદાર બને. ઓલીવર ક્રોમવેલના શબ્દોમાં હું તેને કહેવા ઇચ્છું છું: ભાઈ, તારી ભૂલ થતી હોય એ પણ બનવાજોગ છે!

આનો અર્થ એ નથી કે સામાજિક વિકાસની આડે આવનાર બદીઓને કાયદાનાં બંધનો વડે જડવા આડે હું અવરોધ મુકું. પણ જ્યાં અમુક માણસની ચોક્કસ પ્રકારની માન્યતાનો અથવા તો ચોક્કસ પ્રકારના મતદર્શનનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, અને અમુક મત અથવા તો અમુક વિચાર પ્રમાણે જ તીવ્ર ઘર્ષણ ઉપજાવ્યા સિવાયનું વર્તન શક્ય હોય છે ત્યાં ઉદારતાથી અને ધીરજપૂર્વક કામ લેવાની હું બધા સુધારકોને વિનંતિ કરૂં. આ દશા એવી છે જ્યાં કાયદો નિષ્ફળ નીવડે; યોગ્ય કેળવણી અને શાંત સમજાવટ સફળ થાય.

હિંદુ સમાજની સુધારણા અને તેની નવીન ઘટનાને માટેની મારી તાલાવેલી ઓછી નથી. આ સુધારણા અને આ રચના શક્ય કરવાને સારૂ આપણને દેશ-પરદેશના અનુભવી, ડાહ્યા અને દુરંદેશી સુધારકોની જરૂર પડી છે.

આવાં માણસો આપણને મળી રહે અને હિંદુસમાજનાં હૃદયમાં નવીન રચનાનાં પ્રાણવાન અંકૂરો ઉગી નીકળે તો આપણું ભાવિ ઉજ્જવળ બને.

# રખે વીસરીએ

: : લાલાજીનાં અમર વચનો : :

"હું સરકારને ચેતાવી દઉં છું કે, આ દેશમાં જો બળવો ફાટી નીકળે તો તેની જવાબદારી આજે બપોરે જે ગોરા અમલદારોએ ગેરવર્તણુંક ચલાવી છે તેવા અમલદારોની ઉપર જ રહેશે. અમારી પ્રતિજ્ઞા તો હજી એ ઉભી જ છે. અમે તો બેહો બળવો જગાવ-વાની એ પ્રતિજ્ઞા લીધેલી છે, પરંતુ જો સરકાર અને તેના અમલદારો આવું વર્તન ચલાવે તો જુવાન તત્ત્વ અમારા હાથમાંથી છટકી જાય, અને સ્વદેશની સ્વતંત્રતા મેળવવા માટે તેઓ પોતાને મનગમતા માર્ગ લે તો તેમાં કશી જ નવાઈ નથી.



* * *

"એ દિવસો જોવા માટે હું જીવતો હોઈશ કે નહીં તેની મને ખબર નથી, પણ હું જીવતો હોઉં કે મૃત્યુ પામ્યો હોઉં, પરંતુ સરકાર જો મારા દેશના નવજુવાનો ઉપર તે દિવસ ફરજિયાત લાધશે તો, તેમના એ સ્વાતંત્ર્યયુદ્ધને મારો આત્મા આશીષના અભિષેક અર્પશે.

* * *

"આ વ્યાસપીઠ ઉપરથી હું જાહેર કરું છું કે, આજે બપોરે અમારી ઉપર જે ફટકો મારવામાં આવ્યો

તે બ્રિટિશ સામ્રાજ્યની મુડદા - પેટીમાં ઠોકાયલા છેલ્લા ખીલા સમાન છે. એ પ્રહાર થતો જેણે જેણે જોયો છે તે તો કદી એ ઘટનાને વીસરી શકશે નહિં. એ ઘટના તો આપણા આત્માઓમાં ઊંડી ઉતરી ગઈ છે. આ ખાયલા ઘેડાનું વેર આપણે લેવાનું છે. તેમની સામે હુમલો કરીને નહીં પણ આપણી સ્વતંત્રતા પ્રાપ્ત કરીને.

* * *

"લાહોરના પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ સ્કોટરે મને બે ફટકા માર્યા, અને તેના બે કોન્સ્ટેબલોએ મને બીજા બે ફટકા આપટયા. આમાંનો એક ફટકો મારા હૃદય ઉપર જ તાકીને અપેટવામાં આવ્યો હતો અને તે હૃદયની છેક જ નજીક વાગવાથી, ઘણો લાંબો અને વિશાળ ઘા પડયો છે.

* * *

"મારો એવો મત છે કે યુરોપીયન પોલીસ અમલદારો એ (મારી ઉપર) જે પ્રહારો કર્યા છે, તેની જવાબદારીમાં, હિંદી પ્રજામતની અવગણના કરીને સાયમન કમિશન સાથે સહકાર કરવા નીકળેલા હિંદીઓ પણ ભાગીદાર છે તે લોકો આ ગુન્હો કરનારા નહિં તો પણ ગુન્હામાં મદદગાર છે અને જ્યારે આપણે આપણા આ સંગ્રામમાં વિજયવંતા થઇશું ત્યારે આપણે એમની પણ બરાબર ખબર લઇશું."*

---

* લાહોરના સ્ટેશને ૧૯૨૮ ના નવેમ્બરમાં સાયમન સાતડીના સત્કારના સ્વાંગ વખતે પડેલા માર પછી મળેલી જાહેરસભા સમક્ષ લાલાજીએ કરેલા ભાષણમાંથી.



# સને ૧૯૩૦ નું

## સ્વાતંત્ર્યપ્રભાત

❖

### યુવકોને ઉદ્‌બોધન

❖

[વસંતતિલકા]

(૧)

**લાહોરમાં** યુવક યુવતીઓ પધારો,
સ્વાતંત્ર્યનો સુખદ નાદ બધે ગજાવો;
રાષ્ટ્રૈક્યની પરમ પ્રેમળતા પ્રસારો,
આત્મા તણો અભય સૂર ઝિલો-ઝિલાવો.

(૨)

ચાલો, ઉઠો, સમય આ નહિ બેસવાનો,
શા કાજ વ્યર્થ સૌ વખ્ત ગુમાવવાનો ?
આ '૩૦ના* વરસના નવલા પ્રભાતે—
મુક્તિતણા સમરમાં ઝુઝવાનું ખાંતે.

(૩)

" સંસ્થાનનું નકલી રાજ્ય બધું નકામું,
સંપૂર્ણ તંત્ર અમને ખપશે અમારું."
એ વાત નેતૃગણને કહી દો તમારી;
ને દેશ કાજ સર્વસ્વ તજો અમીરી.

(૪)

જાગો, વીરો ! પરમ દિવ્ય સવાર ઉગે,
આ ઘોર ને અતલ તિમીર રાજ્ય ડૂબે;
ઉલ્લાસના અચળ સોનલ વીરતાના—
ધીમે ધીમે વિરલ ભવ્ય પ્રકાશ ખૂલે.

**મોહિનીચંદ્ર**

---

* સને ૧૯૩૦ના

# કોંગ્રેસ દેવી

સૈકાથી જે સમુસમુકિ રહી બેડી તે તૂટનારી,
આત્મા કેરા અમલ ધન ને-ધર્મને લૂંટનારી;
જાગૃતિના જગતભરમાં મેં'કતા વાયુ મૂક્યા,
કોંગ્રેસે આ કઠણયુગમાં ક્રાંતિના મંત્ર ફૂંક્યા.

ગુલામીના કપટ ગુલમાં મોહીને ભાન ભૂલ્યો;
સ્વાતંત્ર્યેથી સરકી પડતાં ડોળમાં દેશ ડૂલ્યો.
વિદેશીના મધુર વચને માનવી મોહી ઝૂક્યા.
કોંગ્રેસે તે કઠણ પળમાં મુક્તિના મંત્ર ફૂંક્યા.

શાંતિ કેરું વિરલ લઇને શસ્ત્ર સાધુ લડે છે,
ક્રાંતિ કેરાં કવન કપરાં કર્ણમાં આથડે છે;
ક્રાંતિ કેરાં કવન કવતી આવી કોંગ્રેસ દેવી,
મુક્તિ કેરાં મધુર નયને સેવતી.સ્વપ્ન કેવી!

કોંગ્રેસે આ સમય સઘળા દેશને છે જગાડ્યો,
મુક્તિ કેરાં મધુર સળુણાં સ્વપ્ન માંહી રમાડ્યો;
પોકારીને વદતી પણ એ "છેક છેલ્લી કસોટી,
છે સર્વેની અનુસરણમાં આવની રે સમિતિ."

•

જુવાનોના જુગપતિ સમા જવાહિરે હાક પાડી,
સત્તા કેરા સપન ઉરમાં સ્પષ્ટ બીનિ લગાડી;
તેને શિરે સ્મિતસહ ધરે આજ કોંગ્રેસ દેવી,
મુક્તિ કેરો મુગટ મનથી માનની સેપ જેવો.

રાંધેજાકર



પવન જેટલી સ્વતંત્ર.

નવયુગ: પોષ' ૮૬

# પ્લાસી પછીની 'પીળી ગુલામી.'

: લેખક :

સામળદાસ લક્ષ્મીદાસ ગાંધી

જે દુર્ભાગી દિવસે સીરાજ-ઉદ્-દૌલા પ્લાસીનાં યુદ્ધમાં પરાજય પામ્યા એ દિવસે ભારતવર્ષનાં સુરમ્ય આકાશમાં પરદેશી પ્રભા પહેલીવાર પથરાણી. ઉગતા સૂર્યનાં સોનેરી કિરણો માણસોને ઘણીવાર મધુરાં લાગે છે. બ્રિટિશ સૂર્યની પહેલી રશ્મિ પણ આર્યાવર્તને આ જ રીતે મધુર લાગી. પણ એ સૂર્યે મધ્યાકાશ ભણી પ્રગતિ માંડી-ને તેનાં કિરણો ઉગ્ર બન્યાં.

હિંદના અનેકવિધ રજવાડાઓમાં એ કિરણોએ ભજનરા જગાવીઃ ઘણાક ઝગઝગતા મુગટોને એ ધગતા ગોળાએ પીગળાવી મૂક્યાઃ કાળના કોરડાઓ ખમીને જર્જરિત બનેલા કેટલાક રાજવીઓની એ તપતા 'નારાયણે' ખાક પાથરી.

## કુલાઇવનાં સ્વપ્નાં

હિંદનું સાર્વભૌમત્વ અંગ્રેજોને ઘેર કરવાનાં પહેલાં સોણલાં ક્લાઇવે સેવેલાં. વખતનાં વહેન સાથે એ સ્વપ્નાંઓ સાચાં કરવાને બ્રિટનના રાજનીતિજ્ઞોએ હિંદની ભૂમિ પર વ્યવસ્થિત રીતે શેતરંજ બિછાવી. હિંદમાંનાં બ્રિટનનાં સામ્રાજ્યની એ કૂટનીતિએ ૧૮૨૫ માં ડુંગરપૂરના જશવંતસિંહ સામે કોરડો ઉગામ્યોઃ ૧૮૫૪ માં એ સત્તાએ સિરોહીના સૂત્રધારનો પોતાની ઉજ્જડની કડાઇમાં નિર્દય હોમ કર્યો. ૧૮૬૪ માં જયપૂરની રાજસત્તા પાસે તેણે ધૂળ ફકાવી. ૧૮૬૭ થી ૧૮૯૮



સીરાજ-ઉદ્-દૌલા

ના સમય દરમ્યાન ટોંક અને ભરતપૂરના મુગટધારીઓને તેણે બેહાલ બનાવ્યા. ૧૮૭૬ માં ઝાલાવાડના નરેંદ્રનું તેણે માથું નમાવ્યું. ૧૮૮૩ માં બિકાનેરની પીઠ પર તેણે સોટી ચમકાવી, ને છેલ્લે, ૧૯ મી સદીને આથમતે આરે, વડોદરાનાં સિંહાસનના ઉંડા પાયાઓ પણ તેણે ડગમગાવી મૂક્યા.

પછી વીસમી સદીનાં શ્રડિયારાંઓ વાગ્યાં. એ વેળાયે તો બ્રિટનની કલગી આ દેશમાં નિરંકુશ રીતે થનગનતી હતી. હિંદના નરેંદ્રોની હીરે મઢેલી ગરદન પર, ગુલામીની ધૂંસરી પણ, એ વેળાએ તો ક્યારની યે ચાળે પડી'તી. આવી દશામાં, એ સદીને પહેલે અમલે, હિંદના રજવાડાઓ પ્રત્યેની બ્રિટનની નીતિમાં સુંદર

પલટો થવાની ભારતવર્ષના નરેંદ્રોએ આશા બાંધી.

## 'મૂખા'ઓના 'શિરોમણી'

એક અંગ્રેજ અમલદારે હિંદન રાજવીઓને સાત ક્રોટ 'મૂર્ખા'-ઓના શિરોમણી માન્યા છે. હિંદના આ 'મૂર્ખશિરોમણી'ઓએ ૧૯ મી સદીના પોતાના શરમભર્યાં પતનના રગરગતા ઇતિહાસની સામે પણ વીસમી સદીમાં ઉગાડવા ધારેલી આશાની વેલ ફોર્યા વિના જ કરમાઇ ગઇ. નભા, નિઝામ, ઇંદોર, ભરતપૂર અને બસ્તરની કથાઓ આ વાતની શાખ પૂરે છે.

આમ છે એટલે આપણી વચ્ચેના 'મુગુટધારી'ઓ ચાહે તે માને અથવા તો ફાવે તે ભાખે-સૌને મદેલાં તેમનાં શરીરો ગુલામોના કરતાં પણ વધુ ગુલામી ભોગવી રહ્યાં છે એ વાત આજે સ્વયંસિધ્ધ બની છે.



રોબર્ટ ક્લાઇવ

હિંદના રજવાડાઓ પર દશે દિશાએથી આજે જ્યારે ગુલામીની ઝડીઓ વરસે છે ત્યારે રાજસ્થાનોના કોઇ સડેલી ખોડોમાંથી સૂર સંભળાય છે કે ના. શહેનશાહના આ ૫૬૨ 'વફાદાર મિત્રો' નાં હૃદયમાં પોતાની ગુલામીની કારમી શળ આજે ભયંકર દર્દ ઉપજાવી રહી છે.

## આવતી કાલની ટેલ

આ વાત સાચી જ હોય તો હિંદી જનતારૂપી વિશાળ વડલાને તિરસ્કૃત રીતે વેગળો મૂકીને આ નામધારી નરેંદ્રો શા સારૂ બરકર સમિતિ જેવા બાવળીયા-ઓને બાઝતા બેઠા છે? શા સારૂ તેઓ હિંદનાં સ્વાતંત્ર્યની પુનિત સાધના આડે સીધા અથવા તો આડકતરા અવરોધો રચતા બેઠા છે? શા સારૂ તેઓએ સાત કરોડની જનતાનાં ધીખતાં લોહીની પોતાની રાક્ષસી તરસ હજુ સુધી પણ છીપાવી નથી? શા સારૂ તેઓએ પ્રજાની પૂણ્યભીની સેવા મલકાતે મોંએ આજ સુધી પણ સ્વીકારી નથી?

જૂનો જમાનો પૂરો થયો છે: જૂની માન્યતાઓ નષ્ટ થઇ છે: રૂઢી રાક્ષસી મરવા પડી છે: પુરાણા ચીલાઓ પુરાઇ ગયા છે. નવો જમાનો અને નવી માન્યતા: નવાં સૂત્રો અને નવીન રચના—આ બધાંની વચ્ચે સ્વતંત્ર ભારતવર્ષ જે રીતે જીવવા ચાહે છે એ જ રીતમાં હિંદના રાજવીઓને પોતાનાં સ્થાન સુરક્ષિત રાખવાની લેશ માત્ર પણ જો ખેવના હોય તો રાજતાજ અને સંધિપત્રિઓના બધા વલોપાતો અને સઘળા ઝંઝાવાતોમાંથી મોકળા થઇને હિંદની મહાસભાને બારણે પોતાની આવતી કાલની ટેલ સંભળાવવાને તેઓ ક્ષણના યે વિલંબ સિવાય ખડા થાય.

## બાર ઉઘાડો!

આ દશા સુલભ કરવાને સારૂ મહાસભાએ પોતાનો ગઢ સાવ ખુલ્લો

મૂકવાની આવશ્યકતા આજે ઉભી થઇ છે. ભારતના નકશા પરની પીળી જમીન પર સાત કરોડ માનવીઓ વસવાટ કરે છે. જેટલા વિવિધ બ્રિટિશ હિંદની પ્રજાના પ્રશ્નો અને દુઃખદર્દો છે એટલી જ અનેક રંગી રાજસ્થાનની પ્રજાની પણ હાડમારીઓ અને સંકડામણો છે. સાત કરોડના આ સમાજને અનેક રાજદંડો વડે વીંઝાતો રાખીને હિંદને સ્વતંત્ર કરવાની મહાસભાની જો ધારણા હશે તો એ ધારણા આખરને છેડે પોકળ નિવડશે, દગારી જણાશે–ફોક થશે.

હિંદી રાજ્યોના મહાપ્રશ્નને મહાસભા જો વધુ સમયને માટે વેગળો રાખશે તો પોતાના સ્વચ્છંદી નિર્બંધને કારણે જરૂર પડ્યે સારા યે સંસારની રાખ બનાવવા પુરતી તત્પરતા સેવી રહેલા જે સામ્રાજ્યવાદ હિંદસ્વાતંત્ર્યના ઘેરાનાદની દરેક વેળાએ આજપૂર્વે દેશી રાજ્યોમાંના આપખુદ અમલને આગળ ધર્યો છે, એ સામ્રાજ્યવાદ હવે પછીનાં વરસોમાં હિંદી રાજ્યો પ્રત્યેની મહાસભાની ઘોર અલિપ્તતાની બાંગો પોકારી જગતને ચોંકાવતો રહેશે–ભોળાઓને ભરમાવતો રહેશે.



સામળદાસ ગાંધી

## મહાસભાની અસ્થિર નીતિ

જે મહાસભાએ એક વેળાએ હિંદના નરેંદ્રોને પોતાનાં રાજ્યોમાં જવાબદાર રાજતંત્ર સ્થાપવાની ભલામણ કરનારો ઠરાવ કરેલો (નાગપુરઃ ઠરાવ નં. ૧૨) અને જે મહાસભાએ એક વેળાએ નભા નરેશ પરના બળાત્કાર સામે વિરોધ દર્શાવેલો (દીલ્હીઃ ૧૯૨૩) એ જ મહાસભાએ બીજી વેળાએ નભાના પ્રશ્ન પ્રત્યે હાથ ધોયેલા.

હિંદી રાજ્યો પ્રત્યેની મહાસભાની આ અસ્થિર નીતિ હવે અંત માગે છે. લોર્ડ એસ્મ્સ ફોર્ડ અને મી૦ મોન્ટેગ્યુએ પોતાની ઐતિહાસિક મંત્રણાને ટાંકણે હિંદી રાજ્યોને વેગળાં રાખીને હિંદનાં બંધારણનો વિચાર સરખો યે કરવો કઠિન ભાસેલો. આ જ રીતે બ્રિટિશ હિંદના જવાબદારી નેતાઓથી પણ સ્વરાજનો વિચાર હિંદી રાજ્યોને કોરે મૂકીને થવો મુશ્કેલ નહિં પણ અશક્ય ભાસે છે.

## નરેંદ્રોનો તરણોપાય

બ્રિટિશ હિંદને જો સ્વરાજ જોઇએ છે તો હિંદનાં હિંદી રાજ્યોની જનતાને પરાધિનતા કાંઇ પ્યારી નથી. બ્રિટિશહિંદનાં દુઃખદર્દો જો ઘણા છે તો હિંદી હિંદની યાતનાઓ કાંઇ ઓછી નથી. બ્રિટિશ હિંદમાંના જલિયાંવાળાઓ મહાસભાને જો અશક્ય બનાવવા છે તો પીળી ભૂમિ પરના નીમૂચાણાઓ સામે આંખ મીંચવી તેને પરવડવાની નથી.

સદ્‌ભાગ્યે નહેરૂ બંધારણે રાજસ્થાનો પ્રત્યેની રાષ્ટ્રીય નીતિનો સ્પષ્ટ નિર્દેષ કરી લીધો છે. મહાસભાનો માર્ગ એ નિર્દેષ પછી ખુલ્લો બન્યો છે. જે માર્ગ પર પગલાં પાડી ભારતના નરકેસરીઓએ હિંદની રાષ્ટ્રીય સજ્જનતનાં મહામંડાણ માંડવાનું બીડું ઝડપ્યું છે. એ માર્ગનો તિરસ્કાર કરનાર અથવા તો તેનાથી વેગળા રહેનાર નરેંદ્રોને માટે આવતી કાલ કઇ ધરતીનું રાજ નિર્માણ કરશે એ કહેવાની વીસમી સદીનાં ઓગણત્રીસમા વર્ષના બારમા મહિનામાં આવશ્યકતા નથી.

# રાષ્ટ્રરથને દોડતો કેમ કરી શકાય?

: લેખક :

**લક્ષ્મીદાસ રવજી તેરશી**



કોમી પ્રશ્ન–બહુમતિ અને લઘુમતિ–એ હિંદને માટે વિશિષ્ટ નહિં પણ સામાન્ય પ્રશ્ન છે. એટલે જગતના બીજા વિભાગોમાં એ પ્રશ્નનો નિકાલ કેવી રીતે લાવવામાં આવ્યો છે, તેના અનુભવની કસોટીએ આ પ્રશ્નને કસી જોઇ, નહેરૂ રિપોર્ટના નામે મશહુર થયેલી સર્વ પક્ષ પરિષદનો વૃતાંતની પરીક્ષા કરવી તે ઠીક થઇ પડશે.

આંતરરાષ્ટ્રીય સમાધાન સંસ્થા તરફથી નીકોલા મ્યુરીઅલ બટલરનું "લઘુમતિનો કાયદો" નામનું એક પુસ્તક પ્રસિધ્ધ થયું છે, તેની પ્રસ્તાવનામાં લેખક કહે છે: પ્રાથમિક દશાની પ્રત્યેક જાતિઓમાં અજાણ્યાઓની સામેના વર્તાવ માટેની રૂઢીઓ હોય છે. એ જાતિઓ પ્રજાના વધુ મોટા વિભાગનું ઘટક બને ત્યારે પણ પેલી રૂઢીઓ ચાલુ જ રહે છે, અને ધીરે ધીરે તેઓ રાષ્ટ્રના સ્વરૂપે પહોંચે ત્યારે પેલી જૂની રૂઢીઓ તેમની ધારાપોથીમાં ધારા રૂપે પણ દાખલ થઇ જાય છે. ઉદાહરણ તરીકે લોઝાંના તહનામામાં જે શરતોને ધિક્કારી કાઢવામાં આવી છે તે પહેલા ફ્રાંન્સીસે ૧૫૩૫ માં ટર્કીના સુલતાન પાસે કરાવી લીધી હતી. ૧૫૭૨ માં ઇંગ્લંડની રાણી એલીઝાબેથ અને ફ્રાન્સના રાજા ચાર્લ્સ નવમા વચ્ચે પરદેશીઓના સ્વાધિકારનાં સંરક્ષણ માટે જે સંધી થઇ હતી; તેમાં ફ્રાન્સના ચાર્લ્સ નવમાએ એ શરતો સ્વીકારી હતી કે ફ્રાન્સમાં વસતા કોઇપણ અંગ્રેજને જ્યાં સુધી તે વિવેકથી વર્તતો હશે ત્યાં સુધી તેની ધાર્મિક માન્યતાને કારણે, ફ્રાન્સમાં ધર્મવિચારણા સભા તરફથી કે બીજા કોઇ પણ તપાસ કરનારાઓ તરફથી તેને અંગત રીતે કે તેની માલમિલકતને કશી હરકત પહોંચાડવામાં આવશે નહિં.

છેલ્લા વિશ્વવ્યાપી સંગ્રામ પછી તો લઘુમતિના સંરક્ષણનો પ્રશ્ન તે વર્તમાન રાજકારણનો સળગતો પ્રશ્ન થઇ પડયો છે; અને રાષ્ટ્રસંઘનાં કાર્યની સાથે ઓતપ્રોત બનીને તે પ્રજાના માનસના સીધા સંસર્ગમાં આવી ગયો છે. એ લઘુમતિના સંરક્ષણનો સીધ્ધાંત કેમ જન્મ્યો, તેની વ્યાખ્યા શું, તેને લાગુ કેવી રીતે કરવો અને તેનું સ્વરૂપ શું છે, એ બધાની વ્યાખ્યા કરવા બેસીએ તો આપણે મળ મુદ્દાથી જૂદે જ રસ્તે ચાલ્યા જવું પડે, પરંતુ સામાન્ય રીતે એ તો સર્વ સ્વીકૃત વાત છે કે, દરેક સ્થળે વસતા મનુષ્યોને–પછી તે એ રાજ્યના નાગરિક હો કે નહિં–તેનું વર્તન જાહેર વ્યવસ્થા અને નીતિને કોઇ પણ રીતે બાધક થઇ ન પડે તેવી સ્પષ્ટ શરતો સાથે, તેના વ્યક્તિગત સ્વાતંત્ર્યને અને ધાર્મિક રીતોના પાલનને માટે સંરક્ષણ આપવું જોઇએ. એટલી આવકાર દાયક સાવચેતીઓને બંધ કરતાં, દેશમાં વસતા તમામ નાગરિકો અને અન્ય રાષ્ટ્રવાસીઓ–પછી તે જાતી, ધર્મ અથવા ભાષાની નજરે ગમે તેટલી લઘુમતિમાં

હોય તો પણ તેમને નાગરિક તરીકેના ફરજો અને જવાબદારી હક્કોની બાબતમાં સમાન માનવા જોઇએ; અર્થાત્ બહુમતિવાળા માણસોની માફક મતાધિકારની હોદ્દા અને મેળવવાની બાબતમાં સરખી તકો અને સમાન અધિકાર હોવાં જોઇએ. વ્યાપાર ધંધામાં, ધાર્મિક વિધિઓમાં, પ્રકાશનોમાં, જાહેર સભાઓમાં અને અદાલતોમાં તેઓ પોતાની માતૃભાષાનો ઉપયોગ કરી શકે, પોતાને ખર્ચે તેઓ ધાર્મિક, શિક્ષણ વિષયક અને પરોપકારી સંસ્થાઓ સ્થાપી શકે. તેમ છતાં જે જીલ્લાઓમાં લઘુમતિવાળાઓની વસતિ સારી સંખ્યામાં હોય ત્યાં જાહેર પ્રાથમિક શાળાઓમાં તેમની ભાષામાં શિક્ષણ અપાય, અને શિક્ષણ વિષયક તેમ જ ધાર્મિક બાબતોમાં લઘુમતિવાળાઓને રાજ્યનાં તેમ જ સ્થાનિક અંદાજ પત્રોમાંથી ઠીક ઠીક રકમનો ફાળો પણ મળે.

આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે, યુરોપીય દેશોમાં તેમ જ યુરોપની સંસ્કૃતિમાં લઘુમતિવાળાઓના જ અધિકાર સ્વીકારાયા છે. પરંતુ નહેરૂ રિપોર્ટ જે જાતની સાવચેતીઓ લઘુમતિઓ માટે રાખવા ધારે છે જેવી કે વ્યાપારી બાબતમાં સંરક્ષણ, કોમી સભાઓ (councils), જ્યાં મતદાર મંડળો, ધારાસભાઓમાં ખાસ જગાઓ, ખાસ મોભ્ભો અને પ્રાંતોની પુનર્રચના–તેવી જાતની સાવચેતીઓનો ઉલ્લેખ કરેલો ત્યાં આપણે કોઇ પણ સ્થળે જોઇ શકતા નથી.

નહેરૂ રિપોર્ટ તે હિંદી રાષ્ટ્રીયવાદને આરૂ બંધારણ રચનાનો પ્રયત્ન છે. મારા મત પ્રમાણે તેની મોટામાંમોટી એ નબળાઇ છે કે, તે રાષ્ટ્રીયવાદની રચના **કોમીવાદના** પાયા ઉપર કરે છે અને કોમીવાદના પ્રશ્નો ઉપર હદ કરતાં વધુ ભાર મૂકે છે.

૧૯૨૧ ના વસતિ ગણત્રીના આંકડાઓ જોતાં હિંદુઓ ૬૫.૯ ટકા અને મુસલમાનો ૨૪.૧ ટકા જેટલા છે. એ બન્ને કોમો મળીને વસતિના ૯૦ ટકા થાય છે. ત્યારે પારસી, બૌદ્ધ, ખ્રિસ્તીઓ, શીખ, જૈન અને બીજા મળીને ૧૦ ટકા જેટલા છે; તેમ છતાં નહેરૂ રિપોર્ટ માને છે કે મુસલમાન એ લઘુમતિવાળી કોમ છે. તેમનું પ્રમાણ, તેમની સંગઠીતતા વગેરેને જોતાં ભલે તેઓ સંખ્યાબળમાં ઓછા હોય છતાં હિંદુઓ કરતાં ધાર્મિક એકતાને લીધે તેઓ વધુ સંયુક્ત છે તે વાત એ ભૂલી જાય છે. ત્યારે હિંદુઓ ન્યાતોને લીધે, મત પંથોની માન્યતાઓને લીધે એટલા બધા વહેંચાઇ ગયેલા છે કે, ભલે સંખ્યાબળમાં તેઓ વધુ હોવા છતાં વ્યવહારમાં જોતાં, વાસ્તવિક રીતે તો તેઓ જ લઘુમતિમાં છે. આ નહેરૂ રિપોર્ટની ખામીછે. વસતિની સંખ્યા સાથે સરખાવતાં જે બીનહિંદુ અને બીનમુસ્લીમ જાતીઓ માત્ર ૧૦ ટકા જેટલી જછે તેમના સંરક્ષણને માટે ખરી રીતે તેમાં ઓછામાં ઓછું કહેવાયુંછે; આથી જોઇ શકાય છે કે એ યોજનામાં ધર્મના ધોરણેજ વિચાર થયોછે.

વળી મોન્ટ–ફોર્ડ સુધારાના અંદરથી હિંદુ અને મુસલમાન એ બે કોમો ઉભી થઇ છે. કેમકે તે સુધારાએ તેમને નમાલા મતનો અધિકાર આપ્યો છે, જે અધિકારે તેમને છૂટ આપીછે પરંતુ સરકારી તંત્રમાં તેમનો અવાજ સંભળાય તેમ કર્યું નથી. એ સુધારાને લીધે હિંદુ અને મુસલમાનોને એટલા બધા છુટા પાડી નાંખ્યા છે કે, એ બન્ને કોમોને છુટા પાડવાના ઇરાદાપૂર્વક કોઇ કામ કરે છતાં તેથી તે એમને આટલી હદે તો જુદા કરી ન જ શકે

આપણે બધા જાણીએ છીએ કે કોમી હિતની દૃષ્ટિ આપણને કેટલે અધે ઘસડી ગઇ છે, છતાં કોમીવાદીઓ પોતાના ધર્મ ઘેલા ઉત્સાહ અને ખંતને લઇને હૈજી દીવાનાશાળાઓમાં, કેદખાનાઓમાં અને ફાંસીના માંચડાઓમાં કોમી સંખ્યાના ધોરણે પોત પોતીના હિસ્સાની માગણી કરતા થયા, નથી તે અભિનંદન લેવા જેવું છે. તર્કવાદના નિયમ પ્રમાણે એવી માગણી પણ હવે પછી થાય ખરી. જો સરકારને હવે પછી એવું પૂછવામાં આવે તો મને નવાઇ ન લાગે કે, કોમીવાદીઓનું પત્રક તૈયાર કરવું અને ઉપર જણાવેલાં ત્રણે સ્થાનોમાં જ્યાં જગા હોય ત્યાં ત્યાં તે ખાલી જગા પુરવા માટે એ કોમીવાદીઓમાંથી પસંદગી કરવી! નહેરૂ યોજનામાં કોમીવાદમાંના રૂદનપાટલા આપણને કેટલી હદ સુધી ઉતારી પાડે છે તે બનાવવા માટે જ મેં આ ઇશારો કર્યો છે. જો નહેરૂયોજના હોમીઓપથીના ધોરણે રોગના નિવારણ માટે ગરમી ને ગરમીથી અને શરદીને શરદીથી કાપવાની રીતે આગળ વધવું છોડી ન દે, અને કોમીવાદના નિવારણ માટે કોમીવાદની ગોળીઓ આપ્યાં કરે તો, મારા મત પ્રમાણે એવો સમય આવી પહોંચ્યો છે કે જ્યારે હીંદને પોતાના પગ ઉપર ઉભા રહેવું હોય તો, તેણે કોમીવાદના અને ધર્મવાદન. બરાડા બંધ કરવા પડશે. આથી હું એમ કહેવા માગતો નથી કે વર્તમાન સંજોગોમાં આપણે કોમીવાદી અને ધાર્મિક પક્ષવાદ સમૂળ ટાળી દઇ શકીએ, પરંતુ હું આગ્રહપૂર્વક જે કહેવા માગું છું તે એ છે કે, તેમને રાષ્ટ્રની બાબતોમાં તેને યોગ્ય સ્થાને રાખવાં ઘટે. એક હિંદુ અને મુસલમાનોને જુદા પાડવા માટે મતાધિકારને માથે દોષારોપણ થાય છે, પરંતુ એક તરફથી ગાયની કુરબાની અને બીજી તરફથી મસ્જીદો આગળનાં વાજાં એ જ એ બે જાતિઓને જુદા પાડવાનાં મોટામાં મોટાં કારણ છે. એટલે જ્યાં સુધી આ બે મુદ્દાઓનો સંતોષકારક નિવેડો લાવી ન શકાય, ત્યાં સુધી આપણા જાહેર જીવનને કોરીખાતા કજીઆ અને કડવાશો ચાલુ જ રહેશે એવો મને ભય લાગે છે. અને આ પ્રશ્નોનો નિકાલ વાટાઘાટથી કે તડજોડથી પણ થઇ શકે તેમ મને દેખાતું નથી, કેમકે મેં જોયું છે કે જેઓ વ્યવહાર જીવનમાં વધુમાં વધુ ડાહ્યા હોય છે તેઓ આ બે પ્રશ્નોમાંથી એકની પણ ચર્ચા વખતે ગાંડા બની બેસે છે.

મારી ખાત્રી થઇ છે કે, "કાયદા અને વ્યવસ્થા"ના સાચવનાર તરીકે સરકાર જ્યાં સુધી.

(૧) જાહેર નાણાંનો પંથોને કારણે ઉપયોગ કરતાં અટકે નહિં;—અને આ વિષયમાં જોતાં જ્યાં ૧૩ કરોડ હિંદુઓ અને ૭ કરોડ મુસલમાનો હોય, ત્યાં હિંદનું કેવળ ખ્રિસ્તીઓનું જ હોય એ શું વિરોધાભાસ નથી?

(૨) ધર્માચાર્યો અને તેના સંઘ ઉપર કર નાખે નહિં.

(૩) કોઇ પણ ધાર્મિક ઉત્સવને જાહેર તહેવાર તરીકે સ્વીકારવી બંધ થાય નહિં.

(૪) પ્રાર્થના સ્થાનોને માટે પરવાના આપવાની પ્રથા શરૂ કરે નહિં.

(૫) ધાર્મિક ગ્રંથો હાથમાં લઇને સોગંદ લેવાની રીત બંધ કરે નહિં; અ

(૬) જાહેર કાર્યો શિવાયનાં તમામ કાર્યો માટે તમામ જાહેર સ્થાનો, પોળો વગેરેનો ઉપયોગ થતો અટકાવે નહિં; તો આ પ્રશ્નોનો નિકાલ કદી પણ આવે તેમ નથી. આ માટે જે ઉપાય બતાવ્યા છે તે, એટલે કે ધર્મને તેના હાલનાં સ્થાનથી ભ્રષ્ટ કરીને તેને યોગ્ય લૌકીક સ્થાન આપવું તે એ પ્રશ્નના બરાબર મૂળ સુધી પહોંચે છે. ધર્મ તે નાગરિકનો અંગત પ્રશ્ન છે અને હોવો ઘટે; તેની સાથે રાજ્યને કશું જ લેવા દેવા નથી અને જ્યાં સુધી આમ કરવામાં નહિં આવે, ત્યાં સુધી, હિંદને અસરકર્તા પ્રશ્નોનો નિકાલ થવાનો જ નથી. ભૂતકાળમાં જીર્ણ થઇ ગયેલી રાષ્ટ્રરથના ટાયરની, એ (ટ્યુબ) કોથળીને આપણે ખૂબ થીંગડાં માર્યાં છે; તે કોથળીમાં એટલી બધી વખત કાણાં પડ્યાં છે અને તેને એટલી બધી વખત થીંગડાં મારવામાં આવ્યાં છે કે, જો રાષ્ટ્રના રથને દોડાવવો જ હોય તો, હવે જુની થીંગડાંવાળી ટ્યુબ (કોથળી) ને સદંતર કાઢી નાખીને તદ્દન જ નવી કોથળી મૂકવી પડશે, શિવાય એ રથને હાંકવાની શરૂઆત કરતાં જ તે અટકી પડશે.

## સંપૂર્ણ સ્વતંત્રતા

બ્રિટિશ હિંદની પ્રજા સંપૂર્ણ સ્વતંત્રતા માગે છે

બ્રિટિશ વેપારીઓ હિંદમાંથી મોટા નફા મેળવવા સંપૂર્ણ સ્વતંત્રતા માગે છે

બ્રિટિશ રાજ્યદ્વારીઓ સામ્રાજ્યના હિત સારૂ પરદેશો સાથે તહનામાં કરવાની, યુદ્ધ પુકારવાની અને લશ્કરી સ્વતંત્રતા માગે છે

દેશી રાજાઓ બ્રિટિશ હિંદની પ્રજાની ડખલગિરીમાંથી સંપૂર્ણ સ્વતંત્રતા માગે છે

### તો પછી

દેશી હિંદની સાત કોટિ પ્રજાએ પોતાને માટે સંપૂર્ણ સ્વતંત્રતાનો જ આગ્રહ શા માટે રાખવો નહિં?

## સાતસો કે સાત કરોડ?

હિંદમાં દેશી રજવાડાં સાતસો જેટલાં છે.

દેશી રાજ્યોમાં વસનારા સાત કરોડ છે

સાતસો માણસોએ પોતાના સ્વાર્થ માટે સાત ક્રોડ છતાં માણસોને સેંકડો વર્ષોની આપખુદીથી દબાવી રાખ્યાં છે.

ઘણાનો ઘણો લાભ જોવો એ વર્તમાન જગતનો નિયમ છે.

### તો શા માટે

સાત કોટિ માણસોના લાભના ભોગે સાત સો માણસોની આપખુદીઓ ચલાવી લેવી જોઇએ?

# દેશી રાજ્યોનો કુટ પ્રશ્ન

: લેખક :

કનૈયાલાલ કોઠારી



દેશી રાજ્યોનો પ્રશ્ન આજે ખૂબ ચર્ચાઇ રહ્યો છે. બ્રીટીશ સામ્રાજ્ય તેમ જ બ્રીટીશ હીંદ રાજસ્થાનના સવાલને અત્યંત અગત્યતા આપી રહ્યાં છે. મારા આધિન મત પ્રમાણે તો **બહારની કોઇની પણ ડખલગીરી વગર રાજસ્થાનોની પ્રજાને જો પોતાના રાજાઓ સાથે ફોડી લેવાં દેવામાં આવે તો, આ કોકડાંનો ઘણો જ સ્હેલાઇથી, સરળતાથી અને સત્વર ઉકેલ થયા વગર રહે નહીં.** દેશી રાજ્યોના પ્રશ્નોનો સ્વર્ગસ્થ મનસુખલાલ રવજીભાઇ કે શ્રી. અભ્યંકર જેવો અભ્યાસ કરવાનો દાવો કરવો એ તો નરી ધૃષ્ટતા જ ગણાય; અને સાત કરોડના આગેવાનો પાછળ આંખો મીંચીને હાંક્યે રાખવામાં પણ મૂર્ખાઇ સિવાય બીજી કોઇ ચીજનું દર્શન થાય નહીં. રાજસ્થાનની પ્રજા તરીકે, જે કાંઇ વાંચ્યું હોય કે થોડો ઘણો અનુભવ મળ્યો હોય, તેને આધારે તો, સ્વાર્થવશાત થતી બહારની દરમ્યાગીરી, એ જ દેશી રાજ્યોની પ્રજાનું મહાન દુર્ભાગ્ય છે, એમ હું માનું છું.



કનૈયાલાલ કોઠારી



અંગ્રેજી અમલ દરમ્યાન દેશી રાજ્યો જ્યારે ગડપ થવા લાગ્યાં, ત્યારે લોર્ડ ડેલહાઉસી જેવો સામ્રાજ્યવાદી;. પીળો રંગ માત્ર ગુરૂકુળના બ્રહ્મચારીયોનાં કપડાં રંગવા માટે રહેવા દઇ, આખા ય ભારતવર્ષને ગોરા સામ્રાજ્ય સૂચક લાલ રંગથી રંગી નાંખશે, એવો ઘડીભર ભાસ થયો હતો; પણ અંગ્રેજ પ્રજા ચકોર અને બુદ્ધિશાળી હોવાની સાથે, પોતાના સ્વાર્થમાં પારંગત તેમ જ પાવરધી હોવાથી તેણે સીધા કરનાં કરતાં આડકતરા કરો પ્રજાને ઓછાં સાલે છે, એ વાતને લક્ષમાં લઇ, કેટલાંક દેશી રાજ્યોને કાયમહાયમ રહેવા દીધાં, પરદેશી ધુંસરી નીચે કચરાતાં, કકળી ઉઠેલી પ્રજાની બળવાખોર વૃત્તિએ તેમને વધુ સાહસ કરતાં અટકાવ્યા. તેઓ તેથી સમય પ્રમાણે વર્ત્યા, પણ સાથે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવાના પ્રયત્નો તે ચાલુ જ રાખ્યા. પ્રાચિન સંસ્કૃતીનાં નામધારી અવશેષોનાં અસ્તિત્વને જાળવી, રાજાઓને પ્રથમ મિત્ર તરીકે દરખાવી, આસ્તે આસ્તે તેમને તાબેદાર ખંડીયા તરીકે દબાવી દેવામાં આવ્યા. મહારાણી વીક્ટોરી



લૉર્ડ ડેલહાઉસી

યાના દંડેરાનો મનસ્વી અર્થ કરવામાં શાહીવાદી કર્ઝન જેમ અચકાયો નહીં, તેમ નીઝામ સરકાર સાથે તડજોડ કરતી વખતે સામ્રાજ્યવાદી રીડીંગે, એક મગની બે ફાડ કરી, પોતાની સાર્વભૌમ સત્તાની વાત સાફ સાફ સંભળાવી દીધી! ગુમાવેલી સત્તા પુનઃ પ્રાપ્ત કરવા માટે રાજ્યકર્તાઓ આજે દમયુંટીને દોડાદોડી કરી રહ્યા છે, પણ Right હક્કની પાછળ જો might બળ ન હોય, તો તેમના પોકળ પુરૂષાર્થનું પરીણામ માત્ર એક જ: અને તે 'અરણ્ય રૂદન!'

રાજસ્થાનોને દબાવતી વખતે, અંગ્રેજોએ પોતાની વધતી જતી સત્તાનો ઉપયોગ કરી, રાજાઓના માંહોમાંહેના કુસંપનો પુરતો લાભ લીધો છે, અને રાજસ્થાનોની પ્રજાને પણ 'સંરક્ષણ'ની જાળમાં આબાદ રીતે ગંઠવી દીધી છે. દેશી રાજ્યોમાં સારો કારોબાર ચાલે, એવી અંગ્રેજોએ બાંહેધરી આપી છે, પણ તેમના **દહોડસો વર્ષના રાજ્ય અમલ દરમ્યાન તેઓએ નઠારા રાજા સ્હામે રૈયતને રક્ષણ આપ્યું હોય, તેના કરતાં જાગૃત પ્રજા સ્હામે જુલમી રાજાઓને વધારે સંરક્ષણ આપ્યું છે, એવો અનુભવી જાણકારોનો સ્પષ્ટ મત છે.** જે રાજાઓ પ્રજા પીડક હોવાની સાથે, અંગ્રેજો સ્હામે ખુમારી બતાવનારા માલુમ પડ્યા છે, તેમને પ્રજા રક્ષણને બ્હાને દબાવી દેવામાં આવ્યા છે, અને જેઓ પ્રજા વચ્ચે અળખામણા ન હોય છતાં, અંગ્રેજી અમલની સ્હામે માથું ઉંચકતા હોય, તેમને તોડી પાડીને, સ્વાર્થ સિદ્ધિનો મંત્ર સાધવામાં તો વ્યવહાર કુશળ અંગ્રેજો કોઇ દિવસ પાછા પડ્યા નથી. માત્ર પ્રજાની ખાતર જ પ્રજાને સંરક્ષણ આપવા માટે સરકારે હથિયાર ઉંચક્યાનો કોઇ અપવાદ રૂપ દાખલો બન્યો છે કે કેમ, તેની મને યાદ નથી!

તાજા બનાવોને ધ્યાનમાં લઇએ તો પણ પ્રાચિન ઇતિહાસની અર્વાચિન પુનરાવૃત્તિ થતી જ જોવામાં આવે છે. મોન્ટફોર્ડ રીપોર્ટમાં રાજસ્થાની પ્રજાનું હીત હૈડે ધરવાનો દંભ સેવવા છતાં, દેશી રાજ્યોના આંતરવહિવટ સુધારવાના કોઇ જાણવા લાગ પ્રયત્નો કરવામાં આવ્યા નથી. માત્ર ગવર્નરો કે ગવર્નરજનરલોનાં ભાષણોમાં જે વાતોનાં વડાં પીરસવામાં આવે છે તે માફ! બટલર કમીટી પાસે રાજસ્થાનોની પ્રજાને પોતાનાં દુઃખો રડવાની પણ ઉદારતા બતાવવામાં આવી નથી; અને 'રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ'માં પ્રજાના પ્રતિનિધિઓને સ્થાન આપવાની બાબતમાં તો અસ્થીને સ્નાનના સમાચાર સંભળાવ્યા પછી, વેજપુડ બેને નળ નીચે બેસાડીને નવરાવી નાંખ્યા છે! અંગ્રેજોએ સચૈલ સ્નાન કરાવ્યા પછી, મદાલસા તરફ મીટ માંડીને, રાજસ્થાની

પ્રજાના આગેવાનોએ 'ગાંધી—નેહરૂ'કંપની' ને 'દ્રોહી' તરીકે વગોવવા માંડી છે; પણ ખરી વાત તો એ છે કે, રાજસ્થાનોની પ્રજાનો અભ્યુદય તેને પોતાને જ હાથે થઇ શકે. તેમ હોવાથી, બહારની સહાયતાની આશા રાખવી જેમ નિરર્થક છે, તેમ બહારની ડખલગીરી ઇચ્છવી કે આમંત્રવી તે પણ વિઘાતક છે!

અંગ્રેજોની દરમ્યાનગીરીનો અર્થ જેમ રાજસ્થાની પ્રજાને દબાવીને 'ગુલામોના ગુલામ' બનાવવા સિવાય બીજો કાંઇ નથી થયો, તેમ બ્રીટીશહિંદની ડખલગીરી, એ ગુલામોને મ્હોટા શાહ સોદાગર બનાવી દે, એવી આશા રાખવી, એ પણ કેવળ ભ્રમણા જ છે. પ્રથમ તો બ્રીટીશહિંદના આગેવાનો શરૂઆતમાં કેટલાક રાજ્યકર્તાઓની ગુપ્ત મદદથી જ મહાસભાનાં નાવને આગળ ધપાવી શકતા હતા; બીજું આજે પણ ઘણા નેતાઓ દેશી રાજ્યોની તિજોરીમાંથી પોતાનાં ગજવાં તરરર કરી રહ્યા છે; અને ત્રીજું બ્રીટીશહિંદને આશરે જતાં તે પોતાનો સ્વાર્થ સાધશે કે રાજસ્થાનોનું કલ્યાણ કરશે એ પણ એક સવાલ છે! **વીરમગામની જકાતનો તાજેતરનો દાખલો તપાસો.**

અંગ્રેજોનું શરણ શોધનારાઓએ, બ્રીટીશહિંદના વેપારીઓની ખાતર દેશી રાજ્યોનાં ઉગતાં વાણિજ્યને કચડવા શિવાય બીજી કઇ ધાડ મારી છે? એ જ 'દાદાભાઇના દાથા'ઓ જ્યારે બ્રીટીશહિંદના માનનીય નેતાઓને વગોવી, 'ધુમાડાના બાચકા' ભરવા જેવી આલીશાન દાખવી રહ્યા હોય, ત્યારે તેમનો વાંસો થાબડવો કે તેમની પીઠમાં ધપ્પો મારવો તેનો નિર્ણય તો રાજસ્થાની પ્રજાએ પોતે જ કરી લેવાનો છે.



મહારાણી વિકટોરીઆ

'આપ સમાન બળ નહીં અને મેઘ સમાન જળ નહીં' એ સામાન્ય લોકોક્તિ છે; અને રાજસ્થાની પ્રજા તેથી કોઇ જુદી રીતે ફળ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે, એમ બનવું મ્હને તો અશક્ય લાગે છે. ઉપર જાય, નીચે જાય, આડખે જુએ કે પડખે જુએ, તેને માટે તો જ્યાં જાય ત્યાં ખારાં પાણી ભર્યાં છે! બ્રીટીશ હીંદના નેતાઓને વગોવવાથી કાર્ય થશે કે, ગ્રેટબ્રીટનના મહાસ્વાર્થી રાજ્યદ્વારીયોની પાદસેવાથી મુક્તિ મળી જશે, એવા ખ્યાલોમાં રમવું, એ તો કેવળ 'વાંઝણીના પુત્ર'ની સાથે ગેલ કરવા બરોબર છે! **અંગ્રેજો દેશી રાજ્યો ઉપર પોતાની લોખંડી એડીને ચીટકાવી રાખવા માટે મથી રહ્યા છે; અને બ્રીટીશહીંદ 'સંસ્થાનિક સ્વરાજ્ય' રૂપી 'દીકરી'ની પાછળ, રાજસ્થાનો ઉપરની સત્તારૂપી 'દાયજો' મેળવવાનાં પણ સ્વપ્નાં સેવી રહ્યું છે: આમાં ગુલામોના ગુલામની**

આઝાદી કયે ઠેકાણે રહી છે, તે કોઇ સમજાવશે? ચોતરફ શબ્દોની ઇન્દ્રજાળ રચાઇ રહી છે, અને સ્વાર્થ સાધુઓ આ બળતા પ્રશ્નની આગમાં પોતાની રોટી અચ્છી રીતે શેકી લે છે. પણ તેમાં નથી રાજસ્થાની પ્રજાનું કલ્યાણ કે નથી તેમની સ્વાધિનતા!

રાજ્ય, એ રાજા અને પ્રજાનું બનેલું હોવાથી, રાજાઓની દૃષ્ટિએ પણ બહારની ડખલગીરી એક પ્રકારનાં કાતિલ ઝેર સમાન જ છે. આજે કેટલાક રાજાઓ ખાનગીમાં એમ બોલતા સંભળાય છે કે, જો અમારી ઉપર એજન્સીનું આડકતરૂં દબાણ ન હોય, તો અમે પ્રજાનું ઘણુંયે કલ્યાણ કરી શકીએ. કેળવણી પ્રચાર, સ્વદેશીને ઉત્તેજન કે ઉદાર રાજ્યદ્વારી હકોની બાબતમાં જે રાજાઓ બ્રીટીશહિંદના કરતાં આગળ વધે છે, તેમની તરફ નોકરશાહી કરડી નજરે જુએ છે, એમ કહી, તેઓ અમુક અમુક રાજ્યોના દાખલા પણ આપે છે. આ પ્રમાણે બાહ્ય દરમ્યાનગીરી જુલ્મગારોના હાથ મજબૂત બનાવી, જો સારા રાજાઓને પણ પાછળ ખેંચતી હોય તો, તેને પરબારૂં પાણીચું પકડાવી દેવું એ સારૂં, કે તેની પાછળ લવાતીયાં મારવાં એ સારૂં? ઉપર જણાવ્યા તેવા રાજાઓ સાફ દીલની સાચી વાતો કરે છે કે, ખોટાં બહાનાં હેઠળ પોતાની નિર્બળતાને છુપાવે છે, તેની ખરી ખબર પણ બહારની ઉપાધીઓ ટળવાથી અને પ્રગતિ માટેનું ક્ષેત્ર સાફ થવાથી જ પડે તેમ છે.

મારા અંગતવિચારો તો 'સ્વતંત્રતા' સિવાય બીજી કોઇ વસ્તુ પાછળ દોડતા નથી; એટલે હું તો બ્રીટીશહિંદ તેમ જ હિંદી હિંદ બન્ને સ્વાધિનતાનું સ્વર્ગીય



લૉર્ડ કર્ઝન

સુખ ભોગવે એવું જ ઇચ્છું છું; અને **'સ્વતંત્રતા'ની સાથે 'દરમ્યાનગીરી'નો મેળ કદી પણ થઇ શકે તેમ નહીં' હોવાથી જ, રાજસ્થાનો માટે કોઇ પણ જાતની ડખલગીરી જોઇએ નહીં'; અને તેની પ્રજાનું તેમાંજ ખરૂં શ્રેય છે, એમ હું માનું છું.** સાથે સાત કરોડ જેટલી પ્રજા જો એકત્ર બળ વડે પોતાનો બુલંદ અવાજ ઉઠાવે તો બળવાન દેખાતી દરમ્યાનગીરીના દરેકે દરેક ટાંકા તુટી ગયા વગર રહે નહીં' એવો પણ મ્હારો વિશ્વાસ હોવાથી, રાજસ્થાની પ્રજાને તો મારી એક જ અરજ છે કે, **મિત્રો! તમારાં સંઘબળના અમોઘ શસ્ત્ર વડે બાહેરની હર પ્રકારની ડખલગીરીને દફનાવી દો; અને પછી નક્કી માનજો કે, વિજય તમારો જ છે!**

# મજુર ચળવળ: એક અવલોકન

: લેખક :
ડૉ. પી. જે. ભટ્ટ

હિંદની મજુર ચળવળનો ઇતિહાસ એટલે યંત્રયુગની સમીક્ષા. અઢારમી સદીની સંધ્યાકાળે હિંદમાં કારખાનાં સ્થપાયાં. છેલ્લા પચાસ વર્ષમાં પરદેશી ધન વડે તેમાં અજબ વધારો થવા પામ્યો. જાપાન સીવાય એશીયાના સર્વ દેશોમાં હિંદ અત્યારે વધુ યાંત્રિક શક્તિ વાપરનારો ઔદ્યોગિક દેશ છે. અને અર્થ વિશારદો એમ માને છે કે, પરદેશી સામ્રાજ્યની વિઘાતક નીતિથી હિંદના ઉદ્યોગો ઉપર કડક બંધન ન નંખાયા હોત તો જાપાન જેટલી જ પ્રગતિ હિંદે પણ કરી હોત.

મજુર ચળવળની શરૂઆત યંત્રયુગથી થાય છે. કારણ કે યંત્રયુગ મજુર વર્ગનો પિતા છે. જ્યારથી ઇસ્ટ ઇંડીયા કંપનીએ વેપાર વણજનું કામ મૂકી દઇને સામુદાયીક ધોરણ ઉપર કાપડ બનાવવાનો અખતરો કર્યો, ત્યારથી ઔદ્યોગિકયુગના એ ઇતિહાસનો આરંભ થાય છે. કેમકે ત્યારથી જ સ્વતંત્ર વણકર અને કારીગરનું સ્થાન કારખાનાંએ લીધું છે. ત્યારે યુરોપમાં ઔદ્યોગિક ક્રાંતિ તેનાં મધ્યાન્હે પહોંચી હતી. લેંકેશાયર અને મેન્ચેસ્ટરમાં મ્હોટી મીલો સ્થપાઇ હતી. અને ત્યાંથી તૈયાર થયેલું સુંદર કાપડ હિંદનાં ગામડામાં પેસવા લાગ્યું હતું. તે સમયમાં પરદેશી વેપારીઓએ એક અજબ વસ્તુની શોધ કરી એ શોધ તે હાલનાં યાંત્રિક વિકાસનો પાયો.

તેમણે જોયું કે હિંદની અનહદ ગરીબાઇને લીધે હિંદી મજુરી એકદમ સસ્તી છે. આ સસ્તી મજુરીનો લાભ લેવા માટે પરદેશી માલદારોએ અહીં યંત્રાલયોની સ્થાપના કરી. અને મજુરી સસ્તી હોવાથી માલીકોને નફો પણ અનહદ થવા માંડયો! આમ સસ્તી મજુરીમાંથી મળતા અઢળક નફાએ હિંદના માલદારોનું પણ તે તરફ ધ્યાન ખેંચ્યું તરત જ હિંદના માલદારોએ પણ પોતાની મુડી હિંદના ઉદ્યોગમાં રોકી આમ, અમદાવાદ, જમશેદપુર, અને મુંબાઇમાં લગભગ હિંદી મુડીથી જ ચાલતા ઉદ્યોગો અસ્તિત્વમાં આવ્યા.

આ યંત્રવાદનું ફળ તે આધુનિક કામદાર વર્ગ અને તેની જાગૃતિનું પરિણામ તે હાલની વ્યવસ્થિત અને અવ્યવસ્થિત મજુર ચળવળ.

આ યંત્રવાદે લાખ્ખો ખેડૂતોને કામદાર બનાવ્યા, તેણે કારીગર વર્ગનો ધીમો વિનાશ કરી તેમનું સપાટાબંધ કામદાર વર્ગમાં પરિવર્તન કર્યું. યંત્ર ઉપર કામ કરતાં, એક સરખું જીવન ગાળતાં અને એકસરખો પગાર મેળવતાં કામદાર વર્ગમાં નવી જ વર્ગભાવના ઉત્પન્ન થઇ. આ વર્ગભાવના તે મજુર ચળવળનું મધ્યબિંદુ.

આ વર્ગ ભાવનાના જન્મ સાથે મજુર વર્ગનાં હિત અને હક્ક માટેની લડત આરંભાઇ. કંઇક અંશે આ લડતને પરદેશી સરકારે પ્રેરણા આપી. લેંકેશાયરના ઔદ્યોગિક નેતાઓએ આ લડતને ટેકો આપ્યો અને તેના પ્રથમ પરિણામ રૂપે કારખાનાનો કાયદો [ ફેક્ટરી એક્ટ ] થયો

# [illegible]તના આરોપીઓ



કદમ.



એસ. એસ. મીરજકર.



ડી. એસ. થેંગડી.



પી. સી. જોશી.



એસ. એ. ડાંગે.



કે. એન. જોગલેકર.



આર. એસ. નીમ્બકર.



ગૌરીશંકર.



શૌકત ઉસમાની.



કીશોરીલાલ ઘોષ.



ડા. એમ. જી. અધિકારી.



મી૦ ગોપાલ.



મુઝફર અહમદ.



ડા. એસ. એન. બેનરજી.



એસ. વી. ઘાટે.



આર. મીત્ર.



અજોધ્યાપ્રસાદ.



એચ. એસ. હચીસન.



દીલીપ સ્પ્રેટ.



બી. એફ. બ્રેડલે.



એમ. જી. દેશાઈ.



ડી. કે. ગોસ્વામી.



સોહનસીંગ જોશી.



કેદારનાથ સૈગલ.



જી. ચક્રવર્તી.



મી૦ આલવે.

મજુર ચળવળની લડતમાં આ કાયદો એક અગત્યનું સીમા ચિહ્‌ન છે કારણકે ત્યારથી સરકારના કાયદા દ્વારા મજૂર વર્ગના કંઈક હકકો સ્વીકારવામાં આવ્યા છે પણ આ કાયદો તે મજૂર ચળવળનું પરિણામ હતું કે કેમ તે પ્રશ્નના જવાબમાં હિંદની મજુર ચળવળની પ્રથમ ભૂમિકા સમજાઇ શકે છે. એ કાયદો તો પરદેશી સરકારનું માત્ર 'દાન' હતું! મજુરોનાં કંગાળ અને ગરીબ જીવન જોઇ પરદેશી સરકારનું હૃદય દ્રવી ગયું! અને તેથી તેમના કંગાળ જીવનમાં કંઇક રાહત આપવા માટે દયાળુ સરકાર માબાપે હિંદના કામદારોને માટે તે કાયદો તૈયાર કર્યો. કેવી કરુણા! એ કાયદાના અર્થને સમજવાની સામ્રાજ્યવાદીઓની આવી વ્યાખ્યા છે.

પણ ખરી રીતે જોઇએ તો જેમ તે કાયદો તે દાન રૂપે નહોતો તેમ જ સામ્રાજ્યવાદનાં હૈયાંમાં હિંદી મજુરો માટે એકએક કરુણારસનો ઉભરો પણ નહોતો પ્રગટ્યો. વસ્તુ એમ બની હતી કે, હિંદની આર્થિક ગરીબાઇને લીધે હિંદની મીલોમાં લગભગ ચૌદ ચૌદ કલાક કામ ચાલતું, રજાનું તો નામ જ નહિં અને છતાં મજુરી તદ્દન જ ઓછી. આનું પરિણામ એ આવ્યું કે માલ ઓછા ખર્ચે તૈયાર થતો હોવાને લીધે હિંદી મીલોનો નફો વધતો ગયો. સસ્તો માલ ઉત્પન્ન થતાં લેંકેશાયરના માલ સાથે હરીફાઇ ઉત્પન્ન થઇ આથી જ ઇંગ્લાંડના માલીક વર્ગે હિંદના કંગાલ સ્થિતિનો અયોગ્ય લાભ હિંદના પરદેશી અને દેશી માલદારો ન લે તે માટે હિંદી સરકાર ઉપર દબાણ કર્યું અને વિલાયતમાંના પુષ્કળ પ્રચારકાર્યને લીધે હિંદી સરકારને નમવું પડ્યું તેથી જ કારખાનાનો કાયદો કરવામાં આવ્યો.

કામદારોની વર્તમાન દશા જોતાં એ કાયદાની કશી જ કીંમત નથી. ઇન્સ્પેકટરો તરફથી તેનું અક્ષરશઃ પાલન કદી પણ થયું નથી પણ માત્ર હિંદી સરકારને તેથી દુનિઆભરમાં એવી બડાઇ મારવાનો પ્રસંગ મળ્યો કે, 'જૂઓ જાપાનમાં જ્યારે કામ કરવાના કલાકો જરા પણ નિશ્ચિત નથી ત્યારે અમારી સરકારે હિંદમાં કામના કલાકો ઠરાવનાર કાયદો કર્યો છે.'

આજથી ચાળીસ વર્ષ પહેલાંની આ પરિસ્થિતિ છે. પણ પછીથી તરત જ એ ઔદ્યોગિક પરિસ્થિતિમાં પરિવર્તન થયું. હિંદીમુડીએ ઉદ્યોગમાં ઝંપલાવવું શરૂ કર્યું. જમશેદપુર અને અમદાવાદની લગભગ સર્વ મીલો હિંદીમુડીથી ઉભી થઇ. હિંદના મુડીવાદના વિકાસનો આમ પ્રારંભ થયો.

હિંદી મુડીવાદના આ વિકાસે સરકારની નીતિમાં ફેરબદલી કરી. પરદેશી સરકારને તેથી લાગ્યું કે મજુર ચળવળ તરફ દૃષ્ટિકોણ બદલવાની જરૂર છે. વ્યવસ્થિત મજુર ચળવળ સ્થપાય તો હિંદી મુડીવાદના વિકાસ ઉપર ઠીક અંકુશ રહે એ સત્ય પરદેશી સરકાર સ્પષ્ટપણે જોઇ શકી. તરત જ વ્યવસ્થિત ચળવળને માટે મજુર મંડળ સ્થાપવા અને ઉત્તેજવાની નીતિ શરૂ થઇ.

વિલાયતની મજુર ચળવળના આદર્શ ઉપર હિંદની એ મજુર ચળવળ રચવાની સરકારની પ્રેરણા હતી. આ પ્રેરણાના પ્રતાપે મુંબઇ અને કલકત્તાના ઉદ્યોગોમાં મજુર મંડળો સ્થપાયાં અને હિંદી ધારાસભામાં મજુર વર્ગના પ્રતિનિધિ માટે એક બેઠક રાખવામાં આવી.

આ મજુર ચળવળના સતત પ્રયાસે કારખાનાના કાયદામાં સુધારો કરવાનું સરકારે કબુલ કર્યું. સરકારની ઇચ્છા તો સ્પષ્ટ

હતી. તરત જ કારખાનાના કાયદા સાથે કામદારોને બદલો આપવાનો કાયદો શરૂ થયો. આ કાયદો તે મજુર ચળવળનું બીજું સીમાચિહ્ન છે.

પણ આ સીમાચિહ્ન અને કારખાનાના કાયદામાં ફરક છે. "ફેક્ટરી એક્ટ' જ્યારે લંડનના માલિકવર્ગના લાભ માટે રચવામાં આવ્યો હતો. ત્યારે બીજો કાયદો હિંદી મુડીવાદના વિકાસ ઉપર રૂંધન મૂકવા માટે હતો. અલબત્ત, બન્ને કાયદા સરકાર પ્રેરીત હતા. તે બન્ને માટેના ખરડા સરકારે જ રજુ કર્યા હતા અને બન્નેની પાછળ એક જ ઉદ્દેશ રહ્યો હતો. ફક્ત મનોભાવ જુદા હતા, બદલા માટેના કાયદા સારૂ ઉપરથી જરા પણ દબાણ ન હતું તેમ તેમાં મજુર ચળવળનો અવાજ પણ ન હતો. ફક્ત હિંદના મુડીવાદના ઉત્થાનનું રૂંધન એ જ માત્ર તેનો ઉદ્દેશ હતો.

પરદેશી સામ્રાજ્યવાદની રાજ્યનીતિ તો પછી આ જ કક્ષાની રહેલી છે. મુંબાઇના કાપડ ઉદ્યોગના મજુર મંડળને વધુ મહત્વ આપવામાં આવ્યું. તેમ જ કારખાનાનો કાયદો પણ મુંબાઇમાં જ ખાસ કરીને વધુ પળાતો. કારણ કે મુંબાઇનો ઉદ્યોગ તે લગભગ હીંદી મુડીનો ઉદ્યોગ હતો.

અમદાવાદ અને મુંબાઇની મીલ હડતાલોમાં સરકારની સ્પષ્ટ તટસ્થતાનું આ જ કારણ હતું. કારણ કે સામ્રાજ્યવાદ હિંદી મુડીવાદનો પ્રબળ વિકાસ થાય એ કદી પણ ઇચ્છતો નહીં હોવાથી કોઇ પણ રીતે તે ઉદ્યોગમાં નફો ઓછો થાય એ દૃષ્ટિથી જ રાજ્યનીતિ ઘડાઇ હતી.

આથી જ આવા હિંદી મુડીથી ચાલતાં ઉદ્યોગોમાં મજુર મંડળો સ્થપાતાં ત્યારે તે ઉપર સરકારી આશિર્વાદ ઉતરતા. જોશી, બખલે, વગેરે મજુર નેતાઓદ્વારા સામ્રાજ્યવાદની આ નીતિ અમલમાં મૂકવામાં આવી. મદ્રાસમાં, કલકત્તામાં, નાગપુરમાં અને જમશેદપુરમાં પણ સુધારાવાદી મજુરવાદ (Labour reformism) દ્વારા સામ્રાજ્યવાદે હિંદના ઉગતા મુડીવાદને ગુંગળાવવાનો યત્ન કર્યો છે અને તેમાં તેમને કેટલેક અંશે સફળતા મળી છે.

આ મજુર ચળવળની પ્રથમ ભૂમિકા છે. વધારે મજુરીની માગણી અને કામ કરવાના ઓછા કલાક એ તેનાં સૂત્રો છે. સમગ્ર મજુર ચળવળનું ધ્યેય માત્ર પગારના વધારા સામે દેરવવામાં આવ્યું છે. આ ભૂમિકામાં જોશી. શીવરાવ અને એવા સુધારાવાદી મજુર નેતાઓની આગેવાની નીચે હિંદના મુડીવાદ પાસેથી કંઇક છુટછાટ મેળવવા માટે પ્રયત્નો થાય છે! આ યુગને સુધારાવાદનો યુગ કહીએ તો પણ કંઇ ખોટું નથી. કારણ કે મજુર ચળવળનું એ મધ્યબિંદુ હતું અને જે કંઇ સુધારા મળ્યા તે પણ સામ્રાજ્યવાદ અને હિંદના મુડીવાદના પરસ્પર વિરોધી અંતરાયને લીધે જ મળ્યા છે એ પણ સ્પષ્ટ છે.

છતાં આ ભૂમિકામાં મજુર ચળવળ પાસે બળ જેવું કંઇ જ ન હતું. મત આપવાનો અધિકાર પણ હજુ બહુ જ ઓછા કામદારોનો છે. હિંદી ધારાસભામાં મજુર પ્રતિનિધિ પણ સરકાર નીમે તે જ. તેનો મત લગભગ ઘણી વખત સરકાર તરફ જ હો. આમ સરકારની 'મહેરબાની' ઉપર જીવતા સુધારાવાદી નેતાઓનો આ યુગ મજુર વર્ગની દૃષ્ટિએ કંઇક તૈયારીનો યુગ કહીએ તો બરાબર છે.

મજુર ચળવળનો વેગ તે પછી વધતો ગયો. છેલ્લાં ૭ વર્ષમાં વધુ બળવાન મજુર મંડળો અસ્તિત્વમાં આવ્યાં. રેલ્વેના મજુર વર્ગનું સંગઠન થયું. જ્યુટના મીલ

કામદારોનું સંગઠન પણ સુંદર ગણાવા લાગ્યું. રેલ્વે, મીલો, ટપાલ, તાર, ખાણો અને જ્યુટના મીલ કામદારોના એમ અનેક મંડળો દિવસે દિવસે વધુ બળવાન બન્યાં. અને પહેલી ટ્રેડ યુનીયન કોન્ગ્રેસ કોમરેડ દેંગડીનાં પ્રમુખપણાં નીચે મળી.

સમસ્ત હિંદના કામદાર વર્ગના એકત્ર હીતનો પડઘો પાડતી, હિંદના રાજકિય અને આર્થિક વતુંલમાં એક બળ તરીકે વિસ્તારતી એ પ્રથમ ટ્રેડ યુનીયન કોન્ગ્રેસના પડઘા દૂર દૂર પડયા. સંગઠનનું કામ ત્વરીત થયું. સુધારાવાદીઓના નેતૃત્વ નીચે પણ ટ્રેડ યુનીયન કોંગ્રેસ કંઇક કામ કરતી થઇ. આ સમયે મુંબાઇમાં ટપાલીઓની પહેલી હડતાળ પડી. એ હડતાળથી સરકાર ચમકી. ત્યારથી મજુર ચળવળને દેખીતું ઉત્તેજન અને પ્રેરણા આપવાની પ્રથા બંધ પડી અને કંઇક અંશે સરકારે વિરોધી વલણ પકડવા માંડયું. અહીંથી મજુર ચળવળની બીજી ભૂમિકા શરૂ થાય છે.

પણ આર્થિક સ્થિતિનાં પરિવર્તને ટ્રેડ યુનીયનની ચળવળ, મજુર ચળવળ અને મુડીવાદના સંબંધમાં ફેરફાર કર્યો. ૧૯૧૯ થી ૧૯૨૨ સુધીના અઢળક નફાના વર્ષો પછી ખોટનાં વર્ષો શરૂ થયાં. હિંદના ઉદ્યોગોમાં ખોટ આવવા લાગી અને મુંબાઇની મીલો ઝપાટાબંધ ડુબવામાં જતી શરૂ થતાં મજુર વર્ગની રોજી કાપવાનો પ્રશ્ન ઉભો થયો.

અમદાવાદ, મુંબાઇ, જમશેદપુર, ખડગપુર અને રેલ્વેમાં મજુર વર્ગની ચળવળ હવે વધુ રોજી મેળવવા માટે ન હતી પણ મળતી રોજીને ચાલુ રાખવા માટેના કડક ઉપાયો લેવાની ત્યારે તો મજુર વર્ગને ફરજ પડી હતી. સમગ્ર મજુર ચળવળનું લક્ષબિંદુ હવે મળતી રોજીને કેમ ટકાવી શકાય તેટલા માટે સતત પ્રયત્ન કરવાનું થઇ પડયું. પરિણામે ૧૯૨૪ ના અંતમાં અમદાવાદમાં અને ૧૯૨૫ માં મુંબાઇમાં મોટી હડતાળો પડી. **આ હડતાળનો એક માત્ર ઉદ્દેશ મજુરોને મળતી ન્હાનકડી રોજીને કાયમ રાખવાને હતો.**

અમદાવાદમાં ૫૫ દિવસની લાંબી હડતાળ પછી સુધારાવાદી મજુરનેતા શ્રીમતી અનસુયા અને ગુલઝારીલાલ નંદાને ૧૫ ૧/૪ ટકા જેટલો કાપ સ્વીકારવો પડયો. જ્યારે મુંબાઇમાં સરકારે હિંદના કાપડના ઉદ્યોગ ઉપર રહેલી ૩॥ ટકાની જકાત કાઢી નાંખતાં કામદારોની રોજી કાયમ રહી તેથી હડતાળ ઉપડી ગઇ. પણ આ બે બનાવો આવતા સમયની આગાહી આપતા હતા. કારણ કે મુડીવાદને માટે એ જરા પણ છુટછાટ કે વધારે રોજી આપવાનું અશક્ય બન્યું હતું, ઉલટું મુડીવાદને માટે તેનો નફો કાયમ રાખવા માટે મજુર વર્ગની રોજી કાપ્યા સિવાય અન્ય કંઇ ઉપાય ન હતો.

તેથી જ સુધારાવાદી નેતૃત્વનો યુગ પૂરે થયો. મજુર ચળવળ હવે સામાન્ય સુધારાના વતુંલમાંથી બહાર નીકળી. કારણ કે હાલની રોજી કાયમ રાખવા માટે પણ મુડીવાદ સામે કડક લડત ચલાવવાની જરૂરત પડી. આ કડક લડતના દાખલા તે મુંબાઇની છેલ્લી બે ગંજાવર હડતાળો ખડગપુર, લીલુઆહ અને મદ્રાસની હડતાળોમાં પણ આજ પરિસ્થિતિના પડઘા સંભળાય છે. ત્યારે કરાંચીની ગોદીના કામદારોની હડતાળ તો આ પરિસ્થિતિનું સીધું પરિણામ છે.

આમ ઉદ્દામ વિચારકોના નેતૃત્વ નીચે મજુર ચળવળે ઉગ્ર સ્વરૂપ લીધું; કારણ કે તે સિવાય અન્ય કંઇ ઉપાય હતો જ નહિં.

હતી. તરત જ કારખાનાના કાયદા સાથે કામદારોને બદલો આપવાનો કાયદો શરૂ થયો. આ કાયદો તે મજુર ચળવળનું બીજું સીમાચિહ્ન છે.

પણ આ સીમાચિહ્ન અને કારખાનાના કાયદામાં ફરક છે. "ફેક્ટરી એક્ટ' જ્યારે લંડનના માલિકવર્ગના લાભ માટે રચવામાં આવ્યો હતો. ત્યારે બીજો કાયદો હિંદી મુડીવાદના વિકાસ ઉપર ઇંધન મૂકવા માટે હતો. અલબત્ત, બન્ને કાયદા સરકાર પ્રેરીત હતા. તે બન્ને માટેના ખરડા સરકારે જ રજુ કર્યા હતા અને બન્નેની પાછળ એક જ ઉદ્દેશ રહ્યો હતો. ફક્ત મનોભાવ જુદા હતા, બદલા માટેના કાયદા સારૂ ઉપરથી જરા પણ દબાણ ન હતું તેમ તેમાં મજુર ચળવળનો અવાજ પણ ન હતો. ફક્ત હિંદના મુડીવાદના ઉત્થાનનું ઇંધન એ જ માત્ર તેનો ઉદ્દેશ હતો.

પરદેશી સામ્રાજ્યવાદની રાજ્યનીતિ તો પછી આ જ કક્ષાની રહેલી છે. મુંબાઇના કાપડ ઉદ્યોગના મજુર મંડળને વધુ મહત્વ આપવામાં આવ્યું. તેમ જ કારખાનાનો કાયદો પણ મુંબાઇમાં જ ખાસ કરીને વધુ પળાતો. કારણ કે મુંબાઇનો ઉદ્યોગ તે લગભગ હીંદી મુડીનો ઉદ્યોગ હતો.

અમદાવાદ અને મુંબાઇની મીલ હડતાલોમાં સરકારની સ્પષ્ટ તટસ્થતાનું આ જ કારણ હતું. કારણ કે સામ્રાજ્યવાદ હિંદી મુડીવાદનો પ્રબળ વિકાસ થાય એ કદી પણ ઇચ્છતો નહીં હોવાથી કોઇ પણ રીતે તે ઉદ્યોગમાં નફો ઓછો થાય એ દષ્ટિથી જ રાજ્યનીતિ ઘડાઇ હતી.

આથી જ આવા હિંદી મુડીથી ચાલતાં ઉદ્યોગોમાં મજુર મંડળો સ્થપાતાં ત્યારે તે ઉપર સરકારી આશિર્વાદ ઉતરતા. જોશી, બખલે, વગેરે મજુર નેતાઓદ્વારા સામ્રાજ્યવાદની આ નીતિ અમલમાં મૂકવામાં આવી. મદ્રાસમાં, કલકત્તામાં, નાગપુરમાં અને જમશેદપુરમાં પણ સુધારાવાદી મજુરવાદ (Labour reformism) દ્વારા સામ્રાજ્યવાદે હિંદના ઉગતા મુડીવાદને ગુંગળાવવાનો યત્ન કર્યો છે અને તેમાં તેમને કેટલેક અંશે સફળતા મળી છે.

આ મજુર ચળવળની પ્રથમ ભૂમિકા છે. વધારે મજુરીની માગણી અને કામ કરવાના ઓછા કલાક એ તેનાં સૂત્રો છે. સમગ્ર મજુર ચળવળનું ધ્યેય માત્ર પગારના વધારા સામે દેરવવામાં આવ્યું છે. આ ભૂમિકામાં જોશી. શીવરાવ અને એવા સુધારાવાદી મજુર નેતાઓની આગેવાની નીચે હિંદના મુડીવાદ પાસેથી કંઇક છુટછાટ મેળવવા માટે પ્રયત્નો થાય છે! આ યુગને સુધારાવાદનો યુગ કહીએ તો પણ કંઇ ખોટું નથી. કારણ કે મજુર ચળવળનું એ મધ્યબિંદુ હતું અને જે કંઇ સુધારા મળ્યા તે પણ સામ્રાજ્યવાદ અને હિંદના મુડીવાદના પરસ્પર વિરોધી અંતરાયને લીધે જ મળ્યા છે એ પણ સ્પષ્ટ છે.

છતાં આ ભૂમિકામાં મજુર ચળવળ પાસે બળ જેવું કંઇ જ ન હતું. મત આપવાનો અધિકાર પણ હજુ બહુ જ ઓછા કામદારોનો છે. હિંદી ધારાસભામાં મજુર પ્રતિનિધિ પણ સરકાર નીમે તે જ. તેનો મત લગભગ ઘણી વખત સરકાર તરફ જ ઢળે. આમ સરકારની 'મહેરબાની' ઉપર જીવના સુધારાવાદી નેતાઓનો આ યુગ મજુર વર્ગની દષ્ટિએ કંઇક તૈયારીનો યુગ કહીએ તો બરાબર છે.

મજુર ચળવળનો વેગ તે પછી વધતો ગયો. છેલ્લાં ૭ વર્ષમાં વધુ બળવાન મજુર મંડળો અસ્તિત્વમાં આવ્યાં. રેલ્વેના મજુર વર્ગનું સંગઠન થયું. જ્યુટના મીલ

કામદારોનું સંગઠન પણ સુંદર ગણાવા લાગ્યું. રેલ્વે, મીલો, ટપાલ, તાર, ખાણો અને જ્યુટના મીલ કામદારોના એમ અનેક મંડળો દિવસે દિવસે વધુ બળવાન બન્યાં. અને પછેલી ટ્રેડ યુનીયન કોન્ગ્રેસ કામરેડ ઢેંગડીનાં પ્રમુખપણાં નીચે મળી.

સમસ્ત હિંદના કામદાર વર્ગની એકત્ર હીતનો પડઘો પાડતી, હિંદના રાજકિય અને આર્થિક વતુંલમાં એક બળ તરીકે વિસ્તરતી એ પ્રથમ ટ્રેડ યુનીયન કોન્ગ્રેસના પડઘા દૂર દૂર પડયા. સંગઠનનું કામ ત્વરીત થયું. સુધારાવાદીઓના નેતૃત્વ નીચે પણ ટ્રેડ યુનીયન કોંગ્રેસ કંઇક કામ કરતી થઇ. આ સમયે મુંબઇમાં ટપાલીઓની પહેલી હડતાળ પડી. એ હડતાળથી સરકાર ચમકી. ત્યારથી મજુર ચળવળને દેખીતું ઉત્તેજન અને પ્રેરણા આપવાની પ્રથા બંધ પડી અને કંઇક અંશે સરકારે વિરોધી વલણ પકડવા માંડયું. અહીંથી મજુર ચળવળની બીજી ભૂમિકા શરૂ થાય છે.

પણ આર્થિક સ્થિતિનાં પરિવર્તને ટ્રેડ યુનીયનની ચળવળ, મજુર ચળવળ અને મુડીવાદના સંબંધમાં ફેરફાર કર્યો. ૧૯૧૯ થી ૧૯૨૨ સુધીના અઢળક નફાના વર્ષો પછી ખોટનાં વર્ષો શરૂ થયાં. હિંદના ઉદ્યોગોમાં ખોટ આવવા લાગી અને મુંબાઇની મીલો ઝપાટાબંધ ફડચામાં જતી શરૂ થતાં મજુર વર્ગની રોજી કાપવાનો પ્રશ્ન ઉભો થયો.

અમદાવાદ, મુંબાઇ, જમશેદપુર, ખડગપુર અને રેલ્વેમાં મજુર વર્ગની ચળવળ હવે વધુ રોજી મેળવવા માટે ન હતી પણ મળતી રોજીને ચાલુ રાખવા માટેના કડક ઉપાયો લેવાની ત્યારે તો મજુર વર્ગને ફરજ પડી હતી. સમગ્ર મજુર ચળવળનું લક્ષબિંદુ હવે મળતી રોજીને કેમ ટકાવી શકાય તેટલા માટે સતત પ્રયત્ન કરવાનું થઇ પડયું. પરિણામે ૧૯૨૪ ના અંતમા અમદાવાદમાં અને ૧૯૨૫ માં મુંબાઇમાં મ્હોટી હડતાળો પડી. **આ હડતાળનો એક માત્ર ઉદ્દેશ મજુરોને મળતી ન્હાનકડી રોજીને કાયમ રાખવાનો હતો.**

અમદાવાદમાં ૫૫ દિવસની લાંબી હડતાળ પછી સુધારાવાદી મજુરનેતા શ્રીમતી અનસુયા અને ગુલઝારીલાલ નંદાને ૧૫ ૧/૪ ટકા જેટલો કાપ સ્વીકારવો પડયો. જ્યારે મુંબાઇમાં સરકારે હિંદના કાપડના ઉદ્યોગ ઉપર મૂકેલી ૩।। ટકાની જકાત કાઢી નાંખતાં કામદારોની રોજી કાયમ રહી તેથી હડતાળ ઉપડી ગઇ. પણ આ બે બનાવો આવતા સમયની આગાહી આપતા હતા. કારણ કે મુડીવાદને માટે એ જરા પણ છુટછાટ કે વધારે રોજી આપવાનું અશક્ય બન્યું હતું, ઉલટું મુડીવાદને માટે તેનો નફો કાયમ રાખવા માટે મજુર વર્ગની રોજી કાપ્યા સિવાય અન્ય કંઇ ઉપાય ન હતો.

તેથી જ સુધારાવાદી નેતૃત્વનો યુગ પૂરો થયો. મજુર ચળવળ હવે સામાન્ય સુધારાના વતુંલમાંથી બહાર નીકળી. કારણ કે હાલની રોજી કાયમ રાખવા માટે પણ મુડીવાદ સામે કડક લડત ચલાવવાની જરૂરત પડી. આ કડક લડતના દાખલા તે મુંબાઇની છેલ્લી બે ગંભીર હડતાળો ખડગપુર, લીલુઆહ અને મદ્રાસની હડતાળોમાં પણ આજ પરિસ્થિતિના પડઘા સંભળાય છે. ત્યારે કરાંચીની ગોદીના કામદારોની હડતાળ તો આ પરિસ્થિતિનું સીધું પરિણામ છે.

આમ ઉદ્દામ વિચારકોના નેતૃત્વ નીચે મજુર ચળવળે ઉગ્ર સ્વરૂપ લીધું; કારણ કે તે સિવાય અન્ય કંઇ ઉપાય હતો જ નહિં.

જોશી અને બખલે, શીવરાવ અને ગીરી, વગેરે સુધારાવાદી નેતાઓની સરદારી તુટી જવાનું આ કારણ છે. કારણ કે તેમની સરદારી નીચે કામદાર વર્ગને કંઇ પણ મળવું કઠણ થઇ પડયું છે.

આ પરિસ્થિતિ તે મજુર ચળવળનું ત્રીજું અને અગત્યનું સીમાચિહ્ન છે. કારણ કે મજુર ચળવળે ત્યારથી જ ખરેખરી મજુર ચળવળનું રૂપ ધારણ કર્યું અને મજુર વર્ગનાં હિત માટે સતત લડનાર તરીકે મજુર ચળવળે હવે હિંદના રાજકિય વર્તુલમાં પ્રવેશ કર્યો. તેની આર્થિક લડત તેને રાજકારણમાં આપોઆપ જ ઘસડી ગઇ છે.

કેમકે, આર્થિક પ્રશ્નો સાથે રાજકારણને સીધો સંબંધ છે. હાલના મજુર વર્ગને હાલની રોજી કાયમ રાખવા માટે પણ રાજકિય બળ મેળવવાની જરૂર ઉભી થઇ છે. યુરોપમા પણ તેમ જ થયું છે. મજુર ચળવળની ઉત્ક્રાંતિ તે આધુનિક રાજકિય ચળવળનું પરિણામ છે. હાલની ચાલુ આવક કાયમ રાખવા માટે પણ રાજસત્તાને કબજે કરવાની જરૂર ઉભી થઇ છે અને તેથી જ મજુર ચળવળે રાજકારણમાં ઝંપલાવ્યું છે.

અને તેથી મજુર ચળવળ હિંદમાં સરકાર વિરોધી બળ બને છે. છેલ્લાં ચાર વર્ષોમાં મજુર ચળવળે સરકાર સામે સામનો લીધો છે. અને તેથી જ ટ્રેડ ડીસ્પુટ્સ એક્ટ, ગુંડા એક્ટ અને પબ્લીક સેફ્ટી એક્ટ જેવા કાયદા બનાવી સરકારે મજુર ચળવળ ઉપર અંકુશ મૂકવાનો યત્ન કર્યો છે.

પલટાયેલી આ પરિસ્થિતિના પડઘા ટ્રેડ યુનીયન કોંગ્રેસમાં પણ પડયા. નાગપુર ખાતે મળેલી ટ્રેડ યુનીયન કોંગ્રેસમાં ઉદ્દામ વિચારકોનો વિજય સમયોચીત જ છે. આ કોંગ્રેસમાંથી સત્તાવાર રીતે સુધારાવાદી નેતૃત્વ (જેવા કે જોશી અને ચમનલાલ) દૂર ખસે છે. કારણ કે તેમની ઐતિહાસિક કારકીર્દીનો અંત આવ્યો છે.

વ્હીટલી કમીશન કામદારોનાં ભલાં માટે નહિં પણ હાલના મજુર ચળવળના ઉગ્ર સ્વરૂપને જરા નરમ કરવાને માટે નિમાયેલું છે. મજુર ચળવળની દૃષ્ટિએ આ કમીશનની જરા પણ કિંમત નથી. કારણ કે વધુ આર્થિક લાભ માટે તે એક પણ સૂચના કરી શકે તેમ નથી અને તેથી તે કમીશન કંઇ જ કરવા શક્તિમાન થશે નહિં.

આ ઐતિહાસિક પરિસ્થિતિ નીચે ઉગ્ર કામદાર વર્ગના અંગાર સળગે છે. એ ધીમી તૈયારીઓ ક્યારે મહાન ક્રાન્તિમાં પરિણમશે તે તો ઇતિહાસ જ કહી શકે. પણ એ તેનો દીશામાર્ગ છે. તે દીશાએ ધીમે પણ મક્કમપણે મજુર ચળવળ જાય છે એ તો સૂર્ય જેટલું સ્પષ્ટ છે.

# સ્વતંત્રતા અને કામદારો

સામ્રાજ્યવાદી અને મૂડીવાદીઓની માફક ગ્રેટબ્રિટનના કામદારોની મનોદશા

થોડાક સાદા પ્રશ્નોનો વિચાર કરતાં જ તેમના એ દાવાનું ભયંકર પોકળ આપે

[ : લેખક :
એક કામદાર

પણ હિંદીઓના સંબંધમાં અનેક પ્રકારના ભયંકર અજ્ઞાનમાંથી ઘડાઇ છે. તેથી હિંદના સંબંધમાં શાહીવાદી, ઉદારમતવાદી અને સમાજવાદી ત્રણે પક્ષ મોટે ભાગે એકમત છે. સાયમન કમિશનની નિમણુંક વખતે જ નહિં, પણ તે પછી પણ અનેક પ્રસંગે એવો સબળ રાજદ્વારી મત ઇંગ્લંડમાં પ્રગટ થતો રહ્યો છે કે, હિંદુસ્થાનને લગતા પ્રશ્નો વિષે બ્રિટનના તમામ રાજદ્વારી પક્ષો એકમત છે.

## બ્રિટિશોની પોકળ બડાશો !

આથી હિંદુસ્થાનને સંપૂર્ણ સ્વતંત્રતા તો નહિં [એ વિચાર તો ગ્રેટબ્રિટનના વતનીઓમાંથી ભાગ્યે જ કોઇ સાંખી શકતો હોય–થોડાક અપવાદ વિના–], પરંતુ સંસ્થાનો જેવું સ્વરાજ હિંદને મળે તો આમવર્ગને ભણેલાવર્ગ કચડી નાખશે, અંત્યજોને ઉજળીયાટ વર્ગ છુંદી મારશે, અજ્ઞાન અને જંગલી હિંદીઓ અંદર અંદર લડીને કપાઇ મરશે, હિંદમાં અંધાધુંધી અને મારફાડ ચાલશે એવી એવી જૂઠી વાતો ત્યાંના જાણીતા માણસો અને વર્તમાન પત્રો ફેલાવે છે. એટલું જ નહિં પણ અભિમાન પૂર્વક, હિંદીઓ તરફ સંપૂર્ણ તોછડાઇથી એવો દાવો કરતાં પણ શરમાતા નથી કે, હિંદના આમવર્ગના, અંત્યજોના, પછાત વર્ગના અને નિરક્ષર ખેડૂતોના સંરક્ષક, ઉદ્ધારક અને વાલી એકલા તેઓ જ છે.

તેમની આ બડાશો કેટલી પોકળ, કેટલી તરકટી અને કેટલી સ્વાર્થી છેઃ તે જણાવવાની હવે જરૂર રહી નથી. તો પણ થોડાક સાદા પ્રશ્નોનો વિચાર કરતાં જ તેમના એ દાવાનું ભયંકર પોકળ આપ ફૂટી જાય છે.

[૧] હિંદમાં ૧૦૦ માં ૯૩ માણસો અજ્ઞાન રહ્યાં છે તે કોને આભારી છે?–અંત્યજો અને બીજા પછાત વર્ગો માટે તેમના એ કહેવાતા સંરક્ષકોએ અત્યાર સુધીમાં શું કર્યું છે? અંત સાયમન સાતડીની પૂછડી જેવા કેળવણીની તપાસના કમિશને પણ તેમને માટે ખાસ શું કર્યું છે?

[૨] હિંદમાં દિવસે દિવસે નિર્ધનતા વધતી જાય છે. હિંદીઓની ખરીદ કરવાની શક્તિ ભયંકર હદે ઉતરી ગઇ છે, કરોડો મનુષ્યોને એક ટંક પુરતું અનાજ અને શરીર ઢાંકવાનાં વસ્ત્રો તેમ જ રહેવા માટે 'ઘર' તરીકે ઓળખાવી શકાય તેવાં સ્થાન મળતાં નથી તે કોને આભારી છે? સિરીસ એંટ અને જાણીતા ગોરા તેમ જ હિંદી લેખકોએ આંકડા અને હકીકતોથી પુરવાર કર્યું છે કે, બ્રિટિશ સંબંધને જ આ દશા માટે ભાગે આભારી છે. આમવર્ગ અને અંત્યજોને માટે આ દિશામાં તેમના થઇ પડવા નીકળેલા ધરાર સંરક્ષકોએ શું કર્યું છે?

[૩] હિંદમાં–ખાસ કરીને પછાત દશાના હિંદીઓમાં મલેરીઆ, ઇન્ફ્લુએન્જા અને બીજા રોગચાળા વધતા જાય છે; બાળમરણનું પ્રમાણ કારમી હદે જઇ ચડયું છે; સામાન્ય રીતે જગતના તમામ સભ્ય દેશોના વતનીઓ કરતાં હિંદીઓની સરેરાશ આયુષ્ય મર્યાદા

ઘણી જ ઓછી છે, તે સંબંધમાં તેમણે ખાસ શું કર્યું ?

[૪] આ દેશના કરોડો ખેડૂતોમાંનો ઘણોજ મોટો ભાગ દેવામાં ગળાબૂડ ડૂબેલો છે, તેનામાં કચડી નાખનારાં કરના ભારણને ઉપાડવાનીએ શક્તિ રહી નથી. તેમ છતાં બારડોલીની લડત વખતે અને તે પછી, તેમજ ગોકળદાસ કહાનદાસ પારેખ સમા વિનિત પુરુષે ગુજરાતના માતર તાલુકાની લડત ચલાવીને, ગરીબ ખેડૂતોને વિના કારણે કરના બોજા નીચે કેમ કચડી નાખવામાં આવે છે તે જગજાહેર કર્યું; એ દશા કોને આભારી છે? બ્રિટનમાં સગવડભર્યા સ્થાને રહી ધડ, માથા વિનાની વાતો કરનારાઓએ અત્યાર સુધીમાં હિંદી ખેડૂત માટે શું કર્યું છે?

## ગોરા કામદારોની અજ્ઞાનતા

એવી.જ અજ્ઞાનતા અને બડાશો મારવાની કુટેવ ઉપર ઘડાયલી મનોદશા બ્રિટનના ગોરા કામદારોમાં પણ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. તેમાંના મૂઠીભર માણસોને આ દેશના કામદારોની નિરક્ષરતા, નિર્ધનતા અને કારખાનામાં થતી કફોડી દશાનો ખ્યાલ છે. નોકરશાહી અને મૂડીવાદીઓ તરફથી બતાવવામાં આવતા હાઉથી ગોરા કામદારો પણ દોરવાઇ ગયેલા છે. તેમ કરવામાં અત્યારે તો એમનું અંગત હિત પણ રહેલું છે. એટલે હિંદુસ્થાનના જે જે માણસો ગોરા કામદારોના સમાગમમાં આવે છે, તેમની સભાઓમાં ભાષણો કરે છે, તે દરેકને ઇંગ્લંડના ગોરા કામદારો વારંવાર પૂછે છે. "હિંદુસ્થાનને પોતાના કારોબારનાં સૂત્રો સુપ્રત કરવામાં આવે તો ત્યાંના મૂઠીભર રાષ્ટ્રમતવાદીઓના હાથે હિંદના અસંખ્ય માનવ સમુદાયના હિતનું રક્ષણ થશે ખરૂં ?" આ પ્રશ્નો પૂછનારાઓનાં દીલમાં શાહી અને મૂડીવાદીઓએ ઉભા કરેલા હાઉનો ભય છે એ પ્રથમ દ્રષ્ટિએ જણાય છે. પરંતુ હિંદની ઉપરનો બ્રિટિશ કાબુ અને તે દ્વારા બ્રિટનનો વ્યાપાર સદાકાળ સાચવી રાખવાની ઉંડી ઉંડી ચિંતા પણ પ્રકટ થાય છે જ. કારણ કે બ્રિટનનો કામદાર વર્ગ ઘણી જ નાની સંખ્યા બાદ કરતાં સહેજ ઉદારવિચારનો સામ્રાજ્યવાદી વર્ગજ છે. એ વર્ગને જવાબ આપવાને બદલે બે ત્રણ પ્રશ્નો સ્હામા પૂછવાની જરૂર છે, તે આ:

[૧] તમે એમ માનો છો ખરા કે વર્તમાન રાજ્યતંત્રમાં અસંખ્ય હિંદી જનતાનાં હિત બરાબર જળવાય છે ખરાં ?

[૨] સાયમન કમિશનની નિમણુંક કરતી વખતે, હિંદની એ અસંખ્ય આમજનતાનાં દુઃખ જાણે કે કહી સંભળાવે એવા હિંદી પ્રતિનિધિઓ તેમાં નિમાય એની કાળજી કરવાનું તમને કેમ સૂઝયું ન હતું ? અને,–

[૩] હિંદી રાષ્ટ્રમતવાદીઓ મૂઠીભર છે એમ માની લઇએ તો પણ, હિંદનું વર્તમાન તંત્ર ચલાવનારી ગોરી નોકરશાહી કરતાં તેમની સંખ્યા વધુ છે, અને ગોરાઓ કરતાં તેમનો રાષ્ટ્રપ્રેમ આમવર્ગને માટે વધુ ફાયદાકારક થાય જ, એ સામાન્ય કુદરતી કાનુનને આપ માનો છો ખરા?

આ પ્રશ્નોનો જવાબ યોગ્ય રીતે વાળી શકે, એટલું જ્ઞાન હિંદના સંબંધમાં ઘણા જ ઓછા કામદારોને છે. તેમ છતાં જો તે પ્રશ્નોના સીધા અને સાદા પ્રશ્નો આપવા તેઓ તૈયાર થાય, તેમ જ વર્તમાન તંત્ર

નીચે ગરીબ, અજ્ઞાન ખેડૂતો, કામદારો, અંત્યજો અને પછાત વર્ગના બીજા કરોડો મનુષ્યોની કેવી દુર્દશા થઇ રહેલી ચાલુ છે તે જાતે જુએ કે તેમના સાચા પ્રતિનિધિઓ દ્વારા નિખાલસ રીતે જાણે તો એમને લાગ્યા વિના ન જ રહે કે, તેઓ જે ડર બતાવી રહ્યા છે તે બરાબર નથી જ.

## વર્તમાન તંત્રની રચના

આવતી કાલે શું બનશે તે પ્રશ્ન અલબત્ત વિચારવા જેવો છે, પરંતુ કોઇ પણ દેશના વતનીઓને, તેમના પોતાના દેશના કાર્યભારનાં સૂત્રો સોંપવાની એક શરત કે કરારની રીતે, તે દેશવાસીઓની સ્વતંત્રતાને કચડી નાખનાર રાષ્ટ્રની પ્રજા—પછી ભલે તે શાહીવાદી હો, મૂડીવાદી હો, કે સમાજવાદી હો—ને એવા પ્રશ્નો પૂછવાનો કશો જ હક્ક નથી. અત્યારે બ્રિટિશ સામ્રાજ્યના કારભારનાં સૂત્રો જે કામદાર પક્ષના હાથમાં છે, તે કામદાર પક્ષને માટે, એમના જ દેશના વતનીઓ જેઓ 'ટોરી' અને 'લીબરલ'ને નામે ઓળખાય છે તેમના વિરોધી વિચારો જાણીતા છે. તેમ છતાં રાષ્ટ્રના મતદારોનો મોટો ભાગ એ વિચારોથી વિરુદ્ધ થયો અને કામદાર પક્ષના હાથમાં સત્તાનાં સૂત્રો ગયાં. તે જ રીતે હિંદીઓના જ નિર્ણય ઉપર હિંદના તંત્રને છોડવું એ જ સ્વાભાવિક અને સુઘટિત ક્રમ હોવો જોઇએ, અને તેથી આવતી કાલે તેમને થનાર લાભ હાનિના પ્રશ્નનો વિચાર પણ હિંદીઓની જ ઉપર છોડવો જોઇએ; કેમકે પ્રત્યેક મનુષ્ય જેમ પોતાના જીવનનો ક્રમ ઘડવા મુખત્યાર છે, તેમ પ્રત્યેક રાષ્ટ્રનો પ્રજા સમૂહ જ પોતાના રાષ્ટ્રને હિતકારક ક્રમ ઘડવાને મુખત્યાર હોય તે જ યોગ્ય છે.

એ નજરે જોતાં આજે તેમ બનતું નથી. આખા દેશમાં એકસોમાં તાણું માણસો નિરક્ષર છે; અને ધારાસભાઓમાં પ્રતિનિધિ મોકલવાનો હક એકસોમાં માત્ર બે માણસોને જ છે; એટલે રાજ્યદ્વારી સ્વતંત્રતા મળવા છતાં પણ કેટલાંક વર્ષો સુધી કરોડો કામદારો અને ખેડૂતોને થોડાક માણસોને હાથે દબાવું, કચડાવું અને લુંટાવું તો ચાલુ રહેશે જ. પરંતુ એ વિપરીત દશાનો જે તોડ પરતંત્ર હિંદ એકસો વર્ષે કાઢી ન શકે તે સ્વતંત્ર હિંદ દશ વર્ષમાં કાઢી શકશે તે ભૂલવું જોઇતું નથી.

હિંદુસ્થાનની વસતિમાં ખેતર, કારખાનાં અને બીજા ધંધાઓમાં કામ કરતા કામદારોનો જ મોટો હિસ્સો છે; પરંતુ કામદાર સંઘોની તેમ જ ખેડૂતસંઘોની જોઇએ તેવી વ્યવસ્થા હજુ થઇ નથી; થોડાંક ક્ષેત્રોમાં કામ કરનારા કામદારોના સંઘ થોડાંક વર્ષોથી શરૂ થયા છે: તો પણ વર્તમાન સમયે ૩૨ કરોડ મનુષ્યોમાંથી માત્ર ૬૪ લાખ માણસોને મતાધિકાર મળેલા હોવાથી, ધારાસભાઓમાં કામદાર જનતા પોતાનો અવાજ સંભળાવી શકતી નથી. મોન્ટેગ્યુ સુધારા પ્રમાણે મળેલા મતાધિકાર લગભગ સર્વાંગે મૂડીવાદીઓને જ ફાળે ગયેલા છે. એ અધિકારની ઠરાવેલી લાયકાતમાંથી કામદારોનો ઘણો જ મોટો ભાગ ટૂંક પગારને લીધે બાતલ થઇ ગયેલો છે, અને જે થોડાકને એ અધિકાર મળેલો છે, તેમનાથી ધારાસભાઓની ઉમેદવારી કરી શકાતી નથી. કેમકે ચૂંટણીની ઉમેદવારી માટેના જે વીભાગો ઠરાવેલા છે તે વિભાગ એટલા વિશાળ છે કે જેની તિજોરીમાં નાણાં હોય તેના શિવાય બીજા કોઇથી તેમાં ઉમેદવારી કરી જ ન શકાય, એવું છે. આ દેશની રાજકીય

સંસ્થાઓ હજી બાલ્યાવસ્થામાં છે, એવી, સંસ્થાઓમાંથી થોડીકની પાસે જ 'પાર્ટી ફંડ' હોય છે, છતાં તે નાણાં એટલાં નથી કે જેમાંથી તે પક્ષના ઉમેદવારોને કશી પણ મદદ મળી શકે.

કામદાર વર્ગને માટે આટલી જ અડચણથી પુરું થતું નથી. તેમના માર્ગમાં તો બીજાં અનેક વિઘ્નો પડેલાં છે. પ્રાંતિક ધારાસભાઓમાં તેમ જ હિંદી ધારાસભામાં જમીનદારો, માલિકો [મડીવાદીઓ], અને વ્યાપારી મંડળીઓને વિશિષ્ઠ મતાધિકાર આપવામાં આવ્યા છે; તેઓ ધારાસભાઓની સામાન્ય વરણીઓની સાથે સરખાવતાં, ઘણી જ નાનામાં નાની સંખ્યાના મતથી આ 'માનીતા' વર્ગના પ્રતિનિધિઓની વરણી થાય છે! પરંતુ આ વિશિષ્ઠ હક્ક મેળવીને એ મૂડીવાદીઓને કશો જ સંતોષ નથી, તે તો પાછા દેશની તમામ ધારાસભાઓની સર્વ સામાન્ય વરણી માટે પણ પોતાના ઉમેદવારો ઉભા રાખે છે, અને પોતાની આર્થીક સગવડને અંગે મળેલી લાગવગ તેમ જ સત્તાને જોરે તેઓ ફાવે છે! બ્રિટનના કામદાર વર્ગના જ દષ્ટિબિંદુથી જોઇએ તો પણ આ જાતની વ્યવસ્થા તે કેવળ અયોગ્ય હરિફાઇ શિવાય બીજું કશુંજ નથી. આ રીતે મડીવાદીઓને મળેલા વિશિષ્ઠ મતાધિકારથી હિંદી ધારાસભાઓમાં, તેમને માટે ખાસ રાખવામાં આવેલી એક સો એકડા તેઓ પટકાવી જાય છે, ઉપરાંત સામાન્ય વરણીની હરિફાઇમાં ઉભા રહીને લાભ લે તે જુદો જ. ઘણી વખત આથી એવું પણ બને છે કે, જે માણસ સામાન્ય વરણીમાં મતાધિકારીઓના વિશ્વાસને પાત્ર ન નિવડવાથી હરિફાઇમાં નિષ્ફળ નિવડે, તે જ માણસ વિશિષ્ટ હક્કને લીધે, પોતાના વર્ગની ખાસ સંસ્થા મારફત સફળ બની ધારાસભામાં પ્રવેશી શકે છે! આ મોટા કાફલાની સામે. કામદારોનું દષ્ટિબિંદુ રજુ કરે તેમ માનીને નિમાયલા નવ જ સભાસદોને ધારાસભામાં સ્થાન છે. અને જ્યાં 'નિમાયલા'એ કક્ષાની વાત આવે, ત્યાં તો તેવા ભાઇ કેવા હોવા જોઇએ અને તેઓ ખુદ કામદારોનું જ દષ્ટિબિંદુ કેવી રીતે રજુ કરતા હશે તેની કલ્પના કરવી હિંદીઓ માટે કૈં મુસ્કેલ નથી જ. આવા માણસોમાંના ઘણા ખરા તો અનેક વર્ષોથી રાજકારણમાં 'વિનિત' તરીકે પંકાયલા હોય છે, અને કોઇને કોઇ જાહેર સંસ્થા સાથે જોડાયલા હોઇ, તે સંસ્થા માટે વારંવાર કરવાં પડતાં કાયમી ખર્ચ માટે તેમ જ એમણે નક્કી કરેલાં સેવાનાં કાર્યક્ષેત્ર માટે તેમને નાણાંની જરૂર પડે છે; તે માટે મૂડીવાદીઓને તેમ જ નોકરશાહીનાં માણસોને હર બહાને ખુશી રાખવાની એમની મનોદશા થઇ ગઇ હોય છે; જ્યારે બીજા કેટલાક કહેવાતા કામદાર નેતાઓ જાતે શ્રીમંત અને જાગીરદાર હોઇ; કામદારોની ખરેખરી લાગણીઓને તેઓ સમજી જ શકતા નથી; એટલે ધારાસભાઓમાં જેમને કામદારોના મતનો પડઘો માનનારા મનાવવામાં આવે છે, તે બીજું કશુંજ નહિં પણ નહિં મામાની જગાએ કહેણો મામો સારો એવું માત્ર મન વાળવાનુંજ સાધન છે. તેઓ સાચા કામદારોના મતનો પડઘો પાડી શકતા જ નથી. વ્હીટલી કમિશને એ આખાયે પ્રશ્ન ઉપર પૂરેપૂરો પ્રકાશ પાડ્યો જ છે. આથી મડીવાદીઓ કામદારોને દબાવવા માટે જોઇએ તેવાં બંધનોની જંજીરો ધારાસભાઓમાં તૈયાર કરાવી શકે છે; ત્યારે ઘણું થાય તો કામદારો માટે ઉપરછલ્લા સુધારાના અડધા મનના કેટલાક ઠરાવો પસાર થાય, કે બહુ બહુ તો મડીવાદીઓના

પ્રબળ વિરોધ સાથે, છતાં તેમના પુરતા પ્રતિનિધિત્વવાળી એકાદ તપાસ સમિતિ નિમાય? પણ જો તે સમિતિએ સૂચવેલા માર્ગ મૂડીવાદીઓની કોથળીને અસર કરનારા હોય તો, તેને અભરાઇ ઉપર જ ચઢાવી રાખવામાં આવે છે!

ધારાસભાઓ દ્વારા કામદારોને થતા આ અન્યાયના કંઇક નિવારણના ઉપાય પહેલી કામદાર સરકારના સમયમાં લોર્ડ ઓલીવીયર તરફથી વિચારાઇ રહ્યા હતા [ઇ. સ. ૧૯૨૪] પરંતુ તે યોજના પ્રસિધ્ધિ પામે તે પહેલાં તો, કામદાર સરકાર સામે સોવીયટ હાઉની ખટપટ ઉભી થઇ, અને તેમને ઉથલાવી પાડી 'ટોરી' પક્ષ સત્તામાં આવ્યો, એટલે હિંદી કામદારોને થઇ રહેલો ભયંકર અન્યાય ચાલુ જ રહ્યો.

## મૂડીવાદી ખટપટ

**આ**થી કામદારોની બહુ કાળજી કરવાનો દેખાવ કરતા તંત્ર નીચેની હિંદી ધારાસભામાંના એકંદર ૧૪૧ સભ્યોમાં એકલા મૂડીવાદીઓને માટે વિશિષ્ટ સગવડથી ૧૫ બેઠકો તો રોકી જ લેવામાં આવી છે, ત્યારે કામદારોને માત્ર એક જ બેઠકથી સંતોષ માનીને બેસી રહેવું પડે છે! જ્યારે પ્રાંતિક ધારાસભાઓમાં તો એથી પણ વધુ ખરાબ દશા ચાલે છે. એટલે જો નવા સુધારાઓમાં કામદારો, ખેડૂતો અને સામાન્યવર્ગને માટે આવી જ જાતની નીતિ ચાલુ રાખવાની હોય, તો બ્રિટિશ કામદારોની પૃચ્છા ગમે તેવા હેતુવાળી હોય, તથાપી હિંદના આમ વર્ગના કરોડો લોકોને તે યોજના કદીપણ સંતોષી શકશે નહિં.

પરંતુ અત્યારે તો ચાલુ તંત્ર નીચે મોન્ટેગ્યુ સુધારાની છાપ નીચે કામદારો અને ખેડૂતો તેમ જ અંત્યજોને મત આપવામાંથી બાતલ રાખવામાં આવ્યા છે, અને સાચા કામદારો તેમ જ ખરા ખેડુતોના પ્રતિનિધિઓ ધારાસભાઓમાં નથી, તેથી જ્યારે જ્યારે તેમના હિતના વિચારનો સામાન્ય વિચાર પણ થતો હોય, ત્યારે ત્યારે મૂડીવાદીઓ તેનો પ્રબળ વિરોધ કરે છે, અને નોકરશાહીના સભાસદો તેમ જ સરકારે નિમેલા સભ્યો મોટે ભાગે તેમાં મૂડીવાદીઓને સાથ આપે છે. આથી સ્થાનિક સ્વરાજ્ય જેવી સંસ્થાઓમાંથી પણ કામદારોને બાતલ રાખવાની તદબીરો સહેલાઇથી રચી શકાય છે; એટલું જ નહિં પણ તેવી ચર્ચાઓ વખતે; પોતાને જ બુદ્ધિનો ખજાનો અને ડહાપણનો ભંડાર માની લેનારા મૂડીવાદીઓ કામદારો અને સામાન્ય જનતાનાં ભયંકર અપમાન કરે તેવા પ્રલાપો ધારાસભાની ધરતી ઉપર કરી શકે છે! આવી દશામાં એ અન્યાયોની પરંપરાથી જાણે જાતે જ શરમાતા હોય તેમ કારખાનાંને લગતો કાયદો, કામદારોને બદલો આપવાનો કાયદો અને તેના જેવાં સામાન્ય સુધારાનાં કામ, મૂડીવાદીઓ તરફ ભયંકર રીતે ઢળી પડેલી ધારાસભા પસાર કરે છે; તે પણ નવાઇ જેવું તો છે જ, પરંતુ તે તો ધારાસભાઓની મથલાળમાંથી એ વર્ગ એકદમ અળગો થઇ ન જાય તેને માટે જ થાય છે, એમ માનવું લગારે ખોટું નથી.

## ગોરા કામદારો શું કરે છે?

**પ**રંતુ અત્યારે ઠામઠામ કામદારોની, ખેડૂતોની, અંત્યજોની અને બીજા કચડાયેલા વર્ગોની જે જાગૃતિ જણાઇ રહેલી છે; તે હવે મૂડીવાદીઓની એવી મહેરબાનીના ટૂકડાઓ ઉપર જીવવાની છળછીશાને ટક્વા દેવાની નથી એ વાત સાચા કામદાર નેતાઓ તો નહિં, પણ

સરકારી નજરે જીનીવા મોકલવાને લાયક ઠરે તેવા માણસો પણ સમજી ગયા છે જ. તેથી જ આંતરરાષ્ટ્રીય કામદાર પરીષદમાં હિંદી કામદારો માટે નહિં જેવી પણ લડત ચલાવવામાં આવે છે. પરંતુ ૪૮ કલાકનાં અઠવાડીઆંની લડત વખતે હિંદી મૂડીવાદીઓએ ૬૦ કલાકની ખાસ માગણી કરી અને તે પણ જ્યાં સુધી દેશી રાજ્યોમાં એ રીત દાખલ થાય નહિં ત્યાં સુધી એ ધોરણ સ્વીકારવાને હિંદી મૂડીવાદીઓ ખુલ્લી ના પાડે છે. છતાં કામદારોનાં હિતની દૃષ્ટિએ એ જાતના કાયદા દેશી રાજ્યોમાં થાય તેવું કશું શાહી સરકાર તરફથી થયું નથી. અને કામદાર સરકાર પણ એ દિશામાં કંઇ કરવા માગતી હોય એવું કંઇ જણાયું નથી.

અહિંજ બ્રિટિશ કામદારોની કસોટી છે. તેમને જો હિંદી કામદારો માટે કાળજી હોય તો હિંદનાં દેશી રાજ્યોની ધારાપોથીમાં સુધારા કરાવવા માટે હિંદી વજીરની કચેરીની ઉપર તેઓ દબાણ લાવે. જો તે પ્રમાણે વેજવુડ બેન કરી શકે નહિં, તો હિંદના રાજકારણમાંથી ધ્રુકનેહેડ મનોદશાની ડખલગીરિ કાઢી નાંખવામાં આવી છે, એવી મિં૦ બેનની દલીલ કામદારોને કદી પણ અસર કરી શકે તેમ નથી, નથી અને નથી જ. અને ત્યાંસુધી બ્રિટિશ કામદારોની હિંદી કામદારો માટેની તેમ જ બીજા કચડાયલા વર્ગો માટેની મૌખિક ચિંતાનો કંઇ અર્થ પણ નથી.

જો બ્રિટિશ કામદારો હિંદી કામદારોને મૂડીવાદીઓના હાથે કચડાતા બચાવવા, તેમને મોન્ટેગુ સુધારામાં થયેલા અન્યાયો અને બીજી હરકતો દૂર કરાવવા માટે સાચી કાળજી રાખતા હોય તો, તે માટે તેમણે સક્રિય બનીને તેનો પુરાવો આપવો જોઇએ; તે શિવાયની તેમની એ બધી ડાહી ડાહી વાતો, માત્ર હિંદની સ્વતંત્રતાના માર્ગમાં આડખિલીઓ ઉભી કરનારી જ છે: અને તે વાત હિંદી કામદારો બરાબર જાણે છે.

## સંસ્થાનો સમા સ્વરાજ્યથી શું?

અત્યારે તો હિંદને માટે સંસ્થાનો સમા સ્વરાજ્યની વાતો જ બ્રિટિશ કામદારો કરે છે. પરંતુ એવાં સ્વરાજ્યથી મૂડીવાદ કે સામ્રાજ્યવાદનું બળ લગારે ઘટવાનું નથી, પણ અત્યારે હિંદી અને પરદેશી મૂડીવાદની વચ્ચે ઘર્ષણ થવાના જે પ્રસંગો ઉભા થાય છે, તેવી સ્થિતિ નાબુદ થશે અને સ્વદેશી—વિદેશી મૂડીવાદીઓ વધારે સંગીન સંગઠન જમાવી હિંદી કામદારોને વધુ કચડી શકે તેવી વ્યવસ્થા થશે, એટલું જ નહિં પણ અન્ય દેશોની પરાધીન તેમ જ કચડાયલી પ્રજાઓને છુંદી નાખવા માટે એ સંગઠન વધુ દૃઢ અને ભયંકર બનશે; તેથી જે રાજકીય સુધારાના પરિવર્તનથી કામદારોને તેમની સંખ્યાના પ્રમાણમાં પ્રત્યેક પ્રતિનિધિ સંસ્થામાં પ્રતિનિધિત્વ મળે નહિં, તેમ જ મૂડીવાદીઓની સાથેનું પક્ષપાતી વલણ ટળે નહિં તે સુધારાથી સાચા હિંદને કશો જ લાભ થવાનો નથી તેથી હિંદની જનતાના ઘણા મોટા ભાગના અસંતોષની જડ પણ ઉખડવાની નથી.

એટલે વર્તમાન ભૂમિકા ઉપર જ કામદારો અને ખેડૂતોને તેમના સ્વાભાવિક હક્કથી વંચિત રાખવાના ધોરણે સંસ્થાનો સમું સ્વરાજ્ય તાત્કાલિક આપવામાં આવે તો હિંદનો કચડાતો વર્ગ છુટી શકશે નહિં અને તે માટે તેમને વધારે જોરશોરથી લડત ચાલુ જ રાખવી પડશે.

## નહેરૂ યોજના અને કામદારો

આ નજરે જોતાં હાલની મહાસભા પણ મૂડીવાદી અને જમીનદારી મનોદશાનો જ વિશેષ પડઘો પાડનારી સંસ્થા છે. પરંતુ એ સંસ્થામાં દાખલ થવા માટે ચાર આનાની ફી ભરવા જેટલું જ બંધન હોઇને, કામદારો તેમજ ખેડૂતો જ્યારે ઇચ્છે ત્યારે રાષ્ટ્રીય મહાસભામાં અને તેની શાખાઓમાં મોટા પ્રમાણમાં દાખલ થઇ, તેને પોતાની સંસ્થા બનાવી શકે તેમ છે. તો પણ અત્યારે મહાસભા જેમ દેશી રાજ્યોની પ્રજાના સંબંધમાં તિરસ્કારણીય ઉદાસીનતા સેવે છે, તેવી જ ઉદાસીનતા ખેડૂતો તેમ જ કામદારો માટે પણ દાખવે છે, તેથી નહેરૂ યોજનામાં કામદારોની કે ખેડૂતોની દૃષ્ટિએ ખાસ વિચાર થયો નથી, કે તે કાર્યમાં હિંદના એ કરોડો મનુષ્યોના સીધા પ્રતિનિધિઓનો સહકાર માગવામાં કે લેવામાં આવ્યો નથી.

તો પણ નહેરૂ યોજનામાં કામદારો અને ખેડૂતોને જાણી જોઇને અન્યાય કરવામાં આવ્યો નથી, એટલું ન્યાયની ખાતર કહેવું જોઇએ. એ યોજના હિંદ માટે તાત્કાલિક સંસ્થાનો સમું સંપૂર્ણ સ્વરાજ્ય અને પ્રત્યેક ઉમ્મરલાયક સ્ત્રી–પુરુષને માટે સર્વસામાન્ય મતાધિકાર માગે છે. તેથી મૂડીવાદીઓ માટેના વિશિષ્ઠ હકકો નામશેષ બને છે; કામદારોને તે યોજનાથી નાગરિકતાના મૂળ હકકોની ખાત્રી મળે છે. પોતાની સંસ્થાઓ સ્થાપવા તેમ જ સંઘબળ જમાવવાની સંપૂર્ણ સ્વતંત્રતા તે સ્વીકારે છે, બેકારીમાં અને માંદગી વખતે કામદારોનાં હિત જળવાય, વૃધ્ધાવસ્થામાં પેન્શન મળે, સ્ત્રી કામદારોને સુવાવડ પ્રસંગે પુરતી સગવડ મળે અને દરેક કામદારને પ્રાથમિક કેળવણી મળે તેવા ધારા બાંધવાની પણ તેથી ખાત્રી મળે છે. આથી હિંદમાં સ્થપાતા જતા અને મજબૂત બનતા કામદાર સંઘોને કામદાર વર્ગના સંરક્ષણની તક મળી શકે તેમ છે પરંતુ ગ્રેટબ્રિટન જેવા સ્વતંત્ર દેશમાં સુધ્ધાં કામદારોને માટે અત્યાર સુધીમાં મૂડી અને શાહીવાદીઓએ જે ધોરણે કામ લીધું છે, તે જોતાં સંસ્થાનો સમા સ્વરાજ્યમાં કામદારોનું અને ખેડૂતોનું કેટલું હિત સાધી શકાય તે એક મહાપ્રશ્ન છે. કેમકે સામ્રાજ્યવાદની ભાવના ખુદ બ્રિટનમાં પણ કામદાર વર્ગના સ્વીકૃત સિધ્ધાંતોની વિરોધી પુરવાર થઇ ચૂકી છે જ. અને હિંદના સંબંધમાં તો ખુદ કામદાર પક્ષનાં વચનો પણ આજ સુધી નિષ્ફળ જ નીવડ્યાં છે. અત્યારના કામદાર તંત્રના સરદાર રામ્સે મેકડોનલ્ડે ગયે વર્ષે જ 'કોમનવેલ્થ લેબર કોન્ફરન્સ'માં કહ્યું હતું કે, હિંદ થોડા વર્ષોમાં નહિં પણ થોડાક મહિનાઓમાં સંસ્થાનો જેવી સ્થિતિએ આવે તેવી મારી ઉમેદ છે. એ આશા અને ઉમેદની સાથે સત્તા પર આવેલા મેકડોનલ્ડનાં વાણી અને વર્તનને સરખાવી જોતાં, બન્નેની વચ્ચે મોટો અખાત જણાય છે.

એટલે હિંદી કામદારો પોતાની સ્વતંત્રતા માટે વેસ્ટ મિન્સ્ટર કે બ્રિટિશ કામદારો તરફ મીટ માંડવાને બદલે લાહોર તરફ દૃષ્ટિ રાખે, અને ત્યાં રાષ્ટ્ર મતવાદી નેતાઓ કામદારો માટે તેમ જ હિંદની સ્વતંત્રતા વિષે શું કરે છે, તે તપાસીને ભવિષ્યનો પોતાનો કાર્યક્રમ ઘડે તે વધુ અગત્યનું છે. તે રીતે બ્રિટિશ કામદાર વર્ગ જો હિંદી કામદારો માટે સાચો સમભાવ ધરાવતો હોય તો, વેસ્ટ મિન્સ્ટરમાં પોતાની લાગવગ ચલાવીને પોતાના નિખાલસતાનો પુરાવો આપવાની તૈયારી બતાવે એટલું જ હિંદી કામદારો માટે અત્યારે તો બસ છે.

# નૈ વે દ્ય

લસલસતાં પક્વાન ભરીને
શાને લાવે નિત થાળ ?
નૈવેદ્યનાં તું નાટક ભજવી છેતરતો દિનરાત !
અસુરી ભોગ બધા;
નૈવેદ્ય હોયે ન આ !

તરફડતાં અહિં માનવી કેવાં?
ટુકડાની ખેંચાતાણ !
એક વેળાનું ય અન્ન સાંપડતું પેટ પૂરૂં નહિં તોય !
કેવળ આ પશુતા;
નૈવેદ્ય હોયે ન આ !

માનવી ઉપર માનવીની
ફરે ! સિતમની તલવાર !
ચિંથરેહાલ કરોડો મજુરો હાડપિંજરે હણાય.
દંભ આ ભેદ તણા;
નૈવેદ્ય હોયે ન આ !

યંત્રનાં જાલીમ ચક્ર મહિં,
જ્યારે શોષાતા પ્રાણ પવિત્ર!
ધૂપ–દિપ ને સુગન્ધી દ્રવ્યો કેમ ગમે મુજ પાસ
રાક્ષસી હાડ બધા;
નૈવેદ્ય હોયે ન આ!

દુધ-ઘીથી અકળાવનારાં
તારા પાપના પાક ન લાવ!
દુધ-ઘી એમાં ના ઉભરાએ જોઉં હું લોહીની ધાર!
તર્કટી — ચેટક આ;
નૈવેદ્ય હોયે ન આ!

સત્વ નીચોવી શરીરનાં સર્વ, ને
પાશમાં પૂરતો ભ્રાત!
સ્વાર્થ બુદ્ધિએ ઉભા કરતો બહુ કારમા એ ટકશાર!
સેતાની વાસના આ;
નૈવેદ્ય હોયે ન આ!

એક માટે જ અનેક રિબાતાં.
માનવતા હીન ન્યાય!
પાતકપંથ અધમ! જલાવી દે, સત્વર બન્ધન ભેદ,
પ્રેતના પાક સૌ આ;
નૈવેદ્ય હોયે ન આ!

ડોલતી દેખું નકી મહેલાતો
માનવ કીટ! ન મ્હાલ
પ્રપંચ પાયા પર અટકેલી; રેંસતો નિષ્પાપી રંક!
ખૂની આ ખેલ બધા;
નૈવેદ્ય હોયે ન આ!

શ્રમજીવીનાં હું અર્ધ્યસ્વીકારું;
દર્શન એનાં પવિત્ર!
પ્રિય નથી કશું એ શ્રમ પાસે, નૈવેદ્ય ઢોંગ જ વ્યર્થ!
સનાતન એની સેવા;
નૈવેદ્ય હોયે ન આ!

બલવન્તરાય પ્રભુરામ ભટ્ટ.

# લાહોરની કૉંગ્રેસનું ભાવિ

: લેખક :

**શ્રી નિરીક્ષક**

જેમ જેમ લાહોરની કોંગ્રેસ નજીક આવતી જાય છે તેમ તેમ તેના ભાવિ વિષે જાહેર પ્રજામાં અનેક જાતના તરંગો ઉદ્દભવી રહ્યા છે. અને તેમાંયે વળી વૉઇસરોયનું જાહેરનામું તથા તેના જવાબમાં હિંદી નેતાઓ તરફથી પ્રગટ થયેલ જવાબ પછી તો રાજકીય આલમમાં જે અવનવી ઘટનાઓ પેદા થઇ રહી છે અને એક બાજુએ જ્યારે બર્કનહેડ જેવા શાહીવાદીઓ પાર્લમેંટની સભાઓ ગુંજાવી રહ્યા છે તેમ જ બીજી તરફ સર નાયર અને તેમની મનોદશાવાળા હિંદના હિતૈષી હોવાનો દાવો કરતા જાહેર પુરુષો નવા નવા સંદેશા પ્રજાને-માગ્યે ને ન માગ્યે પણ આપતા જાય છે ત્યારે તો સહેજે જ રાજકીય બુદ્ધિવાળી પ્રજામાં આશા અને નિરાશાના આંદોલનો થતા હોય એ સ્વાભાવિક જ છે. તેમાં વળી લાહોરની મીજલસના પ્રમુખ પંડીત જવાહરલાલ નેહરૂએ નાગપુરમાં મળેલી ટ્રેડ યુનિયન કોંગ્રેસના પ્રમુખપદ પરથી ભાષણ કરતાં કેટલાક મુદ્દાઓ પર પોતાના વિચારોનો સ્હેજસ્હાજ પ્રકાશ પાડી પોતાનું ધ્યેય હજી પણ સ્વતંત્રતાનું જ હોવાની જાહેર આલમને ખાત્રી આપી. તે પહેલાં વળી તેમણે થોડા જ દિવસ ઉપર જ દિલ્હીના હ્હીંદુધિયા જાહેરનામા પર સહી કરી સ્વતંત્રતાના પદ ઉપરથી ભ્રષ્ટ થવાની લાચારી પણ બતાવી હતી. એવા તરેહવાર પ્રસંગોને લીધે લાહોરની કોંગ્રેસનું ભાવિ કેવું નીવડશે એ વિષે રાજદ્વારી મંડળોમાં ચર્ચા થઇ રહી હોય અને તે માટે એક કે બીજા પ્રકારના અડસટ્ટાઓની રમત રમાતી હોય એ પણ સ્વાભાવિક જ છે. આવા જ હેતુસર અત્રે લાહોર કોંગ્રેસમાં શું થશે તેનું ભાવિ ભાખવાનો પ્રયાસ કરવામાં આવે છે એમ જ્યારે આ લેખ વાંચકો આગળ રજુ થશે ત્યારે કોંગ્રેસની બેઠક શરૂ પણ થઇ ગઇ હશે એટલે દર્પણમાં મ્હોં જોઇ ખાત્રી કર્યાની જેમ આ લેખનો ઉપયોગ પણ કદાચ થવાનો સંભવ રહે છે.

## વૉઇસરોયનું નિવેદન

છેલ્લાં દસ વર્ષમાં દેશ સમગ્રની દૃષ્ટિએ અતિ મહત્વના ગણાય તેવા માત્ર બે જ પ્રસંગો ઉભા થયા હતાઃ એક ૧૯૨૧ ની સાલની આખરમાં બારડોલીમાં જે મહાન અખતરો આરંભાવાનો હતો તે સમયે વૉઇસરોયે ગાંધીજીની લીધેલી મુલાકાતનો અને બીજો પોતાની વિલાયતની મુસાફરીને અંતે વૉઇસરોયે બ્રિટિશ સરકારની હિંદ વિષેની નીતિ વિષે જાહેરનામું બ્હાર પાડયું ત્યારનો એ બે પ્રસંગોમાં માત્ર દેખીતો ફેર એ હતો કે, જ્યારે પહેલો પ્રસંગ પ્રજાના આપબળના પ્રભાવથી ઉદ્દભવ્યો હતો ત્યારે બીજો પ્રસંગ શાહીવાદીઓને સામ્રાજ્ય વિષેની ઉભી થએલી ગરજમાંથી ઉગી નીકળ્યો હતો. પરંતુ એ બન્ને પ્રસંગોમાં પ્રજા પ્રતારણાની કારમી સામ્યતા તો સ્હેજે દૃષ્ટિગોચર થાય છે. પહેલી વખતે મુક્ત પંથે

ચલેલી પ્રજાની સીધી લડત જોરમેં મૂકી ગાંધીજીએ લોર્ડ ઈરીંગને રૂપે શાહીવાદનું શરણ શોધ્યું હતું, ત્યારે અત્યારે દેશમાંના રાષ્ટ્રવાદી ગણાતા નેતાઓએ પ્રજાની વધતી જાગૃતીથી ડરીને શાહીવાદીઓનું શરણ શોધ્યું છે! તેમ ન હોત તો સાઇમન કમિશનનો બહિષ્કાર કરી કલકત્તાની કોંગ્રેસમાં સરકારને એક વર્ષની મુદતબંદી ધમકી આપનારા કોંગ્રેસના આગેવાનો તે મુદત પુરી થવા આવી છતાં કોંગ્રેસના વ્યાસપીઠ ઉપરથી કરેલી માગણી પુરી પાડવાના કોઇપણ જાતનાં ચોક્કસ વચનો કે સંભવના અભાવે પણ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સની પ્રાસંગીક માન્યતાને મુક્તકંઠે વધાવી લે, એનો અર્થ જ સમજવો મુશ્કેલ છે. કલકત્તાની માગણી જ મૂળમાં અધુરી હતી, પણ છતાં જે કંઇ હતી તે સ્પષ્ટ હતી: ૧૯૨૯ ની આખરમાં સંસ્થાનોના દરજ્જાના રાજકીય અધિકાર બીન શરતે મળી જવા જોઇએ એવી ચોકખી માંગણી એ હતી અને તેમ નહિં થાય તો ૧૯૨૯ ના ડિસેંબરની ૩૧ મી તારીખે મધરાતે સૌ કોઇ નિર્ભેળ સ્વતંત્રતાવાદી થનાર હતું. આવી સ્થિતિમાં વૉઇસરૉયના જાહેરનામાનો આધાર લઇ દેશભરના મુત્સદ્દીઓ જ્યારે હવે લડત પડતી મુકી રહ્યા છે. ત્યારે શાહીવાદનો એ ચોકખો વિજય જ નહિં તો શું?

## રાષ્ટ્રીય પક્ષનો મૃત્યુઘંટ

વૉઇસરૉયના જાહેરનામા પરથી સર્વ પક્ષની પરિષદે તેમ ઉદ્દામ ગણાતી કોંગ્રેસના નેતાઓએ જે નિવેદનપત્ર બહાર પાડ્યું તે ઉપરથી તેમની ખરેખરી શાહીવાદી મનોદશા સ્પષ્ટ થઇ ચુકી છે. અને જેમણે કોંગ્રેસ ઓછામાં ઓછી શાહીવાદની કટ્ટર વિરોધી તો રહેશે જ એવી આશા બાંધી હશે, તેમને આ નિવેદનથી ભારે નિરાશા થઇ હશે એ પણ દેખીતું જ છે. પરંતુ આમાંથી જે વસ્તુ સ્પષ્ટ થાય છે તે એ કે, વૉઇસરૉયના મંતવ્યનો આ રીતે સ્વીકાર કર્યા પછી દેશમાં રાષ્ટ્રવાદી ને કોંગ્રેસવાદી કે મવાળને જ—હાલ એવા પક્ષ કે પક્ષભેદ બાકી રહેતા જ નથી. આ નિવેદનથી રાષ્ટ્રીય પક્ષનો મૃત્યુ ઘંટ વાગ્યો છે અને શાહીવાદીઓની સામ્રાજ્ય વિષયક નીતિનો સ્વીકાર કરવાથી તે શાહીવાદમાં વિરમ્યો છે. એટલે હવે પછી દેશમાં માત્ર બે જ પક્ષ રહેશે: સામ્રાજ્ય પૂજક અને સામ્રાજ્ય વિરોધક.

## નિવેદન પાછળની મનોદશા

વૉઇસરૉયે પોતાના નિવેદનમાં કોઇ પણ જાતનું ચોક્કસ વચન તો આપ્યું જ નથી તેમ રાઉન્ડ ટેબલ પરિષદનો હેતુ પણ જાહેર કર્યો નથી. છતાં મનોમય સાક્ષાત્કાર થયા મુજબ જ્યારે અગ્રણીઓ આ રા. ફરમાસ આગળ શીર ઝુકાવે ત્યારે બ્રિટિશ સરકાર અને રાષ્ટ્રીય પક્ષના હેતુ એક જ જાતના હોવા જોઇએ એ સ્પષ્ટ થાય છે. ત્યારે એ હેતુ કયા તે હવે તપાસીએ.

છેલ્લાં બે વર્ષથી આંતર રાષ્ટ્રીય આલમમાં જે પરિવર્તન થઇ રહ્યું છે, તેને લીધે ગ્રેટ બ્રિટનના મહારથીઓને સામ્રાજ્યનાં સંસ્થાનોમાં એકસૂત્રતા પેદા કરવાની અગત્યતા વધુને વધુ ભાસી રહી છે. બજારો તથા નાણાપ્રકરણી બાબતોમાં બ્રિટનને દરવડી અમેરિકાની હરિફાઇમાં ઉતરવું પડે છે, ત્યારે કાચો માલ અને ઉત્પાદનની બાબતમાં જાપાન, ઇટલી અને જર્મની સાથે બાથ ભીડવી પડે છે. ખુદ બ્રિટનમાં હવે ભુસ્તર વિકાસને માટે

ક્ષેત્ર રહ્યું નથી અને નવાં સંસ્થાનોની ખીલવણી કરવી હોય તો સ્થાનિક મૂડીવાદની મદદ મેળવ્યા વિના તેમ થઇ શકે એવું નથી પણ આવી મદદ મેળવવાનો પ્રસંગ આવે ત્યારે મૂડીવાદીઓને નફાનો અમુક ભાગ તો આપવો જ પડે. આથી હિંદમાં છેલ્લાં દશ વર્ષોથી અનેક જાતનાં કમિશનો નિમાઇ રહ્યાં છે અને હિંદ તથા બ્રિટનનાં વ્યાપારી હિત સંબંધો વચ્ચે એકભાવ પેદા કરવાના તનતોડ પ્રયાસો થઇ રહ્યા છે. તેમાં વળી છેલ્લાં બે વર્ષથી ચીનમાં જે બનાવો બની રહ્યા છે, તેથી તો હિંદમાંના 'સમજુ' વર્ગને સંતોષી હિંદનો સહકાર સાધવાની આવશ્યકતા હવે ઘણી જ વધી પડી છે. વળી જેમ જેમ ન્હાનાં રાષ્ટ્રોને જુનીવાની આંતરરાષ્ટ્રીય પરિષદોનાં પ્રતિનિધીત્વના હક્ક મળતા જાય છે તેમ તેમ બ્રિટનને પોતાની વધુ મતી ટકાવી રાખવાની વધુને વધુ ચીંતા થઇ રહી છે. એટલે જો બ્રિટનને પોતાની તરફેણમાં ઝુકનારા મતો મેળવવા હોય, તો જે સંસ્થાનો તેના તાબામાં છે તેમને સ્વાધીનતાના કંઇક હક્ક આપી જુનીવાનું પ્રતિનિધિત્વ મેળવી આપવું જ રહ્યું. આવા પ્રસંગોને લીધે સંસ્થાનો અને મધ્યવર્તી સરકાર વચ્ચે કંઇક સમાધાની થાય તેવા હેતુસર બ્રિટિશ શાહીવાદ આજકાલમાં પ્રયાસો આદરી રહ્યો છે. તેમ આવા જ કારણોને લીધે સાઇમન કમિશન, બટલર કમિશન અને અમુક અંશે વીટલી કમિશનનું કાર્ય પુરૂં થાય કે તરત હિંદના મૂડીદારો સાથે સહ વિચાર કરી એક કરાર પર આવવાને માટે રાઉન્ડ ટેબલ પરિષદની જરૂર હતી અને વૉઇસરોયે તેના જ સુર સુણાવી હિંદના મૂડીદારોની આંખો આંજી દીધી છે. આનો સીધો અર્થ એ કે, બ્રિટનને હવે વ્યક્તિગત વર્ચસ્વતાને બદલે સામ્રાજ્ય હિતનો સવાલ ઉકેલવો પડશે અને છેલ્લી પાર્લામેંટની ચુંટણીમાં ટોરી પક્ષ હાર્યો તેનું રહસ્ય પણ સામ્રાજ્યની એકતા જ હતું.

હિંદના વર્તમાન આગેવાનોનો હેતુ કોઇ પણ રીતે આથી ભિન્ન નથી. પોતાની વર્ગ વર્ચસ્વતા ટકાવી રાખવાને માટે તેમને શાંતિ જોઇએ છે. આ શાંતિ ટકાવી રાખવા દરેક જાતના ક્રાંતિવાદી માર્ગોનો વિરોધ કરવો જ રહ્યો. હિંદમાં ક્રાંતિ થાય તો મૂડી, થાપણ અને માલમત્તાની કીંમત બેહદ ઘટી જાય, આંતરરાષ્ટ્રીય રોકડ બજારો હિંદ સાથે ધીરધાર કરવાની ના પાડે અને તેમ થાય તો મૂડીવર્ધમાન થવી અશક્ય થઇ પડે. એ કારણ પરંપરા આજના નેતાઓની નજર આગળ સ્પષ્ટ હોવાથી તેઓ સામ્રાજ્યથી વિખુટા પડવા માગતા નથી. આવા સ્વાર્થને લીધે તેઓ સ્વતંત્રતા અને ક્રાંતિના વિરોધીઓ બની રહ્યા છે.

## જવાહરલાલની નિષ્ફળતા

આવી સ્થિતિમાં નવ વિચારના પ્રવર્તક ગણાતા પંડિત જવાહરલાલ નેહરૂની સરદારી નિચે લાહોરમાં કોંગ્રેસની બેઠક મળનાર છે. પ્રથમ તો જવાહરલાલે પ્રમુખપદ લેવામાં જબ્બર ભૂલ કરી છે એમ જ હું માનું છું. કારણ મદ્રાસ અને કલકત્તાની કોંગ્રેસમાં જે ભૂમિકા ભજવી હતી તે પરથી તેઓ જાણતા હતા કે સ્વતંત્રતાવાદી પક્ષની અગ્રેસરતા તેમને ખભે જ છે. અને પ્રમુખપદ સ્વીકારવાથી વિરોધપક્ષના નેતાની સર્વે તકો ગુમાવવી પડે છે. વળી પ્રમુખનું કામ મત પરિવર્તનનું નથી ત્યારે આજે તો દેશને મત પરિવર્તનની ખાસ જરૂર છે. આવી સ્થિતિમાં પોતાનું સ્થાન છોડી જ્યારે જવાહરલાલ અન્ય સ્થળે જઇને

એકલાનું પસંદ કરે છે ત્યારે તેઓ વિરોધથી કરે છે એમ જ માનવાની ફરજ પડે છે.

ખેર, જવાહરલાલનો સવાલ વ્યક્તિગત ગણીને છોડી દઇએ તો લાહોરમાં સંસ્થાનો સમું સ્વરાજ્ય અને સ્વતંત્રતા એવી જાતના બે તડાં પડશે એ દેખીતું છેઃ જવાહરલાલ માનસિક દ્રષ્ટિએ તો બીજા પક્ષના જ હિમાયતી છે. પરંતુ તેમનાથી પોતાના પક્ષને કોઇ પણ રીતે મદદ થઇ શકે એમ લાગતું નથી. કારણ છેલ્લા દસ પંદર દિવસોમાં દેશભરમાંની કોંગ્રેસ કમિટિઓની થએલી ચુંટણીના પરિણામો ધ્યાનમાં લઇએ તો એક બંગાળા શિવાયના બધે પ્રાંતોએ દિલ્હીની મનોદશાનું જ અનુકરણ કરેલું દેખાય છે. એકલા બંગાળાએ જ તેનો છડેચોક વિરોધ કરીને સ્વતંત્રતાવાદી પક્ષની ચુંટણી કરી છે. વળી ખુદ પંજાબની સ્થિતિ સમજવી અત્યારે તો મુશ્કેલ જ છે. છતાં ત્યાં પણ સ્વતંત્રતાવાદી અને ખેડૂતપક્ષ એ બન્ને સહકાર કરે તો તેઓ સારી સંખ્યામાં હાજરી આપી શકે તેમ છે. સંયુકત પ્રાંત તથા મદ્રાસ તરફથી થોડા ઘણાં સ્વતંત્રતાવાદીઓ લાહોરમાં હાજરી આપવાનો સંભવ છે એટલે તે સર્વે એકઠા મળી પોતાનો વિરોધ પક્ષ જમાવશે એ ખરૂં છે; પરંતુ વિરોધી પક્ષને પહોંચી વળવા તેમની સંખ્યા પૂરી પડવી અશક્ય લાગે છે.

આ જોતાં લાહોર કોંગ્રેસ આગળ સ્વતંત્રતાનો ઠરાવ આવશે અને તે અમુક શરતો સાથે પસાર થશે. એમ લાગે છે; કારણ કલકત્તાની કોંગ્રેસે આપેલા આખરી 'ફેંસલાનો સવાલ ત્યાં ઉભો થશે અને તેની મુદ્દત પૂરી થઇ છતાં સીધી લડતની કોઇ પણ જાતની તૈયારીઓ હજી થએલી ન હોવાથી રૂઢી ધર્માનુસાર અમુક જાતનો કાર્યક્રમ કોંગ્રેસ આગળ રજુ થઇ તે પૂરો કર્યા પછી જ સીધી લડત (Direct action)નો વિચાર કરવાનો નિર્ણય વધુમતી સાથે પસાર થશે. દરમિયાન સરકારને કદાચ અમુક મુદતમાં રાઉન્ડ ટેબલ પરીષદ મેળવવાનો પડકાર કરવામાં આવશે. આમ સ્વતંત્રતાની લડત ખોરંભે મૂકી સંસ્થાનો સમા સ્વરાજ્યથી રાચનારાઓ પોતાની બાજી જીતી જશે. એવો અત્યારે પૂરેપૂરો સંભવ દેખાય છે.

આવી સ્થિતિમાં જવાહરલાલ નેહેરૂ શું કરશે? એ મહત્વનો સવાલ છે. નાગપુરની ટ્રેડ યુનિયન કોંગ્રેસમાં ભાષણ કરતાં તેમણે મોસ્કોનું ધ્યેય તથા મોસ્કોની જીવન પદ્ધતિનાં વખાણ કર્યાં છે જ્યારે તેમની અમુક નીતિ રીતી વખોડી કાઢી ને મજૂરો અને ખેડૂતોને રાજકીય દ્રષ્ટિ કેળવવાની સલાહ આપી છે, તથા સ્વતંત્રતાની હિમાયત કરી રશિયા જેવા રાજતંત્રનું લક્ષ્ય પ્રજા આગળ રજુ કર્યું છે. લક્ષ્યબિંદુ સામ્રાજ્યવાદથી તદ્દન ઉલટું છે અને આગામી કોંગ્રેસમાં તે જ પ્રમાણે ઠરાવ થવાનો સંભવ આપણે જોઇ ગયા છીએ. આવી સ્થિતિમાં કાં તો જવાહરલાલને કોંગ્રેસના પ્રમુખપદનું રાજીનામું આપી સ્વતંત્રતાવાદી પક્ષમાં આવી ભળવું પડશે અને નહિ તો નિર્ભેળ સ્વતંત્રતાની પ્રતારણા કરી સામ્રાજ્ય પૂજક પક્ષમાં સમાવિષ્ટ થઇ જવું પડશે.

## ગાંધીજીના હાથમાં ચાવી

પરંતુ આગાંથી જવાહરલાલ બીજી જ ભૂમિકા આખરે સ્વીકારશે એવી માન્યતાને માટે સબળ કારણો છે. એક તો મીરત કેસમાં જ સરકાર તરફથી રાષ્ટ્રીયપક્ષ વિષે સહાનુભૂતી.

પ્રદર્શિત કરવામાં આવી છે; તેમ જ બંગાળના ગવર્નર સર સ્ટેન્લી જેક્સને વૉઇસરોયની મુલાકાત લીધા પછી ચોકખા શબ્દોમાં જણાવી દીધું હતું કે, દિલ્હીના ઠરાવો મુજબની મનોદશા પ્રગટ થશે તો સરકાર તે પ્રત્યે સહાનુભૂતિ ધરાવશે, પરંતુ જો તેમ નહિં થાય તો સરકારની ફરજ ચોકખી જ છે. આનો સીધો અર્થ જ એ છે કે, સંસ્થાનો સમા સ્વરાજ્યની માગણી પ્રત્યે શાહીવાદ સહાનુભૂતિ ધરાવે છે. એ કલ્પના સામ્રાજ્યની એકતાના ઉપર બતાવેલી વિચારસરણીને વધુ મજબૂત બનાવે છે. આ કારણોને લીધે રાષ્ટ્રીય પક્ષ સંતોષાયો છે અને તેથી તે કોઇ પણ રીતે સંપૂર્ણ સ્વતંત્રતા વાદીઓને સાથ આપે એમ લાગતું નથી.

આવા સંજોગોમાં કોંગ્રેસનું સુકાન આખરે ગાંધીજીના જ હાથમાં રહેશે એમ માનવાની ફરજ પડે છે. પ્રથમ તો પ્રમુખપદ માટે ગાંધીજીને સૌથી વધારે મતો મળ્યા છતાં તેમણે જવાહરલાલની જ ચુંટણી કરાવી એ મહત્વની બીના છે. વળી દિલ્હી પરિષદમાં ગાંધીજીએ જવાહરલાલ પરના પોતાના અંકુશનો અનુભવ કર્યો છે. એટલે જવાહરલાલ ગાંધીજીની સલાહની વિરૂધ્ધ વર્તે એ જરા યે સંભવતું નથી; અને ગાંધીજી શું કરશે એ તો દેખીતું જ છે. દિલ્હીની પરિષદનો દહીં દુધીયા ઠરાવ એમણે જ પસાર કરાવ્યો હતો તેમ 'મને સંસ્થાનો સમા સ્વરાજ્યનું વચન મળે તો હું સંતોષ પામીશ' એવી તેમણે જાહેરાત કરી છે. આ વચન તો-શબ્દોમાં અપાઇ જ ગયું છે અને કદાચ વૉઇસરોય સાથે થનારી મુલાકાતમાં તેમને આ વચન પાકે પાયે મળી પણ જશે. અને તેના બદલામાં ગાંધીજી લાહોરની કોંગ્રેસમાં કલકત્તાના આખરી કહેણને પડતું મૂકવાનું વચન આપશે.

એ રીતે મદ્રાસ અને કલકત્તામાં જે બન્યું તેથી કંઇ પણ નવો કે જુદો બનાવ લાહોરમાં બનવાનો નથી અને થોડી ઘણી શાબ્દીક વરાળ ઉરાડી કોંગ્રેસ વિખરાઇ જશે. તેથી વધુ થવાનો આથી સંભવ પણ નથી.

# આપણા દેશી રાજ્યોનું ભાવિ

: લેખક :
ચિમનલાલ મગનલાલ ડૉક્ટર
તંત્રી, નવગુજરાત, (વડોદરા.)

દેશી રાજ્યો એટલે અંધેર કારભાર, દેશી રાજ્યો એટલે બ્રિટિશ હિંદના તેમ જ બીજા રાજ્ય બહારના લોકોનું ગૌચર, દેશી રાજ્યો એટલે બ્રિટિશ હિંદના રાજદ્વારી-ખાતાનું ખાસ ક્ષેત્ર, દેશી રાજ્યો એટલે જુલ્મ જાહાંગીરીના નમૂના. રૂશીઆમાંથી ઝારશાહી ગઇ અને જર્મનીમાંથી કૈસરશાહી ગઇ. પણ તેની વધારે બગડેલી આવૃત્તિઓ જોવી હોય તો દેશી રાજ્યોમાં ફરવું. ઝાર કે કૈસરને માથે કોઇ મુગટમણી નહોતા એટલે પ્રજાએ તેમનો ફેંસલો કરી પોતાને મનગમતું રાજ્યબંધારણ અમલમાં મૂક્યું. પણ આપણા રાજાઓને તો મહાન બ્રિટિશ સામ્રાજ્યની સંગીનોની મદદ એટલે તે ગમે તેવી ઝારશાહી કરે તો તેમને કોણ પૂછે? પ્રજા જો બળવો કરે તો રૈયતની મદદમાં કોઇ નહીં અને રાજાની મદદમાં તો આખા સામ્રાજ્યમાંથી લશ્કર દોડી આવે. રૂશીઆ, જર્મનીને તો પાડોશી રાજ્યોની બીક એટલે ઝાર અગર કૈસરને રાજકારોબાર થોડો ઘણો પ્રજાને અનુકૂળ ચલાવવો પડે, પણ અહીં તો કોઇપણ દેશી રાજાને બીજા રાજાના હુમલાની બીક જ ન મળે. કારણ બધા જ રાજાઓ સામ્રાજ્યના ખંડીઆ, એટલે કોણ કોના ઉપર સ્વારી કરે, અને કોની બીકથી રાજા પ્રજા ઉપર સુરાજ્ય ચલાવે? સ્વતંત્ર રાજ્ય હોય તો રાજાને રાજ્યમાં જ રહેવું પડે, નહીં તો બીજો કોઇ કુટુંબી ગાદી ઉપર ચઢી બેસે. પણ આપણે ત્યાં તો બ્રિટિશ રક્ષણ નીચે એ પણ બીક ન મળે, એટલે રાજાઓને મોજ શોખ ભોગવવા યુરોપમાં રહેવાનો લહાવો લેવાનો મળે! આમ દરેક સંજોગ રાજાઓની વિલાસપ્રિયતા, જુલમ, આપખુદી તથા તરંગને પોષક, અને બળવા અગર પર-રાજ્યના હુમલાનો કુદરતી અંકુશ ન મળે. એટલે હિંદના જેવો રાજાઓની આપખુદીનો વિકાસ દુનીઆમાં કોઇપણ ઠેકાણે ન જડે. અને આ બધું ગ્રેટ બ્રિટન જેવા સંપૂર્ણ મર્યાદિત રાજત્વ સાથે પ્રજાશાસન ભોગવતા રાષ્ટ્રની છત્રછાયા નીચે! જ્યાં આવા સંજોગો ત્યાં દેશી રાજ્યોની રૈયત હાય પોકારી રહી છે.

## દેશી રાજ્યો ખાલસા કરો

રાજાઓને નથી આપખુદ સત્તા છોડવી, કે પ્રજાને જવાબદાર રાજતંત્ર આપવું અને આપખુદીના અમરપટા જોઇએ છે, ત્યાં પ્રજા દેશી રાજ્યો ખાલસા થાય એમ ન ઇચ્છે તો બીજું શું ઇચ્છે? પોતાના રાજા સામે બળવો ઉઠાવી તેને પદભ્રષ્ટ કરવાની શક્તિ પ્રજામાં હોય પણ બ્રિટિશ સામ્રાજ્યના તમામ બળ સામે ઝઝૂમવાની શક્તિ ન હોય ત્યારે પ્રજાએ શું કરવું? એટલે પ્રજા એવું જ ઇચ્છે કે ગુલામોના ગુલામ થવા કરતાં રાજ્યો ખાલસા થઇ ફક્ત સીધા ગુલામ થવામાં શું ખોટું! પછી તો જે હક્ક બ્રિટિશ હિંદ મેળવે તે હક્ક તેમને પણ મળે જ. બ્રિટિશહિંદ ઝડપથી સ્વરાજ્ય તરફ કુચ કરે છે, તેથી દેશી રાજ્યોની રૈયત રાજાઓની વિપરીત

મનોદશા જોઇ પોતપોતાના રાજ્ય ખાલસા થાય એવી ઝંખના કરે છે કે જેથી બ્રિટિશ હિંદની પ્રજાની બરોબરીએ તો અવાય! આજે તો એવી સ્થિતિ છે કે જો દેશી રાજ્યોમાં તાબડતોબ જવાબદાર રાજ્યતંત્ર ન સ્થપાય તો એ રાજ્યો ખાલસા કરીને રાજાઓની જાતનો દુનીઆના પડ ઉપરથી નાશ થાય એવી ઇચ્છા દેશી રાજ્યોની પ્રજામાં પ્રબળ થતી જાય છે.

## બ્રિટિશનીતિ ઉઘાડી પડે છે!

'નાo વાઇસરોયે દેશી રાજ્યોની પ્રજાના પ્રતિનિધિઓને રાઉંડ ટેબલ કોન્ફરંસમાં બોલાવવાની ના પાડી છે, તે ઉપરથી બ્રિટિશ સરકારની બાજી ઉઘાડી પડે છે. તેઓ રાજાઓને બ્રિટિશહિંદના આગેવાનો સાથે લઢાવીને બ્રિટિશહિંદ તથા દેશી હિંદ એવા હિંદના બે કાયમના કડકા કરવા માંગે છે. રાજાઓ કહેશે કે બ્રિટિશહિંદને ભલે જવાબદાર રાજતંત્ર આપો, પણ અમે તો અમારા કોલકરારો પ્રમાણે બટલર કમિટીના કહેવા મુજબ બ્રિટિશ તાજ સાથે સીધો સંબંધ રાખનારા હોવાથી તમને અમે સાર્વભૌમ તરીકે કબુલ રાખવાના નથી. અને અમારી કબુલાત વગર અમારાં રાજ્યો ઉપરનું સાર્વભૌમપણું તમને સોંપાય નહીં એમ બટલર કમીટીએ ઠરાવ્યું છે તેથી અમારી કબુલતને અભાવે અમે તમારા બંધારણમાં આવી શકતા નથી. એ શિવાય બીજા જે પ્રશ્નો બ્રિટિશહિંદ તથા અમારી વચ્ચે ઉપસ્થિત થશે તેનો નિકાલ તમે એકલા કરી શકશો નહીં અને તમારા તથા અમારા પંચો મળી જે નિકાલ કરે તે સ્વીકારવો પડશે, અને મતભેદને પ્રસંગે અમે તાજને અપીલ કરીશું. તાજ એટલે વીલાયતની બ્રિટિશ સરકાર. બ્રિટિશ તાજ અમારૂં રક્ષણ કરવા બંધાયું છે, તેથી અમારા રક્ષણ માટે લશ્કરનો કબજો બ્રિટિશહિંદની સરકારને સોંપાય નહિં. અને બ્રિટિશહિંદની અંદર બેટ જેવાં આવેલાં અમારાં રાજ્યો એ બ્રિટિશ શાહી સરકારના તેટલાં કેન્દ્ર બનશે. એટલે તમે સીધા નહિં ચાલો તો તમારે બ્રિટિશ લશ્કર તથા અમારાં લશ્કર સાથે મુકાબલો કરવાનો વખત આવશે. માટે છાનામાના સામ્રાજ્યને વશ રહેજો.

જો દેશી રાજ્યોની ૭ કરોડ પ્રજાના પ્રતિનિધિ મસલત પરિષદમાં જાય તો તે કહેશે કે અમારાં રાજ્યોને બ્રિટિશહિંદના સંયુક્ત રાજ્ય બંધારણના ઘટક તરીકે દાખલ કરો, અને આપખુદ શાસન તથા પ્રજાશાસનનો મેળ ન બેસતાં ઉલટ તેમનો સંઘ આખા હિંદની પ્રજાની સ્વતંત્રતાને જોખમકારક હોવાથી અમારા દરેક રાજ્યમાં રાજાની સત્તા નાo શહેનશાહ જેટલી રાખી જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરો. આ મદદની કિંમત બ્રિટિશ હિંદના નેતાઓ જો કરે તો મસલત પરિષદમાં જવાની ના જ પાડે અને કહે કે દેશી રાજ્યોની રૈયતના પ્રતિનિધિઓ વગર અમે પરિષદમાં આવવાના નથી, તમે ફાવે તેમ કરો.

## સ્વતંત્રતા પક્ષ સાથે જોડાશે

જો દેશી રાજ્યોની રૈયતને કોઇ દાદ નહીં આપે, રાજ્યો ખાલસ કરવાની રાજનીતિ ગ્રહણ નહીં થાય તેમ જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવાની તજવીજ નહીં થાય, તો છેવટે તેણે હારીને સંપૂર્ણ સ્વતંત્રતાના પક્ષનો સાથ કરવો પડશે. જો સંપૂર્ણ સ્વતંત્રતાનો પક્ષ ફત્તેહ પામે તો બ્રિટિશ સામ્રાજ્યના ભાગ તરીકે હિંદ ન રહે, અને તમામ રાજાઓને પદભ્રષ્ટ કરી આખો દેશ એક જ પ્રજા શાસન નીચે મુકાય, શું બ્રિટિશહિંદના રાજકર્તાઓ, તથા દેશ નેતાઓ તથા રાજાએ આવી સ્થિતિ ઉત્પન્ન કરવા ઇચ્છે છે? તેમણે જાણવું જોઇએ કે કામદારો તથા ખેડૂતોનું પ્રબળ થતાં રાજાનું નામ પણ પ્રજાને ખુંચશે અને હિંદમાંથી રાજત્વનો નાશ થશે.

# ચિત્રકારને

( વસંત–મંદાક્રાન્તા. )

ગંભીર દૃષ્ટિ કરતાં જગમાં જણાશે,
વસ્ત્રો વિના રખડતાં દીન બાળ દીસે;
ખાધા વિના ટળવળે અતિશે બિચારાં,
શાને ત્યારે જમણ જમતી જાન તું ચીતરે છે ?

કૂવે પડી મરણને દુઃખિયારી ભેટે,
કોઇ અરે ! સ્ટવ થકી બળી જાય જાતે;
ચોધાર આંસુ ઢળવે બીજી બાલિકાઓ,
શાને ત્યારે ઝુલતી હિંચકે સુંદરી ચીતરે તું ?

થાયે ઘણાં લગનમાં વયનાં કજોડાં,
જેથી બને યુવતીઓ વિધવા અકાળે;
સંસારના વિષમ તાપ થકી સિઝાતી,
તોયે ત્યારે પ્રણયરસમાં મસ્ત તું ચીતરે કાં ?

પ્રસ્વેદ પાડી તનનો પકવે અનાજ,
ભૂમિ ભરી, જગતને ભરતો કિસાન;
લૂંટે છતાં જગતમાં સઘળાજ એને.
ભૂલી તેને શી રીત ચીતરે આભનાં રમ્ય રંગો ?

કેદો તણી જુની થયલ દિવાલ માંહી.
વર્ષો થયાં સબડતા વીર માતૃજાયા;
જુલ્મો પરે ઝગડતાં નીજ પ્રાણ આપે,
પીંછી ત્હારી કયમ પછી ફરે બાગનાં ફુલડાંમાં ?

યંત્રો તણી ભીષણ કપરી ચક્કીઓમાં,
રેંસાય છે દિવસ રાત રહી મજુરો;
આપે અફીણ ઉંઘવા નિજ બાળકોને,
છોડી તેને, કયમ કરી ગમે ચિત્ર વિલાસીઓનાં ?

જોયાં હશે ગરીબનાં રહેઠાણ ગંદાં,
સૂવે સદા સમીપ જે પશુઓની સાથે;
જેને મળે નહિં અરે ! પુરેપેટ ખાવું,
છોડી આવાં કયમ કરી સરે ચિત્ર કો કલ્પનાનાં ?

પંખીતણા પ્રણય ને જલધોધ કેરાં,
આકાશને વનઘટા તણી કો છટાનાં;
સારી રીતે ભરી શકે સહુ પેટ જ્યારે,
ચિત્રો ત્હારાં સફળ બનશે રમ્ય રંગો તણા એ.

'કલાપ્રિય.'



# બળના પ્રદેશમાં

"હારે, ફીસને, મસ્તને.....આસરને" એક, બે, ત્રણ.....દસ એમ ગણતો ગણતો આ પ્રદેશનો જુવાન પોતાના દુધ જેવા ઉજળા દાંતમાંથી હસતો હસતો બોલે છે; ત્યારે આપણને તેના વિષે જાણવાની સહેજે ઉત્કંઠા થઇ આવે છે. શરીરે શ્યામવર્ણો, લોહીથી ભરેલું ગોળ મોં, પાણીદાર ચમકતી આંખો, માથે ગુંછળા વળેલા બરછટ વાળ, કુમાશવાળા ચામડી એ એની ખાસ વિશિષ્ટતાઓ એકદમ તરી આવતી દેખાઇ શકાય છે. ટાઢ તડકો સહન કરીને કસાએલું મજબૂત પાતળું નહિ તેમ સ્થુળ નહિ તેવું સ્નાયુબધ્ધ ખડતલ શરીર, કાલે શું ખાઇશું તેની ભાગ્યે જ પરવા કરતો, હસમુખો ચહેરો અને થોડામાં થોડી જરૂરીઆતીભરેલું જીવન એ બધું ખરેખર આ લોકોમાં એટલું વણાઇ ગયું છે કે એમાં જ તે ખરેખરી મજા માણતો આપણે નિહાળી શકીએ છીએ. ખાસ વ્યાધિ સિવાય તેનું મોં ભાગ્યે જ ગમગીની ભરેલું દેખી શકો.

આ પ્રદેશનું નામ હાલમાં એરીટ્રીઆ રાખેલું છે. તે રાતા સમુદ્રના કિનારે આફ્રિકાની પૂર્વે એક નાનકડો પ્રદેશ છે. તેની ઉત્તરે અને પશ્ચિમે બ્રિટીશ સુદાનની હદ લાગેલી છે. દક્ષિણે એબીસીનીઆનું હબસી રાજ્ય અને ફ્રેંચ સોમાલીલેન્ડની હદ આવી છે. પૂર્વ કિનારે રાતો સમુદ્ર છે. અસલ આ પ્રદેશ મિસરી રાજ્યનો ભાગ હતો, પણ હાલમાં તે ઇટાલીનું સંસ્થાન છે.

આવી આ પ્રદેશની ઉંચાનીચા ટેકરા અને ડુંગરોમાં રહેતી મજબૂત પ્રજા આજે યુરોપીય આગમનના વાતાવરણ નીચે કચડાતી, દબાતી જોઇને કોઇને પણ અચંબો



# પૂજારીઓના

: લેખક :

**ચુનીભાઇ ધ. પટેલ**

થયા શિવાય ભાગ્યે જ રહે. હાલની રાજ કરતી પ્રજાઓના યુક્તિઓની સામે તેની જ શક્તિ વાપરવામાં અકુશળ એવા એશિયા અને આફ્રિકાના વતનીઓ રાજીખુશીથી ગુલામી સ્વિકારતા થતા જાય છે. જ્યાં આવી ગુલામીનો સામનો કરવામાં આવે છે, ત્યાં પ્રાણઘાતક દારૂગોળો પુરના જથ્થામાં રાખી એ પ્રજાને નાબુદ કરવાના ઉપાયો લેતાં રાજકર્તાઓ અચકાતા નથી. આવી જ જાતનું કંઇક આ પ્રદેશમાં બનેલું છે. અહિં લોકો મજબૂત અને બળવાન હોય છે. આખો દિવસ જીવન-વિગ્રહ માટે ફાંફાં મારતા, એક દેશળેથી બીજે દેશળે દોડતા. અને અવિરત શ્રમ ખેડતા આ લોકોને સાંજે જ્યારે પોતાના એકાદ ઝુંપડાંથી આશ્રય લેતા તમે જુઓ, તો તેના શ્યામવર્ણા શરીરની કાંતિ એની એ જ હોય. ખાવાનું ઓછુંવત્તુ, મળ્યું ના મળ્યું તેની ગણના કર્યા સિવાય સવારમાં પાછા કામ કરવા ટટાર અને તૈયાર હોય જ અને જના આજે આખા યે પ્રદેશ ઇટાલીને તાબે થઇ આપણી માફક ગુલામી સેવે છે.

આવી પ્રજાના રીતરિવાજ, પહેરવ, ઓઢવા અને ખાવાપીવાની બાબતોનો અભ્યાસ કરતાં સહેજે માલુમ પડી આવે છે કે તેમની બધીએ બાબતોનો ઝોક શારીરિક બળ કેમ વધે અને ખીલે એ તરફ અપાએલો હોય છે. બાળક જન્મ્યું ત્યાંથી જ તેના ઉપર બળની પૂજા શરૂ કરી દેવામાં આવે છે. બાળકની ઘણી નાની ઉમરમાં તેના બન્ને ગાલ ઉપર ત્રણ ત્રણ લાંબા ઉઝરડાઓ કરી દેવામાં આવે છે, પછી તે પડતો આખડતો, એક બીજા

સાથે ઘણી વખત લોહીલુહાણ થઇ જાય. ત્યાં સુધી ધીંગામસ્તી કરતો, આ હબસી બાળક જેમ જેમ મોટો થતો જાય છે, તેમ તેમ તેનું ખડતલ શરીર ઘડાતું જાય છે. આવી નિર્દોષ ગડમથલમાં તેના



શરીર ઉપર ઘણા ઉઝરડા, ચાઠાં અને ચાંદાંવાળી નિશાનીઓ થઇ ગઇ હોય છે. જેમ શરીર ઉપર આવી નિશાનીઓ વધારે તેમ સમાજમાં તેનું માન વધારે. જેમ આપણો અજારભાવ હાલમાં અંગ્રેજી ભણતર ઉપર ગણાય છે તેમ તેનો બજારભાવ આ નિશાનીઓ ઉપર ઘણો અવલંબી રહેલો હોય છે. અલબત્ત તેની જરૂરીઆતો એટલી બધી ઓછી છે કે તેઓ આપણી માફક નોકરીઓની શોધમાં ઘણા ઓછા ફરતા દેખાય છે. તેમની મોટામાં મોટી લૌકિક જરૂરીઆત પરણવાની. અને પરણતી૦ કન્યા આવો જુવાન જ પસંદ કરે. જેનું જીવન ધીંગામસ્તીમાં ન ગયું હોય તેની પસંદગી સૌ પછી જ આવે. સિંહ, દીપડા અને એવા બીજાં હિંસક પ્રાણીના કે મનુષ્ય શત્રુનું માથું, કાન, કે નાક કન્યાને ભેટ કરવાનો લહાવો વરરાજા પહેલાં સવત્ર લેતો, પણ હવે ઘણા જ દૂરદૂરનાં ગામડાંમાં રહેતો કોઇક જ જુવાન તે લહાવો લે છે. લગ્નબંધન આ દેશમાં બહુ ઓછા પ્રમાણમાં સ્વીકારવામાં આવ્યું હોય એમ લાગે છે. તેઓ ઘણી સહેલાઇથી લગ્ન કરી શકે છે તેમજ ઘણી સહેલાઇથી એક બીજાને ન બનવાનાં કારણોસર અગર બીજા કારણો માટે છુટા છેડા પણ કરી શકે છે. અમુક સંતાનો કર્યા પછી કાંઇ આગળ

રીતે છુટા પડવા માગે છે એમ કબુલ થાય એટલે બસ. તેમનાં દરેક પ્રસંગમાં શારીરિક બળની પરીક્ષા કરવાનો ખાસ સમારંભ ગોઠવાય છે. ખાસ આશ્ચર્ય નહિ તેવો કેટલોક નાચ અને યુવાનો લાકડીનાં દાવ અગર એવી



બીજી કસરતો કરે છે. આ બધું વરરાજાની આગળ થયા કરે અને બીજા લોકો તે જોયા કરે.

આ તો ફક્ત જીવનના એક સાધારણ રિવાજની વાત કરી, પણ આખીએ રોજીનાં અને સમાજના રીતિરિવાજો પણ બળની પૂજાના ધોરણે હોય એમ આપણને સ્પષ્ટ દેખાઈ આવે છે. ઉત્સવોમાં અને મેળાવડાઓમાં બળનું એકાદ કામ ગોઠવવામાં આવ્યું હોય. વાંધાનો નીકાલ લડીને જ લાવવામાં આવે. વાતવાતમાં લોહીલુહાણ લડી પડતા હોય અને તેને માટે કોઈએ અફસોસ કે દીલગીરી બતાવવામાં આવતી ન હોય, પણ ઉલટી શાબાશી અપાતી હોય. એક ટોળી બીજી ટોળીની સામે લડવામાં આનંદ અને

ફરજ માનતી હોય, એ અને એવાં બીજાં ઘણાં સામાજીક કામો જાણે બળ કેળવવા અર્થે જ થતાં હોય એમ લાગે છે.

આ પ્રદેશ જો કે ઇટાલીનું સંસ્થાન છે, તો પણ હજુ લોકો ઇટાલીયન લીરા વાપરતા થયા છે એમ કહેવું મુશ્કેલ છે. લોકો જુના વખતની મેરીઆ થેરીસા રાણીના નામના જ રીઆલ નામના સિક્કાને પસંદગી આપે છે. આ રીઆલ આપણા રૂપીઆ કરતાં મોટો હોય છે અને કિંમતમાં તે લગભગ રૂ. ૧-૬-૦ જેટલો થવા જાય છે. આ સિક્કાની પાછળ કોઇ શાહીસત્તા નથી, એટલે એને નાણાના ખરા અર્થમાં નાણું કહી શકાય નહિ. તે એક ફક્ત બીજા માલની માફક વિનીમય કરવાનું સાધન-માલ તરીકે જ ગણાય, એટલે જેમ બીજા માલનો ભાવ વધઘટ થયા કરે છે તેમ આ માલનો ભાવ ઇટાલીઅન લીરામાં વધઘટ થયા કરે છે, એટલે વેપારની દ્રષ્ટિએ ઘણી વખત મુશ્કેલીના પ્રસંગો ઉભા થાય છે. રીઆલમાં નાનો સિક્કો હોતો નથી, એટલે ઘણે ઠેકાણે તેના ભાગ સમજવા માટે બંદુકના કારતુસ ગણવાનો રિવાજ છે. વળી રીઆલનો ભાવ વધ્યો છે કે ઘટયો એ પણ આ કારતુસની પદ્ધતિ દ્વારા તેઓ સમજે છે. જે વખતે યુરોપીઅનોએ આ પ્રદેશમાં આવી કારતુસનો ઉપયોગ કર્યો તે વખતથી સ્વરક્ષણ માટે આ વસ્તુ એ લોકોને ખાસ આવશ્યક લાગેલી છે.

આવા મજબૂત શરીરને ખોરાક શો? માંસ, રોટલો અને મરચું કોઇને અચંબો થશે કે આવી થોડી વાનીઓ ઉપર શરીર કેમ નભતું હશે? પણ બીજી જ પળે આપણે પુરતો વિચાર કરીશું તો માલુમ પડી આવશે કે જે પ્રજાઓ ઓછા ફેરફાર કરેલી વાનીઓ સાદા પ્રમાણમાં લે છે તેમની પાચન શક્તિ અદ્ભૂત હોય છે. આ લોકને રોટલો મેટો, અને ઘણો દળદાર હોય છે,



અને તેને પકવવાની રીત પણ ઘણી જ થોડા ફેરફારવાળી હોય છે પત્થરના ગોળ નાના ટુકડાઓને દેવતાની ભઠ્ઠીમાં નાખી ગરમ લાલચોળ બનાવી દીધા પછી કસુકના ગોળ લુવા વચ્ચે એક એક મૂકી દઇ, ઉપરથી મોં બંધ કરી; દેવતામાં તેને પાકે ત્યાં સુધી ભારી મૂકે છે. દહિં ઘી બનાવવાની રીત પણ સામાન્ય અને સાદી હોય છે. દુધ દોહવાનું વાસણ વાંસનું ગોળ બનાવી તે ઉપર માટી ચોપડી તડકામાં મુકવી તૈયાર કરે છે. આ વાસણને કોઇ દિવસ આ લોકો ધોતા નથી. તેમ કરવામાં તેઓ વહેમ માને છે. આથી દુધમાં ઘણી વાસ મારતી હોય છે. એ પછી એ દુધને ચામડાની કોથળીઓમાં ભરી તડકે રાખી મૂકે છે. સૂર્યના પ્રખર તાપમાં દુધ ફાટી જઇ તેનું દહિં બને છે. પછી બે જણાઓ આ કોથળીને બન્ને છેડેથી પકડી ખૂબ હલાવે છે એટલે માખણ મોં તરફ આવે છે. એને પછી ધીમા તાપથી અથવા સૂર્યના તડકામાં તપાવી ઘી તૈયાર કરે છે, સામાન્ય રીતે આ ઘીમાં પાણીનો ભાગ વધારે પ્રમાણમાં હોય છે, ખાવામાં ત્યાંના લોકો આવું ઘી વધારે પસંદ કરે છે. વેપાર અર્થે દૂરના પ્રદેશમાં ગયેલા આરબો આ તરફનું ઘી વધારે પૌષ્ટિક ગણે છે અને ત્યાંથી મંગાવે છે. ખાસ કરીને આ લોકો લીલોતરી કાચી જ ખાય છે. લીંબુ મળ્યું એટલે તો બસ. તેને ગમે તે વખતે ચૂસતા હોય જ. વળી, નવરા પડ્યા એટલે દાતણનો કુંચો દાંતે ઘસતા હોય જ. ખરેખર તેમના દાંત એટલે આજે ધોળા દુધ જેવા દાંતનો આદર્શ જેઓ માગે છે તે જ જોઇ લ્યો.

ચામડું આ લોકો ઘણું ઉપયોગમાં લે છે. ઘેટા કે બકરાનું હોય તેના પગ તરફના ભાગોને કાપી બંધ કરી દે અને મોંના ભાગથી બધું ભરવાનું રાખે. પાણી એમાં ભરાય, લોટ એમાં ભરાય, દાણા એમાં ભરાય, કંઇ વસ્તુ લઇ જવી લાવવી હોય તો તેમાં પણ ઉપયોગમાં લ્યે. ટુંકામાં બધી બાબતમાં આને તેરડા ઉપયોગ આવી કોથળીઓનો તેઓ કરે છે.

બળની સાથે બુદ્ધિનું મિશ્રણ આ લોકમાં નથી એમ નહિં સામાન્ય રીતે તેમનામાં બુદ્ધિ હોય છે. સાવ બુદ્ધિહીનતા ભાગ્યે જ જોવામાં આવે. આદિંના નોકરને તમે કામ સોંપ્યું તો હીરો ઘોઘે જઇ આવ્યો એવો ઘાટ ઘણો ઓછો બનતો પામે અલબત્ત આખાએ પ્રદેશમાં અક્ષરજ્ઞાન સાવ નથી એમ કહીએ તો કશું ખોટું નથી. દરેક ગ્રેણીનો શેખ કંઇ લખી વાંચી શકતો હોય. ઘણી વખત કાચા માલનો હિસાબ સમજવામાં અને તેના અંદર અંદર ભાગો પાડવામાં કલાકોના કલાકો વહી જાય. છેવટે ઘણી ગડમથલ પછી છેવટના નિર્ણય માટે વાણીઆની દુકાને આવી ભાગ પડાવે જાય.

હિંદની માફક આ દેશનો વેપાર મુખ્યત્વે કાચા માલની નિકાશ અને તૈયાર થયેલા માલની આયાતનો છે. ચામડાં, દરિઆઇ માછલી, લાકડાનાં બટન બનાવવાનાં તાડનાં ફળ, ગુંદર, અગરબત્તી અને એવી બીજી ચીજો ખાસ કરીને દરાતી જાય છે. અને ત્યાંથી ખાંડ, કપડાં, સાબુ, દારૂ અને બીજો પરચુરણ માલ આવે છે. કાચા માલનો ભાવ, નહિં જેવો આપવામાં આવે છે એટલે નીકાશ કરતાં આયાત બમણી થઇ જાય છે. આંકડાઓમાં ગણીએ તો દર વર્ષે ૧૮ કરોડ લીરા (લગભગ ૨ા કરોડ રૂપીઆ)નો માલ આયાત થાય છે જ્યારે ફક્ત ૯ કરોડ લીરા (લગભગ ૧ા કરોડ રૂપીઆ)નો માલ નિકાશ થાય છે. એટલે દર વર્ષે આ નાનકડા પ્રદેશમાંથી ૯ કરોડ લીરા પરદેશ ઘસડાઇ જાય છે. આથી

દિવસે દિવસે આ પ્રજા ગરીબ બનતી જાય છે. સામાન્ય રીતે આ પ્રદેશમાં ઘણી જ ગરીબાઇ છે એમ કહી શકાય.

હિંદની માફક આ દેશમાં પણ ઇટાલીથી ગવર્નર જનરલ અને બીજા અમલદારો નિમવામાં આવે છે. ત્યાં પણ ગવર્નરના માનમાં મેળાવડા અને બીજા સમારંભો ગોઠવવામાં આવે છે. આ લોકોને પોતે ગુલામ છીએ એવું ભાન જ હોતું નથી. જે દિવસે તેમને એ ભાન થશે ત્યારે તેઓ પુરા સ્વતંત્ર બનશે, કારણ કે તેઓ લોહીથી ડરતા નથી. કેળવણી લેવામાં આ લોકો હજુ માનતા થયા નથી. એક વખત લેખકને એક 'સર'નો ખિતાબ ધરાવતા આરબ સાથે વાત કરતાં કેળવણીનો પ્રશ્ન નિકળ્યો. ત્યાં તો તે બોલી ઉઠયો કે તેમને એક ૧૨ વર્ષનો દીકરો છે તેને હમણાં જ નિશાળેથી ઉઠાડી લેવામાં આવ્યો છે, કારણ કે તેની ભણવાની ઉમર પસાર થઇ ગઇ છે.

એડન નહોતું તે પહેલાંનું આ પ્રદેશનું મસુઆ બંદર હિંદીઓને જાણીતું હતું. જુના મિસરી રાજાઓના વખતથી હિંદી વેપારીઓ ત્યાં ગયેલા છે. કચ્છી અને કાઠીઆવાડી વાણીઆઓએ પહેલ કરેલી છે. એક હિંદીની જુની પેઢી લગભગ ૨૦૦ વર્ષની મસુઆમાં હતી. તે વખતે આ સાહસિક વાણીઆઓ હોડીમાં બેસી 'ઇરાન અરબસ્તાનના' કિનારે કિનારે થઇ માલની આપ લે કરતા કરતા ૭ ૭ મહિને મસુઆ પહોંચતા. પહેલાં હિંદીઓનું માન સારૂં હતું પણ હવે દિવસે દિવસે ઓછું થતું જાય છે. એમાં આપણી રહેણી કરણી અને ખોટી હરિફાઇ ઘણો ભાગ ભજવે છે.

આ આખો એ પ્રદેશ સામાન્ય રીતે નાના મોટા ડુંગરોથી ભરપૂર છે, તો પણ કોઇક કોઇક જગ્યાએ ખેતી કરવા લાયક ખીણો હોય છે. હમણાં સરકારે એક નહેર બાંધી કપાસની ખેતી શરૂ કરેલી છે. ઇટાલીયન સરકારની રજા મેળવી ત્યાં ખેતી કરવા જવું ઠીક લાભદાયી છે. નદીના પાણીથી કેટલેક ઠેકાણે ખેતી કરવાની સગવડો હોય છે. આ નાનકડા પ્રદેશની કુલ વસ્તી લગભગ ૩ લાખ માણસની છે. તેમાં ઘણી જાતો જુદી જુદી ટોળીઓમાં રહે છે. ખાસ કરીને હબસી જાતો મોટી હોય છે. હિંદીઓ કુલ ૨૫૨ છે અને તે આખાએ પ્રદેશમાં વેરાએલા છે. તેઓ નના મોટા વેપારીઓ છે.




૧૯૧૯: પંજાબનો હત્યાકાંડ



૧૯૧૯ : પંજાબમાં લશ્કરી કાયદાના અમલમાં હિંદીઓને ખુલ્લા કરીને ચાબખાના માર મારવામાં આવ્યા હતી.

નવયુગ : પોષ' ૮૬

# સામ્રાજ્યને સંગીન બનાવવાના બ્રિટિશ પ્રયત્નો

: મૂળ લેખક :

આલ્બર્ટ બુશનેલ હાર્ટ

હાર્વર્ડ યુનિવર્સિટીના પ્રોફેસર

---

ગ્રેટબ્રિટનની કામદાર સરકાર કેટલી સામ્રાજ્યવાદી છે, અને બ્રિટિશ સામ્રાજ્યને મજબૂત બનાવવા તે કેવા પ્રયત્નો કરે છે, અને તે વિષે અમેરિકનો શું ધારે છે તે આ લેખ બતાવશે.

---

હમણાં હમણાં ઇંગ્લંડ અને યુનાઇટેડ સ્ટેટ્સ અથવા કહો કે અંગ્રેજો અને અમેરિકનોનું ઉત્પત્તિસ્થાન એક જ છે, ને બન્નેની સંસ્થાઓનાં મૂળ પણ એક જ છે અને જગતની દ્રષ્ટિએ બન્નેની અગત્ય પણ એક જ પ્રકારની છે આવી જાતની લાગણી ઉત્પન્ન કરવા બન્ને દેશોમાં વિધવિધ પ્રયત્નો કરવામાં આવ્યા છે. પહેલા પધ્ધતિસર અને



મી૦ રામ્સે મેકડોનલ્ડ



મી૦ હુવર

ખર્ચાળ પ્રયત્ન ૧૫ વરસ પહેલાં સ્થપાએલી અને હવે નિરૂપયોગી બની ગયલી કહેવાતી સલ્ગ્રેવ સંસ્થા દ્વારા વૉશિંગ્ટનના સંસ્મરણો એકત્રિત કરી કરવામાં આવ્યો હતો. વૉશિંગ્ટનના વંશની આ ભૂમિ સલ્ગ્રેવ માટે કશું ખર્ચ પાડવામાં ન આવ્યું; પરંતુ લગભગ બે લાખ ડૉલરો આંતરરાષ્ટ્રિય કામ પાછળ ખરચાયા. વગશીલા ગણાતા અંગ્રેજ સ્ત્રી પુરૂષોને અત્યંત ખર્ચાળ રીતે યુનાઇટેડ સ્ટેટ્સ્‌ની મફત મુસાફરી કરાવવામાં એ આંતરરાષ્ટ્રિય કામ સમાપ્ત થયું. આમ મફત મુસાફરી માણી ગએલા અંગ્રેજો ઇંગ્લંડ પાછા ફરે ત્યારે ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચે કોઇ પણ પ્રકારનો સહયોગ થાય એવી સલાહ ત્યાં આપે એવી સુરાદ રાખવામાં આવી હતી. આંતરરાષ્ટ્રિય દ્રષ્ટિએ તેની અસર શૂન્ય હતી; અને તે દરમિયાન સલ્ગ્રેવ મીલ્કત અમેરિકન કમીટીના હાથમાંથી સરી પડી. એનો કબજો અત્યારે બ્રિટિશ કોરપોરેશનના હાથમાં છે; આ કોરપોરેશને સોળમી સદીના સન્માન્ય મકાનને સવડ પડી તેટલી રીતે રૂપકડું અને અત્યંત સુઘડ, દોષમુક્ત બ્રિટિશગૃહ બનાવી મૂક્યું છે. એ પ્રતિષ્ઠિત ને વિપુલ કુટુંબની શાખા પોતાની કીર્તિ અને ભાવિ પ્રતિષ્ઠાને દરીઆ પાર લઇ ગઇ તેથી ગ્રેટ બ્રિટનને કેટલી ખોટ ખમવી પડી હતી તે ત્યાં આવીને અમેરિકનો ખુશીથી જોઇ શકે છે.

અંગ્રેજોએ પોતાના વંશના મહાપુરૂષોમાં જ્યોર્જ વૉશિંગ્ટનને પણ ગણ્યો છે તે વ્યાપકતા સૂચવે છે; અને પોતાના દૂર જઇ પડેલા સંસ્થાનોની અંગ્રેજ પ્રજાની પુનર્ઘટના કરવાની વર્તમાન, ઉત્સાહપૂર્ણ ચળવળનું એ એક તત્વ છે. પૃથ્વીના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં વેરાએલાં અંગ્રેજ સ્ત્રી પુરૂષોના જૂદા જૂદા વર્ગોને એકત્રિત કરવાનું સાધન બ્રિટનની નવી મજૂર સરકાર બળપૂર્વક શોધી રહી છે.

મધ્યવર્તિ પ્રાણને પાછો પ્રગટાવવાના આ મહાકાર્યમાં ત્રણ ભિન્ન ભિન્ન પ્રદેશોનો સમાવેશ થાય છે. પહેલો પ્રદેશ યુનાઇટેડ સ્ટેટ્સ્‌નો—અહિં જગતભરની અંગ્રેજી બોલની પ્રજાનો અરધા કરતાં વિશેષ ભાગ વસે છે. બ્રિટિશ રાજનીતિજ્ઞોએ ત્રણ દશકા પહેલાં જોઇ લીધેલું કે જો અંગ્રેજો ને અમેરિકનો હમેશાં એકઠા મળી કામ કરવાનું પસંદ કરે તો પછી જગતની કોઇપણ પ્રજા કે કોઇ પ્રજા સમૂહ તેમની પાસે અનિચ્છાએ કશું કરાવી શકે નહિં. યુનાઇટેડ સ્ટેટ્સે સ્પષ્ટ કરી દીધું છે કે અમારે કોઇ પણ પ્રકારના ફસાવનારા સંબંધમાં જોડાવું નથી; ભવિષ્યમાં સાથે રહી કામ કરવાના વચનોથી પણ અમે બંધાવા માગતા નથી. વ્હાઇટ હાઉસ તથા સ્ટેટ ડીપાર્ટમેન્ટ માંથી આવતી સૂચનાઓમાં સઘળી પ્રજા માટેના શાન્તિકારક વિચાર કરવામાં આવ્યા છે. અમેરિકન રાજનીતિજ્ઞો કે અમેરિકન પ્રજાના માનસમાં સમસ્ત એંગ્લો-સેક્સનવાદને સ્થાન નથી.

ઇંગ્લંડની નવી મજૂર સરકારે જે પ્રવૃત્તિ હાથ ધરી છે તે ગ્રેટ બ્રિટનના સામ્રાજ્યવાદની નજરે ઘણી વધારે વહેવારૂ છે: તેણે રાજદ્વારી અંશોને અંગ્રેજ સૂર્યની નજીક આણવાનું આરંભ્યું છે. દોઢસો વરસ પહેલાં ઉત્તર અમેરિકાના ઉગતાં સંસ્થાનોને સ્વમાનશક્તિ ને બંધુભાવની ઉણપને લીધે અલગ રાખવામાં આવેલાં એ વાતની શોકપૂર્ણ સ્મૃતિ કેટલાક અંગ્રેજ રાજનીતિજ્ઞોને કદાચ હશે. ભૂતકાલની સંભાવનામાં કોઇ પણ રીતે અમેરિકન સંસ્થાને

ભિન્નભિન્ન થઈ અંત એ સંભાવના કરતાં વધારે ચોક્કસ સંભાવના કોઈ નથી.

અત્યારે બ્રિટિશ પ્રધાનમંડળ જે બાજી ખેલે છે તે કેનેડા અને ઓસ્ટ્રેલીઆના ગોરા સંસ્થાનવાસીઓ સાથે ખેલે છે. ઇંગ્લંડ અને સ્કોટલંડમાં વસ્તી વિશેષ પડતી છે ત્યારે કેનેડા અને ઓસ્ટ્રેલીઆમાં ઘણી ઓછી છે—આમ ઉકેલ સ્પષ્ટ જણાય છે. પરંતુ પરદેશ ગમનની બાબતમાં જે ગંભીર મુશ્કેલીઓ નડે છે તે પાર્લામેન્ટમાં થતા વાદવિવાદથી વાકેફ રહેનાર જોઈ શકે છે. ઈશ્વરલા બે વરસ દરમિયાન હજારો ખેતીમજૂરોને કેનેડા મોકલવામાં આવ્યા હતા. શરૂઆતમાં તેમના કેટલાયે જણ કોલસાની ખાણમાં કામ કરતા. ઘઉંના ખેતરોના માલિકો પર આની અનુકૂળ અસર ન પડી. ખેડૂતો ખેતીમજૂરોની પેઠે અને કારખાનામાં કામ કરનારાની પેઠે મજૂરીને બાજુ પર મૂકી પોતા માટે જે હોય તેને અપનાવી શકતા નથી. કેનેડાના પ્રશ્નોને જુદી રીતે ઉકેલવાનો માર્ગ ઇંગ્લંડમાં કોઈને લાધ્યો હોય તેમ જણાતું નથી. આમ છતાં એ તો સ્પષ્ટ છે કે જો કોઈ પણ વખતે કેનેડાના લોકો યુનાઇટેડ સ્ટેટ્સની વિશેષ નજદીક જવાનું પસંદ કરે તો ઇંગ્લંડમાં નૈતિક કે લશ્કરી એવું એકે બળ નથી જે તેના સ્વીકરણને (Annexation) રોકી શકે.

## ઓસ્ટ્રેલીઆનું દષ્ટિબિન્દુ.

પણ ઓસ્ટ્રેલીઅનોની સ્થિતિ નોખા, પ્રકારના અને વિકટ છે. કેનેડાની પેઠે તેઓ પણ એશીઆવાસીઓને સ્વીકારવાની ના પાડે છે. પરંતુ તેમની પડોશમાં કાળા અને પીળા લોકોના મોટા સમુદાય જમા થએલા છે. કેલીફોર્નીઆના કેટલાક ભાગો માટે જે જાપાનીઓએ કર્યું તે તેઓ ઓસ્ટ્રેલીઆ માટે કરી શકયા છે. તેઓ પુષ્કળ ફળદ્રુપ જમીન ખેડી શકયા છે અને તેની પેદાશમાંથી વિસ્તારવાળાં કુટુંબોનું ભરણપોષણ કરી શકયા છે, કેનેડામાં આમ નથી થઈ શકયું. કેલીફોર્નીઆની પાર્થીમાંથી ઓસ્ટ્રેલીઅનોએ એક પાનું ઉઠાવી લીધું છે અને એંગ્લોસેક્સન જાતિઓની વચ્ચે એશીઆ મજૂરોની બાબતમાં પ્રયોગ કરી જોવાની તેઓ ના પાડે છે. ઓસ્ટ્રેલીઆ પોતાને ગોરાના દેશ તરીકે જાહેર કરે છે; પણ જ્યારે દેશની આર્થિક જોગવાઈ કરતાં વિશેષ ગોરા નવતરો ત્યાં જાય છે ત્યારે તેમને ટાઢો આવકાર અનુભવવો પડે છે.

કેનેડા અને ઓસ્ટ્રેલીઆ બન્નેમાં ઇંગ્લંડે મોટી મૂડી રોકી છે અને સ્ટીમર લાઇનમાં પણ ખૂબ રકમ રોકી છે. દક્ષિણ આફ્રિકા જનારી રોયલ મેલ લાઇનને હમણાં હમણાં ભારે પડવા માંડયું છે એ વાત અર્થગર્ભ છે.

આફ્રિકાના સંસ્થાનોને મદદ કરવાના પ્રશ્નો મજૂર સરકાર પ્રતિદિન વિચાર કરે છે. 'કોલોનીઅલ ગવરમેન્ટબીલ'ની ચર્ચા દ્વારા ત્યાંની પરિસ્થિતિ, મુશ્કેલી, અને તેનાં ઉપાયનું દર્શન થાય છે. ૧૮૬૦—૭૦માં કોંગ્રેસમાં જે ચર્ચાઓ થતી તે આથી યાદ આવે છે. આફ્રિકા ખંડનો ઉકેલ હજુ થયો નથી. ત્યાં દશ કરોડ કાળાની વસતી કહેવાય છે; ત્યાં કેટલાંક નિર્માલ્ય પોર્ટુગીઝ સંસ્થાનો છે; કોંગોનો પ્રદેશ છે; સ્પેનની અને ઇટાલીની માલેકી પણ ત્યાં જૂજ પ્રમાણમાં છે. બીજી રીતે ઉત્તરનો કબજો ફ્રેન્ચના હાથમાં છે; દક્ષિણ અને પૂર્વનો બ્રિટનના હાથમાં છે. બ્રિટિશ વેસ્ટ ઇન્ડીઝની પેઠે અહિં પણ ગોરાઓ જમીનદારો છે અને સીધી લોકો મજૂરી કરે છે. અંગ્રેજ રાજનીતિજ્ઞો જે

કરી શકે છે તે માત્ર સીધી ખેડૂતો પર અંકુશ રાખવાનું છે; પરંતુ હવે તો એ સીધી લોકો પણ માગે છે કે કોઇ ગોરા જમીનદાર જ ન જોઇએ.

દક્ષિણ યુનાઇટેડ સ્ટેટ્સની ૭૦ ને ૭૯ વચ્ચે જે સ્થિતિ હતી તેને મળતી સ્થિતિમાંથી અત્યારે દક્ષિણ આફ્રિકા પસાર થાય છે. પુનર્ઘટનાની બીજી તબક્કામાંથી એ પસાર થઇ રહ્યું છે. જે લોકો બાપબળે જમીન પર કામ કરી શકે છે અને જે લોકોને કોઇ પણ પ્રકારની માલિકીની ઇચ્છા છે તેમની સાથે કેમ કામ લેવું એ અત્યારે ત્યાં મહત્વનો પ્રશ્ન થઇ પડયો છે. જો ત્યાં સભ્યતા આગળ વધેલી ન હોત તો તો **ત્યાં જરૂર** ગુલામીની પદ્ધતિ દાખલ થઇ ગઇ હોત અને દક્ષિણ આફ્રિકાની વિપુલ જમીન સમૃદ્ધિ ગણી ગાંઠી વ્યક્તિના હાથમાં જઇ પડી હોત. એટલે હવે તો માત્ર ત્યાં કાં તો ગોરો મજુરવર્ગ એમ આગ્રહ રાખે કે અમે ગુલામીવાળી મજુરી નહિં જ કરીએ અથવા ગુલામમાલિક મહાશયો (!) ના ગજદારી ઉપરીપણાને તાબે નહિં થઇએ. એ જ માત્ર ગંચ ઉકેલવાનો એક ઉપાય છે.

આફ્રિકાની મંચવણની એક ગાંઠ તો એ છે કે, મજુર સરકાર આફ્રિકાના હિત ખાતર અને ખાસ કરીને દક્ષિણ–પૂર્વ વિભાગના હિત ખાતર નાણાંની મદદ આપવાના કાયદા પસાર કરે છે. પ્રતિદિન આમની સભા પણ બાંધકામના શાસ્ત્રનું શિક્ષણ મેળવી રહી છે. ખાસ કરીને ઝેમ્બેસી નદી પર તેને પૂલ બાંધવાનો છે કે જે પૂલ બંધાય (કે ન પણ બંધાય) તો તે રેલ્વેની સાથે સાંકળી સાંધવામાં ઘણો જ જરૂરનો થઇ પડે, તેથી ઠેઠ સ્ટીમર પર કોલસા આણી શકાય. આ બધું કરવાનો હેતુ-ઇંગ્લાંડના ઉંચા કોલસા સાથે હરીફાઇ કરી ભુખે મરતા ખાણમજુરોને રોજી આપવાનો છે. છતાં કદાચ આથી ઉલટું પણ બને તો નવાઇ નહિં!

આ બધું જોનારને ક્રેડીટ મોબીલીરના ફફોડા દિવસો યાદ લાવે તેમ છે. ટીકા વૃત્તિવાળા કોન્ઝરવેટીવો પૂછે છે કે પૂલ પાછળ પચાસ લાખ પાઉન્ડનું ખરચ થશે કે સો લાખનું? રેલ્વેનો મોટો ભાગ પોર્ટુગીઝની હદમાંથી પસાર થઇ શકશે કે કેમ? આ પ્રશ્નોનો ઉત્તર એ છે કે ઇંગ્લાંડમાં એકદમ દશ લાખ પાઉન્ડનું પોલાદ લાવવું જોઇએ. પણ એનો તો ઇંગ્લંડની સ્થિતિ પર સઘળો આધાર રહે છે. દૂરનાં ગામડાંના રસ્તા પર મુસાફરી કરનારને કે શહેરમાં પ્રવાસ કરનારને ઇંગ્લંડ બહુ માલદાર છે એમ લાગે. ખુદ શહેરોમાં પણ બાળકો સારી રીતે પોષાનાં અને તંદુરસ્ત દેખાય છે. ભયંકર ભૂખમરો હજુ ઇંગ્લંડનાં બારણાં ખખડાવતો હોય એમ હજી દેખાતું નથી.

આમ છતાં ત્યાંની બેકારીની ગૂંચ ઉકેલાઇ જતી હોય એમ લાગતું નથી. શેઠીઆઓને કોઇ પ્રકારનું વળતર આપીને પણ બેકારી ટાળવાની ફરજ પડી છે એ મુદ્દો હમણાં ચાલેલી એક જાણવા જેવી ચર્ચામાં મોખરે આવી ગયો છે. મુદ્દો આ હતો. એક ખાસ કાયદા દ્વારા પ્રધાન મંડળને જાહેર બાંધકામના કંટ્રાક્ટ કરવાની અને પહું પહુંથની પેટીઓને પણ મદદ કરવાની સત્તા આપવામાં આવશે. પરંતુ મજુર પક્ષને કોરો ચેક આપવા સામે કોન્ઝરવેટીવ પક્ષે વિરોધ કર્યો અને ચોક્કસ રકમની મર્યાદા નક્કી કરવાનો આગ્રહ કર્યો. હાર પામતા લીબરલ પક્ષના આગેવાન લોઇડ જ્યોર્જ પોતાની સાધન છટા, બળ અને તીક્ષ્ણતાથી આ ચર્ચામાં કૂદી પડયા. ચર્ચાના મળમાં અનેક મજુરોને

કામ આપી શકે એવી પેઢીઓને પગની અટકાવવાનો સરકારનો હેતુ સહેલાઇથી. જોઇ શકાતો હતો. આ સંબંધમાં પોતાનો વહેવાર બહુ ખુલ્લો કરવાની સરકારની ઇચ્છા નહોતી.

અધોગતિને રોકવા સરકારી તીજોરીમાંથી આર્થિક મદદ દેવા સામે વિરોધ કરનાર તરીકે સરકારી ચોપડે ચડવાની કોન્ઝરવેટીવ પક્ષને પણ ઇચ્છા નથી. પાર્લામેન્ટના અંગ્રેજ સભાસદો બૂમાબૂમ પાડતા નથી કે લાંબાં લચક અવતરણો વાંચતા નથી. આધુનિક પાર્લામેન્ટની કાર્યરીતિ આ જાતની છે: સ્વભાવ શાન્ત રાખવો, સભ્યતા બતાવવી અને સામો પક્ષ જેટલું બોલે છે તેટલું બધું એ કહેવા નથી માગતો એમ ઉદારતાથી માની લેવું. પરંતુ આ પ્રવાહો અને પેટા પ્રવાહોની પાછળ સામા પક્ષનું કહેવું કેટલું વિઘાતક છે તે બતાવવાનો પ્રયત્ન હોય છે.

સાથે સાથે પ્રત્યેક વિચારશીલ અંગ્રેજ એ જાણે છે કે સંસ્થાનોમાં અશાન્તિ પ્રવર્તે છે ને સર્વસામાન્ય જગતશાન્તિ ન સ્થપાય તો કોઇ બળવાન શત્રુ સામે સ્વરક્ષણ કરવાની તાકાત સંસ્થાનોમાં નથી. છતાં ગ્રેટ બ્રિટનની જબરી દેખરેખ તળે સંસ્થાનો અશાન્ત પડ્યાં છે.

બ્રિટિશ પ્રદેશ તરીકે ઓળખાતા મોટા પ્રદેશો પડ્યા છે જેનું તંત્ર થોડા હજાર શીવીલીઅનો ચલાવે છે. તેમની પીઠ પાછળ મોટાં બ્રિટિશ સૈન્યો નથી. આ પ્રદેશોનો પ્રશ્ન બ્રિટિશ પ્રજાથી બનેલા બ્રિટિશ સામ્રાજ્યના સંરક્ષણની મર્યાદાની બહારનો છે. હિંદ, મલયસંસ્થાનો, મેસોપોટેમીઆના પ્રદેશો, ઉષ્ણ કટીબંધના દ્વીપો, સાઇપ્રસ, ઇજીપ્ત વગેરે દેશો પોતાની જ અનેક ગૂંચોને ઉકેલવા અસમર્થ હોઇ બ્રિટિશ સામ્રાજ્યને સદાકાળ શિરસાવંદ્ય ગણશે એમ કોણ કહી શકશે? ઉષ્ણ કટિબંધના પ્રદેશો પર રાજ્ય કરવાની મુશ્કેલીઓ અમને અમેરિકનોને હવે સમજાવા લાગી છે. ફીલીપીનો કે રીકનો અમને ચહાતા નથી. અમારું સંરક્ષણ ભોગવતા હૈતી, સેન્ટો, ડોમીન્ગો અને પનામા તથા નીકેરેગાને પણ અમારે માટે પ્રેમ નથી. જો કે તેઓને અમારી સલાહ સ્વીકારવી પડે છે પરંતુ અમારી રાષ્ટ્રિયતામાં એમનો સમાવેશ નથી એમ કહી તેમનાં શાન્તિ અને કલ્યાણ માટેની અમારી જવાબદારીમાંથી અમે છટકી જઇ શકીશું? લંડનની મજૂર સરકાર અત્યારે જે યંત્રણા વેઠે છે તે ભેવડા બળથી વોશિંગ્ટનમાં પણ આવી લાગવાનો સમય કદાચ હવે બહુ આઘો નથી.

# દેશભક્ત

[ નાટક ]

: લેખક :

શ્રી. યશવંત પંડ્યા

પાત્રો .

| | |
|---|---|
| સુરસાગર | નિખિલ |
| નન્દનન્દન | અવિનાશ |
| સ્વયંસેવકો | પોલિસ |



અંક ૧

[રાષ્ટ્રીય કાર્યાલયમાં અવિનાશ, ભારતમૈયાના ચિત્ર પ્રત્યે ઘુંટણીએ પડીને, ગીત ગાતો નજરે પડે છે.]

અ: પ્રિયતમ ભારતમાત,
અમારી પ્રિયતમ ભારતમાત.
જુગજુગની વિખ્યાત,
અમારી પ્રિયતમ ભારતમાત.

ચિત્ર ૩

હિન્દુ, મુસ્લિમ, પારસી ખ્રિસ્તી
ધર્મના રંગ અનેક,
કિંતુ અંતર એક જ ઉભરાયે
જન્મભોમની ટેક;
અમારી પ્રિયતમ ભારતમાત.

[એને કોઈક આવ્યાનો વહેમ પડે છે એટલે ગાવું અધુરેથી પડતું



અવિનાશ ભારતીમૈયા આગળ ગીત ગાય છે

મૂકે છે. થોડીક તપાસને અંતે હસના–મલકના નન્દનન્દન જડી આવે છે.]

**અ:** (નન્દનન્દનને પ્રણામ કરી) પધારો. હું નમારૂં બનાવેલું ગીત ગાતો હતો.

**ન:** (હસતાં) તું એને ગીત ગણાવે છે; કાલે એક મળ્યો હતો તે લોકકણું કહી, ગીતને તો શું પણ ગીતના વિચારને પણ વખોડી કાઢતો હતો!

**અ:** કોઈક કમઅક્કલ હશે.

**ન:** અથવા તો એની આગળ આપણી અક્કલનું એમ હશે.

**અ:** (આશ્ચર્યથી) તમે આવા નિરભિમાની ક્યારના થઇ ગયા?

**ન:** કાલનો એક એવો ગુરૂ મળ્યો કે જેના સમાગમે જીંદગીનું અભિમાન ઓગળી ગયું.

[અવિનાશને પ્રશ્ન નથી સુજતો.]

**ન:** આજકાલમાં તારે પણ એને ઓળખવો પડશે. ને ત્યારે તને શું થશે; ને શું

નહિં થાય; તે હું હમણાંથી નથી કહી શકતો કે નથી કલ્પી શકતો.

**અ:** તો એની વાત ન લંબાવો. જે કાળે, જે માંડ્યું હશે તે થઇ રહેશે. અત્યારથી એના ઉચાટ શા?

**ન:** (ડોકું હલાવી; જરા ધીમે) હા. હાલ તુરત્ માટે એટલું આશ્વાસન બસ છે.

[બન્ને વિચારવમળમાં પડે છે: ફરક એટલો કે નન્દનન્દનના ચહેરા પર જે ચિંતાની રેખાઓ તદ્દન સ્પષ્ટ દેખાય છે તેનું અવિનાશના અંગમાં નામનિશાન નથી.]

**ન:** અવિનાશ, ટૂંક સમયમાં પણ તેં મારી અદ્ભુત સેવા ઉઠાવી છે. બદલામાં મેં તારાથી એક અક્ષર છૂપાવ્યો નથી. મારી ટપાલ તું ફોડે છે. મારા ઉત્તર તું વાળે છે. ટૂંકમાં હું નથી જાણતો એટલી મારી સ્થિતિ તું જાણે છે.

**અ:** (બગના વિરોધથી) પણ એમાં તમે નવું શું કહો છો?

**ન:** ખરી વાત. કેટલુંક નવું પણ કહેવાનું છે: ને કહેવાનો છું.

**અ:** કહેવા માંડો.

**ન:** (ધીરજથી) મારે કહે ઘરબાર છોડી તું અહિં આવ્યો: ને કબુલાત મુજબ મેં તને આશરો આપ્યો.

**અ:** (કંટાળાથી) આપણે ભૂલી જઇ શકીએ એટલી આ હકિકત જૂની થઇ ગઇ છે.

**ન:** વારુ પણ એ ફરી તાજી બની છે.

**અ:** ભલે.

**ન:** (ગમ ખાઇ) જે સદ્ગૃહસ્થની મેં તને ઘડી પહેલાં વાત કરી એમનો એમાં હિસ્સો છે. તું અહિં છે એમ એમને અડવા મળી કે તને તેડવા ધસી આવ્યા હતા.

**અ:** (સલાહ જેમ) ને તમે એમને ધક્કેલી ન મૂક્યા?

**ન:** (પ્રેમથી) એક વાર એને જોજે, પછી વાતો કરજે, બને તો વિવાદમાં ઉતરજે ને પછી મને કહેવું હોય તે કહેજે.

**અ:** (ચીડ ને ચિંતાથી) પણ ત્યારે તમે કર્યું શું?

**ન:** વચલો માર્ગ લીધો, વચન આપ્યું કે અવિનાશ પોતે પાછો......

**અ:** (હુકમ માફક) ને હું નહિં જાઉં તો?

**ન:** (સહજ સરલતાથી) હાથકડી નાંખી ખેંચી જશે.

[અવિનાશને હવે ભાન આવે છે.. એટલે તદ્દન ચૂપ બને છે.]

**ન:** (નિરાકરણની શાંતિથી) એટલે આપણો હિસાબ સમજી લઇએ. જે કાંઇ ગોટ–ગોટાળા થયા–કર્યા હોય તેના પર સફેદ ચાદર બીછાવી દઇએ. પછી તું તારે રસ્તે: હું મારે માર્ગે.

[અવિનાશની ચૂપકીદી ચાલુ છે.. એના મોં પર અસંમતિ ને નામરજીની છાયા પથરાઇ છે].

**ન:** (અવિનાશને ખભે હાથ મૂકી) અવિનાશ, અવિનાશ! કેમ કાંઇ બોલતો નથી?

**અ:** શું બોલું? આમ એકાએક પરિવર્તનનો અર્થ મને સમજાતો નથી.

**ન:** પણ મને સમજાય છે: ને તું મારામાં વિશ્વાસ મૂક.

[અવિનાશ આસ્તેથી શીર નમાવે છે.].

**ન:** ભાઇ, જા. લેણદેણ રજુ કર. એકવાર હું જાણું તો ખરો કે હું કેટલી હદ સુધી અધમ થઇ શક્યો છું?

[અવિનાશ ઉભો થાય છે. ને હળવા ડગે ને નીચા મોંએ બહાર જાય છે.]

**ન:** (કપાળે આંગળાં ફેરવી) હું તે કેવો છું? મારાથી–કે મારા જેવા કોઇથી આ દેશનું

—શું હળદર રીટવાનું છે? વસ્તુતઃ તો એના ઉદયના અમે અંતરાય છીએ. ધંધાદારી દેશભક્તોનો એવો તો રાફડો ફાટ્યો છે કે ભુજ ભાવનાપ્રેમીની સેવા પણ એળે જાય છે. અને એટલે જ દેશભક્તોની માફક દેશભક્તિની યે ખાના ખરાબી થઇ રહી છે!

[મનની બળતરા સહન ન થતાં, વિચારશૂન્ય સ્થિતિમાં એઓ આમ તેમ લટાર લે છે. એવામાં ભારત-મૈયા પર નજર જતાં એકદમ ઉશ્કેરાઇ જાય છે].

ન: (છાતીપર હાથ પછાડી) શું કરું! માતા! તારે ખાતર હું કેટલો ખુવાર થાઉં?—કેટલાને ખુવાર કરું?

[જરા ઠંડા પડે છે.]

ન: તારો શું વાંક? દીવા પાછળ પતંગિયાં પ્રાણ ખૂએ, એમાં એ શું કરે?

[કંઇક નવીન તરંગ સ્ફૂર્યો હોય તેમ એઓ ચમકે છે.]

ન: એક બાબત હું કેમ ભૂલી જાઉં છું? નિખિલ ભલે પ્રમાણપત્ર ન આપ્યું. કોઇ બીજાને પીગળાવવો પડશે એટલું જ ને?

[વિચાર લંબાવે છે.]

ન: (માથું હલાવી) ના; એ નહિં ફાવે. તો હીલચાલ ખાનગી નહિં રહે. ને જાહેર થાય એ પાલવે એમ નથી.

[જાણે અતિશય ઉંડો વિચાર કરતા હોય તેમ સખ્ત આંગળીઓથી એ કપાળ ઘસે છે.]

ન: (શ્વાસ લઇ) એક આશા છે. હું ખરેખર માંદો પડું તો? માણસને મરતાં આવડે છે તો મને માંદાં પડતાં નહિં આવડે?—ને તો, પછી નિખિલને કયો વાંધો નડશે?

[હસી લે છે.]

ન: (ઉમંગભરમાં) ને પછી ઉધ્ધાર! દેશના! ગંધાતા ધુમાડા કરતાં પરદેશની ખુશ-બુમા લ્હાનો સ્વાદ કેટલો સરસ હશે? (જરા શાન્ત પડી) આમ વિદાયગીરી લેવામાં જ માલ છે. નહિંતર વળી...

[અવિનાશને પ્રવેશતો જોતાં વાક્ય બાકી રહે છે.]

ન: કેમ; લાગ્યો બધું?

અ: હા; બાપુ.

[નન્દનન્દનના ચરણ આગળ અવિનાશ થોડાંક કાગળિયાં રજૂ કરે છે.]

ન: નજર ફેરવી ગયો?—કેટલા પાણીમાં છીએ?

અ: આપણાથી વધારે ઉંડા.

ન: ત્યારે શું ડૂબી મરવું જ બાકી રહ્યું છે?

[અવિનાશ છવનની ભયં કરતા અનુભવે છે.]

ન: (એ જોતાં, આશ્વાસન અર્થે) એમ ત્રાસ ન પામ. બનશે તો તરીને પાર ઉતરીશું.

અ: (જરા હળવે) મને એની શંકા છે.

ન: (હિંમતથી) શંકા? શંકા આપણને હોય કે આપણે શંકાને હોઇએ?

[અવિનાશ જરા વાર તો હસી પડે છે. પણ પછી—]

અ: વસ્તુસ્થિતિ જાણશો એટલે પછી આવા સવાલ ઉડી જશે.

ન: (આશ્ચર્ય, અભિમાન ને આનંદથી) તોફાની, મેં કહ્યું હતું એ મને જ પાછું વાળ છ?

[દુઃખ વચ્ચે પણ એઉને આમ હાસ્યનો લગીર અવકાશ મળે છે].

અ: બાપુ, બાબત એમ બની છે કે ભરતરામ બહાર આવીને બેઠા છે—તપ કરતા હોય તેમ—(ફૂલાઇને) એમણે મને સાદ પાડ્યો પરંતુ સાંભળ્યા વિના હું આવતો રહ્યો.

**ન:** (આંખો ઝીણી કરી) ભરતરામ ? પેલા ભારતભાગ્યના તંત્રી, પ્રકાશક ને મુદ્રક કે?
**અ:** બીજું હોય કોણ? આપણી હાલતથી કોઈક એને ભંભેર્યો જણાય છે. આજકાલ ઉપરાઉપરી ઉઘરાણી એની આવ્યા કરે છે.
**ન:** (ચીડ પૂર્વક) એવું છે શું ?
**અ:** (સરલતાથી) અગાઉ આપણે વાયદા મુજબ રકમ ભરી દેતા એ સરસ રીત હતી, પછી પાછળથી તો આપણે મુદત આપતા ગયા ને દેવું વધતું આવ્યું! આજ જોઉં છું તો રકમ (હથેલી અને તર્જની પહોળી કરી) મોટા ચાર આંકડા સુધી પહોંચી ચૂકી છે!
**ન:** (આવેશમાં આવી જઇ) પણ શા ખાતે?
**અ:** એમ કેમ ભૂલી જવાય? તમારી છબીઓ છાપી, ગુણગાન ગાયાં; બિચારાથી થાય એટલું પ્રચારકાર્ય કર્યું.
**ન:** (તોછડાઇથી) બિચારો શેનો?—તું કહેતો હતો ને કે શ્લોક તો આપણે જ પરા પાડ્યા હતા?—ને વખાણ ક્યાં મઢન કરાવ્યાં છે? જેટલાં પાનાં મારા પાછળ ખર્ચ્યાં હોય તેનો, જાહેર ખબર લેખે, ભાવ ખુશીથી લેતો પરવારે.
.. પણ એ જ મોટી મુશીબત છે ને? એટલાં નાણાં કાઢવાં ક્યાંથી? તિજોરી તળિયું બતાવે છે! થોડું થોભી જવા કહું છું તો રીતસર અદાલતની ધમકી આપે છે! (દાંત પીસતાં) માણસ આટલું જલ્દી ઢોર બની શકતું હશે એની મને તો આજે ખબર પડે છે.
[ખૂબ વખત સુધી નન્દનન્દન ગંભીર વિચાર ચલાવે છે.]
**ન:** (ને પછી) પણ એવું કરણ આપણે છીએ. એના ઉપકારનો તો સુમાર નથી. જ્યારે હું પણ મને નહોતો ઓળખતો ત્યારે એણે મને વિશ્વવિખ્યાત લેખે ખપાવ્યો હતો. મારું નાનું શું જીવન પ્રસિદ્ધ કર્યું હતું તો તેમાં પણ એને પોતાની કલ્પનાને ખૂબ કસવી પડી હતી. (વળી ચિંતન ને મનન કરતાં) આપણા દેશ પર જાણે વિપત્તિનાં વાદળ તૂટી પડ્યાં છે. એમ ધારી, લઇ, એને પહોંચી વળવા માટે મેં—અમે ઘણી સમિતિઓ સ્થાપી ને ઉખેડી, ઘણાં ફંડો એકઠાં કર્યાં ને ઉડાવ્યાં; (ખભે ટાપલી મારી) દોસ્ત! પુષ્કળ જમે ઉધાર નક્કી કર્યાં ને બહાર પાડ્યાં; (શ્વાસ ખાઇ) ને બધે એ મારા ખાસ ખબરપત્રી તરીકે ખપ્યો છે. એનું ભારતભાગ્ય ન હોત તો લોકની આંખમાં ધૂળ કોણ આંજત? .
**અ:** (ભોળા મનથી) તમે હમણાં એવા નરમ બની ગયા છો કે શયતાનમાંથી પણ સંત શોધો છો. બાકી ભારતભાગ્ય ન હોત તો, પહેલું તો, એને જીવવું આકરું ન પડત?
[અવિનાશની હાજર સવાલીથી નન્દનન્દન મુગ્ધ બને છે; પણ મહાત નથી થતા.
**ન:** અવિનાશ! તારી દલીલ સાચી હશે. એનો પ્રત્યુત્તર હું, નહિ વાળું. (ગળે હાથ ફેરવીને) એક કામ કર, ભરતરામને અંદર આવવા કહે. અત્યાર લગી બહાર બેસારી રાખ્યા એ ભૂલ કરી. એનું જીવન ગમે તેના પર હો; મારું જીવન તેના પર હતું એ જ આપણા ઉપયોગનું છે.
[ અવિનાશ જાય છે ].
**ન:** (તીવ્ર વેદનાથી) આત્મા! થાક્યો છું. (જમણા હાથની હથેલી પર નજર માંડી) ખૂબ ખેલ ખેલ્યા છે. (ચારે દિશામાં હાથ હલાવી) દુનિયાનો એકે રંગ અજાણ્યો નથી રાખ્યો. એક જીંદગીમાં અનેક

છેવન હજી લીધાં છે. (ઉંચા હાથે) ઇશ્વર! એકલો તું જાણે છે.

[નન્દનન્દનનું ગળું ભરાય છે. જરા ભીંજાએલી આંખોને એ રૂમાલ વતી લૂછી નાંખે છે].

ન: પણ હવે?—મુક્તિનો માર્ગ જ નહિં હોય? (હથેલીમાં મુઠ્ઠી મારતો) છે, છે; છે જ.

[અવિનાશ આવે છે].

ન: એકલો કેમ?

અ: (તુચ્છકારનું હસી) ચાટીને—કંટાળીને એ પાછા ચાલ્યા ગયા લાગે છે.

ન: અવિનાશ! ભુરૂં થયું. આમાં હું અપશુકન અનુભવું છું. આપણા—બીખારીદાસની એટએટલી શાહુકારી કે લેણદારનાં આવાં અપમાન કરીએ?

[અવિનાશ શરમાય છે.]

ન: (થોડા થોડા શબ્દે વિરામ લેતાં) બીજું કાંઇ નહિં. આપણી બુધ્ધિનો બગાડ વધી ગયો છે. પર્વતની શાન્તિથી જનતા ભોળવાતી આવી છે. હજુ ભોળવાય એમ છે. પણ એટલું નક્કી માનજે કે ક્યારેક તો જ્વાળામુખી ભભૂક્યો તો એમાંથી જ ભભૂકશે. ને એ સમય, આપણે નચિંત રહીએ એટલો દૂર નહિ હોય. રોજ ને રોજ એ પાસે ને પાસે ધપે છે. એ જાળમાંથી જેટલા વહેલા છૂટીશું એટલી ઓછી ઉપાધિ રહેશે. આજે હસવું નહિં મૂકીએ તો કાલે રોવાનું રહેશે!

[નન્દનન્દનથી આગળ બોલાતું નથી.]

અ: નન્દનજી! બસ! સઘળું સમજાયું. તમે કહો છો તો, હું તો પાછો ચાલ્યો જઇશ. પણ તમારૂં શું થશે?

ન: (શાંતિ પામી) મારૂં?—હું પરદેશ પહોંચી જવા માગું છું.

અ: (હદ' પંત'ક) અને પાછા ક્યારે વળશો?

ન: એવું કશું આકર્ષણ નથી રહ્યું.

અ: પણ સ્વતંત્રતાની સિધ્ધિ પછી...

ન: (એકદમ) ના. તો તો મરીશ સુધ્ધાં ત્યાં જ.

[આશ્ચર્ય ને એકરારનું તારામૈત્રક જામે છે. અન્તે અવિનાશની આંખમાંથી ટીપાં ટપકે છે. નન્દનન્દનના ગાલપર રેલા ઉતરતા હોય છે

ત્યાં ક્રોધથી ધખતા પગલે સર સુરસાગર અને ડૉક્ટર નિખિલ પ્રવેશ કરે છે. નન્દનન્દન ને અવિનાશ ભય પામે છે.]

નિ: (સુરસાગરને) સાહેબ, પણ મારી અક્કલ તો કશું નથી કરતી. આવી અટપટી ગુંચ ઉકલશે શી રીતે?

સુ: (વક્ર હાસ્યથી. નિખિલને) આપણા માટે એ અઘરી, અસાધારણ, અસહ્ય સ્થિતિ છે. બાકી જે અટપટી મગજ આવી લેવડદેવડથી ટેવાઇ ગયાં છે એમને મન તો આ સહજ વાત હશે. જેને પારકાનાં અજ્ઞાન પર જીવવું છે એને ક્યાં કોઇની ફિકર રાખવાની હોય છે? જુઠું બોલતાં, આક્ષેપ કરતાં, ગાળો ભાંડતાં, સ્વાર્થ સાધતાં એને ડરવાનું કોનાથી?

[સુરસાગર ને નિખિલ વારાફરતી નન્દનન્દન ને અવિનાશ સામું જોયા કરે છે. ત્રાસદાયક ચૂપકીદી ચાલતી હોય છે.]

નિ: (અવિનાશપર નજર માંડી, પછી નન્દનન્દન સામું જોઇ) આ મહાશય કે?

[નન્દનન્દન ના નથી પાડતા.]

નિ: તમારૂં કાલનું વચન ક્યાં ગયું? તમારો વિચાર, વાણી ને વર્તનનો

વિરોધ તમને કેવા ભયંકર ખરાબે અફાળશે એવું સ્વપ્નું સુધ્ધાં નથી આવતું ?

[અવિનાશમાં ગભરાટ ફેલાય છે.]

**ન:** (ગરીબીથી) ક્ષમા યાચું છું. અવિનાશ આવતો જ હતો.

**અ:** (જેમ તેમ કરી) હિસાબ સોંપી હું નીકળતો જ હતો.

**સુ:** (ગરમીથી) નિખિલરાય! મોટી મહોંકાણે જડબું ફાડ્યું છે ત્યાં નાની, નહીંવીને મહત્વ કાં આપો છો ?

[નન્દનન્દન ને અવિનાશને ફાળ પડે છે.]

**સુ:** અવિનાશ! જબરા હિસાબી હશો એ કબુલ રાખું છું; પણ હાલ જરા બહાર જશો? નન્દનન્દનનો મારે અંગત ખપ છે.

**ન:** સાહેબ, એ ભલે રહ્યા. એમનાથી અંગત મારે કાંઇ નથી.

**નિ:** (કરડી જીભે) કાં તો રહસ્યમંત્રી હશે!

**સુ:** (નન્દનન્દનનો ખભો પકડી) ભાઇ, બાપુ! કયાં સુધીનો ઘટોટાળો? દેશનાં નાણાંને હજમ કરતાં પહેલાં હિમાલય ન સાંભર્યો? ભરતરામની ચળવળ અંગે તમારા પાછળ વારંટ નીકળી ચૂક્યું છે! મને ખબર મળી કે મોટર દોડાવતો આવ્યો. માર્ગમાં નિખિલ મળ્યા તો એમની યે એવી ફરિયાદ! બધું માંડ્યું છે શું ?

**અ:** (અડધું ધ્રુજતાં) સાહેબ, શું થશે?

**સુ:** આરોપ સાચા હોય તો સીધી કેદ ઉપરાંત સખ્ત મજૂરી.

**નિ:** સર સુરસાગર, આથી ઓછું કાંઇ નહિં ?

**ન:** (વચ્ચે પડી) ના. એવું મેં રાખ્યું જ નથી.

**સુ:** (શાન્ત થઇ, ધીરજ જેમ) એમ નહિં તો તો હું અહિં દોડયો ન આવત. હારી ન બેસીએ કાંઇયે થાય એમ હોય, તો જરૂર કરીએ.

**ન:** (ભાંગતા બોલે) જવા દો. બધું હું વહોરી લેવા માગું છું.

[સુરસાગર ને અવિનાશ હેરી જાય છે.]

**નિ:** (આવા બલિદાનથી ધુંધવાઇ) બીજું કશું માગો છો ખરા?

**ન:** હા. સર સુરસાગર, તમને એક વિનતિ છે. ભલે મને સખ્ત મજૂરી મળે જન્માંતરની કેદ અપાવશો તો હું વધું સુખ પામીશ. પણ એટલું ઇચ્છું છું કે જાહેર સમક્ષ કંઇક એવું કારણ મૂકાવજો કે જેથી જીવ્યું હરામ ન જાય.

[સુરસાગર ચિંતામાં ડૂબે છે. બહારથી કોલાહલ સંભળાય છે.]

**અ:** (ત્રાસથી થરથરતાં) આવ્યા!

**ન:** (શીર ઝુકાવી) ભલે પધાર્યા. ખૂનીને ફાંસી મળે એમાં તમે શીદને ફૂલો છો?

[બે ચાર અમલદાર ને ચારઆઠ સ્વયંસેવકોનું ધાડું દાખલ થાય છે. સુરસાગરને જોતાં અમલદાર વર્ગ ઠંડો પડે છે: નન્દનન્દનને જોતાં સેવકસંઘ ગરમ બને છે.]

**ન:** (સુરસાગર ને અખિલ પ્રત્યે) આખરી દાવ સહી લેજો. (અવિનાશને) અવિનાશ, ઘર સંભાળ. જાઝું બોલાતું અહિં કામ નથી. (સ્વયંસેવકોને) મારા બંધુઓ! ઉશ્કેરાશો નહિ. જેલની મહેમાની મહાપુણ્યી એ વિરલ રાષ્ટ્રવિધાયકોનો હક્ક છે. આજ એવું આમંત્રણ સ્વીકારતાં હું મને ધન્ય સમજું છું તમને મારો છેલ્લો સંદેશ એ છે કે દેશયજ્ઞની આહુતિમાં હોમાતાં પ્રાણ ફરવા વેળા આવે

તો યે ટેક ન તૂટવા દેશો. ને અંતે તો વિજય તમારો જનમૈયા ભારતીનો જ છે.

[કંઇક ઍાર કંકર પથરાય છે. સુરસાગર, નિખિલ અને અવિનાશ છૂટ થયા હોય છે.]

ન: (પજમાનોને) ચાલો. સાહેબો. મારે ક્યાં આવવાનું છે?

[એક સિપાઇ બેડી ખખડાવે છે.]

સુ: (ઉપરી અમલદારને) શેખ સાહેબ, બેડીની જરૂર નથી. આપણે સાથે હીએ.



શ્રી યશવંત પંડ્યા

શે: (સુરસાગરને) છ, નામદાર. (સિપાઇ સામે આંખો તાણી) રહેને દો, મિયાં!

[પાછી ચૂપકીદી ચાલે છે એટલે નન્દનન્દન આગળ પગલાં ભરે છે. પાછળ સુરસાગર, નિખિલ, અવિનાશ ચાલે છે. છેવટ અમલદાર વગેરે એમને અનુસરે છે. 'બોલો શ્રી દેશભક્ત નન્દનન્દનજીની જય' ની ગર્જનાથી ઓરડો ગાજી ઉઠે છે.]

# શાહીવાદ અને મુડીવાદ

: લેખક :

વિનાયક પાઠક

મોટા નફાની મુડીવાદની ભાવના જ શાહીવાદની જનની છે. શાહીવાદને તેથી જ મુડીવાદ પોષે છે અને મુડીવાદનું શાહીવાદ રક્ષણ કરે છે. તેમાંથી છુટવા માટે તેથી જ જગતભરમાંથી 'મોટા નફા'ની લાલસા અને તે માટેનાં સાધનો બન્નેને દૂર કરવાની જરૂર છે. જગતની શાંતિ અને પ્રજાઓના છુટાપણાની એ જ ચાવી છે.

શાહીવાદ અને મુડીવાદ એ બન્ને એક જ પ્રતિમાનાં બે પાસાં છે. એ અર્ધાંઆં પુરાં થવાથી એક પ્રતિમા બને છે. તે પ્રતિમા એક જ ધ્યેય માટે જુદા જુદા ક્ષેત્રમાં કામ કરે છે. બન્ને પરસ્પરનાં રક્ષક અને પોષક છે, પરંતુ પરાધીન, દબાયલાં, નિર્ધન અને કચડાયલાંને માટે એ બન્ને ભક્ષક તેમ જ શોષક બને છે. જગતની શાંતિ માટે તેથી બન્ને ભયંકર છે. તેમને લીધે જ વિશ્વશાંતિનો ભંગ થાય છે, ભયાનક લડાઇઓ તેનું જ ફળ છે. એટલે જેઓ વિશ્વની શાંતિ ઇચ્છતા હોય, રાષ્ટ્રસંઘદ્વારા જગતનું સંઘટન વાંચ્છતા હોય, પ્રજા પ્રજા વચ્ચેના કલહોને અને ત્વચા ભેદના કંકાસને કાયમના દફનાવી દેવા માગતા હોય; તેમણે શાહીવાદ અને મુડીવાદનો સામનો કરવો જ પડશે. તેમની હાલની નીતિરીતીનો નાશ કરવો જ પડશે. તે શિવાય જગતમાં માનવતાની સાચી ખીલવણી અને તેનો નિસર્ગિક વિકાસ અશક્ય છે; માનવીના કલ્યાણ માટે વિજ્ઞાનનો ઉપયોગ થવો દુષ્કર છે; સામાજિક અસમાનતાના પાયા ઉખાડવા મુશ્કેલ છે; રાજકારણ અને આર્થિક પુનર્ઘટના થવી અસંભવિત છે.

કેમકે, શાહીવાદ વ્યાપાર–ઉદ્યોગના બુરખા પાછળ જગતના વણખીલેલા અને ઓછા ખેડાયલા દેશોમાં ઘુસે છે. શાહીવાદને લીધે એ વાદના પ્રજાઓ પાસે વધારાની દોલતનો ઢગલો થાય છે; તે દોલત તેઓ વણખીલેલા દેશોમાં ધકેલે છે. ધનની એ નીકાશના પાયા ઉપર આગળ પડતા મુડીવાદી દેશોના ઓછા ખેડાયલા દેશો સાથેના ચિત્ર વિચિત્ર સંબંધની ઇમારત ચણાય છે. મુડીવાદીઓનાં માનસમાં મોટા નફાની લાલસા જન્મે છે.

ઓછા વિકસેલા દેશોમાં કાચો માલ જોઇએ તેટલો હોય છે–ધન નહિં. એટલે સસ્તી મજૂરી શોધતા માણસો પણ જોઇએ તેટલા મળી આવે છે. એથી મુડીવાદી પરદેશીઓને સાહસને સારૂ એ ક્ષેત્ર આપતાં જ મળી જાય છે. ધીરે ધીરે 'નફાખાઉ' માનસવાળા મુડીવાદીઓ એવાં સ્થાનોમાં પોતાનાં નાણાંની થેલીઓ સાથે દોડી જાય છે–તેમની વચ્ચે સ્પર્ધા જામે છે, અને પેલા ઓછા વિકસેલા દેશના તેમ જ તે દેશના વતનીઓને ભોગે, પેલાઓ પોત પોતાનાં દ્વંદ્વ યુદ્ધ ખેલવા માંડે છે! કેમકે આવાં સ્થળોમાં રોકાયલી મુડીનો બદલો થોડા જ વખતમાં પ્રેપ્રેરો મળી જાય છે, અને પછી તો સોળે પંચાં પંચાણું, એ મક્યા

મ્હુટના ને લાવ મારા ત્રાણું ! ની નીતિએ વંશપરંપરા મારેના શોષણના સંચાઓને પોતાનાં કામ જારી રાખવાની તમામ તકો મળે છે. એ કામમાં જે કંઇ હરકતો નડે તેમ હોય, તે દૂર કરવામાં શાહીવાદ મુડીવાદને પડખે ખડે પગે તૈયાર જ હોય છે.

આ મુડીવાદ પહેલાં પોતાની ભૂમિકા રસકસ હાથ કરે છે. થોડાક ભંડોળીઆ એના લાભ માટે હજારો ગરીબોનાં ખેતરો અને ઝુંપડાંઓ, મુડીવાદને સગવડ પડે તે રીતે પડાવી લેવામાં શાહીવાદ સંપૂર્ણ સાનુકુળતાઓ કરે છે. તેથી રાષ્ટ્રની મના સમા તેલના કુવા, કોલસાની ખાણો, ખનીજ પદાર્થોની ખાણો, વહેતા ઝરાઓ અને નદીઓનાં પાણી, સારામાં સારા બગીચા અને રસાળ ખેતરો, સોના ચાંદી અને હીરા તેમ જ લોખંડ, પોલાદ અને બીજી બધી અગત્યની વસ્તુઓ, થોડાક ભંડોળીઆઓની સત્તા અને માલેકીનાં સાધનો થઇ પડે છે. તે ટોળીઓ કારખાનાં બાંધે, મીલો ચલાવે, ખાણો ખોદાવે, રેલ્વે નાખે અને થોડાક માણસોને વધારે નફો, જેઇએ તે કરતાં સુખ સગવડ અને સત્તા તેમ જ મોભો તેથી પ્રાપ્ત થાય.

મજૂરો વિના, ખેડૂતો વિના, કારીગરો વિના આ મુડીવાદીઓનું કામ ચાલે નહિં—એટલે મજૂરી મુડી કરતાં કોઇ રીતે ઉતરતી નહિં, પણ આર્થિક અસમાનતાને લીધે તેમને મુડીવાદીઓ પોતાની કમાણીનાં સાધનોમાંના સામાન્યમાં સામાન્ય સાધન તરીકે માને. કોઇ એક માણસ તેમની સામે ફાવી ન જાય તે માટે મુડીવાદીઓ આરંભમાં જ સંધબળની રચના કરે, શાહીવાદની યંત્ર રચનામાં પોતાની સત્તા અને લાગવગને લીધે પ્રવેશ કરે, પ્રજામત વાદના રૂપાળા નામ નીચે શાહીવાદ દ્વારા પોતાને અનુકુળ ધારાધોરણો ઘડે !—આ બધામાં લક્ષ્યઃ **મોટો નફો** એ જ રહે. આથી પોતાના જ દેશના નિર્ધન મનુષ્યોને મોટા નફા માટે મુડીવાદ ક્ચડે.

આથી કચડાતા મનુષ્યો પોતાનાં સંકટ નિવારણ માટે મુડીવાદીઓને પગલે ચાલીને સંધબળ જમાવે છે. પરંતુ મુડીવાદને કામદારોનું એ સંધબળ રૂચતું નથી, તેથી, આરંભમાં તેમના માર્ગમાં અનેક અડચણો ઉભી કરવામાં આવે છે; અહિં કાયદા અને વ્યવસ્થાના નામે શાહીવાદ વચ્ચે આવે છે; અને મુડીવાદના સંગઠન વખતે તેણે જેવી રીત ધારણ કરી હોતી નથી, તેવી નવી રીત કામદારો માટે ધારણ કરવામાં આવે છે. કામદારોના સંઘો માટે ધારા ધોરણો અને કાયદા કાનુનો રચવામાં આવે છે. અહિં વળી પ્રજામતવાદના દેખાવ માટે તે કામ શાહી અને મુડીવાદી માનસવાળા માણસોની સભા જેને પાર્લામેન્ટ, કોંગ્રેસ, રાજસભા કે ધારાસભા જેવાં અનેક નામે ઓળખવામા આવે છે, તે સભા પોતાના **મોટા નફા** ઉપર કાપ ન પડે એ મુખ્ય દ્દષ્ટિ કાયમ રાખીને કામદારોને માટે કાયદા કરે છે. આ કાયદાઓને કામદારોનાં કલ્યાણ કરનારા સુધારાના નામે પછી જાહેર કરવામાં આવે છે !

આથી સ્વદેશમાં વધતી જતી મુડીને રોકી વધુ અને વધુ **મોટા નફા** મેળવવા માટે જ્યારે એકકે ક્ષેત્ર રહેતું નથી ત્યારે મુડીવાદીઓ ઉપર બતાવી ગયા તેમ પરદેશમાં પગ પેસારો કરે છે ! એ વખતે પણ શાહીવાદ તેની ઢાલ બને છે. આમ મુડીવાદ અને શાહીવાદની પ્રતિમા વણખેડાયલા દેશો ઉપર આર્થિક દ્દષ્ટિએ કાબુ મેળવે છે તેની સાથે સાથે રાજકીય દ્દષ્ટિએ પણ તે પોતાનો કાબુ જમાવે છે.

અને જ્યાં તે બન્ને સાથે બની શકે તેમ ન હોય ત્યાં, અત્યારે અમેરિકા યુરોપમાં કરી રહ્યું છે તેમ એકલો આર્થિક કાબુ મેળવે છે. પરંતુ યુરોપના સ્વતંત્ર ગણાતાં રાષ્ટ્રો અમેરિકાના એ આર્થિક કાબુથી અત્યારે ગભરાઇ રહ્યાં છે; તેના રહસ્યનો વિચાર કરતાં આપોઆપ જણાઇ આવે છે કે, આર્થિક કાબુની પાછળ પાછળ શાહીવાદનાં પગલાં પડે એ તેનો સ્વાભાવિક ક્રમ જ છે.

આપણે જોઇ ગયા તેમ મુડીવાદ અને શાહીવાદ સ્વદેશના તેમ જ પરદેશના નિર્ધન અને કચડાયલા મનુષ્યોને માટે સરખો જ ભયપ્રદ છે. પરંતુ રાજકારણી નજરે જોતાં 'આંગળીથી નખ વેગળા'ના ધોરણે પરદેશીઓ સાથેની એની રમત વધુ ઉગ્ર, ઓછી દરમાળ અને સ્વાર્થી તેમ જ વધુ સંકુચિત રહે છે. તેમાં પણ જ્યાં ચામડીના રંગનો ભેદ અને ધર્મ તેમ જ સંસ્કૃતિનો ભેદ વધારામાં ઉમેરાય ત્યારે પરદેશની આર્થિક તેમ જ રાજકીય બન્ને રીતે કચડાતી પ્રજાનું પહેલું વિકાસના માર્ગમાં વિઘ્નો નાખનારી પ્રતિકુળતાઓથી ખુબ જ નીચું નમી જાય છે. કેમકે શાહીવાદી દષ્ટિ કાચો માલ લેવામાં, પાકો માલ વેચવામાં, આંતર રાષ્ટ્રીય સંબંધ ખીલવવામાં અને વિચાર, વાણી અને વર્તનમાં મર્દાઇ બતાવવામાં પરાધીન પ્રજાના માર્ગમાં સ્વદેશ પરદેશની દષ્ટિએ આડખિલીઓ ઉભી કરવામાં સતત સાવધાન હોવાથી, પરાધીન પ્રજાનું સર્વાંગે પતન થાય છે. કેમકે તેમની જાગૃતિમાં પેલા મુડીવાદી અને શાહીવાદી ટોળકીનો **મોટો નફો** જતો હોય છે.

એટલે જેઓ એમ માને છે કે મુડીવાદીઓ જ કામદારોનું ભલું કરી નાખશે, તે એટલા માટે ખોટા છે કે, તેઓ મુડીવાદી માનસને તેમ જ તેની લાલસાને બરાબર ઓળખતા નથી. **મોટો નફો** એ એમના જીવનનું લક્ષ્ય હોય છે, અને કામદારોને માટે થોડીક સગવડ કરવા જેવાં થીંગડ થાગડ ઉપરાંત તેઓ વિશેષ કંઇ કરી શકે તેમ નથી.

તે જ રીતે શાહીવાદીઓના દિલમાં પરાધીન પ્રજાને માટે પ્રેમનો ઝરો ઉભરાઇ નીકળે, અને તેઓ તેમની ઉપરનો પોતાનો પંજો ઢીલો કરે તે વાત પણ તેટલી જ અસંભવિત છે.

કેમકે મુડીવાદીઓને વધુ નફો મેળવવા માટે બજારો જોઇતાં જ હોય છે, અને તેવાં બજારો પરાધીન પ્રજાઓનાજ દેશો થઇ પડે છે. વળી એ જ ટોળકીનું શાહીવાદી રાજ્યતંત્રમાં પ્રભુત્વ હોય છે; તેથી પરાધીન પ્રજાને પોતાની મુક્તિ માટે પેલા કામદારોની માફક સ્વાશ્રય અને સંઘબળ ઉપર જ આધાર રાખવો રહ્યો.

આ ઉપરથી અનુમાન ઉપર આવી શકાયું છે કે, શાહીવાદ તે મુડીવાદની ઢાલ છે, અને **મોટો નફો** એ મુડીવાદનું લક્ષ્ય છે. તે લક્ષ્યની સિધ્ધિ માટે કાચો માલ જ્યાંથી સગવડભરી રીતે સસ્તે દરે મેળવી શકાય, તેમ જ પાકો માલ તેટલી જ સગવડ ભરી રીતે મોંઘે ભાવે વેચી શકાય એવા દેશોની જરૂર હોય છે. એ જરૂરિયાતને માટે જ જગતના મુડીવાદીઓ અંદર અંદર ઘુરકીયાં કરે છે, અને તેમનાં ઘુરકીયાંનું બળ પોતપોતાની શાહીવાદી ઢાલ ઉપર હોય છે. એ શાહીવાદના બળનું માપ તેનું લશ્કર, તેનો કાફલો, તેના વિમાન, તેનો દારૂગોળો, તેના સામ્રાજ્યનો વિસ્તાર, યુધ્ધમાં વધુ માણસો ઉતારવાની સગવડ, વધુમાં વધુ દારૂગોળો બનાવવા અને રણસામગ્રી માટેના સાધનો સહેલાઇથી ઉભાં કરવાની અનુકુળતા

વગેરે, ઉપરથી અંકાય છે. એ બળ જેટલું વધુ તેટલો તેનો અવાજ આંતરરાષ્ટ્રીય રાજકારણમાં વધુ સંભળાય છે.

આમ, મુડીવાદની મોટા નફાની લાલસા એ જગતનાં અન્તરો દૂર કરવાની લડત જેટલી વધુ ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે, તેમ તેમાં મુડીવાદીઓની રાષ્ટ્રીય ટોળકીઓ કાચા માલના ક્ષેત્રો ઉપર એક હથ્થુ અધિકાર જમાવવા વધુ કમર કસે છે. અને એ લડત જેટલી વધુ ઉગ્ર તેટલી પરાધીન પ્રજાની પરાધીનતાના પાયા વધુ ઉંડા ઉતરી મહાન શાહીવાદી સત્તાઓનાં તેઓ રમકડાં–સંસ્થાનો અને અર્ધસંસ્થાનો બની જાય છે. અને પેલી શાહીવાદી સત્તાઓ એવાં ક્ષેત્રોના એટલા ભૂખાળવા બની જાય છે કે, જ્યાં જ્યાં ફાવે ત્યાં ત્યાં વણખેડાયલા પ્રદેશો ઉપર સ્વામીત્વ ધરાવવા તેઓ તૈયાર થાય છે. તેમ કરતાં પેલા પ્રદેશોની ખીલવણી કરવાની અને તે પ્રદેશવાસીઓને 'મનુષ્ય' બનાવવાની રૂડી–રૂપાળી વાતોનાં બણગાં ફુંક્વામાં આવે છે; પરંતુ હેતુ માત્ર એકલી શોષણનીતિનો અને ત્યાંનાં વતનીઓને તે નીતિના પરાધીન સંચા બનાવવાનો જ હોય છે!

કોઇ પણ શાહીવાદી સત્તાનો ઇતિહાસ તપાસો અને તેમાં એ જ નીતિ જણાશે. આફ્રિકા, એશિયા અને બીજા પ્રદેશોમાં આ જ ધોરણે થોડાક સાહસિકોના પ્રમાણમાં ઘણી જ ઓછી મહેનત અને નાનકડી લડાઇ ઓદ્વારા અધિકાર જમાવવામાં આવ્યા છે. અને આજે કોઇ પણ ખંડની જમીનનું નાનકડું ચીંદરડું પણ તેમના પંજામાંથી મુક્ત નથી. ભલે પછી એ રીતે અધિકાર નીચે લઇ લેવાયલા પ્રદેશોમાંથી કોઇને સંસ્થાનો, કોઇને ડીપેન્ડન્સી, કોઇને મેન્ડેન્ટેડ ટેરીટરી અને કોઇને લાગવગ નીચેનાં નામ અપાયાં હોય!

છેલ્લું યુરોપીય યુદ્ધ આ જ કારણ માટે લડવામાં આવ્યું હતું અને હવે પછીનું યુદ્ધ પણ એ જ કારણે જાગે તેમાં લગારે નવાઇ નથી.

આથી જગતની શાંતિ માટે મુડીવાદીઓની **મોટા નફાની** લાલસાને તોડવાની સહુથી પહેલી જરૂર છે. તે માટે સ્વદેશી અને પરદેશી મુડીવાદની સામે થવા માટે પ્રત્યેક દેશની કચડાયલી નિર્ધન પ્રજા તત્પર બની છે. કેમકે મુડીવાદની નજરે સ્વદેશ કે પરદેશનો ભેદ નથી. તેને જોઇએ છે **મોટો નફો**. તે માટે સગવડ પડે છુટા રહીને અને જરૂર પડે સંગઠન જમાવીને મુડીવાદી ટોળીઓ સ્વદેશી અને પરદેશી બજારો અને કાચામાલના ક્ષેત્રો ઉપર કાબુ જમાવે છે જ. એટલે એ મનોદશાને ફેડવા માટે કચડાયલી પ્રજાઓને પણ પોતાનાં આંતરરાષ્ટ્રીય સંગઠન જમાવવાની જરૂર ઉભી થાય છેઃ એ વાત ભૂલવી જોઇતી નથી.

# રાષ્ટ્રીય જીવનની મીમાંસા

: લેખક :

જીવણલાલ કુ. ચાંપાનેરીઆ

આપણી સ્વાતંત્ર્યની લડતનો એક હપ્તો પૂરો કરી વધુ ઉગ્ર અને વિશાળ મોરચાને મોખરે આપણે આજે ઉભા છીએ. સરકારની સાથે સામનો કરવાની દેશવ્યાપી હીલચાલ ૧૯૧૯ ના ઐતિહાસિક એપ્રીલ માસથી શરૂ થઇ. એ પહેલાંની ચળવળો આટલી જોરદાર કે આમપ્રજાને અસર કરનાર સીધી લડતો ન હોતી અસહકાર યુગનું ઉગ્ર સ્વરૂપ પ્રજાએ ૧૯૧૯ થી ગાંધીજીના જેલ ગમન સુધીમાં જોયું. ત્યાર બાદ પેલી 'સવિનયભંગ સમિતિ' નીમાઇ જેણે ઉત્સાહભંગ સમિતિનું કાર્ય કર્યું, અને પ્રજાની હીલચાલને ઉંધું વહેણ આપ્યું. એનાં કડવાં ફળ-ધારાસભાઓની નિષ્ફળ વાગ્જાળ અને હિંદુ-મુસ્લીમ મતભેદો-આજે પણ આપણે ચાખી રહ્યા છીએ. દરમ્યાન ગાંધીજીના જીવને જેમને સ્પર્શ કરેલો હતો, જેમને રચનાત્મક કાર્યક્રમ વિષે અનન્ય શ્રદ્ધા હતી તેમણે મહાસભાનાં થાણાં જમાવ્યાં. આવા શ્રદ્ધાન્વિત સિપાહીઓની સંખ્યા ઉત્તરોત્તર વધતી જ ચાલી છે અને આજે આપણે જોઇએ છીએ કે મહાસભાના સંદેશનું અમલી પ્રચારકાર્ય એમના જ હાથે મોટા ભાગે થઇ રહ્યું છે. છેલ્લા બેએક વર્ષનું બીજું પ્રેરક બળ-યુવકોની નવી પ્રવૃત્તિ અને કામદાર ખેડૂત ચળવળ-આપણા રાષ્ટ્રીય જીવનમાં નવો જ અને અણમોલો ફાળો આપી રહ્યું છે. એને અંગે કેટલાક નવા અને અટપટા પ્રશ્નો પણ ઉપસ્થિત થયા છે. છેલ્લા દસકાની હીલચાલે આપણને ઘણુંય શીખવ્યું છે. આપણે અનેક ભૂલો કરી છે અને અનેક ગૂંચો ઉકેલી છે. હવે જ્યારે આપણી લડતનો બીજો તબક્કો શરૂ થાય છે, જ્યારે રણના દુદુંભિ કાને અથડાઇ રહ્યાં છે, જ્યારે બધિરવાદમાં માનનારાઓને પણ સાંભળવાની સંકડામણ આવી પડી છે ત્યારે આપણા જૂના અનુભવો અને નવા આદર્શોની આપણે સમીક્ષા કરીએ એ યોગ્ય જ છે.

સંસ્થાનિક સ્વરાજ વિરૂદ્ધ સ્વતંત્રતા જેવા પ્રશ્નો યુવકોને નિરર્થક લાગે છે. ડાહ્યા નેતાઓ સરકારને માટે માર્ગ મોકળો રાખવા ગમે તેવા પ્રયાસો કરે, વિનીત પક્ષના રાજમાન્ય અને કેટલાક લોકમાન્ય આગેવાનોને સરકારની સોડમાં સરતા અટકાવવા ગમે તેવા સમાધાનીના દસ્તો થાય તેની લેટે સ્વતંત્રતાના ઝંડાધારી જુવાનોને જરા ય નિસ્બત નથી. રાજરમતમાં દાવ ખેલવા નીકળનારને સમાધાનીવૃત્તિ જરૂરી પણ હોય પણ ખેડૂતો, કામદારો અને જુવાનોના સંઘઠનમાંથી સ્વરાજ ઉત્પન્ન થવાનું છે એવી જેને પ્રતીતિ થયેલી છે, જેની સમક્ષ આમ પ્રજાને જાગૃત કરવાનું કામ પડેલું છે, જે આમ પ્રજાને જગાડી સરકાર સાથે 'કાંઠા યુધ્ધ' ખેલવામાં જ માને છે. તેને પોતાના કાર્યની આરાધનામાં સરકારની અનેક જાહેરાતો અને તેના અર્થ અનર્થો જરા ય ઉણપ આવવા દે એમ નથી.

એટલે આપણી સમક્ષ પ્રશ્ન લડતના આદર્શનો નથી, યુવકના મનમાં એ વિષે

જરા પણ તર્કવિતર્કને સ્થાન નથી પણ આપણો કોયડો જુદો છે. ઘણી જ રૂઢ ભાષામાં અને એક શબ્દમાં કહીએ તો એ કોયડો 'કાર્યક્રમ'નો છે, આજે વાતાવરણમાં આ સંબંધી અનેક અસ્પષ્ટ ભાવનાઓ અને ભ્રામક કલ્પનાઓ નજરે પડે છે.

આ 'કાર્યક્રમ'ની વાત ઉચ્ચારવામાં આવે છે કે માણસોના મનમાં એક કરોડ મહાસભાના સભાસદો; એક કરોડ રૂપિયા અને વીસ લાખ રેંટીઆના અવનવાં ચિત્રો ખડાં થાય છે, '૨૧ ના આ કાર્યક્રમમાં અનેકને જૂનાપણું, નિષ્ફળતા અને ગાંધીવાદનું વેવલાપણું દષ્ટિગોચર થાય છે. આ લોકો યુવક પ્રવૃત્તિ પાસેથી કાંઇક છેલ્લું, નવીન, પ્રેરણાત્મક અને આદર્શપોષક માગી રહ્યા છે. જવાહીરલાલજી શું રજુ કરશે એની વાટ જોઇ રહ્યા છે. એક જાતનું માનસ આવા વિચાર પ્રવાહમાં ઘસડાઇ રહ્યું છે જ્યારે બીજા લોકો–દરેલ લોકો કહો–એ જ અસહકારના જૂના રચનાત્મક કાર્યક્રમમાં પ્રજાનો મોક્ષ જુએ છે. પરદેશી કાપડનો બહિષ્કાર, હિંદુ મુસ્લિમ ઐક્ય અને અસ્પૃશ્ય નિવારણના ત્રિવિધ ઉપાયોથી સ્વરાજ હસ્તામલકવત્ થશે એમ તેઓ જોરથી કહી રહ્યા છે.

આ બન્ને જાતના માનસમાં દોષ છે અને તેને છુપાવ્યે પાલવે એમ નથી. આ વાણી સ્વાતંત્ર્યના યુગમાં નેતાઓ પણ સ્વતંત્ર રીતે બોલતાં બીએ છે, પણ એમ હવરો ચાળવાનો નથી. યુવક પ્રવૃત્તિએ નવા આદર્શો રજુ કર્યા છે. રાષ્ટ્રીય મુક્તિની લડતને તેણે વધુ વિશાળ કરી છે અને સામાજિક ક્રાંતિનો શંખ ફૂંક્યો છે, આ નવી પ્રવૃત્તિએ પ્રજાનું ધ્યાન રોક્યું છે અને અપ્રાકાબંધ એની પ્રગતિ ચાલી રહી છે. પણ વડીલ નેતાઓ કહે છે કે યુવકોની શક્તિઓ ભાવબીનાં સ્વપ્નો સેવવામાં અને મિથ્યા વાગ્વ્યવહારમાં વેડફાઇ રહી છે. આ આક્ષેપમાં વજુદ છે એ કબુલ કર્યા વગર છૂટકો નથી. મહાસભાની શરૂઆતની પ્રવૃત્તિ પણ ભાષણો અને પરિષદોની હતી, આજે પણ ક્યાં નથી એ કઇ આ આક્ષેપોનો જવાબ નથી.

મહાસભાની પ્રવૃત્તિમાં આપણે એક મોટી ખોડ જોઇએ છીએ. છેલ્લી કેટલીએક મહાસભાના ઉવાલોમાં આપણે કામદાર સંઘટનના ઠરાવો વાંચીએ છીએ. પણ મોટા ભાગે મહાસભાએ આ વિષે ઉદાસીનવૃત્તિ દાખવી છે. થોડાં અગત્યનાં કામદાર મંડળો અંગત પ્રવૃત્તિઓને લીધે કોઇક મહાસભાવાદીઓના હાથમાં છે. પણ વિશાળ કામદાર હીલચાલ મહાસભાએ હાથ કરી નથી. મહાસભા સમિતિઓમાં અનેક સોવીએટો છે, એ વાત સારી છે પણ આ સમિતિઓએ સાચા ખેડૂત મંડળનું કેટલું કામ કર્યું છે? મહાસભાએ ઘેરઘેર સ્વરાજનો સંદેશો પહોંચાડયો છે. પણ મધ્ય યુગના માન્યતાઓને, નષ્ટપ્રાય થયેલી જ્ઞાતિ સંસ્થાઓને, મંદિરો અને પૂજાઓમાં સમાસ થતી ધાર્મિક ભાવનાઓને પોષી છે. પ્રજા માનસમાં યુગ પલટો કરવાની ધગશ રેડી નથી, નવયુગનાં દર્શન કરવાની, સમાજની અસહ્ય અસમાનતાઓ ફેડી સમાનતાનો યુગ સ્થાપવાની તાલાવેલી લગાડી નથી.

આજે ધ્યાન ખેંચતી બંન્ને પ્રવૃત્તિઓ–યુવક અને મહાસભા ચળવળના ગુણદોષનાં કારણો સ્હેજ ઉંડાં છે. મહાસભાના કાર્યકર્તાઓએ છેલ્લા દાયકામાં ઓછી સેવા રજુ કરી નથી છતાં તેમને ચોકખી મર્યાદાઓ હતી અને છે. મોટા ભાગે આ સેવકોનું ઘડતર આગલા યુગનું છે. ક્ષણે ક્ષણે યૌવન પ્રાપ્ત કરતા ગાંધીજીના પ્રતાપે એમના વિચારોમાં પરિ-

વર્તન થયું. પણ એમને જ્યારે સંસ્થાઓ ચલાવવાનું થયું ત્યારે એમનું ઘડતર એમની આડે આવ્યું. ઉછરતા યુવાનો અને ઘડાએલા નેતાઓ, લાગણી ભર્યા સ્વયંસેવકો અને રીઢા સત્તાધારીઓ, સંસ્થાઓના આદર્શોના મૂર્તિમંત સ્વરૂપની ઝાંખી કરતાં તલસતા નવ લોહીઆ અને ચાલુ વ્યવસ્થાને ટકાવવા મથતા સંસ્થાના ચાલકો વચ્ચે અનેક ઘર્ષણો થયાં. આપણા નવગુજરાતની અનેક સંસ્થાઓના ઝઘડાઓના મૂળમાં આ સ્વભાવ ભેદ છે. આવી સ્થિતિમાં ય સ્વયંસેવકોએ રાષ્ટ્ર સેવામાં જે પ્રાણ રેડ્યા છે અને ચાલકોએ જે કાર્યદક્ષતા દાખવી છે તેની કિંમત ઓછી અંકાય એમ નથી.

ઉદ્દામ વિચારના યુવકોને આજની રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ક્રાન્તિકારી ભાવનાની ઉણપ જણાય છે, નવયુગના આદર્શોની ઓછી સમજ ભાસે છે, ઘસાઇ જતી ભૂત, પૂર્વની જડ માન્યતાઓ અને ધાર્મિક વહેમોને પોષણ મળતું લાગે છે તેનાં મૂળ પણ તપાસવા જેવાં છે. ગાંધીવાદમાં જ કાંઇક આવું પોષણ મળે એવું કેટલુંક છે. ગ્રામરાજ્યનાં મોહક સ્વપ્નાં, વર્ણાશ્રમ ધર્મના આડે દોરવનારાં સમર્થનો, પ્રાર્થના અને વ્રતોના સમસ્યાઓ—આ બધામાંથી જૂના ઘડતરવાળો વર્ગ પ્રેરણા ન મેળવે? અને પોતાની માન્યતાઓને પોષે એમાં નવાઇ શી. અને નવયુગનો યુવક આ બધું જોઇ અકળાય તેમાં પણ નવાઇ શી. દેશને માટે સંપૂર્ણ સ્વતંત્રતા માગનાર નેતા જ્યારે સામાજિક સુધારાની વાત આવે ત્યારે પાછો હઠ માંડે અને મનુસ્મૃતિને વચ્ચે ધરે તેને નવયુવક કેમ સાંખી શકે? સ્વાતંત્ર્યની જપમાળા જપનાર પોતાના જીવન વ્યવહારમાં સ્વતંત્ર માનસને ગુંગળાવી દેવા મથે ત્યારે ભાવનાશાળી જુવાન બળવો કરે એ સ્વાભાવિક છે. જૂના ઘડતરના 'નેતાઓ'માં દોષ નથી એમ ભાગ્યે જ કહી શકાય: આજે જેમના હાથે મહાસભાનું કામ ચાલે છે તેમનો આપભોગ મોટો છે છતાં તેઓ સમાજના અમુક વર્ગમાંથી આવે છે. તેમાંના કેટલાક મૂડીવાદી માનસવાળા છે. એ એમની મર્યાદા છે. આમવર્ગમાંથી નેતાઓનું સર્જન થયું નથી. ખેડૂત અને કામદારવર્ગે હજી દેશને નેતાઓ અર્પ્યા નથી. નવયુગની પ્રાણપ્રતિષ્ઠા તો તેમના હાથે થવાની છે.

યુવક પ્રવૃત્તિનું અવલોકન કરતાં કેટલીક ત્રુટિઓ આપણું લક્ષ ખેંચે છે. યુવક ચળવળે છેલ્લા બે વર્ષમાં પ્રજાનું નવીન માનસ ઘડ્યું છે. રાષ્ટ્રીયજીવનને તેણે આપેલો આ ફાળો જેવો તેવો નથી. ખેડૂત અને કામદારની જાગૃતિ સિવાય, ધાર્મિક વ્હેમો અને સામાજિક અન્યાયોને જડમૂળથી ઉખેડી નાખ્યા વગર પ્રજાની સાચી મુક્તિ થવાની નથી એવું તેણે શીખવ્યું છે. ઘરડાઓના જુગજૂના માનસને યુવક પ્રવૃત્તિએ હલમલાવી નાંખ્યું છે. ઘરેઘરની ચાર દિવાલોની અંદર લડાઇ અને અસંતોષનો અગ્નિ પ્રકટાવ્યો છે. આપભોગનો યજ્ઞ માંડ્યો છે. પણ હવે પ્રજા આ આપભોગને આડા માર્ગે વહી જવા દેવા માંગતી નથી, એના પ્રચંડ બળને અવરોધી રાષ્ટ્રજીવનને પ્રાણદાયી કરવા માંગે છે. નવયુગની ઝંખના પ્રગટી છે પણ નવા આદર્શોને મૂર્ત કરવા કોઇ યોજના અને સંગઠિત કાર્યની હવે લોકને જરૂર છે. નવા સમાજના ભાવભર્યાં વર્ણનો, નવયુગની આકર્ષક આગાહીઓ પ્રજાએ ખૂબ સાંભળી. હવે યુવક પ્રવૃત્તિની કસોટી આવી છે.

આ કસોટીમાં પાર ઉતરવા યુવકવર્ગને કેટલુંય ખેડાણ કામ (spade work) કરવું પડશે, અને પ્રાથમિક તૈયારીના રસવિહીન પણ જરૂરી કાર્યમાં રોકાઇ જવું

જોઈશે. આદર્શવાદી યુવકે જીવનનું નિયમન કરવું પડશે; જીવનની ડીસીપ્લીન [નિયમન] અને દંડા કાર્યક્ષેત્રની ભઠ્ઠીમાં યુવકની તાવણી થવાની છે. મહાસભાની સંસ્થાઓ કબજે કરવાની એને જરૂર છે. એના જૂના મૂડીવાદી સત્તાધારીઓને પદભ્રષ્ટ કરી નવા માનસના નેતાઓના હાથમાં તેને મૂકવાની અગત્ય છે. પણ યુવકો જીવનની તૈયારી ન બનાવે, સિપાહીની શિસ્ત પાળતાં ન શીખે તો એ કેમ બની શકે? આજના મહાસભાવાદીઓના હાથ નીચે રહી એમનો અનુભવ અને કાર્યદક્ષતા મેળવ્યા વગર આ કેમ બની શકે? સાચી સેવા કરવાની એમની ધગશની પરીક્ષા વગર એમના હાથમાં સુકાન કોણ મૂકશે? નુકશાનકારક ટીકાઓ અને ભૂલોની ખોદણીથી રાષ્ટ્રને લાભ થવાનો નથી જ. માટે યુવકોએ રચનાત્મક કાર્યક્રમમાં જોડાઇ જવાની સર્વ કરતાં વધુ જરૂર છે.

આ 'કાર્યક્રમ' શો? ગાંધીજીના કાર્યક્રમમાં યુવકોને નવીન અને પ્રેરણાત્મક જણાતું નથી. એને નિષ્ફળતાના અને જૂનાપણાની મહોર મારવામાં આવી છે. આપણે આ જૂના કાર્યક્રમને કસોટીએ ચઢાવી જોઇએ.

હિંદુ–મુસ્લિમ ઐક્ય અને અસ્પૃશ્યતા-નિવારણનો દ્વિવિધ પ્રશ્ન યુવકોને મન ગંભીર નથી. પ્રજાના માનસના પલટાનો જ આ સવાલ છે અને જેઓ સમાજની શીકલ જ બદલી નાખવા બેઠા છે તેને આમાં કાંઇ અટપટી મુશ્કેલીઓ ન જ દેખાય. હિંદુ યુવક કે મુસ્લિમ યુવક આદર્શવાદી છે, તેના માનસમાં ધર્મની ઘેલછા નથી. એને મન રાષ્ટ્રજીવનની આ ગુંચવણો, ગુંચવણો જ નથી.

ગાંધીજીના કાર્યક્રમની ત્રીજી બાબત ખાદીના પ્રચાર અને પરદેશી કાપડના બહિષ્કારની છે. બહિષ્કાર પ્રવૃત્તિમાં ન માનનાર કે તે પ્રમાણે વર્તન ન કરનારને મુરખ કે દંભી જ માનવો અને બંનેને રાષ્ટ્રજીવનમાં સ્થાન નથી. સામ્યવાદીઓને ખાદીની બાબતમાં શ્રદ્ધા નથી. તેમને મોટાં કારખાનાંના યુગમાં કુદરતી ક્રમ દેખાય છે. પરંતુ યંત્રયુગની અગત્ય કે વિકાસક્રમમાં તેનાં સ્થાનનો પ્રશ્ન આજે આપણી સમક્ષ નથી. પ્રશ્ન તો આજે ગામડાંમાં સંઘટન કરવાનો છે. ખાદી પ્રવૃત્તિ મારફતે આવું સંઘટન થઇ શકે છે એ બારડોલીએ બતાવ્યું છે. ગ્રામ સંઘટનની યોજનામાં કેળવણીપ્રચાર અને આરોગ્ય રક્ષણ ઉમેરો, માત્ર રેંટીઆથી કશું નહિં વળે એવી બુમો સંભળાય છે. પણ જ્યાં સાચેજ કામ થાય છે ત્યાં ખાદીની આસપાસ આ બધું કરવું પડે છે એ અનુભવની અને લક્ષમાં રાખવા જેવી બાબત છે. હા, એક ઉણપ છે અને તે ગ્રામ સમિતિઓને સાચાં ખેડુત મંડળ બનાવવાની.

મૂળ પ્રશ્ન સાત લાખ ગામડાંના ખેડુતો અને શહેરોના લાખો કામદારોનાં સંઘટનનો છે. હિંદુસ્તાન આ ગામડાંઓમાં વસે છે, ગામડાંઓમાં પાછા ફરો એવું બધે બોલાતું સાંભળીએ છીએ. પણ, યુવકનેતાઓ અલ્લાહાબાદ, કલકત્તા કે મુંબઇમાં જ ભાષણો આપતા જણાય છે. કેટલા આદર્શવાદી યુવકો ગામડાંમાં પદ્માસન વાળીને બેઠા છે? બીન ખેડુતો ખેડુત પરિષદો ભરશે તેનાથી ખેડુતોનું સંઘટન નહિં થઇ શકે. એમની સાચી સેવા કરવાથી જ એ થઇ શકશે. બારડોલીમાં કે બોરસદમાં જમીનદાર વિરૂદ્ધ ખેડુતના પ્રશ્નો ઉપસ્થિત થયા છે. એ યુગબળ બતાવે છે. આ યુગબળને રોકવાથી કે તેના તરફ આંડા

કાન કરવાથી હવે વળશે નહિં. હાલના મહાસભાના 'નેતાઓ' કે સ્વયંસેવકો આ નવીન પ્રશ્નોનો યુવક ઇચ્છે એવો ઉકેલ ન લાવી શકે એ દેખાતું છે, એ એમનો દોષ નથી, એમનાં ઘડતરનો છે. યુવક થોડું ખેડાણકામ કરે, ખેડૂત સમુદાયનો વિશ્વાસ સંપાદન કરે તો તે આ પ્રશ્નોને આજની સમાધાનીવૃત્તિથી નહિં પણ ક્રાન્તિકારી રીતે છેડી શકશે તો જ આજની ગ્રામ સમિતિઓ સોવીએટો બનશે.

શહેરોના લાખો કામદારોના સંઘટન વિષે વિચાર કરતાં અનેક ગુંચવણો આપણી દૃષ્ટિએ પડે છે. કામદાર મહાસભામાં પડેલા ભંગાણના તારો હમણાં જ છાપામાં વાંચીએ છીએ, એ પરથી આ ગુંચવણો કેટલી વિકટ છે તે સમજાય છે. પણ આ પ્રશ્ન પરત્વે મૂળ બાબતોનો વિચાર કર્યો હોય તો તેનો ઝટ ઉકેલ આવે એમ છે. કામદાર મંડળોના અંતિમ ધ્યેયની ચર્ચાઓ આજે નુકશાનકારક છે. પ્રશ્ન તો આજે કામદાર સેવાના છે. અમદાવાદ મજૂર મહાજનની કાર્યપદ્ધતિ વિષે ગમે તેટલા મતભેદો હોય, એના કારભારમાં ત્રુટીઓ હશે તેટલી હોય છતાં કામદાર સેવાનો તેનો મધ્યમંત્ર કામદાર સેવકો અને નેતાઓએ શીખવા જેવો છે. મજૂરને સુખી કરો, એના પગાર અને કામની સ્થિતિ સુધારવા મથો, એમનામાં તમારી સાચી સેવાની ધગશ વિષે વિશ્વાસ ઉત્પન્ન કરો. આટલું ખેડાણ કામ કર્યા પછી એના માનસનું ઘડતર તમે ફાવે તેવું કરી શકશો. સબળ કામદાર સ્વાતંત્ર્યની લડતમાં સાચો સિપાહી બનશે, અને સમાજની અન્યાયી વ્યવસ્થા તોડવાને માટે તે ક્રાંતિનો ઝંડાધારી થશે.

હવે સમજાયું હશે કે આપણો પ્રશ્ન આદર્શની સાચી કલ્પનાનો માત્ર નથી પણ સિપાહીઓની ભરતીનો છે. ખેડૂત અને કામદાર સંઘટન માટે અસંખ્ય સાચા સિપાહીઓ આપણે જોઇએ છીએ. આપણો પ્રશ્ન જૂના કાર્યક્રમને ફગાવી દેવાનો નથી પણ તેને નવીન ભાવનાઓને પોષક બનાવવાનો છે. મુખ્ય જરૂરીઆત આપણી અસ્પષ્ટ ભાવનાઓને તપાસવાની અને ભ્રામક કલ્પનાઓને સાફ કરવાની છે. ગાંધીવાદે—ગાંધીજીએ નહિ—જે જરીપુરાણી વ્યવસ્થાને પોષણ આપ્યું છે તેને તોડવાનું અને નવા આદર્શોને કાર્યક્ષેત્રની ભઠ્ઠીમાં તાવવાનું યુવક સમક્ષ કાર્ય છે. નવું માનસ ઘડાઇ રહ્યું છે, નવું જોશ ઉત્પન્ન થયું છે. એમાંથી ઉત્પન્ન થતી વિજળીક શક્તિને અવરોધી એને પ્રાણદાયી માર્ગે વાળી ખેડૂતે અને કામગારોનાં જીવન રસાળ કરવાનું, એમની ઝુંપડીએ ઝુંપડીએ અને કોટડીએ કોટડીએ અજ્ઞાનના અંધકારના આવરણ દૂર કરવાનું અને જ્ઞાનની રોશની ફેલાવવાનું ભગીરથ કામ હવે કરવાનું છે.






૧૯૨૮: લાલાજી ઉપર અત્યાચાર

# રખે વીસરીએ



# સ્વાતંત્ર્યનો પૂજારી

[ નવલિકા ]

: લેખક :

વિજયકુમાર પંડિત

**બસો** વર્ષ જેટલી આ પુરાણી કથા છે. ઑસ્ટ્રીઆ અને હંગરી તે વખતે સરહદના લોહી તરસ્યા મહારાજ્યવાદીઓના નિરંતર હલ્લાઓથી પિડાઇ રહ્યાં હતાં. બંને દેશો પરદેશીઓના હાથમાં ફસી પડવાની અણી ઉપર હતા. પરતંત્રતાને નજરો સામી ધસી આવતી જોઇ બંને દેશના શૂરા ક્ષત્રિયોએ એક સાથ કરી સ્વાર્થી લુટારુઓના ક્રૂર જડબામાંથી માતૃભૂમિઓને મુક્ત કરી. એ મુક્તિમંત્ર સાધવા બે પાડોશીઓએ—ઑસ્ટ્રીઆ—હંગરીએ એવું સાટું કર્યું કે, આજથી આપણે એક રાજાના તંત્ર નીચે રહીશું, એક રાજાની પ્રજા તરીકે રહીશું. પરંતુ બંને દેશ મુક્ત અને સમાન રહી શકશે.

આવા કરાર કર્યા, બાપના બોલથી સૂર્ય ચંદ્રની સાખે સહીઓ મૂકાણી, યાવચ્ચંદ્ર દીવાકરૌનાં લખ્યાં થયાં કરારમાં ઠર્યું કે રાજ્યાનીની વડી કચેરી રાખવી ઑસ્ટ્રીઆના પાટનગર વીએનામાં.

પણ સ્વાર્થપીપાસુ વરૂઓ ગમે તેટલા ઘેટાના ચર્મમાં છુપાય છતાં તેમની રક્તતૃષા કદી છૂપી જાણી છે, અથંગ ચોર ગમે તેવા સાધુના શાથામાં લપટાય છતાં તેના દિલમાંથી નૈરવૃત્તિ ભૂંસાઇ, સાંભળી છે? ભોળા હંગેરીઅનો સાથે સત્તાના પૂજારી ઑસ્ટ્રીઅનોએ ભયંકર દગો રમવા માંડ્યો.

અને એ દગાના શેતરંજનાં સોગઠાં કોણ થયાં? ઑસ્ટ્રીઆની ઝાકઝમાળ કચેરીઓનાં મખમલીઆં આસનો ઉપર બેશી અધિકારીઓના મૃદુહાસ્યના તાલે તાલે નૃત્ય કરતા, માતૃભૂમિ તરફ બેવફા બનેલા હંગરીના જ મવાલ વતનીઓ. ધીરે ધીરે તેમનો શતમુખ વિનીપાત થતો ગયો, ધીરે ધીરે તેઓ પરકીય રાજાના હાસ્યની મોહિનીમાં લલચાતા ગયા, ધીરે ધીરે તેઓ માતૃભૂમિને દગો દેતા ગયા, ધીરે ધીરે તેમના આત્મા માટીના લોચા બનતા ગયા. તેઓ દગાબાજ દેશદ્રોહીઓમાં પલટાઇ ગયા!

અને સત્તાલોલુપ, સ્વર્થાંધ, રાવણ હૃદયી ઑસ્ટ્રિઅન શહેનશાહોને તો બીજું જોઇતું પણ શું હતું? ઑસ્ટ્રિઅન કુહાડીમાં બનેલા હંગેરીઅન મવાલોના હાથાની સહાયથી તેમણે હંગરીવાસીઓના સ્વહક્કના મૂળમાં ધીરે ધીરે પ્રહારો કરવા માંડ્યા. ઉંદરની નીતિએ તેમના સ્વદેશ ભક્તિ કરમાવી દીધી.

જુલ્મગારો સ્વદેશભક્તોની માતૃભૂમિ તરફથી ભક્તિને કચડી શકતા નથી, પરંતુ તરકટી ખટપટીઆ વિવિધ રીતે તેને કરમાવી શકે છે. તે માટે હંગરી ઉપર ઑસ્ટ્રીઆની ભાષાનાં બંધન લદાયાં, તેમની રાજભાષા ઑસ્ટ્રીઅન થઇ. હંગેરીઅનોનાં હૃદય એ રીતે સ્વતંત્ર મટી ગુલામ બન્યાં, સ્વભાષાને ભૂલી ભરભાષાનાં પૂજારી બન્યાં,

-એ દ્વારા તેમને પરકીય સત્તાના ગુલામો બનાવવાનું તરકટ રચવામાં આવ્યું.

[ ૨ ]

એક સવારે ઓસ્ટ્રીઅન સરકારના જમડા જેવા પોલીસો અને લશ્કરીએ, હંગરીના આત્માને ઢંઢોળી રહેલા નેતાઓને પકડી આણ્યા. ભીની આંખે લોકો તેમની પાછળ જોઇ રહ્યા, અંદર અંદર કાનમાં કહેવા લાગ્યા, ઓસ્ટ્રીઅન સરકારને ઉથલાવી પાડવા તેમણે કાવતરું કર્યાનું કહેવાય છે. અને આત્મભાન ભૂલેલી, પરભાષા અને પરકીય સત્તાની ગુલામ બનેલી મૃત પ્રજા બીજું શું કરી શકે?

વીએનાની અદાલતમાં ન્યાયનાં નાટક ભજવાયાં. તૈયાર કરેલા સાક્ષીઓની જુબાનીઓના પ્રવેશ ઉપર પ્રવેશ પસાર થયા. નાટકને અંતે ઓસ્ટ્રિઅન ન્યાયમંદિરને આસને ન્યાય તોળવા બેઠેલા, ઓસ્ટ્રિઅન હૃદયવાળા, ઓસ્ટ્રિઅન ન્યાયાધિશે ગંભીર મુખમુદ્રા કરીને કહ્યું: "કાવતરું પુરવાર થયું છે. ઓસ્ટ્રિઆની કાયદેસર સ્થપાયલી સરકારને ઉથલાવી પાડવાનું આમણે ષડયંત્ર રચ્યું છે. ન્યાય, વ્યવસ્થા અને હંગરીની પ્રજાની આબાદી, પ્રગતિ તેમ જ શાન્તિની ખાતર આમને ફાંસીને માંચડે ચડાવી દેવા એવો હું નિર્ણય આપું છું."

ન્યાયનું નાટક પુરૂં થયું! હંગરીના લોકપ્રિય નેતાઓને માતૃભૂમિને ચસાવાના ગુન્હા (!) માટે, તેમની વિરોધી પ્રજાના એક ન્યાયાધિશના હુકમથી ફાંસીને માંચડે ચડાવી દેવામાં આવ્યા! હંગરીવાસીઓમાં ધાક બેસાડવા તેમને આ પ્રદર્શન જેવા ઘસડી લાવવામાં આવ્યા.

પરકીય સત્તાની ગુલામ બની બેઠેલી, ભીરૂ થઇ ગયલી પ્રજા શું કરે? 'ભલભલા આગેવાનોની આ દશા થઇ તો આપણે શું વિસાતમાં?" કહી ઉંઘમાં પડી! અને સત્તાધીશોએ હંગરી એક રાષ્ટ્ર નથી એવી કલ્પનાના ઘોડાઓ હામ હામ દોડતા કર્યા, કચડાયલી પ્રજાએ તે શબ્દો સાચા માન્યા!

[૩]

પણ હજી હંગરીની ભૂમિ છેક જ વાંઝણી બની નહોતી. 'હંગરી એક રાષ્ટ્ર છે' એ ભાવનાની પૂજા કરનાર ખોબા જેટલા નૌજવાનો હજી જીવતા હતા. જેમને પરકીય સત્તાધીશોની મોહિનીમાં અંજાઇ આત્મભાન ભૂલેલા મવાલો તેમને કેવળ તરંગી' કહી કહીને હસતા હતા.

છતાં એ નૌજવાનો એકલા ભાવનાવાદીએ નહોતા કે ભીરૂ પણ નહોતા. માતૃભૂમિને મુક્ત કરવા પ્રાણ સોંપ્યા કરતાં સહેજે પણ પાછા પડે તેવી કાચી માટીથી તેમનાં હૈયાં ઘડાયાં નહોતાં. હંગરીની શુદ્ધ ભૂમિમાં પાકેલાં તે હંગરીના સંનિષ્ઠ અને સાચા પુત્રો હતા, પેલા દેશભક્તોને ફાંસીને માંચડે ચડાવ્યા પછી ઓસ્ટ્રીઆના મહારાજાએ હુકમ કર્યો કે તોફાને ચડેલા હંગરીવાસીઓના ગુન્હાનો બદલો તેમની ઉપર લશ્કરી ટુકડીએ માટે કર નાખીને લ્યો.

પણ હજી હંગરી છેક જ મરી પરવાર્યું નહોતું. ઓસ્ટ્રીઆના રાજાનો હુકમ અન્યાયી અને વેરનો બદલો લેવાની ભાવનાભર્યો હતો. તે હુકમની સામે પેલા જીવંત ભરો ખભા ખંખેરીને ખડા થઇ ગયા. સ્વાર્થી શહેનશાહના સ્વાર્થ વશ ફરમાનની સામે તેમણે પડકાર કર્યો. અને એમના એ પડકારે હંગેરીની પ્રજામાં નવા પ્રાણ ફુંકાયા. પછી તો સહુએ સાથે મળીને હુંકાર કર્યો:–" અયે ઓસ્ટ્રિઆવાસી! અમે તારી આના માનના

નથી' લશ્કર માટે કર નાખવાની એકલી સત્તા. માત્ર હંગરીવાસીઓના પ્રતિનિધિત્વવાળી 'ડાએટ' (રાજસભા)ને જ છે."

પાંચ વર્ષ સુધી એ જંગ ચાલ્યો. પણ નવપ્રાણ પામેલા એકત્ર પ્રજાસમુદ્ર આગળ જાલીમોની કરતા શું કરી શકે? છેવટે પ્રજા છતી, ઓસ્ટ્રિઅન નૃપતિ હાર્યો! પ્રજાબળ સમક્ષ તેને માથું નમાવવાની ફરજ પડી. હંગરીની રાજસભા માટેની આપખુદીથી બંધ કરેલી વસ્તુ, માટે તેને પરવાનગી આપવી પડી.

૧૮૩૧ નું એ વર્ષ. એ જ વર્ષમાં હંગરીને ફાળે યશની કલગી જવાનો આરંભ થયો. નવી સભાનો આરંભ થયો. એ વખતે બનેલા એક આકસ્મિક પ્રસંગને લીધે હંગરીવાસીઓનાં હૃદયો લાગણીના પ્રચણ્ડ જ્વાલાગ્નિથી પ્રજ્વળી ઉઠ્યાં. એ દિવસ હંગરીના ઇતિહાસમાં અગ્નિને અક્ષરે આળેખાયો.

એ રાજસભા કહેવાતી હતી હંગરીવાસીઓની, પરંતુ પરકીય સત્તાનાં ગુલામ બનવાને લીધે તે સભામાં હંગરીવાસીઓને ઓસ્ટ્રિઅનોની ભાષામાં બોલવા માટે એ ભાષામાં પારંગત થવું પડતું.

એવી ગુલામી કોને ન ખટકે? કાઉન્ટ ઝેચેની નામના એક ઉગતા જવાનને તે ખટકી. તેનો બોલવાનો વારો આવ્યો ત્યારે તે અડગ હિંમતથી ખડો થયો. માતૃભૂમિના પ્રેમની અજબ ચેતનાથી એની કીકીઓ સળગી રહી હતી, તેના મુખમંડળ ઉપર સિંહનાં શૂરાતન રમી રહ્યાં હતાં, હૈયામાં અહર્નિશની નીડરતા થનથનતી હતી, તેણે બોલવાનું શરૂ કર્યું. પણ ઓસ્ટ્રિઅનોની ભાષામાં નહિં; હંગરીવાસીઓની ભાષામાં જ. રાજસત્તા સામે એ ખુલ્લો બળવો હતો.

વિએનાના સહવાસથી જેમનાં હૃદય વર્ણસંકર બન્યાં હતાં, એવા-પોતાને જ અતિ ડાહ્યા માનતા વિનીતો, સત્તાવાળાઓને ખુશ કરવા ઝેચેની સામે બાંયડયા. અને 'એક ૩૪ વર્ષના જવાનીઆએ જવાનીના જેમમાં ઉછાંછળાપણું કર્યું છે. તેની તરફ જોવું ન ઘટે' એવાં એવાં ગુલામી ભાવ પ્રકટ કરતાં વચનો, તેઓ ઉપરાઉપરી લગી લગીને બોલવા લાગ્યા.

"મારી જ માતૃભૂમિની અંદર માતૃભાષામાં બોલવું એ શું ગુન્હો છે?"

વીર ઝેચેનીનું હૃદય પોકારી ઉઠ્યું.

"ન, ન. જો પરકીય સત્તાવાળાઓ તેને બળવો માને તો ભલે, મારે એમની શા માટે પરવા કરવી? ભાષા તરીકે ભલે ગમે તે ભાષા શીખીએ, પણ સત્તાના જોરે પરાધીનતાનો લાભ લઇ મારી પાસે પોતાની ભાષા જ બોલાવવાની તેઓ ફરજ પાડે છે, માટે હું તેમ કદી પણ નહિં જ કરૂં."

તે મક્કમ જ રહ્યો. અને ફરીથી પોતાનો વખત આવતાં તે ઉભો થયો. રાજસભાની મધ્યે, એક વિપલ મૌન રાખી, સિંહના સીનાથી ચમકતી આંખો તેણે ચારે તરફ ફેરવી. એ આંખોમાં માતૃપ્રેમ તરફનો પ્રેમ, દેશદ્રોહી ખુશામદખોરો તરફ તેટલો જ તિરસ્કાર, ભય તરફની બેતમા અને સિદ્ધાંત માટે મરી ફીટવાનો અડગ નીશ્ચય તરવરી રહ્યાં હતાં. પછી તો તેના હોઠ ઉઘડ્યા અને તેને બોધપાઠ આપવાનો ડોળ કરનારાઓના આગેવાનો ઉપર કાળજાંને વિંધી નાખે તેવો તિક્ષ્ણ કટાક્ષ નાખીને તેણે વાણીનો પ્રવાહ વહેતો કર્યો. આ વખતે પણ ફરીથી, જાણી જોઇને, જવાબદારીના સંપૂર્ણ જ્ઞાન સાથે, પૂરેપુરી ગંભીરતાથી, ઓસ્ટ્રિઆવાસીઓની નજરે ગણાતો ગુન્હો તેણે કરવાનો આરંભ કર્યો. તેના મુખમાંથી

હંગરીની તેજોમય યશ ગાથાઓ નીકળવી શરૂ થઈ.

પેલા બિચારા પોતાને અતિ ડાહ્યા માનનારા ઉમરાવો એથી ચમકી ઉઠ્યા, ગુલામી ભાવનાથી ઉભરાતાં તેમનાં કાળજાં કંપી ગયાં. તેઓ અવાચક થઇ ગયા.

ઝેચેનીનો લાગણી અને દર્દભર્યો સ્વર વધુ સ્પષ્ટ થતો ગયો, મેઘ ગંભીરનાદે રાજસભાનો ખંડ ગજવતો વિજયના શંખનાદ સમઃ સૂરનો ધ્વની બહાર નીકળવા લાગ્યો. પછી તો હંગરીના દુઃખની, ગુલામીની અને ઓસ્ટ્રિઆવાસીઓના હાથે થયેલ તેમની મર્દાનીના નાશની કરુણ કથાનાં પડ ઉપર પડ તેણે ઉખેડ્યાં. અને પૂર્ણ ગંભીરતાથી વિજેતાની ઢબે આસને વિરાજ્યો, ત્યારે પેલા અતિ ડાહ્યા ધરડેરાઓ વિકસીત નયને તેની સામે સફાળા જોઇ રહ્યા, પણ ઝેચેનીના શબ્દે શબ્દે રાજસભાના અનેક જવાન હૃદયોમાં માતૃભક્તિની જ્યોત જગાવી દીધી હતી, તે જ્યોતે તેમનાં હૈયાં ફુલી જતાં હતાં. સત્તાવાળાઓનો ખોટો ગભરાટ તેમને દબાવી શકે તેમ નહોતો, તેમણે હર્ષનાદ કરી દિશાઓ ગજાવી મૂકી.

આખાયે હંગેરીમાં ઝેચેનીની કીર્તિ કથા બીજે જ પ્રભાતે ગવાવા લાગી. પ્રજા તેને માટે પ્રાણ પાથરવા તૈયાર થઇ ગઇ; તેને પોતાનો રાજકિય નેતા બનાવવા પ્રજાએ અંતરના ઉમળકાથી આમંત્રણ આપ્યાં.

પણ ઝેચેનીને તો શાળાઓ અને સાહીત્યમાંથી ગુલામી ટાળી સ્વદેશભક્ત વિદ્યાર્થીઓ અને સાહિત્યસેવકો ઉપજાવવા હતા, હંગરીના નિર્ધન અને પરકીય ધુંસરીથા તવાઇ ગયેલા ખેડૂતોની સ્થિતિ અને ખેતિવાડીનો ઉદ્ધાર કરવો હતો. પરદેશીઓએ ચુંથી નાખેલો વ્યાપાર સજીવન કરવો હતો. ઉપકાર સાથે તેણે પ્રજાનાં આમંત્રણ પાછાં ઠેલ્યાં. એણે તો રાજકિય ગડમથલમાં પડવા કરતાં પ્રજામાં પ્રાણ પુરવા પસંદ કર્યું અને તે માટે રાષ્ટ્રીય વૈજ્ઞાનિક સંસદની સ્થાપના કરી. આજે પણ હંગરીમાં વીર ઝેચેનીનું સ્મરણ આપતી એ સંસદ શિક્ષણ શાસ્ત્રીઓના યાત્રાસ્થાન અને શિક્ષણ પ્રસારનું મધ્યબિંદુ સમી જીવંત છે.

## [ ૩ ]

ઝેચીનીનો સાથી ફ્રાંસીસ ડીક નામનો કેથોલીક ધર્મ પાળતો જમીનદાર રાજકીય હિલચાલનો નેતા હતો અને પ્રોટેસ્ટંટ મતાનુયાયી લુઇસ કોસુથ તેમાં મદદગાર હતો. વીરનરના એ સાથીઓ પણ વીર જ હતા. આ ત્રિપુટી સમક્ષ સંકરહદથી મંવાલો ગભરાયા. તેમણે એમને ધીરા પડવાની સલાહ આપતાં નિરાશાભર્યાં વચનો કહ્યાં: "બાપુ આપણે શું કરી શકવાના છીએ? તરવાર લઇને તો આપણે ઓસ્ટ્રિઆ સામે ઝૂઝી શકીએ તેમ નથી. ત્યારે પછી તેમને તાબે રહી જે આપે તે લઇને ધીમે ધીમે આગળ વધ્યા શિવાય આપણે માટે બીજું શું રહ્યું છે?"

નિરાશાના આ ઉદ્દગારો સાંભળી ડીક પોકારી ઉઠ્યો: "ઓ ધરડેરાઓ! તમારા કાયદાનો હડહડતો ભંગ થઇ રહ્યો છે, છતાં તમારાં મોંઢાં શિવાઇ કેમ રહે છે? ધિક્કાર છે તે દેશને કે જે દેશ પોતાના લૂંટાઇ અને કચરાઇ જતા હક્કો સામે આંગળી પણ ઉંચી કરી ન શકે! એવે ટાણે મુંગા રહે બાળાઓ જ માતૃભૂમિની ગુલામી મજબૂત કરે છે. જે દેશ અન્યાય અને અત્યાચાર આગળ દબાઇ રહે છે અને સામે ચુંકાર પણ કરતો નથી તે દેશ આ પૃથ્વીના પટ ઉપરથી નાશ થવા જ સરજાયો છે એ નક્કી સમજાત.

એ ત્રણ માણસોના પ્રયાસે રાષ્ટ્રીય પક્ષ નેસમાં આવ્યો. ૧૮૩૬ માં રાજ્સભા મળી તેમાં તેમણે રાષ્ટ્રીય કેળવણીની યોજનાની માગણી કરી. પરંતુ દમનનીતિના આધારે જીવંત પ્રજાને કચ-ડવા માગતી ઓસ્ટ્રિઅન સરકાર માને શાની? તેણે તો એ વાત સાંભળવાની પણ ના પાડી.

હંગરીને માટે એ ના માં જ અમૂલ્ય તક સમાયલી હતી. કોસુથે રાજ્સભાની ચર્ચાની હજારો પ્રતો લીથોગ્રાફમાં છાપી આખા યે હંગરીમાં વહેંચી સમસ્ત દેશને ખળભળાવી મૂક્યું. પારકાનું પચાવી પાડનાર કદી સ્વ-ચ્છ હાથે લડી જાણતો જ નથી. લોકમત એકદમ જાગી ઉઠયો કે ઓસ્ટ્રિઅન સરકારે કોસુથને લાંચ આપવાનો પ્રયાસ કર્યો. પણ કોસુથ એમ ફસાય શાનો? એક સ્વદેશ-ભક્ત એવી લાલચને વશ થાય તો તે સ્વ-દેશને. ભક્ત જ નહિં. એ લાલચમાં ફસી પડનારાં સ્વાર્થી હૃદય જૂદાં જ હોય છે: કોસુથને સરકારે મોટો હોદ્દો આપી તેનું મુખ બંધ કરવાની પેરવી રચી, પણ કોસુથે તે માગણીને લાત મારી તિરસ્કારી કાઢી.

જુલ્મગાર બીજુ શું કરે? પ્રજાને કચડી નાખવા તેણે દમનનીતિના ભંડાર ઉઘા-ડયા, સહુથી પહેલો ઝેચેની તેનો ભોગ બન્યો, તેની સાથ કોસુથ તથા તેમની તરફ મમતા રખનાર વેસેલીની ઉમરાવ, અને રાજ-સભાના એક સભ્ય જ્હોન બાલોધને પણ સપડાવ્યા, અને તેમને લાંબી મુદતને સારૂ સરકારી મહેમાની કરવા મોકલાવી આપ્યા.

બહારના લોકો બોલવા લાગ્યા. "હંગરી હવે મરી જશે." પણ છેવટે હંગરી જીવંત રહ્યો અને ઓસ્ત્રીઅનોની ધુંસરીમાંથી તેના પુત્રોએ ઝેચેનીએ મૂકેલી ચીનગારીથી તેને મુક્ત કીધો. ન્યાયનો વીજય થયો, હંગરી-માંથી જાલિમનો દોર હમેશને માટે તૂટયો.

# ક્રાંતિની મીમાંસા

> બર્નાર્ડ હાઉટન જેવા અનુભવી લેખકનો પોતાના વિષયને સંપૂર્ણ ન્યાય આપતો પ્રસ્તુત લેખ રસપૂર્વક વંચાશે.

: મૂળ લેખક :

બર્નાર્ડ હાઉટન

બળવાનું નામ સાંભળતાં જ અંગ્રેજો ચમકી જાય છે. એ શબ્દ જ એમની નજર સમક્ષ ખૂન, લુંટ, આગ અને આકસ્મિક મરણનાં ચિત્ર ખડાં કરી દે છે. ફ્રાન્સમાં ૧૩૦ વર્ષ પહેલાં જે કપરો ધડાકો થયો હતો, તેથી લાગેલા હૃદયના ધક્કાના રોગ–માંથી હજી ઇંગ્લાંડ સાજું થઇ શક્યું નથી. ખરી રીતે તો કોઇ પણ બળવો તદ્દન શાંતિ ભર્યો હોવો જોઇએ; અને તેને લીધે રક્તનું એક પણ બિંદુ પડવું ન જોઇએ. જો કે ૧૬૪૯ ના વર્ષમાં ઇંગ્લાંડમાં બળવો થયો તે વખતે પ્યુરીટનોના પ્રજાસત્તાકને સ્થાને feudul monarchy સ્થાપી, તેનો અંત અંદર અંદરની લાંબી લડાઇ (Civil War) પછી જ આવ્યો. તેની સામે ૧૬૬૦ માં પ્રતિબળવો થયો. જેને ઇતિહાસકારો પુનર્સ્થાપના–Restoration ના શોભીતા નામ નીચે છૂપાવે છે–તેમાં પ્રતિવેરને લીધે થોડાક માણસોને ફાંસીને લાકડે લટકાવવામાં આવ્યા તે શિવાય લોહીનું એક બિંદુ પણ પડયું નહોતું. તે પછી ૧૬૮૮ નો કહેવાતો બળવો થયો. તેમાં તે માત્ર રાજાઓમાં એક ને બદલે બીજાને બેસાડવા જેટલો પલટો કરવામાં આવ્યો હતો. તે છોડીને આગળ ચાલતાં ૧૮૩૨ના સુધા–રાનો કાયદો આવે છે તે વખતે પણ પશુ બળનો ઉપયોગ કરવામાં આવ્યો ન હોતો. ફ્રેન્ચ બળવામાં પણ જ્યાં સુધી પ્રશીયા, ઓસ્ટ્રીયા અને પીડમોન્ટના રાજાઓએ ફ્રાન્સમાં પુનઃ રાજ્યસત્તા સ્થાપવા માટે ફ્રાન્સ સામે લડાઇ જાહેર કરી નહોતી અને લુઇસ તેમ જ બીજા ઉમરાવોએ ખુલ્લી રીતે એ વિદેશીઓનો પક્ષ લીધો ન હોતો ત્યાં સુધી ત્રાસ થયો નહોતો. આજકાલ બોલ્શે–વીકોની ગઇ જેટલી વાતોને પહાડ જેવડી ચિતરી બનાવવાના ભારે પ્રયાસો કરવામાં આવે છે, અને રશિયાની આસપાસ મૂડીવાદી પત્રકારોએ જૂઠાણાના દુર્ગ ઉભા કરી દીધા છે પરંતુ તેમાં પડેલાં છિદ્રોમાંથી હવે એટલું તો જોઇ શકાય છે જ કે ત્યાં પણ ફ્રાન્સના જેવી જ ઘટના બની હતી. ૧૯૧૭ ની ઓક્ટોબર મહિનામાં સોવીયેટોના હાથમાં સત્તાની લગામો આવી ત્યારથી માંડીને તે છેક ૧૯૧૮ ના મે મહિના સુધી ત્યાં ખૂનીઓ અને લુટારૂઓ શિવાય કોઇને પણ ફાંસીએ ચડાવવામાં આવ્યા જ ન હોતા; પરંતુ ૧૯૧૮ ના મે પછી ફ્રેન્ચ તેમ જ બ્રિટિશ રાજખટપટીઆઓએ જ્યારે પ્રતિ–બળવા માટે સક્રિય ફાળો દાવા અને ઉશ્કે–રણી કર્યા ત્યાર પછી જ તેમ થયું હતું.

ત્યારે હવે આપણે એ જોઇએ કે બળવો એ વાસ્તવિક રીતે છે શું? એ શબ્દમાંથી તો ઘણા અર્થો નીકળે છે. લોકો બળવાઓને વિષે વિચારોમાં, સમાજમાં, શિક્ષણ સંસ્થાઓ

અને બીજે અનેક સ્થળે એ રીતે બોલી રહ્યા છે; પરંતુ આપણે આજે એ બધાની સાથે કશું લેવા દેવા નથી; આપણે તો સરકારના ક્ષેત્રને લાગુ પડતા શબ્દાર્થ સાથે જ આજે સંબંધ છે એટલે તે જ જોઇશું. રાજકિય બળવાની વ્યાખ્યા તો આટલી જ થઇ શકેઃ**સામાજિક વિચારોમાં મળમાંથી ફેરફાર કરવાની સાથે સરકારમાં પણ ફેરફાર કરવો તેનું નામ રાજકિય બળવો.** દાખલા તરીકે અવ્યવસ્થિત મૂડીવાદથી જેમની રાજ્યસત્તા ચાલી રહી હોય તેવા લોકો રાજાને પદભ્રષ્ટ કરી પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કરે, એટલે કે ખરેખરી સત્તા તો એની એ જ રહે છે. આમ બળવો તો માત્ર નામમાં જ રહે છે. આજનું ઇંગ્લાંડ એ મર્યાદિત રાજ્યસત્તાવાળું છે જ્યારે ફ્રાન્સ અને અમેરિકાનાં સંયુક્ત રાજ્યો તે પ્રજાસત્તાવાદી છે, પરંતુ તે બધાં ઉપર રાજસત્તા તો ખરી રીતે ‘બડા વ્યાપારીઓ-Big Business-” ની જ ચાલી રહેલી છે. જ્યારે તેથી ઉલટું જ્યાં પરદેશીઓ રાજ્ય કરી રહ્યા હોય તેમને સ્થાને સ્વરાજ્ય સ્થાપવું તે સ્પષ્ટ રીતે બળવો જ છે. કારણ કે પરદેશીઓની રાજનીતિ નીચે લોકોનાં આદર્શો જે હોય તે સ્વરાજસત્તા નીચેના આદર્શોથી તદ્દન જુદા જ હોય છે. પરદેશીઓનો ઉદ્દેશ તો પ્રજા ઉપર આધિપત્ય જમાવીને તે ટકાવી રાખવું તે હોય છે. એટલે તેઓ તેટલાની ખાતર લોકોને ઘેટા જેવા નરમ અને પડતો બોલ ઝીલી લેનારા આજ્ઞાધારક બનાવવાનું જ પ્રજાને શિક્ષણ આપે છે; ત્યારે તેથી ઉલટું સ્વરાજ્ય કે પ્રજામતવાદમાં લોકોને વિચાર તેમ જ વર્તનમાં સ્વમાન અને સ્વતંત્રતા કેમ જાળવવા થવું તે જાતનું શિક્ષણ અપાય છે. એટલે તે શિક્ષણમાં તો આખું દષ્ટિબિંદુ જ સાવ ફેરી જાય છે.

ઇંગ્લાંડમાં ભાઇઓ થોમસ, બેવીન અને ક્લાઇન્સની સરદારી નીચે જો કામદારોની સરકાર સ્થપાય તો તેને માટે પણ બળવો એ શબ્દ લાગું પાડી શકાય નહીં; કારણકે તે વખતે પણ હાલની મૂડીવાદીઓની પ્રથા તો ચાલુ જ રહેવાની. માત્ર તેના અતિ ખરાબ અંગોને જ તેમાંથી દૂર કરવામાં આવે એટલું જ. પરંતુ જો મંડળો Guild-ની યોજના પ્રમાણે કાર્ય કરવાની પ્રતિજ્ઞા સાથેની કામદાર સરકાર સ્થપાય તો તેને બળવો કહી શકાય. કારણ કે જો બધા ઉદ્યોગો મંડળો Guild-ની પ્રથાનુસાર ચાલે તો પ્રજાના સામાજિક આદર્શોમાં ઉથલપાથલ થઇ જાય. એ જ રીતે જો હિંદુસ્થાનમાં ગોરીનોકરશાહી bureaucracy ને સ્થાને ઘઉંવર્ણી નોકરશાહી ને ગોઠવવામાં આવે તો તેથી હિંદીસમાજ સ્વલ્પ જેવું વિચાર પરિવર્તન થઇ શકે. એમ થવા છતાં હિંદીસમાજમાં તો એ પ્રથાના જે અસાધ્ય દુર્ગુણો છે તેનો ભોગ થતો જ રહેવાનો. હિંદમાં શું કે બીજું શું એ નોકરશાહી પ્રજાની તરફના પોતાના અણવિશ્વાસને લીધે તેમનાથી સાવ અલગ રહેવાની, કાયદા અને રૂઢીને માટેનો તેનો પ્રેમ એવાને એવો જ રહેવાનો, તેની દષ્ટિમર્યાદા સાવ સંકુચિત જ રહેવાની અને અકકડને અકકડ રહેવાની તેની નીતિ પણ ચાલુ જ રહેવાની. સર હારકોર્ટ બટલર કે મિ૦ વિલિયમ વિન્સેન્ટના કારભારમાં અને લોર્ડ સિંહા કે ડૉ૦ સપ્રુના કારભારમાં શો ફેર પડ્યો તે તમે જ કહો? કારણ બન્ને પ્રસંગે પહેલાઓને સ્થાને પાછલા મૂક્યા હતા.

બળવાના વાસ્તવિક અર્થમાં પશુબળ વાપરવાનો સમાવેશ થતો જ નથી. દક્ષિણ અમેરિકાની માફક સમાજમાં લવમાત્ર પરિવર્તન થવા શિવાય તમે સરકારમાં તિથ

પરિવર્તન કરી શકો છો. બળવામાં ખાસ અગત્યનો મુદ્દો તો સામાજિક આદર્શોમાં પરિવર્તન થાય તે, અને સરકારમાં એવું પરિવર્તન થાય કે જે પહેલા પરિવર્તનની સ્થિતિ આણી મૂકે તે છે. પછી તેમ થવામાં પશુબળ વપરાય કે ન એ વપરાય. ભૂતકાળમાં વારંવાર પશુબળ વપરાયાં છે તેનું કારણ તો એ જ છે કે, રાજ્યસત્તા ચલાવનાર વર્ગોએ પ્રજાની ઇચ્છાની સામે થવા માટે તરવારો બાંધી છે; અને તેટલાથી જ તે અટક્યા નથી, પરંતુ ખાસ કરીને તેમણે પોતાની કુમકે પરદેશીઓને બોલાવ્યા છે. તેમને કદી પણ એવું લાગ્યું જ નથી કે જ્યારે પ્રજાનો બહુ જ મોટો સમૂહ મૂળમાંથી પરિવર્તન કરવા માગે છે, તો પછી તેમના બળ આગળ મુંગા મુંગા નમી પડવું.

બધા બળવાઓમાં સંસ્કૃતિ વાળી પ્રજાને પરદેશીઓ જીતી લે તે તો કદાચ સહુથી ખરાબ બળવો છે. કારણ તેમ થવાથી જીતાયલી પ્રજાના સ્વભાવમાં વર્ણસંકરતા પ્રવેશે છે અને એથી હમેશાં તેમના ચારિત્ર્યનુ પણ અધઃપતન થવા શિવાય રહેતું નથી. સ્વદેશ પ્રતિનું અભિમાન તેમનામાંથી જતું રહે છે અને તેમ થતાં તેઓ સ્વાભિમાન પણ ગુમાવી બેસે છે. પછી તો પેલા પરદેશી શેઠો આગળ મસ્તક નમાવતાં તેને શીખવું પડે છે, પછી તો તેને તેમની સભ્યતાનું અનુકરણ કરવાની ફરજ પડે છે, પછી તો તેને તેમના વિચારોની પાછળ ઘસડાવું પડે છે. અને તે મારે હમેશાં પારકાની જ ઇચ્છાનુસાર વર્તવું પડતું હોય, તો પછી મારામાં સ્વતંત્ર મનુષ્યને છાજતા સદ્‌ગુણનો જરી પણ રહી શકે એ શું શક્ય છે? અને તેમ થતાં શું હું અતિ વિનિત થઇ જાઉં અને પેલા શેઠની આંખની પાંપણની સાથે નાચતાં રેવાઇ જાઉં એ વધારે શક્ય નથી? અને આવી દુર્દશામાં જેઓ વધારે તિવ્ર બુદ્ધિવાળા હોય તેઓ ધનવૈભવ એકઠો કરવા તરફ વળી પડે કે, પોતાના પરદેશી માલિકોના તાબાના ઉપલા વર્ગના નોકરો બને તો તેમનો દોષ પણ શી રીતે કાઢી શકાય? તેવી દશામાં તો માનવ વિચારોના શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ માર્ગોના ચીલા બંધ થઇ ગયા હોય છે. આપણે બધા કુદરતમાં થતા વાતાવરણના પરીણામને વિષે જાણીએ છીએ, અને તે પરીણામ જીવનના એક સ્વરૂપનો નાશ કરી બીજું સ્વરૂપ કેવી રીતે સર્જાવે છે તે પણ જાણીએ છીએ. **જીતાયલા દેશમાં ઉત્પન્ન થતું વાતાવરણ સિંહોને બાજુએ સારીને ઘેટાંઓને ઉત્પન્ન કરવા તરફ વળેલું હોય** છે. સાચી વાત એ છે કે, પરદેશી સત્તા તે અનીતિ છે.

[ ૨ ]

બળવો એ તેને માટે નક્કી કરેલી વ્યાખ્યાના અર્થમાં લઇએ તો વધારે હિંમત ભર્યું યુદ્ધકૌશલ્યનું પગલું છે. તે માત્ર દુશ્મનના બહારના બચાવ કામ ઉપરજ હુમલો કરીને બેશી રહેતો નથી, પરંતુ સીધે સીધો તેના સિંહાસન ઉપરજ આઘાત કરે છે. તેના નિશાન ઉપર એવો કોઇ મહાન આદર્શ અંકિત થયેલો હોય છે કે જેને માટે મર્દો હસ્તે મુખડે કષ્ટો સહન કરવા કુદી પડે અને મૃત્યુના મુખમાં ધસી જતાં પણ લગારે પાછી પાની ન કરે. બળવો એવાં ગગુવાયોનો રણકો કરે છે કે તે રણકો સાંભળતાં પેટનો ખાડો પુરવા મથી રહેલાઓ પણ જાગૃત થઇ જાય છે,

તેમનાં હૃદય નવી આશાઓથી ધબકવા લાગે છે.અને તેમનાં મનમાં પૃથ્વીના પેટમાંથી જન્મેલી નવીન ભૂમિની કીર્તિનાં અજવાળાં અનેરો પ્રકાશ પાડી દે છે. તે વખતે પ્રકટેલી જન્મભૂમિની ભક્તિના જ્વલંત અગ્નિમાં તુચ્છ બાબતો અને સ્વાર્થી વર્તો બળીને ભસ્મ થઈ જાય છે.

ઇતિહાસ ઉથામો અને તેનાં પૃષ્ઠોમાં અંકિત થયેલા કોઇ પણ બળવાની મહાકથાઓ તપાસી વળો. તમે તુરત જોઇ શકશો કે સામાન્ય જીવનમાં જે માણસો બકાલો તરીકે ગણાઇ વ્યાપાર કરતા હોય, ગમ્બા ગણાઇ ખેતિ કરતા હોય અને બાપડા ગણાઇ જેમ તેમ જીવન ગાળી રહ્યા હોય, તેમનામાં વિજળીના ચલકારમાં મહાપરિવર્તન થઇ જાય છે, તેઓ દુશ્મનનાં હૈયાંને ધ્રુજાવી નાખે તેવાં બિહામણાં કાર્યો પણ પાર પાડે છે અને ઇતિહાસની રંગભૂમિ ઉપર ભીમ હૃદયથી દૃઢ પગલે પ્રવેશ કરે છે.

ક્રોમવેલ ખેડૂત હતો, વૉશિંગ્ટન માળી હતો, જાન્ટેન ધારાનો હિમાયતી હતો, ગેરી બાલ્ડી (જ્યારે લડતમાં નહોતો ઉતર્યો ત્યારે) નાનકડો ખેડૂત હતો. અને બળવામાં તો માત્ર લોકનાયકોજ નહિ. પણ આમવર્ગ સુદ્ધાં સચેન થઇ જાય છે અને ભવ્ય સાહસો કરી બતાવવા પ્રેરાય છે. આજ રીતે અમેરિકાના ખેડૂતો અને બકાલો તાલીમ બદ્ધ બ્રિટિશ ફોજની સામે આખડીને વિજય મેળવી શક્યા છે. ફ્રેન્ચો.ની સામે યુરોપના ગાદિ પતિઓએ જે લશ્કરનાં ધાડે ધાડાં મોકલ્યાં હતાં તે બધાંને એજ પ્રેરણાએ મહાત કરી દીધાં હતાં, અને હજી તો ગઇજ કાલે ફ્રાન્સ અને ઇંગ્લેન્ડની મુડીવાદી સરકારોએ સંપૂર્ણ રીતે સુસજ્જિત થઇને રશિયા ઉપર કરેલા હલ્લા તેણે નિષ્ફલ બનાવી મૂક્યા છે.

મર્દની અંદર જ્યાં એક વખત સાચી મર્દાઇ ખીલી નીકળી કે પછી તે શત્રુઓનાં બળ છિન્ન વિચ્છિન્ન કરી શકે છે; અને કલ્પનાતિત મુશ્કેલીઓને પણ વટાવી શકે છે. પરંતુ ખરી મુશ્કેલીજ મનુષ્યમાં સાચી મર્દાઇ જગાડવામાં રહેલી છે.

નક્કી માનજો કે મનુષ્યના પડે પડે પ્રભુતાનો વાસો છે. તેની અંદર રહેલા એ દૈવીતત્વને રૂઢી, ભય અને અજ્ઞાનતા વારંવાર ઢાંકી દે છે; પરંતુ આત્મા ઉપર વળેલા તે પડદાને ચીરી નાખે એવો ભવ્ય લાગણીઓનો ઉછાળો જ્યારે આવે ત્યારેજ છેવટે આપણે જોઇ શકીએ છીએ કે મનુષ્ય પ્રાણી કેટલી હિંમત કરી શકે છે, તે કેવાં સાહસિક કાર્યો પાર ઉતારી શકે છે.

પરંતુ તેવી મર્દાઇ ક્યારે પ્રકટી નીકળે તે વિષે માનવ હૃદયનાં ઉંડાં નિરીક્ષણ કરનારા નિપુણ પુરૂષો કહે છે કે; લાગણીઓ માનવ મનના સચેત ભાગમાં રહે છે, પરંતુ હાલની માનવજાતિને દબાવી દેનારી સભ્યતા (કે જે સભ્યતા સુધીજ હજી હાલનાં મનુષ્યો પહોંચી શક્યા છે) આ લાગણીઓને દબાવી દે છે અને તેમનો જાગૃત અથવા તો સારાસાર સમજનારો ભાગ અને અચેતન ભાગ એ બંને ભાગ્યેજ સંવાદી હોય છે. પરિણામે તેમની એ વિરોધી વૃત્તિઓના ઝઘડાઓ જામે છે, તેથી માત્ર અડધા મનથીજ કામ કરવામાં આવે છે અને પરિણામે મનુષ્ય કુદરતી તંદ્રામાં પડી જાય છે, તે ભાગ્યેજ જાગી શકે છે. પરંતુ જ્યારે મનની એ વૃત્તિઓ સંવાદી બનીને મળેથી કામ કરે ત્યારે ભવ્ય અને મહાન કાર્યો ઉપજાવી શકાય છે. ઉચ્ચ પ્રતિભાબુધ્ધિનું એ રહસ્ય છે, અને એને લીધેજ બળવાઓ જેવી પ્રજાકિય ચળવળોમાં સામાન્યમાં સામાન્ય મનુષ્ય પણ ચમત્કારો કરી બતાવે છે. અલ-

બસ્ત પોતાની અંદર જેટલું સત્ત્વ હોય છે તેટલુંજ તે બતાવે છે પરંતુ ખરી રીતે તો એની અંદર ગુઢ રીતે સત્ત્વજ ઘણું રહેલું હોય છે.

લડાઈના વખતમાં હમેશ દુશ્મનના મર્મસ્થળમાંજ પ્રહાર કરવો એજ સંગીન યુધ્ધનીતિ છે. નાનાં નાનાં ગામો હાથ કરવામાં અથવા તો દૂર દૂરનાં પ્રાંતો કબજે કરવામાં બળને વેડરી નાખવાથી ઘણી વખત હાર થયા વિના રહેતી નથી. એટલા માટે લડતની તમામ યોજનાઓ માત્ર દુશ્મનની પાટનગરીજ હસ્તગત કરવાની હોવી જોઈએ, બીજી યોજનાઓ ચાલીજ ન શકે. જાપાન અને ચીન વચ્ચેનાં સંગ્રામમાં જાપાનની પાસે જે ભારે નૌકા કાફલો હતો તે જોતાં તે ચીનનો આખોએ સમૃધ્ધ દરિયા કિનારો હાથ કરવાની લાલચ કરી શક્યું હોત. પરંતુ તેણે એ મોહક જાળમાં પડવાનું પસંદ ન કર્યું. કારણ જો એમ થયું હોત તો વિગ્રહના પૂર્ણાહુતિ જલદી થઇ શકતજ નહિં. તેણે તો પોતાનું તમામ બળ અને ધ્યાન એકલા પેકીન ઉપરજ રાખ્યું અને તેથી જોત જોતામાં આખાએ ચીનને પોતાના પગ આગળ પડેલું જોયું. ત્યારે બીજી બાજુએ જોઈએ તો છેલ્લી યુરોપીય યાદવીમાં પૂર્વ પ્રશીયામાં ઘુસેલી રશિયન ફોજને હાંકી કાઢવા માટે અણીને વખતે જર્મનોએ પોતાની ટૂકડીઓ ફ્રાન્સમાંથી ખેંચી લીધી તેને લીધેજ જર્મનીએ વિજય આપ્તિને માટે જે સુંદરમાં સુંદર તક તેને મળી હતી તે બધીએ ગુમાવી.

એવીજ રીતે સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનું બોધ બળવામાં (રક્તનું એક બિંદુ પણ ન પડે તેવા બળવામાં) આપણા તમામ પ્રયત્નો દુશ્મનના મર્મસ્થળ ઉપર આઘાત કરવામાંજ વાળી નાખવા જોઇએ. અર્થાત્ મુખ્ય-**ત્વીય સત્તાઓ તેના હાથમાંથી ઝુંટવી લેવી જોઇએ.** એક વખતે જ્યાં એ સત્તા હાથમાંથી ગઇ કે તુરતજ અમલદારો ઠેકાણે આવી જશે અને હિંદુસ્થાનના ભવિષ્યના રાષ્ટ્રસમુહ (Commonwelath)માં ઉપયોગના મણસ થઇ પડશે. હવે, આ બેહા બળવાની મુરાદ સત્તામાં પુરેપુરૂં પરિવર્તન કરી મૂકવું તે છે. અર્થાત્ આ દેશની પ્રજાનો કારભાર પ્રજાકિય સંમતિથી ચાલે તે માટે નોકરશાહીના હાથમાંથી સત્તા લઇ લેવી અને પ્રજાના પ્રતિનિધિઓના હાથમાં મૂકવી તે છે. તે દ્વીમુખી સત્તા જેવો ખોટો દંભ માંગતો નથી પણ રાજ્યકારભારની રીતીમાંજ ઘણાંજ મહત્વનાં પરિવર્તન કરાવવા માગે છે. તેની લડતનો પાયો એ મુદ્દા પરજ રચાયલો છે અને મોઢાંનાં વચનો કે નજીવા ટૂકડાઓથી લલચાઈને તે એ લડત છોડવા માંગતા નથી. જો નોકરશાહી સ્વતંત્રતાના માર્ગની વચ્ચે આગળો મુકશે તો તે પહેલાંની માફક તે આગવાળના અહિં તહિંથી થોડાક ભાગ ઉખેડી નાખી તેનું બળ કાયમ રહેવા દઇને હવે નહિં જંપે, પરંતુ બહાદૂરીથી તે વચ્ચે મૂકાયલા અગળીને પ્રહાર કરી ફળ ભેગો કરી નાખશે અને સ્વતંત્ર તથા નિર્ભય મનુષ્ય તરીકે આગળ કુચ કરી જશે.

અને બળવાની સ્ફુરણાથી પ્રેરાયલી લાગણીનું મોજું પછી કંઇ માત્ર રાજકારભારને લગતા ક્ષેત્રની અંદરજ પુરાઇ રહેતું નથી. તે તો માનવ વિચારોના તમામ પ્રદેશો—કલા, વિજ્ઞાન, ઉદ્યોગ, કેળવણી, નીતિ—માં ફરી વળે છે, તેને સચેત કરે છે, પ્રેરણા આપે છે અને તેમાં નવ પ્રાણ પુરે છે. અને ભારતની રાષ્ટ્રીય લડતમાં આપણે આ ભાવના મદ્યપાનનિષેધ તથા વેશ્યાવાડાઓ નિવારવાના પ્રયત્નોમાં જોઇ શકીએ પણ છીએ. બળવો હમેશાં ઘણા આત્માઓ ઉપર વળી ગયેલાં આત જીર્ણ પડોને ચીરી નાખે છે, તેમને કુવાના દેડકા રહેવા દેતો નથી, દરેકને કોલમ્બસની માફક નવી દુનિયા શોધવાના ઉત્સાહથી નવી મુસાફરી કરવાના કાર્યમાં નાખી દે છે.

# રખે વીસરીયે




૧૯૨૧-૨૨ ની દમનનીતિ: જે વખતે દેશબંધુ, ગાંધીજી, લાલાજી, મોતીલાલજી

# સ્વતંત્રતાની કુચ

: લેખક :
સ્વતંત્રતાવાદી

આલસિક કર્મો કરી બતાવવા હાલનો જ સમો યોગ્ય છે. તમારા પ્રત્યેકની અંદર ગુપ્ત પણે છૂપાઇ રહેલા મર્તુંત્વને હાલનો સમો પડકાર કરી રહ્યો છે. સુલેહથી પડી રહેવાના શાંતિભર્યાં દહાડા તો પૃથ્વી પરથી હમેશને સારુ, કેદખાનાના જતા રહ્યા. વર્તમાનમાં સુલેહની દેવી તો સત્તાવાદીઓની સાંકળે જકડાઇ પડી રહી છે. સ્વતંત્રતાના યુધ્ધની ભરતીનાં પ્રચણ્ડ મોજાં ચારે કોર અથડાઇ રહ્યાં છે. ભારતવર્ષમાં પણ યુધ્ધની દેવી તાંડવનૃત્ય નાચી રહી છે. દશે દિશા એ હુમલો કરતાં લશ્કરોના યુદ્ધમંત્રોના પોકાર સંભળાઇ રહ્યા છે. હિંદને આંગણે પણ યુદ્ધ મંડાણું છે. આ યુદ્ધ બલિદાનનું છે તેમાં જે ઝુઝશે તે પ્રત્યેકને તન, મન અને ધનનું બલિદાન આપવાનું છે. પરંતુ જ્યારે માતૃભૂમિ એ બલિદાનના પુણ્યયજ્ઞમાં હોમાઇ જવાનો પોકાર કરશે, તેવે ટાણે એવો કયો નરાધમ હશે કે જે પાછળ રહી જશે? માતૃભૂમિની સ્વતંત્રતા ખાતર રણ મેદાને પડીને ઝુઝતાં કયો કાયર ડરી જશે?

દુશ્મન ભલે યુદ્ધના બધાય કાવાદાવાનો જાણકાર રહ્યો, ભલે છેલ્લામાં છેલ્લી ઢબનાં માનનાં શસ્ત્રાસ્ત્રથી તે સજ્જ થઇને ઉભો. માતૃભૂમિની ખાતર રણમોખરે આવેલા યોદ્ધાઓનાં હૃદયમાં હનુમાન અને ભીમની અડગતા ઝુઝી પડી છે, દુશ્મનને જોઇ તેઓ કદી ડગલું પણ પાછું ભરશે નહિં.

અને માતૃભૂમિના મહિમાને જાણનારા એ યોદ્ધાઓનાં દળ તો દહાડે દહાડે વધતાં જ જાય છે, એ સૈનિકોની આત્મશ્રદ્ધા, માતૃભૂમિ ખાતર મરી ફીટવાની તાલાવેલી, માતૃભૂમિને સ્વતંત્ર કરવાની ભાવનાઓમાં દહાડે દહાડે નવાં નવાં પુર ચડતાં જ જાય છે. વિજય દેવી એમને જ વરમાળ આરોપવા તલસી રહી છે એમાં મીન મેખ થાય તેમ નથી જ.

માતૃભૂમિની માનરક્ષા માટે સજ્જ થયેલ લડવૈયાઓનાં હૃદયમાં એક વાત તો નક્કી જ થઇ ગઇ છે કે, આવતી કાલે સૂર્યોદય થશે એ જેટલું ખાત્રી ભર્યું છે, તેટલું જ ખાત્રી ભર્યું નોકરશાહી અત્યારે જે મોરચા ઉપર પોતાનો વાવટો ખોસી બેઠી છે, ત્યાંથી તેને એ વાવટો ઉખેડીને જરૂર કોઇ બીજા દૂરના સ્થળે લઇ જવો પડશે એ પણ છે.

અને એ ક્યારે?

સવાલ સાદો છે, છતાં એનો જવાબ સાવ સહેલો છે. ભારતવાસિઓ જેટલી જલદી વધુ થાણ એકત્ર સ્થાપી શકે, દુશ્મન ઉપર જેટલી અડગતા અને બહાદૂરીથી હુમલો કરી શકે તેટલો વિજયનો દહાડો ટુંકો આવી શકે અને વિજયનો એ દહાડો આવી પહોંચે, ભારતીમૈયા પોતાના નશીબના મનપસંદ ઘાટ ઘડવા સર્વ રીતે સ્વતંત્ર થઇ શકે, ત્યાં સુધી આ કુચ આગળને આગળ જતી જ જશે. 'રુક જાઓ!' નો હુકમ ત્યાં સુધી તો હોય જ શાનો?

આ સ્વતંત્રતાની કુચમાં ભળતાં જેઓ ગભરાય છે, સંતાય છે, મનને ગમે તેવાં બહાનાં બતાવે છે, તે કા' પુરુષો છે. તેમને માટે વધુ સારો શબ્દ વાપરી શકાય તેમ

છે જ નહિં. સ્વતંત્રતા દેવીનાં દર્શન આગળ કદમ બઢાવે જવામાં જ થવાનાં છે. અને જે ભારતજન આ કુચમાં, સ્વતંત્રતા દેવિનાં લક્ષ્યસ્થાને પહોંચવામાં બોલીને, લખીને કે નાણાંની કોથળીનાં મ્હોં ખુલ્લા મૂકીને એક જ સુર પુરાવી સહાયના આપવામાંથી વિમુખ રહે છે તે પોતાની માતૃભૂમિના હાથપગમાં લોખંડની એક નવી જંજીર ઠોકે છે.

જે યુગમાં આવાં મહાન પરિવર્તનો થઇ રહ્યાં છે એવા મહાન યુગમાં જીવવું એ શું સૌભાગ્યનો અવસર નથી? ભારતમૈયાને મુક્ત બનાવવાના યત્નમાં ફુલ નહિં તો પાંખડી પણ અર્પવા શક્તિમાન થવું એ આનંદદાયક નથી?

ઓ ભારતવાસીઓ! ગુલામીનાં બંધનોમાં જકડાઇ આશાના એક પણ કિરણને નહિં જોવાથી, મુડદાં સમું જીવન ગાળી જનારા તમારા ભાઇઓનો-પૂર્વજોનો વિચાર કરો. અને ઓ ભારતજનો! એટલું યાદ રાખો કે, તમારે માટે જ ઉચ્ચ સ્થાને પહોંચવાનું લખાયલું છે, તમારો આ યુગ ઉજ્વલ દિવસોથી ભર્યો પડયો છે, માતૃભૂમિની મુક્તિના યુદ્ધ લડી તેમાં વિજય સંપાદન કરવો એ તમારા જ ભાવિમાં લખાયલું છે. આ યુગ એ છે કે, જ્યારે તમારાં નેત્રો સમક્ષ નવયુગનાં પ્રભાભર્યાં કિરણો ચમકી રહ્યાં છે, તમારાં કર્ણયુગલમાં અવનવી આશાઓ અને અભિલાષાઓના સદોદિત ગુંજારવ થઇ રહ્યા છે.

ઉઠો ઉઠો! ઓ ભારતસંતાનો ઉઠો! વીરને છાજતા હૃદયથી ઉઠો! તમારી ફરજ વિચારો અને સ્વાતંત્ર્યની કુચમાં ભળી આ ભલા કામને હાથ ધો! અત્યારે તમારી નજર સમક્ષ બીજું કશું પણ ન હોવું જોઇએ. સ્વતંત્રતા અને બંધુભાવના એ જ પ્રકાશવંતા તારક તમારી સમક્ષ સદૈવ રહે, તમારા માર્ગને એ અજવાળે અને માતૃભૂમિના મુક્તિસ્થાને તમને દોરી જાય એ જ ઇચ્છો! ઓ ભારતસંતાનો! એજ એક ઇચ્છાથી તમારા હૈયાને ભરી દો.

મીરત ખાટલા પાછળ સરકાર એક કરોડ રૂપીઆ ખર્ચવાની છે.

હિંદમાં ૩૭,૫૦૦,૦૦૦ માણસો પાસે ખેતર પાદર નથી અને ૬,૦૦૦,૦૦૦ દેવાના દાસ છે.

જ્યારે ગુલામગીરી પાપ નથી, તો પછી અન્ય કંઇ પાપજ નથી.

**—અબ્રાહીમ લિંકન.**

કોઇએ કહ્યું હતું કે સત્કર્મને સ્મરણમાં રાખવા માટે ઉત્તમ રસ્તો નવાં કૃત્યોથી તાજો કરવાનો હતો.—**બેકન.**

સ્વતંત્રતા એ કાંઇ ઉચ્ચાશય પ્રાપ્ત કરવાનો ઉપાય નથી; તે તો પોતેજ ઉચ્ચતમ રાજકીય શિખર છે.—**લૉર્ડ એકટન.**

સમજ શક્તિ અમારી તરફ છે, ન્યાય અમારી બાજુએ છે, મન તમારી તરફે છે, તમને ફાવે તેમ કરો.—**જે. ચૌધરી.**

# આગળ ધસો—

> આ સુંદર લેખમાં તેના વિચારક લેખકે હિંદીઓએ વર્તમાન સમયે કેવી રીતે કામ લેવું તેની સંગીન રૂપરેખા દોરી બતાવી છે

: લેખક :
રણધીર વિજયસિંહ મજમુદાર

હિંદુસ્થાનને માટે આજકાલનો વખત, એ સામાન્ય નથી. મહાપરિવર્તનો આપણી તરફ ધસ્યાં આવે છે, ગંભીર વાદળઘટા છાઇ રહી છે, ઘેરી ઘેરી મેઘ ગર્જનાઓ થઇ રહી છે. એ ગર્જના રાષ્ટ્રના ભભૂકતા ક્રોધાગ્નિની છે. એક વ્યકિતના વર્તન ઉપરથી શાંતિ અને સુલેહનાં માપ કાઢી શકાતાં નથી, એક વ્યકિત જગતનાં મહાધમસાણોને કદી પણ ઉવેખી શકે નહિં. પ્રબળ પૂરથી ધસ્યાં જતાં વિધિનાં કાર્યમાં પછી ભલે ને તે સારાં કે માઠાં હોય પણ વ્યકિત કદી ઘસડાયા વિના રહી શકતી જ નથી. એવા પ્રસંગોમાં મનુષ્યની ઇચ્છા હોય કે ન હોય પરંતુ તેને પોતાનો ફાળો સમયનાં પરિવર્તનોમાં આપે જ છુટકો છે. તો પછી એ ફાળો એવો શા માટે ન હોય કે જે તેના નામને અજવાળે, તેની સાતે પેઢીઓનાં નામને અજવાળે, એવો ફાળો શું કામ ન આપે કે ભાવિના ગર્ભમાં સ્વતંત્રતાના જે ઉજ્વલ દિવસો ભર્યા પડ્યા છે, તે જ્યારે મૂર્તિમંત થાય, તે વખતે પાછું વળીને જ્યારે તે જુવે, ત્યારે એને શરમથી મસ્તક નમાવી દેવું ન પડે પરંતુ મગરૂબી અને આભારમદર્શક લાગણી સાથે એક મનુષ્ય તરીકે તેણે પણ તેમાં યોગ્ય ફાળો આપ્યો હતો એવા સંતોષ સાથે મસ્તક ઉન્નત રાખી શકે.

## ધુમસના પડદા ચીરો!

તે સારૂ સહુથી પહેલાં રણક્ષેત્રમાં જે બનાવ બની રહ્યા હોય તે નરી આંખે જોવા ઘટે છે. એ બનાવ કેવા હોવા જોઇએ તે દૃષ્ટિબિંદુ એમાં આવી શકે નહિ. કહે છે કે મહાન લડવૈયો નેપોલિયન યુદ્ધ પ્રસંગે પોતાના જે સેનાપતિઓ દૂરબીનમાંથી ચાલતી લડાઇનું દૃશ્ય નિહાળે તેને ચલાવતો નહોતો, એ તો જેઓ યુદ્ધ પ્રસંગે નરી આંખે જુએ તેમને જ ચલાવતો હતો રાજકિય રણક્ષેત્રોમાં પડેલા લડવૈયાઓ માટે પણ એ જ રીત પ્રશંસનીય છે. મોટાં મોટાં સુંદર નામોથી સંબોધાતાં વાક્યોરૂપી ધુમસના પડદાને ચીરવાની અને નરી આંખે જોવાની જરૂર છે.

## ખાલી શબ્દો ઉપર વિશ્વાસ ન મૂકો!

તેને માટે સહુથી પહેલાં તમારે તમારા મગજને નિર્મળ રાખવાં જોઇએ. મગજમાં લવ માત્ર અસ્પષ્ટતાને જન્માવવી ઘટતી નથી. માણસોની તુલના એમનાં કાર્યોથી કરો વચનોથી નહિં. જ્યાં જ્યાં તમને 'જવાબદારી' અથવા 'પવિત્રતા' અથવા 'મવાલપણું' એવા ખાલી શબ્દો વાપરનારા માણસો મળે, ત્યારે તમે એમને પૂછો, અથવા જો પૂછી શકાય તેમ ન હોય તો

તમે તમારા મનને જ પૂછો કે, એ શબ્દો વાપરીને તેઓ કહેવા શું માગે છે? જેઓ સત્તા ઉપર છે તેઓને એવાં વાક્યો ઉચ્ચારવાની બુરી આદત હોય છે, કેટલીક વખત તેવાં વચનો પ્રામાણિક પરંતુ સત્ય વસ્તુસ્થિતિને પારખી નહિ શકનારા એવા માણસોના મુખમાંથી નીકળે છે, જ્યારે કેટલીક વખત એવાં વાક્યો કુકૃત્યોને છુપાવવાના પડદા તરીકે અથવા તો લોહી વહેવડાવવાના કામના બહાના તરીકે વપરાય છે.

## પાર્લામેન્ટને હિંદની પડી નથી

ઉદાહરણ તરીકે 'જવાબદારી' એ જ શબ્દ લ્યો. હિંદુસ્થાનના પેલા બહુ વખણાઇ ગયેલા પ્રધાન મિ. મોન્ટેગ્યુ અને હિંદી સરકારની સંયુક્ત કમિટીએ દ્વીમુખી સરકારને નામે ઓળખાતી પદ્ધતિની સામેની ટીકાઓમાંથી બચવા સારૂ એ શબ્દનો ઘણો જ પ્રયોગ કર્યો. તેમણે પાર્લામેન્ટને જવાબદાર હોવાની વાતો કરી. પરંતુ તમો એટલું જ વિચારો કે ભૂતકાળમાં તેઓ કદી પાર્લામેન્ટને જવાબદાર હતા ખરા? તેમણે વાસ્તવિક રીતે તે સંસ્થાના અંકુશ નીચે રહીને કામ કર્યું છે? તેમણે તેમ નથી કર્યું અને બીજી રીતે તેવી રીતે તેમ નથી કર્યું. ઠેઠ ઇસ્ટ ઇંડીયા કંપનીના કાળથી તે આજની ઘડી સુધી અપવાદ તરીકે માત્ર જૂજ પ્રસંગો બાદ કરતાં હિંદના સંબંધમાં પાર્લામેન્ટે તલ માત્ર દરકાર રાખી નથી. હિંદુસ્થાનમાં અંદાજપત્રોની ચર્ચા પાર્લામેન્ટની ખાલી ખુરશીઓ આગળ થયેલી છે; હિંદુસ્થાનને લગતાં ભાષણોને સામાન્ય રીતે કંટાળા ભરી માથાકુટ તરીકે ગણવામાં આવ્યાં છે; હિંદુસ્થાનને લગતી ચર્ચામાં અતિ અલ્પ સમય જ લેવામાં આવ્યો છે.

## જવાબદારી એટલે આપખુદી

ખરી વાત એ છે કે, પાર્લામેન્ટ તો માત્ર ઇંગ્લાંડના કે યુરોપના રાજકિય કાર્યોમાં જ ગૂંથાઇ પડેલી છે; જ્યારે હીંદને લગતી તમામ બાબતોના નિકાલ કરવાનું કામ માત્ર હિંદના વઝીરના હાથમાં મૂકી દે છે, કે જે વઝીર હિંદુસ્થાનની વસ્તુસ્થિતિથી ભાગ્યે જ પરિચિત હોય છે, અને તે પણ કેવો હોય છે? વાઇસરોયની માફક એ વઝીર પણ અમલદારી રમકડું, અમલદારોનાં કુકૃત્યોને અનુમોદન આપનાર, અને તેમની ભયંકર ભૂલોને માટે ધીરે રહીને ક્ષમા યાચનાર જ હોય છે. એટલે ખરી રીતે તો પર્લામેન્ટ તરફની તેમની 'જવાબદારી' એ શબ્દનો અર્થ એટલો જ છે કે સીમલાને પાંચસેમે મજલેથી ચાલતી આપખુદી!

## નોકરશાહી અને સ્વતંત્રતા

હવે આપણે બીજું વાક્ય લઇએ. તે 'સ્વરાજ્ય માટેનું શિક્ષણ' એ છે. ઇજીપ્તવાસીઓને લશ્કરી કાયદાની ધૂંસરી નીચે કચડવામાં આવતા હતા ત્યારે તે વાક્ય ત્યાં એવા અર્થમાં વાપરવામાં હતું કે, આ તો તમને સ્વરાજ્ય માટેની તાલીમ આપવામાં આવે છે. લોર્ડ મેસ્ટન જે ઉંચી પ્રકારનો આપખુદ–bureaucart હતો તેણે એક વખત બ્રિટનની પ્રજા આગળ કહ્યું હતું કે, "બ્રિટિશોના સંરક્ષણ નીચે આવ્યા પછી જ હિંદુસ્થાન શીખી શક્યું કે સ્વરાજ્ય એ વધારેમાં વધારે સારી વસ્તુ છે, રાષ્ટ્રીય એકતા સ્વરાજ્ય માટે ખાસ જરૂરની ચીજ છે, અને પ્રજામતથી ચાલતી સંસ્થાઓમાં વિશ્વાસ રાખવો એ ઘણું જ અગત્યનું છે." પરંતુ હિંદી શ્રોતાઓ સમક્ષ આ વાત કહેવાની તેની હિંમત

ચાલી હોત જ નહિ. કેમ હિંમત ન ચાલત? કારણ નોકરશાહીનો ઉદ્દેશ શું છે અને હંમેશાં ઉપર જણાવેલાં ત્રણે કારણોની વિરૂદ્ધમાં તે આડખીલીરૂપ કેમ થતી આવી છે તે વાત સારૂંયે હિંદુસ્થાન જાણે છે. એ નોકરશાહીએ હંમેશાં લોકોનાં મ્હોંડાને તાળાં માર્યાં છે—ભાષણ સ્વાતંત્ર્ય ઉપર અંકુશો મૂકયા છે; હમેશાં તેણે પ્રજામત-વાદના વિચારોને દાબી–દબાવી કાઢયા છે; બહારથી થયેલા કોઇ પણ સુધારાઓને તેણે ઉડાવી દીધા છે. હમેશાં તે પોતાની સત્તાઓ ટકાવી રાખવા અને તેને વિપુલ બનાવવાનાં તરકડીઓ મારે છે, અને રાષ્ટ્રીય જીવન માટેના પ્રજાના ભવ્ય આદર્શો તથા અભિલાષોને નિરંતર પગ નીચે કચડી જ નાંખ્યા છે. શું આવા માણસોને તમે તમારા સ્વાતંત્ર્યના રક્ષક બનાવવાનું પસંદ કરો છો? શું તમે એટલા ભોળા માણસો છો ને એવું સમજી લ્યો છો કે સત્તાના સિંહાસનેથી તેઓ રાજી ખુશીથી ઉતરી પ્રજામતવાદના ભકતો બની જશે?

## શત્રુ તે શત્રુજ.

આવા માણસો પાસેથી સ્વતંત્રતા મેળવવી તે વાત વાઘણનું દૂધ લાવવા જેવી છે. તેમની આખીએ પરંપરાઓ, તેમનો આત્મપ્રેમ, જાતિ તેમ જ કોમ તરફની ઘણા એ વસ્તુઓ જ આવા વિચાર માત્રને હાસ્યાસ્પદ બનાવવા સારૂ પુરતી છે. અવનવા ચમત્કારો થઇ જવાની આશા કદી રાખશો જ નહિં, નજરો સમક્ષ જે બનાવ દેખાય છે, તે જ જુઓ અને તેમનો સામનો કરો. ભૂતકાળમાં નોકરશાહી જ હિંદુસ્થાનની સ્વતંત્રતાની કટ્ટામાં કટ્ટા દુશ્મન તરીકે વર્તી છે, અને યાદ રાખજો કે તે હમેશાં હિંદની સ્વતંત્રતાની શત્રુ જ રહેશે.

## આળપંપાળ!

આમ છતાં કેટલાક માણસો પોતાનાં દુઃખ નિવારણ માટે ઇંગ્લાંડ તરફ નજર કરવાના આળપંપાળમાં શ્રદ્ધા રાખે છે, અલબત્ત તે માણસો ખોબા જેટલાએ નથી માત્ર મુઠીભર જ છે. પરંતુ તે લોકો કહે છે: અંગ્રેજ પ્રજા તે સ્વતંત્ર પ્રજા છે એટલે સ્વતંત્રતા મેળવવા માટેની આપણી લડત તરફ જરૂર તેઓ સહાનુભૂતિની નજરે જોશે. પરંતુ એ વાત જ સત્યથી વેગળી છે. વાસ્તવિક રીતે ઇંગ્લાંડ ઉપર ત્યાંની જનતા રાજ ચલાવતી જ નથી. ત્યાં તો ખરૂં રાજ્ય વ્યવસ્થીત મૂડીવાદીઓનું છે. અર્થાત ત્યાં પ્રજામતવાદ નથી પરંતુ મુઠીભર ધનિકોની ઇચ્છાનુસાર ચાલતું શાસન તંત્ર છે. એ વાત બાજુ પર મૂકીએ તો પણ તમારી મેળે સ્વતંત્ર પ્રજા બનવું એ જુદી વસ્તુ છે અને પરાધીન રહીને સ્વતંત્રતાની તૃષ્ણા રાખવી તે જુદી વસ્તુ છે. રોમન તેમ જ પ્રાચીન ગ્રીકો એ ખરેખરા સ્વતંત્ર લોકો હતા, તેમ છતાં તેમણે પણ ઘણાંએ બંધનોની બરદાસ કરી છે. જેને ત્યાં ગુલામો હોય તે માણસ તો હમેશાં સ્વતંત્ર જ હોય છે, પરંતુ તેની એ સ્વતંત્રતાએ તેને ગુલામો રાખવાના કામમાંથી રોકયો નથી. હાલની ઘડીએ ઇંગ્લાંડ તથા ફ્રાન્સ એ માત્ર કહેવાતા પ્રજાતંત્રવાદી છે. તેઓ છેલ્લામાં છેલ્લી ઢબનાં અસ્ત્રશસ્ત્રોથી લઢીને દુનિયાનો જેટલો ભાગ પચાવી શકાય તેટલાને પોતાના પંજા નીચે દબાવવાના કામમાંથી કદી અટકયા નથી. તે લોકો અથવા નિદાન તેમનામાંના સત્તા ચલાવનાર વર્ગો એ વર્ગો કવિનાં આ વચનોને સાંભળવાની સુદ્ધાં દરકાર કરતા નથી:

"આપણી પોતાની ગુલામીની બેડીઓ તોડવી અને માનવજાતિ તરફનું આપણું

ઋણ શું છે તે વાત કઠોર હૃદયી થઇને ભૂલી જવી એવું જ નામ શું સાચી સ્વતંત્રતા છે ?"

## ઇતિહાસનું અમર સત્ય.

**આ** યર્લેન્ડનો ઇતિહાસ ઉકેલો, ઇજીપ્તની દુઃખદ કથાનાં પાનાં ઉથલાવો, એ જ વાત અગ્નિને અક્ષરે લખાયલી તમે જોઇ શકશો. જાહેર અજાતે મોઢું-મરચું ભભરાવીને પરીઓની વાતો જેવી વાતો જેમ બનાવીને કહેવામાં આવે છે તે સાચી નથી, ત્યારે જ તમે બરાબર સમજી શકશો; અને તે વખતે તમારી ખાત્રી થશે કે ઇંગ્લાંડ હિંદને સ્વતંત્રતા આપશે-સ્વતંત્રતાની હિંદને ભેટ આપશે એવી આશા રાખવી તે બીજું કંઇ જ નહિં પણ ગંભીર ભૂલ જ છે.

## ભિક્ષા ન માગો-સ્વતંત્રતા ઘેર કરો

**ચં**દ્રમાને હથેલીમાં લેવા માટે બરાડા પાડવા, અથવા જે, છેક જ અશક્ય હોય તેને માટે તલસવું તે તો કેવળ બાલિશતા છે. પણ જો સ્વતંત્રતા પ્રાપ્ત કરવી હશે તો હિંદને તે માટે મથવું પડશે, ઝૂઝવું પડશે અને તે લડત જેવી તેવી નહિં પણ કઠણ હશે. તો એ મોંઘામૂલી સ્વતંત્રતા સાચા મર્દની માફક પોતાના જ ઉપર આધાર રાખીને પ્રાપ્ત કરવી તે સારૂં, કે પરતંત્ર કુતરો તેને બાંધી રાખનારના ખોળામાં બેસીને દૂધના ઘુંટડા મેળવે તેમ, બીજાઓ પાસેથી ભિક્ષા તરીકે પ્રસંદી મળે તેમ માનીને બેસી રહેવું તે સારૂં. પહેલો માર્ગ તમારી શક્તિઓમાં નવા પ્રાણનો સંચાર કરે છે, તમારામાં જીવંત ચેતન મૂકે છે; ત્યારે બીજો માર્ગ તમને ચેતન વિહીન બનાવી દે છે, નામર્દ કરી નાખે છે.

આથી બહેતર છે કે હિંદી સરકારનાં હથેલીમાં ચાંદ જેવાં તમામ પોલાં વચન અને અચોક્કસ ખ્યાલી વાતોમાં મોહી પડવું છોડી દો. એ રીતે કોઇને સ્વતંત્રતા મળી નથી, અને હિંદને મળવાની નથી. તેથી હિંદી સરકાર, પાર્લમેન્ટ કે સત્તાધારી બ્રિટિશ વર્ગ પાસેથી સ્વતંત્રતાની બક્ષિસની આશા છોડી દો. પાર્લમેન્ટની ચર્ચાઓએ અને તે પછી ટોરી પત્રોએ ચલાવેલી લડતોથી પુરવાર થાય છે કે, એ બધા વર્ગોમાં હિંદીઓની શ્રધ્ધા હોય તો તે નકામી જ છે. એટલે સ્વતંત્રતા સ્વાશ્રયથી જ મેળવી શકાશે એ નક્કી માનો. માર્ગમાંની તમામ મુશ્કેલીઓ છતાં એ સ્વતંત્રતા તમે જરૂર ઘેર કરી શકશો જ.

તમારામાં શું નથી એનો કદી વિચાર કર્યો છે? તમારામાં સામર્થ્ય છે, મર્દાઇ છે અને અપાર મનુષ્ય બળ, અફાટ જમીન અને જંગલો અનગોળ કાચો માલ બધું છે. સ્વતંત્ર હિંદને જગતનાં રાજકારણોમાં પુરતા મોભા સાથે જીવવા માટે શું એ પુરતું નથી? માટે બીજી બધી વાતો ભૂલીને, અશ્રધ્ધાને ખંખેરી નાખીને, પરાશ્રયી વાતોને હવામાં ઉડાડી દઇને સંપૂર્ણ આત્મશ્રધ્ધા અને સ્વાશ્રયથી સિંહ સમાં હૃદય રાખી આગળ અને આગળ ધસો. એ જ જરૂરનું છે.

# હિંદમાં જકાતી દિવાલો ખડી કરવાની જરૂર

**આર્થિક પરાધીનતાએ હિંદની નિર્ધનતામાં કેટલો ભયંકર ભાગ ભજવ્યો છે, અને તે માટે હિંદમાં અમેરિકન ઢબે અને ધોરણે જકાતી દિવાલો ખડી કરવાની કેટલી અનિવાર્ય આવશ્યકતા છે, તે લેખક સાદામાં સાદી રીતે બતાવે છે.**

: લેખક :

ડી. એસ. મહેતા

હિંદી ઉદ્યોગો મહાન વિગ્રહ પછી મંદીની અવદશા ભોગવે છે. તેનાં અનેક કારણો છે. હિંદી ચલણનો કાબુ સરકાર હસ્તક છે, હિંદી વ્યાપાર વહીવટ માટે હુંડીનો દર સરકાર ઠરાવે છે, હિંદને માથે ૧૮ પેનીનું હુંડીયામણ ઠોકી બેસાડી પરદેશથી આયાત થતા માલને ૧૨॥ ટકાનો દેખીતો ફાયદો અપાય છે, હિંદી ઉદ્યોગો ઉપર સરકારી જકાતના ભારે કરો વળગાડેલા છે; આવી વિષમ પરિસ્થિતિ હોય ત્યારે હિંદના ઉદ્યોગો શી રીતે ખીલી શકે? હિંદી મુડીવાળાનો મોટો ભાગ સટોડીયો છે, વ્યાપાર ખીલવવાનું જ્ઞાન અનુભવ, આંતરદેશીય સંજોગો અને ભવિષ્યમાં થનારા ફેરફારો વિગેરે આંટીઘુંટી ધ્યાનમાં રાખ્યા સિવાય હિંદી મુડીવાળા માત્ર સટ્ટો ખેલે છે અને પોતે શી રીતે એકાએક કરોડપતિ થાય તેવાં સ્વપ્નાં સેવે છે. અમેરિકાંની માફક ધનકુબેરો થવા હિંદી ધનંજયોની જીજ્ઞાસા રહે છે, મહત્વાકાંક્ષા રાખે છે છતાં જ્યાં હિંદ ગુલામ દેશ હોય, જ્યાં વ્યાપારની સ્વતંત્રતા ન હોય, જ્યાં ચલણ ઉપર પરદેશીઓનો કાબુ હોય, જ્યાં ઉદ્યોગોમાં ઇજારા અપાતા હોય, જ્યાં પસંદગી પ્રથમ સફેદ ચામડીને મળતી હોય ત્યાં હિંદના ઉદ્યોગો શી રીતે ખીલે? જ્યાં સુધી હિંદને આર્થીક સ્વતંત્રતા મળે નહિં, જ્યાં લગી હિંદી ચલણ અને હુંડીયામણ ઉપર હિંદીઓને કાબુ મળે નહિ ત્યાં લગી હિંદમાં કદી આર્થીક ઉન્નતિ થશે નહિ. હિંદની સાથે લેંકેશાયરના કાપડના ઉદ્યોગને પરદેશીઓની કાતિલ હરિફાઇ ચાલે છે તેથા તેઓ હિંદના જાણે હિતસ્વી હોય તેવો દેખાવ કરી આયાત માલ ઉપર જકાતી રક્ષણ આપવા માટે શાબ્દીક અભિલાષા બતાવે છે. આનું પરિણામ હિંદી ઉદ્યોગની ઉન્નતિમાં આવશે ખરું? જ્યાં સુધી અમેરિકાની માફક હિંદમાં પણ આયાત માલ સામે જકાતી દિવાલે ખડી કરવામાં અને મજબુત બનાવવામાં આવે નહિ ત્યાં સુધી હિંદની કદી પણ આર્થીક ઉન્નતિ થાય જ નહિ. અમેરિકાની જકાતી દિવાલો વધારવા માટે પણું બીલ તૈયાર થયું છે, તેથી દુનિયાનો કોઇ પણ દેશ ગમે તેટલી ઓછી જકાતના દર ધરાવતો હોય છતાં અમેરિકાના માલ સાથે કદી હરિફાઇ કરી શકશે નહિ અને અમેરિકામાં આયાત માલ કદી અમેરિકાના માલ સાથે ટકી શકશે નહિ. આ રીતે અમેરિકા માત્ર પોતાના જ દેશમાં નહિ પરંતુ સમસ્ત જગ-

તમાં આર્થીક સામ્રાજ્ય ભોગવવા માટે પ્રચંડ તૈયારી કરે છે. આ યોજના સામે યુરોપના રાજ્યો ઝુઝુમશે અને જો સુલેહ સંપથી મસલત થશે નહિ, તો ચોક્કસ ખાજે મહાન વિગ્રહ જાગવાનો ભય રહે છે. અમેરિકાની અદ્વિતીય અને જગતભરને આંજે તેવી શ્રીમંતાઇ અને લક્ષ્મીની રેલછેલ કરી છે તે સંબંધી ટુંક અવલોકન કર્યા પછી હિંદી પરિસ્થિતિ સરખાવીએ તો ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી જેવી સ્થિતિ માલુમ પડે છે. અમેરિકામાં કોમ્યુનીઝમ નથી છતાં ખેડૂતો પણ ધનાઢ્ય છે તે એટલે સુધી કે દરેક ખેડૂતની માલેકીની ઓછામાં ઓછી ૩૦ એકર જમીન હોય છે. ખેડૂત દીઠ જો ઉપજનું પ્રમાણ તપાસીએ તો અમેરિકાને મુકાબલે કોઇ પણ દેશ આવી શકતો નથી. પ્રજા સ્વાવલંબનવૃત્તિ વાળી હોઇને ખાંડ સિવાય દરેક ખાદ્ય પદાર્થો બનાવે છે. યંત્રો બેસુમાર છે પરંતુ તેની બનાવટ જગતભરને આંજે તેવી વૈજ્ઞાનિક શોધખોળથી અચંબો પમાડે છે. યંત્રો એટલાં પ્રગતિમાન છે કે સામાન લાવવા લઇ જવા માટે, રમત ગમતમાં, મીઠાઇ બનાવવામાં હિસાબ કિતાબ રાખવામાં, પણ યંત્રો વપરાય છે. અમેરિકામાં જેટલી વસ્તુ બને છે, તેમાંની ઘણી ખરી ત્યાંજ વપરાય છે. અમેરિકામાં જ્ઞાતિ કે વર્ગ જેવી વ્યવસ્થા નથી. દરેક પ્રજાજન ઉત્પન્ન વધારવા અથંગ પ્રયાસ કરે જાય છે એટલુંજ નહિ પણ કેળવણીનો પ્રચાર જેટલો જબરદસ્ત છે તેટલો દુનિયામાં કોઇ પણ સ્થળે જોઇ શકાતો નથી.

હિંદમાં અભણોની સંખ્યા ૯૦ ટકા છે. બીજા દેશોમાં ઓછે વધતે અંશે માલુમ પડે છે એટલે એ હિસાબે અમેરિકાની પ્રગતિ સચોટ પ્રમાણમાં થાશે તે નવાઇ જેવું ન કહેવાય.

અમેરિકાની સમૃદ્ધિ આટલી વિશાળ થવાની ચાવી તેની જકાતી દીવાલો છે. યુરોપને સંયુક્ત બનાવવાનું સ્વપ્નું જર્મનીના નાણાંશાસ્ત્રી સ્વ. હેર સ્ટ્રેસમેન અને ફ્રાંસના મેં. બ્રાયંડને ઉદ્દભવવાનું કારણ આ જકાતી રક્ષણ જ છે. અમેરિકામાં આયાત થતો માલ કદી ત્યાં ઉત્પન્ન થતી વસ્તુ સાથે હરિફાઇમાં ટકી શકતો નથી. અમેરિકામાં રૂ, ઘઉં, અનાજ તથા બીજા ખાદ્ય પદાર્થો ઉપર ભારે જકાતના દર આયાત માલ ઉપર છે. ખાંડ અમેરિકામાં પાકતી નથી તેથી તે આયાત કર્યા સિવાય ચાલતું નથી.

આ પ્રમાણે અમેરિકાની જાહોજલાલી જકાતી દિવાલોથી થયેલી જોઇ શકાય છે. પણ હિંદ પરાધીન દેશ તેમાં પરદેશીઓ પોતાના હિત માટે શોષણનીતિ ચાલુ રાખે અને દેશને આબાદ બનાવવા પ્રયાસો ન કરે તેમ જ થતા પ્રયત્નોમાં ડખલ કરે એ દેખીતું છે. સરકારની નીતિ સ્વાર્થી છે. તેને શાહી માલને પસંદગી આપીને બીજા પરદેશી માલ ઉપર વધુ જકાત લેવી છે અને તેથી ઇંગ્લાંડના ઉદ્યોગોને પુનર્જીવન આપવું છે. જ્યારે હિંદી ઉદ્યોગોને મૃતપ્રાય થતા જોઇ શકાય છે છતાં તેને ઉત્તેજન આપવાની પરવાહ દેખાતી નથી. જ્યાં સુધી ૧૮ પેનીનો હુંડીનો દર રહેશે, જ્યાં લગી સોનાનું ચલણ થશે નહિ, જ્યાં લગી હિંદી ઉદ્યોગોમાં ઇજારા સફેદ ચામડીને મળશે અને જ્યાં લગી હિંદને આર્થીક સ્વાતંત્ર્ય મળશે નહિ ત્યાં લગી હિંદી ઉદ્યોગોની અધોગતિ દિવસે દિવસે વધુ અને વધુ થવાનો ભય રહે છે જ. ઇગ્લાંડમાં મજૂર રાજસત્તા ફ્રી ટ્રેડની નીતિ અખત્યાર કરવા સુચવે છે પરંતુ તે નીતિ હિંદુસ્થાનને બાધક થતી નથી. ફ્રી

ટ્રેડ નીતિ આખા સામ્રાજ્ય માટે અખત્યાર કરવામાં આવે તો હિંદુસ્થાનની ઉન્નતિ આપોઆપ થાય પરંતુ હિંદુસ્થાનને તો બ્રીટીશ સરકાર ચુસવા માગે છે, બ્રીટીશ માલ વેચવા માટે અને કમાણી કરવા માટે એ નીતિમાંથી બાતલ રાખવા માગે છે, તો પછી કેવી રીતે હિંદુસ્થાનની ઉન્નતિ કે પ્રગતિ થાય? હિંદુસ્થાનમાં ૧૮. ૦ પેનીના હુંડીયામણથી નાણાંનો સંચય પણ પરદેશ ઘસડાયું છે. ૧૨॥ ટકાનો આડકતરો કે સીધો ફટકો ગરીબ પ્રજાથી માંડી ધનવાનને સાલે છે અને તે સંબંધી લગભગ બધાં વેપારી મંડળોએ ઉહાપોહ મચાવ્યો હતો અને હજી વધુ ચળવળ થવી આવશ્યક છે પરંતુ સ્વાર્થી સરકાર પોતાના પગ ઉપર કુહાડો કેમ મારે? લેંકેશાયરમાં મંદી છે, કાપડનો ઉઠાવ નથી તેને હરિફાઇ સાલે છે, તે દૂર કરવા જાણે કે હિંદના મીલ ઉદ્યોગનો ઉદ્ધાર કરતા હોય તે મુજબ હાર્ડી કમીશન નીમ્યું. પરંતુ અંદરખાનેથી જો વસ્તુસ્થિતિ નિહાળીએ તો સમજાય છે કે જે માલ હિંદી મીલોમાં બને નહિ તેની આયાત જકાત ઘટાડવી એટલે લેંકેશાયરના માલને રક્ષણ આપવું અને તેનો પ્રચાર ગંજાવર પ્રમાણમાં હિંદમાં કરવો.

નાના નાના ગૃહઉદ્યોગો અહિં નાણાંભીડથી વધી શકતા નથી. બ્રીટીશ સરકાર અફાજે બેંકનો વ્યાજનો દર વધારીને નાણાંભીડ કરે છે અને કૃત્રીમ રીતે હુંડીના દર ટકાવે છે. હિંદનો ૯૦ ટકા વર્ગ ખેતી ઉપર આધાર રાખે છે તેઓ ને મદદ કરવા માટે તેમની ઉન્નતિ માટે સરકારે શું પ્રયાસો કર્યા છે? ૧૮ પેનીના હુંડીયામણથી દરેક ઉત્પન્ન ઉપર ૧૨॥ ટકાની ચોખી ખોટ જતી હોય તે ઉદ્યોગ શી રીતે પ્રગતિમાન બને? ખેતીવાડીની ઉન્નતિ જો થાય તો ખેડૂતોની ખરીદવાની શકિત વધે અને તે પછી જ બીજા ઉદ્યોગોમાં તેજી આવે અને પગભર થઇ શકે, ખેડૂતો અજ્ઞાન છે, તેમને યંત્રો વાપરતાં આવડતાં નથી; સહકારી ચળવળ હજી ખીલી નથી, અને ખેડૂતોના ઉધ્ધારથી હિંદુસ્થાન ઉધ્ધરશે એ મંતવ્ય હજી મૂડીવાળા સમજ્યા નથી. એટલે સ્વાર્થ અને સટ્ટામાં રચ્યા પચ્યા રહેના ધનાઢ્યો ઉદ્યોગો ખીલવવા તરફ બેદરકાર રહે તેમાં નવાઇ નહિ. હિંદુસ્થાનમાં સાહસ નથી, પૈસો નથી, શોધકબુદ્ધિ નથી, અનુભવ નથી, પરંતુ જ્યાં ગુલામીદશા ભોગવવી પડતી હોય ત્યાં બુધ્ધિ શી રીતે ખીલે, સાહસ શી રીતે ખેડાય, અનુભવ શી રીતે મળે? જો હિંદુસ્થાનમાં આર્થિક સ્વતંત્રતા હોય તો જેમ અમેરિકામાં અને જપાનમાં આપોઆપ સાહસ, શોધક બુધ્ધિ, અનુભવ આવ્યાં. તેમ હિંદી પ્રજામાં નૈસર્ગીક રીતે એ ગુણો પ્રકટે, ખીલે અને પરિણામે હિંદુસ્થાનની આબાદી થાય. હિંદુસ્થાનના ખાણ ઉદ્યોગો, ચાના બગીચા, શણની મીલો, વહાણવટું, દરેકના સફેદ ચામડીને ઇજારા મળ્યા છે. તેમાં દેશીઓનો મુદલ પગ સંચાર થવા દેવામાં આવતો નથી. જો હિંદુસ્થાન સ્વતંત્ર હોય તો પછી આવા ઇજારા ટકી શકે ખરા? હિંદુસ્થાનની મૂડીનો દુરૂપયોગ કૃત્રીમ હુંડીયામણ ટકાવવા અને ચાંદીની હેરફેરમાં થાય છે, તેમ થાય ખરૂં? અને જે કરોડો રૂપિયા વિલાયત ખેંચાય છે તે શોષણ હિંદ સ્વતંત્ર હોય તો અટકે અને કરોડોનો બચાવ હિંદી ઉદ્યોગને ખીલવવા ઉપયોગમાં આવે. એટલે જ્યાં સુધી અમેરિકાની માફક હિંદુસ્થાનમાં જકાતી દીવાલો ઉભી કરવામાં આવે નહિ, જ્યાં લગી હુંડીના દરનો અને ચલણનો કાબુ હિંદીઓ હસ્તક સોંપાય નહિ, ટુંકામાં, હિંદમાં આર્થીક સ્વતંત્રતા સ્થપાય નહિં ત્યાં લગી હિંદુસ્થાનના ઉદ્યોગનું ભવિષ્ય ઉજળું ધારી શકાય જ નહિ. તે માટે હિંદની આર્થીક સ્વતંત્રતા એ સર્વાંગી સ્વતંત્રતાની ચાવી છે અને તેને માટે મથવું એ ખાસ કરીને વ્યાપારીઓને તેમ જ સામાન્ય હિંદીઓને માટે લાભદાયક છે.

# એક જ વાત

: લેખક :

ધીરજરામ દ. વ્યાસ

કોંગ્રેસનાં નામની સાથે જ અમદાવાદની એ ૩૮ મી ભવ્ય મહાસભાનાં સંસ્મરણો તાજાં થાય છે. હિંદના સ્વાતંત્ર્ય ઇતિહાસમાં અનોખી ભાત પાડનાર એ મહાસભાની પુનરાવૃત્તિ કયું હૃદય નહિ વાંચ્છે? ખરેખર, ગયો વખત પાછો આવતો નથી. અને તેથી જ હાથ આવેલી તકને જવા નહિ દેતાં તેનો ઉપયોગ કરી લેવો જોઇએ. આમાં જેટલી ગફલત કે બેદરકારી રહે તેટલું દેશને સહેવું પડે.

ગાંધીજી અધ્યાત્મવાદને આશ્રયે આવી એક નહિ પણ અનેક તકોએ ગાફલ બની જાય છે કે ભોળવાઇને એવી તકનો લાભ લેતા નથી તેમ જ પ્રજાને લેવા પ્રેરતા નથી. અગર તો અનિષ્ટ ભાવીના કલ્પિત ભયને લીધે ખામોશ પકડી બેસે છે! સનાતન ધર્મનો આડંબર સેવતા ગાંધીજી ગીતાનો આદેશ ભૂલી જાય છે. સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનાં ધર્મયુધ્ધમાં સગાં સંબંધીઓની સામે થવામાં પાપ નથી પણ ઉલટો એ ધર્મ (ફરજ) થઇ પડે છે. એમ અર્જુનને ઉપદેશીને શ્રી કૃષ્ણે તેને મયદાને જંગ ખેલવા તૈયાર કર્યો. આવા સમરાંગણના પ્રસંગમાં કાયર વિચારોને સ્થાન જ ન હોવું જોઇએ. પણ ગાંધીજીએ તો ગીતા ધર્મથી યે વિરૂધ્ધ વર્તીને તૈયાર થયેલા દેશને પોતાનાં પોચાંપણાંને લીધે પાછો પાડ્યો અને સાંપડેલી તક ગુમાવી, દેશને ભયંકર નુકશાન કર્યું.

દેશને ખાતર આઝાદીની લડતમાં સર્વસ્વનો ભોગ આપનો, પાછા ન જ હઠવું અને પ્રાપ્ત થતી તકનો નફો–નુકસાનનો વાણીયાશાઇ હીસાબ ગણ્યા વગર ઉપયોગ કરી લેવો: આવી સાહસ વૃત્તિઓ કેળવ્યા વિના પ્રજાનો ઉધ્ધાર કે ઉત્કર્ષ કદી ક્યાંય સધાયો છે ખરો? સ્વાતંત્ર્ય યુદ્ધના સૈનિકોએ આ એક જ વાત શીખી લેવી ઘટે છે. ગમે તે ક્ષેત્રમાં આ એક જ વાતનો વિજય થાય છે. એક મહાન ધ્યેયની સિધ્ધિ અર્થે પોતાના શોખના પ્રિતિના અને સંસ્કારરૂઢ થયેલા વિચારો કે સિધ્ધાન્તોનો પણ ભોગ આપી દેવો પડે, એની ગણતરી તો પહેલેથી જ હોવી જોઇએ.

અમદાવાદની મહાસભાનો આદર્શ આવી એક જ વાત પર ઘડાયેલો હતો અને તેથી જ તેની ભવ્ય છાપ પ્રજા અને સરકાર ઉભય પર પડેલી, United we stand, devided we fall એ સૂત્રનો સાક્ષાત્, અનુભવ દરેક મનુષ્યને અનેકવાર જીંદગીમાં થયા કરે છે. છતાં હિંદના નેતાઓ નકામા, નજીવાં અને અર્થહીન કારણો માટે દુરાગ્રહી બની વાતાવરણને વિષમય બનાવી મૂકે છે. એ ઝેરનાં બીજ આમવર્ગમાં એક વાર વવાયા પછી તેમાંથી જે વિષવૃક્ષોનું ઝુંડ બની જાય છે તેને નિર્મૂળ કરવું અશક્ય નહિ તો અતિશય મુશ્કેલ બની જાય છે અને પરિણામે આઝાદીને આરે આવી પહોંચેલી પ્રજા કોમીવાદના ભયંકર ધડાકા સાથે અધઃપતનની અંધારી ગર્તામાં ગબડી પડે છે. નેતાઓમાં તડાં પડી જવાથી ધર્માચાર્યોની પેઠે તેઓ પણ જુદા જુદા

વાજુ બાંધી બેસે છે. તેના પરિણામે સંઘ-બળ ઘટે છે, રાષ્ટ્રની એકત્રિત શક્તિ ઓછી થાય છે, સંગીન કાર્ય થતું અટકી જાય છે તેથી લોકોમાં નેતાઓ માટે અવિશ્વાસ પેદા થાય છે અને પ્રતિપક્ષીનું કાળજું થડકતું બંધ થાય છે. જ્યારે શ્વેત યુનિફોર્મમાં સજ્જ થયેલા હજારો હિંદીઓનો માનવ મહાસાગર ઉછળી રહ્યો હતો. આબાલવૃદ્ધ સૌંદર્ય, નમ્રતા, સ્વાર્પણ, સચ્ચાઇ વગેરે સદ્ગુણોથી છલોછલ ભરેલાં હતાં તેમ જ તેના હૃદયમાં સ્વરાજ્યની એક જ વાત રમી રહેલી હતી તેથી એ મહાસાગરમાં કશાં તરતોફાન, વમળચક્રો, વિકાળ મચ્છો કે ભીષણ ઝંઝાવાત જેવું કંઇ જ નહોતું. હિંદુ, મુસ્લીમ, પારસી વગેરે બધી કોમો 'હિંદી' કહેવરાવવામાં અભિમાન લેતી તેમ જ પહેલે દેશ અને પછી નાત–જાત–ધર્મ એમ માનતી. મૌલાના અને મહાત્મા, મૌલવી અને સ્વામી, પંડિત અને કાઝી સૌ કોઇ હિંદુસ્થાનને સ્વરાજ્ય આપવાની એક જ વાત કરતા હતા અને એ એક જ ધ્યેય પાછળ ભેખ લઇને તેની સિધ્ધિ માટે જોરશોરથી લડત ચલાવ્યે જતા હતા. વિચાર, વાણી અને વર્તનનું એકીકરણ ત્યાં એકલા મજેલ! સૌ કોઇમાં મૂર્તિમંત થતું હતું. પ્રજા પણ એ યજ્ઞમાં આહુતિ બના જ્વા ખડે પગે તૈયાર હતી. કોમીવાદ, પક્ષ-વાદ, સિધ્ધાન્તવાદ, મતભેદ, કાર્યક્રમભેદ વગેરે વાદો અને ભેદોની ભૂતાવળ સ્વરાજ્ય પ્રાપ્તિની મંત્ર ઘોષણામાં લુપ્ત થયેલી હતી. અલી બિરાદરોનો ઇસ્લામવાદ, મહાત્માજીનો આધ્યાત્મવાદ, પંડિતજીનો સાંસ્થાનિક સ્વરાજ્યવાદ, વગેરે એમનાં અંતઃકરણના કોઇ અગોચર ખૂણામાં છૂપાઇ રહ્યા હતા. ત્યારે ગાંધીજીએ હાથમાં આવેલી તક ગુમાવી.

ગમે તેવી નિર્બળ અને નિઃશસ્ત્ર પ્રજા પણ એક રંગે રંગાઇને યાહોમ કરીને આગે ધસે, મરણીયા બનીને જંગ ખેલે, નિડર-પણે સામા પક્ષને પડકાર ફેંકે અને સંઘબળનાં અતુલ સામર્થ્યનો સ્વાદ ચખાડે ત્યારે ગમે તેવાં શસ્ત્રસજ્જ સામ્રાજ્યનાં પણ સિંહાસન ડોલી જાય એ સ્વાભાવિક છે. સ્વાતંત્ર્યસંઘના સેનાનિ બનેલા ગાંધીજીએ એવે વખતે વાણીઆશાહી, પોચાપણું કોરે મૂકીને એક બળવાની રણગર્જના સંભળાવે રાખી હોત, અને સ્વરાજ લેવા તલપાપડ થયેલી પ્રજાને પોતે ઉપાડેલી અસહકારની લડત લડી કાઢવા હાકલ દીધી હોત તો આજના હિંદમાં અનેરૂં રૂપાન્તર અનુભવાત.

હિંદ જેવડા વિશાળ દેશમાં ગમે તેવી ગાઢ શાન્તિના સમયમાં પણ ચૌરીચૌરા જેવાં છમકલાં એક યા અન્ય કારણે થયા જ કરવાનાં. ધર્મઝનુની અભણ માનવ સમુદાય એમ શબવત્ શે બની શકે? માનવ સ્વભાવમાં ભરેલાં ચેતન તત્ત્વો નિષ્ક્રિય કેમ બને? આવા કુદરતી સ્વભાવને ફેરવવા કે પ્રશાન્ત કરી દેવાની ગાંધીજીની મથામણી આધ્યાત્મવાદને આભારી છે. પણ ન બન્યું એવું કદી બનવાનું જ નથી. પોતે ચમત્કારમાં નહિં માનતાં છતાં ચમત્કારિક ભ્રમણાઓમાં જ ભમ્યા કરે છે! અને આખર તો રહ્યા વાણીઆ એટલે દેશવ્યાપી લડાઇના ભણકારાએ એમને ડરાવી દીધા પણ હોય! એમણે દેશભરની સમગ્ર માનવ જાગૃતિની આવેલી અણમૂલી અને અપ્રાપ્ય તક ગુમાવી દીધી! ખરેખર હાથે કરીને જતી કરી!

એ તક ફરી પ્રાપ્ત કરવાનું યુવકોના હાથમાં છે. કેમ કે આજે તો વડીલ નેતાવર્ગ નબળી મનોવૃત્તિને લઇ જૂદે જ માર્ગે ગમન કરી રહ્યો છે. હિંદુ–મુસ્લીમ ઝઘડા થાય છે, બ્રાહ્મણ–અબ્રાહ્મણ આથડે છે,

સનાતની અને સુધારકોનાં સંઘર્ષણ ચાલે છે, મહાસભાને વાદવિવાદની અને પક્ષપાતી સંસ્થા બનાવી લેવા બધા મથી રહ્યા છે, મુસલમાનો પોતાનાં હીત માટે, નેહરૂજી સાંસ્થાનિક સ્વરાજ માટે, ગાંધીજી ખાદી માટે, મૂડીદારો પોતાની સલામતી અને સત્તા માટે એમ કેટલા ય પક્ષો કોંગ્રેસને પોતાની બનાવી લેવા પ્રચારકાર્ય અને વગસગ વાપરી રહ્યા છે. સુરતની પેઠે લાહોરમાં પણ ભંગાણ પડવાના ભણકારા વાગી રહ્યા છે. નાવ ખરાબે ચડવાની દિશામાં જાય છે. તેમાં ય વાઇસરોયની ઢંઢેરાનાં વાવાઝોડાએ તોફાન મચાવીને નબળા મનના નેતાઓને ગુંગળાવી નાખ્યા છે. જવાહર જેવા હિંદના આશાભર્યા, અડગ અને સંપૂર્ણ સ્વતંત્રતાવાદી યુવકને પણ વિષમ વાતાવરણે ઘેરી લીધો છે. ભારતવર્ષને સ્વાતંત્ર્ય લેવા શક્તિવાન બનાવનારી મહાસભા જેવી સંસ્થાને અનેકવિધ વાદો અને ભેદોથી દૂર જ રાખવી જોઇએ. તેમાં તો માત્ર 'સંપૂર્ણ સ્વતંત્રતા'ની એક જ વાતને વર્તનમાં મકનારા મહારથીઓ જોઇએ. નિર્માલ્યતાનો ત્યાગ કરીને ધર્મ યુધ્ધને ખાતર સંબંધીઓની પણ સામે થતાં ન ડરનાર ક્રાંતિકારક યુવકોના હાથમાં તેનું સુકાન હોવું જોઇએ. કોમ, નાત, જાત, ધર્મ, સમાજ, પક્ષ વગેરે તમામને તિલાંજલી આપી માત્ર રાષ્ટ્રભક્તિથી રંગાયલા લડવૈયા તેમાં રહેવા જોઇએ, શ્રમજીવીઓ–ખેડૂતો–ગરીબોને સહાય કરનાર સાચા સેવકો જોઇએ.

લાહોરની મહાસભા ચડે કે પડે, હિંદના સ્વાતંત્ર્ય ખાતર આપેલા યુધ્ધ કહેણ મુજબ લડે કે પીછેહઠનો કાર્યક્રમ ઘડે, પરસ્પર મતભેદની મારામારી કરે કે સૌ સૌના હક જાળવવા હોડ રમે પણ સ્વાતંત્ર્ય સિધ્ધિની સાચી દિશાને પામી ગયેલા યુવકોએ, એવી શિથિલ ને શક્તિહીન બનેલી મહાસભાને પણ બાજુ પર રાખી સંપૂર્ણ સ્વતંત્રતાનો વાવટો ફરકાવવો જોઇએ.

## છેતરપીંડી

ભગવાનની મરજીથી બધું બને છે એવો વિચાર મનુષ્યોનાં દિલમાં ઠસાવવો એ છેતરપીંડી છે. આ રીતે દુષ્કાળો વખતે વર્ષાદ વર્ષાવવા ભગવાનની પ્રાર્થનાઓ કરાવવામાં આવે છે, પરંતુ એ બધી પ્રાર્થનાઓ એકઠી થઇને આકાશમાંથી વર્ષાદનું એક બુંદ પણ નીચે ઉતારી શક્તી નથી.

## સત્યનો નાશ

સત્યનો નાશ કરનારાઓ 'એ જ ઇશ્વર અને તેની પૂજાનો આરંભ કરાવ્યો છે. તેમાંથી એક વર્ગ પોતાને ઇશ્વરના મુખમાંથી આવનારના ઇજારદાર તરીકે ઓળખાવે છે, અને બીજો વર્ગ પોતાને ઇશ્વરના સીધા વંશજ તરીકે મનાવે છે!

# યુવાનો અને રાજકારણ

## હવે યુવક યુગ બેઠો છે એ શબ્દો આપણે સાચા પાડીશું ?

—: લેખક :—
હેમન્તકુમાર ગુણાભાઇ નીલકંઠ

જાણીતા દેશસેવક ડૉ૦ સુમન્ત મહેતાએ હમણાં જ લખ્યું છે કે હવે હિંદમાંથી ગાંધીયુગ ગયો છે અને યુવકયુગ બેઠો છે; તેથી જ રીતે આજના દેશનેતાઓ 'યુવાનો ઉપર અમારી આશા છે', 'આવાં કામ તો યુવાનો જ કરી શકે,' 'યુવાન દુનિયાનું રૂપાન્તર કરશે' વગેરે વાક્યો બોલી યુવાનને સિંહાસને ચડાવે છે. યુવાનવર્ગને પણ એમાં સત્ય દેખાય છે, તે પોતાને વિશ્વકમાં માનતો થયો છે અને તેથી આજના હિંદમાં સૌથી વધારે ક્ષુબ્ધ થયેલા રાજકારણના પ્રશ્નમાં સ્વાભાવિક રીતે જ યુવાન ઝંપલાવે છે.

યુવાનો રાજકારણમાં કેવા જાતનો ભાગ લે છે તે જાણવા સારૂ આજના રાજકીય પક્ષો તરફ નજર નાંખવી જરૂરી છે આપણે બધા જ જાણીએ છીએ તેમ હિંદી રાજકારણમાં મુખ્ય બે પક્ષ છેઃ વિનિતપક્ષ અને ઉદ્દામપક્ષ. વિનિતપક્ષ એટલે "ધીરે ધીરે સુધારામાં સાર" માનતું દલપતશાહી રાજકારણ. વિનિતપક્ષને આપણા દેશબાંધવો માટે બહુ જ ઓછી શ્રદ્ધા છે. ઇંગ્લન્ડ ઉપર વધારે પડતી શ્રદ્ધા છે, અને અંગ્રેજની ન્યાયબુદ્ધિ ઉપર ઉંડા ઉંડા વિશ્વાસ છે. અલબત્ એ વિશ્વાસ હવે પહેલાં કરતાં ઘણો ઘટી ગયો છે. છતાં છે ખરો. અંગ્રેજની મદદ વિના આપણું ગાડું કદી ચાલવાનું નથી એવી તેમની માન્યતા છે.

બીજો પક્ષ સંખ્યામાં અને સત્તામાં ઘણો મોટો છે. અને પેટાભેદ ન ગણીએ તો એને મહાસભાવાદી પક્ષ ગણી શકાય. આ પક્ષને અંગ્રેજની ન્યાયબુદ્ધિમાં વિશ્વાસ નથી, અથવા ઘણો ઓછો છે. સ્વરાજ મેળવવાની પદ્ધતિમાં મતભેદ હોવાથી એમાં બે પેટા પક્ષ પડ્યા છે. કેટલાક (સ્વરાજ્ય પક્ષના) ધારાસભાદ્વારા સ્વરાજમાં માને છે, કેટલાક (નાફેરવાદી) રચનાત્મક કાર્યક્રમ દ્વારા સ્વરાજ્યમાં માને છે. બન્ને પક્ષ આજે તો મહાસભામાં બળવાન છે અને જો કે ત્રણ ચાર વર્ષ સુધી આ બે પક્ષે ખૂબ કુસ્તી કરી પણ આજે તો ભિન્નમાર્ગી રહ્યા છતાં એકએકને ટેકો આપવામાં પોતાનું શ્રેય માને છે.

આ ઉપરાંત એક ત્રીજો પક્ષ છે જે મહાસભામાં નેહ્રુપક્ષ છે, જેનાં જેને મહાસભાની હાલની કાર્યવાહી તથા આજના આગેવાનો ગમતા નથી. મહાસભાના આજના આગેવાનોનો ઉદ્દેશ 'સંસ્થાનિક સ્વરાજ્ય' તેમને જરાએ રૂચતો નથી, અંગ્રેજો પ્રત્યે સંપૂર્ણ અવિશ્વાસ છે, અને હિંદનું શ્રેય જેમ બને તેમ વહેલા અંગ્રેજના સંબંધથી છૂટા પડવામાં છે એમ તેમને લાગે છે. આ પક્ષની આજે તો બહુમતિ નહિ હોય, એના નેતાઓ પીઢ નહિ હોય, છતાં એ પક્ષ બહુ ઝડપથી સબળ થતો જાય છે. વાઇસરોયના ગોળમેજ પરિષદ્‌ના જાહેરનામાએ હિંદના

આ પક્ષોનો મતભેદ બહુ સ્પષ્ટ કર્યો છે. સર ચીમનલાલ સેતલવડને પહેલા પક્ષના, પંડિત મોતીલાલ નેહરૂને બીજા પક્ષના અને સુભાષચંદ્ર બોઝને ત્રીજા પક્ષના આગેવાન ગણી શકાય.

યુવાનોની અતિશય બહુમતિ આ ત્રણમાંથી છેલ્લા પક્ષમાં છે. અધીરા યુવાનને વિનિત પક્ષ ગમતો નથી. પંડિત મોતીલાલ નેહરૂના પક્ષમાં કેટલાક યુવાનો જરૂર છે અને ભવિષ્યમાં આવે-ખાસ કરીને ધારાસભાની ચૂંટણીનું ગરમાગરમ વાતાવરણ ફેલાય ત્યારે-પણ મુખ્યત્વે કરીને આજનો યુવાન એટલે સ્વતંત્રતાવાદી, અંતિમ કોટિના પક્ષનો. જ્યાં જુઓ ત્યાં યુવાનોની માગણી હિંદ માટે સ્વતંત્રતા જ હોઈએ એવી છે. આ લખતી વખતે મુંબઈ ઇલાકાની યુવક પરિષદ મળી નથી, છતાં એ પરિષદ સ્વતંત્રતાની માગણીની તરફેણમાં જ વળશે એ તો તદ્દન દેખીતું છે. [એવો ઠરાવ અમદાવાદમાં થઈ ગયો છે: **તંત્રી**]. બંગાળમાં તો શ્રી. સુભાષચંદ્ર બોઝે ત્યાંનું મહાસભા તંત્ર કબજે પણ કર્યું છે. ગાંધીજીએ પણ શ્રી. જવાહરલાલ નેહરૂને પ્રમુખપદ મળવું. તેઓએ એવો આગ્રહ રાખી આ વધતી જતી હીલચાલને નમન કર્યું છે અને પોતાને પોતે સંપૂર્ણ સાથ નથી અર્પી શકતા માટે પાછળ પડેલા સૈનિક (Back-number) તરીકે ગણાવ્યા છે.

પણ યુવાનોની આ મનોદશાનું માનસ વિવરણ (Psychological analysis) કરવાની જરૂર છે. તેઓ સ્વાતંત્ર્ય પક્ષમાં છે તેનું મુખ્ય કારણ તો એ છે કે તેમને લાગે છે કે અત્યારના આગેવાનો સ્વરાજ્ય મેળવવામાં નિષ્ફળ ગયા છે અને તેમની ચળવળોથી દેખાઈ આવે એવો, તરી આવે એવો, ફાયદો થયો નથી. આપણા રાજ્યકર્તાઓએ અત્યાર સુધીમાં એક પછી એક એવાં પગલાં લીધાં છે કે અંગ્રેજ પ્રજા ઉપરથી યુવાનોનો વિશ્વાસ તદ્દન ઉઠી ગયો છે. તેથી જ, 'સંસ્થાનિક સ્વરાજ્ય' તરફ પણ (અંગ્રેજોનું તેમાં થોડે ઘણે અંશે આધિપત્ય રહેશે એમ માનીને) યુવાન વર્ગ શંકાની નજરથી જુએ છે. ત્રીજું કારણ યૌવનમાં જ કુદરતે એક જાતની અધીરાઈ મુકેલી છે. ચોથું કારણ પોતે જેમ અંતિમ વિચારો ધરાવે તેમ તેની શોભા વધે છે એમ તે માને છે. આજનો યુવાન, વિનિતોની માફક એક ખૂણામાં બેસી દેશ માટે વિચાર કરવા તૈયાર નથી. દેશના આર્થિક, સામાજિક કે ધાર્મિક પ્રશ્નો તરફ એ ઉદાસીન છે અને તેવાં કાર્યો એને આકર્ષતાં નથી. એને તો રણશીંગાં સાંભળવાં છે અને રણશીંગાં ફૂંકાય એવાં વાતાવરણ માટે એ તલસે છે. તે આણવા માટે યુવાનવર્ગની ઉત્તમ પંક્તિ પતંગીયાની માફક પોતાની પ્રાણની આહૂતી આપે છે, કે કડક ભાષણો કરી કે લેખો લખી જેલ વ્હોરી લે છે. કેટલાક હિંસાતીતિ અખત્યાર કરી ફાંસીને લાકડે પણ હસતે ચહેરે ચડવા તૈયાર થાય છે. તીવ્ર અસંતોષ એના મનમાં રાતદિવસ ઘુમે છે અને એની લડાયક વૃત્તિ કદી કદી સમાજ સેવાના કાર્યમાં ટળી પડે છે ખરી, પણ સામાન્ય રીતે યુવક જનતા અનિમિષ નયને રાજકારણ તરફ જુએ છે; બળવાના પોકાર ઉઠાવે છે, અને કેટલીક વાર પોતાના જ દેશના પણ પોતાથી જુદા વિચારના નેતાઓ સામે બળવો કરે છે.

યુવાનોની આ મનોદશા કેટલેક અંશે તો જરૂર લાભદાયક છે. અસંતોષની આટલી

તીવ્ર લાગણી યુવાનોમાં ન હોત તો દેશમાં આજે જેટલી જાગૃતિ આપણે જોઇએ છીએ એટલી કદી દેખાત નહિ. આજનું વાતાવરણ આણવામાં યુવાનોનો જેટલો હિસ્સો છે, તેટલો બીજા કોઇનો નથી. લોકોમાં જે માનસ-પરિવર્તન થયું છે તે આણવામાં યુવાનોએ જરૂર સારો ભાગ લીધો છે.

પણ ખરી વાત એ છે કે કોઇ પણ યુદ્ધ ફક્ત તીવ્ર લાગણીથી જીતાયું નથી; લાગણીનું પ્રદર્શન વાણીમાં આવે તેથી પણ યુદ્ધ જીતાયાં નથી; એટલું જ નહિ પણ પ્રાણ આપવાની તૈયારી એ વિજય માટે પૂરતી નથી. કોઇ પણ લશ્કરને જીત મેળવવા માટે એ તૈયારી ઉપરાંત તાલીમ, વ્યવસ્થિત તંત્ર, કાર્યકુશળતા, સંપૂર્ણ નિરાશાના સમયમાં પણ ધૈર્ય એકલા ઝઝૂમવાની હિંમત વગેરે ઘણી બાબતોની જરૂર છે.

આ બીજી બાબતો આજના યુવકવર્ગમાં કેટલે અંશે છે? લશ્કરી તાલીમને બદલે, અનિયમન આપણા દેશમાં નથી દેખાતું? જો ખરેખર યુવકયુગ બેઠો હોય તો સ્વાતંત્ર્યની ભાવનાનો આવિર્ભાવ વિચારમાં કે વાણીમાં જ નહિ, પણ વર્તનમાં પણ થવો જોઇએ. એવો આવિર્ભાવ આજના હિંદમાં દેખાય છે ખરો? અત્યારસુધી તો આજના યુવાનોએ સ્વતંત્રતાની માગણી કર્યા શિવાય, સ્વતંત્રતા એ પોતાનું ધ્યેય છે એમ જાહેર કર્યા શિવાય, બીજું બહુ થોડું કર્યું છે. યુવાનોના ગુણદોષ બંગાળના આજના રાજકારણમાં આબેહુબ પ્રતિબિંબિત થયા લાગે છે. તેથી તે તરફ નજર કરવી યોગ્ય છે.

એક બાજુ જતીનદાસ જેવો આમરણ નિશ્ચય. બીજી બાજુ સુભાશચંદ્ર બોઝ જેવી નિડરતા અને બળવાખોર વૃત્તિ. યુવાનની આ ઉજળી બાજુઓના પ્રતિનિધિ. પણ એ જ બંગાળામાં લશ્કરને યોગ્ય શીપાહીગીરીની ભાવના જોઇએ તેટલા પ્રમાણમાં છે? બંગાળી યુવક દેશના સામાન્ય શત્રુઓ સાથે લડવા તરફ પોતાનું બધું લક્ષ આપવાને બદલે, મોતાના, પણ પોતાથી જુદા મતના, આગેવાનો સાથે લડવામાં પોતાનો કેટલોક વખત ગાળે છે એવો આરોપ અસત્ય નથી.

અને આવી પણ ઓછા ગુણવાળી અને વધારે દોષવાળી વૃત્તિ આજના હિંદી યુવકમાં નજરે પડે છે. ઘણા યુવાનોને અહિંસાનીતિ બાયલાની નીતિ અથવા નિર્બળ નીતિ લાગતી હશે, પણ તેમના પોતાનામાં હિંસાનીતિ આચરણમાં મૂકવાની તાકાત નથી. છતાં એ જ યુવક પોતાના પીઢ આગેવાનોને નમાલા કહેવામાં મોખરે પડશે. વિચારોમાં ઉદ્દામપણું અને કાર્યમા શિથિલતા એ આપણા આજના યુવકનું લક્ષણ છે. આપણે યુવક સંઘો ઉપર ઘણી આશા બાંધીએ તો સફળ થશે? સંગીન કાર્ય તેવા યુવકો કેટલું ઓછું કરે છે! શારદા-બીલને લીધે ગુજરાતમાં ફાટી નીકળેલા બાળલગ્નોના રાફડા સામે યુવકોએ શું કર્યું? કહે છે કે ચીનમાં ચીનની જનતાની અસહ્ય અક્ષર શુન્યતા જોઇ ત્યાં યુવાનોએ પ્રાથમિક શાળાના મહેતાજી થવાનું સ્વેચ્છાથી સ્વીકારી લીધું. આપણા યુવાનોને શહેરોમાં જ સમાજ સેવાનું કાર્ય કરવાનું કહો અને કોઇ નાટ્ય પ્રયોગમાં ભાગ લેવાનું નિમંત્રણ આપો. પછી એ બેનો જે જવાબ મળે (Response) તે ઉપરથી આપણા યુવાનની મનોદશાનો ક્યાસ નીકળી શકશે. કદાચ એમ કહેવાય કે યુવાનોને તો રાજકારણની જ પડી છે, એવાં કામો કરવા માટે આજે એ તૈયાર નથી, કેમકે એનો દેશ પરાધીન છે. તો એ પરાધીનતા ફેંકી દેવા માટે યુવાનો શું કરે છે? જો હિંદમાં

સત્યાગ્રહ શરૂ થાય તો આપણા યુવાનો સંખ્યાબંધ તેમાં જોડાશે? સ્વાતંત્ર્યના પ્રખ્યાત શહીદ મૅક્સ્વીનીએ સાચા અને કાચા સ્વાતંત્ર્યવાદીનું બહુ સુંદર શબ્દોમાં વર્ણન આપ્યું છે, તે આ ઠેકાણે પ્રસ્તુત છે તેથી વિના સંકોચે એક લાંબું અવતરણ આપું છું:–

"જ્યારે આપણે સ્વતંત્ર થવાનો દાવો શા માટે કરીએ છીએ. એ પ્રશ્નનો વિચાર બે રીતે થઇ શકે. પ્રથમ તો જ્યારે આપણે અણ-પળોટાયેલા, બીનઅનુભવી, ૧૫-૨૦ વર્ષના જુવાન નિશાળીઆ હોઇએ છીએ ત્યારે એટલે કે જ્યારે આપણે પ્રત્યેક બાબતમાં ગરમ ચર્ચામાં ઉતરી પડી સામાને કડવી અને તીખી વાતો સંભળાવવાને તૈયાર હોઇ અચૂક ભવિષ્યવાણીઓ ભાખીએ છીએ તથા સ્વાતંત્ર્ય માટે હિંમતભરી ચર્ચા ચલાવી કોઇ વસ્તુમાં માત્ર સત્યનો આભાસ માલમ પડે કે સંતોષ માનીએ છીએ ત્યારે. આ પ્રશ્ન બીજી રીતે પણ વિચારી શકાય છે. હવે આપણે માત્ર બાળકો નથી. વસ્તુસ્થિતિનો અભ્યાસ આપણે કર્યો છે. શેખચલ્લી જેવા હવાઇ ખ્યાલો છોડીને જીવનના દૃઢ પાયા પર આપણે ઉભેલા છીએ. વર્ષોનો અનુભવ પણ આપણે મેળવ્યો છે. ઘણી ગંભીર લડતો આપણે ખેડી છે. કડવાશના ઘણા ઘુંટડા આપણે ઉતાર્યા છે. પ્રૌઢ ઉંમરનું ડહાપણ આપણામાં આવ્યું છે. હવે જ્યારે આપણે ગંભીર વિષયો ઉપર વિચાર કરીયે છીયે ત્યારે આપણાં હૃદય ધબકવા માંડે છે. હવે આપણે સત્યના આભાસ માત્રથી સંતોષ માની શકતા નથી. આપણે તો પ્રત્યેક બાબતમાં સત્યનો સાચો રણકાર માંગીએ છીએ. નાદાન વિદ્યાર્થીઓનાં સ્વપ્નાંઓ એ રોમન લોકોનાં વિજયનાં મોટાં સરઘસ જેવાં છે. તે સરઘસમાં ધમધમ કરતાં લશ્કરો, લોકોનાં ભરાતાં ટોળાંઓ તથા હવામાં ફરફરતી ધજાઓ વિગેરેની આંખને રમ્ય લાગે એવી વ્યવસ્થા હોય છે. નાદાન વિદ્યાર્થીઓ જીવનના આદર્શો વિષે રોમન લોકોનાં ભભક ભર્યાં વિજયશાળી સરઘસોના જેવી કલ્પનાઓ બાંધે છે. તેમના મનમાં તો ધમધમ કરી કૂચ કરતા સીપાહીઓની હારો, ચારે બાજુ અવાજ કરતા લોકોની ઠઠ, હવામાં ફરફરતા વાવટાઓ વગેરે આકર્ષક અને ભવ્ય દેખાવો જ રમી રહે છે. એ બધું નિશાળીઆઓની જ કલ્પનાને છાજે, પરંતુ પાકટ ઉંમરના માણસો જીવનમાં એવા કલ્પિત ભપકા કરતાં કંઇક વધારે સંગીન આદર્શ સાધવા માટે તલસે છે. જીવનનો આદર્શ કેવળ છાછરો જ હોય તો પછી આત્મસમર્પણની માંગણી માણસો પાસે કયે મોઢે કરી શકીએ અને તેને માટે અર્પણ કરવું યોગ્ય લાગે?"

હજી આપણને રોમન વિજયોનો ધમધમાટ જ રમ્ય નથી લાગતો? 'જીવન સમર્પણ કરવા તૈયાર' જે થયો હોય, 'સત્યનો આભાસ નહી, પણ સત્યનો રણકાર'જ જેને સંતોષી શકે, એવા સાચા સીપાઇની તાકાત આપણામાં હજી નથી આવી એમ કહેવામાં અન્યાય અને ખોટો આરોપ છે?

જ્યાં સુધી આવી તાકાત આપણામાં નથી આવી ત્યાં સુધી સ્વતંત્રતાના આપણા પોકારો માત્ર પોકારો જ રહેવાના અને દુઃસાધ્ય સ્વતંત્રતા દેવી એવા પોકારોથી કદી છેતરાવાની નથી. ત્યાં સુધી સ્વતંત્રતાની માગણી કરવી આપણે માટે વ્યાજબી ગણાય? એવી તાકાત આપણે મેળવીશું, મેળવવા પ્રયત્ન કરીશું? ને ડૉ૦ સુમન્ત મહેતાના શબ્દો–'હવે યુવક યુગ બેઠો છે'–સાચા પાડીશું?



BY ROYAL WARRANT.

# Lilac & Lilies

*A New Perfume by*
**ATKINSONS**




"LILAC & LILIES" is a new departure in the presentation of flower perfumes, being a harmonious blending of two equally beautiful though distinctive floral odours to make an exquisite bouquet.

ATKINSONS, the Bond Street Perfumers, have so skilfully balanced the charming values of the finest Lilac and Lily Essences that the result gives to this new Perfume an even more delightful note than either flower is able to deliver of itself. Both are flowers of the Spring, delicate alike in form, colour and odour, and combine to yield a fragrance that is the very Spirit of the *Spring Goddess*.

**ATKINSONS**
THE BOND STREET PERFUMERS
LONDON W.1.
*and 2 Rue de la Paix PARIS.*

*RESIDENT REPRESENTATIVES FOR BOMBAY PRESIDENCY*

# Kalianji & Company

(SOLE PROPRIETOR KALIANJI COOVERJI BHATIA)

29, 31 & 33, BORA BAZAR STREET, FORT, BOMBAY.

# મહાસભા

અને

# ખેડુતો

: લેખક :
"રાજનીતિજ્ઞ"

"હું જાતે વણકર અને ખેડુત છું"

—મહાત્મા ગાંધી.

૧૯૨૨માં જ્યારે મહાત્માજી ઉપર રાજદ્રોહના ગંભીર ગુન્હા માટે સરકારે કામ ચલાવ્યું હતું ત્યારે મહાત્માજીએ ઉપલા શબ્દોમાં પોતાનો ધંધો વર્ણવ્યો હતો. જો કે મહાત્માજી કદી પણ ખેડુત તરીકે જીવ્યા નથી, કે વણકર તરીકે એક ઇંચ પણ કાપડ વણ્યું નથી,* કે કદી પણ તેમની 'આજીવીકા આ તેમના 'ધંધા'માંથી મેળવી નથી એ સત્ય હોવા છતાં તેમના જેવા મહાસભાના અગ્રણી પોતાને ખેડુત તરીકે ઓળખાવે ત્યારે મહાસભાની ખેડુત વર્ગ પ્રત્યેની ઉદાસીનતા સમજવી અશક્ય લાગે છે.

મહાત્માજી, મોતીલાલ અને મહાસભાના બીજા નેતાઓ-દરેક વખતે ખેડુત વર્ગની કરૂણાજનક સ્થિતિનો ચિતાર દોરતાં આંસુ સારવામાં લગાર પણ મણા નહીં રાખનાર આ મહારથીઓની બનેલી મહાસભામાં ખેડુત વર્ગ માટે જરા પણ કોઇ પણ પ્રકારનો કાર્યક્રમ ન હોય તે શું વિસ્મયકારક નથી? એક બાજુએથી મહાત્માજી કહે છે કે હિંદના કરોડો ગરીબ ખેડુતોની કરૂણાજનક સ્થિતિ જોયા પછી તેમણે ગરીબાઇનું જીવન ગાળવું શરૂ કર્યું છે. છતાં આ ખેડુતોના આર્થિક પ્રશ્નને અડકવાની મહાસભા ના પાડે છે એ વસ્તુ આ નેતાગણની ખરી પ્રમાણિકતા માટે શંકા નથી ઉપજાવતી?

મહાસભાનો નેતાગણ હમેશાં કહે છે કે, મહાસભા તો ખેડુતોનું પ્રતિનિધિત્વ ધરાવતી મહાસભા છે. હિંદી રાષ્ટ્રિય મહાસભા હમેશાં એવો દાવો કરે છે કે હિંદની જનતાની તે જ સાચી પ્રતિનિધિ છે. છતાં ૪૬ વર્ષ વિત્યાં છતાં આ જનતાનું પ્રતિનિધિત્વ ધરાવતી મહાસભાને ખેડુત વર્ગના આર્થિક પ્રશ્નોમાં ઉતરવાની જરા પણ ફુરસદ નથી મળી એ વસ્તુ જ સમજવી અઘરી છે!

આ પરિસ્થિતિમાંથી બે અનુમાનો ઉપર આવવું શક્ય છે; એક તો મહાસભાનો નેતાગણ ખેડુત વર્ગના આર્થિક પ્રશ્નો માટે હાંભિકતા ધરાવે છે; અથવા આ નેતાગણ જાણી જોઇને આ પ્રશ્નમાં અંદર ઉતરવા નાખુશ છે; અને શ્રીજી, મહાત્મા અને મોતીલાલ બન્ને મહાસભાના અગ્રણીઓએ અત્યાર સુધી ખેડુતવર્ગના આર્થિક પ્રશ્નોની 'સ્વરાજ્ય મળે ત્યાં સુધી થોભી જાવ' એમ આડો ઉત્તર આપી અવગણના કરી છે. જ્યારે મહાત્માજીએ સમગ્ર વર્ષમાં સતત કામ કરતા ખેડુતને 'રેંટીયો કાંત' 'કાપડ વણ' અને 'ખાદી પહેર' એ ત્રણ સૂત્રોમાં કૃષિકારના સર્વ આર્થિક પ્રશ્નનો ઉકેલ આણ્યો છે.

---

* ના, પ્રયોગ તરીકે તેમણે દ. આફ્રિકામાં અને અમદાવાદમાં એ બન્ને ધંધા કર્યાં છે. તંત્રી

એટલુંજ નહીં પણ નેહરૂ રીપોર્ટમાં પણ ખેડુતવર્ગ માટે કંઇ જ જોગવાઇ કરવામાં આવી નથી. ખેડુતોના આર્થીકસ્વાતંત્ર્યના પ્રશ્નને નેહરૂ રીપોર્ટ જરા સ્પર્શતો પણ નથી. ફક્ત ૨૫૦, પાનાના આ થોથામાં ફક્ત ૮૮મા પાના ઉપર કામ કરનાર ખેડુત વર્ગ માટે એક લીંટી આવે છે. અને એ લીંટી પણ નીચે પ્રમાણે છેઃ–

'ખેડુતને જમીનદારને આપવી પડતી સાંથ નક્કી કરવાને માટે પાર્લામેન્ટ પગલાં લેશે.'

આ નહેરૂ રીપોર્ટ તે મહાસભાએ અત્યારે સ્વીકારેલું હિંદનું ભાવી બંધારણ છે! જો આ બંધારણમાંજ ખેડુતવર્ગના આર્થિક અને સામાજીક સ્વાતંત્ર્ય માટે કંઇ જ સૂચના કે કલમ ન હોય તો મહાસભા અને તેના નેતાગણ, મોતીલાલ અને મહાત્માજીને દાંભિક કહેવા એ દાંભિકતા શબ્દની કિંમત અલ્પ કરવા બરાબર છે.

મહાસભાની આ ઉદાસીનતા અતી શોચનીય છે. ફકત નેતાગણની દાંભિકતાને લીધે જ મહાસભાની આ ઉદાસીનતા સતત જળવાઇ રહેલી છે અત્યાર સુધીના મહાસભાના કાર્યક્રમમાં ખેડુત વર્ગના આર્થિક પ્રશ્નોના ઉકેલ લાવવાને માટે થયેલા સર્વ યત્નો મહાસભાના આધુનિક નેતાગણના વિરોધને લીધે નિષ્ફળ નીવડ્યા છે. કલકત્તા અને મદ્રાસમાં કામદાર અને ખેડુત પક્ષ તરફથી ખેડુત વર્ગના આર્થિક પ્રશ્નોના ઉકેલ માટે કેટલાક ઠરાવ અને કાર્યક્રમ રજુ થયેલો પણ મહાત્માજી અને મોતીલાલજીના યત્નથી આ કાર્યક્રમ મહાસભા સ્વીકારી શકી નહતી. તે તો ગઇ કાલનો ઇતિહાસ છે. આમ આ નેતાગણ હિંદના ૮૦ ટકા જેટલા વિશાળ ખેડુત પક્ષ તરફ સામાન્ય ઉદાસીનતા ધરાવવાને બદલે, ખેડુત ચળવળને ઉગ્ર થતી અટકાવવાને અનેક યત્ન કરે છે.

નેતાગણનો આ ઇતિહાસ છે. જેમ કામદાર પક્ષ તરફ તેમનું વર્તન છે તેવુંજ બલ્કે તેથી પણ વધુ દ્રોહભર્યું વર્તન ખેડુત વર્ગ તરફ છે. જનતાની આંખમાં અત્યાર સુધી માત્ર શાબ્દિક જાળથી તેઓ રમત રમી શકયા છે પણ જ્યારે તેમના વચનો અને કાર્યો સરખાવીયે ત્યારે તેમની દાંભિકતા અને અપ્રમાણિકતા સ્પષ્ટપણે દેખાઇ આવે છે.

## ખાદી અને ખેડુત વર્ગ

ખેડુત વર્ગને એમ કહેવામાં આવ્યું છે કે, 'ભાઇ તું ખાદી પહેર' એટલે ત્હારાં સર્વ દુઃખ દુર થઇ જશે. પણ આ મહાત્માજીની આ જાદુઇ લાકડી કેવી રીતે કૃષિકારનાં દુઃખ દૂર કરી શકનાર છે? ધારો કે દરેક ખેડુત જાતેજ કાંતે તો પણ મહીનામાં ફક્ત બેજ રૂપીઆ તે પોતાની આર્થિક આવકમાં ઉમેરી શકે. ગાંધીજીનાજ આંકડાઓ લઇએ તો પણ જણાશે કે દરરોજ આઠ કલાક કાંતે ત્યારે ફક્ત બે આના મળે એટલું જ સુતર કાંતી શકાય. હવે જેઓ ખેડુતવર્ગના જીવનને જરા પણ જાણે છે તેઓ તો સમજી શકશે કે, ખેડુતને સારાયે વર્ષ દરમીયાન જરાપણ ફુરસદ મળતી નથી.' અને 'જેઓ એમ કહેતા હોય કે ખેડુતવર્ગને ચોમાસાં શીવાય અન્ય વખતે ફુરસદ મળે છે તેઓ ખેડુત જીવનને જાણતા જ નથી કે ખેડુત શબ્દનો અર્થ સમજતા જ નથી.

* આ લેખમાં 'ખેડુત' શબ્દનો અર્થ નીચેના અર્થમાં કરવામાં આવ્યો છે. "જે માણસ ખેતર ઉપર કામ કરીને જીવન ગુજારતો હોય તેનું નામ ખેડુત."

આ વ્યાખ્યા પ્રમાણે જે વ્યક્તિ પોતાની કે બીજાની માલીકીની જમીન ઉપર ખરેખર

કર્મ કરીને પોતાની આજીવીકા મેળવતી હોય તે જ ખરો ખેડુત છે, અને આ ખેડુતને જીવનમાં ક્ષણભર પણ વિશ્રામ મળે છે એમ કહેનાર ખરા ખેડુત વર્ગના આખા જીવનને જરા પણ જાણતો જ નથી.

આવા ખેડુતને કહેવું કે 'ભાઇ ચાર કલાક કાંત એટલે ત્હારી આર્થિક ગરીબાઇ દુર થઇ જશે' એ મૂર્ખતાની પરાકાષ્ટા છે. જ્યારે જીવનમાં ક્ષણભર પણ વિશ્રામ ન હોય, જ્યારે પુરાણી ઢબનાં હથીઆરો વડે જમીન ખેડવામાં અને પાક ઉપજાવવામાં ખેડુત વર્ગનો સઘળો સમય વ્યતીત થતો હોય, ત્યારે 'ખાદી' અને 'કાંતણ'ને ખેડુત વર્ગના આર્થિક પ્રશ્નોના ઉકેલ તરીકે આગળ ધરવાં તે તો માનવતાની ક્રુર મશ્કરી છે.

આધુનિક મહાસભા આજે લાખ્ખો રૂપીઆ ફક્ત મહાત્માજીની માનીની ખાદી પાછળ ખરચે છે! આટલું જ ધન જો ખેડુત વર્ગની આર્થિક ચળવળને વ્યવસ્થિત કરવામાં ખર્ચાયું હોત તો એક બળવાન ખેડુત ચળવળનો ક્યારનો ય ઉદ્દ્ભવ થયો હોત. ખાદીની ઘેલછામાં કરોડો રૂપીઆ હોમી દેવામાં મહાસભાએ મ્હોટી ભૂલ જ કરી છે. પણ મહાસભાના નેતાગણને ખેડુત વર્ગની ક્યાં જરા પણ પરવા પડી છે? તેઓ કદાચ તેમની માન્યતામાં પ્રમાણિક હશે છતાં પરિસ્થિતિને લક્ષમાં લઇએ તો જણાશે કે હાલના મહાસભાના આગેવાનો જમીનદાર વર્ગના હીતમાં જ કામ કરી રહ્યા છે.

ખાદી અને રેંટીઆ પ્રવૃત્તિ વિશે અત્યાર સુધી એટલું તો સાહિત્ય લખાઇ ગયું છે કે તેની નિરર્થકતા સાબીત કરવાને માટે વધુ શાહી બગાડવી તે ઇષ્ટ નથી દીસતું. તેથી જ આ પ્રશ્નને બાજુએ મૂકીને કૃષિકરના પ્રશ્નો ઉપર આપણે સીધા આવીયે તે, તે અસ્થાને નહીં ગણાય.

## ખેડુત અને જમીનદાર

કારમો, અને સૌથી ભયંકર પ્રશ્ન તો જમીનદારનો પ્રશ્ન છે. આજે ગુજરાતમાં પાટીદારો અને બંગાળમાં જાગીરદારો ફક્ત જમીનની માલિકી ધરાવતાં હોવાથી ખેડુતોનાં પરસેવા ઉપર મોજવિલાસ ઉડાવે છે ગુજરાતમાં તો ખેડુત વર્ગ પાસે જમીન બહુ જ થોડી છે. લગભગ ૯૨ ટકા જેટલી જમીન આજે બીનખેડુતના હાથમાં છે. જે દરેક વર્ષે ખેડુતને સાથે કે ભાગમાં ખેડવા આપે છે. બાકીના આઠ ટકા જેટલી જમીન લગભગ ગીરો મૂકાયલી અને અર્ધમાલિકીની અવસ્થામાં છે. આ સત્ય હોવા છતાં મહાત્માજી જણાવે છે કે જાગીરદારો અને નવાબો ખેડુતના પ્રજાપાલક ટ્રસ્ટીઓ છે! (ગાંધીજી અને ભોપાલ.)

જે માણસ જમીન ઉપર જરા પણ કામ કરતાં ન હોય, ઘણાખરાએ જમીનને જોઇ પણ ન હોય, તેવી વ્યક્તિને આ જમીનના ઉત્પાદન ઉપર હક્ક મેળવવાનો દાવો નીતિના ક્યાં સિદ્ધાંતો ઉપર ટકી શકે એમ છે? ફક્ત જમીનની માલિકી ધરાવવાના હક્ક ઉપર આજે ગુજરાતમાં લાખ્ખો વ્યક્તિઓ જરા પણ શ્રમ કર્યા વગર જીવન ગુજારે છે. અને બંગાળ તેમ જ મદ્રાસમાં તો જાગીરદારી પ્રથા છેક જ પરાકાષ્ટાએ પહોંચી છે.

જમીનદારી પ્રથામાં ખેડુત વર્ગનાં સર્વ આર્થિક દુઃખ સમાયેલાં છે. જે વ્યક્તિ ખેતર ઉપર કામ કરે તે જ ઉત્પાદનનો માલિક થાય એ સિદ્ધાંત સ્વીકારવાનો સમય આવી પહોંચ્યો છે. તેથી જ મહાસભાએ હવે સ્પષ્ટપણે જાહેર કરવાની જરૂર છે કે: **હિંદના ભાવી રાજ્ય બંધારણમાં જમીનદારી પ્રથાનો તદ્દન નાશ કરવામાં આવશે અને ખેડુતોને જ**

**ત્હેમની જમીનના માલિક બનાવવામાં આવશે.** જો મહાસભા ખેડુત વર્ગનું ખરેખર હીત કરવાની આકાંક્ષા રાખતી હોય તો, જમીનદારી પ્રથાનો નાશ કરે જ આ આર્થિક પ્રશ્નનો ઉકેલ આવવાનો છે એમ માની લે. જમીનદારીનો નાશ એ ખેડુતવર્ગની પ્રથમ માંગણી છે. કેમકે ખેડુતવર્ગને મન 'સ્વરાજ્ય' એટલે જમીનની માલિકી જ છે; તે શિવાયનું સ્વરાજ્ય હો કે ન હો તે એને માટે સરખુંજ છે.

## ખેડુત અને વ્યાજ

ખેડુતનો બીજો આર્થિક પ્રશ્ન 'દેવું' છે. મુંબાઇ સરકારના એક વખતના ખેતિવાડી ખાતાના ઉપરી ડૉ૦ મેને ત્હેમના પુસ્તકમાં જણાવ્યું છે કે:-'મુંબાઇ ઇલાકાના ખેડુતોની વર્તમાન દશા એટલી તો દેવામાં છે કે જો સરકાર આ દેવું માફ કરવાનો કાયદો નહીં કરે તો ખેડુતવર્ગને જીવન નિભાવવું મુશ્કેલ થઇ પડશે. ડૉ૦ મેન ખેડુતના પ્રશ્નો ઉપર સામાન્ય રીતે સત્તાવાન લેખક ગણાય છે. તેથી જ તેમનું મંતવ્ય ખેડુતોની અપાર દુર્દશાનું ચિત્ર આપવા મૂક્યું છે. દરેક ખેડુત લગભગ દેવાને લીધે અર્ધ ગુલામીજીવન ગાળે છે. વાણીયા અને જમીનદારના હાથમાં એક વખત સપડાતા આ ન્હાનકડી રકમ એકદમ મ્હોટી થઇ જાય છે. ગુજરાતના વાણીઆની આ દીશામાં પ્રવૃત્તિ તો તદ્દન ખરાબ અને અવર્ણનીય છે. વ્યાજે આપવાની નીચેની પદ્ધતિ તો સમગ્ર ઉત્તર ગુજરાતમાં પ્રચલીત છે. લગભગ ઓક્ટોબર માસમાં જો ખેડુત વાણીયા પાસેથી ૨૫ રૂપીઆ લે તો વાણીયો તેના બદલામાં ત્હેની પાસેથી ૧૦ મણ કપાસ લખાવી લે છે. જો કુદરતની અવકૃપાથી કપાસ ન પાકે તો તે વખતના ભાવે મુજબ એટલે ગગભગ આઠ રૂપીઆના ભાવે વાણીયો રકમ મૂકે છે. એટલે ૨૫ ના એકદમ ૮૦ થાય છે. આ ૮૦ રૂપીઆના ઘઉં ત્રીસ મણ લખવામાં આવે છે. અને કદાચ ઘઉં જો ન પાકે તો ખાસા પાંચ રૂપીઆના ભાવે ઘઉં મળતા હોવાથી ૨૫ ની રકમના ૧૫૦ બની જાય છે! આમ એક જ વર્ષમાં વ્યાજ વગર ન્હાની રકમનો ભયંકર રકમના જાદુઇ પરિવર્તનના દાખલાઓ લેખકે પોતે જોયા છે. ખાસ કરીને ઉત્તર ગુજરાતમાં તો વ્યાજખાઉ વાણીયાની આ પ્રથા બહુ જ પ્રચલીત છે. અમાનુષતાને કંઇ હદ હોય છે કે?

આ અન્યાય સામે, કે વ્યાજખાઉઓના આવા આર્થિક શોષણ સામે ઉગ્ર લડત આરંભવાનો મહાસભાએ કાર્યક્રમ રચવો જોઇએ. તેમ જ તેમનું સમગ્ર દેવું માફ કરી નાંખવાને અને વ્યાજની હદ ઠેરાવવા માટે પ્રખર આંદોલનો શરૂ કરવાં જોઇએ. મહાસભાએ સ્પષ્ટપણે જાહેર કરવું જોઇએ કે, ખેડુતવર્ગનું આવું આર્થિક શોષણ તે ક્ષણવાર પણ નીભાવી લેશે નહીં. અને તેથી જ ખેડુતવર્ગના આ આર્થિક પ્રશ્નના ઉકેલને વાસ્તે ખેડુતમંડળો સ્થાપી તે દ્વારા સખ્ત ચળવળ ચલાવવાની મહાસભાની સ્પષ્ટ ફરજ છે.

## ખેડુત અને જમીન મહેસુલ

વળી જમીન મહેસુલના આકરા આર્થિક ભાર નીચે ખેડુતવર્ગ તદ્દન કચડાઇ ગયો છે. અત્યારનું જમીન મહેસુલ જ એટલું વિશેષ છે કે ખેડુતની પાસે કંઇ જ રહેવા પામતું નથી. આ સત્ય તો

સામ્રાજ્યવાદી અર્થવિશારદો પણ કબુલ કરે છે. છતાં મહાસભાને હજુ પણ જમીન મહેસુલના ઘટાડા માટે ચળવળ આરંભવાની જરા પણ ફુરસદ નથી મળી એ શું ખરેખર શોચનીય નથી ?

મહાસભાએ જાહેર કરવું જોઈએ કે, આન ખેડુતો પાસેથી લેવાતા કમાણી વેરાના ધોરણે ગરીબ અને ટુંકી જમીનના ન્હાના કકડાઓ ખેડતા ખેડુતો માટે જમીન મહેસુલ તદ્દન માફ થવું જોઈએ, અને જમીન મહેસુલ અમુક હદ સુધી તો તદ્દન ઓછું જ હોવું જોઈએ. આ પ્રકારની માગણી મહાસભાએ કરવી જોઈએ અને આ સૂત્ર ઉપર ખેડુત સંઘો સ્થાપવા જોઈએ.

## કામદાર અને ખેડુત પક્ષ

આધુનિક પરિસ્થિતિમાં ઉપલા ત્રણે સૂત્રોને વેગભર્યો કાર્યક્રમ રજુ કરનાર સમગ્ર પ્રદેશમાં જો કોઈ પક્ષ હોય તો આધુનિક, કામદાર અને ખેડુત પક્ષ છે. એ ખેડુત પક્ષની યોજનામાં, ખેડુત સંઘોની સ્થાપનામાં ઉપલા ત્રણે સૂત્રો સ્વીકારવામાં આવ્યાં છે. આ પક્ષના કાર્યક્રમ પ્રમાણે ખેડુત સંઘોની સ્થાપના એ પ્રથમ પગલું છે. આ સંઘો સંયુક્ત પ્રાંત અને બંગાળમાં સ્થપાયા છે. અને તેનો વતુળ દરેક ક્ષણે વિસ્તરતો જાય છે.

આ ખેડુત સંઘોની સ્થાપના થતી અટકાવવા માટે અને તેની ચળવળનો વેગને રૂંધવા માટે મુંબાઈ ઇલાકામાં ભદ્ર લોકોએ 'ખેડુત સંઘ' સ્થાપ્યો છે. વલ્લભભાઈની સરદારી નીચે ઉપલા જમીનદારના સર્વ હક સંરક્ષતો આ 'ખેડુત સંઘ' અથવા 'લેન્ડલીગ' ખેડુત ચળવળને અવળે માર્ગે દોરવાનો યત્ન કરે છે.

આ સર્વ સતત પરિવર્તનના વાતાવરણમાં ખેડુતવર્ગની ફરજ તો સૂર્ય જેટલી સ્પષ્ટ છે. ખેડુત સંઘોની સ્થાપના કરીને, કામદાર અને ખેડુત પક્ષમાં જોડાઈને, અને મહાસભાના સભ્ય બની, તેમાં તેમનું પ્રતિનિધિત્વ વધારીને હાલના દાંભિક નેતાગણને પદભ્રષ્ટ કરી કોંગ્રેસની સંસ્થા ઉપર શ્રમજીવીઓનો વાવટો ફરકાવવો જોઈએ. ઇતિહાસ એ જ દીશામાં લઈ જાય છે. એ જ સત્ય માર્ગ છે.

---

## ઇંગ્લંડના ત્રણ ગ્રાહકો :

ઇંગ્લંડનાં દુનિયામાં મોટામાં મોટાં ત્રણ ગ્રાહકો છે. તેમાં હિંદુસ્તાનનો નંબર સહુથી પહેલો આવે છે. તે ઇંગ્લંડ પાસેથી વરસે દિવસે એક અબજ ને વીસ કરોડ રૂપીઆથી વધારેનો માલ ખરીદે છે, ઓસ્ટ્રેલીઆ લગભગ એક અબજને પાંચ કરોડ રૂપીઆની ખરીદી કરે છે, ત્યારે અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો સાઠી સત્સઠ કરોડ રૂપીઆનો માલ લે છે.

## ગઈ કાલ અને આજ :

અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો ૧૯૧૪ માં અઢી અબજ ડોલરનાં દેવાદાર હતાં, પરંતુ ૧૯૨૮ માં સોળ અબજ ડોલરનું દુનિયાના દેશોનું લેણદાર બન્યું છે. ગ્રેટ બ્રિટનના ગભરાટની ચાવી તેમાં રહેલી છે.

# ત્રણ યુગશક્તિઓ

મીસરની જાગૃતિનો લાભ લેવાની અનેરી ઘડી યુગશક્તિઓની એકતાને અભાવે જ દૂરને દૂર ગઇ: તેનો ઇતિહાસ

:લેખક:
ઝવેરચંદ મેઘાણી.

## પહેલી: ઉદાર ધર્મવિચાર

ઓગણીસમી સદીના મધ્યાહ્ન સમયની આ વાત છે: યુરોપ એશિયાની એ વિશાળ ઇસ્લામી દુનિયા ઉપર સ્થિતિચુસ્તતા, વિચારસંકોચ અને અંધશ્રદ્ધાનું હિમ પથરાઇ ગયું હતું. કુરાનના કાનુનોની સાંકડી સમજ વડે ઉલેમાઓએ સમાજની તમામ જાતની વિચાર–પ્રગતિને રૂંધી રાખી હતી. શાસ્ત્રે દોરી રાખેલા સીમાડાની બહાર નીકળવા મુસ્લીમોનો આત્મા ના પાડતો હતો. છેલ્લાં બસો વર્ષોથી સંખ્યાબંધ મુસ્લીમ ધર્મોપદેશકોએ ઘુમી ઘુમીને બસ એક જ જાતની વિચારસરણી બતાવી હતી કે "ઇસ્લામના અનુયાયીઓ પ્રાચીન સાદાઇના પંથ પરથી ઉતરી ગયા હતા અને ્કાળજૂના ધર્મ–આદર્શોની અવગણના કરતા હતા. તેને પરિણામે જ દુનિયામાં ઇસ્લામનું સામર્થ્ય તૂટવા લાગ્યું છે." આવા આવા ઉપદેશોના પ્રભાવથી ઇસ્લામી જગત પર જડતાની રાત અંધારી ગઇ હતી.

## અલ–અફગાની

આમ ઇસ્લામી જગત સૂતું હતું, તે સમયે એક નર જાગતો હતો: અરબસ્તાન, મિસર અથવા તૂર્કસ્તાનની કોઇ વિદ્યાપીઠમાં: નહિ, કોઇ મસ્જીદ યા મદ્રસાની અંદર નહિ, પણ મધ્ય એશિયાનાં વિદ્યાવિહીન વેરાનમાં: કોઇ આલિમની તાલીમ થકી નહિ, પણ એકાન્તવાસમાં; ખુદ પોતાની જ સ્વતંત્ર વિચારણાની સત્ય–જ્યોત સામે; આત્માની ચિરાગને અજવાળે.

એનું નામ શેખ જેમાલુદ્દિન અફગાની. એ એક અફગાન હતો. બોખારા શહેરમાં એણે ધર્મશિક્ષણ લીધું હતું. શીખતો શીખતો એ જુવાન કુરાનના શબ્દેશબ્દે થંભતો હતો, દુનિયાએ મુકરર કરી રાખેલા સાંકડા અર્થોમાં એનું દિલ ઠરતું નહોતું. સ્વતંત્ર વિચારની રોશની એને એ શબ્દોના ઉંડાણમાં ઉતારી જતી હતી. પલેપલે એને પ્રતીતિ થતી હતી કે આજ પર્યંતના બધા શાસ્ત્રાર્થો ખોટા છે: ઇસ્લામ ઇન્સાન જાતની પ્રગતિનો વિરોધી નથી. કુરાનના કાયદાનો ઉદારમાં ઉદાર અર્થ બેસાડી શકાય તેવી એની રચના છે: એ કાયદો રૂઢીની ગુલામી નથી પ્રબોધતો, વિજ્ઞાનની અદાવત નથી કરતો, સુધારાનો વિરોધ નથી જન્માવતો, માનવ જાતના એક પણ મંગલ પરિવર્તનની સામે એને વેર યા વાંધો નથી. માત્ર એના સાચા ઉદાર અર્થો કરીને પ્રજાના અંતઃકરણમાં ઠસાવવાની જ વાર છે

ઈ. સ. ૧૮૭૦ માં અભ્યાસ ખતમ કરીને બત્રીસ વર્ષનો નૌજવાન જેમાલેદ્દિન ખડો થઇ ગયો અને નવદર્શનની મશાલ ધરીને મુડદા સમ પડેલી ઇસ્લામી દુનિયાને જગાડવા એણે પરિભ્રમણ આદર્યું. મક્કાની હજ પઢીને એ કેરો નગરમાં આવ્યો, ત્યાંથી એ કોન્સ્ટાન્ટીનોપલમાં ઉતર્યો. ત્યાં રૂઢીગ્રસ્ત ઇસ્લામની છાતી ઉપર ચઢીને એણે અવાજ દીધો કે આજ પર્યંત મુસ્લીમોના પ્રાણ પર કુરાનને જૂઠે નામે અજ્ઞાનની, ઝનૂનની ને અંધશ્રદ્ધાની જંજીરો ઝકડવામાં આવી છે. જાગો, ઇસ્લામનો કાયદો તે મોતનો ઢંઢેરો ઘંઢાગાર ખંજે નથી, પણ પ્રત્યેક યુગને, પ્રત્યેક કલ્યાણકારી પરિવર્તનને, પ્રત્યેક વિચારક્રાન્તિને મંજૂર રાખનાર પ્રાણવાયુ છે.

એની વિદ્વત્તાએ, વિચાર–પ્રતિભાએ, અને તેજસ્વી વક્તૃત્વાએ ઇસ્તંબોલના યુવાનોનાં અંતઃકરણ જીતી લીધાં. એનાં વિવેચનોએ તરૂણોની આખી વિચાર–સરણીનો પ્રવાહ નવે રસ્તે વાળી લીધો. એ વીર હતો, વિરોધથી દબાતો નહોતો, સાચા અફ્ગાનને શોભે તેવી ખેતમા ધારણ કરીને એ ભલભલી વ્યક્તિઓનું માનભંજન કરતો હતો અને તૂર્ક રાજદરબારની ચાહે તેવી ભપકેદાર મધ્યયુગી વિવેકપ્રણાલિકાઓના પણ ભુક્કા બોલાવતો હતો.

આવા પુરૂષનું પ્રચારકાર્ય થોડા જ સમયમાં અનેક ધર્મનેતાઓને અસહ્ય થઇ પડ્યું. રૂઢીગ્રસ્તતાના અને અંધશ્રધ્ધાના જોર પર જીવનારા અનેક સત્તાધીશોએ પોતાનાં તખ્તોના પાયા આ નૌજુવાનની જાનુરેલમાં ધોવાતા દીઠા. અલ–અફ્ગાની (એનું સુપ્રસિધ્ધ નામ)ના ઉપર નાસ્તિકતાનું આળ ઓઢાડવામાં આવ્યું, ઇસ્તંબોલમાંથી એને નીકળવું પડ્યું. પણ નીકળતાં પહેલાં તો એનાં વિચારબીજ ક્યારનાં યે તૂર્ક ભૂમિ પર વવાઇ ગયાં હતાં.

૧૮૭૧માં અલ–અફ્ગાની મિસરમાં ઉતર્યો ને કેરો નગરમાં એણે મુકામ કર્યું. વખતે ધાર્મિક અણુધતાની દૃષ્ટિએ તો મિસર પર કાળામાં કાળી રાત પડી હતી કેમકે ખાસ કરીને ઇસ્માઇલનું શાસન ચાલતું હોવાથી એ શાસનનો નૈતિક બગ મિસરના એકેએક પ્રજાવર્ગમાં પ્રસરી વળ્યો હતો. એ નૈતિક સડાએ ઉલેમાઓના સમુદાયમાંથી પણ હીમત અને સ્વાતંત્ર્યના સંસ્કારો ઓલવી નાખ્યા હતા. તે છતા જેમાલેદ્દિનના આગમન થકી જ એક જબ્બર કુતૂહલ જન્મી ગયું. ને ધીરે ધીરે આંહી પણ ઇસ્તંબોલની માફક જ એનાં વાણી–પ્રતિભાએ ને વિચાર–ઓજસે મિસરી યુવાનોના એક જબ્બર જૂથને પોતાનું કરી આકર્ષી લીધું.

ઇસ્માઇલ જેવા જાલિમ રાજકર્તાનો એ સમય: વિરોધ કરનારની જબાન છેદાઇ જાય એવી ઇસ્માઇલની ધાક: સ્વતંત્ર વિચારની ખાનગી ગુફતેગુઓ સુદ્ધાં મનુષ્યોનાં મ્હોંમાંથી ચાલી ગએલી: હોટેના ફ્રેકટ ઉપર પણ ઇસ્માઇલના જાસુસોની આંખો ભમે: રાજતંત્રના અન્યાયની સામે ઉંચામાં ઉંચો ધર્માધીશ કે સત્તાધીશ પણ એક લબ્જ સરખો કાઢે નહિ: જે બને તેમાં એ તમામની મુંગી સમ્મતિ. કેમકે તે કાળે મિસર દેશની જે પ્રચંડ લૂંટાલૂંટ ચાલી રહી હતી તેની અંદર આ તમામને પોતાનો હિસ્સો મળતો.

જાહેર હિંમતના આવા કબ્રસ્તાનની અંદર જમાલેદ્દિન ઉભો થયો; અને એણે સાચા જ્ઞાનના ધગધગતા અંગાર વર્ષાવવા માંડ્યા. એની નરી હિંમતે જ ઇસ્માઇલની સત્તાને ડારી દીધી. કદાચ એ ઇસ્તંબોલમાં તોફાન કરીને આવ્યો હતો તે જ કારણે

ઇસ્માઇલ સહિષ્ણુ રહ્યો: કદાચ એક અફગાન મગતરાને શું બોલાવવું, એવી પણ ઇસ્માઇલની ખુમારી હશે. અથવા કદાચ યુરોપી શાસનકર્તાઓની સામેના જંગમાં જમાલેદ્દિનનો આ નવો મતપ્રચાર પોતાને મદદગાર બની જશે એમ પણ ઇસ્માઇલની ગણતરી હોય. એ ગમે તે હો, પણ ઇસ્માઇલના શાસનના આખરી વર્ષ સુધી આ સુધારકનું પ્રચારકાર્ય ચાલુ રહ્યું. અંતે તૌફીકની તખ્તનશીની થઇ અને આંગ્લ-ફ્રેંચ સંયુક્ત વહિવટના પાટલા પડ્યા, તે વખતે એ નવા શાસને-એ યુરોપીઅનોએ આ પુરૂષના વિચાર પ્રચારમાં મિસરી જાગૃતિનો વિરાટ જાગતો જોયો, એને પકડવામાં આવ્યો, વિના મુકદ્દમે એને તત્કાળ હદપાર કરી દીધો.

પરંતુ આ હદપારી નિરર્થક હતી. અલ-અફ્ગાનીનું કલેવર ગયું, વિચારો રોકાયા.



વિદ્યાપીઠ: અલ-અઝહર

મિસરી જુવાનોનાં રકતનાં કણેકણમાં આ ધર્મ વિષેના ઉદાર વિચારોની ધારાઓ રેડાઇ ગઇ. કેરો ખાતેની વિશ્વવિખ્યાત વિદ્યાપીઠ અલ–અઝહર આ મુકત વિચારોના આંદોલનનું મુખ્ય કેન્દ્ર બની ગઇ. મિસરી જુવાનો પોતાના જીવનમાં એ મુક્ત વિચારોની ને વિશાળ જીવનદૃષ્ટિની લહરીઓ અનુભવવા લાગ્યા. માત્ર જુવાનીઆઓ ઉપર જ નહિ, પણ અનેક આલિમો ઉપર, ખાસ કરીને મિસરના 'ગ્રાંડ મુફતી' પદે બેઠેલા મહા પ્રભાવશાળી, પાક, અને તત્ત્વાનુરકત શેખ મોહમદ અબ્દુના ઉપર પણ આ નવી દૃષ્ટિનો પાકો રંગ બેસી ગયો. એ આ પુરૂષ શેખ અબ્દુ હતો, કે જેણે મિસરી છાપખાનાંના નિયામક (Press Censor) ને પદે રહ્યાં રહ્યાં વાણીલેખનના સ્વાતંત્ર્યને એટલી બધી હદથી ને છડેચોક વિકસવા દીધું, કે જેની સ્વપ્ને ય સંભાવના હોવી એ કર્પીણુ શાસનની છાયામાં અશક્ય ને અકલ્પ્ય હતી.

આ નવા ચિંતને કેવળ ધર્મ અને સમાજના ક્ષેત્રમાં જ નહિ, પણ રાજદ્વારી ભુવનમાં એક અજબ જેવો ભાગ ભજવ્યો. તે વખતના ઇસ્લામી જગતમાં રાજાની સત્તા સર્વોપરિ સત્તા મનાઇને રક્ષણ પામતી હતી અને બંધારણપૂર્વકનું શાસન વિચારવાની સ્વતંત્રતા ગુન્હો સમજાતી. તુર્કી તેમ જ મિસરનાં રાજતંત્રોમાં જે કેટલાક યુરોપી પધ્ધતિના ફેરફારો કરવામાં આવેલા તે તો વિરોધી ઉલેમાઓ ઉપર બળજબરાઇ વાપરીને મંજૂર કરાવવામાં આવ્યા હતા. કુરાનના કાનુનોની રૂઇએ એ નવા તત્ત્વોને બંધબેસતા ઠરાવવાંનો કોઇએ પ્રયત્ન કર્યો નહોતો. પણ શેખ જેમાલેદ્દિન અને એના સંપ્રદાયે આવીને હિમાયત કરી દીધી કે મુસલમાન રાજાઓની વધતી જતી વર્તમાન આપખુદી ઇસ્લામ ધર્મની ભાવનાની વિરોધી છે, કેમકે એના સાચા તત્ત્વની રૂઇએ તો ઇસ્લામ એક એવું પ્રજાસત્તાક શાસન છે, કે જે શાસનની અંદર પ્રત્યેક મુસ્લીમને વાણીસ્વાતંત્ર્યનો હક્ક છે, તેમ જ જેમાં પ્રત્યેક રાજકર્તાની સત્તા કાયદાના પાલન ઉપર અને પ્રજાકીય સંમતિ ઉપર જ અવલમ્બે છે.

ઇસ્લામ એટલે એકહથ્થુ સત્તા નહિ, પણ સાચું લોકશાસનઃ એ તત્ત્વને મિસરી યુવાનોએ એટલી હદે પચાવી લીધું હતું કે 'અઝહર'ના સુધારકોએ એકઠા મળીને ખેદીવ ઇસ્માઇલ પર તિરસ્કાર જાહેર કર્યો હતો; એ તિરસ્કારના આધારમાં તેઓએ બે મુદ્દા બતાવ્યા હતા; એક તો ઇસ્માઇલ ઇસ્લામી કાયદાનો ભંગ કરનાર હતો ને બીજું એ રાજદ્વારી દૃષ્ટિએ જાલિમ હતો. આટલું જ બસ નહોતું. ઇ. સ. ૧૮૭૯ની અંદર ખાનગી મંડળોમાં તો આ અઝહરના નવવિચારકોએ એટલે સુધી ચર્ચા કરેલી, કે ઇસ્માઇલને કેમ કરીને અને કેવા ઇલાજે પદભ્રષ્ટ કરવો–અથવા બીજો કોઇ ઇલાજ ન હોય તો ખૂન કરીને પણ ખસેડવો.

ઇસ્માઇલ જેવા આપખુદ જાલિમને પણ બંધારણ આપવાની ફરજ પાડનાર આ નવજાગૃતિની જ ધાક હતી કે જેણે ઇસ્લામી દુનિયામાં ઠેરઠેર એકહથ્થુ સત્તાનો મૃત્યુઘંટ બજાવ્યો ને મિસરમાં પણ લોકસત્તાની બાંગ પુકારી. ઇસ્લામના આ નવા પ્રાણનું દર્શન મિસરીઓના દિલમાં રાજસત્તાના અન્યાય સામે બળવો જગાડી રહ્યું હતું. એ નવઃ જ્ઞાનનો પ્યાલો પીધા પછીજ મિસરીઓએ ઇસ્માઇલના અનુગામી ખેદીવ તૌફીક ઉપર 'બંધારણ'નો ખરડો મંજૂર કરવાનું દબાણ આણ્યું હતું ને તૌફીક જ્યારે ફરી બેઠો

ત્યારે એના વિશ્વાસઘાત પર પુણ્યપ્રકોપની આગ પ્રગટાવી હતી.

મિસરી પ્રજાને જૂના રૂઢીગત વિચારોની જડતાભરી ઘરેડમાંથી બહાર ખેંચીને નવયુગની ઉદાર ભાવનાઓને માર્ગે ચડાવનાર આ ધાર્મિક આંદોલન એટલે એક ઝંઝાવાત. હવે આપણે 'બીજા ઝંઝાવાતનું' સ્વરૂપ સમજીએ.

## બીજી શક્તિ: બંધારણવાદ

મિસરી રાષ્ટ્રજાગૃતિનો બીજો ઝંઝાવાત હતો. બંધારણના હિમાયતી રાજપુરુષો (Constitutionalists)નો. એ સમુદાયનો અગ્રેસર હતો શેરીફ પાશા. પશ્ચિમ દેશોમાં પ્રવર્તતાં નવાં રાજ્યબંધારણોના, લોકપ્રતિનિધિ સંસ્થાઓના અને જવાબદાર શાસનના તેઓ પ્રેમીઓ હતા. પૂર્વ દેશોનાં એકહથ્થુ તંત્રોની અંદર આ પશ્ચિમના શોધેલા અંકુશો ગોઠવાવા જોઈએ, એ તેઓનો આગ્રહ હતો. તેઓને માર્ગ બે પ્રકારે વિકટ બન્યો હતો. પ્રથમ તો તેઓ પાતે તુર્કીના રાજકર્તા 'પાશા' વર્ગમાંથી ઉતરી આવેલા હોઈ, ફેલાહ જાતિની સદંતર સ્વતંત્રતાના કટ્ટર વિરોધી હતા. ખેદીવની સત્તા છીનવી લઈને પોતાના જ વર્ગના હાથમાં રાખવાની તેઓની નેમ હતી. તેઓની દૃષ્ટિએ તો પોતાની એકલી તુર્ક-સિરકાસીઅન કોમ જ રાજકારભાર ચલાવવાને લાયક હતી. અંગ્રેજીમાં જેને Oligarchy-વર્ગશાસન કહે છે, તે આ સમુદાયનું નિશાન હતું. અને એ રીતે તેઓ મિસરની દેશી પ્રજાને અળખામણા હતા. બીજી બાજુ તેઓએ પોતાના જ વર્ગ ભાઈઓનો-તુર્કી પાશાઓનો વિરોધ પણ વહેરવાનો હતો. કેમકે પાશાઓ અત્યારે પરદેશીઓની સાથે મળી મિસરને પોતાની મતલબ ખાતર પીસી રહ્યા હતા.

આ બન્ને વર્ગોની અદાવત વચ્ચે ઉભા રહીને આ બંધારણ-પ્રેમીઓને વિદેશી સત્તાધારીઓ સામે ઝઝુમવાનું હતું. આ વર્ગને પોતાના પક્ષમાં લઈને જ ઇસ્માઇલ પરદેશીઓના બેઠીબંધો ઉપર પ્રહારો કરતો હતો. નવા ખેદીવ તોફીકે ગાદી પર આવી, ગોરા સત્તાધીશોની ધમામણી ઝામણીને વશ બની, બંધારણને લાત મારી આ વર્ગને છંછેડ્યો હતો. એટલે બંધારણવાદીઓ આ ફરેબની સામે દાંત કચકચાવી રહ્યા હતા. મિસરના વાતાવરણમાં આ બીજું વાવાઝોડું મચતું હતું.

## ત્રીજી શક્તિ લશ્કર

અસંતોષના દાવાનલમાં ત્રીજો, સહુથી ઉગ્ર પવન ફુંકાતો હતો લશ્કરી બરાકોમાંથી. સૌથી સાચી અને સૌથી શુદ્ધ શક્તિ ત્યાં સૈન્યમાં જાગી રહી હતી. એનું પ્રથમ કારણ મિસરી સૈન્યના બંધારણમાંથી જડે છે. શરુઆતથી જ મિસરી લશ્કરની ઉંચી અમલદારી પાયરીઓ ઉપર તુર્ક પાશાઓ, સિરકાસીઅનો, સીરિઅનો અને આરબો જ નીમાતા હતા. લશ્કરના સામાન્ય સિપાહીનો બેડો કેવળ મિસરી ફેલાહોની જ ભરતીથી પૂરાતો હતો. કોઈપણ ફેલાહ સૈનિકને કપ્તાનપદથી ઉંચેરા હોદ્દા પર ચડવાનો અવકાશ નહોતો. ઉપર ગણાવેલા પરદેશીઓને જ હસ્તક જાણે કે અફસર-પદોનો ઇજારો હતો. એ પરદેશીઓ ફેલાહોને પોતાના કાયમી ગુલામો ગણી અપમાનભર્યો વર્તાવ રાખતા. એ પરદેશી અમલદારોના મોટા પગારો જ્યારે પ્રતિ માસ પૂરેપૂરા ચુકવવામાં આવતા, ત્યારે સૈનિકો અને નીચલા હોદ્દાદારોના પગારો મોડા પડતા, તેમ જ કપાતા: પરદેશીઓને સ્વમાનભરી ઘટિત નોકરીઓ અપાતી, ત્યારે ફેલાહ સૈનિકો પાસેથી નકે-

સોના કીચડ ખોદાવવાનું, ખેદીવની જાગીરો પર ખેતી ખેડાવવાનું, સડકો બંધાવવાનું આદિ હીણપભર્યું કામ લેવામાં આવતું. આ રીતે મિસરી લશ્કરમાં એક ભયંકર વર્ગ-વિગ્રહ સળગી રહ્યો હતો. મિસરી ભૂમિનો સાચો પુત્ર ફેલાહ પગલે પગલે આવાં અપમાનો ને અન્યાયો અનુભવી અંતઃકરણમાં ખદખદી રહ્યો હતો. અને આ નોકરીના અન્યાયોની સાથોસાથ દેશઆખાની ફેલાહ-પ્રજા પર ગુજરતાં વીતકોનું ભાન ભળેલું હોઇ લશ્કરનો એકેએક ફેલાહ બચ્ચો પોતાના અંતઃકરણની ઉંડાણે વિદ્રોહનું છુપું છુપું ખુન્નસ અનુભવી રહ્યો હતો. મિસરી સૈનિક કેવળ અતડો, અળગો, પોતાની જ અંગત મુશ્કેલીઓ પર વિચાર કરતો ભાડૂતી ચાકર નહોતો, પણ એ તો મિસર દેશના પ્રજાજન તરીકેનું સતત આત્મભાન અનુભવી રહ્યો હતો.

## આરબી

આવું આત્મભાન કરાવનાર અને એના અન્યાયોનો અવાજ કાઢવાનું મુખ બનનાર એક નૌજવાન નેતા લશ્કરને સાંપડી ચુક્યો હતો. એનું નામ અહમદ બે આરબી. આરબીનો જન્મ ઇ. સ. ૧૮૪૦ માં એક મિસરી ગામડાની અંદર સાડા આઠ એકરની ખેડ ઉપર પેટગુજારો કરનારા એક શેખને ઘેર થયો હતો. એની નસેનસમાં ફેલાહનું જ રૂધિર વહેતું હતું. જુવાન આરબી કેરો જઇને અઝહર-વિદ્યાલયમાં બે વર્ષો કેળવણી પામ્યો હતો. ચૌદ વર્ષની વયમાં તો એનો કદાવર દેહ પ્રકાશી ઉઠયો. અને ગામડિયા શેખોના છોકરાઓને લશ્કરી અમલદારી દરજ્જાઓ માટે તૈયાર કરવાની આકાંક્ષા ધરાવનાર ખેદીવ સૈદની આંખ આ બાલકના પડછંદ શરીર પર એટલી બધી ઠરી કે એણે તુર્ત જ સૈન્યમાં આરબીનો ભરતી કરી લગાતાર એને એક પછી એક નીચલા દરજ્જાઓમાંથી ઉંચે ઉપાડી લીધો. સત્તર વર્ષની વયે આરબી લેફટેનન્ટ બન્યો, અઢારે કેપ્ટન, ઓગણીસે મેજર અને વીસે લેફ. કર્નલની પદ્રી પ્રાપ્ત કરી. તેજસ્વી આરબી ખેદીવ સૈદનો એ. ડી. સી. બનવા સુધીનો સ્નેહ સંપાદન કરી ચુકયો, અને સૈદ સાથેના નિકટ સમાગમમાંથી એના રાજપ્રકરણી વિચારોનું મક્કમ ઘડતર થયું.

એ રાજપ્રકરણી સિદ્ધાંત કયો હતો? એ હતો સમાજના પ્રત્યેક વર્ગની સમાન કક્ષાનો. તુર્ક અથવા સિરકાસીઅન ઉંચો અને ફેલાહ નીચે, પાશાની પાયરી ચડતા દરજ્જાની અને મિસરી શેખનું સ્થાન એ પાશાના કદમ ચુમવાનું—એ જમાનાજુના વર્ગભેદ પ્રત્યે આરબીનો આત્મા બળવો પુકારતો હતો. આરબી પોતાના ફેલાહ વર્ગને માટે જીવનના દરેક ક્ષેત્રમાં સમકક્ષાની જ નહિ, પણ એથી ય વિશેષ, મિસરી પ્રજાના પ્રાણ-ભાગ તરીકે વિશિષ્ટ સ્વમાનની માગણી કરી રહ્યો હતો. એ દ્રષ્ટિએ આરબીની ઝુમ્બેશ આગળ લખી પાડેલી બે ઝુમ્બેશોથી જુદી પડતી હતી. અઝહરનો સમુદાય જ્યારે કશા પણ જાતિભેદ વા વંશભેદ વગરના એક ને અખંડ મુસ્લીમ સંગઠનના સુધારની હિમાયત કરતો હતો, ત્યારે આરબી ઉભેલો હતો ફેલાહજાતિના હકોને કારણે. એનું હતું જાતિ-આંદોલન. માટે જ એ આંદોલન વધુ લોકપ્રિય બનવા નીમાયું હતું.

આરબીના હર્યાના આ હુતાશ શાથી પ્રગટ થયો હતો? સ્વાનુભવ પરથી. ઇસ્માઇલના સમયમાં જ્યારથી ફેલાહો પ્રત્યેની કૃપાદ્રષ્ટિ પાછી ખેંચી લેવામાં આવી, ત્યારથી જ આરબી પોતાની અપમાનિત

હાલત અનુભવતો થઇ ગયો. એના દરજ્જાને હમેશાં કે કેમ મળાતી. રોજ એને હલકી કાર્યવાહી સોંપાતી. ગઝેરોજ એ કેવળ એક ધૂળિત ફેલાહ–પુત્ર હોવાને કારણે ઉંચલા અધિકારીઓના તિરસ્કાર પામતો હતો. એ સ્વાનુભવે આરબીના અંતરમાં પોતાના સમગ્ર ફેલાહ બંધુસૈનિકો પ્રતિ હમદર્દી જન્માવી. એ તમામના સંતાપો એણે પોતાના કરી લીધા. એક આખી જાતિને એણે બીજી જાતિને હાથે વિના વાંકે લાતો ખાતી નિહાળી. એના અંગત રોષે જાતિપ્રકોપનું સ્વરૂપ ધારણ કર્યું, એનામાં વિચારોની સ્પષ્ટતા હતી, સાથોસાથ એ વિચારોને વ્યક્ત કરી શકે તેવી સાદી, સરળ, હૃદયસ્પર્શી, માર્મિક આરબી જબાન હતી. એ જબાનના વાણી-પ્રભાવ વડે એણે પોતાના દિલની આગ આખા લશ્કરમાં ચેતાવી દીધી. પોતે જીવનમાં નેક, પાક અને ધર્મપરાયણ હોઇ ફેલાહ સનિકો ઉપર એની વાણીની કો અદ્ભુત છાપ પડી. ધર્મ પરાયણ છતાં ધર્મનું ઝનુન નહિ; સ્વજાતિના સ્વમાનની હિમાયત છતાં કોઇ પણ પર જાતિ પ્રતિ છુપો દ્વેષ નહિ; ખેદિવ તૌફીક તરફ પણ પૂર્ણ અદબની લાગણી; અનેક યુરોપી કુટુંબોની સાથે દિલોજાન દોસ્તી: એવા આગેવાનની આગેવાની નીચે ધૂપતી એ લશ્કરી ઝુમ્બેશે તૌફીકની કારકીર્દિના આરંભમાં જ અતિ વિકરાળ સ્વરૂપ ધારણ કર્યું. તેનાં કારણો આ મુજબ બન્યાં.

એક: આબીસીનીઆ દેશ પર મિસરી સૈન્ય એક પ્રચંડ ચડાઇ લઇ ગએલું ત્યાં સિરકાસીઅન ને તૂર્ક અમલદારોના યુદ્ધ-કૌશલને અભાવે હજારો ફેલાહ સૈનિકો કીડી–મકોડીની રીતે કતલ થઇ ગયા હતા.

બીજું: તૌફીકના રાજ્યારોહણ પછી તૂર્ત જ, ફેલાહ સૈનિકોની હાડમારીઓ તો ટળવી દૂર રહી પણ ઉલટું તેઓના પગારમાં ઘટાડો કરવામાં આવ્યો. તેઓને નહેરના કીચડ કાઢવા વગેરેનું હલકું કામ અપાવું ખેવડી દાઝથી ચાલુ રહ્યું હતું.

આ બેહાલીનું મુખ્ય કારણ હતું નવું પ્રધાનમંડળ: મિસરદ્રોહી એ નવા પ્રધાન-મંડળની અંદર યુદ્ધસચીવને પદે મિસરીઓને હીન ગુલામો ગણી તિરસ્કારનાર તૂર્ક પાશા ઓસમાન રિફ્કી નીમાયો હતો. એને હાથે ફેલાહ સૈનિકો ઉપર દરેક જાતના અત્યાચારો ચાલવા લાગ્યા હતા.

આ રીતે ત્રણ જૂદી જૂદી આગ મિસર દેશમાં લાગી પડી હતી. પરંતુ એ ત્રણે વચ્ચે જોડાણ નહોતું. ત્રણે પોતપોતાન-હિત માટે જ મથતાં હતાં. દ.ખલા તરીકે અલ–અફ્ગાનીની દેશપારીને વખતે બંધારણવાદીઓએ વિરોધનો એક હર્ફ સુદ્ધાં ન ઉચ્ચાર્યો. એ જ રીતે તૌફીકે જ્યારે શરીફનું આંચકી લીધું ત્યારે સૈન્યના મ્હોંમાંથી પણ શબ્દ ન સંભળાયો. ત્રણે શક્તિઓએ વખતસર હાથ મિલાવ્યા હોત તો આજ મિસરનું ભાગ્યવિધાન કંઇક જૂદી જ જાતનું જોઇ શકાત. પરંતુ એ એકીકરણને અભાવે સાચું જોર માત્ર સૈન્ય જ કરી રહ્યું હતું. એકલે હાથે પણ સૈન્યે હાક બોલાવી અને દેશશત્રુઓનાં હાજાં ખખડાવ્યાં.

# કવિ અને સૌંદર્ય




હાલના જમાનામાં લલનાની લાવણ્યતાના વીષયમાં બાલની ખુબસુરતીનો પ્રશ્ન મોખરે આવે છે અને તેથી મૃગલોચનીના બાલની સૌંદર્યતાની આબેહુબ વર્ણન શકતી માટે મશહુર થયેલ નામાંકીત નાટયકાર કવી કાલીદાસનું નામ સ્હેજે યાદ આવી જાય છે. બાલને સુંદર અને સુંવાળાં રેશમ જેવા બનાવી તેને કાળા ભમર જેવા રાખવા એ હાલના જમાનાની એક પ્રચલીત ફેશન થઇ પડી છે.

## કામીનીયા ઓઇલ

ઉર ઓઇલના દુનીયામાં, બાલની ઉપર વર્ણવ્યા જેવી અનુપમ સૌંદર્યતા, ઉપસ્થીત કરવામાં જાળવી રાખવામાં તેમજ ખીલવવમાં અગ્રસ્થાન ભોગવી રહ્યું છે. તમારા બાલ માટે કામીનીયા ઓઇલ નીયમીત વાપરો અને તમારી ખુબસુરતી દીનપ્રતીદીન વધારે અને વધારે ખીલતી રહેશે. કામીનીઆ ઓઇલ બાટલી દીઠ રૂા. ૧ ની કીંમતે સઘળા જાણીતા સ્ટોરોમાં વેચાય છે. અસલ કામીનીયા ઓઇલ બરાબર તપાસીનેજ ખરીદજો કારણ તેની બનાવટી હલકી નકલો નીકળવા માંડી છે.

———:o:———

ચમેલી જેવું મોહક—ગુલાબ જેવું ઉત્તમ—કમળ જેવું સુંદર

## ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ.)

તમે ન વાપર્યું હોય તો એક વખત વાપરી જુવો. તે કપડાં ઉપર અથવા રૂના ફાયામાં લગાડતાંની સાથે ઉપર જણાવેલા ફુલોની મીઠી ખુશબો બ્હેક બ્હેક થઇ રહે છે. ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ) નામ વાંચીનેજ સીલબંધ બાટલી ખરીદજો કારણ બનાવટી નકલો નીકળી પડી છે. કીંમત ૦।। આંઉસની ૧ બાટલીના રૂ. ૨, ૦। આંઉસ રૂ. ૧–૪ અને ૧ ડ્રામની રૂ. ૦–૧૨–૦ નમુનાની શીશી ૧ ની કીંમત રૂ. ૦–૨–૦ સુગંધી કાર્ડનો એક આનો.

બહારગામ મંગાવનારાઓને વી. પી ખર્ચ પાંચ આના જુદા થશે.

## દીલબહાર હેર ઓઇલ (રજીસ્ટર્ડ.)

આ તેલની કેવડા ગુલાબની પારીજાતક જેવી મીઠી સુગંધ ઘણીજ પ્રીયકર છે. વાપરી ખાત્રી કરો. બાટલી દીઠ કીંમત રૂ. ૧ અને વી. પી. ખર્ચ રૂ. ૦–૬–૦ અલગ.

સોલ એજંટ { ધી એંગ્લો-ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કાં.,

નં. ૨૮૫, જુમા મસીદ, મુંબઇ, નં. ૨.

# મહાસભા અને મજૂરવર્ગ

'માલદારો તો પિતા છે અને કામદારો તો બાલકો છે'

—મહાત્મા ગાંધી.

: લેખક :

પી. જે. બી.

'મહાગ રીપોર્ટમાં મજુર-વર્ગના સર્વ હક્ક સ્વીકારવામાં આવ્યા છે.'

—મોતીલાલ નહેરૂ.

કોઈ પણ પ્રકારની શરમ કે સંકોચ વગર હિંદી મહાસભાના એક અગ્રણી નેતા મહાત્મા ગાંધીએ ૧૯૨૭માં ઉપલાં વચન અમદાવાદમાં મળેલી મીલ કામદારોની વાર્ષિક સભાના પ્રમુખપદેથી ઉચ્ચાર્યાં હતાં. આ વચનો મહાત્મા ગાંધીની વિચારસરણીને અને તેમના મંતવ્યને તો તદ્દન અનુરૂપ છે; પણ મહાસભાના એક આગેવાન નેતાના આવા વિચારોની છાપ મહાસભાની મજુરવર્ગ તરફની નીતિમાં પણ પડી છે. પણ નેતાના વ્યક્તિગત વિચારને બાજુએ રાખીએ, તો પણ નેહરૂ રીપોર્ટ જે હાલ મહાસભાનું સત્તાવાર બંધારણ છે તેમાં સ્વીકારાયેલા મજુર વર્ગના હક્કો બાબત બહુ જ વિવેચન કરવામાં આવ્યું છે. જમશેદપુરમાં મળેલી મજુરવર્ગની વિરાટ સભા સમક્ષ બોલતાં પં. મોતીલાલ નહેરૂએ જણાવ્યું હતું કે, 'મ્હાગ રીપોર્ટમાં મજુરવર્ગના સર્વ હક્ક સ્વીકારવામાં આવ્યા છે.' જ્યારે મહાસભાવાદીઓ મજુરવર્ગ તરફ આ પ્રકારની વર્તણુંક ધારણ કરે છે, ત્યારે કામદાર વર્ગની દ્રષ્ટિએ મહાસભાની નીતિની કડક સમીક્ષા કરવાની ફરજ થઇ પડે છે. જ્યારે કોંગ્રેસનો નેતાગણ—જેવા કે મહાત્મા, મોતીલાલ અને સરોજની નાયડુ મજુર વર્ગના હીતને માટે કંઈજ ન કરવા છતાં, કામદારવર્ગને માટે સર્વ કરવાનો દાવો કરે, જ્યારે મહાસભા જનતાનું પ્રતિનિધિત્વ ધરાવવાનો દાવો કરવા છતાં મજુર વર્ગની ઉગ્ર લડતમાં જરાક પણ સાથ કે સહાનુભૂતિ ન આપે, ત્યારે મહાસભાની નીતિને નગ્ન સ્વરૂપમાં રજુ કરવાની ફરજ પડે છે જ. તેથી રાષ્ટ્રીયતાના બુરખા નીચે આપણા મહાસભાવાદીઓએ આદરેલી મજુરવર્ગના હીત વિરોધી ચળવળને સત્ય સ્વરૂપમાં રજુ કરવાનો આ લેખનો એક માત્ર ઉદ્દેશ છે.

## નહેરૂ રીપોર્ટ

પ્રથમ નહેરૂ રીપોર્ટમાં સ્વીકારાયેલા હક્કની સમીક્ષા કરીએ. નહેરૂ રીપોર્ટના ૧૦૩ પાના ઉપર આ હક્ક આમ ગણાવવામાં આવ્યા છેઃ 'હક્કનું જાહેરનામું'ના મથાળા નીચે આવેલા હક્કોમાં ૧૫ મો હક્ક નીચે પ્રમાણે છેઃ

"દરેક ઉદ્યોગમાં દરેક વ્યક્તિને તેની આર્થિક સ્થિતિ સુધારવાની માટે સંઘબળ દ્વારા કામ કરવાનો હક્ક છે. આ પ્રકારની સ્વતંત્રતાને અટકાવનારાં પગલાં કે કરાર ગેરકાયદેસર છે."

આ મહાન હક્કને સરળ શબ્દમાં કહીયે તો, મજુરવર્ગને મજુર મંડળો સ્થાપવાનો હક્ક આપવામાં આવે છે. મજુર મંડળ સ્થાપવાં તે તો મજુરવર્ગનો જન્મસિદ્ધ હક્ક છે. આ હક્કનો સ્વીકાર દુનીઆની

પ્રત્યેક રાજસત્તાએ કર્યો છે. હાલમાં પરદેશી સાશનમાં પણ આ હક્ક તો 'મજુરવર્ગ' ભોગવે છે જ. તો પછી નહેરૂ રીપોર્ટમાં એ હક્કને દાખલ કરવાથી મોતીલાલજીએ મજુર વર્ગ ઉપર ખાસ કંઇ કૃપા કરી? અરે, ફેસીસ્ટ ઇટાલીમાં પણ મજુર મંડળ સ્થાપવાનો હક્ક છે, એટલે નહેરૂ રીપોર્ટમાં આ હક્કને દાખલ કરવાથી કંઇજ વધુ લાભ કે વધુ હક્ક મજુરવર્ગને મળ્યો નથી તે તો સ્પષ્ટ છે.

આ પછી નહેરૂ રીપોર્ટે સ્વીકારેલા બીજા હક્કની સમાલોચના કરી: 'હક્કનીયે' નામાવલીમાં તેનું સ્થાન સોળમું છે આ હક્ક તે નીચે પ્રમાણે છેઃ—

"કામ કરતાં અટકવું કે કર્યા-લાનો ભંગ કરવો તે કોઇ પણ પ્રકારે ગુન્હો નથી.' આ હક્કને સરળ શબ્દોમાં કહીયે તો કામદારવર્ગને હડતાલ પાડવાનો હક્ક છે. છતાં હડતાળ પાડવાનો હક્ક પણ પૃથ્વીના પ્રત્યેક દેશના કામદારોને હોય છે, એટલે આ હક્કમાં પણ કંઇ નવીન હક્ક મજુરવર્ગને મળ્યો હોય એમ માનવું નકામું છે. ઇંગ્લાંડ, જર્મની અને ઇટાલીમાં તેમ જ દુનીયાના દરેક દેશમાં કામદારવર્ગને હડતાલ પાડવાનો હક્ક સ્વીકારાયો છે. આ હડતાલના હથિયાર વડે તો અત્યાર સુધી કામદારવર્ગની સર્વ પ્રવૃત્તિઓ થઇ છે. કામદારવર્ગને મળેલા સર્વ હક્ક હડતાલનાં હક્કને આભારી જ છે. **અને હિંદમાં પણ આ હક્કનો સ્વીકાર પરદેશી સરકારે કર્યો છે.** 'ટ્રેઇડ ડીસ્પ્યુટ્સ બીલ' તો ગઇ કાલનું બીલ છે. પણ તેમાં પણ કામદારવર્ગના હડતાલ પાડવાના હક્કનો અસ્વીકાર કરવામાં આવ્યો નથી. તો પછી નહેરૂ રીપોર્ટમાં નવિનતા ક્યાં છે તે સમજવું જ અઘરું છે.

**શાબ્દિક જાળ.**

હવે મજુરવર્ગને મળેલા ત્રીજા હક્કની સમાલોચના કરીયેઃ આ હક્ક નીચે પ્રમાણે છેઃ હક્કની નામાવલીમાં ત્હેનું સ્થાન સત્તરમું છેઃ

પાર્લામેન્ટ દરેક શહેરની સુખાકારી અને કામ કરવાની શક્તિ ચાલુ રહે તે માટે, દરેક કામદારને જીવન નીભાવવા જેટલી રોજી મળે તેટલા માટે, માતૃત્વના રક્ષણને માટે, બાળકોના સંરક્ષણ માટે, વૃદ્ધાવસ્થામાં આર્થિક સહાય માટે, અશક્ત અને બેકારો માટે યોગ્ય કાયદાઓ ઘડશે.

નહેરૂ રીપોર્ટમાં અપાયલા આ વચનમાં માત્ર શબ્દોની ઇંદ્રજાળ શિવાય બીજું કશું જ નથી. કેમકે મુડીવાદી સરકાર કે હાલની સામ્રાજ્યવાદી સરકાર પણ મજુર પક્ષ માટે તેની નીતિનું આ જ શબ્દો વિવરણ કરે છે. જો શબ્દો જ કંઇ સાર્થક્ય સાધી શકતા હોય, તો હાલની સરકાર અને સામ્રાજ્યવાદ પાસે અનુપમ શબ્દોનો ભંડાર છે! પણ આ શબ્દો પછવાડે ક્યાં સુધી યોજના છે તે તો જરા પણ સ્પષ્ટ કરવામાં આવ્યું નથી. એટલે હવે માત્ર શબ્દો જ કંઇ મજુરવર્ગને છેતરી શકે તેમ નથી. હવે આ હક્કની જરા ઉંડી સમીક્ષા કરીયે તો જણાશે કે, આ હક્કમાં છે શું? જીવન નીભાવવા જેટલી રોજી માટે, અને માતૃત્વના સંરક્ષણ માટે હિંદની ભાવિ પાર્લામેન્ટ કાયદો કરશે, એમ કહેવામાં આવ્યું છે, પણ તેનો શું અર્થ છે? મી૰ જોશીએ હિંદી ધારાસભામાં સુવાવડને લગતા ધારાનો ખરડો જ્યારે દાખલ કર્યો ત્યારે કોંગ્રેસ પક્ષની ગેરહાજરીથી આ ખરડો ઉડી ગયો હતો, એ વસ્તુ યાદ રાખવી અગત્યની છે. વળી ટ્રેડ ડીસ્પ્યુ-



**બ્રિટાનીઆ :** હિંદ દેવી મારી વાત માનો

**હિંદદેવી :** પહેલાં તમારા પુત્રોને કહો કે મારા પુત્રોને બંધનમાંથી છોડે–પછી બધી વાત.

નવયુગ : પોષ' ૮૬.

**બ્રિટાનીઆ :** તમને એક દિવસ સંસ્થાનિક સ્વરાજ્ય આપવા મારા પુત્રો તૈયાર છે.
**હિંદદેવી :** મારા પુત્રોને તો સંપૂર્ણ સ્વતંત્રતાથી જ સંતોષ થવાનો છે.



**શાહીવાદીઓની મનોદશા :** સંસ્થાનિક સ્વરાજ્યની વાત નીકળતાં જ

ટ્સ બીલમાં કોંગ્રેસ પક્ષે આપેલો સહકાર પણ તેમના વચન પછવાડે રહેલી પોકળતા સિધ્ધ કરી આપે છે. છતાં ઘડીભર માની લઇએ કે, તેઓ પ્રમાણિક છે; તો પણ મજુરવર્ગની આજની ચળવળ થોડીક છુટછાટ કે વધુ પગાર મેળવવા માટે નથી; તેમણે તો સમગ્ર સમાજરચનાને ઉથલાવી પાડી, તેની જગ્યાએ શ્રમજીવીઓની સમાજ રચના સ્થાપવા માટે ઉગ્ર લડત આરંભી છે. આ સ્પષ્ટ ધ્યેયની મહાસભાના પક્ષને ખબર હોવા છતાં થોડી છુટછાટની વાતો કરવી તદ્દન અસ્થાને છે.

## મુડીવાદના મધ્યબીંદુ ઉપર

પણ નહેરૂ રીપોર્ટ તો વ્યક્તિગત માલિકીપણાની ભાવનાના મધ્યબિંદુ ઉપર રચાયો છે. નહેરૂ રીપોર્ટ માલદારવર્ગને જમીનદારવર્ગને, અને વેપારીવર્ગને ચિરંજીવતા આપે છે. જ્યારે આધુનિક મજુર ચળવળ એ વર્ગને જમીનદોસ્ત કરવાને માટે સીધો યત્ન કરે છે.

આ નહેરૂ રીપોર્ટ તે હિંદ દેશનું ભવિષ્યનું સત્તાવાર બંધારણ છે. હિંદી મહાસભાએ કલકત્તાના ઠરાવથી આ બંધારણ સ્વીકાર્યું છે. એટલે મહાસભાની મજુરવર્ગ તરફની નીતિ તેના બંધારણ પ્રમાણે જ હોય તેમાં કંઇ જ અસ્વાભાવિક નથી. પણ જ્યારે મહાસભાના અગ્રણી મોતીલાલજી એમ જણાવે કે મજુરવર્ગના સર્વ હક્ક નહેરૂ રીપોર્ટમાં સ્વીકારવામાં આવ્યા છે, ત્યારે જણાવવું જ પડે છે કે આ ખાલી જાંલિકતા છે.

મહાસભામાં મજુરવર્ગને હજુ સુધી જરા પણ સ્થાન નથી મળ્યું એમ કહીયે તો જરા પણ અસત્ય નથી. લગભગ ૪૬ વર્ષથી કોંગ્રેસ ભરાય છે છતાં મજુરવર્ગની રોજી વધારવા માટે એક પણ હડતાલ કે ચળવળ મહાસભાના પક્ષે આદરી હોય એવું ઇતિહાસમાં નથી. છેલ્લાં બે વર્ષથી મજુર ચળવળના પડઘાઓ કોંગ્રેસના રાજકારણમાં પડે છે, પણ અત્યાર સુધીનો મહાસભાનો ઇતિહાસ મજુરવર્ગની દ્રષ્ટિએ તદ્દન કાળો છે.

## પક્ષદ્રોહ

મહાસભા પક્ષે કાયદા દ્વારા પણ મજુરવર્ગના આર્થિક ઉત્કર્ષ માટે કંઇ જ કર્યું નથી એમ કહેવું જોઇએ. સુવાવડને લગતા ખરડા જેવાં બીલની ચર્ચા વખતે ગેરહાજર રહીને, ટ્રેડ ડીસ્પ્યુટસ બીલમાં સક્રીય સહાય કરીને અને અન્ય કામદાર વિરોધી કાયદામાં પુરો સહકાર આપીને કઇ રીતે મહાસભા મજુરવર્ગનું હિત ધરાવવાનો દાવો કરી શકે એ સમજવું જ અઘરૂં છે.

જેમ મહાસભા ખેડુતોના ખરા પ્રશ્નો સાથે ઉદાસીનતા સેવે છે, તેવી જ રીતે મજુરવર્ગના ખરા આર્થિક પ્રશ્નો સાથે પણ તે ઉદાસીનતા ધરાવે છે, જો કે મહાસભાનું લવાજમ ચાર આના જ હોવા છતાં કમનશીબે, ખેડુતો અને કામદારો હજુ મહાસભામાં જવા પામ્યા નથી. આ પરિસ્થિતિનું એક કારણ અને ખરૂં કારણ તો એ છે કે, મહાસભા પાસે ખેડુત કે કામદારવર્ગને લગતો એક પણ કાર્યક્રમ નથી. ખાદી અને રેંટીયાથી કામદારવર્ગના આર્થિક દુઃખો ઉકલી શકે એ કોઇ મુર્ખ માણસ જ કલ્પી શકે.

## કાર્યક્રમ ક્યાં?

મહાસભાને જો ખરૂં જ પ્રાતનિધિત્વ ધરાવવું હોય તો મજુરવર્ગના આર્થિક ઉત્કર્ષ માટે તેની પાસે નિશ્ચિત કાર્યક્રમ હોવો જોઇએ. એ કાર્યક્રમ જ્યાંસુધી

મહાસભા નહીં સ્વે, ત્યાં સુધી મહાસભાના રાજકારણમાં કામદારો અને ખેડુતો આવે એ અશક્ય છે. એવા કાર્યક્રમનો અભાવ આ ઉદાસીનતાનું મૂળ છે. પણ આધુનીક મહાસભાનો નેતાગણ તો મુડીવાદમાં, જમીનદારોની ચિરંજીવતામાં, રાજાઓની સંસ્થામાં સંપૂર્ણ માન્યતા ધરાવે છે. સાબરમતીના સંતે અને અલ્લાહબાદના પંડીતે જ્યારથી મુડીવાદી સમાજ રચનાને સ્થિર કરવાનો સુધારો કબુલ રાખ્યો છે ત્યારથી જ મહાસભા એ મજુરવર્ગનું વિરોધી બળ બની છે. કારણ કે ખેડુતો અને કામદારોના સૌથી પ્રબળ શત્રુ તો આધુનિક માલદારો અને જમીનદારો જ છે.

મહાસભા દરેક ક્ષણે મુડીવાદી નેતાગણના હાથમાં જતી જાય છે. મહાસભાનો નેતાગણ દરેક પળે મુડીવાદનું હથિયાર બનતો જાય છે. મહાત્મા અને મોતીલાલજીએ તો ક્યારની ય જનતા પક્ષ ત્યાગ કરી માલદારવર્ગની ઓથ લીધી છે. અને માલદારવર્ગના પ્રતિનિધિ તરીકે મહાસભાના રાજકિય બળનો ઉપયોગ કરી, સામ્રાજ્યવાદ સામે લડવું મૂકી દઇ, તેની સાથે સમાધાન સાધવાનો યત્ન કર્યો છે. સંસ્થાનો સમું સ્વરાજ્ય તે આ સમાધાનનું એક મતિમંત સ્વરૂપ છે.

## વ્હીટલી કમીશનમાં સહકાર

આમ મહાસભાએ કામદાર જનતાનો દ્રોહ કરવાનું ક્યારનુંય આરંભ્યું છે. આ દ્રોહ વ્હીટલી કમીશનના સહકારથી પરાકાષ્ટાએ પહોંચ્યો છે. દીવાન ચમનલાલ મહાસભા પક્ષના એક આગેવાન સભાસદ છે. પંજાબમાંથી મહાસભા પક્ષના સત્તાવાર ઉમેદવાર તરીકે તેઓ વડી ધારાસભામાં ચુંટાયા છે. વડી ધારાસભામાં પણ તે મહાશય મહાસભા પક્ષને પાટલી બેઠક ઉપર જ બેસે છે છતાં દીવાન ચમનલાલને જ્યારે શાહીવાદી કમીશન ઉપર નીમાયા ત્યારે મહાસભા પક્ષે તે સામે જરાક પણ વાંધો લીધો નથી. આ નીમણુંક વખતે દીવાન ચમનલાલે મહાસભાના દષ્ટિબિંદુ બાબત પંડીત મોતિલાલજી અને અન્ય અગ્રણીઓની સલાહ અને અનુમતિ લીધી જ હશે, કારણ કે તેમની સંમતિ વગર આ કમીશન ઉપર બેસવું એ અશક્ય જ ગણાત. આમ જો મહાસભાના આગેવાનો એ દીવાન ચમનલાલ દ્વારા શાહીવાદી વ્હીટલી કામદાર કમીશન સાથે સહકાર કરવામાં સાર્થકતા જુએ છે, તો પછી મહાસભા અને તેના નેતાગણ મજુરવર્ગનું હીત ધરાવે છે એ કયા પ્રકારે માની શકાય?

જો મહાસભાના અગ્રણીઓ ખરેખર જ વ્હીટલી કમીશનના સહકારમાં મજુરવર્ગનું હીત જોતા હોય, તો તેમણે તેમ સ્પષ્ટપણે જણાવવું જોઇએ. પણ નાગપુર ખાતે મળેલી અખીલ હિંદ ટ્રેડ યુનીયન કોંગ્રેસમાં મળેલા કામદાર પ્રતિનિધિઓએ મોટી બહુમતીથી જણાવ્યું છે કે વ્હીટલી કામદાર કમીશન સાથે બહિષ્કાર કરવામાં જ કામદારવર્ગનું હીત સમાયેલું છે. જ્યારે કામદાર પ્રતિનિધિઓ જ એમ માનતા હોય, કે વ્હીટલી કમીશનનો બહિષ્કાર કરવો જોઇએ, તો પછી મહાસભાની કારોબારી સમિતિ દિવાન ચમનલાલ દ્વારા એ કમીશન સાથે કેવી રીતે સહકાર કરી શકે?

## નવીન નીતિ!

મહાસભા અને મજુરવર્ગ આમ દિવસે દિવસે દૂર ને દૂર જતાં જાય છે. કારણ કે મહાસભાનો નેતાગણ હાલ મુડીવાદના હાથમાં હથિયાર થઇ પડ્યો છે. મુડીવાદે તેઓ દ્વારા મજુરવર્ગ સામે આક્રમણ શરૂ કર્યું છે.

મહાસભા- પક્ષના ખીલન - આગેવાન શ્રી. જમનાદાસ મહેતાએ મજુર ચળવળમાં આ જ દ્રષ્ટિબિંદુએ ઝંપલાવ્યું છે. મજુર વર્ગની ઉગતી ચળવળને અંદરથી અટકાવવી એ મહાસભાનો હવે કાર્યક્રમ થઇ પડયો છે. શ્રીયુત જમનાદાસ મહેતા આ જ દ્રષ્ટિબિંદુએ રેલ્વે કામદારની ચળવળમાં જોડાયા છે એ શંકા વગરની વસ્તુ છે.

મહાસભાની આ નવીન નીતિ છે. ઉગતી કામદાર ચળવળને આગળ વધતી અટકાવવા માટે મહાસભાના નેતાઓ ઘણા જ યત્ન કરે છે. છેલ્લા ૭ માસમાં આ નીતિને સાબીત કરનારાં પ્રમાણો પુષ્કળ મળી આવે છે. આથી હવે મધ્યમવર્ગે મહાસભાની આ સ્પષ્ટ નીતિ સમજી જઇ, આધુનિક આગેવાનોને પદભ્રષ્ટ કરી, મહાસભાને ખરેખરી જનતાના પ્રતિનિધિત્વવાળી બનાવવી જોઇએ. મધ્યમવર્ગનું હીત શ્રમજીવીની ઉગ્ર લડતને સાથ આપવામાં જ સમાયેલું છે. તેથી રાષ્ટ્રીયતાનો મિથ્યા ભ્રમ ત્યજી દઇ, રાષ્ટ્રીયતાના પડદા પાછળ મુડીવાદી મનોદશાવાળા નેતાગણને તેમની રાજરમત ખેલતાં અટકાવવાની ક્ષણ હવે આવી પહોંચી છે.

જ્યારે મહાસભાના આધુનિક નેતાગણ પદભ્રષ્ટ થશે, જ્યારે મહાસભામાં કામદાર અને ખેડુતવર્ગના આર્થિક પ્રશ્નોના ઉકેલ કરનારો કાર્યક્રમ રચાશે, ત્યારે જ મહાસભા અને કામદારવર્ગ-વચ્ચેનું વિશાળ અંતર દૂર થશે. આથી જેઓ એમ માનતા હોય કે મહાસભા ખરેખરી જનતાનું પ્રતિનિધિત્વ ધરાવતી હોવી જોઇએ, તેઓએ હાલના નેતાગણની દાંભિકતા સામે ઉગ્ર લડત આરંભવી જોઇએ.

## સ્વતંત્ર બનો

ઇશ્વરવાદ તમને પરતંત્ર બનાવે છે. કેમકે તે સ્વતંત્ર રીતે વિચાર કરવાની તમારી શક્તિને કચડી નાખી, ઇશ્વરાવતારે કર્યું તેને જ અંધશ્રધ્ધાથી માનવાની તમને ભલામણ કરે છે. તેથી તો મનુષ્ય મટીને યંત્રવાળાં પુતળાં બનાશે. તમારો સ્વતંત્ર અવાજ નહિં પણ બીજાનાં અવાજ તમારા મુખમાંથી નીકળશે. શાસ્ત્રો, મંદિરો અને ઉપદેશકો તમને એવાં પુતળાં બનાવવા માગે છે. તેવાં પુતળાં ન બનતાં સ્વતંત્ર બનવું હોય તો સ્વતંત્ર રીતે વિચાર કરતાં અને વિના સંકોચે તે અમલ કરતાં શીખો.

## જગતની જનતા

૧૯૨૫ માં જગતભરની જનસંખ્યા ૧,૮૯૫,૨૦૦,૦૦૦ હતી. તેની વિગત આ પ્રમાણે:

| | |
|---|---|
| એશીઆ | ૧,૦૩૮,૦૦૦,૦૦૦ |
| યૂરોપ | ૪૭૮,૦૦૦,૦૦૦ |
| ઉત્તર અને મધ્ય અમેરિકા | ૧૫૭,૦૦૦,૦૦૦ |
| આફ્રિકા | ૧૪૩,૦૦૦,૦૦૦, |
| દક્ષિણ અમેરિકા | ૬૯,૮૦૦,૦૦૦. |
| ઓશિઆનીઆ | ૯,૦૦૦,૦૦૦ |



જનરલ સ્મીટ્સ



જનરલ હર્ટ્ઝોગ

# દક્ષિણ આફ્રિકામાં રંગભેદની પરાકાષ્ઠા

સીદીઓની આત્મસન્માનની
માંગણી વિષેની જાગૃતિના
ઇતિહાસની રૂપરેખા


યોજક:
મણિભાઇ ગોપાળજી દેસાઇ


લગભગ ચારસો વરસ ઉપર યુરોપનાં સત્તા અને સંપત્તિ ભૂખ્યાં રાજ્યોએ દુનિયાના બીજા દેશોમાં પ્રવેશ કરવા માંડ્યો હતો. પહેલવહેલાં ખૂબ પ્રતિકૂળ સંજોગો અને દબાયેલી હાલતમાં રહી એ રાજ્યના ગોરાએ વેપાર શરૂ કર્યો. ધીમે ધીમે દેશીઓની મૂર્ખતા, કુસંપ અને નાલાયકીનો, દેશકાળની પરિસ્થિતિનો, પોતાના સ્વાર્થ માટે ઉપયોગ કરી તેણે રાજ્યકારભારમાં માથું મારવા માંડ્યું. તેણે પ્રપંચો રચ્યા, આક્રમણો કર્યાં અને સત્તા મેળવી. અમેરિકામાં, એશિયામાં તથા ઑસ્ટ્રેલિયામાં

સંસ્થાનો સ્થાપ્યાં, હિંદમાં સામ્રાજ્ય જમાવ્યું, સારોય આફ્રિકા ખંડ કબ્જે કર્યો. કહેવાની જરૂર નથી કે એ દરમિયાન પરદેશોની અઢળક લક્ષ્મી પણ તે પોતાના દેશમાં ઘસડી ગયો.

સત્તા અને સંપત્તિના મદમાં તે પોતાની જાતને "કાળી તથા રંગીન પ્રજા" કરતાં, વધુ લાયક, વધુ ઉંચી માનતો થયો. બીજી પ્રજાઓ કરતાં પોતે વધુ સુધરેલો છે' એમ તે પોકારવા લાગ્યો, પાશ્ચાત્ય સંસ્કૃતિ જગતભરમાં સર્વોપરિ છે, એવું ઘમંડ તેના મગજમાં વ્યાપી રહ્યું. આમ સત્તા, સંપત્તિ અને "સર્વોપરિપણાના" મદથી તેણે દુનિયામાં ભયંકર વિષ ફેલાવ્યું. આ વિષ તે રંગભેદ. આ રંગભેદની મનોદશાથી તેણે રંગીન પ્રજાને તેમના જ દેશમાં તેમ જ પરદેશમાં હડધૂત કરી, તેમના હક્કો પર ત્રાપ મારી, તેમના હિતોને ભોગે પોતાનો સ્વાર્થ સાધ્યો. અને એટલેથી જ ન અટકતાં આ રંગભેદનાં ઝેરને, તેની ક્રૂર શોષણનીતિને અભંગ અને અનંત સાચવી રાખવા તે સતત પ્રયાસો આદરી રહ્યો છે. ટુંકાણમાં આ જ શાહીવાદનું રહસ્ય છે, એ જ તેનો ઇતિહાસ છે.

## રંગભેદની ભયંકર નીતિ

આ રંગભેદની મનોદશાથી આપણે, હિંદીઓ, બરાબર પરિચિત છીએ. આપણી માતૃભૂમિમાં, તેમ જ પરદેશમાં એનાથી નિપજતાં ત્રાસો આપણે સહ્યા છે. સહીએ છીએ. પરંતુ આ સુધરેલા ગણાતા નવયુગમાં, જુદા રંગને લીધે, કોઇ પણ પ્રજાના મનુષ્ય તરીકેના હક્કો ઝુંટવી લેવાની "નીતિ" કોઇ પણ જગ્યાએ વધુમાં વધુ ઉગ્ર રીતે પ્રવર્તતી હોય તો તે બ્રિટિશ આફ્રિકા અને ખાસ કરીને દક્ષિણ આફ્રિકા છે. આ દક્ષિણ આફ્રિકામાં, ત્યાંના મૂળ વતનીઓ (દેશીઓ) તરફ, પારકા દેશમાંથી આવી વસેલા ગોરાઓ જે વર્તણુક ચલાવે છે—હિંદીઓ પ્રત્યેના વર્તણુંથી તો આપણે વાકેફ છીએ—તે છેક અન્યાયી અને જંગલી માણસને પણ શરમાવે તેવી છે. અને એ બધું જગતમાં શાંતિ અને ન્યાય સ્થાપવા નિકળેલી બ્રિટનની મજુર સરકારના છત્ર હેઠળ બની રહ્યું છે એમ કહેવું અસ્થાને નથી જ.

થોડા માસ પહેલાં "દેશીઓના પ્રશ્ન" ઉપર દક્ષિણ આફ્રિકાના રાજ્યસંઘ (યુનીયન ઓફ સાઉથ આફ્રિકા) ની વડી ધારાસભાની ચુંટણી થઇ હતી. ચુંટણીની ધમાલ વખતે બીજા નાના ગણાતા સવાલો પણ મતદારો સમક્ષ રજુ થયા હતા. પણ રાષ્ટ્રીય પક્ષના નેતા જનરલ હર્ટઝોગે દુનિયાને પરખાવી દીધું હતું કે તેનો પક્ષ, દેશીઓના સવાલ પર હારવાને કે જીતવાને તૈયાર છે.

એક સદી કરતાં વધુ સમય થયાં, દક્ષિણ આફ્રિકાની સરકારનું, દેશીઓ પ્રત્યેનું વલણ અચોક્કસ ગણાતું હતું. તેથી વસ્તુસ્થિતિ યોગ્ય સ્વરૂપમાં સમજવા માટે આવો અનિષ્ટ છતાં સ્પષ્ટ નિર્દેશ આવકાર લાયક છે. સિધ્ધાંતની દ્રષ્ટિએ, દક્ષિણ આફ્રિકાની સરકાર કાળી અને રંગીન પ્રજા ભવિષ્યમાં ગોરાઓના જેવો જ દરજ્જો સમાજમાં ભોગવશે એમ સ્વીકારતી હતી. ગોરાઓના નેતૃત્વ હેઠળ (!) રંગીન પ્રજા સંસ્કૃતિની અમર્યાદિત કક્ષાએ ક્રમે ક્રમે પહોંચશે એમ પણ એ સિધ્ધાંતમાં ગર્ભિત હતું. છતાં વ્યવહારમાં એ સિધ્ધાંત હમેશ ઉંધે રસ્તે દોરવનારો અને જગતને ઠગનારો નિવડ્યો છે. દક્ષિણ આફ્રિકાના ગોરાએ પ્રમાણિકપણે કદી એમ માન્યું જ નથી કે દેશી તેનો સમોવડિયો થઇ શકે. એક સારા ચાકર

થવા કરતાં દેશી વધુ લાયકાત મેળવે એવી ઇચ્છા તેણે રાખી નથી.

## જનરલ હર્ટઝોગની યોજના!

જનરલ હર્ટઝોગની નીતિથી આવી ગંદી માન્યતાને, વધુ બળ મળશે, દેશીઓનાં વિકાસનાં સર્વદ્વાર વધુ મજબૂત રીતે બંધ થશે અને કાયમની અસમાનતાના "સિદ્ધાંત"નો સરકાર ઢાળકતોય સ્વીકાર કરશે. જો જનરલ હર્ટઝોગની મુરાદ બર આવે તો, એક જમાના પછી, કોઈ પણ રંગીન માણસને મત આપવાનો અધિકાર આફ્રિકામાં રહેશે નહિં અને જાતિ કે રંગભેદ વિનાના, સમાન મતાધિકારના સિદ્ધાંતના ભૂક્કે ભૂક્કા થઇ જશે.

આના બદલામાં, જનરલ હર્ટઝોગ ૬૦ થી ૭૦ લાખ જેટલા દેશીઓને, દેશીઓના પ્રાંતોના વહીવટ માટે સ્થાનિક ધારાસભાઓ, જુદું મતપત્રક, વડી ધારાસભામાં પાંચ અને સેનટમાં બે યુરોપીયન પ્રતિનિધિઓ ચુંટી મોકલવાનો હક (!) આપવા માગે છે. પરંતુ આ યોજના કેવી અન્યાયી અને બેહુદી છે તે, દશથી વીસ લાખ જેટલા ગોરાઓ, એકલી વડી ધારાસભામાં ૧૪૫ સભાસદો મોકલવાનો હક ધરાવે છે, એ હકીકત ઉપરથી જ સમજાશે.

આમ કરવામાં જનરલ હર્ટઝોગનો હેતુ સ્પષ્ટ છે. રંગીન મતદારોના હાથમાં, સત્તાની તુલા છે એવાં કેપ પ્રાંતમાં, દેશી મતદારોની સંખ્યા છેલ્લા પંદર વરસમાં, સાત હજારથી વધીને સોળ હજારની થઇ છે. ગયા આઠ વર્ષમાં જ તેઓની સંખ્યા ૬૦ ટકા જેટલી વધી છે. પરંતુ એ જ મુદત દરમ્યાન ગોરા મતદારોની સંખ્યામાં ફક્ત સાત ટકાનો વધારો થયો છે. આ હિસાબે, દેશીઓ ટુંક વખતમાં જ, પોતાની સ્થિતિ સુધારવાની, ગોરાઓની આર્થિક સત્તા તોડવાની, તેમના ગેરવ્યાજબી હક્કો પર કાપ મૂકવાની માગણી કરવાની સ્થિતિમાં આવશે. આજે પણ દક્ષિણ આફ્રિકાના બીજા ત્રણ પ્રાંતો—જ્યાં દેશીઓને મતાધિકાર મળ્યો નથી—ના વતનીઓ, કેપ પ્રાંતના દેશીઓને, જનરલની આ યોજનાનો સામનો કરવા, પોત્સાહન આપી રહ્યા છે.. આ મામલો જનરલ હર્ટઝોગને એવો ભય ભરેલો લાગે છે કે તે હાલની પોતાની યોજનાથી, દક્ષિણ આફ્રિકાના દેશીઓને, માથું ન ઉંચકી શકે એવા ગુલામ—દશામાં હમ્મેશ માટે ધકેલી દેવા તત્પર થયા છે.

## ગોરાની લાયકાતનું ધોરણ

જનરલ હર્ટઝોગની આ નીતિ થોડા રડ્યા ખડ્યા રંગભેદવાદીઓની મનોદશામાંથી જન્મી નથી, પણ તેમાં દક્ષિણ આફ્રિકાના અને સારા બ્રિટિશ આફ્રિકાના ગોરાઓનું માનસ વ્યક્ત થાય છે. અને દક્ષિણ આફ્રિકાના છેલ્લા વીસ વર્ષના ઇતિહાસમાં દેશીઓ વિષેની ગોરાઓની આ ગંદી અને હાસ્યજનક માન્યતા જેટલી સ્પષ્ટ તરી આવે છે તેટલું ભાગ્યે જ કોઇ બીજું લક્ષણ નજરે પડતું હશે. જનરલ સ્મટસે ઓક્સફર્ડમાં તાજેતરમાં કરેલા ભાષણમાં પણ એ જ મનોદશા વ્યક્ત થઇ છે.

વળી બુધ્ધિનું, ઉચ્ચ પ્રકારનું ગણાતું કામ ગોરાઓ જ કરી શકે અને તેમણે જ કરવું જોઇએ એમ તેઓ જાહેર કરે છે. ખાણો ખોદનાર, રેલ્વે બાંધનાર અને એવી બીજી જાતની સખ્ત મજુરી કરનાર દેશી, બીનકેળવાયેલો અને બુધ્ધિહીન ગણાય છે. પણ, પોતાના ખીસામાં હાથ રાખી, દેશીઓ કામ કરે છે કે નહિં તે તપાસનાર ગોરો—ઓવરસીઅર—કેળવાયેલો મનાય છે! ટુંક-

માં! દક્ષિણ આફ્રીકા કેવી જાતના ગોરાઓ ઉત્પન્ન કરવા માગે છે તે ત્યાંના એક પત્રમાં પ્રસિધ્ધ થયેલી નીચેની જાહેર ખબર ઉપરથી માલમ પડશે.

"જે ઘોડા, કુતરા વગેરે પ્રાણીઓને બરાબર સમજતો હોય અને જેનામાં દેશીઓ પર કાબુ ધરાવવાની શક્તિ હોય એવો એક યુરોપીઅન જોઇએ છે."

આ સંબંધમાં એક વાત નોંધવા જેવી છે. દક્ષિણ આફ્રીકામાં વસતા લગભગ ૧૮ લાખ ગોરાઓમાંથી આશરે દોઢ લાખ જેટલા ગોરાઓ ગરીબ સ્થિતિના છે. એ દશામાં, ગોરાઓ કરતાં દેશીઓ સાથે સંબંધમાં આવવું તેમને અનુકૂળ પડે છે. આર્થિક સંજોગોને લીધે, આવા ગોરાઓમાં રંગભેદની ખાસ માન્યતા રહેતી નથી. તેઓએ જાતીય સંબંધની બાબતમાં રંગભેદ પાળ્યો નથી. આથી એવાં લગ્ન ન કરવાનો કે સંબંધ ન રાખવાનો કાયદો અમલમાં મૂકાશે તો પ્રમાણિકતાને બદલે દાંભિકતા અને ગુન્હેગારી વધશે એમાં શંકા નથી.

## રંગભેદનું યુધ્ધ જામશે?

પરંતુ હવે મુખ્ય વાત તરફ વળીએ. દેશીઓનો પ્રશ્ન જેટલો આર્થિક છે તેટલો જ લાગણી વિષયક છે. કારણ કે દેશીઓ પ્રત્યેના ગોરાઓના વલણની પાછળ, કડવામાં કડવો ભય છુપાયો છે. એ ભય ઉતરતાપણાની વૃત્તિમાંથી નહિં પણ પોતાની જાતની ઓછી સંખ્યાના ખ્યાલમાંથી પેદા થયો છે. ગોરો માણસ, દેશીને, સામાન્ય રીતે પોતાનો ભયંકર શત્રુ લેખે છે. અને જ્યારે જ્યારે દેશી સુધારા માટે ચળવળ કરે છે ત્યારે ત્યારે ગોરાની વૃત્તિ તેની બંદુક તરફ દોડી જાય છે. ગોરાં બાળકોની નિશાળોમાં પણ આવી મનોદશા કેળવવામાં આવે છે. થોડાં વર્ષો પર "દેશીઓના પ્રશ્ન" પર દરેક ગોરી શાળામાં વારંવાર વાદવિવાદ થતો ત્યારે એ પ્રશ્નનો ઉકેલ કેમ લાવવો એ સવાલના જવાબમાં આખી નિશાળ પોકારી ઉઠતી "તેઓને ગોળીથી ઠાર કરો"! આજે પણ આ મનોદશાના પડઘા જ્યાં ત્યાં સંભળાઇ રહ્યા છે.

આવા પ્રકારની મનોદશાને જનરલ હર્ટઝોગની નીતિ અપીલ કરે છે. બુદ્ધિને મનાવવા કરતાં, રંગભેદની લાગણીને ઉત્તેજે એવા રાજદ્વારીને ત્યાં તરતજ ટેકો મળે છે. આ સ્થિતિનો લાભ લઇ દેશીઓના પ્રશ્નને વધુ ઉગ્ર બનાવી, જનરલ હર્ટઝોગ પોતાના પક્ષને મજબૂત કરવા કટિબદ્ધ થયા છે.

બ્રિટિશ સામ્રાજ્યમાં, જ્યાં જ્યાં રંગીન પ્રજા વસે છે ત્યાં ત્યાં આ રંગભેદના કલહની ઉંડી અસર પહોંચશે. રહોડેસિયા, દક્ષિણ આફ્રિકાને પગલે પગલે ચાલી રહ્યું છે. અને કેનિયા એ સર્વથી ચઢી જવા કુદી રહ્યું હોય એમ દીસે છે. રંગભેદને કારણે દેશીઓના મનુષ્ય તરીકેના હક્કો ઇન્કારવાનું કટ્ટર રૂઢિચુસ્તોનું વલણ દક્ષિણ આફ્રિકામાં સંપૂર્ણ રીતે સફળ થશે તો, કેપની ભુશિરથી એબિસિનિયા સુધીના વિશાળ પ્રદેશ પર એ નીતિનું સામ્રાજ્ય વ્યાપી રહેશે એમાં શંકા નથી. અને રંગભેદનું આ યુધ્ધ દક્ષિણ આફ્રિકાના ઇતિહાસમાં સૌથી ચિંતાકારક નિવડશે.

## બે હજાર વર્ષનો સંસ્કારી આત્મા!

ઘણા ગોરાઓ એવો દાવો કરે છે કે દેશીઓ પ્રત્યેના તેમના આવા વલણ માટે તેમની પાસે બુધ્ધિગમ્ય કારણો છે. તેઓ જણાવે છે કે તેઓનો બચાવ વૈજ્ઞાનિક અને

સાંસ્કારિક આધાર પર સ્થાયો છે! દેશી-ઓના પ્રશ્નો ચર્ચતા ગોરાઓને આપણે સાંભળીએ તો એવી કલ્પના કરવાનું મન થઇ જાય કે આપણે બુદ્ધિના સુવર્ણ યુગમાં વસીએ છીએ!

થોડા માસ પહેલાં એક યુરોપીઅન એહ્રતને તેના દેશી નોકરને માર મારીને મારી નાંખવાના ગુના માટે સાત વર્ષની સખ્ત કેદની અને જાહેરમાં ફટકા લગાવવાની સજા થઇ હતી ત્યારે, બીજા ભાગની સજાનો અમલ થતો અટકાવવા માટે દક્ષિણ આફ્રિકાના પ્રધાન પર ગોરાઓએ અરજી-ઓનો વરસાદ વરસાવ્યો હતો. એક જાણીતા ડચ વર્તમાન પત્રે તો એવી દલીલ કરી હતી કે, ગોરા અને દેશીને સરખી રીતે સજા કરવી જોઇએ એ નિયમ બુધ્ધિથી અકલ્પ્ય છે આ દલીલના સમર્થનમાં એ પત્રે એવો આધાર રજુ કર્યો હતો કે, બે હજાર વર્ષના સંસ્કારને પ્રતાપે ગોરા માણસનો આત્મા એટલો લાગણી પ્રધાન થઇ ગયો હતો કે,' એક સાધારણ જંગલી દેશીને થાય તેવી રીતે તેને સજા કરવી એ અન્યાયી છે. કારણકે એક સરખી સજાથી લાગણીહીન રંગીન માણસ કરતાં લાગણી પ્રધાન ગોરાને વધુ ખમવું પડે છે! પરંતુ આની વિરુધ્ધ સાચામાં સાચી દલીલ તો એ છે કે બે હજાર વર્ષની સંસ્કૃતિમાં રંગાયા છતાં, એક જંગલી માણસને પણ શરમાવે એવી ક્રુરતા કરનાર એટલો બધો ભયંકર માણસ છે કે સુધરેલા સમાજે કોઇ પણ ભોગે તેને ત્યજી દેવો જોઇએ.

## દેશી-મનુષ્ય નહીં પણ પ્રશ્ન-!

દેશીઓ તથા ગોરાઓ માટે ન્યાયનાં જુદાં જુદાં ધોરણ હોવાં જોઇએ, એ લાગણી દક્ષિણ આફ્રિકાના ગોરાઓમાં તીવ્ર સ્વરૂપે નજરે પડે છે. ગોરો માણસ એમ માની રહ્યો છે કે તેની બુધ્ધિ એટલી બધી ઉચ્ચ કક્ષાએ પહોંચી છે કે કાળી અથવા રંગીન પ્રજા તેનાથી હજારો વરસ પાછળ છે. આ મનોદશા ગુલામોનો વેપાર કરનાર, તેના બાપદાદાના વારસામાં મળી છે. બાકી આ માન્યતા માટે તેની પાસે કશાં કારણો નથી. ખરી રીતે એ માન્યતાના ચૂરેચૂરા થઇ જાય એવાં કારણો તેને મળ્યાં છે. પણ દેશીને મનુષ્ય કરતાં એક પ્રશ્ન તરીકે ગણવાને તે એટલો બધો ટેવાઇ ગયો છે કે ઇતિહાસમાંથી તે કંઇ પણ શિખી શકતો નથી.

એક ડચ પાદરીએ દક્ષિણ આફ્રિકાની ધોળી સ્ત્રીઓની સર્વોપરિતા વિષેના એક પુસ્તકમાં લખ્યું છે કે, દેશીની માનસિક શક્તિ ગોરા કરતાં ઘણી ઉતરતી છે. આ પાદરી ઝુલુ ભાષા જાણતો હતો, તેણે એક વખત કબુલ કર્યું હતું કે, "સામાન્ય ઝુલુ દક્ષિણ આફ્રિકાના ગોરા કરતાં વધુ સારી રીતે વાત કરી શકે છે." પણ આ પાદરીની દલીલ એ હતી કે, મોટર હાંકવી, હાથમાં બંદુક ઝાલવી અને કુવાળથી ઈંટ પકડવી,—જે કરવાને બીચારો ઝુલુ આજે શક્તિમાન નથી—એ કરતાં સરસ રીતે વાત કરવાની લાયકાત ઓછી અગત્યની છે!

આ પાદરી અથવા દક્ષિણ આફ્રીકાનો ગોરો જેને સંસ્કૃતિ માને છે, તેમાં એવી એક પણ વસ્તુ નથી જે દેખાદેખીથી ન કરી શકાય. જાપાને એ સંસ્કૃતિનાં સર્વ લક્ષણો એક જ જમાનામાં અપનાવ્યાં હતાં. માટે જ જે પ્રજાએ દુનિયાની એક આકર્ષક ભાષા સર્જાવી છે, તેમાં જાપાને જે કર્યું તે કરવાની શક્તિ નથી, અથવા બુદ્ધિ નથી, એવી દલીલ કોઇપણ અક્કલ ધરાવનાર વ્યક્તિ મંજુર રાખી શકે નહિં,

પરંતુ ગોરો માણસ પોતાના કબ્જામાં એટલો ચક્ચૂર છે કે તે બીજું કંઇ પણ સમજવા માગતો નથી; ન્યાય, નીતિ, સત્ય કોના પક્ષમાં છે, તે જાણવાની તેને પરવા નથી. આંધળો માણસ બીજાની દોરવણીથી આડે રસ્તે જતાં અટકી શકે, પણ આંખ છે છતાં જે જોવા માગતો નથી એટલું જ નહીં પણ જાણવા જતાં જે ઉંધે માર્ગે પળે છે તેને કોણ રોકી શકે?

## દેશીઓનું સંગઠન

અત્યાર સુધી ગોરાઓની દ્રષ્ટિયો જ આ પ્રશ્નનો આપણે વિચાર કર્યો છે હવે દેશીઓનું દ્રષ્ટિબિંદુ તપાસીએ. ગોરાઓ ધારે છે તેવી રીતે તેઓ દેશીઓને દાબી શકશે? પારાવાર મુશ્કેલીઓ છતાં દેશી પ્રજા જે પ્રગતિ સાધી શકી છે તે જોતાં આ સવાલ સંભવિત લાગતો નથી. સંપત્તિના પ્રમાણમાં, ગોરા શહેરી કરતાં દેશી વધુ કર આપે છે. અને છતાં એ કર ભાગ્યે જ તેના હિત પાછળ વપરાય છે. કેળવણીમાં ૬૦ લાખ દેશીઓ કરતાં સાતથી આઠ લાખ ગોરાઓ માટે વધુ ખર્ચ કરવામાં આવે છે. ઘણીવાર રેલ્વેના પાટાની બાજુમાં ભુર વાળવાળા ઘરડા દેશીઓ બાળપોથીમાં માથું ઘાલી અક્ષરજ્ઞાન મેળવતા દેખાય છે. જ્યારે ગોરાઓનાં વિશ્વવિદ્યાલયો અને મહાવિદ્યાલયો યંત્રની સુગમતાથી ઉપરા ઉપરી સ્નાતકો બહાર પાડે છે અને તેઓ સરકારી નોકરીમાં જોડાઇ જાય છે.

ભૂતકાળમાં દેશીઓની દશા, કુતરાના જેવી હતી. હવે તે પોતાની સ્થિતિ સુધારવા કૃતનિશ્ચય થયા છે. ત્યાંની વડી ધારાસભા મારફત તે પોતાની સ્થિતિ સુધારી શકે એમ નથી તેથી તે વધુને વધુ મજુર સંઘો સ્થાપવા લાગ્યા છે. આ દિશામાં તેણે શું કર્યું છે અને શું કરે છે તે તેના આઇ. સી. યુ. (ઇન્ડસ્ટ્રીઅલ અને કોમરસ્યલ વર્કર્સ યુનિયન)ની પ્રવૃત્તિ તરફ નજર કરતાં જણાઇ આવે છે. આ સંસ્થા દશ વરસ પહેલાં વીશ સભાસદો અને વીશ શિલિંગના ફાળા સાથે સ્થપાઇ હતી. એનો જન્મ વિચિત્ર રીતે થયો હતો. દક્ષિણ આફ્રિકામાં લાંબા કાળથી દેશીઓને ફુટપાથ પરથી ધક્કેલી કાઢવાનો રિવાજ છે. આ સંસ્થાના સ્થાપનાર મી૦ કલીમેન્સ કેડેલી અને બીજા એક દેશીને ફુટપાથ પર બેઠેલા જોઇ એક યુરોપીઅન પોલીસે તેમના પર હુમલો કર્યો હતો. મી૦ કેડેલી તથા તેના મિત્રે આ પોલીસ અમલદાર સામે પગલાં લીધાં. તેમાં તેમને વિજય મળ્યો. પછી આ બનાવમાંથી બોધપાઠ લઇ દેશીઓના હિતનું રક્ષણ કરવા માટે, એક સંસ્થા ઉભી કરવાનો ઠરાવ કર્યો. એ સંસ્થા તે આ આઇ. સી. યુ. એ સંસ્થાનો એક ઉદ્દેશ દેશીઓને કાયદાથી જે કંઇ છુટ મળતી હોય—જો કે ઘણા ખરા દેશીઓ તો એમ જ માને છે કે યુરોપીઅનો સામે તેમને ભાગ્યે જ ન્યાય મળે છે—તે મેળવવાનો છે. આ સંસ્થા દક્ષિણ આફ્રિકાના દેશી કામદારોનું જબરામાં જબરૂં પ્રતિનિધિત્વ ધરાવે છે. ગોરાઓનાં જે મંડળો છે તે મુખ્યત્વે "ઓવરસીઅરો"નાં મંડળો છે. પણ આઇ. સી. યુ. માં તો મજુરી કરનાર દેશી કામદારો જ જોડાયા છે.

## જનરલનો ભયંકર લાગણીવાદ

દક્ષિણ આફ્રિકાની સરકારે તેમ જ ગોરાઓનાં મંડળે, એને કચડી નાંખવાના અનેક પ્રયાસો કર્યા હતા છતાં આઠ વરસમાં એના સભાસદોની સંખ્યા દોઢ લાખથી બે લાખ જેટલી વધી ગઇ હતી. જો કે અત્યારે

નેતાઓના કુસંપ, લાંચ રુશ્વત, ઇર્ષ્યા વગેરેને લીધે એની સત્તાને પ્રતિષ્ઠા આંગળ એટલી નથી છતાં દક્ષિણ આફ્રિકાના ભાવિમાં તેની ઉપયોગિતા ઘણી ભારે છે એ તો નિર્વિવાદ છે. દેશીઓમાં રાષ્ટ્રીય ભાવના જગાડવામાં એણે મુખ્ય ભાગ ભજવ્યો છે. એમાં અથવા એવી બીજી સંસ્થામાં જોડાનાર સભ્ય, પોતાની જાત માટે પોતે ઝુલુ છે, કે બાસુટો છે એવી વૃત્તિ રાખવા કરતાં પોતે આફ્રિ છે એવી ભાવના રાખે છે. મી૦ કેડલી દક્ષિણ આફ્રિકાનો વતની નથી. તે મધ્ય આફ્રિકાના ન્યાસા સરોવરના કિનારા પર જન્મ્યો હતો. પણ દક્ષિણ આફ્રિકાના રંગીનોની સર્વ જાતોના સભાસદ ધરાવનારી સંસ્થા સ્થાપવામાં તેને કંઇ પ્રતિબંધ નડયો નથી. એ સંસ્થાએ દેશીઓને ભાન કરાવ્યું છે કે તેના વિના દક્ષિણ આફ્રિકાના ગોરાને ચાલે તેમ નથી. અને વડી ધારાસભામાં તેનો અવાજ રજુ થતો નથી છતાં, આ આર્થિક હથિયારને રાજકીય સત્તા મેળવવાના સાધન તરીકે તે વાપરી શકે છે.

આ આઇ. સી. યુ. તદ્દન નિષ્ફળ જાય તો પણ દેશીઓની ભાવી વજનદાર સંસ્થાનું કાર્ય તેણે સરળ બનાવ્યું હશે. આથી જ આ ચળવળનો આપણે અભ્યાસ કરીએ છીએ ત્યારે આપણને ચોક્કસ લાગે છે કે રંગભેદી રાજ્યદ્વારીઓના ટેકાથી પસાર થયેલા ધારાસભાના કાયદાથી, દેશીઓ તેમના સંકુચિત અને અસલી ઢબના જીવનમાં પુરાઇ રહેશે એમ માનવામાં જનરલ હર્ટઝોગ ઘણા જ ભયંકર લાગણીવાદમાં તણાઇ રહ્યા છે.

## દેશીઓનો જવાબ

દેશીઓ દેશના સમગ્ર જીવનમાં એવા તો ઓત પ્રોત થઇ ગયા છે કે, તેમને અમુક સ્થળોમાં કે અમુક જીવનની ઢબમાં પૂરી રાખવા એ અશક્ય છે. જનરલ હર્ટઝોગની સરકાર, જ્યારે જ્યારે નવી રેલ્વે, કે નવા રસ્તા બાંધે છે તથા નવા ઉદ્યોગોને મંજુરી આપે છે. ત્યારે ત્યારે દેશીઓ દેશના જીવનમાં વધુને વધુ ભળાતા જાય છે. અને તેથી વધતો જતો એક બીજા સાથેનો સંબંધ તથા સમાનતા તરફ લઇ જતો સમયનો પ્રવાહ એટલો વ્યાપક બનતાં જાય છે કે, જનરલ હર્ટઝોગ અને બીજા કટ્ટર રૂઢિવાદીઓ હાલની સામાજિક રચનાનો નાશ કર્યા વિના દેશીઓને દેશના જીવનમાંથી કેવી રીતે હાંકી કાઢી શકશે તે કલ્પવું પણ મુશ્કેલ છે. આ યુગના ચોક્કસ દેખાતા વલણથી એ રીત તદન ઉંધી છે, એ પરિણામે હર્ટઝોગનો રૂઢિવાદ જ વિનાશ પામશે એ નક્કી છે.

સમય અને અંતર પર વધતો જતો કાબુ, ભૌગોલિક સીમા બંધનનો પ્રમાણમાં થયેલો વિનાશ, એકરૂપતા અને સમાન ધોરણ તરફ લઇ જતાં યુગ બળો—આ બધાંની દક્ષિણ આફ્રિકાના ગોરાઓની રંગભેદની માન્યતાઓ પર ઉંડી અસર થશે જ એમાં શંકા નથી. જાતિભેદ, રંગભેદ, દુનિયામાંથી ભુંસાતો જાય છે એવાં ચિહ્નો દેખાય છે. ન્યાતજાતના વાડા કરતાં, આર્થિક ધોરણ પર દુનિયાની રચના થતી જાય છે. આજે ગોરા અને કાળા વચ્ચે જે દુશ્મનાવટ છે તેવી જ વેરની લાગણી, ભવિષ્યમાં કદાચ મોટરવાળા અને પગે ચાલનાર વચ્ચે ઉદ્‌ભવે તો નવાઇ નથી. આ અનુમાન અમેરિકાના ઇતિહાસ તરફ નજર કરતાં હાસ્યજનક જણાશે નહિં. દુનિયાનાં આવાં વ્યાપક,

ચોક્કસ અને દૃઢ રીતે એકરૂપ બનાવતાં વલણ સામે, વાદળાંના ગડગડાટ સામે, એક ચકલી ટેં ટેં કરે તેમ, જનરલ હર્ટઝોગ દેશીઓને હાંકી કાઢવાના મિથ્યા પ્રયાસો કરી રહ્યા છે. જે દેશમાં માત્ર ૧/૫ ભાગ જેટલા લોકો બાકીની પ્રજાનાં હિત અને હકને ભોગે તાગડધિન્ના કરવા માગે તે દેશની નીતિ, તે લઘુમતિની નીતિ, ખરે જ આત્મવિઘાતક છે. પણ સમય પોતાનું કામ કરશે જ. ગોરાઓ ભલે થોડા વખત માટે ફાવી જાય પણ દેશીઓ સાથે સહકાર કર્યા વિના, તેમને સમાન ગણ્યા વિના તેમનો છુટકો નથી. ન્યાય, નીતિ, સમયનો પ્રવાહ બધું દેશીઓના પક્ષમાં છે, તેથી તેમનો જયવારો છે એ નિઃસંદેહ છે. એટલે ભલે આજ ગોરાઓની હોય, આવતી કાલ ગોરા અને કાળા સર્વ મનુષ્યોની જ ઉગશે એ સર્વથા સત્ય હકીકત છે.

# હિંદી વહાણવટું—તેના વિકાસના માર્ગમાં રૂંધન

> હિંદી વહાણવટાનો નાશ એ બ્રિટિશ તંત્રનું મોઢામાં મોટું કલંક છે. તેની કંઇક ઝાંખી આ લેખ કરાવે છે.

: લેખક :
ખંડુભાઇ દેસાઇ

આપણે પરતંત્ર છીએ—છ હજાર માઇલ દૂર વસતી એક નાનકડી પ્રજાના ગુલામ છીએ એવી પ્રતીતિ આપણને જીવનની ક્ષણે ક્ષણે કરાવવામાં આવે છે. આપણા હુન્નર ઉદ્યોગો, રેલ્વેઓ, અને સ્ટીમરો, તાર અને ટપાલ પરદેશી [મુખ્યત્વે બ્રિટીશ] મૂડી વડે જ સદ્ધર છે એમ આપણા મન પર ઠસાવવામાં આવે છે. તેમની સામે સ્પર્ધામાં કોઇ ઉતરે છે ત્યારે તેઓ ભયભીત બની જઇને સત્તાની સોડ શોધે છે. હિંદમાં કેવળ આર્થિક શોષણ અર્થે જ અડ્ડો જમાવી બેઠેલા ગોરા વેપારીઓની આજે આ મનોદશા છે. હાજી બીલ સામેના ઝંઝાવાતનું આ રહસ્ય છે.

હિંદ વિશાળ દેશ છે, બલ્કે એક ખંડ છે. એનો કિનારો લાંબો, અને બંદરો સુરક્ષિત છે. એનો વેપાર પણ એટલો જ વિશાળ અને લાભદાયક છે, અને તે બધો ગોરાઓએ હાથ કર્યો છે. પરિણામે લાખો રૂપિયા દર વર્ષે પરદેશમાં ઘસડાઇ જાય છે, અને હિંદની રાંક પ્રજા દિનપ્રતિદિન નિર્ધન બનતી જાય છે. આ સ્થિતિનું નિવારણ શ્રી. હાજીના બીલમાં સૂચવવામાં આવ્યું છે.

બ્રિટીશરો હિંદમાં આવ્યા તે પહેલાં હિંદી વહાણવટું સંપૂર્ણ જાહોજલાલી ભોગવતું હતું. હિંદનો આંતરિક તેમ જ દરિયાપારનો બધો વેપાર હિંદી વહાણો મારફતે જ ચાલતો. પરંતુ ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના ઉદયની સાથે સ્થિતિ પલટાઇ, અને આજે આપણે આપણું સર્વસ્વ પરદેશીઓના હાથમાં સોંપીને બેઠા છીએ. આજે હિંદ જેવા વિશાળ દેશ પાસે પોતાનું એક વહાણ નથી એ સ્થિતિ ખરેખર શોચનીય છે.

## મરકેન્ટાઇલ કમિટિ

ઇ. સ. ૧૯૨૨ ની સાલમાં સર પી. એસ. શિવસ્વામી આયરે આ ભયંકર સ્થિતિ સુધારવાના ઉદ્દેશથી વડી ધારાસભાની બેઠકમાં વહાણ ઉદ્યોગની તપાસ અર્થે એક તપાસ સમિતિ નીમવાની માંગણી કરી હતી તે અનુસાર ૧૯૨૩ ની સાલમાં કેપ્ટન ઇ. જે. હેડલામના પ્રમુખપણાં નીચે ઇન્ડીઅન મરકેન્ટાઇલ મરીન કમીટીની નીમણુંક કરવામાં આવી હતી. આ કમીટીએ ચોમેર તપાસ કરીને ઇ. સ. ૧૯૨૪ ની સાલમાં પોતાનો રીપોર્ટ પ્રગટ કર્યો હતો. તેમાં જે મહત્વની ભલામણો કરવામાં આવી હતી તેમાંની એક બે નજીવી ભલામણો સિવાયની સર્વે સૂચનાઓ સરકારે અભરાઇ પર ચડાવી દીધી છે. હિંદના શોષાઇ જતા આર્થિક ઝરાની તેમને તલ માત્ર પણ પરવા નથી.

હિંદમાં જ્યારે આવી દુઃખદાયક પરિસ્થિતિ પ્રવર્તે છે ત્યારે બીજા દેશોમાં શું બન્યું અને શું બને છે તે તરફ જરા

નજરે કરીએ. ખુદ બ્રિટને પોતાના વહાણવટાના વિકાસ-અર્થે ૧૬૫૧ નો નેવીગેશન એક્ટ પસાર કર્યો, અને વલંદાઓને પાયમાલ કર્યા. આ તો જુનો ઇતિહાસ છે. પરંતુ આજે સુધ્ધાં ગ્રેટબ્રિટનની સરકાર સ્વદેશી વહાણ ઉદ્યોગને અનેક રીતે ઉત્તેજન આપે છે. તેઓ દેશી કંપનીઓને ઓછા વ્યાજે લોનો આપે છે, ટપાલના પૈસા આપે છે તેમ જ સંસ્થાનો અને હિંદ સાથેના વહેવાર બદલ પણ થોડી ઘણી મદદ કરે છે. એના આંકડાઓ.

| દેશ | રૂ. | આ. |
|---|---|---|
| ફ્રાંસ | ૪,૧૯,૪૯,૧૭૮ | ૦ |
| ગ્રેટબ્રિટન [સંસ્થાનો સાથે] | ૩,૨૦,૭૯,૨૩૫ | ૦ |
| જાપાન | ૧,૬૯,૧૭,૮૧૨ | ૮ |
| ઇટલી | ૧,૨૧,૦૨,૬૬૪ | ૧૦ |
| સ્પેન | ૯૮,૪૩,૭૮૭ | ૮ |
| ઓસ્ટ્રીઆ હંગરી | ૯૩,૨૬,૬૫૬ | ૪ |
| યુનાઇટેડ સ્ટેટ્સ | ૮૪,૨૨,૭૭૧ | ૧૪ |
| જર્મની | ૭૧,૯૦,૭૧૫ | ૧૦ |
| રૂશિયા | ૫૮,૬૯,૭૭૧ | ૦ |
| બ્રાઝીલ | ૪૦,૬૨,૫૦૦ | ૦ |
| મીસર | ૧,૭૦,૨૫૦ | ૦ |

અને આ પછી તો આ ખર્ચમાં વધારો થતો જ રહ્યો છે એ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

અને વિગતોમાં અત્રે ઉતરવાની જરૂર નથી. પરંતુ એટલું તો વાંચકોએ જાણવું જ જોઇએ કે સદીઓથી સ્થપાયલા ઉદ્યોગને હજી પણ આવાં ઉત્તેજનની જરૂર પડે છે.

*૧૯૦૮-૦૯ની સાલમાં વહાણના ઉદ્યોગને ખીલવવાને માટે જુદા જુદા રાજ્યોએ નીચે પ્રમાણેની મદદ કરી હતી:—

## યુનાઇટેડ સ્ટેટ્સ

અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સે તો છેક ૧૮૧૭ થી કિનારાનો વેપાર દેશી વહાણો માટે જ 'રીઝર્વ' કર્યો છે. તે પહેલાં પણ ઇ. સ. ૧૭૮૯ ના કાયદા, ઉફળ પરદેશી વહાણો પર કરના વધુ બોજાને લીધે પરદેશીઓનો પગરવ ઘણો જ ઓછો હતો.

આ ઉપરાંત અમેરિકાએ વહાણ બાંધવાના ઉદ્યોગને સર્વ સામાન્ય જગાતથી મુક્ત રાખીને ખૂબ ખીલવ્યો છે. છેલ્લા મહાન વિગ્રહ પછી યુનાઇટેડ સ્ટેટ્સને 'સમુદ્રની સામ્રાજ્ઞી' થવાની જ લગની લાગી હોય એમ લાગે છે. ઇ. સ. ૧૯૨૦ ની સાલમાં વ્યાપારી વહાણવટાનો કાયદો [Merchant Marine Act] પસાર કરવામાં આવ્યો છે; અને તે અનુસાર વહાણવટાંની ખીલવણીનું કાર્ય સાત કમીશ્નરોની એક બોર્ડને સોંપવામાં આવ્યું છે. આ બોર્ડને વહાણના વિમાની ખીલવણી ઉપરાંત વહાણ બાંધવાના ઉદ્યોગને ઉત્તેજન આપવાને માટે દર વર્ષે પાંચ વર્ષની મુદત સુધી ૨૫૦૦૦,૦૦૦ ડોલર આપવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. વળી આ કાયદામાં એવી પણ કલમ રાખવામાં આવી છે કે યુનાઇટેડ સ્ટેટ્સની બધી ટપાલ અમેરિકામાં બંધાયલાં અને અમેરિકનોની માલિકીનાં વહાણોમાં જ લઇ જવી.

## ફ્રાંસમાં સીધી મદદ

ફ્રાંસમાં વહાણવટાને સીધી, ઉદાર અને વ્યાપક સહાય આપવામાં આવે છે. સત્તાવાર આંકડા મુજબ ફ્રાંસના સરકાર દર વર્ષે વહાણના ઉદ્યોગને ઉત્તેજન આપવામાં રૂા. ૪૧,૯૪૯,૬૭૮ ખર્ચે છે. પરિણામે ફ્રાંસના વહાણોની સંખ્યામાં ચોખ્ખો વધારો નજરે પડે છે. અત્યારે તેની પાસે સો ટન

અને તે ઉપરની ૧૭૦૦ થી વધારે સ્ટીમરો છે.

ફ્રાંસ વહાણનાં બાંધકામ માટે આમ સીધી મદદ આપે છે તે ઉપરાંત "શીપીંગ બાઉન્ટી," ટપાલ ખર્ચ, લોન અને રેલ્વે નૂરમાં રાહત, આપે છે અને ત્યાંના કિનારાનો વેપાર એકલા ફ્રાંસના વહાણો માટે જ ખુલ્લો છે, છેક ૧૮૮૧ સાલમાં ફ્રાંસે આ ઉદ્યોગ ખીલવવાનો આરંભ કર્યો, આજે નૌકા કાફલો ઘટાડવાની ચર્ચામાં ફ્રાંસની અવગણના અશક્ય થઇ પડી છે.

## જાપાનનો તાજો ઈતિહાસ

જાપાનમાં વહાણવટાના વિકાસનો ઇતિહાસ તો તાજો જ છે. ચીન સાથેનો વિગ્રહ સમાપ્ત થતાંની સાથે જાપાને પોતાનો વેપારી કાફલો વધારવાનો નિશ્ચય કર્યો. ઇ. સ. ૧૮૯૬ ની સાલમાં વહાણવટાના વિકાસ અર્થે સરકારી સહાય આપવાની શરૂઆત કરવામાં આવી હતી. તે પહેલાં ટપાલ બદલ વહાણવાળાઓને દર વર્ષે રૂા. ૧૫,૬૨,૫૦૦ મળતા હતા. પરંતુ ૧૮૯૬ નાં કાયદા અનુસાર ૭૦૦ થી ૧૦૦૦ ટનની સ્ટીમરો બાંધવાને માટે દર ટન સરકારે ૧૨ યેનની મદદ આપવી શરૂ કરી, અને મોટાં વહાણો માટે ૨૦ યેનની મદદ આપી. આનું પરિણામ સુંદર જ આવ્યું. તે પછી ઇ. સ. ૧૯૧૦ ની સાલમાં કાયદાની કલમો વધુ સખ્ત કરવામાં આવી, અને હવે ૧૦૦૦ ટનની સ્ટીમરો માટે જ મદદ આપવાનું નક્કી થયું.

આ ઉપરાંત જાપાનમાં બંધાયલાં અને જાપાનના વાવટા હેઠળ મુસાફરી કરતાં વહાણોને પણ મદદ મળતી હતી.

આટલેથી જ ન અટકતાં ઇ. સ. ૧૯૧૦ ની સાલમાં જાપાનની સરકારે કિનારાના વેપારમાં સર્વ પરદેશી વહાણોની બંધી કરી. જાપાનની સ્ટીમરોને ઉત્તેજન આપવાના ઉદ્દેશથી પરદેશી વહાણોને જાપાનના વાવટા હેઠળ રજીસ્ટર કરતાં પહેલાં ભારે જકાત નાંખવાની શરૂઆત કરી. પરિણામે આજે જાપાનનો કાફલો સ્વાશ્રયી અને સબળ છે, અને દૂર દૂરના દેશોમાં મળતી નૌકા પરિષદની બેઠકોમાં જાપાનને આમંત્રણ અપાવે છે.

## હીંદનું દુઃખદ પ્રકરણ

બીજા દેશોમાં જ્યારે વહાણના ઉદ્યોગને આટઆટલું ઉત્તેજન આપવામાં આવે છે, ત્યારે હિંદમાં જુદીજ સ્થિતિ પ્રવર્તે છે. વહાણવટાના વિકાસ માટે જરૂરી એકેએક સગવડ હિંદમાં છે. પરંતુ સરકારની ભયંકર ઉદાસિનતા અને પરદેશીઓની સ્વાર્થ લોલુપતા વિકાસનો માર્ગ રૂંધે છે. તે માટે હિંદી નવજુવાનો સાહસિક નથી અને સમુદ્રનું જીવન તેમને સહ્ય નથી એમ કહીને સરકાર છટકી જઇ શકે એમ નથી. હિંદમાં સમુદ્ર જીવનના સંસ્કાર છે તે સજીવન કરવાને માટે સરકારે શું કર્યું છે? મુંબઇમાં એકાદ "ડફરીન" પર ગણ્યા ગાંઠ્યા જુવાનોને તાલીમ આપવાથી હિંદી વહાણવટાનો પુનરૂધ્ધાર થઇ જવાનો નથી એ વાત ચોક્કસ છે. એને માટે સર્વ દેશીય ઉત્થાનની જરૂર છે.

આજે તો હિંદના કિનારાનો ૯૦ ટકા જેટલો વેપાર પરદેશી સ્ટીમર કંપનીઓ હાથ કરી બેઠી છે. આ કંપનીઓએ [Shipping Ring or Conferences] ચોકડી રચીને હિંદના કિનારાના વેપારનો વસ્તુતઃ ઇજારો જ મેળવ્યો છે. આ આ ઇજારાનું સંરક્ષણ અને નફાખોરીનો નિભાવ તેમના પ્રધાન ઉદ્દેશ તેમણે ગમે તે ભોગે અત્યાર સુધી સાચવ્યા છે અને સાચવવાની ઉમેદ પણ રાખે છે. ૧૮૫૦

ના હિંદી કિનારાના વેપારને લગતા પાંચમા 'કલમ પ્રમાણે હિંદના કિનારા પર વેપારની દરેકને છૂટ છે, પરંતુ તે છૂટ નામની જ છે. નવી સ્ટીમર કંપનીઓ વર્ષોથી વેપાર કરતી સધ્ધર કંપનીઓ સામે હરીફાઇમાં ઉતરી શકતી નથી. કેમકે સધ્ધર કંપનીઓ વર્ષ બે વર્ષ ખોટ ખાઇને પણ માલનું નૂર એટલી હદ સુધી ઉતારી નાંખે છે કે જેની સામે નવી•સવી કંપની ટકી રહી શકે જ નહી, પરિણામ એ આવે છે કે નવી કંપનીઓને કાંતો દેવાળુ કાઢવું પડે છે, અથવા તો તેમનો આખો વહીવટ હરીફ કંપનીને સોંપી દેવો પડે છે. અને તેમ છતાં સરકાર મુખ્યાં પોતાની ટપાલ આવી પરદેશી કંપનીઓને સોંપે છે. હિંદમાં આવો અનુભવ એક કરતાં વધારે વખત થયો છે, અને જે એક બે કંપનીઓ તેમ છતાં ટકી રહી છે તે માટે તેમના સંચાલકોને ખરે જ ધન્યવાદ ઘટે છે. ખૂબ વગોવાયલાં નૂરનાં યુધ્ધો–Rate-Wars–વિષે આથી વધારે લખવાની જરૂર નથી.*

હિંદના ખીલતા ઉદ્યોગને ઉચ્છેદવાના એક જ શસ્ત્રની આ તો વાત થઇ. પણ તેથી યે વધારે ભયંકર હથીઆર જેનો પરદેશી કંપનીઓ છૂટથી ઉપયોગ કરે છે તે વળતરની રૂઢી–Rebate System–ને નામે ઓળખાય છે. આ પદ્ધતિને ઇંદ્રવરણાની ઉપમા આપી શકાય. ઉપરથી એ મોહક લાગે છે, પણ એની અસર ઝેરીલી નીપજે છે. હિંદના હુન્નર ઉદ્યોગને હાનિકારક છે, એટલું જ નહિં, પણ શીપર–[માલ મોકલનાર] સદાને માટે કંપનીનો ગુલામ બની રહે છે. આ પ્રથા અનુસાર એક શીપર આખા વર્ષ દરમ્યાન તેનો બધો માલ એક કંપનીના વહાણ મારફતે જ મોકલે, અને બીજી કંપનીને ગાંઠેજ નહિ તો તેને તે કંપની વર્ષની આખરે અમુક વળતર આપે છે. આ તો કંપનીને પોતાનાં કાંડાં કાપી આપવા બરોબર છે. ભૂલેચુકે જો તેનાથી એક તોલા જેટલો પણ માલ બીજી કંપની મારફતે મોકલાઇ ગયો, તો પછી તેની આશાના બધાં ડુંગરો ડોલી જાય છે. આ રૂઢી પણ હિંદી વહાણવટાનો વિકાસ રૂંધે છે. આ પદ્ધતિ ગેરકાયદેસર જાહેર કરવાની વખતો વખત માગણી કરવામાં આવી છે. દક્ષિણ આફ્રીકામાં તો એ પધ્ધતિ ગેરકાયદેસર જાહેર થઇ છે. પરંતુ અહીં હીંદમાં જ્યાં પ્રજાનો અવાજ જ ન સંભળાતો હોય ત્યાં બીજુ શું પરિણામ સંભવી શકે? દરેક દેશમાં "ઇજારા" પ્રજામતને આધીન હોય છે, સરકારની ચકોર ચક્ષુ ઇજારદારોની નફાખોરીને અંકુશમાં રાખે છે. જ્યારે ઇજારદારો પરદેશી હોય છે, ત્યારે તો વધારે અંકુશની જ જરૂર પડે છે પરંતુ જ્યારે દેશી ઉદ્યોગને તે વિઘાતક નીવડે છે, ત્યારે તેનો તત્કાળ નાશ અનિવાર્ય થઇ પડે છે

આવાં ખીન જ્વાળકાર વાતાવરણમાં અનર્થોની પરંપરા જન્મે છે. હિંદ તે અનુભવે છે, અને નિસાસા નાંખે છે. હિંદમાં કાચું સોનું પાકે છે એ જ દૃષ્ટિએ આ પરદેશી વૈશ્યો કામ લેતા લાગે છે. કલકત્તા, કરાંચી, મદ્રાસ,

---

* આવી જ નૂરની લડત બ્રિટીશ ઇન્ડીઆ અને સીંધીઆ સ્ટીમ નેવીગેશન વચ્ચે થોડા વર્ષો ઉપર ચાલી હતી ત્યારે રંગુનથી મુંબઇ લાવવાનું ટન ચોખાનું નૂર રૂ. ૧૮ થી ઘટીને રૂ. ૬ થઇ ગયું હતું જ્યારે ખરેખરો ખર્ચ ટન દીઠ રૂ. ૧૧ તો થતો જ હતો. આમ કંપનીને ટન દીઠ રૂ. ૫ નો ચોખ્ખી ખોટ ખમવી પડતી હતી.

રંગુન અને મુંબઈ જેવાં ગણ્યાં ગાંઠયાં બંદરો જ તેમને યોગ્ય લાગે છે. બાકીનાં નાનાં ખીલતાં સંખ્યાબંધ બંદરો તેમને મન અસ્પૃશ્ય છે. પરિણામ એ આવે છે કે અમુક વિસ્તારમાં પાકતો કાચો માલ બંદર પર લઈ જવાને માટે રેલ્વે નૂર ચડાવવું પડે છે, અને તેટલે અંશે હિંદની આર્થિક લૂંટ વધે છે. હિંદી સ્ટીમર કંપનીઓ કિનારાનો વેપાર ખેડતી હોય તો આવી સ્થિતિ ઉદ્દભવવા પામે જ નહિ. પરંતુ પરદેશી તંત્રના રંગ જ ન્યારા હોય છે!

અત્યારે સ્ટીમરના ત્રીજા વર્ગના ઉતારુઓની હાલત જોઈ જતી નથી. એ પણ આ વિષમ સ્થિતિનું જ પરિણામ છે. હિંદના કિનારા પર ઉતારુઓની અવરજવર કંઈ નજીવી નથી. દરવર્ષે હજારોની સંખ્યામાં મજૂરો સીલોન અને બ્રહ્મદેશ તરફ વહ્યા જાય છે, અને પાછા ફરે છે, તેમનાં ભાડાં પેટે હજારો રૂપિયા પરદેશી સ્ટીમર કંપનીઓની તિજોરીમાં જમા થાય છે. પરંતુ કોઈએ એ તપાસ કરી છે ખરી કે, આ સ્ટીમર કંપનીઓ ત્રીજા વર્ગના ઉતારુઓ માટે કેવી અને કેટલી સગવડ રાખે છે? આવી સ્થિતિ હિંદી વહાણોમાં સંભવી શકે જ નહિ. અને કદાચ તેમ થાય તો પ્રજામતના પ્રબળ દબાણથી તેમને નમાવી શકાય. પરંતુ અત્યારે તો વિલાયતમાં વિરાજતા એ કંપનીઓના સંચાલકો ત્રીજા વર્ગના ઉતારુઓનો અવાજ નથી સાંભળતા એ હવે અનુભવ સિદ્ધ સત્ય છે.

આ અનર્થ પરંપરાના વિનાશ અર્થે હિંદના કિનારાનો વેપાર હિંદીવહાણો માટે જ "રીઝર્વ" હોવો જોઈએ. બ્રિટને એ જ માર્ગે મજલ કરી છે, અમેરિકા, જાપાન, અને જર્મની, ફ્રાંસ, કેનેડા, આસ્ટ્રેલીઆ અને દક્ષિણ આફ્રિકાએ જે પંથે પ્રગતિ કરી છે, તેજ પંથ હિંદ માટે મોકળો કરવાની શ્રી. સારાભાઈ હાજીએ પોતાના કિનારાને લગતા વહાણવટાના —કોસ્ટલ રીઝર્વેશન—બીલમાં માગણી કરી છે. આ બીલને પ્રજાસમસ્તનો ટેકો છે. એટલે હિંદમાં ગોરા વેપારીઓ તે બીલની સામે રાતાપીળા થાય, અને લોર્ડ ઈંચકેપ જેવાઓ જેહાદ પોકારે તે સમજી શકાય એવી વસ્તુ છે, . પરંતુ એક તરફ હિંદીઓની મહત્વાકાંક્ષા પોષવાનો દાવો કરનાર હિંદી સરકાર તેનો વિરોધ શા માટે કરે છે તે સમજવું મુશ્કેલ છે.

હિંદનું નૌકાસૈન્ય અને હિંદી વેપારી કાફલો જમાવવાને માટે તો સરકારને આથી પણ મોટા આત્મભોગ આપવા પડશે, અને હિંદનાં વાજબી હક્કો સ્વીકારવા તેમ જ સંતોષવા પડશે.

આપણી સમક્ષ એવો બાઉ ઉભો કરવામાં આવે છે કે હિંદમાં નવાં વહાણો માટે મુડી ક્યાં છે? હિંદ જો પરદેશીઓ સામે આવું લડાયક વલણ અખત્યાર કરશે તો પરદેશીઓ હિંદમાં નાણાં ધીરવાનું બંધ કરશે, અને પરિણામે હિંદને દેવાળું કાઢવાનો વખત આવશે. આ તો કેવળ ભ્રમ છે, અને હવે હિંદ એવી શબ્દજાળમાં ફસાય એમ નથી. હિંદમાં મુડી છે, પરંતુ સરકારની ઉદાસિનતા અને પરદેશીઓની આડખીલીઓને લીધે એ મુડી બહાર આવી શકતી નથી. બીજા દેશોમાં સરકાર તરફથી દેશી ઉદ્યોગના વિકાસ અર્થે અનેક રીતે ઉત્તેજન આપવામાં આવે છે. હિંદમાં એવું કાંઈપણ થતું નથી. ઉલટું દેશી ઉદ્યોગના વિકાસના માર્ગમાં અનેક મુશ્કેલીઓ સરકાર તરફથી પણ કરવામાં આવે છે. સરકારની સમગ્ર આર્થિક રાજનીતિ પરદેશીઓના લાભાર્થે જ યોજાયલી છે. તેનાં વિષમ પરિણામો નીપજ્યાં છે. હવે રાષ્ટ્રીય દૃષ્ટિએ આખી આર્થિક નીતિના પુનઃરચનાનો સમય આવી પહોંચ્યો છે. સરકાર તેનો સ્વીકાર કરીને ધાનાનો દાક્તર બદલશે ખરી?

# પેલેસ્ટાઇનમાં આરબ જાગૃતિ

મૂળ લેખક:
અમીન રીહાની

> આરબો રાષ્ટ્રીય અસ્મિતા માટે જ લડી રહ્યા છે: ધર્મઝનૂન માટે નહિં.

પેલેસ્ટાઇનમાં તાજેતરમાં લોહીની નીકો વહેવડાવનાર આરબ–યહુદી ઝઘડાની પાછળ ગૂઢ ઇતિહાસ છુપાએલો છે. વર્ષોથી ધુંધવાઇ રહેલી અગ્નિની જ્વાળાઓ માત્ર ચોમેર પ્રસરી જતાં દેશ તેમાં હોમાયો. વિશ્વવિગ્રહના એ કારમા દિવસોમાં બ્રીટનની સરકારે આરબોને કંઇને કંઇ વચનો આપ્યાં અને આરબ સામ્રાજ્ય સ્થાપવામાં સહાયક બનવાની ખાત્રી આપી આરબોને તુર્કી સામે માથું ઉંચકાવ્યું. પરંતુ, વિગ્રહનાં વાદળો વિખરાઇ જતાં એ વચનો અને ખાત્રી વિસરાઇ ગઇ; પેલેસ્ટાઇનમાં યહુદીઓનું આક્રમણ શરૂ થયું; અને આરબોના હક્કો સામે મોરચા મંડાયા. સ્વાતંત્ર્યની ઝંખના કરતા આરબોએ સ્વહક્ક સિદ્ધી માટે શસ્ત્રો ઉઠાવ્યાં.

વર્ષો પહેલાંનો ઇતિહાસ તપાસતાં જણાઇ આવશે કે તુર્ક પ્રજા કદી પણ આરબોને વશ કરી શકી નથી, તેમ જ ગમે તેવાં સંજોગોમાં પણ આરબો "સ્વાતંત્ર્ય એ અમારો જન્મસિધ્ધ હક્ક છે" તેવા શબ્દો સુણાવ્યા વિના રહ્યા નથી. તુર્ક પ્રજાનાં આક્રમણો સામે તેમણે હંમેશાં કમર કસી છે. યમનની સપાટી પર, અસીરનાં મેદાનોમાં અને નેજદના રેતાળ પ્રદેશોમા આરબોએ પુષ્કળ તુર્ક લશ્કરી ટુકડીઓને છિન્ન વિછિન્ન કરી હતી. ચાલુ સદીના પ્રારંભ કાળમાં તો આરબોએ એક પછી એક એમ ત્રણ વખત જ્વલંત ફતેહ મેળવી.



ઇબ્ન સૌદ

નેજદ અને હેજાઝના રાજા ઇબ્ન સૌદે તુર્કોને ૧૯૦૫ માં મધ્ય અરબસ્તાનમાંથી અને ૧૯૧૩ માં અલ્‌–હસામાંથી હાંકી કાઢ્યા હતા. અલ્‌–યમનના અત્યારના રાજકર્તા ઇમામ યાહ્યાએ ૧૯૦૪ માં તુર્કોને તાબામાં શરણુ થવાની ફરજ પાડી હતી. આમ આધુનીક આરબ ચળવળનાં બીજ રોપાયાં.

દક્ષિણમાં આરબો જ્યારે વિજય પ્રાપ્ત કર્યે જતા હતા ત્યારે ઉત્તર તરફના પ્રદેશોની પરિસ્થિતિ કેવળ ભિન્ન હતી. ઇરાક, સીરીયા અને પેલેસ્ટાઇનમાં તુર્ક લોકો અડ્ડો જમાવી બેઠા હતા; તેઓ આરબોને કચડી નાખવામાં ફાવી ગયા હતા. કારણ કે આંતરીક ફાટફુટને લઇ ઉત્તર તરફના આરબો દક્ષિણના બળવામાં સામેલ થઇ શકે તેમ નહોતું. તુર્ક પ્રજાની નીચકી-

તેમને પીડતી હતી અને હરઘડી તેઓ વિરોધના નિષ્ફળ પોકારો ઉઠાવતા પણ હતા. આમ કચડાએલી હાલતમાં પણ તકની રાહ જોઇ બેસી રહેલ આરબોએ એ તુર્ક વિપ્લવ સમયે માથું ઉંચકયું.

## ગુપ્ત મંડળોની સ્થાપના

૧૯૦૮ પહેલાં તો કેરો અને કોન્સ્ટાન્ટીનોપલમાં ગુપ્ત આરબ મંડળો સ્થપાઇ ગયાં હતાં. તે મંડળોનો તેમ ઉત્તર તરફના તેમ જ પેલેસ્ટાઇન, સીરીયા અને ઇરાકના આરબો વચ્ચે સંગઠન કરી દક્ષિણના આરબો જોડે તેમનો રાજદ્વારી સંબંધ બાંધવાનો હતો. તુર્ક લોકોએ જ્યારે આરબોમાં તુર્ક ભાવના કેળવવાના પ્રયાસો આદર્યા ત્યારે આ ગુપ્ત મંડળોએ તેમની નેમ સ્પષ્ટ રીતે જનતાને સમજાવવા માંડી. અને તુર્ક લોકોના આવા પ્રચાર સામેની ઝુંબેશ શરૂ થઇ. તે વખતે પાન–એરેબીઆની ભાવના જન્મી. બાલ્કન વિગ્રહમાં તુર્ક પ્રજાનો પરાજય થયા પછી તો મુસ્લીમ અને ક્રિશ્ચીયન નેતાઓએ છડેચોક લડત ચલાવવા માંડી. આમ ઉત્તરમાં આરબ ચળવળનો દેખીતો જન્મ થયો અને દક્ષિણની આવી જ ચળવળની સાથે જોડાઇ જવાના પ્રયાસો થવા લાગ્યા.

હેજાઝ, યેમન અને અસીરના આરબો શીવાય દ્વીપકલ્પના બીજા આરબોએ તો વિશ્વવિગ્રહ પહેલાં જ તુર્કો સામે માથું ઉંચકી તેમની ધુંસરી ફગાવી દીધી હતી, અને ઉત્તર તરફના આરબોએ પણ મુક્તિ માટેની ઝુંબેશ શરૂ કરી દીધી હતી. આવે પ્રસંગે તેમને બળવાન અને પ્રભાવશાળી નેતાની જરૂર હતી. મક્કાના ગ્રાંડ શેરીફ હુસેન પર લોકનજર ફરે તેમ લાગતું હતું. ઇબ્ન સાઉદની માફક નેજ્દ



ફૈઝલ : ઇરાકનો રાજા

માંથી અગર ઇદ્રીસીની માફક અસીરમાંથી તેણે તુર્કોને હાંકી કાઢયા હતે કે કેમ તે અત્યારે તો કહી શકાય તેમ નથી.

## ૧૯૧૬ નું એંગ્લો–આરબ કરારનામું

આવા કટોકટીના પ્રસંગે જ જગત વિગ્રહ ફાટી નીકળ્યો અને મિત્ર રાજ્યોને આરબો સાથે હાથ મીલાવવાની જરૂર ઉભી થઇ. તુર્ક અને જર્મની સામેની લડતમાં આરબોની મદદ વિના મિત્ર રાજ્યો ફાવી શકે તેમ નહોતું. આથી જ; બ્રીટીશ સરકારે મિત્ર રાજ્યોની વતી આરબ ચળવળની મૂર્તિ સમા શેરીફ હુસેન સાથે વાટાઘાટ ચલાવવા માંડી. બ્રીટીશ સરકાર સાથે સારું કરી શેરીફ હુસેને ઇચ્છીત વસ્તુ માટે તેની પાસેથી ખાત્રી પણ મેળવી. શેરીફ હુસેન અને બ્રીટીશ સરકારના કેરોના રેસીડેન્ટ સર હેનરી મેકમોહન વચ્ચે ૧૯૧૬ ના જાન્યુઆરીમાં કરાર થયા તેનો પહેલો કરાર નીચે પ્રમાણે છે:

બ્રીટીશ સરકાર આંતરીક અને બાહ્ય કામકાજમાં સંપુર્ણ સ્વાતંત્ર્ય ભોગવતું

આરબ સામ્રાજ્ય ઉભું કરવામાં મદદ કરવાનું કબુલ કરે છે. આ સામ્રાજ્યની પૂર્વે ઇરાની અખાત, પશ્ચિમે લાલ સમુદ્ર, ઇજીપ્તની સરહદ અને ભુમધ્ય સમુદ્ર અને ઉત્તરે અલેપો અને મોસલથી યુફ્રેટીસ અને ટેગ્રીસથી માંડીને ઠેઠ ઇરાની અખાત સુધીની લીટી તેની સીમા તરીકે રહેશે. આ રાજ્યમાં એડન સંસ્થાનનો સમાવેશ થશે નહિં.

આ સીમા બંધી પરથી પેલેસ્ટાઇન અને સીરીયાનો આરબ સામ્રાજ્યમાં સમાવેશ થતો હોવાનું ચોખી રીતે દેખાઇ આવે છે. પરંતુ ગ્રીઓનીઝમના આ દિવસોમાં પેલેસ્ટાઇનમાં યહુદીઓના પગપેસારાની કલ્પના સરખી પણ હશે નહિં.

એ મહિના પછી એટલે ૧૯૧૬ ના માર્ચમાં સર હેન્રી મેકમોરને બ્રીટીશ સરકાર વતી શેરીફ હુસેનની બધી માગણીઓનો સ્વીકાર કરતો પત્ર લખી તેની યોજનાનો અંગીકાર કર્યો હતો.

એ મહિના પછી એટલે મે માસમાં વળી વાતાવરણમાં ફેરફાર થયો. ગ્રેટ બ્રીટન અને ફ્રાંસની સરકારોએ છુપી સમજુત કરી સીરીયા અને ઇરાકના ભાગલા પાડી લેવાનો પ્રપંચ રચ્યો. આ વખતે પેલેસ્ટાઇન જેમનું તેમ રહ્યું હતું અને ભરોસાપાત્ર સ્થળેથી મળેલ સમાચાર પ્રમાણે પેલેસ્ટાઇન મિત્રરાજ્યો એલેઝીઅમને આપી દેવાનાં હોવાથી તેને જેમનું તેમ રાખવામાં આવ્યું હતું ! ત્યારે શેરીફ હુસેન આ બધા ગુપ્ત પ્રપંચોથી અનાત હતો.

૧૯૧૬માં બ્રીટન તેડે થયલાં તહનામાંનાં જોરે આરબોએ તુર્કો સામે શસ્ત્ર ઉઠાવ્યાં સીરીયા, પેલેસ્ટાઇન અને ઇરાકમાંથી પુષ્કળ આરબો શેરીફ હુસેનના વાવટા નીચે જમા થવા લાગ્યા. આરબ અમલદારોએ તુર્ક લશ્કરમાંથી છુટા થવા માંડ્યું. આમ ચોમેર આરબ જનતામાં વિગ્રહની જવાળા પ્રકટી નીકળી. શેરીફ હુસેનને જ્યારે રાજા બનાવવામાં આવ્યો અને ફ્રાંસ તેમ જ બ્રીટનની સરકારે તેનો સ્વીકાર કર્યો, ત્યારે આરબ જનતાના ઉદ્ધારક તરીકે તેને વધાવી લેવામાં આવ્યો હતો. તુર્કોને મારી હઠાવી આરબોએ તો લડતમાં પ્રમાણે પોતાની ફરજ અદા કરી. અત્યારે માત્ર જર્મન યુધ્ધ વિશારદો જ નહિં પરંતુ બ્રીટીશ અને ફ્રેંચ વિશારદો પણ કબુલ કરે છે કે આરબોની મદદ વિના પેલેસ્ટાઇનમાં મિત્રરાજ્યોની સ્થિતિ કફંગી બની હતે તેમાં શક નથી.

પણ મિત્રરાજ્યોની છતમાં આરબ લોકોને કંઇ પ્રાપ્તિ થાય તેમ હતું જ નહિં. ઉલટું, વિગ્રહ દરમીયાન તુર્ક પ્રજા પાસેથી જે મુલકો ઝુંટવી લેવાયા હતા તેમાંથી આરબોને કંઇ મળ્યું નહિં પરંતુ તેમના પર બદલામાં તુર્ક લોકોથી વધુ કડક રાજતંત્ર તેમની ઉપર શરૂ થયું. પરાજીત પ્રજા પર વિજયી પ્રજા જે જાતનો જુલમ કરે એવું બ્રીટનનું આ વખતનું વર્તન હતું ! ઉત્તરના આરબોને તો દુસ્મનની કોટીના ગણી ઇરાક, સીરીયા પેલેસ્ટાઇન અને ટ્રન્સ જોર્ડનીઆના બનેલા તેમના દેશના ફ્રાંસ અને બ્રીટને ચાર ભાગલા પાડી પોતાની વચ્ચે વહેંચી લીધો. અને ત્યાં ચાર જુદાં તંત્રો ઉભાં કરી બની શકે તેટલી આર્થીક આડખીલીઓ ઉભી કરી દીધી. અન્યાય અને દમનનીતિના સવાલો કોરે મૂકતાં આ જાતની રાજનીતિ બ્રીટન અને ફ્રાંસના ૧૯૧૮ ના સંયુકત ઢંઢેરાથી પણ કેવળ ઉલટી હતી.

એ ઢંઢેરામાં ફ્રાંસ અને બ્રીટને તુર્ક પ્રજાથી અત્યાર સુધી કચડાએલી આરબ જનતાને સંપૂર્ણ મુકતી આપી તેમને

રાષ્ટ્રીય સરકાર સ્થાપવાની તક આપવાની જાહેરાત કરી હતી.

પણ મિત્ર રાજ્યોની સુપ્રીમ કાઉન્સીલે સેંટ રેમોની પરિષદ વખતે વિજેતાઓને જ્યારે મેન્ડેટો આપવા માંડ્યા, ત્યારે આરબ જનતાને અપાએલાં વચનો તરફ કંઇ લક્ષ અપાયું નહિં. અને શેરીફ હુસેનનો વિરોધ કંઇ ખપ આવ્યો નહિં. બ્રીટીશ સરકાર તેણે આપેલાં વચનો ભૂલી જવા લાગી અને ઉલટું શેરીફ હુસેન સાથે મેન્ડેટોના સ્વીકાર અને ઉત્તરના પ્રાંતોના ભાગલા પાડી દેવાનું કબુલ કરવા અને તે મતલબની શેરીફ હુસેન સાથે સુલેહ કરવા પ્રયાસો આદર્યા! શેરીફ હુસેન હવે ચેત્યો અને તેણે બ્રીટનની માગણીને ધુત્કારી કાઢી. હવે હુસેનની મુસ્કેલીઓ વધવા માંડી. ઇબ્ન સૌદ આ વખતે બળ જમાવ્ય જતો હતો. હેજાઝ જીતી લઇ તે બે મુસ્લીમ પવિત્ર શહેરોનો ધણી બન્યા એટલુંજ નહિં પરંતુ હુસેનને ઠેકાણે પેન-આરબ ચળવળનો નેતા પણ થઇ બેઠો.

રાજા ઇબ્ન સૌદ ૧૯૨૭ મા બ્રીટીશ સરકાર સાથે કરેલી સુલેહ રાજા હુસેને કરેલી સુલેહથી કેવળ ભિન્ન પ્રકારની છે. તેમાં મેન્ડટ કે તેવો બીજો કંઇ ઉલ્લેખ નથી. આ સુલેહની રૂએ તો રાજા ઇબ્ન સાદ બ્રીટીશ સરકાર જોડે માત્ર મૈત્રીની ગાંઠથી બંધાય છે. સીરીઆ અને પેલેસ્ટાઇનને તેમાં કંઇ લાગતું વળગતું નથી.

## સ્વાતંત્ર્યને બદલે-?

ઉપલી હકીકતો પરથી એટલું તો ચોકસ થશે કે આરબ જનતાં હંમેશાં સ્વાતંત્ર્ય માટે લડત ચલાવતી આવી છે; તુર્ક ધુંસરી તેને પાલવી નથી; વિગ્રહ પહેલાં જ તેં મુક્તિને માટે માથું ઉંચક્યું હતું અ એ બધી ચળવળનો નેતા મક્કા-શ્રેન હુસેન હતો. મિત્ર રાજ્યો જોડે સહકાર ક તો આરબોને તેમનું સામ્રાજ્ય સ્થાપવામ મદદ કરવાની બ્રીટીશ સરકારે ખાત્રી આ હતી અને પેલેસ્ટાઇન, સીરીઆ અને ઇરાકન એ સામ્રાજ્યમાં સમાવેશ થતો હતો. વિગ્ર દરમીયાન અને પછી પણ આરબોએ ત પોતાની ફરજ અદા કરવા અનેક બળીદા આપ્યાં અને પુષ્કળ નાણાં વેડફ્યાં. પર બદલામાં મુક્તિ અને સ્વતંત્રતાને બદ તેમના ઉત્તરના પ્રાંતો પર વિદેશી રાજ્યો લોખંડી પંજો પડયો.

પેલેસ્ટાઇનના સંબંધમાં તો આ અક્ષરશ સત્ય ઠર્યું છે. ભાષા, પ્રજા, રીત રીવાજ પ્રણાલીકાઓ, ધર્મ અને રાષ્ટ્રીય મહત્વ કાંક્ષાઓમાં પેલેસ્ટાઇનની પ્રજા એક અ અભેદ્ય આજે વર્ષોથી રહી છે. તેમાં ફાટફુ પડાવવાના તુર્ક લોકોના પ્રયાસો ફોક ગયા છે. તેના પર કદી વિજ મેળવાયા નથી. ઘડીભર ભલે તે દાબી દેવામા આવે પરંતુ તે સમય મળત જરૂર પોતાનું માથું ઉંચકશે. ઇતિહાસન પાનાંઓ ઉથલાવતાં જણાઇ આવશે મહાન એલેકઝાંડર ઘડી ભર આરબો પ વિજયી થયો હતો. પરંતુ તે વિજય દીર્ઘ જીવી નીવડયો નથી. ક્રુઝેડરોને પણ ૨૦ વર્ષની લડત પછી આરબ ભૂમી છોડવ પડી હતી.

## મહાયુદ્ધ પહેલાં અને પછી

વિગ્રહ દરમીયાન અને વિગ્રહ પછીના બનાવોનું સિંહાવલોકન કરતાં બ્રીટીશ લશ્કરી દાવપેચનો સાચો ખ્યાલ આવ્યા વિના રહેશે

નહિં. ઝીઓનીઝમ અને બ્રીટીશ મેન્ડેઇટનો ઢાલ તરીકે અને નાણાંનો હથીયાર તરીકે ઉપયોગ કરીને બ્રીટીશ રાજદ્વારીઓ કોઇ અગમ્ય દાવપેચ ખેલી પેલેસ્ટાઇન પર જુદા જ પ્રકારનો વિજય મેળવવા માગતા હતા. પેલેસ્ટાઇન પર તેમને કોઇપણ ભોગે કાબુ જમાવવો હતો. ૧૯૧૭ ના બાલ્ફર ઢંઢેરામાં જણાવ્યા પ્રમાણે યહુદીઓને પેલેસ્ટાઇનમાં 'નેશ્નલ હોમ' બાંધવાનો અને નહિં કે 'નેશ્નલ હોમ' બાંધવા માટે પેલેસ્ટાઇન પોતાનું બનાવી લેવાનો હક રહેશે.

—શબ્દ રચનાનો આ તફાવત સૂચક છે. નેશ્નલ હોમ બાંધવાનો હક્ક પ્રાપ્ત થતાં કંઇ આખા દેશની માલેકી યહુદીઓની બની જતી નથી. આ તો સામાન્ય સમજની વાત છે અને તે સહુ કોઇ સમજી શકે તેમ છે. પરંતુ શબ્દ જાળની પાછળ છુપાએલાં બ્રીટીશ - મુત્સદીગીરીનાં ગૂઢ રહસ્યે તેમ સહેલાઇથી સમજી શકાય તેવાં નથી ઉપલો હક્ક આપી બ્રીટનને પેલેસ્ટાઇનમાં યાહુદીઓનો પગપેસારો કરાવી અને તેમાં એક વખત ફત્તેહ મળતાં પેલેસ્ટાઇનની ભૂમી યાહુદીઓથી ભરચક બનાવી દેવાની તેની છુપી વાંચ્છના હતી. આવતાં વીશ વર્ષોમાં દસ લાખ યાહુદીઓ પેલેસ્ટાઇનમાં આ રીતે અડ્ડું જમાવી બેસતાં આરબોને પોતાની ભૂમીનો ફરજીઆત ત્યાગ કરવો જ પડે. કારણ કે અત્યારે આઠ લાખની વસ્તીવાળો આ દેશ દસ લાખથી વધુ મનુષ્યોને નીભાવી શકે તેમ નથી.

દલીલને ખાતર બ્રીટીશ મુત્સદીગીરીનો આમ વીશ વર્ષમાં વિજય થયો અને આરબોને પેલેસ્ટાઇનમાં હાંકી પણ કાઢવામાં આવ્યા અને તેને લોહીનું એક ટીપું પણ રેડાયું નહિં, તે વસ્તુનો આપણે સ્વીકાર કરી લઇએ. પરંતુ વિકાસના નિયમ અનુસાર પેલેસ્ટાઇનને પોતાનું ઘર બનાવી બેઠેલા દસ લાખ યાહુદીઓ બીજાં વીશ વર્ષમાં બીજા દસ લાખ સ્વજાતિ બંધુઓને પેલેસ્ટાઇનની ભૂમી પ્રત્યે આકર્ષણ કરશે તેમાં કંઇ શંકા જેવું નથી. આમ થતાં —તેમને વસવાટ માટે વધુ પ્રદેશો સર કરવા જ પડે અને તે પ્રદેશો એટલે સીરીયા, ટ્રાન્સજોર્ડાનીઆ અને ઇરાક. આ રીતે આરબોને તો હદપુત થવાનું જ રહ્યું.

આરબોનો યાહુદીઓ સામેનો મુખ્ય વાંધો તેમની ભૂમીમાં તેઓ અડ્ડું જમાવે છે તે સામે જ છે. ધાર્મીક કે કોમી તકરાર જેવું ત્યાં કંઇ છે જ નહિં. છેલાં ૧૩૦૦ વર્ષોથી પેલેસ્ટાઇન, સીરીયા, મેસોપોટેમીઆ, હેજાઝ અને યમન વિગેરે સ્થળે આરબો અને યાહુદીઓ મિત્ર ભાવથી વર્ત્યા છે. પેલેસ્ટાઇન, ઇરાક, સીરીયા અને યેમનના મૂળ વતની યાહુદીઓ આરબો છે. આરબોના જેવા જ ધાર્મીક અને રાજદ્વારી હક્કો તેઓ પણ ભોગવતા આવ્યા છે. પરંતુ વિદેશીઓના પ્રપંચને પરિણામે છેલ્લાં દશ વર્ષોમાં અમેરીકાની મુડી અને બાલ્ફર ઢંઢેરાના બળ પર ઝઝુમતા ક્રૂર યાહુદીઓએ પેલેસ્ટાઇનમાં પગ પેસારો કર્યો તેઓ વિજય અને સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપ્ન સેવતાં પોતાનું સ્થાન મજબૂત બનાવવા માગે છે, જે આરબ જનતાને રૂચતું નથી, રૂચે પણ નહિં અને અંત સુધી રૂચશે પણ નહિં.

યાહુદીઓ બાલ્ફર ઢંઢેરાને અનુસરી સંસ્કૃતી અને અધ્યાત્મવાદના પ્રચાર અર્થે ચળવળ ચલાવે તેમાં આરબોને કંઇ વાંધો નથી. 'નેશ્નલ હોમ' બાંધવાના હક્કમાં યાહુદીઓને રાષ્ટ્રીય સરકાર સ્થાપવાનો હક્ક પણ મળી જતો નથી. ઉપલી ચળવળોની પોષક યાહુદી સંસ્થાએ

સામે આરબોએ કદી પણ આંગળી સરખી પણ ચીંધી નથી.

પેલેસ્ટાઇનનું અત્યારનું રાજતંત્ર ખરી રીતે તો ઢીલા તંત્ર બન્યું છે. આ તંત્ર કેવળ અસંગત છે એટલુંજ નહિં પરંતુ તેથી રાજની નાણાં વિષયક હાલત કફોડી બનવા લાગી છે. વસ્તીના ૭૦ ટકા જેટલા આરબો પોતાની વાંચ્છના પાર પાડવા આતુર બન્યા છે; આની સ્થિતીમાં આવાં તંત્રનો જલ્દી નાશ થાય તો તે સર્વને હિતકર બનશે.

અત્યારે તો પેલેસ્ટાઇનમાં પ્રજાનાં સંપૂર્ણ પ્રતિનિધીત્વવાળું તંત્ર સ્થપાવાની જરૂર છે યાહુદીઓને ભલે આરબોના જેવા જ હક્કો મળે પરંતુ તેની સાથે બાલ્ફર ઢંઢેરો, પેલેસ્ટાઇનનાં યાહુદી નેશનલ હોમ એટલે યાહુદી સરકાર નહિં—આ વસ્તુઓનો સ્ફોટ થઇ જવો જોઇએ અને તેનો સત્તાવાર સ્વીકાર કરવાની સાથે સાથે પેલેસ્ટાઇનમાં ઘુસી જતા વીદેશીઓ સામે અંકુશ મુકતો કાયદો પસાર થવો જોઇએ. આ શીવાય પેલેસ્ટાઇન જોડે સંબંધ ધરાવતા ત્રણે પક્ષો—બ્રીટન, આરબો અને યાહુદીઓ—ને સંતોષ મળે તેવો બીજો એકે ઉપાય નથી.




## [સત્તાના ઉપયોગનાં બે સ્વરૂપો]

### — એક ફૂંઆડે 'ને બીજો તારે —

: લેખક :

**શ્રી. સાદીક**



શ્રી. સાદીક

ઇરાનમાં પરદેશી વેપારીઓની જુદી જુદી ટોળીઓ અઢળક મૂડી સાથે વેપાર કરવા આવતી હતી. મૂડીના જોરે તેમણે ઇરાનની શોષણ ક્રીયા કરવા માંડી. રાજ્ય પાસેથી ઇજારાઓ લેવા માંડ્યા—બેનરો અને જગ્યાઓ પોતાના વેપારકાર્ય માટે રોકવાનું શરૂ કર્યું. ઇરાનના ગરીબ ખેડૂતો ને મજુરો નજીવા રોજના હીસાબે એ પરદેશી વેપારીઓને ત્યાં આનંદથી મજુરી કરવા લાગ્યા. ધીમે ધીમે પરદેશી વેપારીઓની શોષણનીતિથી ઇરાનના મૂળ વતનીઓનો વેપાર તૂટવા લાગ્યો: દેશમાં ભયંકર ગરીબી દેખાવા લાગી. ઇરાનના મૂળ વેપારીઓનો અકળાટ લોભી રાજ્યસત્તાએ લક્ષમાં ન લેતાં વધુ ઇજારાઓ પરદેશી વેપારીઓને આપવા માંડ્યા. ચા અને તંબાકુ જે ઇરાનના વતનીઓની મૂખ્ય જરૂરીઆતની વસ્તુ હતી, તે પરદેશથી આયાત થવા લાગી. અને પરદેશી વેપારીઓ અઢળક મૂડીના બળે ઇરાનના નાના નાના વેપારીઓને જમીનદોસ્ત કરવાના ભયંકર સ્વરુપો ધારણ કરવા લાગ્યા. ઇરાનની મૂડી પરદેશ ઘસડી જવાનું મૂખ્ય સાધન ચા અને તંબાકુનો પરદેશીઓનો વેપાર હતો. એ દ્વારા ઇરાનનું ધનહરણ રાત ને દિવસ થઇ રહ્યું હતું. આવનારી આર્થિક વિપત્તિમાંથી કેમ મુક્તિ મેળવવી એ ઇરાનીઓને સુજતું ન હોતું. તેમની મતીમંદ થઇ ગઇ હતી. ઇરાનના સ્ત્રી અને પુરુષો પોતાની ગરીબ અવસ્થામાં એ સગડી પરથ ચાની કીટલી દૂર કરી શકતા નહોતા, તેમના સીગરેટ અને હોક્કાઓની અગ્નિ રાત ને દિવસ પ્રજ્વળ્યા કરતી હતી. ચા અને તંબાકુના મુલ્ક મશહુર ઇરાનના બંધાણી વતનીઓ પોતાના એ વ્યસનને પ્રતાપે પરદેશી વેપારીઓની ધુંસરી ફગાવી ટટાર થઇ શકતા નહોતા. એ દિવસોમાં અને હજી યે ઇરાનના મુજતહીદો (મુસ્લિમ ધર્મના મૂખ્ય ધર્મગુરૂઓ)ની લાગવગ–પ્રભાવ અને સત્તા હતી.

ને છે. એ મજતહીદોના ફર્માનને અનુસરવું એ ઇરાનના મુસ્લિમોની ફરજ હતી. શીઆ પંથના મુસ્લિમો મુજતહીદોના ફર્માનને તાબે થવું એમાં ધર્મ સમજે છે. ઇરાનમાં એવા અનેક મુજતહીદો હતા. અને હોય છે તેમણે ઇરાનના વેપારની પરિસ્થિતિ જોતાં પોતાના અનુયાયીઓ ઉપર આવી પડનાર આફતનો વિચાર કરી પોતાને મળેલી ધાર્મિક સત્તાની રુએ ફર્માન પ્રગટ કર્યું કે, "આજથી કોઇ પણ મુસ્લિમે ચા કે તંબાકુનો બીલકુલ ઉપયોગ કરવો નહીં. જેઓ ચા કે તંબાકુ વાપરશે તેઓનું એ પગલું ધર્મ વિરુધ્ધનું



ગણાશે. અને તેવાઓ ખુદાને જવાબદાર રહેશે. તંબાકુ અને ચાને અમો આજથી હરામ ઠેરવીએ છીએ."

વાંચનારે યાદ રાખવું જોઇએ કે મુજતહીદોના ફર્માનની વિરુધ્ધ જવું એ મુસ્લિમોમાંના શીઆપંથના સભ્યો પાપ માને છે. ઇરાનમાં શીઆપંથના સભ્યોની સંખ્યા સૌથી મોટી છે. અગ્નિપૂજક અને બહાઇ પંથના ઇરાનીઓની સંખ્યા ઓછી છે. મુજતહીદોના એવા ફર્માનને પરિણામે ચહાની કીટલીઓ અભરાઇએ ચઢાવવામાં આવી અને* ઇસ્તીકાનો શોભા માટે માંડલીઓ ઉપર ગોઠવાયા. ઇરાનીઓના પ્રિય હુક્કાઓ—અને બીલ્લોરના કીંમતી હુક્કાઓ ધૂળ ખાતા ઘરના ખૂણે પડયા. ઉઠતાં બેસતાં હુક્કો પીતી ઇરાનની સુંદરીઓએ ધાર્મિક વડાની આજ્ઞાનું સચોટ પાલન કર્યું ને ઇરાનના પુરુષોએ ચહા ને તંબાકુના દર્શન સુધ્ધાં કરવાની ના પાડી. તમને એમ કરવું સહેલું લાગતું હશે, એક અઠવાડીયું તો ચહાને બીડી છોડી જુઓ! ધર્મના સંચાલકોએ આવી રીતે ઇરાનની શોષણક્રીયા થતી અટકાવી, તેમની આપત્તિમાં વ્હારે ધાયા. તેમણે પોતાની સત્તાનો સૌથી સરસ ઉપયોગ કર્યો. અને ધર્મનિષ્ઠ ઇરાની પ્રજાએ એ આજ્ઞાઓનું કડક પાલન કરવા માંડયું. એક દિવસ બે દિવસ, અને મહીનાઓ સુધી

* ઇસ્તીકાન અથવા શીનજાન ઇરાનીઓના ચહાના નાના ગ્લાસોને કહે છે. એમાં દુધ વગરની રાતી ચહા સુંદર ને સ્વાદીષ્ટ લાગે છે.

એ ફર્માન કાયમ રહ્યું, ઇરાનને ચુસી જવા અટકે મૂડી સાથે આવેલા પરદેશી વેપારીઓ મુંઝવણમાં પડ્યા. અને તેઓ સમજી ગયા કે અહીં હવે વધુ રહેવું સલામતી ભર્યું નથી. તેમણે ઇજારાઓ પડતા મેલ્યા, ને વેપાર સંકેલવા માંડ્યો, ગાંસડા પોટલાં પણ બાંધ્યા. અને ઇરાનને છેલ્લી સલામ ભરતા પોતપોતાને દેશ રવાના થયા. આ ને તંબાકુનો એક પરદેશી વેપારી ઇરાનમાં શોધ્યા ન જડે એવો દિવસ ઇરાનના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાએલો છે; અને એ દિવસને ઘણાં વર્ષો થયાં નથી. માત્ર એ બનાવને બે દસકા થયા છે. પરદેશી વેપારીઓની ઉઠાંગરી પછી મજહદીદોએ પોતાનાં ફર્માનો પાછાં ખેંચી લીધાં અને ઇરાનની દ્રવ્ય લોભી રાજસત્તાએ મૂળવતનીઓને એટલે ઇરાનીઓને ઇજારાઓ આપવા માંડ્યા! કહેવાનું તાત્પર્ય એ જ કે ઇરાનને પરદેશી વેપારીઓની ઝુંસરીમાંથી ઉગારનાર એ ધર્મગુરુઓ હતા, અને આજે આપણે શું જોઇ રહ્યા છીએ. દેશની પ્રગતિના મહા ઉગ્ર વિરોધીઓનું સ્થાન તેઓ શોભાવે છે; પ્રજાકિય પ્રગતિના કાર્યોમાં તેમને રસ નથી, સામો વિરોધ છે. નવયુગમાં જીવી તેઓ નવયુગનાં દર્શન કરતાં થથરે છે; ને લોકોને થથરાવે છે. શારીરિક વિનાશ થતો અટકે એવા પ્રજા પ્રતિનિધિઓએ ઘડેલા કાયદાઓને અધર્મ ગણાવવામાં આવે છે. યુગ જ્યારે બદલવાનો હોય છે, ત્યારે તો કોઇને પુછવા જતો નથી, કોઇની વાટ જોતો નથી. મુસ્લિમોનો કેળવાએલો ને સંસ્કારી એક વર્ગ નવયુગને પારખી તેની સાથે થઇ ગયો; ત્યા રેધર્મ ચુસ્ત, રૂઢીચુસ્ત મુસ્લિમો દુનિઆથી પાછળ રહીને–સખડતા સબડતા ભાવિનાં સુખી સ્વપ્નાં જોઇ જોઇને દુઃખ વેઠી રહ્યા છે! સાચા ધર્મગુરુઓની સત્તા એટલા માટે



સર સૈયદ અહમદ

સ્વીકારવામાં આવી હતી કે તેઓ અજ્ઞાન લોકોને આડા રસ્તાવાળા માર્ગે જતા અટકાવે તેઓ પોતાના બુધ્ધિબળે ને વિદ્યા બળે અજ્ઞાન પ્રજા પર પ્રભાવ પાડી તેમને સારા નરસાનું ભાન કરાવે. તેને બદલે આજે ગમે તે માણસ ધર્મગુરૂનો સ્વાંગ ધારણ કરી સમાજમા પોતાની મહત્તા સિધ્ધ કરવા અને પોતે કંઇ મોટી સત્તા છે તેનું પ્રદર્શન કરવા અને અજ્ઞાનો ઉપર પોતાનું સ્વામિત્વ કેટલું છે તે બતાવવા રાજકારણમાં સમજ્યા વગર માથું મારી રહ્યો છે. જે વિષય સાથે તેમને લેવા દેવા નથી, જે વિષયમાં તેઓ સમજતા નથી, તે વિષયમાં પોતાના અભિપ્રાયો પ્રગટ કરી અજ્ઞાન મુસ્લિમોને અવનતિને માર્ગે ધકેલી રહ્યા છે. એ ધર્મગુરૂઓના પ્રભાવનો વિચાર કરી એમની ધુંસરીમાંથી અજ્ઞાન મુસ્લિમોને મુક્ત કરવા મૌલાના હાલીએ કામી પદો, રૂબાયા, શમ્સુલ ઉલમા મૌલાના અઝાદ સાહેબે લખવા માંડ્યાં, અને સર સૈયદ અહમદે તેને કર્તવ્યમાં ઉતારવાં માંડ્યાં. મુસ્લિમ સમાજનાં એ ત્રણ મણિઓની માળાએ હિંદમાં પોતાનો ચમ-

કારો કર્યો. હાલી અને આઝાદે લોકોને પોતાની સ્થિતિનું ખરું ભાન કરાવવા માંડયું; કેળવણી વગર થનારા તેમની જાતી વિનાશનાં ચિત્રો દોરી બતાવ્યાં. તેમની સંકુચિત રોગગ્રસ્ત મનોદશામાં પલટો આણવા વ્યાખ્યાનો કરવા માંડ્યા, લેખો લખ્યા ને કાવ્યોનો પ્રચાર કર્યો. સર સૈયદ અહમદે કેળવણી અને સંસ્કારિતા આણવા દેશમાં ઘુમવા માંડ્યું; પ્રગતિ વિરોધી મુલ્લાંઓએ તેમનો પીછો પકડયો; સર સૈયદ અહમદ ધર્મ ડુબાડવા બેઠા છે. એવા ઉચ્ચારો કરવાની સાથે તેમની વિરૂધ્ધ પ્રચારકાર્ય કરવા માંડયું. આ સખ્ત મુશ્કેલીનો અવસર હતો. પણ હાલી, આઝાદ, અને અહમદે એ મુશ્કેલીઓની સામે થવા કમર કસી બહાર આવ્યા. તેમાંય સર સૈયદ અહમદને સૌથી વધુ મુશ્કેલીઓ ને આપત્તીઓનો સામનો કરવો પડ્યો. ધર્મગુરૂઓએ એમના માટે ફતવો પ્રગટ કર્યો કે, સર સયદ અહમદ કાફર છે. આ ફતવાને લીધે તેમને પોતાના કાર્યોમાં ભારે અડચણ થવા લાગી. પરંતુ એ બધી મુશ્કેલીઓ હોવા છતાં યે સર સૈયદ અહમદે મુસ્લિમ બાળકોને કેળવવા—તેમને ઉંચામાં ઉંચી કેળવણી આપવા અલીગઢમાં એક યુનિવરસિટીની સ્થાપના કરી. મીસરના જામેએ અલ-અઝહરે મીસરના મુસ્લિમોને ઉંચી કેળવણી આપવા જે ખ્યાતી મેળવી છે; તેવી જ ખ્યાતી મેળવવા સરજાએલી અલીગઢ યુનિવર્સિટિની સ્થાપના ભારે આપત્તીઓ વચ્ચે થઇ એક બાજુ એના સ્થાપકને કાફરનું નામાભિધાન અર્પણ થયું ને બીજી બાજુએ એ વિદ્યાપીઠ માટે પૈસા મગતા બંધ થયા. વૃધ્ધાવસ્થાથી જર્જરીત સર સૈયદ અહમદ વળી જતી કમરને પટ્ટો બાંધી માંડ માંડ ટટાર થતાં કલકત્તે ગયા. કલકત્તામાં વિદ્યાપીઠ માટે આર્થિક સહાય માટે પ્રયત્નો કર્યા, પરંતુ તે સર્વ ધર્મગુરૂઓના અવળાં ફર્માનોને અંગે અફળ ગયા. ધીરજ ને દ્રઢતાની પ્રતિમાના એકે અણુને એથી આંચ આવે તેમ નહોતું. એણે વિનય મૂકી કલકત્તાના એક થીએટરમાં એક નાટ્ય પ્રયોગની ગોઠવણ કરી; એ નાટ્યપ્રયોગ દ્વારા થનાર આવક અલીગઢની યુનિવર્સિટિ માટે લેવાની હતી. નાટ્ય પ્રયોગ દ્વારા મુસ્લિમોની કેળવણીની સંસ્થા સ્થપાય એ પણ ધર્મગુરૂઓને રૂચ્યું નહીં. તેમણે નાટકદ્વારા પ્રાપ્ત કરેલી મૂડીથી ચાલતી વિદ્યાપીઠમાં મુસ્લિમ બાલકોએ પગ ન મૂકવો એવાં વધુ ફર્માનો છોડ્યાં! પરંતુ જેમ સિંહ શિઆળવાંઓના પોકારને મચક આપતો નથી, તેમ સર સયદ અહમદે પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખી, અને જાહેર કર્યું કે: સર સયદ અહમદ કલકત્તાના થીએટરમાં થનાર નાટ્ય પ્રયોગમાં મૂખ્ય નાયકનું પાત્ર ભજવશે. નાટકના રસિયાઓ અને સર સૈયદને અભિનય કરતા જોવાની કુતુહલવૃતિ ધરાવનારાઓનાં ટોળે ટોળાં થીએટર તરફ જવા લાગ્યાં. આખું થીએટર ભરાઇ ગયું હતું. ઉભા રહેવાની જગ્યા નહોતી. એક ઘંટડી વાગી ને લોકોની કુતુહલવૃત્તિ વધુ સતેજ થઇ. મુસ્લિમ સિંહને, મુસ્લિમ રત્નને રંગમંચ ઉપર જોવા સૌ આતુર નયને બેઠા હતા. બીજી ઘંટી થઇ. મુસ્લિમ કેળવણીની સંસ્થા પોતાની આર્થિક તરસ છીપાવવ ઝુકાઇ રહી હતી. ને ત્રીજી ઘંટીએ પડદો ઉંચકાયો; કે પ્રતિભાની વિભૂતિ સરખા, શ્વેત લાંબી દાઢીધારી, વૃધ્ધાવસ્થાને લીધે ઝુકી રહેલા સર સૈયદ અહમદ રંગમંચ પર આવ્યા. તેમણે સર્વ હિંમત ભેગી કરી, અને પોતાના અંતરમાં જાગતી જ્વાળાના ભભૂકા કાઢવા માંડ્યા. હાજર રહેલા પ્રેક્ષકોને ઉદ્દેશીને તાતા ચાબકા મારતું—તેમને ઉપદેશતું—સમા-

જેની સ્થિતિ સમજાવતું ભાષણ કરતાં તેમણે કહ્યું: બોલો આ વૃધ્ધાવસ્થાએ હું રંગમંચ પર નાચું? તે પહેલાં તમે વિદ્યાપીઠ માટે આર્થિક સહાય નહીં કરો! નાટકો પાછળ ખરચવા તમારી પાસે પૈસા છે; અને કેળવણી માટે નહીં?" કોમના સાચા માર્ગદર્શકની આંખમાં ઝળઝળીઆં ભરાયાં હતાં. પ્રેક્ષકો શરમના માર્યા સર સયદની આંખ સાથે આંખ મેળવી શકતા નહોતા. એક લહાણું થઇ; અને ખણખણાટ કરતા રૂપીઆ રંગમંચ પર પડવા લાગ્યા. અને જાણે વર્ષાદ વરસતો હોય તેમ રંગમંચ પર તે રૂપીયા ઉડવા લાગ્યા. જોત જોતામાં મુસ્લિમોએ સર સૈયદ અહમદને પોતથી થઇ શકે એટલી આર્થિક સહાય વિદ્યાપીઠ માટે-કેળવણી આપવા માટે કરી. નાટક જોવા આવેલી કેટલીક વેસ્યાઓએ પણ જુસ્સામાં આવી પોતાનો ફાળો આપ્યો. એ પછી બધા વિખરાયા. અને બધી હકીકતો વર્તમાન પત્રોમાં પ્રગટ થઇ. ધર્મગુરૂઓ ખીજાયા, ને તેમણે જાહેર કર્યું કે વેસ્યાઓએ આપેલા પૈસામાંથી વિદ્યાપીઠ સ્થાપી શકાય નહિં તેથી એ વિદ્યાપીઠમાં આપેલી કેળવણી હરામ ગણાવી જોઇએ. સર સયદ અહમદે તેનો સચોટ રદીઓ આપતાં જાહેર કર્યું "વિદ્યાપીઠનું મકાન બાંધવા માટે સભ્યો ને 'સન્નારીઓએ આપેલા પૈસાનો ઉપયોગ થશે; વેસ્યાઓએ આપેલા પૈસા વડે વિદ્યાપીઠની સંડાસો બંધાશે.

એ ઘટના ને એક જમાનો વિતી ગયો છે; અલીગઢની એ વિદ્યાપીઠમાંના 'ઓલ્ડ-બોય' આજે મુસ્લિમ સમાજમાં પ્રતિષ્ઠભર્યું સ્થાન ધરાવે છે. આ દેશના રાજકારણમાં ભાગ લઇ જેલ સેવનારાઓની મોટી સંખ્યા અલીગઢ કોલેજના 'ઓલ્ડબોય'ની છે; અને રાજકારણમાં અગ્રભાગ લેનારા મુસ્લિમોમાંનો મોટો ભાગ એ કોલેજમાં કેળવણી પામેલો છે. એ કોલેજે રાષ્ટ્રવાદી મુસ્લિમો ઉત્પન્ન કર્યા છે; એ કોલેજે મુસ્લિમોમાં ઉંચી કેળવણીનો પ્રચાર કર્યો છે. અને એના લાભો આપ્યા છે. કહેવાનું તાત્પર્ય એ જ કે ધર્મગુરૂઓ જો પોતાની સત્તાનો સદ્‌ઉપયોગ કરવા ઇચ્છતા હોય તો તેમ કરી શકે છે; અને એ સત્તાનો દુરઉપયોગ પણ કરી શકે છે. મુસ્લિમોના સામાન્ય ઉત્કર્ષ માટે જે સત્તાનો ઉપયોગ કરી શકાય તેમ હોય તેનો દુરઉપયોગ શાને કરવો? જો આ સ્થિતિ કાયમ રહેશે તો એ સત્તાના અસ્તિત્વને ભયમાં આવવું પડશે ને પછી એ સત્તા કદિ પણ સંપાદન કરી શકાશે નહીં.

# દુનિયાના દ્વાર ખખડાવો

**મહાસભાએ પરદેશમાં જોરશોરથી પ્રચારકાર્ય આરંભવાની જરૂર**

: લેખક :
ચન્દ્રકાન્ત સુતરિયા

**જ્યારે** સ્વતંત્રતાના વિગ્રહની તૈયારી કરવામાં આપણે દેશભરમાં પ્રચંડ ચળવળ જગાવવાની વાતો કરીએ છીએ ત્યારે દેશની બહારની દુનિયામાં પણ આપણી લડત માટે વાતાવરણ તૈયાર કરવાની જરૂર ઘણી મોટી છે. આપણે ગુલામ છીએ ને કચડાયલી પ્રજા તરીકે દુનિયામાં ઓળખાઈએ છીએ એટલે પૃથ્વીના પટ પરના અનેક દેશોને મન આપણી કાંઇ કીંમત નથી. તે દેશોમાં હિન્દુસ્તાન જોગીઓ ને જાદુગરોની ભૂમિ મનાય છે કે જંગલી લોકોનો દેશ ગણાય છે. આથી, જ્યાં સુધી પરદેશોની પ્રજા પર પડેલી આ જાતની છાપ ભૂંસવાનો પ્રયાસ આપણે કરી છૂટીએ નહિ ત્યાં સુધી આપણા દેશ તરફ કે આપણી લડત પ્રત્યે તેમની સહાનુભૂતિ ને શુભેચ્છા પણ રાખવી વ્યર્થ છે.



ચન્દ્રકાન્ત સુતરિયા

'હિન્દુસ્તાન વિરૂદ્ધ' બ્રિટનમાં કે યુરોપમાં અને અમેરિકા જેવા દેશમાં જે અઘોર અજ્ઞાન છે તે ટાળવાના સત્વર પ્રયાસ થવાની જરૂર લાગે છે. ખુદ બ્રિટનમાં સામાન્ય પ્રજા તો શું પણ પાર્લામેન્ટના અનેક સભ્યો પણ હિંદની ખરી સ્થિતિથી વાકેફ નથી એમ ખાત્રીપૂર્વક કહી શકાય. અને તેમના આ અજ્ઞાનનો લાભ લઇ, હિંદુસ્તાનના સમાજ કે વાતાવરણ વિષે તેમના મનમાં થતી અનેક શંકાઓ સાચી જ છે એમ જણાવવા બ્રિટિશ વર્તમાનપત્રો જંગી હિલચાલ આદરી બેઠાં છે. આજથી નહિ પણ વર્ષો પહેલાં—ઓછામાં ઓછા બે દાયકાથી બ્રિટિશ છાપાઓએ આપણી રાષ્ટ્રીય લડત સામે પ્રચારકાર્યના ગણેશ માંડ્યા અને જ્યારે હવે છેવટનો રણજંગ ખેલવાનો અવસર આવી પહોંચ્યો છે ત્યારે એ પ્રચાર કાર્ય વિશાળ અને વિવિધ રૂપમાં નજરે પડે છે. હિંદુસ્તાનનું રાજતંત્ર ચલાવવા હિંદીઓ બીલકુલ નાલાયક છે, હિંદુઓ અને મુસલમાનો એકમેકનાં ગળાં કાપવા ને લોહીની નદીઓ વહેવડાવવા તલસે છે ને દલિત વર્ગને ઉચ્ચ વર્ગ કચડી નાંખે છે; દેશમાં અજ્ઞાનના

અને અભણતા પ્રવર્તે છે, સ્ત્રીઓ જૂની રૂઢીઓમાં માનનારી છે ને પુરુષો તેમને ગુલામડી ગણે છે અને મજૂરો અતીતિમાન અને દારૂડિયા છે એવી મતલબનાં લખાણો વારંવાર છાપાઓની કોલમો ભરી દે છે. હિંદીઓ સ્વભાવે અને સંસ્કારે આપખુદ અમલ માંગે છે ને તેમને પ્રજાતંત્ર પ્રિય નથી એવી વાતો બ્રિટિશ પત્રો પોતાનાં વાંચકો સન્મુખ ધરી દે છે! આ દેશના કોઇ ગામડામાં નાનું રમખાણ જામે કે કોઇ શહેરમાં સ્વાર્થને કારણે ખુનનો પ્રસંગ અને, કોઇ બાઇ પતિ કે સાસુના ત્રાસથી ઘાસલેટ છાંટી બળી મરે—એ બધાં પ્રસંગો મોટાં મથાળાં હેઠળ ને ન કલ્પી શકાય એવી અતિશયોક્તિથી એક સામટા અનેક પત્રોમાં પ્રકટ થાય છે, એટલુંજ નહિ પણ જેમ રશિયાના જૂઠા કે અતિશયોક્તિ ભર્યા ખબરો રીગાની એજન્સી પૂરાં પાડે છે તેમ હિન્દુસ્તાન વિષે પણ જૂઠી ખબરો શાહીવાદી ખબર ખાતાના મુંબાઇ કે કલકત્તાના એજન્ટો વીજળીને વેગે બ્રિટન, જર્મની કે અમેરિકામાં મોકલી આપે છે. આથી, છાપા વાંચનારી આલમ માત્ર જ નહિ પણ યુરોપિયન ને અમેરિકન સમાજમાં હિન્દુસ્તાન વિષે સારો અભિપ્રાય ન બંધાય એ બનવા જોગ છે.

જો ખબરખાતાઓ મારફત આવી રંગ બેરંગી મળતી ખબરો છાપીને જ આ છાપાઓના તંત્રવાહકો બેસી રહેતા હોત તો યે આપણી નાલેશી આજે છે તેટલી કદાચ ન થઇ હોત; પરંતુ શાહીવાદના સ્તંભ જેવા મનાતા ભલભલા અમીર ઉમરાવો—લોર્ડ બર્કનહેડ કે લોર્ડ રેડીંગ જેવાના હાથ નીચે ચાલતાં જંગી ફેલાવો પામેલાં અનેક વર્તમાનપત્રો હિંદમાંથી નિવૃત્ત થઇ બ્રિટનમાં નવરા થઇ બેઠેલા સીવીલીયનો પાસે કલમ પકડાવે છે ને તેમને કમાવાની લાલચ આપે છે એ રીતે લોર્ડ સીડનહામ કે સર માઇકલ ઓડવાયર જેવા માણસો પણ હિંદ સામે ગમે તેવો બકવાદ કરવાને બ્રિટિશ છાપાઓની કટારોનો આશરો લે છે. એ છાપાઓના તંત્રીઓ હિંદની રાષ્ટ્રીય માંગણીઓ વિરુદ્ધ પૈસા આપીને પણ ચર્ચાપત્રો ઊભાં કરાવે છે, હિન્દુસ્તાન વિષેની કોઇ પણ ચોપડીની સમાલોચના પણ એમની શાહીવાદી દ્રષ્ટિએ જ લખાવવામાં આવે છે, અને જ્યારે તે પત્રોની જુઠ્ઠી વલણ સામે સર ચીમનલાલ સેતલવડ કે પંડીત હૃદયનાથ કુંઝરૂ તેમને કાગળો લખે છે ત્યારે તે છાપવા જેટલી પણ પ્રમાણિકતા તેમની પત્રકારિત્વની ભાવનામાં હોતી નથી.

આપણી પ્રજાની નાલેશી કરવામાં આપણા રાજા-મહારાજાઓ અને સુદીદારો પણ ઓછા હથીઆરરૂપ નથી. સેસીલ હોટલ કે કાન્ઝર્વેટીવ કલબ જેવાં આલીશાન ભુવનોમાં હિન્દી નરેન્દ્રોને ખાણાંઓ અપાય છે ને મુદીદારોને ખુશ કરવામાં આવે છે. ઘણીવાર આ રાજાઓ પણ પોતાની જન્મગાંઠ ઉજવવાને બ્હાને કે બીજા ગમે તેવે પ્રસંગે ખાણાના મેળાવડાઓ પણ કરે છે ને પછી જ્યારે એ ખાણા પછીની મીજલસ જામે છે, ત્યારે તેમાં થતાં ભાષણોમાં અનેકવાર ભારોભાર જુઠાણાં જણાય છે. રાજાઓ બ્રિટિશ રાજ્યદ્વારીઓ કે પ્રજાને ઘુંટણીએ કેટલી હદ સુધી વળે છે તેનો ચીતાર ત્યાં નજરે પડે છે ને બ્રિટિશ અમીરો રાજાઓને ત્યાં કેવા સુખ્યાં બનાવે છે તે જોવાનો પ્રસંગ પણ ત્યાં લાધે છે. આ મીજલસોનાં, વખાણના ને રાજાઓની પ્રશંસાના રોનકદાર હેવાલો જ્યારે બીજે સવારે છાપાઓમાં છપાય છે ત્યારે બિચારા રાજાઓ

આનંદ અનુભવે છે! પતિયાલાના નરેશ કે અલ્વરના પ્રમુખ અને નવાનગરના જામસાહેબે આવા કૈં તમાસાઓ કર્યા છે અને બ્રિટિશ પ્રજા સમક્ષ આકર્ષક રીતે આપણી નાલેશી કરી છે.

આ ઉપરાંત સરકારના પક્ષમાં ભળેલા રાજદ્વારીઓ કે કેવડાવતા માણસો લગભગ દર ઉનાળે વીલાયતના વાયરા લેવા વિહરે છે, ત્યારે તેમનાં 'અગત્યનાં એકરારનામાં' છાપવાની તક પણ ત્યાંનાં છાપાંઓ જતી કરતા નથી. અને એ બીનજવાબદાર માણસો ગમે તેવું બોલી નાંખે તે હિંદની પ્રજાના અવાજ તરીકે બ્રિટનમાં ને દુનિયામાં રજુ થાય છે. આમ, અનેક રીતે એક સરખું સળંગ અને જબ્બર પ્રચારકાર્ય ચાલી રહે છે છતાં તેની સામે કોઇ પણ ઉપાય અજમાવવાનાં સખ્ત પગલાં લેવાની જરૂરિયાત કેમ જણાતી નથી એ સમજાતું નથી.

આ પ્રચારકાર્યની અસર હિન્દીઓને હાનિકર્તા છે જ એમ લાગ્યાથી સ્વ૦ દાદાભાઇ નવરોજીની દેખરેખ હેઠળ હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ તરફથી લંડનમાં 'ઇન્ડીયા' નામનું પત્ર ચાલુ કરવામાં આવ્યું હતું, પણ જ્યારે અસહકારનો પ્રચંડ પવન દેશભરમાં ફુંકાયો તે પહેલાં ગાંધીજીએ રાજદ્વારી રંગભૂમિ પર પ્રવેશ કર્યો અને તેમણે આ 'ઇન્ડીયા' પત્ર બંધ કરાવવાનો વિચાર કોણ જાણે કયા કારણથી સૂઝયો. તેમણે લંડનમાં ચાલતું કોંગ્રેસનું આ નાનું સરખું મુખપત્ર પણ બંધ કરાવ્યું અને હજી યે તેમને પરદેશમાં પ્રચારકાર્યની આવશ્યકતા જણાતી નથી! કાનપુરમાં કોંગ્રેસની બેઠક મળી ત્યારે પ્રમુખસ્થાનેથી શ્રીમતી સરોજિની નાયડુએ પરદેશમાં પ્રચારકાર્યની જરૂર પર ભાર મૂક્યો હતો છતાં તે વખતે તો શું પણ તે પછી આજ આટલાં વર્ષ વીત્યાં તો યે કોંગ્રેસ એ દિશામાં કંઇ જ કરી શકી નથી. લાહોર કોંગ્રેસના પ્રમુખ પં૦ જવાહીરલાલ નહેરૂએ પોતાના યુરોપના પ્રવાસમાં હિંદવિરૂદ્ધ થતા પ્રચારકાર્યનું તીવ્ર અવલોકન કર્યું હતું અને તેમણે પણ તે સામે આપણે પ્રચારકાર્ય કરવું જોઇએ એવા વિચારો વારંવાર દર્શાવ્યા છે એટલે આ વખતે કોંગ્રેસનું સુકાન તેમના પોતાના જ હાથમાં છે ત્યારે એ દિશા તરફ તેઓ કાંઇ ધ્યાન આપશે અને કોંગ્રેસ મારફત સક્રિય કાર્ય થઇ શકશે એવી આપણે આશા રાખીએ. શ્રીમતી સરોજિની કે પં૦ જવાહરલાલ નહેરૂ જેવા ચુસ્ત રાષ્ટ્રવાદીઓને જ દેશની બ્હાર હિંદને બોલતું કરવાની જરૂર જણાઇ છે એટલું જ નહિ પણ સર તેજબહાદુર સપ્રુ અને સર ચીમનલાલ સેતલવડ જેવા જવાબદાર લીબરલ રાજપુરૂષો પણ એ વિષય પર ભાર મૂકે છે. થોડા જ વખત પર ઇંગ્લાંડથી પાછા ફર્યા ત્યારે સર ચીમનલાલે સ્પષ્ટ શબ્દોમાં જાહેર કર્યું હતું કે, બ્રિટનમાં હિન્દે પ્રચારકાર્ય કરવું જ જોઇએ અને તાજેતરમાં મુન્શી ઇશ્વરશરણે પણ ત્યાંથી પાછા ફર્યા પછી એ જ જાતના ઉદ્‌ગારો કાઢયા છે. વળી દેશીરાજ્ય પ્રજા પરિષદના ડેપ્યુટેશનના એક સભ્ય શ્રી. પોપટલાલ ચુડગરે ત્યાં એક વર્ષ રહી રાજસ્થાની પ્રજાના હક્કો માટે જે પ્રચારકાર્ય કર્યું તે પણ કેટલું અસરકારક નિવડયું છે તેના પુરાવા મળે તેમ છે. એટલે માત્ર સામાન્ય પ્રજાને નહિં પણ જવાબદાર રાજપુરૂષોને આ જાતના પ્રચારકાર્યની જરૂર જણાય છે ત્યારે પછી હવે તે સંબંધમાં મુંગા બેસી રહેવું એ એક જાતની ગંભીર બેદરકારી સિવાય બીજું કાંઇ નથી.

પરદેશમાં પ્રચારકાર્ય કરવાની સામે એક દલીલ એ કરવામાં આવે છે કે, કરોડોની મુડીથી ઉભાં થયલાં ગંજાવર છાપાઓમાં ચાલતાં જમ્બર પ્રચારકાર્ય સામે આપણે સામનો લઇએ તો તે કેવી રીતે ટકી શકાય? હિન્દુસ્તાન ગરીબ છે, આ રીતે ખર્ચ કરવાની તેની આર્થીક શુંજાશ નથી, આપણામાં શકિત નથી ને સાહસ નથી. ત્યારે આપણે શા માટે પ્રચારકાર્ય કરવું? આ દલીલ કેવળ મુર્ખાઇ ભરી જણાય છે. બ્રિટિશ સલતનત જેવી લાખંડી સલતનત સામે આપણે વિરોધ કરીએ છીએ, સરકાર અનેક પ્રકારના જુલ્મો કરે છે તે સામે આપણ માથું ઉંચકીએ છીએ, ત્યારે બ્રિટનમાં ચાલતાં જંગી છાપાઓ સામે જુદ્ધ જગવવાની શું આપણામાં તાકાત નથી? આપણે જંતરમંતરના ઢોંગને પોષતી વખતે, કે ખાદીના ધતીંગને ટેકો આપતી વખતે પૈસાનો વિચાર કરતા નથી અને જ્યારે આપણી લડત માટે પરદેશમાં પણ વાતાવરણ સાફ કરવાની જરૂર દેખાય છે ત્યારે આપણે આર્થીક દશા પર રોદણાં રડીએ છીએ! તિલક સ્વરાજ ફંડમાંથી પણ એક રાતી પાઇ આ માટે ખર્ચાઇ નથી, દેશબંધુના કે લાલાજીના સ્મારક ફાળાઓમાંથી પણ ખાદી જેવી નિર્માલ્ય પ્રવૃત્તિમાં નાણાં હોમાયાં છે એટલે હવે સમય આવ્યો છે ત્યારે જાગીને કોંગ્રેસે પોતાના ફંડમાંથી પરદેશમાં પ્રચાર કાર્ય માટે હિમ્મતભેર મોટી રકમ જુદી રાખવાનો વિચાર કરવો જ જોઇએ. પણ કોંગ્રેસવાદીઓ—ને તેમાં યે જેઓ વાણિયાશાહી વિચારો સેવે છે તેઓ કહેશે કે કોંગ્રેસ એકલે હાથે આવા પ્રચારકાર્ય સામે પહોંચી વળે એટલું મોટું ભંડોળ એની પાસે છે નહિ અને કોંગ્રેસે આ કાર્ય પાછળ ધૂમ નાણાં ખર્ચવા કરતાં ગ્રામ્ય પુનર્ઘટના કે એવા જ કોઇ રચનાત્મક કામ પાછળ શા માટે નાણાંનો ઉપયોગ ન કરવો? આ વાત કેંક અંશે સાચી છે ખરી; પણ, જ્યારે વિદેશમાં પ્રચારકાર્ય કરવાનું છે તે સમગ્ર.. હિન્દી પ્રજા તરફથી કરવાનું છે: જેથી તે કાર્ય માટે આપણી કોંગ્રેસ, લીબરલ મંડળ કે મુસ્લીમ લીગ જેવી બીજી રાજદ્વારી સંસ્થાઓની મદદ પણ માંગી શકે તેમ છે.

ત્યારે આ પ્રચારકાર્ય કરવું શી રીતે એ પણ એક પ્રશ્ન છે અને તેથી તે માટે અહીં તેની રૂપરેખા રજુ કરવાની જરૂર છે. અલબત્ત, કરોડોની મુડીથી ચાલતાં બ્રિટિશ પત્રો જેવાં પત્રો આપણી રાષ્ટ્રીય સંસ્થાઓ મારફત હિન્દુસ્તાનમાં જ નથી ચાલતાં તો પરદેશમાં તો ન જ ચાલે એ વાત ખરી છે પણ તેથી ત્યાંનાં બધાં છાપાંઓમાંથી કેટલાંકને તો આપણે હાથ કરી શકીએ તેમ છીએ. જો કેટલાંક વર્તમાનપત્રોમાં થોડા ઘણા પૈસા રોકીને પણ આપણે તેની કટારો છતી શકીએ તો તે પૈસા ખરચવા વાજબી છે. જો તેમ ના થઇ શકે તો લંડનમાં વસતા હિન્દી પત્રકારો અને વિદ્યાભ્યાસ માટે જતા હિન્દી જુવાનો પાસે હિન્દી રાષ્ટ્રીય હિતનાં લખાણો લખાવીને અથવા તો બ્રિટિશ છાપાઓમાં વિરોધી લખાણો આવે ત્યારે તે માટે હંમેશ સાવચેત રહીને તેઓ નિરંતર તેના લખાણોના જવાબો પ્રકટ કરે એવી વ્યવસ્થા થવી જોઇએ. લંડનમાં અને ન્યુયોર્કમાં કોંગ્રેસની શાખાઓ છે તેમણે પણ તે જ કામ પર પુરતું ધ્યાન આપવું જોઇએ. લંડનમાં ગ્રેટ બ્રિટન હિંદ વિદ્યાર્થી સંઘ મારફત આ કાર્ય સહેલાઇથી થઇ શકે અથવા તો ફ્રી પ્રેસ ઓફ ઇન્ડીયા જેવા ખબર ખાતા મારફત પણ આ જાતનું કામ કરવું સુગમ થઇ પડે. વળી જેમ બર્લીનમાં કે પેરીસમાં

હિન્દીઓનાં મંડળો છે ને ન્યુયૉર્કમાં પણ હિન્દીઓનો સંઘ છે, તેમ બીજા મુખ્ય મુખ્ય દેશોમાં પણ હિન્દીઓની એવી સંસ્થાઓ કાઢીને કે કૉંગ્રેસની શાખાઓ સ્થાપીને તે તે દેશોમાં હિન્દીહિતનું પ્રચાર કાર્ય કરાવવા માંડવું જોઇએ. ખુદ બ્રિટનમાં ને અમેરિકામાં વિશાળ પ્રચારકાર્ય કરવું પડશે પણ તે સાથે બીજા દેશોમાં પણ તે ચળવળ નિરંતર ચાલુ જ રાખવી પડશે. આથી, જે જે દેશમાં હિન્દીઓ હોય તે તે દેશમાં તે હિન્દીઓ પાસે માતૃભૂમિની સેવા આ રીતે માંગવાનો કૉંગ્રેસનો કે હિન્દીપ્રજાનો હક્ક છે એ ભુલવું ન જોઇએ આમ પરદેશમાં વસતા હિન્દીઓ છાંપાઓની કટારો હાથ કરી તેમાં લખે અને વિરોધી. પ્રચારકાર્ય થાય તો તે સામે સભાઓ ભરી પોકાર ઉઠાવે, નિષ્પક્ષ સાંતાહિકો કે માસિકોમાં હિન્દની રાજદ્વારી માંગણીઓનાં સંબંધમાં કે હિન્દની સામાજીક, આર્થીક ને ધાર્મિક પ્રશ્નોની માર્મિક મીમાંસા રજુ કરે એ જરૂરનું છે. આ ક્રમ બને એટલા બ્હોળા પ્રમાણમાં થય તોય એની પરદેશની વિચારવંત પ્રજા પર અસર થશે. હિન્દી મંડળો વારંવાર ચોપાનિયાંઓ પ્રકટ કરે અને પરદેશની પ્રજામાં તે બ્હોળે હાથે ફેલાવે એ પણ બની શકે તેવી વસ્તુ છે. વળી, દીવાળી કે ૯૬ જેવા હિંદના રાષ્ટ્રીય ઉત્સવોના અવસરો ત્યાં ઉજવાય છે, તે વખતે ખાણાંની મીજલસો ગોઠવી જવાબદાર બ્રિટિશ રાજપુરુષોને આમંત્રી ખાણા પછીનાં ભાષણોમાં તેમની સમક્ષ ચોકખે દિલે વાત કરી તેમનામાં ફેલાયલી ગેરસમજ દૂર કરવાના પ્રયાસ કરવા જોઇએ. આજે તો, ખુદ પાર્લામેંટના સભ્યો પણ હિંદની સાચી સ્થિતિથી વાકેફ નથી અને "હિંદની ચર્ચા પાર્લામેંટમાં થાય છે ત્યારે કોઇ તે તરફ ધ્યાન આપતું નથી" એમ હાલના વડા પ્રધાન મી૦ રામ્સે મેકડોનાલ્ડે જ એક ઠેકાણે લખ્યું છે તે પરથી પાર્લામેંટના સભ્યો સમક્ષ પણ આ પ્રચારકાર્ય દ્વારા આપણા પ્રશ્નો રજુ કરી દેવા જોઇએ.

આજનો અવસર કટોકટીનો છે. આપણે સંપૂર્ણ સ્વતંત્રતા ઇચ્છીએ છીએ, હઠીલા, હુંધીઆ રાજપુરૂષો 'ડોમિનિયન સ્ટેટસ'થી રાજી થઇશું એમ કહે છે અને બ્રિટનને તો હિંદને સ્વતંત્રતા પણ આપવી નથી કે સાંસ્થાનિક સ્વરાજનો દરજ્જો પણ દેવો નથી. હિન્દ હાથમાંથી જતું કરવું એવી મુર્ખાઇ રખે થાય તે માટે બ્રિટિશો બને એટલા સાવચેત રહે છે. એટલે પોતાની સઘળી શક્તિઓ ખર્ચીને પણ હિંદને જરાયે છુટછાટ ન આપવાના બધા પ્રયાસ કરવામાં આવશે. ને એ સામે ટકવાની તાકાત કેળવવા માટે ને તે વખતે ચારે પાસથી સ્હાનુભૂતિ અને મદદ મળે તે સારૂ વાતાવરણ તૈયાર કરવાની અનિવાર્ય જરૂર છે. રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સનું ફારસ ભજવાય તે પહેલાં એ વાતાવરણ તૈયાર થઇ જ જવું જોઇએ ને તેથી પરદેશમાં પ્રચારકાર્ય કરવા માટે પણ એકાગ્રતા કેળવવી જોઇએ. જેથી જ્યારે છેવટનો જંગ જામે ત્યારે એ પ્રચારકાર્યની અસરથી બ્રિટીશ સરકારની હિંદ પ્રત્યેની વલણ સામે આપણને છે તેટલો જ અસંતોષ બ્રિટિશ પ્રજામાં ને પરદેશમાં ફેલાવી શકાય અને આપણી લડતમાં બ્હારથી પણ સ્હાનુભૂતિ, શુભેચ્છા કે મદદ મેળવીને વિજયના શંખ ફૂંકી શકાય.

# સાહેબ ! આપની ખાતર



**જોશી અને ચમનલાલ :** સાહેબ આપની ખાતર અમે અમારા મજુર દોસ્તોને દગો દીધો.

**વીટલી** [ સ્વગત ] : તેવા માણસો સરકારનું એ શું ભલું કરશે ?

# સંસ્થાનિક સ્વરાજ્યના ટૂકડા



**અરવીન-બેનના** સંસ્થાનિક સ્વરાજ્યના ટૂકડાની લાલચ સેતલવડ,
જયકર અને ઈમામને લલચાવી રહી છે.

# સ્વ રા જ્ય મ ળી ગ યું !

: લખનાર :
લ ખો ટા

મુંબઈના સેક્રેટરીએટમાં કેટલાક અમદાવાદ, પાટણ, પાલણપુર, અને મુંબઈના શેઠીઆઓ ભેગા મળ્યા હતા. ઈંગ્લંડની શાહી સરકારે હીંદને સાંસ્થાનીક સ્વરાજ્ય આપી દેવાનું નક્કી કર્યું હતું. પણ અમેરિકા જોડે જરા કડવાશ થયાથી યુધ્ધમાં ઉતરવું પડશે એમ લાગવાથી ઈંગ્લંડ પૈસાની ભારે જરૂરમાં હતું. અને તેથી તેણે હિંદની મધ્યસ્થ સરકારનો કારોબાર તેમ જ પ્રાંતિક કારોબાર દારૂ, તાડીનાં ઇજારાનાં જે રીતે લીલાંઉ થાય છે તે રીતે લીલાંઉ કરીને લોકોને આપવાનો ઢંઢેરો બહાર પાડ્યો હતો.

## દીલ્હીની ગાદી

હિંદની મધ્યસ્થ સરકારનો કારોબાર પંડીત મોતીલાલ નહેરૂની આગેવાની હેઠળ બંગાળ, પંજાબ, યુ. પી. અને સીંધના જમીનદારોએ બે અબજ રૂપીઆ આપીને વેચાતો લીધો હતો. પ્રમુખ કોણ થાય તેને માટે મહિનાઓ સુધી ઝગડો ચાલ્યો હતો. હિંદુ જમીનદારો પંડીત મોતીલાલને પ્રેસીડેંટ બનાવવા માંગતા હતા, જ્યારે મુસલમાનો સીંધવાળા સર સફદર જંગ બહાદુરને બનાવવા માંગતા હતા. આખરે સીંધ, બંગાળ અને પંજાબમાં પોતે મુસલમાન ગવર્નર નિમશે એમ ખાતરી આપતાં હિંદની મધ્યસ્થ સભાના એ જ પ્રમુખ થયા હતા. સંસ્થાનો જેવું સ્વરાજ્ય મળેલું હોવાથી આ દેશમાંના બ્રિટીશ લાભોને નુકશાન પહોંચે એ માટે ઈંગ્લંડ સાથે ખાસ જુદા કરારો કરવામાં આવ્યા હતા અને દિલ્હીમાં મોતીલાલ પ્રમુખ હોવા છતાં સીમલામાં તો ઈંગ્લાંડથી ગવર્નર આવે એ પ્રથા પૂર્વ આફ્રીકા અને કેનેડાની માફક ચાલુ રહી હતી.

## પ્રાંતિક સ્વરાજ્ય

મુંબઈ ઇલાકાવાળાઓ સટ્ટા અને વેપારમાં મશગુલ હોવાથી સ્વરાજ્યનાં લીલાંઉની બોલી કરવાને રહી રહીને જાગ્યા હતા. ઉપર હું જણાવી ગયો તેમ મુંબઈના ગવર્નરે ઇલાકાના શેઠીઆઓ પાસે ઓફર માંગી હતી, સીંધ છુટું પડી તેનો જુદો પ્રાંત થયો હતો, એટલે કચ્છ સુધીના ઇલાકાનું લીલાંઉ કરવાનું હતું, અમદાવાદની એક સીન્ડીકેટ માંહોમાંહે ગોઠવણ કરી આખો ઇલાકો લઈ લેવાનો વિચાર કરતી હતી, જ્યારે મુંબઈ, પાલણપુર અને પાટણવાળા ખુલ્લી રીતે બોલી મૂકવાની તરફેણમાં હતા.

સર ફેગટચંદ નામના નેતા જે ગવર્નર જોડે અમદાવાદની સીન્ડીકેટની ઓફર સંબંધમાં વિનંતી કરવા ગયા હતા, તેમણે આવી બૂમ મારી, "ભાઈલાલભાઈ, અહિં આવો, ૮૦ કરોડમાં સાટું થાય છે."

ભાઈલાલભાઈ આગળ આવ્યા, તેમની સાથે નથુભાઈ, લલ્લુભાઈ વગેરે આવ્યા અને બધાઓ સાથે મળી વાટાઘાટ કરવા માંડી.

## દલાલીની વાત

મુંબઈ ઇલાકો ૮૦ કરોડમાં વેચાતો લઈ લેવાની અમદાવાદની

એ સીન્ડીકેટે ઠરાવ કર્યો. પણ સર ફ્રેગટચંદે પોતાની દલાલી તરીકે ૨૫ ટકા માંગવાથી તેમની અને સીન્ડીકેટ વચ્ચે ઝગડો થયો. આખરે ભુદ્દાલાલ ભાઇના કહેવાથી મુંબઇ અમદાવાદની સીન્ડીકેટને મળે તો આખા ઇલાકામાં 'દાતણનો ઇજારો' સર ફ્રેગટચંદને આપવાનું ઠેરવવામાં આવ્યું.

## લીલાંઉ

દલાલીની વાત પતી ત્યાં તો મુંબાઇના ગોરા ગવર્નર હોલમાં આવ્યા અને મુંબઇ કોણ લેવા માંગે છે એ પ્રશ્ન પૂછતાં અમદાવાદી સીન્ડીકેટ આગળ ધસી પણ પાલણપુર અને મુંબઇવાળાઓએ બૂમાબૂમ કરતાં જાહેર રીતે લીલાંઉ કરવાનો ગવર્નરે ઠરાવ કર્યો અને તે પ્રમાણે "આ મુંબઇ ઇલાકો સોનાનાં મહેલો—સંખ્યાબંધ માલો અને બંદરોવાળો જાય છે ૮૦ કરોડમાં ૮૦ કરોડ એકવાર—૮૦ કરોડ બેવાર,"—એમ સેક્રેટરીએટના એક પારસી સેક્રેટરીએ બાંગ મારવાનું શરૂ કર્યું. એટલે મુંબઇના એક શેઠીયા બોલ્યા : "આપણા ૮૫ કરોડ" તેને જોઇ પાલણપુરની એક સીન્ડીકેટે બુમ મારી "૯૦ કરોડ."

વડોદરા સ્ટેટના નામદાર ગાયકવાડના પ્રતિનીધીઓ આવ્યા હતા તેમણે એક અબજમાં માંગણી કરી, એટલે અમદાવાદી સીન્ડીકેટનો મીજાસ ફાટયો અને તેમણે એક અબજ અને પાંચ કરોડમાં માંગણી કરી, અને તેથી વધનાર કોઇ નહી હોવાથી મુંબઇ ઇલાકો અમદાવાદની સીન્ડીકેટને નામે ચડયો!

## પ્રમુખ કોણ થાય ?

મુંબઇ ઇલાકો વેચાતો તો લીધો પણ તેની વ્યવસ્થા કેમ કરવી, પ્રમુખ કોણ થાય ? એ વિચાર માટે ચોપાટી ઉપરના ભઇલાલ શેઠને બંગલે બધા અમદાવાદી સીન્ડીકેટના શાહુકારો મળ્યા. ગવર્નર તો ઇંગ્લંડની સરકારનો જ રહેવાનો હતો અને તેને પગાર સીન્ડીકેટ જ આપવાની હતી. સ્વતંત્ર મુંબઇનો એક પ્રેસીડંટ નેમવાનો હતો. સર ફ્રેગટચંદે ભઇલાલ શેઠને પ્રમુખ નેમવાની દરખાસ્ત કરી જે મફતભઇ કે લલ્લુભઇને પસંદ પડી નહિ. આખરે એવું ઠરાવ્યું કે ચીઠ્ઠી નાખવી. ફ્રેગટચંદની પાઘડી ટેબલપર મૂકી તેમાં ઓરડામાં હાજર રહેલી અમદાવાદ સીન્ડીકેટના મેંબરોનાં નામની ચીઠ્ઠી નાંખવામાં આવી અને એક ન્હાના નાગા છોકરા પાસે તે ઉંચકાવવામાં આવી. અને તેમાં દૈવનું કરવું તે ભઇલાલ ભઇનું જ નામ આવ્યું.

તાળીઓના અવાજ વચ્ચે ભઇલાલભાઇ પ્રમુખસ્થાને બિરાજ્યા અને ત્યાં ને ત્યાં મુંબઇની નવી સરકારના ઓધેદારોની નેમણુંક થઇ ગઇ.

## સરકારી મ્હેલ કયાં રાખવો ?

સર ફ્રેગટચંદે પ્રેસીડંટ ભઇલાલભઇને સુચના કરી કે નવી સ્વદેશી સરકારનું મથક મુંબઇમાં જ રાખવું. પણ ભઇલાલભઇની ચાર પાંચ મીલો અને જીનીંગ ફેકટરીઓ અમદાવાદ અને તેની આજુબાજુના પ્રદેશમાં હોઇ પાયતખ્ત ફરી પાછું ગુજરાતનાં એ પાટનગરને બનાવવામાં આવ્યું.

## મુંબાઇની જોડી ચડસાચડસી

નવી સરકારે પોતાના જુદા જુદા મેંબરોને જુદી જુદી વસ્તુઓના ઇજારા આપી દીધા. લલ્લુભઇને કાપડનો ઇજારો મલ્યો, પણ સરકારી નોકરોએ 'અમદાવાદી' પોતીયાં જ પહેરવાં એવો ફરમાન તેમણે કઢાવતાં મુંબઇના મીલમાલેકો છેડાઇ પડયા,

અને સ્વદેશીને નામે અમદાવાદી ધોતીયાંના ભાવમાં ત્યાંના મીલવાળા આ રીતે ભાવ લેતા હોવાથી સરકારી નોકરોએ તે સામે સત્યાગ્રહ આદર્યો.

## લંગોટભર

એક દિવસ તો ખુદ લલ્લુભાઈની ઓફીસનો સ્ટાફ ડગલા અને પાઘડીની નીચે એકલો લંગોટ પહેરી ઓફીસમાં આવ્યો, એટલે લલ્લુભાઇ છેડાયા અને માણસોના સત્યાગ્રહ આગળ નમી જઈ તેમને ગમે તે મીલનાં ધોતીયાં પહેરી લાવવા હુકમ કર્યો.

## વાઘરીઓનો બળવો

સર ફોગટચંદને દાતણનો ઇજારો મળેલો તે, તેમણે ગુજરાતમાં ગામેગામ પોતાનાં માણસો મોકલી બાવળ કપાવી, જર્મનીથી ખાસ ફેશનેબલ બાકસો મંગાવી, તેમાં દાતણની સળીઓ મૂકી તેમણે એક એક આને અને બબ્બે આને વેચવા માંડી. લોકો બૂમ મારવા લાગ્યાં, પણ એટલામાં અમદાવાદ, ભરૂચ, સુરત અને મુંબઇના વાઘરીઓએ એકત્ર થઇ બળવો કરવાથી દાતણનાં બાકસો સર ફોગટચંદનાં ગોડાઉનમાં એમનાં એમ પડી રહ્યાં, અને દાતણ વેચવાનું કામ પાછું વાઘરીઓએ જ શરૂ કર્યું.

## કાકા મામા

સ્વરાજ્ય પામેલી નવી મુંબઇ સરકારમાં મોટા સરકારી ઓદ્દાઓ નવી સરકારના મેંબરોના સગાંવહાલાંઓને મળેલા. મુસ્લીઓને ઓધ્ધાઓનું ચોક્કસ પ્રમાણ આપવું પડેલું પણ મજુર અને અંત્યજ વર્ગની હાલત જેવીને તેવી રહેલી.

થોડો વખત તો લોકો સ્વરાજ્ય મળેલું જોઇ ખુશ ખુશ થઇ ગયા, પણ પછી તેમણે ખબર પડી કે એ સંસ્થાનીક સ્વરાજ્યથી કચડાયલા અને દબાયલા વર્ગનું કંઇ પણ કલ્યાણ થતું નહોતું. આગલી ગોરી નોકરશાહીની જગાએ આપણા દેશબંધુઓની ઘઉંવર્ણી નોકરશાહી આવી હતી, જે બહારની દુનિઆનાં બીજાં લોકોને પડકાર કરી શકે તેવી નહિ હોવાથી અંદર અંદર પોતાનાં જ ભાઇ ભાંડુઓને રંજાડતી. આ દેશમાં વસતા પરદેશીઓએ તો પોત પોતાના હક્કો જાળવી દિલ્હીની મધ્યસ્થ દીંદી સરકાર સાથે ચોક્કસ કરારો કરી લીધેલા.

ઇજારાઓને લીધે લોકોમાં અસંતોષ પ્રકટ્યો અને ઇજારદારી સરકારે પરદેશીઓને પોતે આપેલી રકમ જલદી વસૂલ કરવામાં જરા વધારે પડતી સખતાઇ વાપરતાં મુંબઇના મજુરો અને અછુતોએ ભયંકર બળવો કર્યો, તેથી એ નબળાઇના ગુન્હા માટે નવી સરકારના મેંબરોને ગરદન માર્યા અને પોતાના હાથમાં કારોબારનું સુકાન લીધું!

* * *

ત્યાં તો ચમકી હું જાગી ગયો અને ખબર પડી કે આ તો માત્ર એક સ્વપ્ન હતું. પણ એ સ્વપ્ને એટલું તો બતાવ્યું કે સંસ્થાનીક સ્વરાજ્ય કરતાં સંપૂર્ણ સ્વતંત્રતા જ વધુ ઇચ્છવા જેવી છે, અને એવી જાતની આઝાદીમાં જ ગરીબોનું શ્રેય છે.




# જાહેર જીવનમાં સ્ત્રીનું સ્થાન



સૌ. ઇન્દુમતી દીવાન.

દરેક સંસ્કારી દેશમાં સ્ત્રીઓ જાહેર જીવનમાં મોટો ભાગ લે છે, જ્યારે આપણે ત્યાં આંગળીને વેઢે ગણી શકાય તેટલાં બાદ કરીએ તો જાહેર જીવન એ શું છે તે પણ સમજતા નથી. અને તેથી આપણે આપણું ધ્યેય સ્વરાજ જલ્દી મેળવી શકતા નથી. સ્ત્રીઓ વિનાનું જાહેર જીવન અપંગ છે. સમાજ સુધારાની પ્રવૃત્તિઓ સ્ત્રીઓ વિના આગળ વધી શક્તી નથી, અને એ પ્રશ્નો પુરૂષો ઉકેલવા મથે છે તોપણ તેમાં સ્ત્રીઓની સહાનુભૂતિ વિના ઉકેલી શકતા નથી. બાળ કેળવણીનાં અને બાળ ઉછેરનાં કાર્યો સ્ત્રીઓએ જ મળીને કરવા જોઇએ. વળી વનિતાવિશ્રામો અને પતિત સ્ત્રીઓનો ઉદ્ધાર જો સ્ત્રીઓ કામ ન કરે તો કેવી રીતે થાય? આ કામોમાં સ્ત્રીઓ વિના ચાલે તેવું જ નથી. સ્ત્રી જ સ્ત્રીને સમજી શકે અને સમજાવી શકે.

# સમાજ અને વિપ્લવ

: લેખિકા :
લેડી વિદ્યાબ્હેન રમણભાઇ નીલકંઠ; બી. એ.

**સામાજિક વિપ્લવની જ્વાળાઓ ગામેગામ સળગાવવા માટે થોડાક યુગ પરિવર્તકોની જરૂર છે.**

રાજા કાળનું કારણ છે કે કાળ રાજાનું કારણ છે એ પ્રશ્ન અનેકવાર ચર્ચાઇ ગયો છે છતાં એ વિચારણામાં રહેલું રહસ્ય સાતત્યવાળું છે. જમાનો પોતાને અનુકૂળ મનુષ્યો—નેતાઓ—સરજાવે છે કે નેતાઓ પોતાની મનોવૃત્તિને અનુકૂળ યુગનું પરિવર્તન કરે છે એ સંબંધમાં વિચાર કરનારને જણાશે કે કાળ અને નેતા પરસ્પરને આધીન છે. કોઇ એક માણસ એકાએક જગતમાં પોતાને અનુરૂપ જગતના મોટા ભાગને બનાવી દે એવા બનાવો જગતના ઇતિહાસમાં બનેલા છે. મોટા ધર્મોના પેગંબરો, મહાત્મા બુધ્ધ વગેરેને માટે આ પ્રમાણે કહી શકાય પરંતુ તે જમાનાની સમાજ સ્થિતિના સંજોગોને લીધે, તેના પરિણામે જ એવા મહાપુરૂષો ઉત્પન્ન થઇ શકે એમ પણ માનવું જ પડે. સમાજની પરિસ્થિતિ અનુકૂળ ન હોય તો ગમે તેવા માનસવાળો ભાગ્યે જ ઇષ્ટ પરિણામ લાવી શકે તેમ સમાજની ગમે તેવી સ્થિતિ હોય પણ તેની દીર્ઘદ્રષ્ટિથી નીહાળનાર ન હોય તો વાતાવરણ પોતે કાંઇ કરી શકે નહીં બંને અન્યોન્યને પરિપોષક છે અને બંનેનો જ્યારે સુયોગ પ્રાપ્ત થાય ત્યારે સમાજને આગળ વધવાના પ્રસંગ પ્રાપ્ત થાય છે.

હિંદુ સમાજ વિશે વિચાર કરતાં એમ લાગે છે કે જમાનાથી રૂઢ થએલા કુરીવાજોથી સમાજ છિન્નભિન્ન થઇ ગયો છે દુનીઆભરની પ્રજાઓ આગળ દોડી રહી



લેડી વિદ્યાબ્હેન રમણભાઇ નીલકંઠ

છે. બલ્કે ઉડી રહી છે ત્યાં આપણો સમાજ રગશીઆ ગાડાની માફક ધીમે ધીમે least resistance ને માર્ગે ક્રમણ કરી ઉન્નત થવાની આશા રાખે છે પાછલા જમાનાના સુધારકો બોલી બોલીને થાક્યા ત્યારે તેમનાં વચનોનું સત્ય કાંઇક અંશે હાલના જમાનામાં લાગવા માંડયું છે. પરંતુ એ સત્યને અમલમાં મૂકવાની હિંમત ઘણા થોડામાં છે. આપણી રૂઢી ચુસ્તતાની હદ આવી ગઇ છે અને દેશભરમાં એવું વાતાવરણ ઉભું થયું છે કે તે વિપ્લવને આહ્વાન કરી રહ્યું છે. હિંદુસમાજમાં થોડે ઘણે અંશે

જો સામાજિક પ્રગતિ દેખાય તો તે પ્રમાણમાં ઘણી જ જુજ છે અને જનસમૂહનો એક દુરાગ્રહી ભાગ એવો જબરદસ્ત છે કે તે શીખામણ કે કાયદાને માન આપે તેમ નથી. એ તો તેમના પોતાના અંગભૂત મનુષ્યો બંડ કરે તો જ તેમના પર અસર ઉપજાવી શકે અને હવે એ વિપ્લવની ભાવના સચેત થઇ છે તેની જ્વાળા ગામેગામ લાગવાની એ નિઃશંશય છે. બીજી પધ્ધતિઓ જ્યાં અફળ નીવડી છે ત્યાં વિપ્લવ સફળતા મેળવે છે એ અનુભવની વાત છે. આવી જમાનાની પરિસ્થિતિ થઇ રહી છે તો તે પરિસ્થિતિને યોગ્ય આદર્શે પહોંચાડનાર યુગ પરિવર્તક થોડા ઘણા ઉત્પન્ન થાય તો જ પ્રજા ઉચ્ચ ધ્યેયને પામે વિપ્લવ એ માત્ર પધ્ધતિ છે, સાધન છે એ અંતિમ લક્ષ્ય નથી. હાલના સમાજને છેદી ભેદી ક્યાં જઇને અટકવું એ નિર્ણય પ્રજાને કરવો જ પડશે. વિપ્લવ એ શું પ્રાપ્ત કરવા માટે છે એ દીર્ઘદૃષ્ટિથી વિચાર કરનારની જરૂર છે અને માત્ર અંધશ્રધ્ધાળુ જેવા અંધ Iconoclasts રૂઢિભંજકો ન બને એ જોવાનું છે. અને તે માટે આપણે આપણા આદર્શો નક્કી કરવા જ જોઇએ. શું પ્રાપ્ત કરવા આપણે આ બધું કરી મથીએ છીએ એ વિચાર કરનાર યુગ પ્રવર્તક આપણને આજની સ્થિતિમાં આવી મળે એ આશા અસ્થાને નહીં ગણાય.

આપણું વહાણ ક્યાં ધસડાય છે તે માટે શાંતિથી વિચાર કરવાની અગત્ય છે એમાં કોઇ ના નહીં પાડે. રાજકીય, ધાર્મિક, સામાજિક, સર્વ બાબતોમાં જે જે સડા પેસી હોય તે દૂર કરવાની પ્રથમ જરૂર છે અને તે માટે ચાલુ સ્થિતિ પર પ્રબળ પ્રકાશ નાંખી તેનું નિર્ભયતાથી ખરૂં સ્વરૂપ પણ સમજાવવું આવશ્યક છે, અને ઘટે ત્યાં તે પર નિર્ભય ટીકા પણ કર્યા વિના ચાલે નહીં. ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવા માટે સમયને અનુસરતાં સાધન પણ વાપરવાં પરંતુ એ બધા સાથે આપણી ઇષ્ટ વસ્તુ શી છે, આપણે ક્યાં પહોચવા માગીએ છીએ તેનો નિર્ણય કરવો જ જોઇએ અને તે માટે આપણો કાર્યક્રમ માત્ર વિધાતક નહીં પણ સંસ્થાપક પણ હોવો જોઇએ. ગમે તે ભોગે ખરાબીઓ, અનિષ્ટો દૂર કરવાં પરંતુ મૂળોચ્છેદ થવાનો પ્રસંગ ન આવે તે સંભાળવાનું છે. હિંદુસંસ્કૃતિ પર અજ્ઞાન, સ્વાર્થ અંધકારનાં જાડાં પડ ચઢી ગયાં છે તે ઉખેડી ફેંકી દેતાં તે સંસ્કૃતિ ફેંકી ન દેવાય એ લક્ષ બહાર ન રહેવું જોઇએ. અને તે માટે જ જમાનાને અનુકૂળ નેતા આવી મળે એ ઇચ્છવાનું છે.

# અખીલ ભારત સ્ત્રી પરિષદ્

: લેખિકા :

શ્રી. હંસા મહેતા



શ્રી. હંસા મહેતા

આ વખત અખીલ ભારત સ્ત્રી પરિષદ્ મુંબઈમાં આવતા વર્ષે એટલે ૧૯૩૦ ની ૨૦ મી જાન્યુઆરીથી તે ૨૪ મી જાન્યુઆરી સુધી મળશે. આ પહેલાંની ત્રણ બેઠકો અનુક્રમે પુના, દીલ્હી અને પટનામાં ભરાઈ હતી. આ પરિષદ્‌માં ભાગ લેવાનું આમંત્રણ નવયુગ દ્વારા સર્વે ગુજરાતી બ્હેનોને આપું છું. જે ભાષણો વગેરે થશે તેનું ભાષાન્તર ગુજરાતી તથા મરાઠી ભાષામાં થશે જ, તેમ જ બ્હેનો પોતે પણ સ્વભાષામાં બોલી શકશે એટલે મુંબઈના સર્વે બ્હેનો આ પરિષદ્‌માં છૂટથી ભાગ લેઈ પોતાના વિચારો વ્યક્ત કરશે.

આ પરિષદનો હેતુ સ્ત્રીઓને લગતા તમામ વિષયો પર ચર્ચા ચલાવી સ્ત્રીઓની દરેક બાબતમાં પ્રગતિ સાધવાનો છે. પહેલી પરીષદ્ પુનામાં કેળવણી પરિષદ્ તરીકે મળી હતી. કેળવણીને લગતા અનેક વિષયો ઉપરાંત કાયદાની સહાય વડે બાળલગ્ન અટકાવવા વિષે પણ ખુબ ચર્ચા થઈ હતી. કારણ બાળલગ્ન એ કેળવણીની પ્રગતિને આડખીલી રૂપે છે કન્યાની લગ્નવય કાયદાવડે ૧૬ વર્ષની મુકરર કરવા બાબત ઠરાવ મૂકતાં મેં જણાવ્યું હતું કે બાળાઓ બે ત્રણ ચોપડી શીખી ન શીખી ત્યાં તો એને શાળામાંથી ઉઠાડી લઈ પરણાવી દેવામાં આવે છે. આવી કન્યાઓને કોઈ પણ જાતની સંગીન કેળવણી મળી શકતી નથી, કારણ આવી કાચી વયની કન્યાને આપી શકાય પણ નહિ. એટલે જ્યાં સુધી કન્યાની લગ્ન વય લંબાવી ન શકાયે ત્યાં લગી કન્યાકેળવણીની પ્રગતિ સંભાવત નથી. કન્યાઓ માટે કોઈ પણ જાતનો અભ્યાસક્રમ જ ઘડવો અશક્ય. પરિષદે જ્યારથી છોકરીની લગ્નવય ૧૬ વર્ષની અને છોકરાની ૨૧ વર્ષની માટે માગણી કરી ત્યારથી એ ચર્ચા આખા દેશમાં સ્થળે સ્થળે બ્હેનોએ ઉપાડી લીધી. અને અનેક સભાઓદ્વારા આ બાબત પોતાના વિચારો પ્રગટ કર્યા—એને પરિણામે અનેક દેશી રાજ્યો જેવાં કે મૈસુર, કાસ્મીર, રાજકોટ, લીમડી, માંડી અને ભાવનગરમાં આ બાબત સુધારો થયો. વડોદરામાં તો એવો કાયદો થયો કે આઠ વર્ષની અંદરના લગ્ન સમજાગા ફોક ગણાય—રાય સાહેબ હરવિલાસ શારદાનો બાળલગ્ન પ્રતિબંધનો ખરડો પસાર થયો તે માટે ભાગે આ સ્ત્રીચળવળને આભારી છે.

આ ઉપરથી સ્પષ્ટ જ સમજાશે કે સ્ત્રીઓ ધારે તો ઘણું કરી શકે. પરંતુ જે કરવાનું છે તે સંઘબળે જ થઇ શકે. એટલે જ આવી પરિષદની મહત્તા. આ પરિષદ્ દ્વારા સ્ત્રીઓ પોતાના સામાજિક તેમ જ અન્ય અનુભવો જણાવી સમાજનાં સડાઓ દૂર કરવાનું માથે લે. પરંતુ સૌથી મહત્વનો વિષય અત્યારે તો કેળવણીનો જ છે. સ્ત્રી કેળવણીની ગતિ ગોકળ ગાયના જેવી અતિમંદ છે, એમ છેલ્લા દશ વર્ષના મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાના નિવેદન પરથી જણાય છે. ખાસ કરીને ગુજરાતમાં સ્ત્રી કેળવણીની પ્રગતિ બહુ જ અસંતોષકારક છે. મારા પોતાના મુંબઇની પ્રાથમિક ગુજરાતી કન્યાશાળાઓના અનુભવ પરથી કહું છું કે નીચલા ધોરણોની સરખામણીમાં ઉપલા વર્ગો એટલે પાંચમા, છઠ્ઠા અને સાતમા ધોરણોમાં કન્યાઓની સંખ્યા ઘણી જ જૂજ જોવામાં આવે છે. ગુજરાતી બ્હેનો આવી મહત્વની બાબતમાં આટલી ઉદાસીન કેમ છે? કેળવણી વિના, ખાસ કરીને સ્ત્રી કેળવણી વિના રાષ્ટ્રની ઉન્નતિ સંભવિત જ નથી. આ વિષયમાં દેશના ખેરખાંઓ કંઇક વધારે ધ્યાન આપે તો જ હિંદુસ્થાનનો શુક્રવાર ઉઘડશે. સ્ત્રી પરિષદે આ પ્રશ્ન પર ખુબ જોસભેર ચળવળ ચલાવવી જોઇએ. આ એક જ વિષય જો સ્ત્રી પરિષદ્ હાથમાં લઇ એનો સંતોષકારક નીવેડો આણે તો બીજા પ્રશ્નો આપોઆપ જ ઉકેલાશે.

# હિંદ અને હિંદ દેવીઓ.

**સ્વતંત્રતાના સંગ્રામમાં સ્ત્રીઓ કઇ રીતે વધુ ઉપયોગી થઈ શકે તે દરેક બહેને સમજવાની જરૂર છે-આ લેખમાંથી તેમને કેટલીક રૂપરેખાઓ મળશે.**


:લેખિકા:
સૌ. શારદા દીવાન.
એમ. એ.


હિંદના સ્વાતંત્ર્યના પડઘા ચોમેર પ્રસરી રહ્યા છે. આપણા હજારો માઇલ દૂર રહેતા માલીકના અવાજનો પડઘો હિંદ સુધી આવી પહોંચ્યો છે. હમ્મેશની માફક અનેક વચનો અપાયાં છે અને વાતો થઇ છે. આશાવાદીઓની આશા અમર રહો! તેઓને મન "ડોમીનીયન સ્ટેટસ" (સંસ્થાનિક સ્વરાજ) ચોક્કસ મળવાનું છે. આ અચળ શ્રધ્ધાને લઇને તેઓ માને છે કે જે મળે તે આપણે લઇ લેવું કારણ કે બહુ તાણાતાણી કરવા જતા ઇંગ્લાંડ અને હિંદ વચ્ચેનો સબંધ તરડાઇ જશે અને તે સમો કરતાં વર્ષો થશે; આપણી આ ભૂલને લઇને હિંદને ઘણા વર્ષો પાછા પડવાનું થશે. પરિણામે બન્ને એક એકને સંશયની નજરે જોશે. સામા પક્ષની માન્યતા જુદી જ છે. તેઓને વિશ્વાસ નથી અને અમુક માગણીઓ સ્વીકારાય તો જ તેઓ બીજું સાંભળવા તૈયાર છે; તેઓને અડધું પડધું જોઇતું નથી. તેઓ ચોક્કસ માને છે કે જ્યાં સુધી માલિકના હૃદયમાં ફેરફાર નથી ત્યાં સુધી બધાં જ ફાંફાં છે માટે આપણે તો મોટી જ લડાઇ આદરી પૂર્ણ સ્વતંત્રતા લીધે જ છુટકો છે. મહાસભા ટૂંક વખતમાં મળશે, 'સેન્ટ્રલ કમિટિ'નો રીપોર્ટ પણ તે દરમીયાન બ્હાર પડ્યો હશે.



સૌ. શારદા દીવાન એમ. એ.

અને 'રાઉન્ડ ટેબલ કોનફરન્સ'ની વાતો ચાલી રહી છે. હવે હિંદ શું નિર્ણય પર આવશે એ તો ભવિષ્ય જ ઉચ્ચારશે. એક વાત ચોક્કસ છે કે થોડા વખતમાં હિંદનાં સ્ત્રી પુરૂષોને માથે મોટી જોખમદારી ઉપાડવાની આવશે, અને તે ઉપાડી લઇ હિંદની ઉન્નતિ સાધવાની રહેશે.

હિંદનો પ્રાચિન ઇતિહાસ જોતાં જણાશે કે પુરૂષ સાથે તે કાળની સ્ત્રીઓએ પણ પોતાના દેશની જાગૃતિ અને ઉન્નતિમાં પોતાનો ભાગ ભજવ્યો હતો. રાજકિય, સામાજીક તેમ જ તત્વજ્ઞાન અને કળા એવા દરેક ક્ષેત્રમાં તેમણે અગ્ર ભાગ લીધો હતો. લીલાવતી, અહલ્યાબાઇ અને નૂરજહાન આપણી નજર બહાર નથી. શ્રી કૃષ્ણચંદ્ર જ્યારે હયાત હતા તે વખતે વ્રજની ગોપીઓ તેમના આદર્શો અને જીવન રહસ્ય સમજી હતી, અને તે ગ્રહણ કરી પોતાનાથી બનતી મદદ તેમને અને યાદવોને દરેક રીતે કરી હતી. હિંદના મધ્ય કાળમાં રજપુતાણીઓએ શું, પુરૂષોને કેસરીયાં કરનાં નહોતાં શીખવ્યાં? તો શું, આ જમાનાની હિંદ દેવીઓ પોતાના પતિઓની, ભાઇઓની અને પુત્રોની સ્વતંત્રતાની અને સમાનતાની લડતમાં તેમને દરેક રીતે હાથ નહિ દે?

હાલ આપણે એમ માનીએ છીએ કે એ બધું તો પુરૂષો એકલા જ ફોડી લેશે અને એ ક્ષેત્રોમાં આપણું કામ નહિ. એટલું જ નહિ, પણ એમાં આપણી મદદ પણ ના હોઇ શકે. તો પછી એમાં રસ લઇ આ ક્ષેત્રોમાં શું ચાલે છે તેનું તો આપણે શું ભાન રાખીએ? પુરૂષનો ગમે તેવો અભ્યાસ, શ્રધ્ધા અને મહેનત હશે છતાંએ જ્યાંસુધી સ્ત્રીઓનો હાથ અને ચીવટતા એમની મદદમાં નહિ હોય ત્યાં સુધી એમને પાછા પડવાનો વારો આવશે. સમાજનું એક જ અંગ જો જાગૃત થશે અને બીજું જો અજ્ઞાનતામાં સડતું હશે તો પ્રગતિ કેમ સાધી શકાશે? એની દશા તો પછી લકવાવાળા માણસ જેવી જ થશે; ચાલવાની ઇચ્છા છતાં અર્ધા અંગની મદદ ન મળવાથી તેને તો પથારી વશ જ થવું પડશે. હવતી સ્ત્રીઓ જો આ ધ્યાનમાં રાખશે તો પોતાની યથાશકિત પ્રમાણે તેઓ માતૃભૂમિ સારૂ અનેક રીતે કામ કરી શકશે. ફકત નિશાળે ગયેલાં જ યા કોલેજમાં ભણેલાં જ આ કરી શકે એ વિચાર મનમાંથી કહાડી આપણે આત્મશ્રધ્ધા કેળવીશું, તો આપણી ઘણી મુશ્કેલીઓ દૂર થશે કોઇ પણ રીતે "કેળવાયલી" "સંસ્કારી" સ્ત્રીની જરૂર છે. કેળવણીનો સાંકડો અર્થ આપણે નથી કરવાનો. અસલના વિચારના જો બહાનું કહાડે તો તેમને માટે તે વખતની સંસ્કૃતિના સિધ્ધાંતો—જેવું રહસ્ય અને સત્ય હજીએ ઝળકે છે—તેમને શાંત કરે એમ છે. "अहम् ब्रह्मास्मि" અથવા "હું બ્રહ્મા છુ" એટલે I am the Creator નું ખરૂં રહસ્ય સમજાશે તો આપોઆપ ઉત્સાહ ઉભો થશે અને દરેક કામ કરવાની શક્તિ પ્રાપ્ત થશે. દરેક મનુષ્યમાં "બ્રહ્મા" અથવા ઉત્પાદક શકિત (creative faculty) અને ઉચ્ચ સ્વભાવ (Divine Power) કંઇક અંશે હોય છે અને આની મદદ લઇ દ્રઢતાથી નિર્માણ કરેલું કામ જરૂર કોઇ પણ મનુષ્ય સાધી શકે છે. સ્ત્રી પણ એક વ્યકિત છે. અને તે જો આ સિધ્ધાંત સમજશે, આત્મશ્રધ્ધા અને પોતાનો ઉચ્ચ જાતિસ્વભાવ કેળવશે તો જરૂર એક પણ ક્ષેત્ર એવું નથી કે જેમાં એ પોતાનો ફાળો નહિં આપી શકે.

આપણી હાલની રહેણીકરણી જોતાં દેશની ઉન્નતિનો બોજો વધ્રે ને વધ્રે સ્ત્રી જાતિ પર પડશે, કારણ કે પુરૂષ પોતાનાં ધંધામાંથી થોડો જ વખત બચાવી શકશે, જ્યારે સ્ત્રીઓ ઘણો વખત ફાલતુ પાડી વિવિધ પ્રવૃત્તિઓમાં ભાગ લઇ શકશે. તો હિંદની જાગૃતિ અને ઉન્નતિમાં હિંદ દેવીઓ

પોતાનો. હાજો આપી પોતાનું નામ અને અસલની સંસ્કૃતિનું ભાન નહિ કરાવે?

હિંદને સ્વરાજ મળશે તો જ આપણે દેશની પ્રગતિ વધુ વધારી શકીશું. એ માન્યતા ઘણે અંશે ખરી છે. રાજ્યતંત્રનું સુકાન આપણા હાથમાં આવતાં વેપાર, કેળવણી, લશ્કર એવી અનેક બાબતોમાં આપણે આપણને રૂચતા અને લાભના સુધારા કરી હિંદને પ્રગતિને પંથે લઇ જઇશું. જ્યાં સુધી હિંદનો સ્વાર્થ અને રાજ્યકર્તાનો સ્વાર્થ એક નથી ત્યાં સુધી તેમના તરફથી આપણે કશી પણ આશા રાખી શકીએ એમ નથી. પણ જેટલી એક બાજુએથી સ્વરાજ મેળવવાની જરૂર છે, એટલે કે એક છેડેથી સત્તા લઇ કાયદાથી ફરજ્યાત અજ્ઞાન લોકોને સુધારી ઉન્નતિ સાધવાની જરૂર છે, તેટલી જ બીજે છેડેથી લોકોને કેળવી અને સમજાવી આપો-આપ તેઓ સુધરે અને જાગૃત થઇ દેશની ઉન્નતિ સાધે એ જરૂરનું છે. 'શારદા બીલ' પસાર થયા છતાં અજ્ઞાનતાનો બળવો શું સુચવે છે? એપ્રીલ માસમાં આ બીલ કાયદો થશે એટલે તેને આધીન થઇ બે ત્રણ વર્ષ શેભવું પડે એ બ્હીકને લઇને કેટલીક જગ્યાઓએ આ શિયાળામાં ઘણાં લગ્નો થવાના છે. ફક્ત એકતરફી પ્રયત્નો વ્યર્થ છે. સત્તા હોય તો પહેલો રસ્તો સરળ છે, અને ટુંક વખતમાં સાધી શકાય એમ છે પણ એમાં અસંતોષ ફેલાવવાની અને પાયો કાચો રહેવાની બ્હીક રહે છે. બીજો રસ્તો સહેલો નથી, કારણકે તેમાં અંગત સુધારાની જરૂર રહે છે અને તેને વર્ષોનાં વર્ષ થઇ જાય, છતાંએ આ રીતે સુધારાનો પાયો મજબૂત થાય છે. આપણને બંન્નેની જરૂર છે અને વખત બચાવવા તેમ જ સાથે સાથે પાયો મજબુત કરવા આપણે બે બાજુથી શરૂઆત કરવાની છે. આપણે સ્વરાજની બે બાજુએથી લડત માંડવાની છે. રાજકીય સ્વરાજ અને અંગત સ્વરાજ. જ્યારે અંગત સ્વરાજ મેળવીશું ત્યારે જ રાજકીય સ્વરાજ દીપશે, અને આ બન્ને પ્રાપ્ત કરવાથી જ દેશની ઉન્નતિ સાધી શકાશે. દરેક વ્યક્તિ પાસે આ અંગત સ્વરાજ પ્રાપ્ત કરાવવું અને ગુલામી છોડાવવી એ તો મોટે ભાગે સર્વ-સાધક શક્તિ—સ્ત્રી જાતિ પર જ રહેશે.

## આ ઉન્નતિ કેમ સાધીશું?

શિક્ષણ યા કેળવણી વીના કોઇ પણ ક્ષેત્રમાં પ્રગતિની આશા રાખવી એ મીથ્યા છે. આ માનસિક કવાયત અને તેને પરિણામે વિશાળ દ્રષ્ટિ વગર ઉન્નતિ સાધી ના શકાય. દરેક હિંદ દેવીએ ઉચ્ચ કેળવણી દ્વારા સંસ્કારી બની માનસિક વિકાસ પ્રાપ્ત કરવાનો રહેશે. આને પરિણામે ભવિષ્યની માતાઓ હિંદ સારૂ દરેક ક્ષેત્રમાં આદર્શ કામ કરી શકશે. તે શિવાય આર્થિક સ્વતંત્રતા સારૂ પણ વિવિધ વિષયોમાં ઉચ્ચ તાલિમ મેળવવાની જરૂર રહેશે અને તેને પરિણામે વિવિધ ધંધાઓમાં તેઓ દાખલ થઇ શકશે. કેળવણી જેમ બને તેમ વધારવી અને આપણી દરેક બાળાઓને તે પ્રાપ્ત કરાવવી એ સૌથી અગત્યનું કર્તવ્ય છે.

કેળવણી દ્વારા ખરી સંસ્કૃતિ પ્રાપ્ત કરી સૌથી પહેલાં તો આપણી પોતાની જ ઉન્નતિ સાધવાની છે. કારણ કે **સ્ત્રી ઉન્નતિ શિવાય દેશની ઉન્નતિની વાતો કરવી એ ગાંડપણ છે.** આપણી જાતને કેળવી, લાયક બનાવી પુરૂષ પાસેથી સૌથી પહેલાં આપણે સ્વરાજ છીનવી લેવાનું છે. આપણી પરાધીનતા અને પર-

તંત્રતા દૂર કરવાનાં છે. જેટલી આપણને પુરૂષની જરૂર છે તેટલી જ તેમને આપણી જરૂર છે માટે એક મિત્ર, ખરી સહચારિણી એક વ્યક્તિ કે જેમાં આત્મા અને સ્વમાન છે એ રીતે જ તેઓએ સાથે રહેવાને કબુલવાનું છે. ભલે પછી પિતા, ભાઇ, મિત્ર કે પતિ હોય, (કોઇ, કહેશે કે જો સ્ત્રીઓ લાયક બનશે તો આ બધું આપોઆપ થશે. પણ કોઇ એમ નથી કહેતું કે પુરૂષે પણ લાયકાત મેળવવાની જરૂર છે. ઘણાએ એવા દાખલા છે કે નાલાયક પતિને "પ્રભુજી" તરીકે પુજવાની સ્ત્રીને હિંદુ સંસાર ફરજ પાડે છે. કદાચ પુરૂષ તો જન્મથી જ એ લાયકાત વારસામાં લેતો આવતો હશે!!) પુત્રી, બ્હેન, સ્ત્રી, વિધવા કે માતા તરીકે ઓશીઆળી જીંદગી ગાળવાની સાફ ન પાડવાની છે. મીલકતમાં સરખા હક્ક સમાજમાં સરખા હક્ક, એમ દરેક ક્ષેત્રમાં સ્વમાન હક્ક મેળવવાની લડત કરવાની છે. જેમ તેઓ ભક્તિ ભાવની માંગણી કરે છે તે જ પ્રમાણે તેઓને સ્ત્રી જાતિ તરફ ભક્તિભાવ અર્પતાં શીખવવાનું છે. આ જય મેળવવાથી હજારો દિશામાં દેશની ઉન્નતિના કિરણો ઝળકશે.

ધર્મને નામે અધર્મ થવાથી મોટે ભાગે આપણે ઘણા ક્ષેત્રોમાં પાછળ પડીએ છીએ; ઘણી માતાઓ ધર્મનો ખરો મંત્ર ન સમજવાને લઇને ઘણી રીતે પોતાના પતિ અને સંતાનની પ્રગતિને આડે આવે છે. પરિણામે ક્લેશ ઉત્પન્ન થાય છે. અને માઠાં પરિણામ આવે છે. આ રીતે આપણે દેશની ઉન્નતિને આડે આવીએ છીએ. તો દેશની ઉન્નતિ સાધવા સ્ત્રીઓએ ખરો ધર્મ સમજી, તેનું આચરણ કરી, તેનો ખરો મંત્ર ફેલાવી, બીજા પાસે તે અમલ કરાવવાનો છે. દરેક ક્ષેત્રમાં ધર્મને ઘુસાડી દઇ, તેને અગત્યનું સ્થાન આપી આપણે સમાજને અને દેશને ગુલામીમાં નાખ્યાં છે, ધર્મને તેનું યોગ્ય સ્થાન આપી. તેની હદ સમજી સમાજને ખીલવા દેવાની સ્વતંત્રતા આપવાની છે. **જે ધર્મ પ્રગતિની આડે આવે એ ધર્મ જ ના કહી શકાય.**

સૌથી અગત્યનું કર્તવ્ય 'ઘર કેળવણી' છે. સત્ય, પ્રેમ, દયા, વીરતા અને ઉચ્ચ આદર્શોનો ન્હાનપણથી જ સંતાનોની રગેરગમાં પ્રવેશ કરાવી, તેને આધારે તેઓને મોટપણમાં ખરી ધામીક અને બહાદુર વ્યક્તિઓ બનાવવી એ સ્ત્રીઓની દેશ તરફ એક મોટી ફરજ છે. આપણે ગુણવાન અને નિડર માણસોની વધુ સંખ્યા જોઇએ છીએ, અને આ રીતે તેઓ પોતાના દેશની ઉન્નતિ અનેક રીતે સાધી શકશે. દુનિયાંની પ્રગતિમાં જો હિંદને ભાગ લેવડાવવો હોય તો 'ફરજ'નું ભાન કરાવી, 'સાહસ' અને જોખમ ખેડવાની હિંમત બાળકોમાં ખીલવવી પડશે. હિંદી લશ્કર ઉભું કરવા કેળવવા પડશે બાળકો કે જેમનામાં સાહસ ખેડવાની હશે હિંમત અને જેમનામાં હશે હિંદમાતા માટે સ્વમાન. માંહોમાંહે તકરારો અને કુસંપને લઇને આપણે દેશની આબાદી અને સંસ્કૃતિને ધોકો લગાડયો છે તેનું ભાન કરાવી, 'ધર્મ' જે દરેક ચીજને ઉખેડી નાંખી, દુઃખ ફેલાવે છે તેનો મૂળમાંથી નાશ કરવાનો છે.

સામાજીક ઉન્નતિ એ દેશની ઉન્નતિનું પ્રથમ પગથીયું છે, અને સામાજીક ઉન્નતિ ઘણે અંશે સ્ત્રીઓ જ સાધી શકે એમ છે. આપણા અનિષ્ટ સામાજીક રીવાજો અને રૂઢિઓ જે આપણી શારિરીક સંપતી,

આર્થિક પ્રગતિ, અને ઉન્નતિની આડે આવે છે તેનો નાશ કરવાનો છે. હિંદમાં કેટલેક ઠેકાણે પડદાનો રિવાજ હજુ ચાલુજ છે અને પરિણામે એ પ્રાંતોમાં અનિતિ જોવામાં આવે છે અને ઘણી સ્ત્રીઓ ન્હાની ઉમ્મરે ક્ષયનો ભોગ થઇ પડે છે. પુરૂષની પાસે આ હક્કની માંગણી કરવાની નથી પણ આપણે એ હક્ક છીનવી લેવાનો છે. પડદામાં રહેતી સ્ત્રીઓને તેના ગેરલાભ સમજાવી તેમની પાસે હવે તો બળવો જ કરાવવાની જરૂર છે. દરેક માતાએ પોતાની પુત્રીને સારૂં શિક્ષણ આપી (ઓછામાં ઓછી સત્તર અઢાર વર્ષની) કરીને જ લાયક વર સાથે પરણાવવાનો વિચાર કરવો જોઇએ, જેથી કરીને માત પિતા અને સંતતિની શારિરીક સંપતી જાળવી શકાય. આ ઉપરાંત દરેક બાળાને એવું શિક્ષણ આપવું જોઇએ કે જેથી એની મરજી હોય તો, અથવા ફરજ પડે તો પોતે સ્વાશ્રયી બની શકે. ખોટા વ્હેમને લઇને તેમ જ રૂઢિ અને રિવાજને આધીન થઇ ઘણાં કુટુંબો મહા મહેનતે બચાવેલી પોતાની મીલકત ખર્ચી નાખે છે. આમ કરવા જતાં કુટુંબમાં જો વધારે માણસો હોય તો તે કદીપણ ઉંચું આવતું નથી અને પરિણામે જરૂરીઆત ચીજો પર કાપ મૂકવા પડે છે. પછી આર્થીક ચડતીની તેઓ ક્યાંથી આશા રાખી શકે! આવા અનેક કુરિવાજો નષ્ટ કરવાની ફરજ સ્ત્રીઓની છે, કારણકે કેટલેક અંશે સ્ત્રી વર્ગની અધિરાઇ અને રૂઢિ તેમ જ સમાજની સામે થવાની હિંમત ન હોવાને લઇને આ પરિણામ આવે છે. સાથે સાથે સ્ત્રી તથા પુરૂષના પ્રતિષ્ઠા અને મોટાઇના ખોટા વિચારોનું પણ આ પરિણામ હોય છે. સ્ત્રીઓ જો મક્કમ રહી, પહેલ કરશે તો પુરૂષોને આવી બાબતોમાં આધીન થયા વગર છુટકો જ નથી. આમ રૂઢિબંધનની ગુલામીમાંથી બચી અનેક રીતે સમાજની ઉન્નતિ સાધી શકાશે.

અખીલ હિંદની શારિરીક નબળાઇ આપણી જાણ બ્હાર નથી, બાળકોનું જન્મ પ્રમાણ વધુ હોવા છતાં તેમનામાં અતિશય મરણ પ્રમાણને લઇને હિંદને કેટલું નુકશાન થાય છે તે આપણે જાણીએ છીએ. બાળકની હયાતી અને તંદુરસ્તી હોય તો બધું જ વળી જાય છે. પણ તેના મરણથી બાળકના રૂપમાં દેશનું એક મોટું દ્રવ્ય ખોઇએ છીએ. તે શિવાય બીજી ઘણી રીતે નુકશાન થાય છે. એક મજુર વર્ગની સ્ત્રી સુવાવડ પહેલાં અને પછી એમ ત્રણ-ચાર મહિનાનો રોજ ખુવે છે; વળી તે પછી પોતાની નબળાઇને લઇને થોડો વખત પહેલાની માફક બરાબર કામ કરી શકતી નથી અને તેથી પુરતો રોજ પાડી શકતી નથી; આ ઉપરાંત શારિરીક કષ્ટ વેઠે છે તે જુદું જ. બાળકના મરણ પામવાથી આ તેમ જ વર્ષની અંદર જે જે ખર્ચ એ બાળક પર કરે છે તે બધું જ છુટી પડે છે, અને એકંદરે દેશને ખોટ જાય છે. ન્હાનાં બાળકોના ઉછેર પર બરાબર ધ્યાન અપાતું નથી અને ચોખ્ખી હવા અને ખોરાકની વ્યવસ્થા બરાબર હોતી નથી. આમાં ગરીબવર્ગનો વાંક કહાડી શકાય એમ નથી કારણ કે તેઓને પુરતી સમજણ હોતી નથી. તેમ જ પૈસાની તંગી હોય છે. પણ મધ્યમવર્ગમાં પણ ઘણે ઠેકાણે સ્ત્રીઓ રડતાં પીડાતાં ન્હાના બાળકો કરતાં સમાજની રૂઢીઓને વધારે માન આપે છે અને આ નિર્દોષ બાળકોને ભોગે સમાજની ખોટી ટીકાઓને આધીન થાય છે. 'બાળરાજા'નો ખરો મર્મ ન સમજતાં તેમને ખાવાપીવાના ખોટા લાડ લડાવીએ છીએ, અને તેમના તરફ ખરૂં ધ્યાન આપતાં નથી, તેમ જ

તેમની બરાબર સંભાળ રાખતાં નથી. આ ઉપરાંત એકંદરે વધુ બાળકો મરણ પામવાથી બીજા દેશોના પ્રમાણમાં આપણા દેશમાં 'કામકર્તા' વર્ગનું (એટલે ૧૫ થી ૩૦ યા ૩૫ વર્ષની ઉમ્મરનાનું) પ્રમાણ બાળવર્ગ અને ઘરડાંઓની સંખ્યાના (એટલે જે વર્ગનો બોજો ઉપલા વર્ગ પર હોય છે) પ્રમાણમાં ઓછું રહે છે. બાળકોમાં મરણ પ્રમાણ વધુ હોવાને લઇને આ વર્ગમાં જોઇએ તેટલી ભરતી થતી નથી. એટલે વસલો વર્ગ (કામ કરતો વર્ગ) કે જેનાપર દેશની ઉન્નતિ અને પ્રગતિનો આધાર રહેલો છે તે ઓછા હોવાને લઇને કામમાં ટાંચ આવે છે અને બીજા દેશોના પ્રમાણમાં આપણને દરેક રીતે દરેક પ્રવૃતિમાં મોટી ખોટ જાય છે. કારણ કે અસાધક વર્ગનું પ્રમાણ ઉત્પાદક વર્ગ કરતાં વધી જાય છે. આ ઉપરાંત એકંદરે શારિરીક નબળાઇને લઇને, કામમાંથી ગેરહાજર રહેવાથી પગાર દ્વારા અગર કોઇપણ રૂપમાં દેશનું કામ સુસ્તનવી રહે તે બીજી ખોટ. વળી માંદા થવાથી જે શારિરીક ખોટ જાય તે તો જુદી જ. આમ વેડફાતી જીવન શક્તિની (loss of vitality) કિમ્મત તો પૈસામાં આંકી જ કેમ શકાય? આ બધી રીતે હિંદ કેટલું દ્રવ્ય (wealth) ગુમાવે છે? ચોખ્ખાઇ, નિયમીનતા, કસરત, સારો ખોરાક, ખુલ્લી હવા વગેરેની મદદથી તબીયતને ઓછી હાની થવાનો સંભવ રહે છે. શારિરીક સંપતી હશે તો જ આપણે કોઇ પણ પ્રવૃતિમાં ભાગ લઇ દેશની ઉન્નતિ સાધી શકીશું. આ બધું ધ્યાનમાં લઇ આપણે આ દિશામાં સુધારો કરવાનો છે. દેશની ઉન્નતિ સાધવાનું આ એક વિશાળ અને અગત્યનું ક્ષેત્ર છે. આવા કામો એકલે હાથે, ફક્ત અંગત સુધારાથી જ ના થઇ શકે. તેમાં બીજી તરફથી કાયદા દ્વારા પણ મદદની જરૂર રહે છે. કેળવાયલી અને સમજુ બહેનો આ કામ ઉપાડી ના લે? આપણી બહેનો શરમ મૂકી નર્સીંગનો ધંધો હાથ ન ધરે? અને અણસમજુ, અજ્ઞાન બહેનોને તેમ જ દેશને આ નુકશાનીમાંથી બચાવી, અખિલ હિંદને ઉન્નતિને માર્ગે ના લઇ જાય?

આ અંગત સુધારા સાથે બીજી તરફથી દેશની ઉન્નતિમાં સ્ત્રીઓ પોતાનો ફાળો આપી શકે એમ છે. કેળવણી ખાતાઓમાં તેઓ આગળ પડતો ભાગ લઇ બાળકોનું ચારિત્ર્ય ઘડી શકે એમ છે, એક પુરૂષ શિક્ષક કરતાં એક સ્ત્રી શિક્ષિકા છોકરાંઓ ઉપર પોતાના પ્રેમાળ જાતી સ્વભાવને લઇને વધારે અસર કરી શકે છે. એ બીજા દેશોના અનુભવથી આપણે શીખ્યાં છીએ. દરેક પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં સ્ત્રીઓ કેળવણીનું કામ પોતાને માથે ઉપાડી લે એ ઇચ્છવા જોગ છે. કેળવણી પ્રાપ્ત કરી તેઓ દેશને લાભ આપી શકશે અને સાથે સાથે પોતાનું ગુજરાન પણ ચલાવી શકશે. ઘરસંસારમાં પડેલી સ્ત્રીઓ પણ પોતાનો થોડો વખત કહાડી આવા ખાતાંઓને જરૂર મદદ આપી શકે એમ છે.

રાજકીય પ્રવૃતિઓમાં પણ ભાગ લઇ, પુરૂષ સાથે કાઉન્સીલોમાં બેસી, કેળવાયલી સ્ત્રીઓ ઘણું કામ કરી શકે એમ છે. સ્ત્રીઓને લગતા પ્રશ્નોની ચર્ચામાં સ્ત્રીઓનું દૃષ્ટિબિંદુ ના હોય ત્યાં સુધી તેનો ઉકેલ સારી રીતે કેમ લાવી શકાય? આ ઉપરાંત જુદા જુદા વિષયોમાં કુશળતા મેળવી પુરૂષની સાથે સાથે તેઓ દેશને લગતા બીજા અનેક પ્રશ્નોનો ઉકેલ લાવી શકે તેની નોંધ લેવાની જરૂર રહેતી નથી. કાયદા મારફતે

સમાન હક્ક મેળવવા સારૂ, રાજકીય મંડળોમાં 'સભ્ય' થવાનો હક મેળવી, ચળવળ કરી એ દિશામાં ઉન્નતિ સાધવાની છે.

આપણો ઉદ્દેશ ફક્ત રાજકીય સ્વાતંત્ર્ય મેળવવાનો ના જ હોઇ શકે. આપણા શાસ્ત્ર પ્રમાણે આ બધા કળીયુગના ચિન્હો કહેવાય છે તો આપણે રાજકીય તેમ જ અંગત સ્વરાજ મેળવી તેનો નાશ કરી અખિલ હિંદને સત્યયુગને પંથે લઇ જવાનો છે. હિંદીઓને ના હોવી જોઇએ પૈસાની ટંચ કે તેઓ ના હોવા જોઇએ, સત્ય, પ્રેમ, દયા, ઉચ્ચ આદર્શો અને વીરતાના દેવાળીઆઓ! અખિલ હિંદની વસ્તી આર્થિક પ્રગતિ સાધી, ખરી ઉચ્ચ જીંદગી ગુજારી, દુનિયાની પ્રગતિમાં પોતાનો ફાળો આપી, જીંદગીના અનેક લ્હાવા અનુભવે અને આદર્શ જીવન ગાળે એ જ આપણો ધ્યેય હોઇ શકે.

હિંદ જો થોડુ 'ઘણુ' બીજા દેશો પાસે શીખી લેશે તો બીજાને તેના પાસે ઘણું શીખવાનું છે. આ આગેવાની તે સંપાદન કરશે?

सत्याग्रहकी कसम

हम इमानदारीसे मानते हैं जो रौलेट बिल ... क्रिमिनलों बाबत हुये हैं, वे बेइन्साफ़ी हैं और लोगोंकी हक्के कुदरती आजादीके कानूनको तोड़ते हैं, जिसपर कौमी और रियासती हिफ़ाजतका मदार है, और हरेक इन्सानके कुदरती हक्कोंको बरबादी करनेवाले हैं. इस लिये हम कसम लेते हैं कि मजकूर बिल मंजूर करनेमें आवे तो वे मंजूर किये हुए कानून और आइंदा हम जो कमिटी ने मुकर्रर करनेवाले हैं वह कमिटी पसंद करे, ऐसे दूसरे कानून भी अदबसे इनकार करेंगे, और जब तक मजकूर कानून रद न होंगे तब तक इसी तरह इनकार करते रहेंगे. हम और भी कसम लेते हैं कि इस झगड़ेके दरम्यान मजबूतीसे सच्चाई पर ही रहेंगे, और किसीको जानमालको कोई किसमका नुकसान न देंगे. फाल्गुन शुद ८ सं. १९७५, ता. २४-२-१९१९

मोहनदास गांधी.

**૧૯૧૯ ની યાદ:** કાળા કાયદાની સામે સત્યાગ્રહ શરૂ કરતી વખતનો ગાંધીજીનો યાદગાર રૂક્કો.

# સ્વાર્પણ: દેહનાં ને દીલનાં

: લેખિકા :

શ્રી. બચુબેન લોટવાળા

સુરેશને બી. એ. થયા ને બે મહીના થઇ ગયા છે. છેલ્લા બે વરસથી એણે યુથ લીગમાં અગ્રગણ્ય ભાગ ભજવ્યો છે એટલે દેશ સેવાની લગનીએ એને ઘેલો કર્યો છે. શહેરમાં રહીને કામ કરવું કે ગામડાના લોકોને કેળવવા તેમની વચ્ચે જઇ રહેવું. એ બે વિચારોની ગડમથલ કેટલાએ દીવસથી એના મનમાં થયા કરતી હતી. કોંગ્રેસ થોડા જ વખતમાં કર નહિ ભરવાની લડત શરૂ કરશે તેથી ગામડાઓના લોકોને એ લડત માટે તૈયાર કરવા જોઇએ એ વિચારથી તેણે ગ્રામ્યજીવન પસંદ કર્યું. ખેડુતોને સ્વરાજની લડત માટે તૈયાર કરી, એ પુરવાર કરવા માગતો હતો કે સ્વતંત્રતાની લડતનું સમરાંગણ એક ગામડું છે. એ ગ્રામ્યજનોને બરાબર કેળવ્યા હોય તો આત્મભોગ આપવામાં અને કેસરીઆં કરવામાં એ જનતા જરાએ પછાત પડે તેમ નથી. કર નહિ ભરવાની ઝુંબેશથી જ સામ્રાજ્યના પાયા ડોલાવી શકાય એ બારડોલીના દાખલા પરથી એ વધારે ઉત્તેજીત થયો. એ ખાત્રીથી માનતો કે ફુરસદના વખતમાં ખેડુતો રેંટીઓ કાંતશે તેથી સ્વરાજ નહિ મળે પણ ખેડુતોને કર નહિ ભરવાની લડતને માટે વ્યવસ્થિત કરવાથી જ હિંદનો ઉધ્ધાર થશે. હિંદની સ્વતંત્રતાનો આધાર તેના વર્ષોથી પીડાતા, સરકાર માબાપના ત્રાસથી નીમાંણ બનેલા કરોડો ખેડુતોની દેશાભીમાનની જ્યોતને જ્વલંત કરવા ઉપર જ છે. એ વાત સુરેશ બરાબર જાણતો હતો. એટલે મણીપુર નામના ગામડામાં જઇને તેણે કેવી રીતે કામ કરવું એનો કાર્યક્રમ ઘડી નાખ્યો. તે સ્વભાવે નમ્ર, માયાળુ અને ગરીબની દાઝ જાણનાર હતો એટલે ખેડુતોનાં દીલ જીતી લેતાં એને વાર લાગી નહિ. વ્યવહારમાં તે એટલો કુશળ અને કુનેહવાળો હતો કે એને ખેડુતોને દોરવામાં જરાએ મુશ્કેલી ન આવી. એ જાણતો હતો કે ફક્કડ કપડાં પહેરી મોટરમાં દમામભેર આવી એ લોકોને ઉપદેશ કરવાથી એ લોકોનું દળદર નથી ફીટવાનું, કે કામ કરવાની એમનામાં પ્રેરણાઓ નથી આવવાની, પણ તેમની વચ્ચે રહી તેમના હીતમાં એનું જીવન ઓતપ્રોત કરી નાખે તો જ તેમના મન પર ઉંડી અસર થાય. તેથી તેણે ખેડુતના જેવું જીવન ગાળવા માંડ્યું. શરૂઆતમાં તેમના હક્કનું તેમને ભાન કરાવ્યું વરસો થયાં તેમને જમીનદાર ચુસે છે એ વાત તેમને બરાબર સમજાવી એનો ઉપાય તેણે એ બતાવ્યો કે બધા ખેડુતોએ એકસંપ કરી જમીનદારોની જમીન ખેડવી નહિ; થોડા વખત થશે એટલે જમીનદારો પોતાની મેળે સીધા થઇ જશે.

મણીપુરમાં સરકારે એટલો બધો કર વધારી દીધો છે કે લોકો એ કર ભરી શકે એવી સ્થિતિમાં નથી. આ તકનો લાભ લઇ તેણે બારડોલીને ધોરણે કર નહિ ભરવાની લડત શરૂ કરી. લોકોને સુરેશે સમજાવ્યું કે, જો તમે અંદર અંદર સંપ રાખશો, આત્મભોગ આપશો અને હજારોની સંખ્યામાં જેલમાં

ત્યા તૈયાર થશો તો જ આ કર નહિ આપવાની લડત ફત્તેહમંદ થશે. સરકાર તમારૂં બધું લુંટી લઇ તમને રઝળતા કરશે, તમને હથીયારને જોરે મહાત કરવાનો પ્રયત્ન કરશે; છતાં જો તમારા હક્ક પ્રાપ્ત કરવાની તમારામાં ધગશ હશે તો વિજય તમારો જ છે. સ્વતંત્રતાની વેદી પર કેટલાકના બળીદાન પણ આપવાં પડશે. હંમેશા ચૂસાયા કરવું અને સરકારનો જુલમ સહન કર્યા કરવો એના કરતાં મરણને ભેટવું એ જ વધારે સારૂં છે. તમારી છત ઉપર જ આખા દેશનું ભવિષ્ય લટકી રહ્યું છે, કારણ, હિંદુસ્તાનની વસ્તીના ૭૦ થી ૮૦ ટકા જેટલા ખેડુતો છે. દરેક ગામડામાં ખેડુતો ઉપર મોટો કર નાખવામાં આવે છે એટલે તમે લડતની શરૂઆત કરશો કે થોડા જ વખતમાં બીજાં ગામડાંઓ પણ યા હોમ કરતાં ઝંપલાવશે. દરેક ગામડામાં એકી સાથે બારડોલી થાય એ જ હિંદને જોઇએ છે."

મણીપુરની લડત દરમ્યાન ત્યાંના કલેક્ટર સાહેબ ગામડાની મુલાકાતે આવવાના છે એવી ખબર લોકોને મળી. લોકોએ નિશ્ચય કર્યો કે કલેક્ટર સાહેબને માન આપવું નહિ કે કોઇએ ઘરની બહાર જવું નહિ. અને ખરેખર કલેક્ટર આવ્યો ત્યારે કોઇ ઘરની બહાર નીકળ્યું નહિ એટલે એ ગામડાનો દેખાવ સ્મશાન જેવો થઇ રહ્યો. કેટલાક નીબળા મનના હતા પણ સમાજમાં તેમની સાથે બધા અસહકાર કરે એ બીકથી કોઇ કલેક્ટર સાહેબને સલામ ભરવા ગયું નહિ. લોકોએ કર આપવાનું બંધ કર્યું અને ઉપરથી આવું અપમાન કર્યું એટલે કલેક્ટર સાહેબ રાતા પીળા થઇ ગયા અને સુરેશને જેલજાત્રાએ મોકલી દેવાનો વિચાર કરવા લાગ્યા.

એ જ ગામમાં એક સુશીક્ષીત અને ચપળ છોકરી હતી, તેનું નામ સુધા. તેનાં મા બાપ જુના વિચારના હોવાથી ઉચ્ચ કેળવણી એ પુરી ન કરી શકી, પણ એ એવી સંસ્કારી હતી કે દેશ સેવા કરવાનું તેને મન થયું. શરૂઆત તેણે જનસેવાથી કરી થોડા વખતમાં તેણે ગ્રામ્યજનોનાં મન એવાં જીતી લીધાં કે તેનામાં જ તેઓએ પોતાનો ઉધ્ધાર જોયો. આ તકનો લાભ લઇ તેણે સુરેશની સહાયથી તેમને રાજકીય પ્રશ્નોમાં રસ લેતા કર્યા. સુધાએ સમાજમાં સ્ત્રીઓનું સ્થાન ક્યાં છે તે બરાબર ગામડાંઓની સ્ત્રીઓને સમજાવ્યું તેણે અવાર નવાર ભાષણો દ્વારા એવો ઉપદેશ આપ્યો કે પુરૂષો પોતાના સ્વાર્થને અંગે સ્ત્રીઓને ગુલામી દશામાં રાખવા માંગે છે પણ એ અઘોર અન્યાયમાંથી બચવાનો સ્ત્રીઓએ પ્રયત્ન કરવો જોઇએ. કોઇ પણ રીતે આપણે પુરૂષો કરતાં ઉતરતા નથી. પુરૂષો કરતાં સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર જુદું છે એ માન્યતા પણ તદ્દન ભૂલભરેલી છે. સ્ત્રીઓની સ્વતંત્રતા વિના દેશની સ્વતંત્રતાની આશા ઝાંઝવાના જળ જેવી છે. સમાજના ઉધ્ધાર માટે કે દેશના ઉધ્ધાર માટે સ્ત્રીઓએ પુરૂષો જેટલો જ ફાળો આપવાનો છે. સ્ત્રીઓ જો ખંતથી સ્વરાજની પ્રાપ્તી માટે પ્રયાસ કરે તો સ્વરાજનાં વહાણાં જલ્દી વાશે. બારડોલીના દાખલા પરથી આપણે જોઇ શકયા છીએ કે સ્ત્રી એક શકિત છે. બારડોલીના પુરૂષોમાં પ્રેરણા અને પ્રોત્સાહન આપનાર સ્ત્રીઓ જ હતી ત્યાંની સ્ત્રીઓ જો આટલી આગળ ન હોત તો બારડોલીની ક્રાંતી આટલી ઉજ્વળ ન થાત. જેમ સુરેશના નેતૃત્વ નીચે પુરૂષોને કર નહિ ભરવાની લડત માટે તૈયાર કરવામાં આવે છે તેમ બેહેનોનું પણ સંગઠન થવું જોઇએ.

આવી રીતે સ્ત્રી અને પુરૂષ બન્ને સ્વરાજની લડત માટે યોગ્ય તૈયારી કરી રહ્યાં છે એ જોતાં જ ક્રુર નોકરશાહીએ દમનનીતિના મોરચા માંડ્યા અને તેનો પહેલો ભોગ સુરેશ થયો. લોકોને સરકાર સામે ઉશ્કેરવાનાં આરોપસર તેને પકડવામાં આવ્યો, પણ તેને જામીન પર છોડ્યો. આ લડત દરમ્યાન સુરેશનું અને સુધાનું એક બીજા તરફ આકર્ષણ થયું હતું ફક્ત હૃદય જોડાવાં જ બાકી હતાં. એક દીવસે તક મળતાં જ સુરેશે સુધાને કહ્યું "સુધા હું તને મારા હૃદયથી ચાહું છું અને તું મારી હમેશની સહચરી થાય એમ ઇચ્છું છું. હું જેલ યાત્રાએ જાઉં તે અરસામાં આપણી ચળવળને મજબુત બનાવવી પડશે કેમ કબુલ છે તને" સુધાએ પ્રત્યુત્તર આપ્યો કે, હું પણ તમને ચાહું છું. અને દીલથી તો હું તમને ક્યારનીએ વરી ચુકી છું, હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તમારૂં અધુરૂં કામ હું ઉપાડી લઇશ. મારો સ્નેહ એવો આંધળો નથી કે તમારી જગ્યા પુરવાને બદલે હું તમારા કારાગૃહવાસને માટે આંસુ સાર્યા કરૂં. તમારા છુટકારા પછી તમને પરણવાનું હું વચન આપું છું. આપણે જીવનના સાથી થઇશું ખરાં પણ પ્રણયની સાંકળથી જકડાઇ જઇ એક બીજાના ગુલામ થવાના નથી. જ્યારે પણ દેશને જરૂર હશે, ત્યારે આત્મભોગ આપવા તત્પર રહીશું અને દેશને દાખલો બેસાડીશું. અને "ફત્તેહ કરો" એવી શુભેચ્છાઓ દર્શાવી સુરેશ ચાલ્યો ગયો.

આવી રીતે સ્ત્રી અને પુરૂષ બન્ને સ્વરાજની લડત માટે યોગ્ય તૈયારી કરી રહ્યાં છે એ જોતાં જ ક્રુર નોકરશાહીએ દમનનીતિના મોરચા માંડ્યા અને તેનો પહેલો ભોગ સુરેશ થયો. લોકોને સરકાર સામે ઉશ્કેરવાનાં આરોપસર તેને પકડવામાં આવ્યો, પણ તેને જામીન પર છોડ્યો. આ લડત દરમ્યાન સુરેશનું અને સુધાનું એક બીજા તરફ આકર્ષણ થયું હતું ફક્ત હૃદય જોડાવાં જ બાકી હતાં. એક દીવસે તક મળતાં જ સુરેશે સુધાને કહ્યું "સુધા હું તને મારા હૃદયથી ચાહું છું અને તું મારી હમેશની સહચરી થાય એમ ઇચ્છું છું. હું જેલ યાત્રાએ જાઉં તે અરસામાં આપણી ચળવળને મજબુત બનાવવી પડશે કેમ કબુલ છે તને" સુધાએ પ્રત્યુત્તર આપ્યો કે, હું પણ તમને ચાહું છું અને દીલથી તો હું તમને ક્યારનીએ વરી ચુકી છું, હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તમારૂં અધુરૂં કામ હું ઉપાડી લઇશ. મારો સ્નેહ એવો આંધળો નથી કે તમારી જગ્યા પુરવાને બદલે હું તમારા કારાગૃહવાંસને માટે આંસુ સાર્યા કરૂં. તમારા છુટકારા પછી તમને પરણવાનું હું વચન આપું છું. આપણે જીવનના સાથી થઇશું ખરાં પણ પ્રણયની સાંકળથી જકડાઇ જઇ એક બીજાના ગુલામ થવાના નથી. જ્યારે પણ દેશને જરૂર હશે, ત્યારે આત્મભોગ આપવા તત્પર રહીશું અને દેશને દાખલો બેસાડીશું.. અને "ફ-તેહ કરો" એવી શુભેચ્છાઓ દર્શાવી સુરેશ ચાલ્યો ગયો.




વર્ષ: ૧ લું.]　　　મહા ૧૯૮૬　　　[અંક: ૧૧

# સંપૂર્ણ સ્વતંત્રતા

: લેખક :

તંત્રી

જગતમાં સંપૂર્ણ સ્વતંત્રતા કોને પ્યારી નથી? મનુષ્યે પોતાની યુક્તિથી ફસાવીને પકડી, વરસો સુધી પાળી પાંજરામાં પુરી રાખેલું પંખી નિરંતર એ પાંજરામાંથી નીકળીને, સ્વતંત્ર રીતે વનવનના વિહાર કરવા ઝંખતું જ હોય છે. માનવી આપી શકે તેટલી તમામ સગવડ પ્રાણીસંગ્રહમાં પુરી રાખેલાં પશુ-પંખીઓને અપાય છે, તેમ છતાં પરવશ બની પાંજરે પુરાઇ રહેલાં એ પશુ-પંખીઓની જીવનભર એક જ ધગશ હોય છે: સંપૂર્ણ સ્વતંત્રતા.

તો મનુષ્ય એ તો પશુ પંખી કરતાં વધારે ઉંચી કોટિનું પ્રાણી છે. તેને સંપૂર્ણ સ્વતંત્રતા પ્રિય ન હોય! એ અને જ કેમ? જગતનો ઇતિહાસ એ વાતની જોઇએ તેટલી સાબિતી આપે છે. જગતમાં થયેલાં તમામ યુધ્ધો સ્વતંત્રતાને માટે જ થયાં છે. પછી ભલે તે સ્વતંત્ર પ્રજાને દબાવી તેને ભોગે પોતાની સ્વતંત્રતાને વધુ સંગીન બનાવવાના ઇરાદાથી થયું હોય, કે દબાયલી પ્રજાએ દબાવનારી સત્તાને ઉથલાવી પાડવા માટે લડાયું હોય. માનવીને સ્વતંત્રતા પ્રિય છે માટે જ તે સ્વતંત્રતા માટે ગમે તેની સામે લડત કરે છે. બ્રિટિશ પ્રજાએ પહેલા ચાર્લ્સને દેશનો દુશ્મન ઠરાવીને તેના જ મહેલ આગળ એનું માથું છેદાવી દીધું તેની અંદર જેમ પ્રજાકીય સ્વતંત્રતાની ભાવના હતી, તે જ રીતે ઝારનું માથું છેદાવી નાખનારાઓમાં પણ તેવી જ પ્રજાકીય સ્વતંત્રતાની ભવ્ય ભાવના હતી. ફ્રેન્ચોનો બળવો, અમેરિકાનું સ્વાતંત્ર્ય યુધ્ધ, અને બોઅર વિગ્રહનો ઇતિહાસ તપાસો; કે નૌજવાન ટર્કોની ઇસ્તંબોલના બાદશાહ સામેના સ્વાતંત્ર્યયુધ્ધની વાતો વાંચો: તે બધાં સ્વતંત્રતાથી પ્રેરાયલાં કાર્યો હતાં.

આમ સંપૂર્ણ સ્વતંત્રતાની ભાવના એ જેમ નૈસર્ગિક છે, તેમ તે ભાવનાને વ્યક્ત કરવી, તે ભાવનાની સિદ્ધિ માટે દરેક રીતે મથવું, એ પણ તેટલુંજ નૈસર્ગિક છે. તેમ છતાં છેલ્લા વિગ્રહ પછી પ્રત્યેક પ્રજાને આત્મનિર્ણયના અધિકાર આપવામાં આવ્યા છે, એટલે પ્રત્યેક રાષ્ટ્રને વધુમતિએ એ નિર્ણય કરવાનો હક્ક છે કે તેણે પોતાના દેશના હિત માટે કેવી જાતના રાજકારણની રચના કરવી, કેટલેક સ્થળેથી 'સંપૂર્ણ સ્વતંત્રતા' નો નિર્ણય કરવો એમાં ગુન્હો થઇ જતો હોય એવું મનાવવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો, પરંતુ મહાસભાના ઠરાવ પછી બ્રિટિશ મુત્સદ્દીઓએ પણ સ્વીકાર્યું છે કે, સંપૂર્ણ સ્વતંત્રતાનું લક્ષ્ય પોતાના દેશને માટે જાહેર કરવું તે કંઇ ગુન્હો નથી.

જો આમ હોય તો પછી મહાસભાના ઠરાવની સામે શા માટે ખળભળાટ મચાવવામાં આવે? એ અગત્યનો પ્રશ્ન છે. તેનો વિચાર કરતાં સહુથી પહેલાં એ જોવાની જરૂર છે કે, એ ઠરાવનો વિરોધ શા માટે કરવામાં આવે છે, અને તેમ કરનારા કોણ છે?

મહાસભાએ એટલું થયું લાહોરમાં શું કરી નાખ્યું છે કે જેની સામે હોહાદલ મચે? મદ્રાસ મુકામે મળેલી મહાસભાની ૧૯૨૭ ની બેઠક વખતે જ સ્વતંત્રતાનો ઠરાવ કરવાની ચર્ચા શરૂ થઇ હતી, ૧૯૨૮ ની કલકત્તાની બેઠક વખતે વધારે સ્પષ્ટ રીતે મહાસભાની ભાવના ખુલ્લી કરવામાં આવી હતી, તે જ પ્રમાણે ૧૯૨૯ ના લાહોરની બેઠકે હિંદની રાષ્ટ્રીય મહાસભાનું ધ્યેય 'સ્વરાજ્ય' હતું, તેને બદલે 'સંપૂર્ણ સ્વતંત્રતા' રાખ્યું છે.

હિંદી વઝીર મિ૦ બેન કહે છે: 'હિંદ અત્યાર પહેલાં સંસ્થાનો સમું સ્વરાજ્ય ભોગવી રહ્યું છે;' જ્યારે ને ત્યારે હિંદીઓને કહેવામાં આવે છે કે, પ્રજા સંઘમાં હિંદને સ્થાન આપવામાં આવ્યું છે. એ બધું ખરૂં હોય તો, હિંદને સંપૂર્ણ સ્વતંત્રતાનું ધ્યેય ઠરાવવામાં કોઇ જાતનો બાધ હોવો ન જોઇએ. અને બ્રિટિશ મુત્સદ્દીઓ જો પંદર જ વર્ષ પહેલાં બ્રિટનને નામશેષ કરવા તૈયાર થયેલા, પોતાના કટ્ટર વૈરી જર્મનોને રાઇનલેન્ડ ખાલી કરી આપી સ્વતંત્રતાની સગવડ અપાવવા તૈયાર થઇ શકતા હોય તો, બ્રિટનને પડખે રહીને તેને બચાવવા જાતે પુણી જેવું થઇ ગયું તે હિંદના વતનીઓ પોતાને માટે સંપૂર્ણ સ્વતંત્રતાની લડત કરે તેથી શા માટે અકળાય? જેઓ ચીનની પ્રજાની કાળજી રાખવા માટે પાર્લમેન્ટમાં વાદવિવાદ ચલાવીને જ સંતોષ માનતા નથી, તેઓ ચીનથી પણ વધારે જૂના અને સંસ્કારી હિંદને માટે તો સ્વતંત્રતાના તેમના ઠરાવથી ખુશી થવા જોઇએ.

પરંતુ સ્વતંત્રતાના ઠરાવની સામે થનારાઓમાં બ્રિટનના તમામ સત્તાધારીઓ, હિંદુસ્થાનમાં વસતા ગોરા વ્યાપારીઓ અને સરકાર તરફ ઢળેલા હિંદીઓ એ ત્રણ મુખ્ય વર્ગ આજ સુધી બહાર પડ્યા છે. એટલે તેમના વિરોધનાં કારણોની તપાસ લેવી જરૂરની છે:

બ્રિટિશ પ્રજાનો વિરોધ તો હિંદ જેવા દેશ ઉપર સામ્રાજ્યની મહત્તા અને બ્રિટનના વ્યાપારનો આધાર રહેલો છે એટલે તેઓ પોતાની પ્રાચીન પરંપરાને વફાદાર રહીને થતો દેખાય છે. હિંદ કે જગતનો કોઇ પણ પ્રદેશ, તેમના લાભ મેળવવાની સત્તામાંથી જુદો જાય તે ઇચ્છે જ કેમ? એટલે

અમેરિકાના સંસ્થાનોએ અઢારમી સદીમાં પોતાની સ્વતંત્રતા જાહેર કરી તે વખતે જેવી દલીલો બ્રિટિશ મુત્સદ્દીઓ કરી રહ્યા હતા તેવી દલીલો આજે પણ કરે છે. એટલે હિંદ સાથેના વર્તનમાં, 'બર્ક'ના ધમંડ' દુર થવાની વાત ખોટી છે, બર્કનહેડનો તો શું પણ ત્રીજા જ્યૉર્જના• આપખુદ તંત્રનો 'બુધ્ધિહિણ' તરીકે પંકાયલો ધમંડ હિંદ સાથેના વર્તનમાં સાચવી રાખવામાં આવેલો છે. એટલે ત્રીજા જ્યૉર્જના પ્રધાન મંડળે, અમેરિકન સંસ્થાનો સાથેના વર્તનમાં જે મુર્ખ બકવાદ કરવો ચાલુ રાખ્યો હતો, તેટલી જ મુર્ખતાભર્યો બકવાદ અર્લ રસલ સુધીના જવાબદાર પ્રધાનો અને બીજા રાજ્યદ્વારીઓ, તેમ જ તેમના આમોફોન સમા પત્રકારો બતાવે તેમાં શું નવાઇ?

હિંદમાં વસતા ગોરા વ્યાપારીઓ અને એન્ગ્લોઇન્ડીયન વર્તમાન પત્રોનો ખોટો ખળભળાટ અને મિથ્યા પ્રલાપોનો પણ ઉપરની જ કોટિમાં સમાવેશ થઇ જાય છે. તેમ છતાં પણ એ વર્ગથી યે હિંદીઓની સ્વાભાવિક ભાવનનો બીજી રીતે તો વિરોધ થઇ શકતો નથી. તેથી માત્ર સમય અને સંજોગની પ્રતિકૂળતાઓનાં બહાનાં બતાવીને એમને સંતોષ માનવો પડે છે.

એ બન્ને વર્ગની મનોદશા તો સમજી શકાય તેમ છે, તેઓ સ્વાભાવિક રીતે જ પોતાના દેશનું અને પોતાનું હિત પ્રથમ જુએ જ. પરંતુ મવાળ વિચારના અને સરકાર તરફ ઢળી પડેલા હિંદીઓ બાહેરની મહાસભાના ઠરાવનો વિરોધ કરે તે વિચિત્ર ખરૂં. ભલે એને આપણે વિચિત્ર ગણીએ, પરંતુ જગતનો ઇતિહાસ તપાસતાં તે અસ્વાભિક તો નથી જ. રાજકારણના પલટાતા રંગોના સંસર્ગમાં રહેલા, તેમ જ પડદા પાછળના સૂત્ર સંચારોની વાતો જાણનારાઓને સરકાર તરફ વધુ પડતા ઢળી પડેલાઓની વાતો સમજાવવી પડે તેમ નથી જ. પણ મવાળ વિચારના રાજ્યદ્વારીઓને છેક જ એ કોટિમાં ગણી ન જ કઢાય. કેમકે તેમાં બુદ્ધિશાળી વર્ગનો સમાવેશ થાય છે. એટલે તેમના વિરોધનો તપાસ કરવા જરા ઉંડા ઉતરવાની જરૂર છે.

આ દેશના મવાળો એટલે વિલાયતના મવાળ વિચારવાળાઓને પગલે ચાલવામાં મહત્તા માનનારાઓની ટોળકી. તેમાં મોટા મોટા વ્યાપારીઓ અને બડેખાંઓનો,તેમ જ ઇલ્કાબધારીઓનો સમાવેશ થાય છે. અલબત્ત તેમાં ઘણા વિદ્વાન અને પ્રખર બુદ્ધિમાનો ય છે, પરંતુ પોતાના કરતાં હિંદમાં બીજા વધુ બુદ્ધિમાન કોઇ ન હોઇ શકે એવી ધમંડી ભાવનાવાળા, મુડીવાદના રક્ષણ માટે બ્રિટિશ પ્રજાનું શરણું હિંદને માથે ચિરંજીવ રહે તેવા વિચારવાળા, રશિયાની વાતો મુડીવાદી પત્રોમાં વાંચી ખોટી રીતે ભડકી રહેલાઓ વિશેષ છે. જો કે બ્રિટિશ મવાળોને તો પોતાનું જ તંત્ર એટલે કદાચ એ વિચાર પરવડે, છતાં ત્યાં પણ આજે મવાળોનું મહત્ત્વ રહ્યું નથી–, પણ પરાધીન પ્રજાને બ્રિટિશ મવાળોના જ મતનો પડઘો પાડનાર ગ્રામોફોન બનવું કેમ પરવડી શકે? છતાં એ વિચારસરણી તેમના મગજમાં ઉતરતી નથી, કેમકે તેઓ જગતનો ઇતિહાસ જાણે છે પણ પોતાના દેશનો સાચો ઇતિહાસ જાણતા નથી, દરિયા પારની પ્રજાની કાળજી રાખવા જેટલી તેમને પરપ્રજા સાથે ઓળખાણ અને નિસ્બત હશે, તેટલી સ્વદેશની પ્રજા સાથે એમને ઓળખાણ નથી.

એ વર્ગનો ઇતિહાસ પણ એ જ બનાવે છે. જ્યારથી એમના મવાળવાદથી પ્રજા

કંટાળી અને રાષ્ટ્રહિતૈષીઓએ, રાષ્ટ્રની મનેચ્છા વધારે સ્પષ્ટ રીતે રજુ કરવા માંડી, તે વખતથી ઉદ્દામવાદીઓની સામે થવું, એમની ભૂલો કાઢવી અને નોકરશાહીની ખુશામત કરવી એ આ વર્ગનું મુખ્ય લક્ષણ મનાયું છે. તેથી જ્યારે પણ ઉદ્દામવાદીઓની લડતથી થોડાક સુધારા આપવાનો બ્રિટિશ રાજ્યદ્વારીઓએ પ્રયાસ કરવા માંડ્યો, ત્યારે તે પડતા ટુકડાઓ ઝડપી લેવા તૈયાર થઇ, ઉદ્દામ વિચારકોથી જુદા પડવાનો તેમણે દેખાવ કર્યો છે. અને એક દશકો પછી પોતે જ પોતાનાં જૂનાં વચનો ઉપર પાણી ફેરવે તેવી વર્તણુંક બતાવી, ઉદ્દામવાદીઓની પાછળ ઘસડાયા જ છે પરંતુ તેમ કરતાં પહેલાં નોકરશાહીને માટે કુહાડીના હાથાની ગરજ તેઓ સારે છે. મિન્ટો-મોર્લીના કે મોન્ટ-ફોર્ડના સુધારાઓ પ્રસંગે એવુંજ બન્યું હતું અને હવે ગોળ મેજ પરિષદ પ્રસંગે પણ તેમણે પોતાની એ જુની પરંપરાને જાળવી રાખી છે. એટલે જો સાફ સાફ શબ્દોમાં કહીએ તો, દેશનો પક્ષ લેવાનો જ્યારે સમય આવે છે ત્યારે ત્યારે એ વર્ગે તેનો દ્રોહ કર્યો છે. કેમકે પોતાને લગાર પણ ભોગ આપવો નથી અને ઉદ્દામ વિચારકોની લડતથી જે થોડાક ટુકડા ફેંકવા બ્રિટિશ મુત્સદીઓ તૈયાર થાય, તેઓ જ તમામ લાભ તેમને લેવો છે આજ સુધીનાં તપાસપંચો જુવો, મોન્ટ-ફોર્ડ સુધારા પછીની મોટા પગારના હોદ્દાઓની જગાઓ જુવો: એજ વર્ગે તેનો લાભ લેવા પડાપડી કરી છે. એટલે તે વર્ગનો વિરોધ બિલકુલ ગણત્રીમાં લેવા યોગ્ય જ નથી.

આ વિચાર ઉપર આવતાં પહેલાં કેટલાંક પ્રમાણો જોઇ જવાની જરૂર છે. સહુથી પહેલાં એન્ગ્લોઇન્ડિયન પત્રો. તે પત્રો જ્યારે પણ હિંદ અને બ્રિટનના પ્રશ્નમાં હિંદીઓના કોઇ વર્ગનાં વખાણ કરે, ત્યારે સમજવું જ જોઇએ કે, તે વર્ગે જરૂર દેશને નુકશાન કરનારૂં પગલું ભર્યું જ છે. તેમ ન હોય અને બ્રિટિશશાહી તેમજ મુડીવાદના પોતાના દેશના વિચારોની સામે પણ તેઓ થયા હોય તો એ જ પત્રો, તેમના માનીતા હિંદી મવાળો તરફ કેવું વર્તન ચલાવે છે, તેનું સ્પષ્ટ ઉદાહરણ સાયમન સાનટીના બહિષ્કારમાંથી મળે છે.

બીજું: બ્રિટિશ મુત્સદીઓ કોની પ્રશંસાનાં ગીતડાં ગાય છે, કયા વર્ગને છાપરે ચડાવી, કયા વર્ગને, કયા કારણથી ઉતારી પાડવા નીકળ્યા છે, તે જોઇને પણ તુરત કહી શકાય તેમ છે. અને જ્યારે અત્યારે બ્રિટિશ મુત્સદીઓ એ મવાળ પક્ષના હિંદીઓનાં વખાણ કરી રહ્યા છે, ત્યારે દીવા જેવું દેખાય છે કે, તેઓ હિંદનું નુકશાન કરવા માટે પ્રતિપક્ષીઓના હાથા બનવા નીકળ્યા છે.-એ સમજવા માટે સર રીડીંગ અને તેમના મદ્રાસમાં મળેલા મિત્રોની ટોળકીનાં વચનામૃતો, કોન્ગ્રેસવાદીઓને કચડીને દબાવી દેવા માટે નોકરશાહીના હાથ મજબૂત બનાવવા માટેનાં તેમનાં ગર્ભીત ભાષણો, અર્લ રસલનાં મૂર્ખતા ભર્યાં અવ્યવહારૂ ભાષણ પછી પણ, તેમને પોતાના સર્વમાન્ય દેશબંધુઓ કરતાં વિદેશીઓ માટે થતો પ્રેમઃ એ તમામથી જણાય છે કે, સરકારી ખુશામદની અને દેશને દગો દઇને પણ પોતાના લાભ જાળવવાની નીતિવાળા જ તેઓ છે, પરંતુ સદ્દભાગ્યે તેઓ પોતાની જાત સિવાય બીજા કોઇનું પણ પ્રતિનિધિત્વ પાડી શકે તેમ નથી, એટલે તેમની પ્રત્યાઘાતી રીતોથી થોડાંક વર્ષ સુધી કદાચ દેશની પ્રગતિમાં ખલેલ નાખવામાં તેઓ ફાવે, પણ સ્વતંત્રતાના હિંદીઓના

માર્ગમાં તેઓ કદી પણ હમેશાને માટે ઉભા રહી શકશે જ નહિં.

**સ્વ**તંત્રતાના ઠરાવથી ભડકી ઉઠનારાઓ ગેરવાજબી દેવાનો ઇનકાર કરવાના પગલા તરફ પણ આંગળી ચીંધે છે, પરંતુ દુસ્મન બનીને રણાંગણમાં ઉતરેલા જર્મનીને પણ જો યુધ્ધદંડના કચરી નાખનારા બોજાનો ઇનકાર કરવાનો અધિકાર હોય, તો પ્રજા સંઘોના સભ્ય બનેલા હિંદના વતનીઓને, તેમની પરવાનગી વિના, તેમના હિતના વિરોધી કાર્યો માટે કરવામાં આવેલા ગેરવાજબી દેવાનો ઇનકાર કરવાનો હક્ક શું કામ ન હોય?

તેમ છતાં એંગ્લો ઇન્ડિયન પત્રો પોકાર પાડી રહ્યાં છે, તેમ સ્વતંત્રતાનો ઠરાવ થયો કે તુરત જ હિંદી મુડીવાળાઓએ આ દેશમાંથી પોતાની મુડીને પરદેશમાં મોકલાવી આપવાનું શરૂ કર્યું છે! આ વાત માનવા જેવી છે જ નહિં, છતાં પણ જો મહાસભાના ઠરાવથી દેશી મુડીવાદીઓ એકદમ ગભરાઇ ઉઠે તો તેમનો એ ગભરાટ ખોટો અથવા તો હેતુ પૂર્વકનો હોવો જોઇએ. જો એ ગભરાટ ખોટો હોય તો, અત્યાર સુધીમાં તે સંબંધમાં થયેલા ખુલાસાઓથી તેમના મનની શાંતિ થઇ હશે, પણ જો સ્વતંત્રતાના ઠરાવ માટે જનતામાં ગેરસમજુતી ફેલાવવાના હેતુથી તેમણે તેમ કર્યું હશે તો, કોઇ પણ રીતે તેમના મનનું સમાધાન થવાનું જ નથીઃ એટલે તેથી સ્વતંત્રતામાં માનનારા હિંદીઓએ વિચારમાં પડી જવાની જરૂર નથી.

**આ**મ સાર્વત્રિક નજરે વિચાર કરતાં પણ, લાહોર મહાસભાએ પોતાના ધ્યેયમાં ફેરફારનો કરેલો ઠરાવ સમયોચિત, જરૂરનો અને હિંદી પ્રજામતના ઘણા જ મોટા ભાગની મનેચ્છા વ્યક્ત કરનારો હોઇ, તેની ફળ સિદ્ધિ માટે પ્રત્યેક સાચા હિંદીએ યોગ્ય વાતાવરણ તૈયાર કરવામાં પોતાનો સંગીન ફાળો આપવો જોઇએ.



સ્વતંત્રતાના ઢંઢેરાના ખરીતા પર થતી સહીઓ.

# અમેરીકાએ સ્વાતંત્ર્ય કેમ મેળવ્યું?

લાહોરની મહાસભાનો ઠરાવ અને અમેરિકન કોન્ગ્રેસે ૧૫૪ વર્ષ પહેલાં પસાર કરેલા એવાજ ઠરાવ વચ્ચે પુષ્કળ સામ્ય છે.

: લેખક :
સીતારામ શર્મા

"હું માનું છું કે! બ્રિટિશ જનતા બહુ જ સ્પષ્ટ રીતે જોઇ શકી છે કે, હવે શાહીવાદના, બીજાઓને દબાવી રાખવાના અને આપખુદીના દહાડા હમેશના ચાલ્યા ગયા છે. હવે બ્રિટિશ ધુંસરી કાયમની રહેવી તે અશક્ય છે. પહેલાં તો તે ખુદ બ્રિટિશ જનતાના પોતાના જ સાચા હિતની વિરોધી હોવાથી તે અશક્ય છે. તેમજ ધુંસરીનો જ્યાં સુધી અંત ન આવે ત્યાં સુધી જાગૃત હિંદ એ તેની સામે બળવો કરે તે માટે પણ તે અશક્ય છે."

આ શબ્દો કોઇ ઉદ્દામ વિચારના મહાસભાવાદીના કે બળવાખોર કોમ્યુનીસ્ટના નથી, પણ મદ્રાસમાં મળેલી મવાલ હિંદીઓની પરિષદના વરાયેલા પ્રમુખ ધી ઓનરેબલ સર શ્રીરામ શેઠના નાઇટ, ઓ. બી. ઇ. જેવા વફાદાર અને સરકારપક્ષના માનીતા પુરૂષના છે.

તેમણે ઉપરનાં વચનો ઉચ્ચાર્યાં તેની સાથે સાથે ગ્રેટબ્રિટનના ગાદ્યધારીઓને ભૂતકાળના ઇતિહાસમાંથી કંઇક શિક્ષણ લેવાની ભલામણ કરતાં કહ્યું હતું:

ભ્ચાતંત્ર્યની રાહે પાડતો વર્ગ નાનો -સુનો નથી. અને અમેરિકન ઉદાહરણ આપણી દૃષ્ટિ સમક્ષ હોવાથી આપણે તેમના એ દેખા-વની અવગણના પણ કરી શકીએ તેમ નથી" અને પછી લેકીના ઇતિહાસમાંથી અવતરણ ઉતારીને બતાવ્યું કે, અમેરિકાએ સ્વાતંત્ર્ય જાહેર કર્યું ત્યારે બ્રિટિશ રાજ્યદ્વારીઓ એમ મનાવતા હતા કે: "વિધ વિધ રીત ભાતવાળાં, વિધ વિધ ધર્મવાળાં અને જુદાં જુદાં હિતવાળાં એ સંસ્થાનોનો આપણે ત્યાગ કરીને તેનો કારભાર તેમને સોંપીએ તો, તુરત જ દેશના એક ખુણાથી બીજા ખુણા સુધી પ્રજા અંદર અંદર કપાઇ મરશે." એટલું જ નહિં પણ સ્વતંત્રતાનો દિવસ અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો તરફથી જાહેર કરવામાં આવ્યો તે પહેલાંના દશકામાં ખુદ તે સંસ્થાનોના જ કોઇક મવાળ દેશભક્તના દિલમાં, હિંદના મવાળ રાજ્યદ્વારીઓની માફક એ જ ચિંતાએ ઘર કર્યું હતું કે: "જો આ સંસ્થાનોને બ્રિટન છોડી દે તો બીજે જ દિવસે અમેરિકામાં લોહીની નીકો વહેશે અને બધે અંધાધુંધી ફેલાઇ જશે."

અને પછી સર ફીરોઝ શેઠના ઉમેરે છે કે: "તેમ છતાં બધું જ બદલાઇ ગયું અને અમેરિકાએ પોતાની સ્વતંત્રતા જાહેર કરી, એ દૃષ્ટાંતના આધારે હિંદમાંની સ્વતંત્રતા-ના ચીસોનું માપ કાઢવાની જરૂર છે."

સર ફીરોઝ શેઠનાનાં આ વચનો રાષ્ટ્રીય સંનાદમાં રસપૂર્વક વર્તમાન પત્રો વાંચતાં અનેક ગુજરાતીઓએ વાંચ્યાં હશે, પરંતુ અમેરિકાના સ્વતંત્રતાના ઇતિહાસની જે કની સરખામણી સર ફીરોઝ શેઠનાએ કરી છે, તે કથા કદાચ અનેક ગુજરાતીઓ જાણતા નહિં હોય, તેથી તે પ્રસંગ 'નવયુગ' નાં વાંચકો સમક્ષ રજુ કરવો સમયોચિત ગણાશે.

ઇ. સ. ૧૭૫૭ નું વર્ષ બ્રિટિશ ઇતિહાસમાં તેજ અને છાયાના ઘેરા તેમ જ પ્રકાશવંતા પ્રસંગોથી ભરેલું છે. યુરોપ, ઉત્તર અમેરિકા અને હિંદ એ ત્રણે સ્થળે બ્રિટિશો અને ફ્રેન્ચોની વચ્ચે જીવન મરણના પ્રસંગો નક્કી કરે તેવી અથડામણો શરૂ થઇ હતી. અને અમેરિકા તેમ જ યુરોપમાં બ્રિટિશ સેના ઠામ ઠામ દુશ્મનોને હાથે માર ખાઇ રહી હતી. હિંદમાં પણ તેનું નશીબ ત્રાજવે તોળાઇ રહ્યું હતું; પરંતુ હિંદીઓના અંદર અંદરના કુસંપ અને મતભેદને લીધે લોર્ડ કલાઇવ પોતાની યુક્તિ પ્રયુક્તિઓ અને હરામખોરીમાં ફાવ્યો, ૧૭૫૭ માં પ્લાસીના યુદ્ધ ક્ષેત્રમાં તેણે હિંદમાંની બ્રિટિશ સત્તાનો પાયો ખરેખરો નાખ્યો; અને ઉપકાર વશ બ્રિટિશ રાજદ્વારીઓએ તેને ઇંગ્લંડ બોલાવી 'પ્લાસીનો બેરન' બનાવ્યો.

તે જ પ્રસંગે બ્રિટનની આપખુદ સત્તા અમેરિકામાંથી હમેશને માટે ઉખડી જવાની અણી ઉભી થઇ. વુલ્ફે ક્વીબેક આગળ વિજય મેળવી ફ્રેન્ચોનાં હજારો સ્ત્રી પુરુષોને કેનેડામાંથી હાંકી કાઢ્યાં તે પછી સત્તર વર્ષમાં જ તે વખતના ઉત્તર અમેરિકા અને હાલનાં અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોએ બ્રિટનની આપખુદ ધુંસરીને પોતાની કાંધેથી ફગાવી દીધી. અને ૧૭૭૬ ના જુલાઇની ૪ થી તારીખે પોતાની સ્વતંત્રતા જગતને જાહેર કરી.

ફ્રેન્ચોને બ્રિટિશોએ કેનેડામાંથી હરાવીને કાઢ્યા, પરંતુ તે પછી પોતાનાં જ રક્ત માંસનાં અમેરિકન સંસ્થાનવાસીઓની ઉપર, પોતાના સ્વાર્થ માટે ખુબ જ આપખુદ કારભાર ચલાવવો ચાલુ રાખ્યો. એ સંસ્થાનો સત્તર વર્ષ પહેલાં જ બ્રિટિશ લશ્કરના અને બ્રિટનના ઉપકાર નીચે આવ્યાં હતાં, તેને

લીધે જ ફ્રેન્ચો અને સ્પેનવાસીઓની લડાઇઓ અટકી હતી, માતૃભૂમિ [ઇંગ્લંડ] તરફની ભકિત પણ તેઓમાંના અનેકના દિલમાં વહી રહી હતી; તેમ છતાં તે બધા કરતાં તેમને પોતાની સ્વતંત્રતા વધુ પ્રિય હતી, એટલાં જ બ્રિટનની આપખુદ નીતિ નીચેના શોષણ ક્રિયા અને ગુલામી તેમને અપ્રિય થઇ પડ્યાં હતાં.

ત્યારે અમેરિકાનાં એ સંસ્થાનો ઉપર બ્રિટિશ ગવર્નરની મારફત ગ્રેટબ્રિટન સત્તા ચલાવતું. અને સંસ્થાનોની ઉપર પોતાની જ શોષણનીતિ ચાલુ રહે તે રીતે આપખુદ કાયદા ઠોકી બેસાડતું. તે આપખુદી એ સંસ્થાનવાસીઓને શાંતિના વખતમાં ખૂબ જ ખુંચવા લાગી. તંબાકુ અને કાફી જેવી વસ્તુઓ પણ તેમને લાભ થાય તે રીતે વેચવા દેવાની બ્રિટનની મનાઇ, ફ્રાન્સ અને સ્પેનનાં સંસ્થાનો સાથે વ્યાપરી સંબંધ ન બાંધવાની ગ્રેટબ્રિટનની સખ્ત આજ્ઞા, માત્ર બધો જ માલ ઇંગ્લંડને જ તેમણે મોકલવો પડે, અને બધો જ માલ ઇંગ્લંડની જ પાસેથી તેમને લેવો પડે! આવી બન્ને બાજુએ લુંટાવાની નીતિની સામે એ સંસ્થાન વાસીઓએ આરંભમાં તો પ્રાર્થનાપત્રોવાળા પોકારો શરૂ કર્યા. અમેરિકન બંદરો આગળ થઇને જે દેશોનાં વહાણો જતાં હોય, ત્યાં તે આ સંસ્થાનોને પોતાનો માલ મોકલવો હોય, તો તેમનાથી તે મોકલાવી ન શકાય, તે પણ પહેલાં ઇંગ્લંડ જ મોકલવો પડે. એટલું જ નહિં પણ જે વસ્તુઓનો બ્રિટિશ વ્યાપારીઓ ધંધો કરતા હોય, તેમને પોતાના ધંધામાં મનમાની શોષણનીતિ ચાલુ રાખવામાં વિઘ્ન ન આવે તે માટે, એ સંસ્થાનવાસીઓને પોતાને માટે પણ તે માલ તૈયાર કરવાની મનાઇ! આમ માતૃભૂમિના સંબંધની ગાંઠ તેમને ભલા કરવાને બદલે, એમને જ ગળે ટુંપો દેનારી થઇ પડી!

આવી દશામાં પણ જે સપ્ત વર્ષીય સંગ્રામ–Seven Years War–માં બ્રિટનને ઉત્તર અમેરિકાની પ્રાપ્તિ થઇ, તેમાં એ સંસ્થાનવાસીઓ બ્રિટનોને પક્ષે રહીને ઝૂઝ્યા. અને બ્રિટનની આબરૂ સાચવવા તેમ જ પોતાનું યે રક્ષણ કરવા તેમણે તેમાં પોતાનાં લોહી રેડ્યાં. પરંતુ છેલ્લા યુરોપીય મહાયુધ્ધમાં હિંદે આપેલી તમામ મદદના બદલામાં જેમ કાળો કાયદો અને પંજાબના અત્યાચાર હિંદીઓને મળ્યા, તે જ રીતે તે વખતે આ સંસ્થાનવાસીઓએ આપેલી મદદની સાચી કદર બ્રિટનવાસીઓ કરી શક્યા નહિં. બ્રિટનવાસીઓનો એ તો સ્વભાવ જ છે.

અમેરિકાના સંસ્થાનવાસીઓ એ પછી તો એકલા પ્રતિબંધની રીતો ઉપર જ પોતાનો આધાર રાખીને બેસી ન રહ્યા. પણ હમણાં અમેરિકાની દારૂબંધી છતાં, પણ બ્રિટિશ સ્ટીમરો દારૂની પેટીઓ સાથે અમેરિકન બંદરો મારફત દારૂના બાટલા ઘુસાડવાનો ગેરકાનુની પ્રયત્ન કરી રહેલ છે, તે જ રીતે તે વખતના સંસ્થાનવાસીઓએ બ્રિટિશ કાયદાને ગણકાર્યા વિના છાની છુપની રીતે પોતાનો વ્યાપાર જારી રાખ્યો. અને બ્રિટિશ સરકારે છેક ૧૭૬૩ સુધી તેની તરફ આંખ આડા કાન કર્યા. પરંતુ ૧૭૬૩ માં બ્રિટિશ રાજ્યદ્વારીઓએ ઉત્તર અમેરિકન વિગ્રહમાં થયેલ ભારે ખર્ચને લીધે બ્રિટનને થયેલું દેવું ભરપાઇ કરવા માટે અમેરિકન સંસ્થાનો ઉપર ભારે કર નાખવાનો ઠરાવ કર્યો, ઉપરાંત એ સંસ્થાનો ઉપરનો પોતાનો કાબુ ચાલુ રહે તે માટે ત્યાં બ્રિટિશ લશ્કરને અમેરિકન સંસ્થાનવાસીઓના ભાવિ સંરક્ષણના બહાના નીચે ચાલુ રાખવાનો આમહ

કાયમ રાખ્યો. એની સામે સંસ્થાનવાસીઓએ વિરોધ ઉઠાવ્યો, અને 'મતાધિકાર નહિં તો કર નહિં' એ સૂત્રને આગળ કરીને, તેમણે કહ્યું: બ્રિટિશ પાર્લામેન્ટમાં અમને સ્થાન આપવામાં આવતું નથી એટલે બ્રિટનને અમારી ઉપર કર નાખવાનો કશો જ હક્ક રહેતો નથી. ઉપરાંત બ્રિટિશ લશ્કરને બિલકુલ નિરૂપયોગી મનાવી, તેના ખર્ચનો બોજો પોતાને માથે ફરજિયાત ઠોકી બેસાડવાની નીતિ સામે પણ તેમણે પુણ્ય પ્રકોપ જાહેર કર્યો. પછી તો 'મતાધિકાર નહિં તો કર નહિં' એ જ સૂત્ર અમેરિકનોના યુદ્ધ પુકારનું મહા સૂત્ર થઇ પડ્યું.

પરંતુ અમેરિકન સંસ્થાનોની પોતાને જ ધણીરણી માની બેઠેલી બ્રિટિશ પાર્લામેન્ટ એમ કંઇ માને? તેણે તો પોતાનો જ કક્કો પકડી રાખ્યો અને સંસ્થાનવાસીઓનું અપમાન જ કરવાનો આપખુદ રાજ્યદ્વારીઓએ મક્કમ ઠરાવ કર્યો. ૧૭૬૭ માં જ બ્રિટને ચહા તેમ જ બીજી કેટલીક જરૂરી વસ્તુઓ ઉપર સંસ્થાનવાસીઓને માથે ફરજ્યાત કર ઠોકી બેસાડ્યા, પરંતુ હિંદીઓની માફક પ્રાર્થનાપત્રો મોકલાવીને કે માત્ર મોંના પ્રતિષેધ જાહેર કરીને તેઓ બેસી ન રહ્યા; તેમણે તો એ અત્યાચારી અન્યાયની સામે ખુલ્લો બળવો જ શરૂ કર્યો. ઠામ ઠામ સભાઓ ભરી સળગતા શબ્દોમાં ભાષણો અપાવાં શરૂ થયાં, એટલું જ નહિં પણ કોઇ પણ સંજોગોમાં બ્રિટિશ માલ નહિં જ ખરીદવાની પ્રતિજ્ઞાઓ લેનારૂં મંડળ સ્થાપવામાં આવ્યું. આપખુદીના ઇજારદારો એથી ઓછા જ અટકે તેમ હતું? તેમણે તુરત જ અમેરિકનોની સભાઓને રાજ્યદ્રોહી તરીકે જાહેર કરી અને બોસ્ટનમાં બ્રિટિશ પ્રતિષ્ઠાના રક્ષણ માટે લશ્કરને ખડું કરી દેવામાં આવ્યું. પછી બીજું શું જ થાય. બળવો થયો, ખુના મરકી ચાલી અને બ્રિટિશ સરકારને મુંગે મોંઢે એ અપમાનભરી હાર સ્વીકારી પેલો અન્યાયી કર પાછો ખેંચી ખેંચી લેવો પડ્યો. છતાં પણ બ્રિટિશ પ્રતિષ્ઠાની શેહ પાડવા માટે ચહા ઉપરનો કર તો ખાસ રહેવા જ દેવામાં આવ્યો. એટ બ્રિટનનાં 'અનુપકારી બાળકો' ને એવું બતાવવાનો તેમાં હેતુ હતો કે, તે પોતે ધારે તો તેને જમાર્દા ઉપર કર ઠોકી બેસાડવાનો સંપૂર્ણ અધિકાર છે. ચહા ઉપરનો એ કર કાયમ રાખવાનો આગ્રહ કરતાં, તે વખતના ત્રીજા જ્યોર્જના મહા વઝીર લોર્ડ નોર્થે ખુલ્લા શબ્દોમાં જ જણાવ્યું હતું કે: "રાષ્ટ્રીય પ્રતિષ્ઠાને બચાવી લેવાના જ ઇરાદે" આ કર રાખવાની જરૂર છે.

પરંતુ ત્યારે તો પાર્લામેન્ટના કરેલા કોઇ પણ કાયદાની અવગણના કરવી, એજ નીતિ સંસ્થાનોએ સ્વીકારી હતી. માસાચુસેટ સંસ્થાનની રાજ્યધાની બોસ્ટનમાં ત્યારે ય બ્રિટિશ સેના થાણું નાખીને પડી હતી. એ વાત બોસ્ટનવાસીઓના દિલમાં કાંટાની માફક ખુંચતી હતી, એથી બોસ્ટનવાસીઓમાંના અનેક માણસોએ "સ્વતંત્રતાના પુત્રો અને પુત્રીઓ"ના નામે સંઘ જમાવી ચહા નહિં પીવાની જ પ્રતિજ્ઞાઓ લેવા માંડી. તેમણે કહ્યું: બ્રિટનને અન્યાયી કર આપવો તેના કરતાં ચહા પીવી જ છોડી દેવી એ વધારે માનપ્રદ છે. આ સંઘ ફાલતો જ ગયો અને તેને લીધે બ્રિટન સામેનો ક્રોધાગ્નિ અનેક સ્વરૂપે સળગતો જ રહ્યો.

બ્રિટનના આપખુદ કાનુનની સામે ચોરી છુપીથી જે દાણચોરી થયા કરતી હતી, તેની ઉપર અંકુશ રાખવા માટે રહોડના ટાપુઓમાં 'ગેસ્પી' નામનું બ્રિટિશ લડાયક વહાણ પડ્યું હતું. તેના આપખુદ કમાને

સંસ્થાનવાસીઓનું જાણી જોઈને અપમાન કરવા માટે એવો હુકમ કાઢ્યો હતો કે, સંસ્થાનવાસીઓનાં જે જે વહાણો તેની બાજુમાંથી પસાર થાય તેમણે "ગેસ્પી'ના નૌકાના માનમાં પોતાનો વાવટો નમાવવો. પરંતુ દરેક રીતે પોતાની સ્વતંત્રતા જ બ્રિટનવાસીઓને બતાવી આપવાના મક્કમ ઇરાદાથી અમેરિકનોએ તે હુકમનો પણ ખુલ્લે ખુલ્લો ભંગ જ કર્યો.

જુન મહિનાની એક સાંજે સંસ્થાનવાસીઓનું એક ઉતારુ વહાણ પોતાનાં તમામ નિશાન ફરફરાવતું 'ગેસ્પી'ની બાજુએથીજ સડસડાટ કરતું નીકળ્યું. પેલા આપખુદ અને મિજાજી કપ્તાને હુકમ કર્યો કે તેણે બ્રિટિશ વાવટાના માનમાં તેના વાવટા નીચે નમાવવા, પણ તે હુકમને કોણ ગણકારે? તુરત જ બ્રિટિશ કપ્તાને 'ગેસ્પી' ઉપરથી ગોળી છોડી, પણ પેલા વહાણને તેથી કશીજ ઇજા થઇ નહિં, કે નહિં તો તેના વાવટા નમ્યા. આથી તો પેલો મિજાજી કપ્તાન ઑડવાયર અને ડાયરની માફક ચિડાયો, અને તે વહાણને ઘેરવા 'ગેસ્પી'ને તેની પાસે દોડાવ્યું. પેલા વહાણના કપ્તાને 'ગેસ્પી'ને છીછરા પાણીમાં ખેંચી જવાની લાલચ આપવાના ઇરાદે, તુરત જ પોતાના વહાણને કિનારા તરફ હંકારી લીધું. પેલાએ ધાર્યું હતું તેમ જ થયું 'ગેસ્પી' અટકી પડી, અને રાત પડતાં જ પેલા ઉતારુ વહાણ ઉપરના તમામ પુરુષો 'ગેસ્પી' ઉપર તૂટી જ પડ્યા. અપમાન અને ગુલામીની કારમી વેદનાથી પીડાતા અમેરિકનો 'ગેસ્પી'ના કપ્તાનને તેમ જ તેના ખારવાઓને વેરનો બદલો લેવા માટે કિનારા ઉપર હસડી ગયા, અને 'ગેસ્પી'ની હોળી કરીનાખી. આ ગુન્હો કરનારાઓને શોધી કાઢવા માટે બ્રિટિશ સત્તાવાળાઓએ ઘણીએ તપાસો કરી, શોધખોળો ચલાવી, ઇનામોની લાલચો બતાવી પરંતુ એક પણ અમેરિકનને પકડી શકાયો નહિં.

દરમિયાન થોડીક છુટી છવાઇ શિવાય બ્રિટનની ચહા મંગાવવાની અમેરિકનોએ માથામાં વાગે તેવી ના જ સંભળાવી દીધી. આનું પરિણામ એ આવ્યું કે, ધન લોભી ઇસ્ટ ઇંડિયા કંપનીના કર્મચારીઓને લખવું પડ્યું કેઃ "અમારાં ગોદામોમાં વેચાયા વિનાની ૧ કરોડને ૭૦ લાખ રતલ ચહાની પેટીઓ પડી રહી છે." આથી બ્રિટિશ સત્તાવાળાઓને વળી પાનો ચડ્યો. તેમણે નિરધાર કર્યો કે વધારાના કર વાળી ચહા અમેરિકનો પાસે ફરજિયાત ખરીદ કરાવવી જ. એટલે અમેરિકન બંદરોમાં ચહાની પેટીઓ ભરેલાં કેટલાંય વહાણો આપીને નાંગરાયાં. પણ બોસ્ટન શિવાયનાં તમામ બંદરોએ તે ચહાની પેટીઓ આવી તેવી જ પાછી ધકેલી દીધી. માત્ર બોસ્ટનમાં વિચિત્ર સ્થિતિ થઇ પડી. લોકો ચહાની પેટીઓને પોતાની માતૃભૂમિની ઉપર ઉતરવા દેવા જેટલું એ હિણપત ખમી લેવા તૈયાર નહોતા, અને સત્તાની જોરાવરીથી બ્રિટિશ પ્રતિષ્ઠાને સાચવવા જીદી બનેલો બ્રિટિશ ગવર્નર ચહાના વહાણોને પાછા જવા દેવાની ના પાડતો હતો. આથી એ ઝગડાનું શું પરિણામ આવે છે તેની ગમ જોવા માટે વહાણોને બંદરમાં નાંગરાઇ રહેવા વિના ત્રીજો રસ્તો રહ્યો નહીં.

ગવર્નરે સમાધાની માટે કાઉન્સીલ બોલાવી, પણ તેનું ફળ કશું જ આવ્યું નહિં અને સભાસદો આવ્યા હતા તેમ પાછા વિખરાઇ ગયા. તે પછી તુરત જ રાત્રે લોકોનું એક ગંજાવર ટોળું વહાણો નાંગર્યા હતાં તે ગોદીમાં ધસી ગયું, અને કેટલાક પુરુષોએ અમેરિકન ઇંડિયનનો સ્વાંગ સજીને વહાણો ઉપર ચડી જઇ, કોઇ પણ પ્રકારના અવાજ કે અવ્યવસ્થા શિવાય ચહાની પેટીઓ તોડ

તોડીને તેમાં ભરેલો માલ મહાસાગરના પેટમાં પધરાવવા માંડયો. બધી વિધિ વ્યવસ્થિત રીતે પુરી થઇ અને બોસ્ટન ઉપર ઉષાનાં આછાં સ્મિત વેરાય તે પહેલાં તો બોસ્ટનવાસીઓ પોતાની પ્રતિજ્ઞા સાચવ્યાના સંતોષ સાથે, છાના છાના પોત પોતાને ઘેર પહોંચી પણ ગયા.

પછી તો પૂછવું જ શું ! સંસ્થાનવાસીઓએ ગ્રેટબ્રિટનની સરકારનું સીધું અપમાન કર્યું એ વાત આપખુદ રાજ્યદ્વારીઓથી કેમ સાંખી શકાય? સંસ્થાનવાસીઓનું અપમાન બ્રિટિશ મુત્સદ્દીઓ તો કરી શકે, કેમકે એ તો બ્રિટનનું સંસ્થાન, તેનું તાબેદાર! પણ સંસ્થાન ઉઠીને સામ્રાજ્યનું અપમાન કરે ત્યારે તો થઇ જ રહ્યું ને?

બોસ્ટનમાં થયેલી એ 'ચહાની મિજબાની' –બ્રિટિશ ઇતિહાસકારોએ તેને Boston tea party તરીકે ઓળખાવી છે–ની વાત લંડનમાં પહોંચી ગઇ, અને પાર્લમેન્ટે તુરત જ એ બળવાખોર શહેરને પાંસરૂં કરવાનો નિરધાર કર્યો. તરત હુકમ છુટયો કે: "જ્યાં સુધી બોસ્ટન સુશીલ અને આજ્ઞાંકિતપણાનો વર્તાવ બતાવી આપે નહિં, તેમ જ તેમણે જે નુકશાન કર્યું છે તે ભરી આપે નહિં, ત્યાં સુધી બોસ્ટનનું બારૂં સહુને માટે બંધ રહેશે." પીટ–જે પછી તો ચેથામનો અર્લ બન્યો હતો–પાર્લમેન્ટના આ ઉતાવળીઆ પગલાની સામે જોસથી થયો પણ તેનું કંઇ વળ્યું નહિં. આ રીતે બોસ્ટનના વ્યાપાર ઉપર, તાળાં ઠોકવા જાતાં તેટલી સજા બોસ્ટનવાસીઓ માટે પુરતી નથી એમ માનીને લોર્ડ નોર્થે માસાશુસેટસ સંસ્થાનનો ચાર્ટર ખુંચવી લઇને, માત્ર બ્રિટિશ ગવર્નરની આપખુદ ઇચ્છાથી તે સંસ્થાનને 'ડીપેન્ડંસ'ની છેક જ ઉતરતી પંક્તિએ ઉતારી પાડવા નીકળ્યો. તે વખતે એ બ્રિટિશ ગવર્નર કે બ્રિટિશ સત્તાધારીઓ પોતાના મદમાં એટલું સમજી શક્યા નહિં કે સ્વાતંત્ર્યની જ્યોતિ જેમનાં હૈયામાં ઝગી રહી છે એવા પ્રજાસમુદાયના દિલની જ્યોતિ આવી દમનનીતિ અને આપખુદીનાં અટકચાળાંથી અટકાવી શકાવાની નથી. એટલે એટલું યે અધુરૂં હોય તેમ બોસ્ટનવાસીઓનાં બળાં હૈયાં ઉપર મીઠાની ગરજ સારે તેવો એક કાનુન પસાર કરવામાં આવ્યો. તે કાનુન પ્રમાણે જે કોઇ સત્તાવાળો મનુષ્ય ખુનના આરોપમાં સંડોવાયલો હોય તો તેની તપાસ પોતાના સ્વદેશીઓની જ્યુરી સમક્ષ કરવાને બદલે કાં તો છેક ઇંગ્લંડ લઇ જવો કે પછી નોવાસ્કોશીઆ લઇ જવો.

પોતાના સંસ્થાનવાસી મિત્રો સાથે બ્રિટનના આ પ્રકારના વર્તનની સામે અમેરિકાનાં તમામ સંસ્થાનોમાં ક્રોધનો અગ્નિ ભડભડી ઉઠયો. એકેક એક મોટા શહેરમાં અને ગામમાં બ્રિટિશોના આ આપખુદીનો ખુલ્લી રીતે વિરોધ કરનારી સભાઓ મળવા માંડી. પણ બોસ્ટનવાસીઓએ તો સંસ્થાનોના સેનાધિપતિ જનરલ ગેગના આગમનની સાથે જ હથિયાર ઉપાડયાં. પરંતુ તમામ સંસ્થાનોની મહાસભા (Great Congress) મેળવીને, કે પછી એકેકે એક સંસ્થાનના આગેવાનોની સભા ભરીને, 'અમે અમારા હક્ક કોઇ પણ ભોગે છોડવાના નથી અને તમે તે લઇ શકો તેમ નથી,' એવો ઠરાવ કરવા સુધી તેમને સમજાવીને થોભાવવામાં આવ્યા. અને પછી બ્રિટનના રાજા ત્રીજા જ્યોર્જ ઉપર તે મતલબનું નિવેદન મોકલવામાં આવ્યું. પરંતુ પ્રતિજ્ઞાના બાઉ આગળ સત્ય વાત સમજી શકે તેવો બ્રિટિશ પ્રજાનો સ્વભાવ જ નથી, એટલે અમેરિકન સંસ્થાનવાસીઓના સંયુક્ત

નિવેદનને ઠોકરે મારવામાં આવ્યું. ત્યારે તો આપખુદ બ્રિટિશ મુત્સદ્દીઓ એક જ વાત સંભળાવી રહ્યા હતા: "તમારામાં અંદર અંદર અનેક મતભેદ છે, તમે સ્વતંત્રતાને લાયક નથી, અમે અહિંથી જઇએ તો બીજે દિવસે જ અમેરિકામાં અંદર અંદરની કાપાકાપી શરૂ થશે, અને લોહીની નદીઓ વહેવા માંડશે. લાયક થાઓ પછી જોઇશું!"

[આજ પ્રસંગની સર ફીરોઝ • શેઠનાએ પોતાના મદ્રાસના ભાષણમાં લોર્ડ બર્કનહેડે કરેલા ભાષણના નીચેના શબ્દો સાથે સરખામણી કરીને કહ્યું હતું કે, જડસા સમા આપણા મિત્રો દિવસે આજે એને જ મળતી વાણી સંભળાવી નથી રહ્યા કે? લોર્ડ બર્કનહેડના એ શબ્દ આ રહ્યા: "There was no immediate prospect of Dominion Status for India. If what is loosely called Dominion Status was given to India to-morrow, India would dissolve into anarchy" અને છેવટે સર ફીરોઝ શેઠના ઉમેરે છે કે, અમેરિકન સ્વાતંત્ર્યના ઇતિહાસમાંથી અશક્ય મનાતા આદર્શો આમ ફળતા જણાય છે, એટલે આ દેશમાં થઇ રહેલા સ્વતંત્રતાના માટેના પોકારોને એ રીતે અવલોકવાની જરૂર છે જ.]

આ અપમાન પરંપરાના અતિરેકને સાંખી લેવા અમેરિકન સંસ્થાનવાસીઓ જરા યે તૈયાર નહોતા. એટલે તમામ સંસ્થાનોએ એકી સામટે સ્વાતંત્ર્યયુધ્ધનો પોકાર કરી હથીયાર ઉંચક્યાં. અગ્રણીના આ સેનાનીઓમાં ભંગાણ પાડવા અને તેમ કરીને પોતાની સત્તા સંભાળી રાખવા લોર્ડ નોર્થે છેલ્લે છેલ્લે એક યુક્તિ [illegible] એવું જાહેર કર્યું કે, જે સંસ્થાનો પોતાને માટેના લશ્કર અને સરકારી તંત્રના ખર્ચનો બોજો ઉંચકી લેશે, તેમની ઉપર કર નાખવામાં આવશે નહિ. આમ કરવામાં તેની ધૂર્તતા તેના જ શબ્દો ઉઘાડી પાડી આપે છે. તેણે તે વખતે કહેલું: "જો એક સંસ્થાન પણ આ યુક્તિમાં ફસાય તો, તેમના અભેદ્ય દુર્ગમાં ગાબડું જ પડ્યું સમજજો." પરંતુ સંસ્થાનવાસીઓ અપમાનોની પરંપરાથી એટલા દાઝી રહ્યા હતા અને સ્વતંત્રતા માટે એટલા તલસી રહ્યા હતા કે, તેમણે તો સંયુક્ત સુરે સંભળાવી દીધું: અમારા સ્વાતંત્ર્ય યુધ્ધનું એક જ મહાસૂત્ર છે:

**સમષ્ટિ માટે વ્યક્તિ અને વ્યક્તિ માટે સમષ્ટિ** *

બસ, પછી તો સળગી. અમેરિકનોએ પોતાના આ સ્વાતંત્ર્યયુધ્ધમાં લેક્ષીન્ગટનમાં બંકરહીલ નામના સ્થળ આગળ બ્રિટિશ લશ્કરનો સામનો કર્યો. ત્યાં તેમણે હથિયાર અને દારૂગોળાનો ભંડાર રાખ્યો હતો. લડાયક કળામાં કેળવાયલી બ્રિટિશોની એક લશ્કરી ટુકડી, એ હથિયાર અને દારૂગોળો હાથ કરવા આગળ ધસી, ત્યારે તેમના સામનો કરનાર લડાયક કળાની જાણ વિનાના પ્રજાકીય લશ્કરની નાનકડી ટુકડીએ કર્યો. એ ટુકડીનાં માણસો પણ પોલ રેવેર નામના માણસે દોડાદોડ કરીને ઉતાવળમાં એકઠાં કરેલાં હતાં. લોન્ગફેલો એ પ્રસંગને કવિતામાં ગુંથતાં પોલે માસેચુસેટ્સના માણસોને સ્વતંત્રતાના માટેના યુદ્ધ માટે ભેગાં કર્યાં, ત્યારની સંસ્થાનવાસીઓની લાગણી વ્યક્ત કરતાં કહ્યું છે:

So through the night rode
Paul Revere;

* "One for all, and all for one."



બંકરહીલ આગળનું યુદ્ધ.

And so through the night
went his cry of alarm
To every Middlesex
village and farm—
A cry of defiance
and not of fear,
A voice in the darkness,
a knock at the door,
And a word that shall
echo for ever more!

આમ ભય પામવાને બદલે સામે થવાની લાગણીથી સંજાગી ઉઠેલા સંસ્થાનવાસીઓના વણ કેળવાયેલા (યુધ્ધ કળામાં) લોકોએ, યુધ્ધનીતિમાં નિપુણ એવા બ્રિટિશ લશ્કરને ત્રણ કલાકમાં ૨૦ માઇલ પાછા હઠવાની ફરજ પાડી. એટલું જ નહિં પણ એમની માઝળ તેઓ એવા ધસ્યા કે બ્રિટિશ લશ્કરને એકઠા થવાની તક ન મળે તેવા વેર વિખેર કરી નાંખ્યા. એવી નોંધ અમેરિકન ઇતિહાસકારોએ તે યુધ્ધની કરી છે. બ્રિટિશ ઇતિહાસ લેખકો પણ કહે છે કે, થકવી નાખનારી લડાઇ પછી બ્રિટિશ લશ્કરને વિજય મળ્યો હતો.

આ જીતથી વધુ દૃઢ બનેલા સ્વાતંત્ર્ય યુદ્ધના સેનાનીઓએ બોસ્ટનમાંની બ્રિટિશ છાવણીની સામેની જ ટેકરી ઉપર મજબુત અડ્ડો જમાવ્યો, અને જ્યાં સુધી તેમની પાસે છેલ્લામા છેલ્લી ગોળી છોડવાની રણસામગ્રી રહી, ત્યાં સુધી બ્રિટિશ સેનાને આગળ વધવા ન દીધી. આ ૧૭૭૫ માં બન્યું. અને બીજે જ વર્ષે સિંહહૃદયના અમેરિકનોની મહાસભા મળી. તેમણે અમેરિકન સંસ્થાનોની સ્વતંત્રતા વગર અચકાયે જાહેર કરી દીધી. તે વખતે અમેરિકામાં પણ બ્રિટિશ પ્રજાનું વડપણ અને તેની સર્વોપરિ સત્તા સ્વીકારવાની ઇચ્છાવાળા ઘણાય અમેરિકનો હતા. સર ફીરોઝ શેઠનાના જ ભાષણમાંથી તે પ્રસંગ એમના જ શબ્દોમાં આપવો ઠીક થશે:

"પણ આપણે એક ડગલું આગળ વધીને સ્વાતંત્ર્યયુધ્ધનાં ટાંકણે અમેરિકન

પ્રજાનો વિચાર કેવો હતો, તેનું પ્રથક્કરણ કરીએ. સંગ્રામમાં આગળ પડતો ભાગ લેનારા ઘણાએ આગેવાનોએ છેક છેલ્લી ઘડીએ પણ ઈંગ્લાંડની સાથે જોડાયલા રહેવાની દૃઢ ઇચ્છાઓ બતાવી હતી. ખુદ જ્હૉન આદમે જાતે કહ્યું હતું કે "એ ઇચ્છા ઉપર વિજય મેળવતાં તેને ઘણુંજ વસમું લાગ્યું હતું." આ બધું કહીને સર શીલેને સ્વીકારવું પડ્યું છે કે: "તેમ છતાંય બધી જ બાજી પલટાઇ ગઇ અને સ્વતંત્રતા જાહેર કરી દેવામાં આવી." આ પ્રસંગને "ગુમાવાયલાં અમેરિકન સંસ્થાનો" તરીકે વર્ણવતાં બ્રિટિશ લેખકો કહે છે કે: "બ્રિટીશ પ્રધાનોની મૂર્ખાઇને લીધે એ બન્યું."

સ્વતંત્રતા જાહેર કરનારી એ મહાસભામાં અમેરિકાના પ્રત્યેક સંસ્થાનના પ્રતિનિધિઓ હાઝર હતા. ૧૭૭૬ ના જુલાઇની ચોથી તારીખના એ અમર દિવસે જગતની પ્રજાઓને પોતાની સંપૂર્ણ સ્વતંત્રતા જાહેર કરતાં મહાસભાએ સાફ સાફ વચનોમાં કહી નાંખ્યું:

"We the representatives of the United States of America in Congress assembled appealing to the supreme Judge of the world for the rectitude of our intention, solemnly publish and declare that these United Colonies are, and of right ought to be. Free and Independent States."

એટલે કે.

**"અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોના અમે મહાસભામાં મળેલા પ્રતિનિધિઓ, જગતના સર્વોપરિ ન્યાયાધિશને અમારા પ્રમાણિક ઇરાદાનું નિવેદન કરતાં, દૃઢ નિશ્ચય સાથે સ્પષ્ટ રીતે જાહેર કરીએ છીએ કે, આ સંયુક્ત સંસ્થાનો મુક્ત અને સ્વતંત્ર સંસ્થાનો છે અને નૈસર્ગિક અધિકાર પ્રમાણે તેમ હોવાંજ જોઇએ."**

આમ બ્રિટન અને તેના જ રક્ત માંસના ગોરા સંસ્થાનવાસીઓની વચ્ચે, બ્રિટિશ સત્તાવાળાઓની આપખુદી અને બ્રિટિશ વ્યાપારીઓની સ્વાર્થીવૃત્તિવાળી શોષણનીતિને લીધે સ્વતંત્રતાનો છેલ્લો સંગ્રામ જાગ્યો.

અમેરિકાનો સાગર કિનારો દરેક સ્થળે બ્રિટિશ નૌકા કાફલા માટે ખુલ્લો હોવાને લીધે, તેમ જ ઉતાવળથી ઉભા થયેલા પ્રજાવર્ગના વિના તાલીમના સૈનિકોને લીધે એ સંગ્રામમાં શરૂઆતનાં બે વર્ષ સુધી યુદ્ધની તુલાનું પલ્લું બ્રિટનના લાભમાં નમતું રહ્યું. પરંતુ અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોનો જન્મ તે જ વખતે થયો, તે જ રીતે તેમની ફોજ પણ તે સંગ્રામ વખતે જ તૈયાર થઇ.

ફ્રેન્ચો સામેના છેલ્લા વિગ્રહમાં બ્રિટિશોની કુમકે રહીને લડેલા જ્યોર્જ વૉશિંગ્ટને પોતાની માતૃભૂમિની સ્વતંત્રતા માટે બ્રિટિશ સેનાની સામે થવા માટે સંસ્થાનોના લશ્કરની સરદારી લીધી. આ કામ બહુ કપરું હતું. એક તરફ કેળવાયલું લશ્કર, બીજી તરફ વગર તાલીમનાં માણસો, દારૂગોળો મેળવવાની પણ ભયંકર મુશીબતો. સંસ્થાનોના સૈનિકોને માટે પુરતા ખોરાક અને વસ્ત્રોના પણ વાખાઃ આ દશામાં પણ જ્યોર્જ વૉશિંગ્ટનના દિલમાં માતૃભક્તિની જ્વલંત જ્યોત જલતી હતી તે ઝંખવાણી ન પડી, સ્વતંત્રતા માટે ખપી જવું કે

## જ્યૉર્જ વૉશિંગ્ટન



અમેરિકાના સ્વાતંત્ર્ય યુદ્ધનો સેનાધિપતિ.

વિજય મેળવવો એ એ જ નિરધાર સાથે તે કટોકટીના અવસરે પણ હિંમત ન હાર્યો.

ઇતિહાસ લેખક આ પ્રસંગનો ઉલ્લેખ કરતાં લખે છે:

'નવું પ્રજાતંત્રવાદી સંસ્થાન ધન, કારીગરો અને મિત્રોની બાબતમાં સાવ નિર્ધન હતું; તેનું લશ્કર અણઘડ લોકોનું, પુરતા હથિયાર ને કપડાં વિનાનું, તે લશ્કરના અફસરોનો મોટો ભાગ યુદ્ધનીતિથી તદ્દન અજાણ, વળી પ્રદેશ મોટો પણ વસતી ઓછી માત્ર પચીસ લાખ જેટલી જ અને તેણે જેની સાથે બાથ ભીડેલી તે દેશ.

દુનિયામાં વધારેમાં વધારે ધનવાન અને બલિષ્ઠ, ઉપરાંત સીમા વિનાના મહાસાગરો જેવી તેના બાહુબળની પ્રતિષ્ઠા જામેલી. એ બન્નેની સરખામણી જ લગભગ નિરાશ કરી નાખનારી લાગે છે. પણ તેમાં બે વસ્તુઓ અગત્યની હતીઃ એક તરફ અન્યાય ત્યારે બીજી તરફ ન્યાય અને ન્યાય મેળવવા માટેની તમન્ના અને છેવટે તે જ પક્ષ વિજયી થયા."

ઇ. સ. ૧૭૭૭ માં જનરલ બર્ગોઇનને ન્યુયોર્ક સંસ્થાનના સારાટોગા આગળ વોશિંગ્ટનના સ્વતંત્રતાના સૈનિકોને હાથે સજ્જડ હાર ખાવી પડી; આ હાર એ બ્રિટનને માટે ભયંકર ફટકા સમાન હતી. કેમકે ફ્રાન્સે તુરત જ તક સાધીને સ્વતંત્ર અમેરિકા સાથે તહનામું કર્યું, અને પોતાના જુના દુશ્મન બ્રિટનની સામે કેનેડા ગુમાવ્યાનું વેર વાળવા તેણે અમેરિકાને કુમક આપી. સ્પેન અને હોલેન્ડે પણ ફ્રાન્સને પગલે ચાલીને અમેરિકાની વહાર કરી અને છેવટે એકલા પડી ગયેલા બ્રિટનને અમેરિકાની સ્વતંત્રતા સ્વીકારવાની ફરજ પડી. પરંતુ વિલિયમ પીટે તેમ થતું અટકાવવાના છેલ્લા નિષ્ફળ પ્રયત્ન કર્યા. માંદો માંદો પણ તે ઉમરાવોની સભામાં માંદાની ખુરશીમાં અમેરિકાની સ્વતંત્રતા કબુલ રાખી તેની સાથેની લડાઇ બંધ કરવી એ ઠરાવનો વિરોધ કરવા ગયા, પરંતુ પોતાના પ્રતિપક્ષીઓને વળતો જવાબ આપતાં તે ખુરશીમાં પટકાઇ પડ્યા અને ફરીથી ઉઠી ન શક્યો.

અને આખરે ૧૭૮૧ માં જ્યારે બ્રિટનના સામ્રાજ્યના પાયા હિંદમાં ઉંડા ઉતરતા જતા હતા, તે વખતે જ તેને અમેરિકાની સ્વતંત્રતા કબુલ રાખીને પોતાની ભયંકર હાર સ્વીકારવા ઉપરાંત એક સુંદર પ્રદેશને હમેશનો ગુમાવવો પડ્યો.

સર રીચાર્ડ લોજનાની માફક બ્રિટિશ ઇતિહાસકારો કહે છે: "પીટ જેને ભયંકર માનતો હતો, તે અમેરિકન સ્વતંત્રતા બીજી રીતે બન્ને પક્ષોને લાભદાયી થઇ પડી. પોતાના દરિયાપારના પ્રદેશો સાથે કેવી રીતે વર્તવું તેનો પાઠ તેથી બ્રિટનને શીખવા મળ્યો. પણ અમેરિકાને થયેલો લાભ તો અપૂર્વ જ છે. વિશ્વનાં રાષ્ટ્રોમાં ઉચ્ચ સ્થાન મેળવવા માટે કોઇ પણ દેશ માટે સ્વતંત્રતા જ જરૂરની છે. આટલાંટિકના મહાસાગર ઉપરનાં થોડાંક નાનકડાં સંસ્થાનોને પોતાનું ભાવિ સ્વતંત્ર રીતે ઘડવાની તક મળી તેથી જ તે રાષ્ટ્રોના સમુહમાં મહારાષ્ટ્ર થઇ શક્યાં."

હિંદીઓએ લાહોરની મહાસભામાં તેથી જ પોતાની સ્વતંત્રતા જાહેર કરી છે, પરંતુ અમેરિકાની સ્વતંત્રતા વખતે, જે વફાદારો દેશને દગો દઇને કેનેડામાં જઇ રહ્યા હતા, તેમની માફક આજના મવાળ વફાદારો બ્રિટનના સંબંધથી હિંદને થનાર લાભનાં ભલે ગમે તેટલાં ગીતો ગાય, છતાં કેનેડાને સંસ્થાનિક સ્વરાજ્ય વર્ષો પહેલાં આપી દેવું પડ્યું છે અને અત્યારે તો જુદા જુદા રાષ્ટ્રોમાં પોતાના સ્વતંત્ર એલચીઓ મોકલવા જેટલું તે સ્વતંત્ર થઇ ગયું છે, તેવી દશાએ આજના મવાળોને પણ એક દિવસ આવવું જ પડશેઃ એમ અમેરિકાનો ઇતિહાસ કહે છે. પરંતુ જે ભૂલ ત્રીજા જ્યોર્જ અને તેના પ્રધાનોએ તેમ જ અમેરિકાના તે વખતના બ્રિટિશ ગવર્નર લોર્ડ નોર્થે કરી હતી, તેવીજ ભૂલ, એજ ઝનુન અને સંકોચી મનોદશાના મુદ્દા ઉપર પાંચમા જ્યોર્જનું પ્રધાન મંડળ અને હિંદમાંના તેમના પ્રતિનિધિઓ કરે છે કે અમેરિકન ઇતિહાસમાંથી બોધ પાઠ લે છે, તે હવે જ જણાશે. હિંદીઓને માટે તો સ્વતંત્રતા જાહેર કરવાના પોતાના સ્વાભાવિક અધિકાર માટે જેમ અમેરિકન ઇતિહાસમાંથી પ્રેરણાનાં પ્રોત્સાહન મળે છે, તેમ સ્વતંત્રતાને સિદ્ધ કરવા માટે પણ એજ ઇતિહાસનાં પાનાંમાંથી બોધપાઠ મળે છે.

# અહંતા ને આદર્શ

**વર્તમાનયુગને અનુકૂળ કેવી અહંતાની અને કેવા આદર્શની અત્યારે જરૂર છે, તેનું માર્મિક વિવેચન.**

લેખક :—
બાવચંદ માવજી વડેરા

માણસ લાગણી પર જીવે છે, ત્યારે તેને હંમેશા ઉશ્કેરાયેલી સ્થિતિમાં રાખવા માટે અનેક પ્રકારનાં ખળની કલ્પના કરવી પડે છે. ઊર્મીનું જોર જરા પણ નરમ પડે, તો એ જીવનની આખી અવસ્થા ભાંગી પડે છે. એ કલ્પના ગમે ત્યાંથી આવે, ત્યારે અંતરની ગમે તેવી માનવતાને છુંદી નાખી, આવ્યા પછી ગમે તેટલી વિકૃત રીતે જીવનને મચડી નાખે. પણ જો એ કલ્પનાના સર્જન કાળે, લાગણીનું જોર એકત્ર બની, મનુષ્યના વ્યક્તિત્વ પર અધિકાર જમાવી બેઠું હોય, તો પછી એ આખી કલ્પના જ, જીવન ધર્મ બની બેસે છે. ઇશ્વર, ધર્મ, ભાવના, આદર્શ આ બધું આવા ક્ષણભરના આવેશ પર આખી જીંદગીને પરવશ બનાવી મૂકે તેવી કલ્પનાનાં જ જુદા જુદા સ્વરૂપ છે. એ પ્રત્યેક માણસની ક્ષણીક પરવશતા પર નભે છે; માણસમાં તાકાત નથી માટે એ ટકે છે; એનું નામ પડતાં જ માણસને તાબે થયા વિના છૂટકો થતો નથી. આ પવિત્ર ગણાતી વસ્તુ તરફ સ્વતંત્ર માણસને શોભે તેવો એક દૃષ્ટિપાત પણ તેનાથી થઇ શકતો નથી. એને એક પળને માટે જીવવાની વસ્તુ તરીકે માણસ નથી ગણી શકતો; અને માટે એને જ ખાતર જીવનની અનેક સુંદરતાનો ભોગ આપી જાય છે.

આદર્શ એટલે અતિ ઉગ્ર કલ્પના: એ કાં તો જીવનમાં માત્ર અનુકરણથી જ આવે છે: સમજ કે રાષ્ટ્રના સિદ્ધાંતોમાંથી માણસ આવો બહારનો આદર્શ પકડી શકે છે. એ આદર્શને અને પોતાના જીવનને કશો સંબંધ નથી હોતો, માટે અતિશય સાવચેતીથી, ગમે ત્યાં એ આદર્શની ભાવના જીવનમાં બાહ્ય રીતે ઉતારવા પ્રયાસ કરે છે; અગર તો એ આદર્શ જીવનમાંથી જ ઉદ્‌ભવે છે. એને અને વ્યક્તિના જીવનને ગાઢ સંબંધ હોય છે, માટે જીવનનાં દરેક પ્રસંગમાં એ આદર્શની મહત્તા ચમકતી જ હોય છે: માણસ સગર્વ એ આદર્શ જીવે છે, કારણ કે એ એનું પોતાનું સર્જન છે, પોતાની માનવતાની એ પરાકાષ્ટા છે; બાહ્ય આદર્શ જીવનને માટે અસ્વાભાવિક છે; આંતરીક આદર્શ જીવનની સ્વાભાવિકતાનું માણસે કલ્પેલું ઉચ્ચ સ્વરૂપ જ છે.

લાગણી પર જીવનાર પ્રજા આવા બાહ્ય આદર્શ વિના જીવી જ શકતી નથી, અને આદર્શનું આંતરીક સ્વરૂપ તેને ગમ્ય જ નથી: આપણે ત્યાં આદર્શનો એક જ અર્થ થાય છે, અને તે એ કે કોઇ બીજા જીવનને સંપૂર્ણ રીતે અનુસરવું: આપણા જીવનમાંથી ઉદ્‌ભવતો આપણા પોતાના જ જીવનનો કલ્પના આદર્શ પણ હોઇ શકે એવું આપણે હજુ માનતા જ નથી. આવા

બહારના આદર્શને આપણા જીવનનું લક્ષ્ય બિંદુ બનાવી, આપણે અનેક જાતનાં બંધન સહર્ષ સ્વીકારી, જીંદગીનો સંતોષ લઇ લઇએ છીએ ગમે તેવું, સામાન્ય નીતિનું ધોરણ, ગમે તેવી શાસ્ત્રિક જીવનની અવસ્થા, ગમે તેવા આચારવિચારોનું સંગઠન આપણો આદર્શ બની શકે છે. કારણ કે પારકાં જીવનના સુપાટા સ્થિર રહીને ઝીલી શકે એટલું આત્મબળ આપણે કેળવ્યું નથી હોતું: આપણો પોતાનો આદર્શ હજુ સ્પષ્ટ પણ નથી થતો હતો. ત્યાં તો આપણે આપી જીંદગીભરનું ગુલામીખત કોઇ બે પાંચ સિધ્ધાન્તને સોંપી દઇએ છીએ:

એ બાહ્ય આદર્શ કેવો હોય તો આપણે સ્વીકારીએ છીએ? ચુસ્ત સિધ્ધાન્ત: એક માત્ર સીધીલીટી: વાંકાંચુંકા લીસોટા નહિં. એક જ જીવન-ધર્મ. વિરોધી વાસનાઓ કે રમણીય મુંઝવણે નહિ. એક જ નિરસ વસ્તુ: ગંભીરતા: જડતા;-ચેતન: રમનીયાળપણું કે સરસતા નહિં. કારણ કે લાગણી એટલે જ અતિશયતા:-Extremity-દરેકે પોતાનું જીવન એ જ રીતે જીવવું. પોતાના જીવનના પ્રસંગો એ આદર્શના સિધ્ધાન્તોથી જ ઉકેલવા: અને સ્વાભાવિક જીવન મટી દઇ માત્ર બીજાએ જેમ વિચાર્યું છે તેમ જીવવું:-બીજાની વિચારણા આપણા અરક્ષીત માનસ પર ઘણીવાર એટલી બધી પ્રબળ અસર કરી દે છે કે પછી ઘણીવાર આપણે જેને અંતરાત્માનો અવાજ કહીએ છીએ: એ બીજાની જ વિચારણા છે: એના પર માણસે મગરૂર થવાની જરૂર જ નથી: એ જ રીતે આવો બાહ્ય આદર્શ પણ આપણા જીવનને એવી રીતે જકડી લે છે કે પછી આપણું જીવન કયું, કે બહારનું કયું, એવો ભેદ પણ આપણે પાડી શકતા નથી. બહારથી પડેલા પ્રબળ સંસ્કારો આપણી નબળી મનોવૃત્તિપર જીત મેળવી, એને બીજે જ રસ્તે દોરી જાય છે.

આદર્શ પર જીવીએ છીએ, ત્યારે આપણે પોતે નથી જીવતા, પણ કોઇ બીજાની બુદ્ધિની કલ્પના જીવે છે. આપણે માત્ર એના સિદ્ધાન્તને ગમે ત્યાં યોગ્ય કે અયોગ્ય રીતે, સ્થાને કે અસ્થાને ઉતારવાનું યાંત્રીક સાધન માત્ર બનીએ છીએ. બહારથી આવેલો આદર્શ આપણા સમગ્ર જીવનનો કબજો કરી લે છે, આપણને એણે સ્થાપેલી અવસ્થામાં ગમે તેમ કરી સમાવાનો આગ્રહ કરે છે, અને આપણે કોઇ ઉગ્ર લાગણી આવેશથી, કોઇ અસાવધ ક્ષણમાં પવિત્ર ને બુધ્ધિ પર ગણાયેલી વસ્તુને સદાકાળ સુરક્ષિત રાખીએ છીએ.

બહારનો આદર્શ એ આપણી સ્વતંત્ર કલ્પના નથી. એની મહત્તામાં આપણો હીસ્સો માત્ર આપણી ગુલામી પ્રત-પૂરતો જ હોય છે. એ કલ્પના અતિ જ્વલંત હો-સર્વાંગ સુંદર હો-પણ જ્યાં સુધી આપણા જીવન મંથનમાંથી એ નથી ઉદ્દભવી, જ્યાં સુધી આપણી શક્તિથી આપણે તેને નથી પ્રકટાવી, ત્યાં સુધી તેને આપણી સાથે જડી દેવાનો-માણસ તરીકે-આપણને હક્ક નથી. એ જડી દેવામાં આપણે સ્વત્વ ગુમાવી બેસીએ છીએ; એ આદર્શની સદાકાળ પ્રત્યક્ષ અવસ્થા આપણા જીવનમાંથી ચાંચલ્ય, સ્વાભાવિકતા, કચડી નાખી આપણને જડ, અસ્વાભાવિક બનાવે છે: આપણે જેવા નથી હોતા તેવા દેખાઇએ છીએ. 'આદર્શ જ્યારે સંપૂર્ણ રીતે સફળ થયો એમ આપણે માનીએ છીએ ત્યારે ખરેખર, તો આપણી અહંતાનું આપણે સંપૂર્ણ ખૂન કર્યું હોય છે. અને આદર્શની બે પાંચ જડ અવસ્થા પારકાની માગી આણેલી

વસ્તુ શોભે-તેમ આપણા જીવનને શરમાવી રહી હોય છેઃ આપણે શરમાતા નથીઃ રાચીએ છીએઃ એથી જીવન ઘડાતું હોય એમ માનનાર ભલે છે. ઇરાદાપૂર્વક જીવન ઘડાવા જે વસ્તુ અંદર ન હોય તે બ્હારથી બતાવવી પડે છે; માટે એ જીવનમાં દંભ લાગે તો તે અનિવાર્યને ક્ષમ્ય છે *એમ કહેનાર જીવનની મહત્તા એક રીતે ઘટાડે છે. એ દંભ ક્ષમ્ય નથી. તેમ તિરસ્કારને પાત્ર પણ નથી માત્ર દયાને પાત્ર જ છે. એ અનિવાર્ય હશે, પણ એમ જીવન ઘડવું એ અનિવાર્ય નથી: સાચી રીતે તો એમ ઘડાય છે તે જીવન જ નથી હોતું. વિચાર જેટલી હિંમત વિનાના બે ચાર વિચારો એક આખા માણસને ભોગે જીવાડવા, એ જીવન નથી.

સ્વાભાવિકતા ઉપરાંત જીવનની સુંદરતા પણ આથી હણાય છે. પ્રત્યેક અવસ્થામાં એ આદર્શને ઉતારવાનો આપણે પ્રયાસ કરીએ છીએ; કારણ કે એવા સતત પ્રયાસ વિના એ આદર્શનો સાક્ષાત્કાર શક્ય નથી. પછી જીવનની અનેક રસભરી ક્ષણો એ આદર્શના પાઠ ભણ્યા કરવાથી સુકી બની જાય છે. એ જીવનમાં રમતને, ઉલ્લાસને સ્થાન નથી. ગુલાબી અવસરો ત્યાં કદીએ ઉતરતા નથી. ઉલ્લાસના બે છાંટા આદર્શ પર ફેંકતાં આખું હૃદય કોલાહેલ કરી મૂકે છે. સ્વાભાવિકતા ને સુંદરતા જે સદાકાળ દબાવી દેવામાં જ માણસની મહાન શક્તિનો દુર્વ્યય થતો જાય છે. અને એ પણ માત્ર એક હાબુબર આવીને ચાલ્યા ગયેલા લાગણીના ઉછાળા માટે આદર્શ સ્વીકાર્યો હોય છે, ત્યારે માણસ માણસ નથી હોતો. આખું વ્યક્તિત્વ લાગણીના ઘસારા આગળ ચુપ બની બેઠું હોય છે. એ આદર્શની ગુલામી સ્વીકારે છે, ને ફરી ભવિષ્યમાં કદી પણ એ આદર્શને બુધ્ધીના પ્રદેશમાં લાવી તેના પર માનવતા અજમાવવાનું બનતું નથી. એ બંધન સદાકાળનાં પડી જાય છે.

ઘણીવાર તો આપણે હજુ જીવનમાં પડ્યા જ નથી હોતા, 'સંસારમાં આપણું વ્યક્તિત્વ કેવુંક શોભશે તેનો પ્રયોગ પણ નથી કર્યો હોતો તે પ્હેલાં કોઇ કમભાગ્ય પળે આપણે આવા એક અતિ ઉત્કૃષ્ટ જીવન દશા લાગતા આદર્શનો ભોગ થઇ પડીએ છીએ. હજુ તો જીવનની અનેકવિધ વાસનાઓ ને આકાંક્ષાઓ પ્રત્યક્ષ પણ નથી થઇ હોતી, અનેક તત્ત્વો હજુ છુપા છુપા જીવ્યા કરતા હોય છે, ત્યાં પ્રબલ વાવાઝોડાની માફક આવો આદર્શ આવીને એ સહુને ગુંગળાવી નાખે છેઃ અને એ અબોલ તત્ત્વે ફરી પછી કદી જ જાગતા નથી. આપણે જીવન વ્યર્થ જ ગુમાવ્યું છે. એ અહંતાના આપઘાત પછી ક્ષુદ્ર આદર્શને માટે ઘેલું થતું જીવન મૃત્યુથી વધુ સુંદર નથી.

શા માટે આપણામાં એટલું વ્યક્તિબળ ન હોય કે આદર્શના આધાર વિના આપણે ન ચલાવી શકીએ? શા માટે આપણે એટલી વિચાર દશા ન કેળવી હોય કે જીવનનાં પ્રસંગોનો ઉકેલ આપણી મેળે જ કરી શકીએ? આપણી બુધ્ધિ આપણી સ્વાભાવિકતા સાથે એટલો ગાઢ પરિચય ધરાવે છે કે આપણા જીવન બળને રૂંધી નાખનાર કોઇ જડ સિદ્ધાંત આપવા તે કદી નહિં લલચાય. શા માટે આપણે

---

* શ્રી રામનારાયણ પાઠક. 'ગાંધીજીના અનુયાયીઓમાં દંભ છે.' એ વાત પર વિવેચન કરતાં-તેનું આમ વૈજ્ઞાનિક સમર્થન કર્યું હતું. જુઓ: 'મહિમહોત્સવ અંકઃ પ્રસ્થાન.'

એટલી અહંતા ન કેળવીએ કે જેથી આદર્શ આપણામાંથી જ ઉત્ક્રાંતી પામી આપણને દોરી શકે?

આવી ભાવનાઘેલી પરાધીનતા હજુ માણસને ખુંચતી નથી, કારણ કે એને સંપૂર્ણ મજબૂતીથી ઉંચકી રાખનાર સંસ્કૃતિબળ હજુ ખડું છે. એ સંસ્કૃતિ બળનો વિનાશ માત્ર આંતરીક અહંતાના વિકાસથી જ થઇ શકે, અહંતા પ્રકટી હોય, તેને આવા આદર્શની પરવા નથી; એ તો પોતાની મેળે જ સ્વસ્થ રીતે જીવ્યે જાય છે. એને કલ્પના કે લાગણીનો આધાર સ્તંભ નથી, એ પોતાની મેળે જ સ્થિર રહી શકે છે, આદર્શના અચૂક પાલનથી શરીરમાં વસેલી અહંતાનો વિકાસ અકાળે કરમાઇ જાય છે. આપણા જીવનને પણ વેગ, ઉત્સાહ, ને વિકાસની હોંસ છે, પણ એકવાર આપણે આદર્શને ચરણે સર્વસ્વ ધરી દીધું, એટલે આપણે આપણા બધા જ વિકાસ પર મર્યાદા મૂકી ગણવાની. આપણી આંતર ઉર્મીઓને એથી બ્હાર જવાનો પછી કશો હક્ક નથી રહેતો. અહંતા શરીરમાં ને શરીરમાં મુંઝાઇ જાય છે, અને પછી ગમે તેવી નમાલી ભાવના પર જીવી નાખી સંતોષ મેળવે છે.

બહારનો આદર્શ જ્યારે આપણને અસ્વાભાવિક જડ, ને પરાધીન બનાવે છે, ત્યારે આંતરીક રીતે વિકાસ પામતી અહંતા અતિ સ્વાભાવિક, ચેતનભરી, ને સ્વાધીન છે. અહંતા એ આપણી પોતાની જ મહત્વાકાંક્ષાનું સ્વરૂપ છે. એ આપણા જીવનનું આપણે જ કલ્પેલું અંતિમ સ્વરૂપ છે. એનાથી આપણે જીવ્યાનો સંતોષ કોઇપણ પ્રકારની મર્યાદા વિના મેળવી શકીએ છીએ. એ કલ્પના જેટલું ઉચ્ચ કલ્પનાબળ હોય, એને જીવનમાં ઉતારવા જેટલી શ્રદ્ધા હોય, એનું સ્વરૂપ પ્રત્યક્ષ કરવા પૂરતું ચિંતન હોય, અને એને જ ખાતર જીવવા જેટલી શક્તિ હોય તો એથી ઘણાનું જીવન મહાન છે.

બહારનો આદર્શ માત્ર સિધ્ધાન્ત જડ બનાવીને જ જીવ્યાનો સંતોષ આપી શકે છે. બે પાંચ વસ્તુ ચુસ્ત રીતે પકડી; 'કે આપણે જીવન સાર્થ લીધું'; એવી હલકી માન્યતા એથી પોષાય છે; અને જીવનને માટે વધુ વિચાર, કે પ્રગતિ કરવાનાં રહેતાં જ નથી. બ્હારનો આદર્શ ગયા યુગની સંસ્કૃતિમાંથી ઉઠી આવે છે. એને સજીવતી ભાવનાઓ અનેકવાર જીવાઇને કુચા થઇ ગઇ હોય છે; એને એ ફરી જીવનમાં ઉતારી આપણે એકલા જીવનની જ નહિ પણ સમસ્ત વિશ્વની પ્રગતી રૂંધી રહ્યા છીએ. જે દિવસે એવા આદર્શને ફેંકી આપણે સ્વસ્થ થઇશું. તે જ દિવસે અંતરના જીવનબળથી કોઇ એવી મહાન અવસ્થા પ્રત્યક્ષ થશે, કે જેનાથી માણસજાત ઉત્ક્રાન્તીક્રમનો નવો યુગ શરૂ કરી શકશે.

મનુસ જાતના ઇતિહાસનો આ નવયુગ તેના સ્વાધીન વ્યક્તિત્વની ભાવનામાંથી પ્રકટતો આવે છે. તેમાં ઇશ્વર, ધર્મ, આદર્શ કે કોઇ દૈવી ભાવનાને સ્થાન નથી. એવા તકલાદી આધાર સ્તંભો પર પોલી સંસ્કૃતી રચી, પછી એની આસપાસ આનંદના આવેશમાં નાચી જીવન સમાપ્ત કરવું, એવી જંગલી મનોદશા હવે ફરી નહિં આવે. પોતાની જાતને બીજાની સમંતતાનાં, મહત્તાનાં કે પવિત્રતાના સાધન બનાવી–સ્વેચ્છાથી નહિં પણ પરાણે–આત્મભોગ આપ્યા કરવો. એ સૂત્ર ફરીથી જીવનમાં ઉતરે તેમ નથી. અનેક કલ્પનાઓ એક સામટી લ્યો: પણ તે કરતાંય મનુષ્ય

જીવન વધુ મહાન છે; અને કોઈને પણ આપણા એ સ્વાધીન હક્ક પર તરાપ મારવાનો અધિકાર નથી. આદર્શોને જો જીવવું જ હોય તો જીવનના અનેક વિલાસની માફક જીવે. સાહીત્ય ને કલામાં જ્યાં અનેક અમર્યાદ કલ્પનાઓ માણસની કૃપા દૃષ્ટિથી જીવે છે તેમ જીવે: જીવનની અમુક ક્ષણોમાં રંજન અર્થે તેમનો ઉપયોગ બસ છે. દરેક સ્થળે આડે આવવાનો તેમનો હક્ક વધુ વખત ચલાવાય તેમ નથી.

અહંતા એ માણસનું પોતાનું સર્જન છે: એનાં સર્વ અંગ પ્રત્યંગોમાં તેના સ્થાપકની કલા ચમકી રહી છે. ગમે તે સ્થિતિમાં પણ એના સર્જકનું માનસ તેમાં સ્પષ્ટ છે. એને લક્ષમાં રાખીને માણસ પોતાની ચિરંજીવ કૃતિથી કેટલો દૂર છે, તેનું માપ કાઢતો આગળ વધે છે. એ સર્વ ગમ્ય વસ્તુ નથી. માટે આદર્શમાં બને છે તેવું બ્હારથી જગતને બનાવવાનું દંભી જીવન તેમાંથી નથી ઉદ્‌ભવતું એ તો એમને એમ પોતાનું ખાનગી જીવન ઘડયે જાય છે. અહંતા જીવનમાંથી પ્રકટી હોઇ જીવનમાં સમી શકે છે. જીવનની સાથે રૂપાન્તરો પામી શકે છે; આદર્શમાં તો માત્ર એક અણીને બીંદુએ જ લઇ શકાય છે.

સ્વતંત્ર પ્રજાનું પહેલું સૂત્ર આવા આદર્શોને કેદી સ્વરૂપ બનાવવાનું છે. યુગ ધર્મ એ જ માગી રહ્યો છે. આપણા આદર્શો જીવનની દરેક અવસ્થામાં આપણા પર વર્ચસ્વ ભોગવી રહ્યા છે. આપણી સ્વાધીનતાને ડામી દેનારા આવા આદર્શોને કોઇ સંસ્કૃતિવિધાયકની આલંબાજી તરીકે ઉઘાડા પાડયા વિના છૂટકો નથી. આપણી વાસનાની તૃપ્તિ માટે આપણે રાજ્યિ સ્વાતંત્ર્ય માગીએ છીએ. એ વાસનાઓ શુદ્ધ કુદરતી સ્વરૂપમાં આવે તે ખાતર આવા આદર્શોનાં સૂક્ષ્મ બંધનો પણ તોડી જ નાખવાં જોઇએ. જમાના થયાં અસ્પર્શ, જે પવિત્ર બની આપણી પાસેથી નમન ને પૂજન માગતા આદર્શોને આપણી નવી સંસ્કૃતિમાં સ્થાન નથી. જીવનમાં બ્હારથી લાવવી પડતી વસ્તુ વિના ચલાવી લેવું, ને કોઇપણ વસ્તુ જીવનમાંથી જ ન પ્રકટે ત્યાં સુધી ન સ્વીકારવી. એ સિદ્ધાન્ત પર જ ક્રાન્તિનો આધાર છે. તમારો વિકાસ શાંતિથી જોયા કરો: એને બંધનથી-મર્યાદાથી-સંકોચાવા ન દ્યો. વાસના પર છેત્રો: જીવનને રમત ને મર્યાદાની જરૂર નથી. અને પરિણામે જીવન અનેકગણું પ્રતાપી, અનેકગણું સ્વાધીન, સુંદર ને ભવ્ય બની જશે.



લાહોર મહાસભાના પ્રમુખ
**પંડિત જવાહરલાલ નહેરૂ**

## [રાષ્ટ્રપતિ જવાહરલાલના ભાષણમાંથી]

**આ**ખું જગત જ આજે એક મહાન પ્રશ્નરૂપ થઇ પડ્યું છે અને દરેક પ્રશ્નનું ભાવિ આજે નવામાં ઉકળી રહ્યું છે. શ્રદ્ધાનો સમય વહી ગયો છે અને આપણા પૂર્વજોને ગમે એટલી પવિત્ર અને સ્થાયી જણાઇ હોય એવી દરેક વસ્તુ સંબંધે હવે આશંકાઓ ઉભી થઇ છે. દરેક સ્થળે શંકા અને અશાંતિમાં રાજ્ય અને સમાજના પાયાઓ ફરતા જાય છે. સ્વતંત્રતા, ન્યાત, માલ, મિલ્કત અને કુટુંબ સંબંધેના જુના પુરાણા વિચારો સામે હુમલાઓ થઇ રહ્યા છે અને તેનું પરિણામ હજી અનિશ્ચિત છે. હાલના જમાનાને જગતનો પ્રસૂતિકાળ ગણી શકાય અને તેમાંથી સમાજની કોઇ નવી રચના જન્મશે.

# ચીનગારીઓ :

ભવિષ્ય કોઇ જાણી શક્યું નથી છતાં એટલું તો વિશ્વાસપૂર્વક કહી શકાય કે એશિયા અને હિંદુસ્થાન પણ જગતની ભાવિ રચના અને નીતિમાં અગત્યનો ભાગ ભજવશે. યુરોપની સત્તાના અંતકાળના ભણકારા વાગી રહ્યા છે. યુરોપને બદલે જગતનું ભાવિ અમેરિકા અને એશિયા પર હવે અવલંબે છે. અસત્ય અને અપૂર્ણ ઇતિહાસના અભ્યાસથી આપણામાંના ઘણાક એમ માનતા થયા છે કે યુરોપે હંમેશ જગત ઉપર સત્તા ચલાવી છે અને એશિયા તે તરફ વિચારમગ્ન થઇ બેદરકાર બની બેસી રહ્યું છે. પણ આપણે ભૂલીએ છીએ કે હજારો વર્ષ સુધી એશિયાના સૈન્યો આખું યુરોપ ખુંદી વળ્યા હતા અને આધુનિક યુરોપ જાતે પણ તે વખતના એશિયાઇ વિજેતાઓના વંશજોનું બનેલું છે. એલેકઝાંડરનું લશ્કરી બળ તોડનાર પણ હિંદુસ્તાન હતું એ વાત આપણે વિસરી જઇએ છીએ. તર્ક અને વિચારના પ્રદેશમાં બેશક એશિયા અને ખાસ કરીને હિંદુસ્તાને અદ્વિતીય કીર્તિ પ્રાપ્ત કરી છે. પરંતુ કાર્યના ક્ષેત્રમાં પણ એશિયાની કીર્તિ એટલી જ જ્વલંત છે. એશિયા કે યુરોપના સૈન્યનાં ધાડાં પૃથ્વીના ખંડો ફરી ખુંદે એમ આપણે કોઇ પણ ઇચ્છતા નથી. એનાથી આપણે ધરાઇ રહ્યા છીએ.

* * *

હિંદ તો આજે જગતભરના આંદોલનોનો એક જ ભાગ છે. આ ચળવળમાં માત્ર ચીન, તુર્કી, ઇરાન કે ઇજીપ્ત એટલા જ

# આખરીસ સપ્તાહનાં અધિવેશનમાંથી

નહિ પણ રૂશિયા અને પશ્ચિમના રાષ્ટ્રો પણ ભાગ લઇ રહ્યા છે અને હિંદ પણ તેમાંથી પોતાને અલગ રાખી શકે એમ નથી. આપણી સમસ્યા આપણા પોતાના મુશ્કેલ અને ગહન પ્રશ્નો છે તેમાંથી આપણે છુટી શકીએ એમ નથી પણ જો આપણે દુનીયાની ગણના નહી કરીએ તો તેમાં આપણો વિનાશ છે. આજની સંસ્કૃતિ ગમે તેવી હોય તો પણ તે માત્ર કોઇ એક પ્રજા કે રાષ્ટ્રનો ઇજારો કે રચના ન ગણી શકાય. એ તો એક સંયુક્ત રચના છે કે જેમાં બધા રાષ્ટ્રોએ પોતાનો ફાળો આપ્યો છે અને પછી પોતાની જરૂરીઆતો અનુસાર પોતાના ઉપયોગમાં લીધી છે. હું આશા રાખું છું તે પ્રમાણે જો દુનિઆને માટે કોઇ સંદેશ હિંદુસ્થાને આપવો હોય તો હિંદે બીજી પ્રજાઓના સંદેશામાંથી ઘણું શીખવાનું રહે છે.

* * *

આ પરાધીન પ્રદેશમાં જો આપણે બધા જ ગુલામો તરીકે ખદબદી રહ્યા છીએ તો આપણે પોતાને માટે કે આપણી કોમ માટે શું જુદા કાયદા કાઢી લેવાના છીએ? અને જો હિંદને બંધન મુક્ત કરી ફરી આપણે સ્વતંત્ર હવા લેતાં શીખશું તો આપણે શું ગુમાવી બેસવાના છીએ એ મને સમજાવશો? જે બહારના આગંતુકો આપણને આઝાદીની મોજ કેવી હોય એ પણ માણવાની ના પાડી રહ્યા છે એને, આપણને ગુલામીમાં જકડી રાખનારાઓને આપણાં કોમીહીત અને સ્વાર્થનું રક્ષણ સોંપવા શું આપણે તૈયાર થય



લાહોર મહાસભાના સ્વાગત પ્રમુખ
ડૉ. સૈફુદ્દીન કીચલુ

છીએ? મક્કમ મનોબળવાળી લઘુમતિને બહુમતિ કદી દબાવી શકતી નથી અને નાની સંખ્યાવાળી કોમ પણ કોમ માત્ર ધારાસભામાં એકાદ બે જગ્યા વધારે મેળવીને જ સહીસલામત રહી શકતી નથી. આપણે યાદ રાખવું ઘટે છે કે આજે દુનીયામાં લઘુમતી જ સત્તા અને સંપતીને પોતાના હાથમાં રાખી રહી છે અને બહુમતી ઉપર એનો અખત્યાર અજમાવી રહી છે.

* * *

અંધશ્રદ્ધા કે ધાર્મિક ઝનુન માટે હું કદી મરી ફીટતો નથી. અને એ તત્વો ઢીલાં પડતાં જાય છે એ જાણીને પણ મને ઘણો આનંદ થાય છે તેમ કોમીવાદને કોઇ પણ પ્રકારે અને કોઇ પણ સ્વરૂપમાં હું નીભાવી શકું નહીં. અમુક ધર્મ કે મતનાં અનુયાયીઓની સંખ્યા ઉપર રાજ-

કીય કે આર્થીક હક્કો અવલંબી શકે એ વાત હજુ મને ગળે ઉતરતી નથી.

* * *

હમણાં હમણાં શાંતીને નામે ફેસલાવવાનો ધંધો શરૂ થયો હતો. અંગ્રેજ સરકારની વતી વાઇસરોય સાહેબે જાહેર કર્યું હતું કે હિંદના ભાવિ રાજ્યબંધારણ ઉપર સરકાર સાથે ચર્ચા કરવા હિંદી રાષ્ટ્રીય નેતાઓને પણ આમંત્રણ આપવામાં આવશે. વાઇસરોય સાહેબ ખરેખર એ શુભેચ્છા દર્શાવતા હતા. અને ભાષાપ્રયોગમાં તો શાંતીના સંદેશા જરૂર હતા પણ આપણી સામે ઉભેલી નક્કર હકીકતોના નિવારણ રૂપે એ શબ્દો અને શુભ નિષ્ઠાનો કંઇ જ અર્થ નથી. બ્રીટીશ મુત્સદીગીરીનો આપણને પુરતો અનુભવ છે. એનાથી તો એટલું જોઇએ, સરકારની જાહેરાતમાં એકલું અનીશ્ચીતપણું હતું. કલકત્તાના ઠરાવનો એ કંઇક જવાબ છે એટલું માત્ર અનુમાન થઇ શકે.

* * *

છેલ્લા થોડા દીવસો દરમ્યાન બ્રીટનની દીવાને આમમાં ફરી એ વીષયની ચર્ચા થઇ છે અને હિંદી પ્રધાને હિંદ પ્રત્યેની બ્રીટનની શુભનીષ્ઠા વીશે ખાત્રી આપતાં જણાવ્યું છે કે બ્રીટીશ સરકારે ક્રમશઃ શબ્દોથી જ નહીં પરંતુ નક્કર આચરણથી હિંદને હક્કો આપવાનો પ્રયાસ કર્યો છે. હિંદ માટે કંઇક કરવાની વેજવુડ બેનની ઇચ્છાની આપણે કદર કરવી ઘટે છે, પરંતુ એના અને અન્ય રાજપુરુષોના ભાષણથી આપણને કંઇએ એ આશા ઉત્પન્ન થતી નથી "હિંદમાં સાંસ્થાનીક સ્વરાજ્યની યોજના તો ચાલુ જ છે." એવી વેજવુડ બેનની વાતો એ એક પ્રકારની ઇંદ્રજાળ છે અને એનાથી હિંદનું આર્થીક શોષણ જરાયે ઓછું થતું નથી. આ "સાંસ્થાનીક સ્વરાજ્યની યોજના"ને લીધે તો આમ વર્ગ ઉપર ઉલટો આર્થીક બોજો વધે છે. લંડનમાં શાહી ઠેરાથી રહેતો હાઇ કમીશ્નર, લીગ ઓફ નેશન્સમાં જતા હિંદી સરકારના પ્રતિનીધીઓ, લશ્કર માટે ખોરાક વીગેરેની ખરીદી, સામાન્ય સ્ટોરની ઇંગ્લાંડ થતી ખરીદી, હિંદી ગવર્નરો અને સફેત હાથી જેવા અધિકારીઓનો બોજો છેલ્લા દશ વરસમાં ફાલ્યો ફુલ્યો છે. એને માટે કંઇ આપણી માગણી નહોતી આ જાતના આર્થીક શોષણનો તો આપણે અંત ઇચ્છીએ છીએ. અને સરકારી હોદ્દાઓની ભરમાવનારી પ્રાપ્તીને બદલે સાચી સત્તા સર કરવા ચાહીએ છીએ. હિંદી પ્રધાને છેલ્લા દસ વરસમાં બ્રીટીશ સરકારે આપણને બક્ષેલા કલ્યાણનો સરવાળો રજુ કર્યો છે. એ સરવાળામાં પંજાબનો માર્શલ લૉ, જલીયાનવાલા બાગનો હત્યાકાંડ અને "સાંસ્થાનીક સ્વરાજ્યની યોજના"ના સમય દરમ્યાન ચાલી રહેલી દમનનીતી વગેરેનું ઉમેરણ એણે કર્યું હોત તો સરવાળો સંપૂર્ણ બનત. આ સાંસ્થાનીક સ્વરાજ્યથી હિંદને વધારે શું મળશે તેનો ખ્યાલ આપણને પાડ્યો છે. મુઠીભર હિંદીઓને સત્તાના પડછાયા જેવી પ્રાપ્તી અને આમ વર્ગને માટે તો અધીક વેગથી આગળ ધપતી દમન અને શોષણની સીતમગાર નીતિ એ જ "આ યોજના" નું રહસ્ય છે.

* * *

ત્યારે આ મહાસભા શું કરશે? સહકાર માટેની આપણી શરતોનો સ્વીકાર થયો નથી. જ્યાં સુધી આપણને સાચી સ્વતંત્રતાની ખાત્રી ન મળે ત્યાં સુધી આપણાથી સહકાર થઇ શકે ખરો? આપણા બીરાદરો

જેલમાં સબડતા હોય અને ચોમેર અવીશ્વાસ અને અચીંત્ન જાપતો ચાલી રહ્યો હોય ત્યારે શું આપણે સહકાર કરી શકીએ? બેયોનેટની અણીએ શાંતી સ્થપાયેલી કદી સાંભળી છે? આપણા ઉપર જે વીદેશીઓનું શાસન ચાલુ જ રહેવાનું હોય તો આપણે તે શાસનના ભાગીદાર ન બનીએ તેની સંભાળ રાખવી જ રહી.

*　　*　　*

બ્રીટીશ સામ્રાજ્ય આજે એ પ્રકારનો સંયુક્ત સંઘ નથી. કારણ કે કરોડો પ્રજાજનો ઉપર એ શોષણનીતીનો પંજો પ્રસારે છે. અને એ પ્રજાજનોની ઇચ્છાને લાત લગાવી એના જ પ્રદેશો ઉપર સાર્વભૌમ સત્તા ભોગવે છે. જ્યાં સુધી અન્ય જાતીઓ પર શોષણકીયા અને સરેદ સામ્રાજ્યવાદ એ એના લક્ષણો છે ત્યાં સુધી બ્રીટીશ સામ્રાજ્ય પ્રથમ પ્રજાઓનો સંયુક્ત સંઘ બની શકે નહીં. આજે આ સામ્રાજ્ય ધીમે પણ અમુક રીતે રાજકીય દ્રષ્ટીએ ભીન્ન ભીન્ન અવસ્થામાં પગલાં માંડે છે. જેને બ્રીટીશરો એક કૌટુંબીક સંસ્થા કહે છે. એમાં દક્ષિણ આફ્રિકાનું યુનીયન આજે કંઇ અભીમાન લેતું હોય એમ લાગતું નથી. એજ રીતે આઇરીશ ફ્રી સ્ટેટ એ કુટુંબનો મરજીયાત સભ્ય નથી. ઇજીપ્ત પણ દૂર દૂર નાસવા પ્રયત્ન કરે છે અને હિંદ તો જ્યાં સુધી એ કુટુંબના સામ્રાજ્યવાદી લક્ષણોનો લોપ ન થાય ત્યાં સુધી “સમાન સભ્ય” બની શકે એમ નથી. આમ ન બને ત્યાં સુધી સામ્રાજ્યમાં હિંદની સ્થિતિ આધીન જ રહેવાની અને શોષણનીતિ સતત ચાલુ રહેવાની. આ સરેદ કુટુંબની સોડ ખરેખર ભયંકર છે. એની સોડમાં આપણને ઉષ્માવંત જીવન કદી સાંપડે એમ નથી. એનું આલીંગન તો આપણને પ્રાણ આપવાને બદલે ભૂતકાળમાં બનતું આવ્યું છે તેમ પ્રાણઘાતક નીવડશે. સામ્રાજ્યવાદ અને મૂડીવાદમાંથી શાંતિનો ઉદ્ભવ અસંભવીત છે. બ્રીટીશ સામ્રાજ્ય આ બે સ્થંભો ઉપર જ નીભર્યું છે. અને તેથી જ એમાં આપણને મુખ્યસ્થ સ્થાન મળી શકે નહીં. એની નીગાહ નીચે તો વિદેશી અમલદારો, બ્રીટીશ મૂડી, આપખુદ દેશી રાજાઓ, હિંદી લક્ષ્મીનંદનો અને જુલમગાર જમીનદારોનું જ રક્ષણ થાય છે. આ લોકો રક્ષણ માટે કોલાહલ મચાવે છે અને પરીણામે રક્ષણ મેળવે છે. જેને સાચા રક્ષણની જરૂર છે એ કરોડો પ્રજાજનોનો અવાજ ક્યાંય સંભળાતો નથી. એમની વકીલાત કરવા કોઇ બહાર પડતું નથી. જ્યાં સુધી હિંદમાં બ્રીટીશ સામ્રાજ્ય સાબુત છે ત્યાં સુધી આ આમવર્ગનો અવાજ સદાકાળ રુંધાયેલો જ રહેવાનો છે. સ્થાપીત સ્વાર્થોનું જ રક્ષણ એના નેજા નીચે થવાનું છે. સરકારને પોતાના રક્ષણ માટે ખાનગી જાસુસો, માહીતી આપનારાઓ, એજન્ટો અને ઉશ્કેરણી કરનાર ભાડુતીઓની પૈશાચી પરંપરા ગોઠવવાની જ રહે છે. એ સ્થીતી આમવર્ગનું શું ભલું સાધી શકે?

*　　*　　*

સાંસ્થાનીક સ્વરાજ્ય અને સંપૂર્ણ સ્વતંત્રતાના શબ્દોની સાઠમારી આપણે કરીએ છીએ. સાચી વસ્તુ તો સત્તાસર કરવી એ જ છે પછી એને ભલે ગમે તે નામ આપો હું માનું છું કે હિંદને કોઇ પણ પ્રકારના ડુમીનીયન સ્ટેટસથી ખરી સત્તા મળવાની જ નથી. બ્રીટીશ સરકાર આપણા

ઉપરથી વિદેશી લશ્કર અને આર્થીક અંકુશ ઉઠાવી લેવાને તૈયાર થાય એજ સાચી સત્તાની સુપ્રતગીરીનું માપ છે. માટે ચાલો આપણે આ અગત્યની વસ્તુઓ ઉપર લક્ષ સ્થીર કરીએ બાકીનું બધું પાછળ પાછળ આપ મેળે જ ચાલ્યું આવશે.

એટલા માટે હું મક્કમપણે કહું છું કે હિંદ આજે સંપૂર્ણ સ્વતંત્રતા શીવાય અન્ય કંઇ સ્વીકારવા તૈયાર નથી. આપણને આદેશ આપવાનો બ્રીટીશ પાર્લામેંટનો અધીકાર મહાસભાએ કદી સ્વીકાર્યો નથી અને સ્વીકારશે પણ નહીં. હિંદ હવે પળવાર પણ પરદેશી શાસનની તાબેદારી ભોગવવા તૈયાર નથી. આજે નહીં તો કાલે અમે અમારી ઇચ્છા બર લાવવાનું બળ મેળવી લઇશું. પરીણામની પૂર્ણ જવાબદારી સમેત ગરવા ગાંભીર્યથી અમે અમારો નિશ્ચય આચરણમાં મૂકવા તૈયાર છીએ. પાછી પાની કરવી એ હવે અમને ખપતું નથી. આખો વિશાળ પ્રજા સમુદાય જ્યારે જમાનાની ઉંઘ ખંખેરી જાગ્રત થઇ ઉઠે ત્યારે એની ઇચ્છાઓને ક્યાં સુધી કચરી શકાશે? આજે કદાચ અમે નિર્બળતાને લીધે પાછા પડશું અને આવતી કાલે જ વિજયને કદાચ વરીએ પણ નહીં. પણ એ પછી તો દીવસે દીવસે અમારી ફત્તેહના નિશાન ડંકા બજશે એ વાત નિર્વીવાદ છે.

આપણને હવે આંતરીક કલહનો થાક ચડયો છે. શાંતિ અને રચનાત્મક કાર્યક્રમ માટે ઝંખના જાગી છે. આપણા ઘર ભંગાતાં, આપણા જુવાન જોધ કાર્યકર્તાઓ જેલમાં જકડાતા જોવાને આજે કોઇ તૈયાર નથી. કારખાનામાં કામ કરતો શ્રમજીવી હડતાળ પર જઇ એની અધુરી આવક હોમી દેવામાં અને ભૂખમરાને ભેટવામાં શું આનંદ સમજે છે? એમ કરવાની તો એને ફરજ પડે છે. કારણ કે બીજો કોઇ માર્ગ તેની આગળ ખુલ્લો નથી. રાષ્ટ્ર વિગ્રહનો આ વિકટ રાહ આપણે એના તમામ જોખમો સમેત સ્વીકારીએ છીએ. કારણ કે માનવંત સમાધાન માટે અવકાશ હવે રહ્યો નથી છતાં યે અમને શાંતિની ઝંખના છે. જે લોકો એ માર્ગ અપનાવવા તૈયાર છે. તેમના તરફ આપણો બંધુત્વનો બાહુ લંબાવવાને હરદમ તૈયાર છીએ પણ એ બાહુની પાછળ જે દેહ ઉભો છે તે અન્યાયને કદી પણ નમશે નહીં અને એ દેહમાં વીહાર કરતું મુક્ત માનસ અગત્યના એક પણ મુદ્દા ઉપર નમતું આપવા તૈયાર નથી.

* * *

હિંદ ઉપર પક્ષભેદના જે બજો કાળું કલંક ચડાવી રહ્યા છે તે દફનાવ્યે જ છુટકો છે. મારે નીઃસંકોચ કબુલ કરવું જોઇએ કે હું સમાજવાદી છું. પ્રજાતંત્રમાં મને શ્રધ્ધા છે. રાજાઓ અને રાજકુમારોની સંસ્થામાં હું માનતો નથી. તેમ જ આજના ઉદ્યોગપતીઓ જે જે સમાજ વ્યવસ્થા સરજે છે એ વ્યવસ્થા પણ મને માન્ય નથી. જુના જમાનાના નૃપતીઓ કરતાં આ ઉદ્યોગપતીઓને વધારે વીરાટ જન સંખ્યા ઉપર સત્તા છે. એમની જુલ્મનીતી મધ્યયુગના જમીનદારો કરતાં યે અધીક આકરી છે. ત્રણ મુખ્ય મુદ્દા પર આપણે વિચાર કરવો ઘટે છે.–(૧) લઘુમતીના હક્કો (૨) દેશી રાજ્યો (૩) કામદારો અને ખેડુતો; લઘુમતીની સમસ્યા પર હું વીવેચન કરી ગયો છું. હિંદમાં રાજ્યો એ પુરાતન કાળનો અતીશય વિચીત્ર અવશેષ છે. એ રાજ્યોના ઘણા યે માન્યતાઓ રાજાના ઇશ્વરી અધીકારમાં માને છે અને પોતે પુતળાં જેવા

હોવા છતાં આખા રાજ્યને મરજી મુનાસબ ઉડાવી દેવાની અંગત મીલ્કત માને છે. કેટલાકને પોતાની જવાબદારીનું થોડું ઘણું ભાન છે. એટલે પ્રજાની સેવા કરવા તેઓ તત્પર રહે છે. પણ ઘણા ખરા માટે તો બચાવ કરી શકાય એવું એક પણ તત્વ એમનામાં નથી. આ રાજાઓનો જ દોષ કાડવો એ વાજબી નથી. કારણ કે તેઓ તો એક સડેલી યોજનાની ઉત્પતી છે. આ યોજનાનો નાશ કરવો એ આપણી ફરજ છે. એક આગળપડતા રાજાએ તો આપણને સાફ સાફ સંભળાવ્યું છે કે ઇંગ્લાંડ અને હિંદ વચ્ચે લડાઇ જાગે તો એ નામદાર ઇંગ્લાંડને પક્ષે ઉભા રહેશે અને માતૃભૂમિની સામે મોરચા માંડશે. એના સ્વદેશાભીમાનનું આ માપ છે! આટલું જાણ્યા પછી એમના દાવાઓ પ્રત્યે આશ્ચર્ય બતાવવાપણું રહેતું નથી. પોતાની પ્રજાના પોતે સ્વયંનીર્ણીત પ્રતીનીધીઓ છે અને એ વસ્તુસ્થીતીનો સ્વીકાર બ્રીટીશ સરકાર કરે છે એમાં કંઇ જ નવાઇ નથી વસ્તુતઃ દેશી રાજ્યો હિંદથી અલગ એકલવાયું જીવન જીવી શકે નહીં જો રાજાઓ આ વાત સ્વીકારવાને તૈયાર ન હોય તો જેમ અન્ય દેશોના આપખુદ રાજાઓનો અંજામ આવ્યો છે તેમ તેમનો પણ આવી રહેશે. રાજ્યોનું ભવીષ્ય નીર્ણીત કરવાનો હક્ક માત્ર એ રાજ્યોની પ્રજાનો જ છે. એમાં રાજાઓનો પણ સમાવેશ થઇ શકે. આ મહાસભા આત્મનીર્ણયનો હક્ક આગળ ધરતી વેળા રાજસ્થાની પ્રજાને એ જ હક્કની મના ફરમાવી શકે નહીં, અલબત મહાસભા આ હક્ક સ્વીકારનાર રાજાઓની સાથે મંત્રણા કરવા અને દેશી રાજ્યોમાં અચાનક પરીવર્ત્તન ન આવે એટલા ખાતર ઉપાયો યોજવા તૈયાર છે. પણ કોઇ પણ સંયોગોમાં રાજસ્થાની પ્રજાને અભરાઇ પર તે મુકવા ઇચ્છતી જ નથી.

* * *

ત્રીજો પ્રશ્ન સૌથી મહત્વનો છે. હિંદ એટલે જ ખેડુતો અને શ્રમજીવી. જેટલે દરજ્જે આપણે આ વર્ગની ઉન્નતિ સાધીએ એટલા જ પ્રમાણમાં આપણું ધ્યેય સફળ થશે. રાષ્ટ્રીય મહાતેના બળનું માપ આ શ્રમજીવી સમુદાયના સહકાર પર નિર્ભય છે. એમની આશાઓને અપનાવીને જ આપણે એમના સહકાર મેળવી શકશું. એમના પ્રશ્નો એ આખા દેશના પ્રશ્નો છે. મહાસભાએ ઘણીયે વાર એ સમુદ તરફ સહાનુભૂતિ તો દર્શાવી છે પણ એથી આગળ એણે કંઇએ કર્યું નથી. કોઇ સ્થળેથી એમ કહેવાય છે કે મહાસભાએ મૂડીવાદ અને મજુર તેમ જ જમીનદાર અને ખેડુતના વર્ગીય જુથો વચ્ચે સમતુલા રાખવી જોઇએ. પણ અત્યારે તો ત્રાજવું એક જ બાજુ નમેલું છે. હાલની સ્થીતી નીભાવી રાખવી એ અન્યાય અને અસમાનતાને અમરપટો આપવા બરોબર છે. એ અનીષ્ટ સ્થીતીના નીવારણ માટે એક વર્ગનું અન્ય ઉપરનું આપખુદ શાસન દૂર કરવું એ જ ઉચીત ઉપાય છે. અખીલ હિંદ મહાસભા સમીતીએ થોડા મહીના પહેલાં સામાજીક અને આર્થીક પરીવર્તનનો ઠરાવ સ્વીકારીને આ આદર્શ મંજુર રાખ્યો છે. મને આશા છે કે મહાસભા પણ એ સ્થીતીનો અંગીકાર કરશે અને તત્કાળ અમલમાં મુકી શકાય એવા ફેરફારો પોતાના કાર્યક્રમમાં ઉતારશે.

* * *

માલેક કે જમીનદાર નોકરને દયાની દાખલ પગારનું દાન આપે છે એ મુખ્ય

પ્રશ્ન નથી. ઉદ્યોગ અને ખેતીમાં માલિકની સુરખ્ખીયત એ દયા ધર્મનું એક પ્રકારનું સ્વરૂપ જ છે. એમાં ઝેરી દંશ હોય છે એના વડે અનીષ્ટનો નાશ થઇ શકતો નથી. કેટલાક માણસો વાલીપણાના સીધ્ધાંતની વકીલાત કરે છે એ પણ એટલી વાંઝણી છે. કારણકે વાલીપણાની એ ભલું કે બુરૂં કરવાની સર્વ સત્તા સ્વયંનીર્ણીત વાલીના હાથમાં જ રહે છે; મરજી પડે તો એ એનો ઉપયોગ કરે અગર ન પણ કરે. વાજબી વાલીપણું તો આખી પ્રજાનું ગણાય. કોઇ એક વ્યક્તી કે વર્ગનું નહીં. એમ તો ઘણા ય અંગ્રેજો પણ પ્રમાણીકપણે પોતાની જાતને હિંદના વાલી માને છે અને છતાં હિંદની એમણે કેવી કારમી દશા કરી છે.

ઉદ્યોગો કોના હીત માટે ચાલવા જોઇએ અને ખેતીમાંથી અનાજ કોના પેટ માટે ઉત્પન્ન થવું જોઇએ એનો નિર્ણય હવે આપણે કરવાનો રહે છે. જ્યારે ખેડુત ધુળમાંથી અખુટ ધાન ઉત્પન્ન કરી આપે છે પણ એના કોઠારમાં રહેતું નથી, મજુર જે જથાબંધ કાપડ વણે છે એ એને પહેરવા માટે મળતું નથી. ઉદ્યોગોનું મુખ્ય કાર્ય જબ્બર મુડીવાદીઓ ઉત્પન્ન કરવાનું જ થઇ પડયું છે. ગમે તેટલો સુંદર પાક આવે કે ગમે તેટલો કારખાનામાં નફો થાય પણ ઝુંપડાઓ અને ચાલીઓમાં રહેલી નગ્ન કંગાલીયત બ્રીટિશ સામ્રાજ્ય અને આજની સમાજ વ્યવસ્થાના ભવ્ય વારસાની સાખ પૂરે છે.

માટે આપણો આર્થીક કાર્યક્રમ માનવ જીવનના આ વિશાલ દ્રષ્ટીબીંદુ ઉપર રચાવો જોઇએ. માનવજાતીને આપણે પૈસાના ભૂખ્યા વરૂઓની દયા ઉપર છોડી શકતા નથી. જો કામદારોનો ભૂખમરો મીટાવતાં ઉદ્યોગો ચાલી શકતા ન હોય તો બહેતર છે કે એવા ઉદ્યોગો જમીનદોસ્ત થાય. જો ખેડુતને પુરૂં ખાવા ન મળતું હોય તો એ ખેડુતોના હાથમાંથી એની જુવાર બાજરી ઝુંટવી લેનાર મધ્યમ વર્ગને વિદાયગીરી જ આપવી રહી. એક ખેડુત અથવા એક કામગાર ઓછામાં ઓછું એટલું મહેનતાણું જરૂર માગી શકે કે જેનાથી એ સાધારણ આરામપૂર્વક જીવન ગાળી શકે એ ખેડુત કે કામદાર વધારેમાં વધારે એટલા જ કલાક કામ આપી શકે કે જેટલું કામ ખેંચવાથી એની શક્તિ અને શરીર બળ તૂટી ન પડે.

પણ કારખાનામાં અને ઉદ્યોગોમાં કામ કરતા મજુરોની સંખ્યા હિંદમાં ઘણી જુજ છે. જો કે એ વર્ગની ચળવળો મજબુતી પકડતી જાય છે અને એની અવગણના કરવી હવે પરવડે એમ નથી. પણ હિંદનો ખેડુત વર્ગ તો આજ હૃદય ભેદી નાખે એવી કરૂણ ચીસો પાડી રહ્યો છે અને એ એની કંગાલ અવસ્થામાંથી એને રાહત આપવાનો તાત્કાલીક કાર્યક્રમ આપણે ઘડી કાઢવો જોઇએ. ખેડુતોની આ કારમી સ્થીતીમાંથી ખરેખરી મુક્તી રેવન્યુ કાયદામાં મહત્વના ફેરફાર દ્વારા અને આજની જમીન માલીકીની વ્યવસ્થામાં પરીવર્તન દ્વારા જ સાધી શકાશે. આપણામાંના ઘણા ય મોટા મોટા જમીનદારો છે. અને એ આપણી વચ્ચે ભલે રહ્યા પણ એ વર્ગે હવે વિચારવું જોઇએ કે યુરોપની મધ્યયુગની જમીનદારશાહીના જેવી વ્યવસ્થામાંથી જ આ વ્યક્તિગત જાગીરોની માલીકી ઉતરી આવી છે અને એ આખી જમીનદારશાહી સારા ય જગતમાંથી વિદાયગીરી લઇ રહી છે. જે પ્રદેશોમાં મુડીવાદના મજબુત કીલ્લા નંખાયા છે ત્યાં પણ મોટી મોટી જાગીરો

તોડી નાંખી જમીન ખેડતા ખેડુત વચ્ચે એને વહેંચી દેવામાં આવે છે. હિંદમાં આજે મોટા પ્રમાણમાં જાગીરશાહી પ્રવર્તે છે અને એથી એને તોડી પાડવાનું કામ આપણે પણ યુરોપની પેઠે આદરી દેવું જોઇશે. આ કાર્યમાં હું ધારૂં છું કે કાંઇ નહીં તો આપણામાંના થોડા ઘણા જમીન દારોનો ટેકો અચુક મળશે.

* * *

આપણે જ્યાં સુધી 'સત્તા ન મેળવી શકીએ ત્યાં સુધી આ બધી માત્ર ભલી આશાઓ જ છે. અને તેથી આપણી પાસે મુખ્ય પ્રશ્ન જે છે તે એ કે આપણે સત્તા કેવી રીતે જીતવી. આપણે એ સત્તા ધારાશાસ્ત્રીઓની માફક દલીલો કરીને કે આંટીઘુંટીવાળી વિચારણા કરીને નહીં મેળવી શકીએ પણ પ્રજાઓની ઇચ્છા શક્તી દબાણ કરી શકે એવી મજબુત બનાવીએ તો જ આપણો અર્થ સરે એમ છે. આ હેતુ ધ્યાનમાં રાખી કોંગ્રેસે પોતાનું કાર્ય કરવું જોઇએ.

* * *

આપણો કાર્યક્રમ રાજકીય તેમ જ આર્થીક બહીષ્કારને લગતો હોવો જોઇએ. જ્યાં સુધી આપણે સ્વતંત્ર નથી ત્યાં સુધી અને ત્યાર પછી દુનીયાંના સઘળા દેશો સાથેનો સંબંધ તોડી નાખવાનું આપણા માટે શક્ય નથી. પણ આપણે બ્રીટીશ ગવર્મેન્ટ સાથેનો સંબંધ બની શકે તેટલો ઓછો કરી નાંખવા અને સ્વાવલંબી થવા યત્ન કરવો જોઇએ. આપણે ખુલ્લું કહી દેવું જોઇએ કે હિંદ ઉપર ઇંગ્લાંડે જે કરજનો બોજો નાંખેલો છે તે માટે હિંદ જવાબદાર નથી. ગયાની મહાસભાએ આવી જાહેરાત કરેલી અને આપણે તેનું પુનરાવર્તન કરીને તેને વળગી રહેવું જોઇએ. હિંદની જનતાના ફાયદા હીતની ખાતર કંઇ દેવું થયું હોય તે સ્વીકારવા આપણે તૈયાર છીએ અને ચુકવી પણ આપીએ. પણ માત્ર હિંદને ગુલામીમાં રાખવા ખાતર દીન–પર–દીન વધતો જાય તેવો જે જમ્બર રકમનો બોજો લાદી દેવામાં આવ્યો છે તેનો અસ્વીકાર કરવો જોઇએ. ખાસ કરીને ઇંગ્લાંડે સામ્રાજ્ય વીસ્તારના તેમ જ હિંદમાં પોતાનો પગદંડો મજબુત કરવાના લોભથી જગદ્‌વ્યાપી યુધ્ધમાં ઝુકાવ્યું તેનો ભાર હિંદ જેવો ભુખડી બારસ દેશ ઉઠાવી શકે જ નહીં. વળી જેનું વળતર કંઇ મળતું નથી એવી જે અનેક છુટછાટો વિદેશી શોષકોને આપવામાં આવી છે તે મંજુર રાખવા પણ પ્રજા તૈયાર નથી.

* * *

સમુદ્રને પેલે પાર વસતા હિંદીઓ વિષે મારે બહુ કહેવાનું નથી. વાણીનો આ સંયમ પૂર્વ આફ્રિકા, દ. આફ્રિકા, ફીજી અને અન્ય પ્રદેશોના હિંદીઓ પ્રત્યે લાગણીના અભાવમાંથી ઉત્પન્ન થાય છે એમ નથી. એ બિરાદરો પ્રચંડ આપત્તિઓ સામે બહાદુરીથી લડત લડી રહ્યા છે. એમનું ભાવી હિંદનાં રણમેદાનમાં મુકરર થશે. આપણે અહિં જે સંગ્રામમાં ઝુકાવીએ છીએ એ જેટલું આપણા માટે છે તેટલું જ તેમનાં હિત માટે પણ છે.

આ સંગ્રામને માટે સબળ સાંચાકામની જરૂર છે. મહાસભાનું બંધારણ અને વ્યવસ્થા અતિશય જુનવાણી અને ગતીહીન છે, આજની અણીની વેળા માટે તે બંધબેસતાં નથી. મોટાં શબ્દ પ્રદર્શનો કરવાનો યુગ હવે આથમ્યો છે. અત્યારે તો શાંત સમર્થ અને અપ્રતીવાર્ય પ્રવૃત્તીની જરૂર છે. આપણી વચ્ચે સખ્ત નીયમન ઉતારીને જ આ હેતુની શીદ્ધિ સાધી શકાય.

આપણા ઠરાવો આચરણ માટે જ ઘડાયાં જોઇએ. મહાસભા ને વ્યવસ્થાપૂર્વક કાર્ય કરશે તો જ તેનાં બળમાં ભરતી આવશે. પછી સભ્યોની સંખ્યા ભલે ગમે તેટલી અલ્પ હોય. ન્હાની પણ નક્કર લઘુમતીઓએ મોટાં, શબ્દોનાં કીમત પલટાવ્યાં છે. મુક્તિમાં સંયમ–નીયમનો સમાવેશ રહેલો છે અને એટલે જ આપણામાંની પ્રત્યેક વ્યકતીએ સમુહનાં કલ્યાણ માટે સ્વાર્થો દફનાવવા પડશે.

કલકત્તાના એ યાદગાર ઠરાવ પછી *આખી પ્રજા આજના દીવસની રાહ જોતી* બેઠી છે. આપણે કેટલી પ્રાપ્તી કરી શકીશું એ કહેવું શક્ય નથી. વિજયને હુકમથી આપણે ચરણે લાવી શકાતો નથી એ તો જે કોઇ જવાંમર્દી કરે તેને જ જઇ ભેટે છે, પરીણામના ભયથી થરથરતા ભીરૂઓને તે દર્શન દેતો નથી. વહેલી કે મોડી જ્યારે આપણને ફતેહ મળશે ત્યારે આપણા રાષ્ટ્રીય ઇતિહાસમાં ઝળકદાર પ્રકરણ લખવાના પ્રયાસ માટે આપણને કોઇ વારી શકનાર નથી.

દેશમાં ચોમેર દાવાનળ સળગ્યા છે. ઠામઠામ કાવત્રાં કેસો ઉપસ્થીત થયા છે. એ મુકદમાઓ તો આપણા કાયમના મહેમાન છે, પણ આ ગુપ્ત યંત્રોનો જમાનો ગયો છે હવે તો આપણા દેશને પરદેશી શાસનધુરામાંથી મુક્ત કરવાનું ખુલ્લે ખુલ્લુ કાવતરૂં રચવાનું છે. એ કાવત્રામાં સૌ ભાઇબહેનોને, દેશનાં તમામ નરનારીઓને આમંત્રણ છે. એના બદલામાં તમને દુઃખ, યાતના, કારાગાર અને કદાચ મૃત્યુનો પણ મુકાબલો કરવો પડે. પણ એ બધું સહન કરવા છતાંએ તમને એટલો તો સંતોષ રહેશે જ કે અમે અમારા પુરાતન છતાં સદૈવ તરૂણ હિંદને માટે અમારાથી બનતું કર્યું છે અને આજનાં બેસુમાર બંધનોમાંથી માનવતાને મુક્ત કરવામાં થોડો ઘણો હીસ્સો આપ્યો છે.

## [ ડૉ૰ સૈફુદ્દીન કીચલુના ભાષણમાંથી ]

અહીં પડાવ નાખવામાં એમનો [અંગ્રેજોની] નેમ જેમ બને તેમ જલદી તાલેવરી અખત્યાર કરવાની હતી. એ હીતેચ્છુઓ આપણે આંગણે ધંધાર્થી વેપારીઓ તરીકે પધાર્યા હતા. *હિંદને જીતવાની એમની ઇચ્છા* પ્રથમ તો નહોતી. એમનો વિજય એ માત્ર અકસ્માત હતો. તેઓ આવ્યા ત્યારે હિંદમાં સમૃધ્ધીની છોળો ઉડતી હતી, પ્રજા સંસ્કૃત હતી, દુનીઆના કોઇ પણ દેશ કરતાં અહીં અધીક સુધારો હતો. હિંદમાં બનેલી અનેક ચીજો એશીઆ, આફ્રીકા અને યુરોપનાં બજારોમાં નામના મેળવતી. સુતરાઉ ને રેશમી કાપડ, કાશ્મીરી શાલો, મસ્લીનો અને કામળા, અહીંથી વિદેશ જતાં. આપણાં ઝવેરાત, કુંભાર કામ, ધાતુ, કારીગરી અને બીજી કલાઓ ઉપર અન્ય ઇર્ષાની નજર નાખતાં. આ હુન્નરોમાંથી આપણે આંગણે દોલત દોડી આવતી. અહીંના અનાજ અને મરી મસાલા બીજા પ્રદેશોને પોષતા. એ જમાનામાં ભારતને ધન, ધાન્યની બરકત હતી. આપણા દેશની દૌલત સબંધે એ કાળે પ્રદેશમાં વિસ્મયજનક વાતો થતી, અને એથી આકર્ષાઇ અંગ્રેજો લાલચ દિલે અહીં આવ્યા. હિંદની આ આબાદ સ્થિતિ કંઇ નવીન નહોતી. કોણ જાણે કેટલી સદીઓથી એ અવસ્થા ચાલી આવતી. હશે ! મોગલ શહેનશાહોની કારકીર્દીમાં માત્ર એ આબાદી એના શીખરે પહોંચી હતી. એ બાજરમાન સામ્રાજ્યવાદી લોર્ડ

કરઝને કર્યું છે તેમ, "જે કાળે અંગ્રેજો જંગલમાં રઝળુ જીવન ગાળતા અને સંસ્થાનો સવળાં વેરાન હતાં, એ કાળે હિંદમાં સબળ અને સંગઠીત સામ્રાજ્યો ચાલતાં હતાં."

* * *

અંગ્રેજોની ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ હિંદમાં ધામા નાખ્યા ત્યારે આપણી આવી ઝલકદાર સ્થિતિ હતી. દુનિઆમાં આપણો દેશ સૌથી દૌલતમંદ લેખાતો. અલબત્ત, રાજદ્વારી દૃષ્ટિએ અધોગતિનાં મંડાણ થઇ ચુક્યાં હતાં, પણ એની અસર માત્ર મધ્યસ્થ મોગલ સરકાર ઉપર હતી. આ અધોગતિની ઝડપમાં અણખામણી ઘટનાઓની પરંપરાએ ઓર વધારો કર્યો. આ દુર્દશાનો કારમો લાભ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના કાબેલ અંગ્રેજોએ લીધો. એમણે એક રાજાને બીજાની સામે અને બીજાને કોઇ ત્રીજાની સામે ઉભો કરી, એ જાતની વીભ્રમક પધ્ધતીથી સત્તા સર કરવા માંડી. આ અંગ્રેજોને ન્યાય આપવા એટલું જરૂર કહેવું જોઇએ કે તેઓ આપણે ઘેર આવ્યા, આપણી નબળાઇઓ એમણે પારખી અને અંતે વિજય મેળવ્યો. આ વિજય એમને આપણા જ માણસો અને આપણી જ દૌલતની મદદથી મળ્યો એ સંભારી આપણે પારાવાર શરમમાં માથું નીચું નમાવવું રહે છે.

* * *

આપણાં આંતર કલહો વચ્ચે ઇસ્ટ ઇંડીયા કંપનીએ પોતાની સ્થિતિ અવીચળ બનાવી લીધી અને પછી ચોમેર ચંડાલનિતીથી આર્થીક શોષણ કરવા માંડ્યું. છેતરપીંડી, દગલબાજી અને વ્યવસ્થિત ડરામણીની જાળ બીછાવી એણે હિંદની લક્ષ્મી લુંટી લુંટીને ઇંગ્લાંડમાં ધકેલવા માંડી. ઇંગ્લાંડમાં જમા થયેલી આ જંગી દૌલતથી ત્યાં ઉદ્યોગ પ્રગતિના પગરણ મંડાયાં. અઢારમી સદીના પાછલા ભાગમાં બ્રિટને જગતના બજારમાં તૈયાર માલ સમેત એકદમ ધસારો કર્યો. કાપડ, ધાતુ અને બીજી જણસોથી એણે બજારોને રેલમછેલ કરી મૂક્યાં. અને હિંદમાં શું બન્યું ? વારૂ ! એ વાત સાદી અને સીધી છે. ઇંગ્લાંડને પોતાનાં યંત્રોમાંથી નીપજેલ સોંઘા માલનું વેચાણ કરવું હતું. કરોડો માણસોના વસ્તારવાળા હિંદ સીવાય બીજો કયો દેશ ઇંગ્લાંડને એના માલના બદલામાં ગંજાવર કીંમત આપવાનો હતો ? એટલે હિંદમાં જ એ માલની આયાત થઇ. આ ભૂમીકા ઉપર ઇસ્ટ ઇંડીયા કંપનીની સત્તાની ઇમારત રચાઇ. એના અમલદારોને કોઇ સીધ્ધાન્તો નહોતા સીધ્ધાન્તોનો ડોળ પણ તેઓ કરતા નહોતા. બંદુકની નળીએ એમણે આપણા જમાનાના જુના ઉદ્યોગો અને કલાહુન્નરોનો ક્રૂર વીનાશ કર્યો. બળજોરીથી ભારતદેશ ઉપર, કાચો માલ બહાર મોકલનાર અને તૈયાર માલ જબરી કીંમતે લેનાર ગુલામીની દશા ઠોકી બેસારવામાં આવી.

નવી વ્યવસ્થા નીચે ઇંગ્લાંડને સહાયકો જોઇતા હતા, એટલે એણે હિંદમાં જમીનદારોનો એક નવો જ ઉજળીઆત વર્ગ ઉભો કર્યો. બીજી બાજુ રોજ રોજ અંગ્રેજ રાજ પુરુષો આપણા દેશી રાજસ્થાનો ઉપર ઉગ્ર અંકુશ બીછાવતા જતા હતા. વહીવટનું કામ કાયમ ચાલુ રાખવા માટે એમને શીક્ષીત ગુલામોની જરૂર હતી એટલે કારોબારી અને ન્યાયાધીકારી ખાતાઓમાં કારકુનો અને હલકા દરજ્જાના હોદ્દેદારોની ભરતી મેળવવા એમણે શાળાઓ અને કૉલે-

તેની સ્થાપના કરી મોટા હોદ્દાઓ માટે તો અંગ્રેજ અમલદારો જ નીમતા હતા. વહીવટની લગામ એમના જ હાથમાં રહે એટલા સારૂ સનંદી નોકરીની અજબ ખર્ચાળ પધ્ધતી શરૂ કરવામાં આવી. આખી દુનીઆમાં આ નોકરી જેટલી ધતશોષક યોજના બીજે ક્યાંય હેયાત નથી. ઈંગ્લાંડની જબરદસ્ત મૂડીવાદી પેઢીઓને હિંદના જનસંઘનું શોષણ કરવાની સગવડ મળે એટલા સારૂ કમીશન પર આડતનું કામ કરનાર વેપારીઓનો નવોજ ઉજળીઆત વર્ગ ઉભો કરવામાં આવ્યો. સાથે સાથે થોડા નફામાં સ્વર્ગ સમજનારા નાના મધ્યમ વર્ગના વેપારીઓનો સંઘ પણ અસ્તીત્વમાં આવ્યો. આ ટોળી સામ્રાજ્યવાદના સીધા હથીઆર તરીકે કામ કરવા ખુશી હતી. કારમી ગુલામીમાં કંઈએ બાકી રહ્યું હોય તો તે પુરૂં કરવા આપણો હથીઆર રાખવાનો હક્ક ઝુંટવી લેવાયો, અને આપણી લડાયક ને વીરોધી ભાવના સંહારવા એક આખું ભાડુતી લશ્કર ખડું કરવામાં આવ્યું. હિન્દી નાણાંનો મોટો ભાગ આ લશ્કર નીભાવવા માટે એલાહેદો તારવી લેવામાં આવ્યો. હિન્દના સંરક્ષણ માટે આ બધો લશ્કરી ઉહાપોહ થાય છે એવો દેખાવ કરી, એનો ઉપયોગ તો એશીઆ, આફ્રિકા અને યુરોપમાં બ્રિટનના સફેદ સામ્રાજ્યવાદી સ્વાર્થો અભંગ જાળવવા માટે જ થાય છે. છેલ્લા લડાઈમાંથી આ સત્યની સાબેતી સાંપડે છે.

એ એક જ લડાઈમાં હિંદે ૧૯૧૪ થી ૧૮ સુધીમાં ૧૪,૦૧,૩૫૦ માણસોનો ભોગ આપ્યો છે. ૧૦૦૨,૦૦૦,૦૦ પાઉંડ એટલે કે લગભગ દોઢ અબજ રૂપીઆનું 'ઇનામ' પણ ઈંગ્લાંડને આપવાની ફરજ હીંદને અદા કરવી પડી હતી. આ ઉપરાંત પાઈ ખાતે એણે બળજેરી અને ધમકીઓ દ્વારા દોઢ અબજ રૂપીઆ પણ ભર્યાં હતા.

લંડનની ઇન્ડીઆ ઓફીસ અને હીંદની મધ્યસ્થ સરકારના આપખુદ વહીવટ નીચે અહીં મોટા પાયા ઉપર મૂડીવાદી સંસ્થાઓ અને સાહસો અસ્તીત્વમાં આવ્યાં છે. રેલગાડીઓ, તાર, ટપાલ અને અન્ય વાહન વ્યવહારો વડે હિંદ ઉપરનું ચૂસણ અતીશય વ્યાપક અને ફીરાટ બન્યું છે. પ્રજાની દુર્દશામાં જબરી ભરતી આવી છે. લડાઇ પછી અંગ્રેજોની મૂડી અહીં અર્વાચ્ચીન્ન વહેતી આવી છે. હિંદમાં કાયમનું મૂડીનું રોકાણ ઇતિહાસમાં આ પહેલી જ વાર અંગ્રેજ વેપારીઓએ કરવા માંડયું. હિંદી નામોના બુરખા નીચે અનેક અંગ્રેજી વેપારી પેઢીઓ અહીં રજીસ્ટર થવા માંડી કુલ ઝપટ મોટી મોટી મીલો—કાપડની, કપાસની, સુતરની, ઉનની અને બીજી મીલો—મોટાં શહેરોમાં કેવળ પરદેશી પૈસા વડે જ ચલાવવામાં આવે છે. એમાં હિંદી તત્વ છે એટલું દર્શાવવા પૂરતી ગણતર હિંદીઓની મુફલીસ મદીનો સંયોગ રાખવામાં આવે છે. આ રીતે હિંદ 'પૈસાદાર' થતો જાય છે! બ્રિટિશ તાજ નીચે હિંદનાં હુન્નર ઉદ્યોગોને 'રાષ્ટ્રીય' બનાવવાની આ પદ્ધતિ છે! ખેડુતોની દુર્દશાની તો વાત જ પૂછશો નહિં. પ્રજાના નેવું ટકા જેટલી આ રૈયતનું રક્ત લોર્ડ સોલ્સબેરી કહે છે તેમ, "આ કૃપીકાર રૈયતનું રક્ત ચસવું જ રહ્યું, કારણ કે હિન્દને આપણે ચૂસવો છે તો જે સ્થળે લોહી વધારેમાં વધારે એકઠું થયું હોય તે સ્થળે જ ભાલો ભોંકવો જોઇએ, એટલે કે ખેડુત વર્ગ ઉપર આપણે એ પ્રયોગ કરવો જોઇએ."

* * *

ખરેખર હિંદનું લોહી ચૂસવું જ જોઇએ. આ શબ્દો પૈશાચીક લાગે છે, પણ અક્ષરશઃ

એ ખરા છે. આપણા તમામ સંકટોનું એ જ મૂળ છે. હિંદનું લોહી ચૂસાવું જ જોઇએ અને એટલે જ આપણે બ્રિટન જોડે સંબંધ જાળવવો રહ્યો! સદૈવ સામ્રાજ્યવાદના સ્વાર્થો રક્ષવા આપણે ગુલામી જીંદગીની બરદાસ્ત કરવી જ જોઇએ! હા, હિંદનું લોહી સાચે જ ચુસાઇ ગયું છે. અને કલેવરનો લાલ રંગ આજે ઓસરી ગયો છે. એમાં નિષ્પ્રાણતાની ફીકાશ પ્રસરી છે. એની લક્ષ્મી લુંટાઇ ગઇ છે.. એની સાધન સંપતી ઉપર સામ્રાજ્યવાદનો શોષક પંજો ફરી રહ્યો છે. હિંદમાં આજે ગરીબ ખેડુતો કંગાલ કામદારો અને બેહાલ બેકારો જ રહ્યા છે. એમની સંખ્યા વસ્તિના નેવું ટકા રોકીને ઉભી છે. અને બ્રિટિશ તંત્ર નીચે આ નેવું ટકા પ્રજાને કેવાં કેવાં કલ્યાણો સાંપડે છે? જુઓ! દોસ્તો! આ પ્રજાને નસીબે ગરીબી, બેકારી, કરજદારી, દરદમંદી, દુષ્કાળ, દંડ, ભૂખમરો અને ભુંડી હાલતમાં મૃત્યુ–આ સ્થીતી એમને નસીબે જડાયલી છે. બીરાદરો, આપણ અધઃપતીત દેશની સમસ્યા કેવળ ધાર્મીક કે રાજકીય નથી. એટલે જ્યાં સુધી આપણે દેશનું સુકાન આપણા જ હાથમાં ન લઇએ ત્યાં સુધી આ આપદાનો અન્ત આવવાનો જ નથી.

* * *

લડાઇ પહેલાં લગભગ નીચે મુજબ સ્થિતી હતીઃ

(૧) હિંદી સમાજના ઉપલા વર્ગને જમીનદારો, શ્રીમંતો, રાજાઓ વગેરેને–અંગ્રેજી નોકરશાહીની સહાનુભુતી હતી, અને આ વફાદાર વર્ગ બ્રીટીશ સામ્રાજ્યવાદનો સહાયક હતો.

(૨) મધ્યમ વર્ગ એટલે કે નાના વેપારીઓ અને વેપારી પેઢીઓના નોકરીઆતોનો વર્ગ આર્થીક અડચણોને લીધે અસંતોષ દાખવી રહ્યો હતો.

(૩) રાષ્ટ્રીય પ્રવૃતીઓનું સુકાન ઘણું ભાગે શીક્ષીત અને ધંધાદારી લોકોના હાથમાં હતું. આ વર્ગમાં વકીલો વગેરેનો સમાવેશ થાય છે.

(૪) ખેડુતો અને કામદારોને વધારેમાં વધારે સંકટો સહેવાં પડતાં હતાં, છતાં એમનામાં પોતાના દુઃખોનાં અસ્તીત્વનું વગીયે ભાન નહોતું.

જ્યારથી રશીઆ ઉપર જાપાને વીજય મેળવ્યો ત્યારથી પુર્વનાં બીજાં રાજ્યો પશ્ચિમની સીતમખોર સામ્રાજ્યવાદી ઘુંસરી ફગાવી દેવાની 'ભયંકર' ભાવનાનો તલસાટ અનુભવી રહ્યાં હતાં. રશીઆનો વીપ્લવ, તુર્કસ્તાનનો બળવો, આયર્લાન્ડની ક્રાન્તી, ચીન–ઇરાન–મીસર વગેરે દેશોનાં પરીવર્તન એ સર્વની અચુક અસર વાતાવરણમાં ભરાઇ રહી, હિંદ એનાથી અળગો કેમ રહી શકે? આ વીપ્લવોએ જગતની જનતાનું માનસ પલટી નાખવામાં નક્કર હિસ્સો આપ્યો છે. એમના પ્રતાપે આજે હિન્દ ભરમાં જાગૃતીનો જુવાળ ફરી વળ્યો છે.

* * *

મને તો લાગે છે કે રાજકારણના પ્રશ્નો અને ધર્મ એ બન્ને વચ્ચેના સંબંધની, આપણી આખી સમજણ જ ખોટી છે. આપણે સમજી લેવું ઘટે છે કે ધર્મ એ વ્યક્તીગત માન્યતા, શ્રધ્ધા, અને ખાત્રીનો વીષય છે અને એક વ્યક્તી એને પોતાના જીવન દરમ્યાન ગમે ત્યારે ફેરવી શકે છે. ધર્મના આપણા ખ્યાલમાં આપણે ભલે હિંદુ કે મુસલમાન કહેવાઇએ. પણ એ આપણે "હિંદી" થવામાં દરકત કરતા હોઇ શકે નહી. આપણી જન્મભુમી અને જાતીયતાને ધર્મની માન્યતા બદલાવી શકતી

નથી. આપણામાંના કેટલાય દેશ-બાંધવો ખ્રીસ્તી થઇ ગયા છે એ જાઇએ પહેરવેશ, વ્યવહાર અને જીવનના બીજા પ્રસંગોએ પાશ્ચીમાત્યોનું અનુકરણ કરે છે પણ છતાંયે તેઓ હિંદમાં જન્મ્યા છે અને હીંદના હવાપાણીએ એને પોષ્યા છે એ વાત મીટાવી શકાતી નથી. રાજદ્વારી પ્રશ્નોનાં નીરાકરણમાં અને હક્કોની માગણીમાં આપણે ધર્મને મળભેદ તરીકે આગળ રજુ કરી શકતા નથી. પક્ષભેદની પરદેશી નીતીને લઇને જામેલા અવીશ્વાસ અને શંકાશીલપણામાંથી આ બધી ધર્મ લુંટાઇ જવાની અને સંસ્કૃતી ભયમાં આવી પડવાની મીથ્યા બાંગ પોકારવાનું આપણને સુઝી આવે છે.

* * *

આપણી લડતનો લડાયક કાર્યક્રમ હંમેશાં રાજકીય, રાષ્ટ્રીય અને આર્થિક મુદ્દાઓ ઉપર રચાવો જોઇએ. મને ખાત્રી છે કે તેની યોજનાને આમવર્ગ અચુક વધાવી લેશે. અસહકારના ઉગ્ર યુધ્ધ વખતે મધ્યમ વર્ગે અને આમવર્ગે "હવે અટકી જાવ" એમ કદી કહ્યું નથી. ઉલટું જ્યારે બારડોલીમાં તમે તમારા ગોઠવાઇ ગયલા વ્યુહને પાછો સંકેલી લીધો અને તમારા સૈનીકોને પીછેહઠના હુકમ આપ્યા ત્યારે એ બંને વર્ગના બીરાદરોનો એની સામે ભારે કચવાટ હતો.

આમ વર્ગને તો એમના બચ્ચાઓ માટે અને પોતના પેટને માટે રોટલાની ચિંતા પડી છે. આજ એમને અને એમના પરિવારને ચારે બાજુએ ભૂખમરો ભીંસી રહ્યો છે. ગરીબી એમના સામે આંખ કાઢીને ઉભી છે. તમને બધાને એક બાજુએ રહેવા દઇ એ વર્ગે પોતાની આર્થીક અને રાજકીય મુક્તી માટે સંઘો સ્થાપવા શરૂ કરી દીધા છે અને એમને હડતાલો અને સરઘસોમાં અપુર્વ સંઘશક્તિ દાખવેલ છે. એ વર્ગને હિંદુ હક્કો કે મુસ્લીમ હક્કો જેવી કોઇ કલ્પનાઓ આવતી નથી. એવા ભેદ શોષીત વર્ગોમાં રહ્યા જ નથી. હું તમને યાદ આપવા માગું છું કે આજ પરસેવો ઉતારી ખેતરમાં ખેતી કરતો શ્રમજીવી ખેડુત અને કારખાનામાં કામ કરતો મજુર આવતી કાલના હિંદનો માલેક છે. આપણે એમને દગો દેવાનું કામ ન કરીએ તો પ બસ છે. એમના મુક્તીના માર્ગમાં જે વસ્તુ આપણે પોતે નીરર્થક સમજીએ છીએ એ બધા કોમી કલહો ઉભા ન કરીએ તો પ પુરતું છે.

* * *

આપણે જગતને બતાવી દેવું જોઇએ કે આપણે પ્રમાણીક અને ટેકીલ રાષ્ટ્રભક્તો છીએ. અમે જે કહેવા માગીએ છીએ એ મક્કમપણે કાર્યમાં ઉતારવા ઇન્તેજાર છીએ. કલકત્તાના ઠરાવનો અર્થ દુનીઆએ એમ જ કર્યો છે. દેશનેતાઓએ પણ એ જ અર્થ તારવ્યો છે. આ સમસ્ત દેશના પત્રકારોએ પણ એ જ રીતે એનું પ્રથક્કરણ કર્યું છે. મહાત્માજીએ પોતે કહ્યું છે કે અને હું ધારૂં છું કે એ રીપોર્ટ ખોટો પ્રસિધ્ધ થયો નથી. કે જો ડીસેમ્બરની એકત્રીસમી તારીખે રાત્રીના બાર વાગ્યે સાંસ્થાનીક સ્વરાજ્ય બારણું ખખડાવતું નહીં આવે તો હું પોતે મારી જાતને ઇન્ડીપેન્ડન્સવાળો જાહેર કરીશ.

* * *

આપણાં ખેરખાંઓ રશીઆથી આવતા નાણાંની અને સોવીએટ ખટપટોની બાંગ ઉભી કરે છે. હિંદુ, મુસલીમ મતભેદોને મોખરે ધરે છે, હિંદીઓની રાજ કરવાની નાલાયકાતની

વાતો કરે છે. હિંદ જેવા બ્રીટીશ સામ્રાજ્ય વાદ્યુા આ અભેદ્ય કીલ્લામાં સમાજવાદની સીધી વાતો કરનારા મજુરપક્ષના બે જવાબદાર સભ્યો અને ગરમ જોસ્સવાળા એજન્ટો તથા થર્ડ ઇન્ટરનેશનલના ધ્વજધારીઓની હરામી હીલચાલનાં પરમાણુઓથી હિંદના આમવર્ગને ઉગારી લેવા સારૂ આ લોકો "મજબુત સરકાર"ની હીમાયત કરે છે.

* * *

દરેક સુધરેલા દેશમાં ગુન્હાનો હેતુ ખાસ વિચારણામાં આવે છે. સ્વાર્થ કે શયતાનીયતને ખાતર કરવામાં આવેલું ખુન જુરી કે જજની દયાને પાત્ર બનતું નથી પણ ઉશ્કેરણી કે એવા બીજા સંજોગોસર થયેલું ખુનને અદાલત રાહતની નજરે જુએ છે. તમે જે માણસને ફાંસીએ ચડાવો કે ગોળીએ મારો એના કાર્ય તરફ તમારી સંમતી ન હોય પણ એના હેતુની પવીત્રતા અને સ્વાર્થત્યાગને માટે તો તમારા હૃદયમાં એક ખુણો ખાલી રાખવો જ જોઇએ અને રાજદ્વારી ગુન્હાઓ પાછળ રહેલ હેતુઓથી વધારે પવીત્ર અને વધારે ગૌરવવંતા હેતુઓ બીજા કયા હોઇ શકે? ઇંગ્લાંડ એના જ દેશના રાજકીય કારણોસર ખુન કરનારાઓને વીરપુરૂષો તરીકે પૂજ્યા છે. હમણાંનો જ ઇતિહાસ ભાખે છે કે ૧૯૨૪ માં જ્યારે આયર્લેંડમાં રાજદ્વારી કેદીઓની સામાન્ય મુક્તી આપવામાં આવી હતી ત્યારે આયર્લેંડની 'રાજદ્વારી ખુનીઓ'ને સામાન્ય રાજદ્વારી ગુન્હેગારોની કક્ષામાં ગણવામાં આવ્યા હતા અને સીધા સીધા ઉઘાડાં અને છાનાં ખુનો માટે શીકસ્ત પામેલા કેદીઓને ઇંગ્લાંડે છોડવા પડયા હતા. પણ હિંદમાં નોકરશાહીએ રાજ્યદ્વારી કેદીઓનું એ મહત્વ કે ધોરણ સ્વીકારવા ના પાડી છે.

* * *

મજુર પક્ષના હિંદી પ્રધાને લોઇડજ્યોર્જ અને બર્કનહેડ સામે બખાળા કાઢયા અને અંગત ગાળાગાળીમાં પણ ઠીક ઠીક ઉતર્યા. પણ એનાથી હિંદનો શું દહાડો પાકયો? આપણાં વીનીતો, અથવા માખણદાસો, આપણને સમજાવવા તસ્દી લેશે કે હિંદ આ બધી શબ્દોની સાઠમારીમાં કયું સ્થાન ભોગવે છે? સાઇમન રીપોર્ટની આમની સભામાં ચર્ચા થયા પછી આપણા દેશને તાત્કાલીક શું મળી જવાનું છે? સાઇમનના રીપોર્ટમાં સર જોન સાઇમન પાસેથી લોર્ડ ઇરવીનની સહાનુભૂતીની યે અપેક્ષા રાખવી વ્યર્થ છે. પાર્લામેંટમાં થયલા શબ્દોના સંગ્રામમાંથી બે વસ્તુ તરી આવે છે કે (૧) હિંદને ઇંગ્લાંડનો કોઇ પણ પક્ષ પોતાનો પ્રશ્ન બનાવવા તૈયાર નથી. (એટલે કે હિંદને ખાતર સતાની ખુરશી ખાલી કરવાની કે આપસ આપસમાં અથડાઇ મરવાની કોઇને પડી નથી.) (૨) હિંદને આજે, આવતી કાલે, વરસો પછી કે સૈકાઓ પછી આ ગતીએ કદી સાંસ્થાનીક સ્વરાજ્ય પણ મળે એમ નથી. ચંદ્રલોકમાં માનવ દર્શન માટે ભલે આપણા વીનીત ભાઇઓ કયામતના દીવસ સુધી રાહ જોયા કરે. બ્રીટીશ સામ્રાજ્યવાદનો આખો ઇતિહાસ એમના અનુમાનોને ઉથલાવી નાખે છે. બ્રીટીશ સામ્રાજ્યવાદે ભૂતકાળમાં હિંદને કંઇ આપ્યું નથી તેમ નજદીકના ભવીષ્યમાં એ આપણું કંઇ ઉકાળે એમ લાગતું નથી. પોતાના હાડમાંસમાંથી ઘડાયેલા એમના ભાઇઓ પ્રત્યે પણ એમણે સારૂં વર્તન ચલાવ્યું નથી. અમેરિકાના એમના કાકા, મોટા બાપાના દીકરાઓને જ સ્વાતંત્ર્ય માટે લડવું પડયું હતું. દક્ષીણ આફ્રીકા અને કેનેડાને પણ સાંસ્થાનીક સ્વરાજ્ય મેળવતાં પહેલાં ખુબ ઝુઝવું - પડેલું હતું.

એમનું. નજીકનું પડોશી આયર્લેંડ સૈકાઓની સીતમખોર દમનનીતી પછી "ફ્રી સ્ટેટ" મેળવવા પામ્યું હતું અને તે પણ જ્યારે સીનફીનરો અને સ્વતંત્રતાવાદીઓએ સામે બીજી ૭ સરકાર ખડી કરી ત્યારે—જ્યારે આયર્લેંડના સ્વયંસેવકોએ સ્વદેશી હજુરીઆઓ, અંગ્રેજનાં માલેતુજાર ટૂળાંઓ, અને અમલદારો માટે માતૃભુમીને છુપી લડાઇઓ અને છાપા મારવાની યુક્તી પ્રયુક્તીઓથી આગના ભડકા જેવી બનાવી દીધી ત્યારે. આ તો બધી ઇતિહાસની ઘટનાઓ છે અને અંગ્રેજ પ્રજાના જાતી સ્વભાવ ઉપર અપવર્ગ પ્રકાશ પાડે છે જે લોકોને હજુ આ મજુર પક્ષના મીઠાં વચનો, સુંદર શબ્દો, અને સહાનુભુતી ઉપર શ્રધ્ધા છે એમને આ મહાન પક્ષનો ઇતિહાસ કાળજીપૂર્વક વાંચવાથી ઘણું ઘણું જાણવાનું મળશે. ઇગ્લાન્ડમાં ઉદ્યોગવાદના વીકાસ પછી પોતાના સ્વાર્થ ખાતર ત્યાંના મજુરોએ સંસ્થાનો અને ખાસ કરીને હિંદની શોષણક્રીયામાં બ્રિટિશ સામ્રાજ્યવાદને ખુબ મદદ કરી છે. લડાઇ પછી જ્યારે હિંદમાં ઉદ્યોગવાદ ફેલાયો, અને જ્યારે હિંદની સસ્તી મજુરીને ચૂસવા ઇંગ્લાંડના મુડીવાદીઓએ કરોડો પૌંડ હિંદમાં રોક્યા, ત્યારે જ એ મજુરોએ પોતાની સીધી ચુસણક્રીયા બંધ પડતાં હિંદના મજુરોના હિત અને માનવતાની દયા માટે અવાજ ઉઠાવવાનું શરૂ કર્યું.

* * *

પાર્લામેંટમાં સત્તાનશીન મજુર પક્ષ કહેશે કે "હિંદી દોસ્તો, અમે તો તમને સાંસ્થાનીક સ્વરાજ્ય આપવા તૈયાર હતા પણ ટોરી લીબરલ પક્ષોની આગળ અમારૂં શું ચાલે? એ પક્ષો તમને સાંસ્થાનીક સ્વરાજ્ય આપવા તૈયાર નથી. માટે જેટલું મળે એટલું હાલ તુરત લઇ લ્યો અને બાકીના ટુકડા માટે રાહ જુઓ. વળી અમે માત્ર સત્તાની ખુરશી પર આવ્યા છીએ પણ બહુમતી વીના—અમારા ઉપર શ્રધ્ધા રાખો, અને આવતી ચુંટણીમાં અમને બહુમતી મળે. એવી પ્રાર્થના કરો. ત્યારે અમે તમારી બધી માગણીઓ મંજુર રાખશું અત્યારે અમે એટલું કહી શકીએ કે "ભાવીમાં તમારૂં કલ્યાણ હો" સત્તાનશીન પ્રજાના કોઇ રાજ્યદ્વારી પક્ષની ચુંટણીમાં ભાવી ફ્-તેહ અને શુભ નીષ્ઠા ઉપર કોઇ પણ સ્વમાનશીલ પ્રજા પોતાના દેશનું ભાવી લટકાવી શકે નહી. હિંદની સ્વતંત્રતા તો હિંદીઓના પ્રયત્નોથી જ જીતાશે. જે જે પ્રજાઓએ સ્વાતંત્ર્ય જંગ જીત્યો છે એનો ઇતિહાસ અને આપણું રાષ્ટ્રીય સંગ્રામનો આજ સુધીનો અહેવાલ કહી રહ્યો છે કે આત્મશ્રધ્ધા, સ્વ.પંણ અને સહનશક્તી જ સ્વરાજ્ય મેળવવાનાં અમોઘ સાધનો છે.

* * *

હું મહાત્માજીને વીનંતી કરૂં છું કે એ અમારૂં નેતૃત્વ સ્વીકારે પણ ફરી ચૌરી ચૌરા જેવા અને પીછેહઠનો પ્રસંગ પુનરાવર્તન ન પામે એમ પણ હું માગું છું. એક વખત આગળ પગલું ભર્યું પછી આપણું સંગ્રામ સુત્ર એ જ હોવું જોઇએ કે ધ્યેયને સર કરો ત્યાં સુધી બસ "આગળ વધો."

યુવાનોને પણ મારે બે શબ્દો કહેવાના છે. દેશ પોતાના સ્વાતંત્ર્ય યુધ્ધના મંડાણ એમના ઉપર જ માંડે છે. યુવાનો જ દેશનો ઇતિહાસ ઘડે છે. દરેક પ્રજાના યુવાનો જ આપભોગના ધ્યેય તરફ વફાદાર રહ્યા છે.

# નૌકા પરિષદ

**ગ્રેટ બ્રિટનમાં નૌકાપરિષદ ભરાય છે, તેની તૈયારી માટે કામદારપક્ષના વડા પ્રધાને ઠેઠ અમેરિકા સુધીનો પ્રવાસ કર્યો હતો. આ બધી મહેનત પાછળ શું ભેદ છે, તેનો કંઇ ખ્યાલ આ લેખમાંથી મળશે.**

લેખક : ડી. એસ. મહેતા

બ્રિટનના વડા પ્રધાન મિ૦ રામસે મેકડોનલ્ડ અમેરિકાના પ્રમુખ મિ૦ હુવરની મુલાકાતે ગયા અને સમુદ્રના સામ્રાજ્યપદથી ચ્યુત બની શિકસ્ત ખાઇ પાછા આવ્યા એ બાબત બે મત નથી. જ્યારે અમેરિકા સ્વતંત્રતા માટે લડયું તે પહેલાં અમેરિકાના બેંજામીન ફ્રાંકલીને ઇંગ્લાંડ જઇ સુલેહ સાધવા પ્રયત્ન કર્યો હતો. જ્યારે હાલમાં સંજોગો ફેરવાયા છે, અમેરિકા સર્વોપરિ બન્યું છે અને બ્રિટનના વડા પ્રધાનને અમેરિકા પાસેથી કબુલાત લેવી પડે છે. અમેરિકામાં વડા પ્રધાને શું કર્યું, કેવી તરેહની મસલત થઇ, મિ૦ હુવરે શું જવાબ આપ્યો તે સંબંધી પુરેપુરી માહિતી વર્તમાન પત્રોમાં પ્રકટ થઇ નથી. પરંતુ અમેરિકાનાં પત્રો આગાહી કરે છે કે મિ. હુવર કદી અમેરિકાને હોણું લાગે તેવી સલાહ કરે નહિ. બન્ને દેશો વચ્ચે સંપ અને એકતા જાળવવા માટેની આ મુલાકાત હતી એવો ડોળ તથા દંભ બ્રિટનના વડા પ્રધાન કરે છે પરંતુ અંદરખાનેથી વસ્તુસ્થિતિ તપાસીએ તો માલુમ પડે છે કે નિઃશસ્ત્ર જગત કરવાની વાહીયાત વાતો ઉપજાવી અમેરીકા મહાન વિગ્રહ માટે ગંજાવર પ્રમાણમાં તૈયારી કરે છે. લંડનમાં ચાલુ મહિનામાં પાંચ મહાન રાજ્યોની નૌકા પરિષદ મળવાની છે તે વખતે દરેક દેશે કેટલું નૌકાબળ રાખવું તે બાબતનો નિર્ણય થશે. રાજનીતિ જાણનારા આગાહી કરે છે કે આ પરિષદ સાંગોપાંગ પાર ઉતરશે નહિ, કારણ કે દરેક દેશ પોતાના વ્યાપારની સલામતી માટે રક્ષણ પુરતું સૈન્ય અને નૌકાબળ આવશ્યક છે એવી દલીલ થશે. ઉપરાંત અમેરિકાને પોતાનો વ્યાપાર માત્ર નજીકના બજારો સાથેના વ્યવહારમાં સંકુચિત થયેલો નહિ હોઇને, દુનિયાભરના તમામ મુલકો સુધી વિસ્તાર પામેલો છે તેથી તેના રક્ષણ માટે ગંજાવર તૈયારી કરવી જરૂરની છે એવી દલીલ થવાની છે.

અમેરિકાએ બ્રિટનના વડા પ્રધાનને નમતુ આપ્યું છે એવા અખબાર કદી આવ્યા નથી, એટલે સમજી શકાય છે કે અમેરિકાની જે નીતિ મહાન વિગ્રહ પૂર્વે હતી તેજ નીતિને હુવરે અક્ષરશઃ પાળી છે કેમકે હુવરે એવાં વચનો ઉચ્ચાર્યાં હતાં કે અમેરિકા કોઇ પણ દેશ સાથે વચનથી બંધાશે

નહિ, પરંતુ બધા દેશો સાથે મૈત્રી જાળવવા જેવાં કાર્યો કરી બતાવશે. જો કે દુનિયાને ઠગવા માટે બન્ને દેશોના વડા નાયકોની સંયુક્ત યાદીમાં જગતમાં શાંતિ જાળવવી છે એવો ઉદ્દેશ બતાવાયો છે, પરંતુ મિ૦ મેકડોનલ્ડને તો એવી ખાત્રી નહોતી થતી કે જે દેશ કેલોગ કરારનામાનો ભંગ કરે તેની સામે એકત્ર થઇ ઝઝુમવું અને તેને પાયમાલ કરવો એ જાતનું વચન મિ૦ હુવરે આપે.

નૌકા સૈન્ય કમી કરવા માટે જુદી જુદી જાતના માર્ગો સુચવવામાં આવ્યા હતા, પરંતુ દરેક દેશે પોત પોતાને અનુકુળ ઉપાયજ બતાવ્યા હતા! ઇંગ્લાંડ સબમરીનનો કાયદો નિર્મૂળ કરવા આગ્રહ કરે છે જ્યારે બીજા દેશો એ કાયદો ચાલુ રાખવા આગ્રહ કરે છે; પરંતુ ડ્રેડનોટ જેવી મનવારો નહિ રાખવા સુચવે છે. લંડનમાં ભરાનારી નૌકા પરિષદ સમક્ષ સબમરીનોનો પ્રશ્ન ખાસ પ્રાધાન્યે ગોઠવવામાં આવ્યો છે કેમકે ઇંગ્લાંડના લડાયક બારકસોને નની સબમરીનો પળવારમાં પાયમાલ કરે છે. આથી જે દેશપાસે નૌકાબળ વધારે હોય તે કમી કરાવવું જોઇએ; પરંતુ જે દેશ પાસે લડાયક બારકસો નહિ હોય તેઓને સબમરીનો આશિષરૂપ થાય છે. કેમકે જ્યારે તે દેશને બીજા સાથે યુધ્ધમાં ઉતરવું પડે ત્યારે નાનકડી સબમરિનથી રાક્ષસી નૌકાઓને પળમાં ડુબાવી શકાય છે એટલે એવા નૌકાવિહીન દેશોને સબમરીનો રક્ષણનું સાધન બને છે. તેથી એ પ્રશ્ન મહત્ત્વનો હોઇ તે પ્રશ્ન વિશેજ વિચારભેદ ખૂબ છે. કેમકે ફ્રાંસ ઇટાલી વિગેરે દેશો માટે સબમરીન મુખ્ય આધારરૂપ છે. આજ સુધી સાગરની મહારાણી તરીકે ગૌરવ લેતા ગ્રેટબ્રિટને, પલટાયેલા સંજોગોને ધ્યાનમાં રાખીને સમુદ્રની સ્વતંત્રતા માટે બાંહ્યધરી આપી છે. પરંતુ તે અત્રુજ ગોળ ગોળ શબ્દોમાં આલેખી છે. મિ. વુડ્રો વીલ્સનની શર્તોના મુદ્દામાં સમુદ્રની સ્વતંત્રતા એક હતો એટલે અમેરિકા આ પ્રશ્ન ઉપર વધુ ચુસ્તપણે વળગી રહે તેમાં નવાઇ નહિ, છતાં વડા પ્રધાનની મસલત કાળે આ પ્રશ્ન સંબંધી વિવેચન થયું નથી એ માટે અનેક તર્ક વિતર્કો કરવામાં આવે છે. અમેરિકા સમુદ્રની સ્વતંત્રતા મેળવવા રાષ્ટ્રસંઘની પણ દરકાર કરશે નહિ. તેમ કેલોગ કરારનામાને છાપરે મુકશે અગર ગમે તેવી સુલેહની અદલ હદ ઉખેડી નાખી સ્વતંત્રતા મેળવવા અમેરિકા પ્રયત્નો કરશે એવું અમેરિકન વર્તમાનપત્રોમાંથી તારવી શકાય છે. આજ સુધી બ્રિટન સમુદ્ર ઉપર સામ્રાજ્ય ભોગવતું અને બ્રિટનની પાર્લામેંટ એ ઉપરીપણું ટકાવી રાખવા હઠ આગ્રહ કરે છે પરંતુ સંજોગો બદલાઇ ગયા છે અને અમેરિકા બ્રિટન જેટલુંજ નૌકાબળ ધરાવે છે.

અમેરિકા પાસે વિશાળ મુડી અને ફુરસદ છે તેથી નૌકાબળ હદ ઉપર [illegible] પ્રમાણમાં વધારી બ્રિટનને કદાચ તે ટપી જાય એ ભયથીજ બ્રિટનના વડા પ્રધાન અમેરિકાની મુલાકાતે ગયા હતા અને નૌકાબળ વધારવું નહિ એવી સમજૂત સાધવા શરતો કરવાનો ઇરાદો બતાવ્યો હતો. ૧૯૪૨ ની સાલ સુધી જો ખોટખર્ચું અટકાવવા 'કરારો થાય નહિ તો અમેરિકા વિશ્વભરમાં સર્વોપરિ પદવી ભોગવે એવી ધારણા. નૌકા-સંબંધી સ્થિતિ જોઇ શકાય છે. ઇતિહાસ એક સૈકા સુધી બ્રિટને સમુદ્ર ઉપર સામ્રાજ્ય ભોગવ્યું પરંતુ ૧૯૧૬ થી અમેરિકાની પ્રચંડ તૈયારી થવા માંડી અને ૧૯૩૦

માં તો બ્રિટન જેટલું નૌકાબળ ધરાવે છે. બ્રિટન પાસે ૬૦૦૦૦૦ ટનની ક્રુઝરો છે અને તે ઘટાડીને ૪૫૦૦૦૦ ટન કરવાની યોજના થઈ છે ત્યારે અમેરિકાની મહાસભાએ ગયે વરસે ૧૫૦૦૦૦ ટન વધુ ક્રુઝરો બનાવવાની વર્દી આપી છે જેથી ઇંગ્લાંડ અને અમેરિકાનું નૌકાબળ સરખું થાય. બ્રિટનના માજી પ્રધાનમંડળવાળા લોર્ડ બર્કનહેડ અને મિ. ચર્ચીલ નૌકાસૈન્ય કમી કરવાની વિરુદ્ધ છે પરંતુ અમેરિકાની વિપુલ મુડી અને વિશાળ સામગ્રી જોઈ બ્રિટન ફિકર પામ્યું છે તેથી ભયથી ડરી જઈ ગમે તેમ કરીને નૌકાસૈન્ય ઘટાડવાની તજવીજ થાય છે! પરિણામે ભલે સમુદ્રનું સામ્રાજ્યપદ જાય તો પણ ભવિષ્યના ભયથી બચી શકાય છે એવું વડા પ્રધાનનું મંતવ્ય છે.

સમુદ્રની સ્વતંત્રતા અને વ્યાપારનું રક્ષણ એ પ્રશ્ન અત્યારે દરેક દેશને મુંઝવે છે. ઇંગ્લાંડનો વ્યાપાર હિંદ અને અન્ય ભાગના મુલકમાં પ્રસરેલો છે. જ્યારે અમેરિકાનો વ્યાપાર અમેરિકા ઉપર જગત ભરમાં પથરાયો છે એટલે એટલી બધી કલાનાં સંરક્ષણ પુરતું બળ રાખવા માટે અમેરિકાની દલીલ છે. આજ સુધી અમેરિકા અને ઇંગ્લાંડ વચ્ચે સમુદ્રની હરિફાઈ ચાલીજ હતી, પરંતુ હવેથી અમેરિકાએ ઇંગ્લાંડ પાસેથી એ ગૌરવશીલ પદ ઝુંટવી લીધું છે. અને લંડનની પરિષદમાં એ અમેરિકાની તરફેણમાં ફેંસલો નહિ થાય તો ભવિષ્યમાં બન્ને દેશ વચ્ચે ચકમક ઝરવાની જરૂર આગાહી રહે છે.

## આગ્રાના કિલ્લામાં—

અમરસિંહ નામના કોઇ સરદારના સ્મારક તરીકે કિલ્લાના પ્રવેશદ્વારનું 'અમર દરવાજા' એવું નામ રાખવામાં આવ્યું છે. અહિં પણ દિલ્હી પ્રમાણે જ બે આનાની પ્રવેશ ફી આપવી પડે છે. તેની વાર્ષિક ઉપજ આઠ દસ હજાર રૂપિયા જેટલી થાય છે. એટલે સામાન્ય રીતે એંસી હજાર પ્રેક્ષકો ત્યાં આવતા હોવા જોઇએ. દરવાજામાંથી પ્રવેશ કર્યા પછી અંદર વિસ્તીર્ણ મેદાન આવે છે ને તેની વચ્ચોવચમાં કેપ્ટન ગોવલનું, [ક્યા પરાક્રમસર કોણ જાણે] સ્મારક જોવામાં આવે છે. મેદાનની બીજી તરફ ઇમારતો હોઇ કિલ્લાના ત્રણ ભાગ પડે છે. ડાબા હાથ તરફ લશ્કરી બરાક અને કચેરીઓ માટેની જગા. સામે દિવાન ઇ આમ તથા શાહી મહેલ અને જમણે પડખે અકબરની રાણી જોધબાઇનો મહેલ એવી તેની આંતર રચના છે.

દિવાન ઇ આમના દિવાનખાનામાંથી પસાર થતાં પાછલી બાજુમાં મોટો ચોક છે તેની ચારેતરફ જુદા જુદા ઐતિહાસિક મથકો છે. તે વિષેની માહિતી આપવા સરકારે ભોમીઆ (Guids) રાખ્યા છે તેને બદલે વર્ણનાત્મક પાટીયાં ચોઢ્યાં હોત તો? પણ આ સગવડ સાધી હોત તો પ્રેક્ષકોનાં ખીસ્સાનો ભાર કેમ હલકો થાત.

## પ્રેમરાજનું નિર્ગમન.

ચોકના ડાબે પડખેના છેલ્લા ભાગમાં એક ન્હાનકડી મસ્જીદ અને તેની બાજુમાં એક ન્હાની ઓરડી છે. અહિં ઔરંગઝેબે પોતાના કલાપ્રિય પણ ખર્ચાળ બાપ શહાંજહાને કેદ પુરી રાખ્યો હતો. આ ખંડની આગળ એક નિરાશાનો ઝરૂખો છે.



દીવાને આમ : આગ્રા.



જસમાઇન ટાવર: જ્યા શાહજહાંને કેદ કરવામાં આવ્યો હતો. એ પ્રેમી બાદશાહે નિશ્વાસના ઝરૂખામાં બેઠાં બેઠાં કેદી જીવન વિતાવ્યું હતું.



જસમાઇનં ટાવરની અગાશી: આગ્રા.



ખાસ મહાલ: જેના ઝરૂખામાંથી તાજ દેખાય છે.

ત્યાંથી જ એ પ્રેમાળ કેદી બાદશાહ રાજ પોતાની પ્રણયિનીના અંતિમસ્થાન તાજમહાલનું દર્શન કરતો. શાહના અવસાનની એવી કથા કહે છે કે અંતીમ સમયે તેના હાથ પગ ઠંડા પડયા. અને શ્વાસ જોરમાં ચાલ્યો પણ આત્મા તાજના અંત્ય દર્શન માટે અટકી રહ્યો. ત્યારે એ પ્રેમાળ શાહને ઝરૂખામાં ઉંચકી આણ્યા હતા. અહિં તેણે પોતાના જીવન સર્વસ્વની પ્રેમ સમાધિ અને પ્રીતિના પુંજ સદન તાજ પર અંતિમ દષ્ટિ નાખી પ્રાણ વિસર્જન કર્યા. આમ પ્રેમીને યોગ્ય રીતે જ પ્રિયતમાની શોધમાં આ પ્રેમ સન્યાસીએ નિર્ગમન કર્યું. મોંગલ રાજવંશીઓમાંના આ પ્રેમ પરિવ્રાજકની પ્રણય કથાને માત્ર વિક્રમ ઉર્વશીની જ ઉપમા આપી શકાય. ઝરોખાની ભીંતમાં પૈસાથી પણ ન્હાના આકારનો એક કાચનો કકડો જડવામાં આવ્યો છે ને તેની વિશેષતા એ છે કે તેમાં આખા તાજનું પ્રતિબીંબ દેખાય છે.

## સોમનાથનો દરવાજો

સ્હામેના બુરજ નીચે હાથીની સાઠમારી થતી. સીધા તાજ મહાલ તરફ જવાનો દરવાજો આ બુરજની નીચે જ છે. પણ ૧૮૫૭ ના બળવાખોરોની સ્વારી થશે એવા ભયથી તે પુરી દેવામાં આવ્યો છે. ભરતપુરના રાજાએ આગ્રા પર સ્વારી કરી ત્યારે આ બુરજ પર જ હુમલો કર્યો હતો. તેની જમણી બાજુ પર એક કાચથી જડેલા ઓરડામાં પ્રચંડ દરવાજો રાખવામાં આવ્યો છે. સોરઠી સોમનાથનું મંદિર તોડી તેના સુખડના દરવાજા મહમુદ ગઝનવી લઇ ગયો હતો. અને હિંદુઓનાં દિલમાં સાલતું એ દુઃખ દૂર કરવા ચકોર અકબરે તેમાંનો એક પાછો મંગાવી અહિં આણી રાખ્યો હતો તે આ દરવાજો એમ કહે છે. પણ 'લેકીન હુઝુર' અમારા ભોમિયાએ કહ્યું:- 'યે તો કહનેકી બાત, સચ પુછો તો હિંદુઓ કે,

સમજાતે કે લીધે અકબરને યે દેવદ્વારના દરવાજા પછાડિ બનવાયા થા'! અને એજ વાત ખરી લાગે છે. કેમકે સોરઠી સોમનાથનો નાશ થયો તે કાળનો ખ્યાલ આપે એટલો આ દરવાજો પુરાણો લાગતો નથી. છતાં તે પરનું કોતર કામ અતિ-પ્રેક્ષણીય છે.

## ભોંયરામાં વધસ્થાન

આ ઓરડો ઓળંગીને બીજી તરફ જતાં જોધબાઇના મહેલમાં પ્રવેશ થાય છે. યમુનાના સ્નાન માટે અહિંથી એક સીધો દાદરો જોધબાઇ માટે ઉતારવામાં આવ્યો હતો તેમ અકબરે તેને એક શીવમંદીર બંધાવી આપ્યું હતું. જેનો પાછળથી ધર્માંધ ઔરંગઝેબે નાશ કર્યો હતો. તેની બાજુમાં જ હમામ ઉર્ફે સ્નાનગૃહ હોઇ તેની ભીંતો અને તખ્તપોશીમાં કાચના ન્હાના ટુકડા જડેલા છે. આથી અંદર રોશની કરે કે જાણે કેમ આખો હમામ સળગી રહ્યો હોય તેવી જ જ્યોતીઓ પ્રગટી નિકળે છે. આ સ્નાનગૃહમાં ન્હાવાના ન્હાના હોજ અને ફુવ્વારા છે અને તેની બાજુમાં સુવાસિક જળ તથા અત્તર રાખવાના હોજ છે પણ હવે તો તેમાં કચરો જ જામ્યો હોય ને!

એ હમામની બાજુના ભોંયરામાં તો બત્તી પેટાવીએ તો જ અંદર ઉતરી શકાય છે. હવામાં દુર્ગંધ આવે છે ને ચામાચિડીઆંનું તે નિવાસસ્થાન બન્યું છે તેમાં ખૂબ ઉંડે ઉતરી જઇએ ત્યારે એક ખૂણામાં અંધારી ઓરડી આવે છે. અહિં રાજ્યવંશમાંની બદચાલ બેગમો તેમ જેમનાં મૃત્યુ કદી પણ પ્રકાશમાં ન મૂકાય એમ માનવામાં આવતું તેવી રાજદ્વારી વ્યક્તિઓને ફાંસીએ લટકાવવામાં આવતી, ફાંસી દીધા પછી તેનું શબ નીચે ખોદેલા ઉંડા



જસમીન ટાવરમાંનો એક ખંડ : આગ્રા

ખાડામાં મૂકી દેવામાં આવતું એટલે તે યમુનામાં તણાઇ જતું. હવે તો આ ખાડો પુરી દેવામાં આવ્યો છે. જો કે હજી ખોદાયલી જગા તો ચોકખી જ દેખાય છે.

સીંધીયાઓએ તેને જીતી લીધો હતો પણ પાછળથી મથુરાની દક્ષીણ તરફનો મુલક લઇ તે મોગલોને પાછો સોંપી દીધો હતો, તે પછી એ કિલ્લો સત્તાવનના બંડવાળાઓના હાથમાં ગયો હતો; પણ તે તો માત્ર અલ્પકાળ માટે જ.

## પ્રેમી જીવોનું પુજાસદન

આગ્રાની અથવા જગત પરના નવ ચમત્કારમાંની એક ચમત્કૃતિ એટલે અહિંના તાજ મહાલ અથવા પ્રીતિનું પુજાસદન. શીલ્પકળાના આ આદર્શ મંદિરનું વર્ણન અશક્ય જ છે પોતપોતાની રસિકતાનુસાર જેણે તેણે તેનું ઓળખાણ કરવું રહ્યું વીસ હજાર મજુરો બાવીસ વર્ષ સુધી અહોરાત્રી અહિં કામ કરતા હતા. તે બંધાયાને ૩૦૪ વર્ષ વીતી ગયા છતાં હજી તે જેવો ને તેવો જ દેખાય છે, તેના પ્રશસ્ત મહાદ્વારમાંથી પ્રવેશ કર્યો કે સામે ભવ્ય બગીચો અને સુરૂના સમઘટ ઝાડોની સમાંતર હાર આવે છે. તાજનાં પગથીઆં આગળ એક સુંદર પુષ્કરિણી હોઇ તેમાં રાતા કમળ અને એક ફુવારો છે. પ્રીતિ નિધાન મુમતાઝને ચરણે પ્રેમી જનોએ અર્પેલો એ પુષ્પ સંભાર હશે કે, તેના ચરણ કમલના સૌંદર્યથી મુગ્ધ બની દેવી વસુંધરાએ આ ફુલની બિછાત ભરી હશે કે, પ્રેમ મંદિરના માર્ગ પર કમળના ગાલીચાની નિસર્ગ સેઝ બીછાવી હશે? એવી લાગણી રસિક દર્શકને તે વખતે થાય છે તાજના પ્રવેશદ્વાર પર અજાયબાતું અથવા મ્યુઝિયમ હોઇ ત્યાં આ અવર્ણનીય મહેલની રચનાના નકશા રાખ્યા છે. વચ્ચેની કમાનમાં ઉભા રહ્યા કે તાજની નિચલી કમાનની વચ્ચો વચમાંની મુમતાઝની કબર સમરેષામાં દેખાય છે. આ રેખા



તાજમહાલનું પ્રવેશદ્વાર

પાછળ લંબાવીએ તો સાત દરવાજા પરના વચલા બુરજમાંની બારી કે જ્યાં શાહજહાં બેસતા ત્યાં જ બરાબર દૃષ્ટિ પહોંચી જાય છે. મુમતાજની કબરની બાજુમાં જ તેનો પ્રણય લોલુપ પ્રિયતમ પોઢ્યો છે.

અત્યારના તાજની પાછળ તેના કરતાંય મોટો કાળા આરસ પહાણનો તાજ બાંધવાની શાહજહાંની મુરાદ હતી. જો મુરાદ બર આવી હોત તો દૂરથી જોનાં આખો

આમ તાજની દરેક કૃતિમાં આવી દક્ષતા અને કુશળતા યોજાયલી જોવામાં આવે છે. આવા કલાના નમુનાને વીજળીના આઘાતથી કેટલાક પથ્થરમાં ચીરા પડ્યા છે. તાજની દિવાલો પર કલાના અનુપમ નમુના સમા વેલી અને ફુલ ઝાડ કોતરેલાં છે. તેમાં અનુરૂપ રંગના કીંમતી પથ્થર જડ્યા છે. આવી વેલોમાં રૂપીયાના આકાર જેવડાં ફુલમાં ૫૦—૫૫ પાંદડીઓ છે. આ દરેક પાંદડીમાં



દીવાને ખાસ: જ્યાંથી તાજના ઝાંખા થાય છે.

ચગદની ચોકઠમાં જડેલા જેવો લાલનો તાજ દેખાત. તાજની દરવાની કમાન પર આરબી અક્ષરો છે. આ કમાન સોએક ફુટ જેટલી ઉંચી હશે. પણ ખુબીની વાત તો એ છે કે આ સર્વે અક્ષરો એવા ચડતા ઉતરતા સમ પ્રમાણમાં કોતર્યા છે કે જોનારની નજર આગળનો અક્ષર તથા કમાનનો મધ્યમાંનો સો ફુટ પરનો અક્ષર એ બન્નેય આકારમાં એક સરખા લાગે છે.

કુદરતી રંગના જુદા જુદા પથ્થર જડ્યા છે. એ તો શું પણ ફુલમાંના કેસર સુદ્ધાં સીંદુરીયા ને કેસરી રંગના પથ્થરનાં બનાવ્યા છે. આ કેસર સોયના આકારના જ હોય, છતાં તે તે રંગના પથ્થર તોડી તેમાંથી આવી ઝીણી કાપલીઓ કાઢી કળાને સંપુર્ણ અવસ્થાએ લઈ જવામાં આવી છે. અલબત અંગ્રેજોની આમદાનીમાં આ વેલાઓ અને ફુલોમાંના હીરા લીલમ



ખાસ મહાલ અને જનાના: જેણે મોગલ શહેનશાહોના અનેક ભેદભરમો જોયા-જાણ્યા છે.

તેમ જ રત્નો અદૃશ્ય થઇ ગયાં છે! મુમતાજની કબર પરનો કોહીનુર (કોહીનુર નહિ) હીરો પણ ગુમ થયો. જગત પરની આ અનુપમ કળાના વિધાતા પંડિત લેખરાજ અને એક ઇટાલીયન (જેનું નામ યાદ નથી) એ બે પુરુષ હતા. કહેવાય છે કે તાજનું કામ પુરૂં થતાં જ આ અદ્વિતીય કળાકારોને ભીંતમાં ચણી ઠાર કરવામાં આવ્યા હતા કારણ એકે આવી બીજી કૃતી પેદા થવા ન પામે. આ વાર્તાલાપમાં સત્યનો અંશ કેટલો હશે તે જાણવું મુસ્કીલ છે.

પાયાથી કલશ સુધીની તાજમહાલની કુલ ઉંચાઇ ૨૪૩ ફુટની જણાવવામાં આવે છે.

તાજના ચોતરાના ચારેય ખૂણાઓ પર ચાર મિનાર હોઇ તે દરેકમાં ૧૬૨ પગથીયાં છે. એટલે સામાન્ય રીતે તે ૧૨૫ ફુટ ઉંચ્ચાં હશે. મોગલ યુગનો પેલો સુવિખ્યાત મીના બાઝાર અહિં પણ ભરાતો. આવા તાજને જોઇને પ્રેક્ષક શૂન્યભાવ બની પાછો ફરે છે. મિનારા પર પહોંચી ગયા પછી એમ જ થઇ આવે છે કે ત્યાંથી કુદી પડી વાસના મય બની એ જ વાતાવરણમાં ભ્રમણ કરતા રહેવું. સ્વતંત્રતા મેળવ્યા પછી મુક્ત ભારતના નવા વિદ્વાનોએ, વિશ્વબંધુતા પર રચાયલી નવી સંસ્કૃતિ નિર્માણ કરવાને માટેના વિચારસ્થાન અને પ્રયોગશાળા તરીકે આ તાજનો ઉપયોગ કરવો જોઇએ ખરેખર અનિબંધ અને જાગતીક સંસ્કૃતિના ઉદ્ભવ માટે આવું જ નિતાંત પ્રેમમય અને ભવ્ય સ્થાન જ હોવું ઘટે.

# સપ્તાવતારી દિલ્હી

## કેટલીક ન્યુનતાઓ

: લેખક :

રફીયુદ્દીન-એ-મોલવી

ચાલુ સાલના માગશીર્ષના "નવયુગ" માં રા. રાજશેખરે મજકુર શિર્ષક હેઠળ એક મનનીય લેખ લખ્યો છે. એમના દિલ્હીના પ્રવાસમાં એમણે જોએલી અલૌકિક અને કળા કારીગરીથી ભરપુર ઇમારતોનું એ રેખાચિત્ર છે. એમનું વર્ણન આકર્ષક અને મધુર છે છતાં એમાં ઇતિહાસીક સત્ય ઘટનાઓની ન્યુનતા દ્રષ્ટિગોચર થાય છે. એ ન્યુનતાઓ પુરી કરવાની મારી જીજ્ઞાસા હું રોકી શકયો નહિં અને એ જ આશાયે આ કેટલીક સત્ય ઘટનાઓ અત્રે લખી નાખી છે.

### જુમ્મા મસ્જીદ

"તે આલમગીરની બંધાવેલી જગત પરની શીલ્પકળામાં ગૌરવ પામેલી જુમ્મા મસ્જીદ" આલમગીરે નથી બંધાવી પરંતુ લોકપ્રિય રોશનશાહ શાહજહાંએ લાખો રૂપીઆ ખર્ચીને બંધાવેલી છે.

### કુતુબ મિનાર કોણે બંધાવ્યો ?

એ ભિવ્ય અને શિલ્પકળાનો આદર્શ નમુનો દર્શાવતા મિનારની પ્રથમ કુતુબ શબ્દ લાગેલો હોવાથી અનેકો એમ જ અનુમાન કરે છે કે એ ગુલામ વંશના શાહ કુતુબુદ્દીને જ બંધાવ્યો છે. એટલું જ નહિં પરંતુ એ મિનાર વિષે ભિન્ન ભિન્ન દંતકથાઓ પણ વહી કહાકનામાં આવી છે. એમ છતાં વસ્તુસ્થિતિ શું છે તે તરફ કોઇ પ્રયાસ કરતો નથી. સદ્દનું કુતુબ મિનાર વિષે ચાલતી આવી અનેક ઉટાંક વાતોને અંગે મુંબઇના એક પારસી સદ્‌ગૃહસ્થ રૂસ્તમજી નસરવાનજી મુન્શીને એના વિષે કંઇક ઉંડાણમાં ઉતરવાની ઉત્કંઠા ઉદ્‌ભવી. અને તેમણે ઇતિહાસના અનેક પુસ્તકો ઉથલાવી તથા મિનાર ઉપરના અરબી અને ફારસી શીલા લેખોના તરજુમા કરી એ મિનાર કોણે બંધાવ્યો એની સત્ય ઘટના સને ૧૯૧૧ માં "ધી હીસ્ટરી ઓફ ધી કુતુબમીનાર" એ નામના ન્હાના સરખા પુસ્તકમાં બહાર પાડી.

કુતુબ મિનાર વિષે રા. રાજશેખર પણ અનુમાનો ઉપર જ રહ્યા છે અને તેમને પણ સત્ય હકીકત જડી નથી. એમ જ તેમના લખાણ ઉપરથી જણાય છે. "કુતુબ મિનાર" ના લેખક રા. રૂસ્તમજી મુન્શી પોતાના પુસ્તકના ઉપોદ્‌ઘાતમાં લખે છે કે હું **મીસ મેબેલ ડફ** (મિસીસ ડબલ્યુ. આર. રીકમર)ની "ક્રોનોલોજી ઓવ ઇન્ડીયા" મારા કોઇ બીજા વિષયના અભ્યાસને અંગે જોતો હતો, તેવામાં મારૂં ધ્યાન તે પુસ્તકના પાના ૧૮૪ માં નિચે દર્શાવેલી બીના ઉપર ખેંચાયું. તે આ પ્રમાણે છે :—

"A. D. 1235 H. 633, 24th Rabi I 7 December Death of Khwaja Qutb-ud-din Bakhtyar-

Kaki of Ush near Bagdad, a famous Mohmedan Saint, who came to Multan in the time of Nasiruddin Qabachah; he subsequently went to Delhi where Atlamash offered him the post of Shaikh-ul-Islam which he declined. *The Qutub-Minarah, at Delhi was erected to his memory.*"

અને એ જ શબ્દો ઉપરથી રા. રુસ્તમજીએ લાંબી શોધખોળ કરી અનેક ઇતિહાસોના દ્રષ્ટાંતો સાથે સાબીત કરી આપ્યું છે કે સદહું મિનાર **અલ્તમસે** એ મહાન સાધુ પુરૂષ કુતુબુદ્દીન બખ્તયાર કાકીની યાદગારમાં ઉભો કરાવ્યો છે. અને એ મહર્ષીની કબર પણ તે મીનાર પાસે જ આવેલી છે અને તેમના નામથી જ એ કુતુબ મિનાર કહેવાય છે.

## ઝેબુન્નીસાની કબર કયાં?

ઝેબુન્નીસાની કબર કયાં આવી છે એ વિષય ઉપર ઇતિહાસકારોમાં બે મત નથી. એની કબર લાહોરમાં "નવાં કોટ"ની પાસે આવેલા બાગમાં આવેલી છે. જે બાગમાં એની કબર છે તે બાગ એણે પોતે જ બંધાવ્યો હતો. અને મૃત્યુ સમયની એની વસીયતના અંગે એને ત્યાં જ દફન કરવામાં આવી. ઉર્દુમાં લખાએલા એના જીવન વૃતાંતોમાંથી વાંચનારને એ સત્ય હકીકત મળી આવે છે. ત્યારે હુમાયુના મકબરા પાસે "દુન્યાના સંતાપથી અલિપ્ત રહેતા ઓલીઆની ઝુંપડી જેવી" એ કબર કોની છે? એનો જવાબ નિચેના શબ્દોમાં મળી જાય છે:—

"*Jehanara Begam* the favourite daughter of Shah Jahan, who insisted upon sharing his sufferings during the many years he spent in captivity *lies buried not far from Humayun's tomb.**

એટલે હુમાયુના મકબરા પાસે આવેલી ઓલીઆના ઝુંપડા જેવી એકલી પડી રહેલી કબર એ પવિત્ર શાહજાદી ઝેબુન્નીસાની નથી પરંતુ શહેનશાહ શાહજહાંની પવિત્ર પુત્રી જહાંઆરાની કબર છે.

## ઝેબુન્નીસા પ્રેમ સન્યાસીની હતી?

ઔરંગઝેબની આ પવિત્ર શાહજાદીને માટે અનેક ઉટાંગ વાતો દર્શાવવામાં આવી છે. અને તે ઉપરથી જ નારાયણ વિસનજી ઠક્કુરે પણ કોઇ ઠેકાણે શાહજાદી વિષે આડું અવળું લખી દીધું. પરંતુ જ્યારે એમને પોતાની ભૂલ જણાઇ ત્યારે એમણે આજથી આઠેક વર્ષ ઉપરના "ગુજરાતી"ના કોઇ ખાસ અંકમાં પોતાની ભૂલ સુધારી શાહજાદીની પવિત્રતા અને સદાચરણ ઉપર લંબાણ ચર્ચા કરી. હું એ લેખ વાંચી જવા લેખકને વિનંતી કરૂં છું. જેમ રા. રાજશેખરે લખ્યું છે "કે આલમગીરની આ દુહિતા સહાંદ્રી પર્વતના સિંહ મનાતા રાજા સંભાજી પર મોહીત પડી હતી," તેવી જ રીતે ફારસી સાહિત્યના ઉંડા અભ્યાસી રા. કે. એમ. ઝવેરી સાહેબે

* જુઓ "ઇન્ડીયા ઓલ્ડ એન્ડ ન્યુ" લે. સેંટ. નિહાલસીંગ. પા. ૭૯.

પણ એ જ કલંકરહિત દુહિતાને માટે દક્ષિણના સિંહ મનાતા શિવાજી તેઓનો પ્રેમ દર્શાવ્યો છે. + એ વિદ્વાન લેખકો જ્યારે આમ ભિન્ન દૃષ્ટિએ એક જ વસ્તુને નિહાળે છે ત્યારે સત્ય ઘટના શું છે એ શોધવું અત્યંત સહેલું થઇ પડે છે. અંતમાં ભાવાર્થ એ જ નીકળે છે કે કેટલાક અંગ્રેજ પ્રવાસીઓની ઉટાંગ વાતોને આધારે હિંદના ઇતિહાસકારો પણ એવી વાતો ઘડી કહાડે છે. અને મુગલ હરમની પવિત્ર ખાતુઓની પવિત્રતા અને સતિત્વતાને લાંછન લગાડતાં ખરી રીતે તો તેઓ પોતાની કલમને જ લાંછન લગાડે છે. શાહજાદી ઝેબુન્નીસા પર અનેક લેખો લખાયા છે તેમાં પ્રયાગથી પ્રગટ થતા હિંદી માસીક "સરસ્વતી" માં ઇશ્વરીપ્રસાદનો લેખ અતી પ્રશંસનીય છે * એટલું જ નહિ પરંતુ જદુનાથ સરકારના "ઔરંગઝેબ" ના ઇતિહાસમાં એ બીના ઉપર સહેજે ઇસારો નથી. જ્યારે આવા વિદ્વાન લેખકો એવી કોઇપણ વાત દર્શાવતા નથી ત્યારે એ વાતોમાં કેટલું સત્ય છે એ વાંચક પોતે જ કલ્પી શકે છે.

---

+ જુઓ "મીરાતે આલમગીરી" ગુજરાતી. પા. ૧૨૬.

* જુઓ હિંદી માસીક "સરસ્વતી" માહે જુન સને ૧૯૨૬ માં "મુગલોંકા હરમ" વાળો લેખ.

છત એટલે લુંટ.

...

મૂડીવાળાઓના હાથમાંથી થોડીક પણ સત્તા જેથી કામદારોને મળતી નથી, તેવા કામને સમાજવાદી દૃષ્ટિએ થયેલું કામ જ કહી શકાય નહિં.

...

તિરસ્કારનો ઝરો ભયમાંથી નીકળે છે, કોઇ પણ મનુષ્ય જેનાથી ભય પામતો ન હોય તેનો પ્રામાણિક તિરસ્કાર કરી શકતો નથી.

ઇતિહાસના વાચક બનવું તેના કરતાં ઇતિહાસના સર્જક બનવું તે વધુ સારૂં છે.

...

જ્ઞાન વિનાનો મતાધિકાર કોડીનીએ કીંમતનો નથી.

...

બંધુભાવનાને મુર્તિમંત બનાવવી હોય, માનવજાતિમાંથી કોઇ પણ માનવીનો તિરસ્કાર થતો અટકાવવો હોય તો પ્રત્યેક મનુષ્ય પોતાની જાતને બીજા કોઇના પણ કરતાં ઉતરતી માનવાનું ભુલી જવું.

# નવયુગનો પયગંબર

: અનુગાયક :

ડૉ. મંજુલાલ દવે એમ. એ. પીએચ્. ડી. ડી. લીટ.

[ લેખાંક પાંચમો ]



નવયુગનો પયગંબર

હવાં સહેજ પડવા આવી.

અને સર્વમિત્રાએ જણાવ્યું: "ધન્ય હો, આજનો દિન: ધન્ય હો આ સ્થળ: અને ધન્ય હો પયગંબરી વાણી વદેલો આપનો આત્મન્!"

અને મયુરે ઉચ્ચાર્યું: "શું એ હું બોલતો હતો? હું શ્રોતામાંનો એક ન હતો શું?"

પછી તે દેવાલયને પગથીએથી ઉતર્યો અને સર્વ લોક તેને અનુસરી રહ્યા. અને નાવ પ્રતિ પહોંચી તુતક પર ઉભો રહ્યો.

પુનઃ એ પુરજનો સમક્ષ જોઇ પુકારી રહ્યો:

પ્રહલાદપુરિનાં નરનાર, વાયુ મને આજ્ઞા દઇ રહ્યા છે કે મ્હારે તમારા થકી વિખુટા પડવું.

એ વાયુ કરતાં જો કે હું ઓછો વેગવતો છું, છતાં મ્હારે જવું જોઇએ છે.

અમે તો રહ્યા ભટકતા રામ–સદૈવ એકાન્ત ને વધુ એકાન્તવાસને શોધતાઃ જ્યાં એક દિવસ કર્યો ત્યાં બીજે દિવસ નહિં આરં-ભવાનાઃ અને સંધ્યાકાળે જે સ્થાન ત્યાગ્યું ત્યાં સૂર્યોદય અમને નહીં પેખી શકવાનો.

ભલેને પૃથ્વી નીંદરે, પરંતુ અમે તો આગળ ને આગળ અમ કુચ કર્યે જ જવાના.

ચોંટીને વળગી રહે તેવા રોપાનાં અમે બીજ છીએ, ને અમારા હૃદયની પ્રફુલ્લતા તથા પરિપક્વતામાં અમે વાયુની સંગ મૈત્રિ કરી જ્યાં ત્યાં વિખરાઇએ છીએ–વિસ્તરી રહીએ છીએ.

તમારી મધ્ય મ્હારા દિન સાવ ટુંકાજ ગણી શકાય; ને તેથી ટુંકાં હું બોલેલ સૌ વચનોને માપી શકાય.

પણ તમારા શ્રવણમાં મ્હારો એ સ્વર મંદ પડે, વા તમારા સ્મરણમાં મ્હારો પ્રેમ લુપ્ત થઇ રહે, તો જરૂર હું પુનઃ આવીશ.

તથા વધારે સઘન હૃદયે તથા આત્માને સવિશેષ વશ વર્ત્તી એવા અધરે હું બોલી રહીશ.

હા, હું ભરતી સંગે ઉભરતો–ઉછળતો પાછો આવીશ, કદાચ મૃત્યુ મને સંગુપ્ત રાખે, તથા મહત્તર મૌન મને પોતામાં શમવી દે, છતાંય પુનઃ હું તમારા ઉર-પ્રાણને શોધી રહીશ.

અને એ મ્હારી શોધ વૃથા તો નહીંજ જાય.

જે જે કંઇ સત્ય મેં કહ્યું છે, તે તે સર્વ સત્ય તમારી પોતાની હૃદયંગમ વિચારણાસહ એકમતતા દાખતા વધુ નિર્મળા શબ્દોમાં પ્રકાશિત થઇ રહ્યા.

વાયુ-સહ હું જઉં છું, પરંતુ નીચે શૂન્યતામાં નહીં–પરંતુ ઉંચે અમ્બર પ્રકાશમાં–પ્રસન્નમન પરિપૂર્ણતામાં, જઉં છું–એમ નિઃશંક માનજો, ઓ વ્હાલેરાં પુરજનો.

અને આજનો આ દિન તમારી અગત્ય તથા મ્હારા પ્રેમની પરિપૂર્ણતા માટે પૂરતો ન હોય, તો બીજા કોક દિનનાં પરિચય સાંપડે ત્યાં સુધી તે વચન એંધાણ રૂપે વર્તજો.

માનવીની અગત્યા પલટે છે; પણ પ્રેમ તો સ્થિર જ રહે છે.

આથી જરૂર માનજો કે ઉંડેરા ને ગહન એવા મહત્તર શાન્તિ સદનમાંથી ય હું પુનઃ આવી રહીશ.

વૃક્ષોને વેલડીઓ પર દ્રવબિન્દુનાં અમી ઝાંરણાં છાંટી પ્રભાતી પ્રકાશના પુરમાં દૂર ઘસડાઇ રહેતી ધુમસ પુનઃ પ્રકટશે ને અભ્ર રૂપે એકત્ર બની વર્ષાકારે જગત્ પર ઝરમરશે.

અને એ ધુમસ સમોવડોજ મને માની લેજો.

શાન્ત રાત્રિઓમાં હું તમારી શેરીઓમાં થઇ ચાલેલ છું, ને મ્હારો આત્મા તમારાં ગૃહોમાં પ્રવેશેલ છે.

તમારા હૈયાના ધબકાર મ્હારે હૈયે; તેમ તમારા શ્વાસોચ્છ્વાસ મ્હારે મુખડે, અંકાયેલ મને પરિચિત છે.

તમારાં હર્ષ તેમ શોક, સુખ તેમ દુઃખનો મને બરાબર અનુભવ છે.

તમારી જાગ્રતીમાં તમારી સંગે જાગ્રત, તેમ તમારી નિદ્રામાં તમારી સંગે તમારાં સ્વપ્નોને મેં સ્વપ્નેલ છે.

અને ઘણી વેળ તો તમારી સર્વની મધ્ય પર્વતમાળની વચમાં એક "પ્રેમોરીસુ" પ્રકારે તેમ હું વિચરેલ છું.

તમારાં આત્માનાં શિખરો તેમ નમતા ઢોળાવ, તથા તમારી ઇચ્છા ને ઉર્મિઓનાં સંચલિત ટોળાંને મેં પ્રતિબિમ્બિત કીધેલ છે.

ને કદીક કદીક તમારાં બાળકોના ખડખડાટ હસવાં તેમ તમારા જુવાનીઆઓનાં અનંત આશાભિલાષી ઉડવાં, મેં મ્હારી શાન્તિમાં ઝીલ્યાં છે,–ઝુલવ્યાં છે. અનુક્રમે તેમના સ્વર કલ્લોલનાં સંગીત મ્હારે સુપુષ્પિત કાંઠે જ રચાયાં છે–ગવાયાં છે.

પરંતુ એ હાસ્ય તથા સંગીત કરતાં મધુરતર ને મહત્તર એવું તમારામાંનું કોક નિઃસીમ તત્ત્વ મને ભેટી રહેલ હતું–તમારું વિશ્વવિશાળું સ્વરૂપ, જેના તમે કોષ, અસ્થિ તથા માંસ

માત્ર છો; જેના પરમ અનાવૃત્ત સંગીતમાં તમારાં સૌ ગાન સ્વરહીણા ધબકાર માત્ર છે.

એ વિરાટ તમારા સ્વરૂપે જ તમે વિશાળ છો, વિરાટ છો;

અને તેને નીરખી મેં તમને નીરખ્યા—તમને ચ્હાયા.

કારણ, તે વિશ્વવિરાટ પ્રદેશમાં પ્રેમ કેટકેટલી નિઃસીમતાઓ ઓળંગે છે તે ખબર છે?

કેટકેટલાં દર્શનો, કેટકેટલાં પ્રકાશનો, કેટકેટલા ઉલ્લાસ તથા ઉત્કર્ષનાં ભવ્ય દિવ્ય ગુંજનોની પાર્ય તે ઉડી રહે છે, તે માલુમ છે?

ગીતાકારે તો એ તમારા વિશાળ સ્વરૂપને અશ્વત્થની સાથે સરખાવેલ છે તે વીસરી જશો?

તેના સામર્થ્યે તમે પૃથ્વી સહ બંધાયેલ છો, તેની સુવાસ તમને અવકાશ માત્રમાં ઉડવી રહેલ છે, ને તેની સનાતનતામાં તમે અમ્મર છો—સનાતન છો.

તમને એવું કહેવામાં આવેલ છે કે તમારી શૃંખલાની જેમ તમે તેની નબળામાં નબળી સાંકળ સમા નબળા છો.

પણ આ એક અર્ધ—સત્ય છે.

તમારી સબળમાં સબળ એવી સાંકળ સમા તમે સબળ છો.

નાનામાં નાના તમારા કાર્યને માપવું તે તો બુદબુદની ક્ષણભંગુરતા વડે મહાસાગરની શક્તિ માપવા બરાબર છે.

તમારા પરાજયો વડે તમને ન્યાય આપવો તે તો ઋતુઓને તેમની અસ્થિરતા માટે દોષપાત્ર ઠેરવવા બરાબર છે.

વસ્તુતઃ તમે મહાસાગર સમા છો.

અને જો કે તેને કિનારે લંગરેલ મહા વજનદાર જહાજ વિશાળ તેની ભરતીની પ્રતીક્ષા કરે છે, છતાંય એ મહાસાગરની જેમ જ તમે તે ભરતીઓને ધીરી વાળી શકો છો ને માઝા નથી મૂકતા.

વળી તમે ઋતુઓ સરખાય છો.

અને જો કે તમારા શિતકાળમાં તમે વસન્તને અનાદરો છો, છતાં તમારે અંતર તમ અંતર વસેલ વસંત તમારી તંદ્રા, નિદ્રામાં સુરમ્ય સ્મિત સારી રહે છે, ને જરાય તમારા સામે ક્રોધે નથી ભરાતી.

એવું મા ધારશો કે મ્હારૂં સર્વ કથન કેવળ તમારી પ્રશંસાને ખાતર છે.

પરસ્પરને એવું મા વદશો કે, "જોયું, તેણે આપણને ઠીક વખાણ્યા. આપણામાંનું સારૂં જ સૌ તેણે જોયું."

ખરૂં પૂછાવો તો હું તો માત્ર તમારા મનમાં જે છે તેને જ માત્ર મ્હારે મુખેથી કહી દાખવું છું.

અને એ શબ્દજ્ઞાન નિઃશબ્દ જ્ઞાનની છાયા માત્ર નથી શું?

તમારા વિચારો તથા મ્હારા શબ્દો એકજ બંધ સ્મરણ સાગરમાંથી નીઝરતી ઉર્મિમાળ સમા નથી શું?

અને એ સ્મરણ સાગરના ઉર્મિઓને કોણ માપી શકે છે?

તેમાં તો આપણી ગઇ કાલોનાં વૃતાન્તો જેટલાં મઝેથી આલેખાયેલ છે તેટલાં જ પૃથ્વી જે કાળે આપણને તથા જેને પોતાનેય ન્હોતી ઓળખી શકેલ તેટલા આદ્ય કાળના ઉલ્લેખ જડી આવે છે.

શાણાઓ તમારે દ્વાર પોતાનાં શાણપણને તમને દેવા આવેલ: જ્યારે હું તમારા શાણપણને લેવા આવેલ.

અને જુવો, એ શાણપણ કરતાંય કાંઇક વિશેષ મને લાધી રહ્યું.

એ તો તમે જેનાં નિત્ય વૃધ્ધિ તથા વિકાસ થકી અપરિચિત છો એવા તમારા તેજસી આત્મતત્વને મેં પિછાન્યું. એ તો

પરમાવધિ જીવનતત્વને મેં પીછ્યું, જે મૃત્યુ નામક કલ્પનિકતાને ભ્હીતાં ને રોતાં શરીરોમાં જીવનતત્વના અન્વેષણને કાજ સદૈવ ઘુમી રહેલ છે.

અહીં કબરો નથીઃ તેમ અહીં કો મૃતે નથી.

આ પર્વતો ને મેદાનો કેવળ પારણાં છે, ઉત્તરોત્તર વિકસન તથા વિલસનનાં પગથીઆં માત્ર છે.

સ્મશાન વા કબ્રસ્તાનને માર્ગે કદીક ચજો તો જરૂર એ પૂર્વજોના—પૂર્વગામીઓના—સમાધિ ભવનમાં તમને પોતાને તમે પ્રત્યક્ષ કરી લેજો; તેમ હાથેહાથ મિલવી નર્તતાં ને ખેલતાં તમારાં બાળકોને ય ન્યાળી રહેજો.

વારંવાર તો તમે અજાણ્યે આનંદી રહો છો. બીજાઓ અહીં આવેલ ને તેમણે તમને ખરાં ખરાં સુવર્ણાં વચનો કહી સંભળાવેલ; અને શ્રદ્ધાભાવે તમે તેમને ચરણ તમારાં ધન, વિભવતા, કીર્તિ ને શક્તિ સમર્પેલ.

મેં તો એવાં વચન સરખું ય કશું નથી કહ્યું, અને છતાં ય તમે મને વધારે ઉદારતા દાખવી રહ્યા છો.

તમે મને કોઇક એવી અજબ્ય વસ્તુ દીધી છે જેના વડે જીવનતત્ત્વની ઉંડામાં ઉંડી તૃષા મને જાગી રહે.

ખરેખર, જેના વડે જીવન સમસ્ત સનત્કૌમાર્યના ફૂવારા રૂપે ફૂટી રહે, તેના સમી વા તેનાથી અદકી કઇ ભેટ હોઇ શકે વારૂ ?

અને વસ્તુતઃ તો આમાંજ મ્હારા પ્રતિષ્ઠા તથા પારિતોષિક સમાયેલ છેઃ—

કે જ્યારે જ્યારે એ ફૂવારાને પીવા આવું છું, ત્યારે ત્યારે જીવન્ત જલ જાતે ય મને તૃષિત દીસે છે.

અને જેમ જેમ હું તેને પીઉં છું, તેમ તેમ તે મને પીએ છે.

તમારામાંના કેટલાકોએ કદાચ મને ભેટોનો સ્વીકાર કરવામાં અભિમાની વા અતિ-શરમાળ લેખ્યો હશે.

પણ સાચું માનજો કે ભેટોની સ્વીકારણામાં હું કદીય ગર્વીષ્ટ નથી થયો.

મ્હારૂં અત્યાભિમાન તો મહેનતાણું લેવામાં સમાયેલ છે.

અને જો કે જ્યારે તમે ઇચ્છેલ કે હું તમારી સંગે બેસી ભોજન આરોગું, તે જ વેળ મેં પર્વતમાળ પર ઉગતાં બોર માત્ર આરોગી—આસ્વાદી આનંદ લુંટયો છે;

તથા જ્યારે તમે ઇચ્છેલ કે હું તમારી સંગે તમારી હવેલીઓમાં સુખે વિશ્રાન્તિ લીધું, તે વેળ મેં કોઇક દેવાલયના અંતર્દ્વારમાં આશ્રયને શોધેલ છે;

છતાં તમારાં જ હેત તથા તમારાં જ પ્રેમ ને મમતા વડે દિવસ ને રાત્રિ, જાગ્રતિ ને સ્વપ્ન, મ્હારાં અનવિચ્છિન્ન ભાવનાઓને પોષવામાં તેમ અજબ્ય એક રસસૌન્દર્યોના અમૃત પીવામાં વીતી શકેલ નથી શું ?

આ માટે તમને હું ઉંડી અંતરની આશીષ દઇ રહું છુંઃ ઘણું ઘણું તમે દો છો અને છતાં એ દો છો તેનું તમને ભાન સુધ્ધાંતે નથી.

ખરેખર, પોતાના મુખને આરસામાં જોતી દયાળુતા પત્થર—વત્ થઇ રહે છે;

અને જે કોઇ ભલું કાર્ય મીઠડાં ને સુકોમળાં નામાભિધાનને ગાજે—વજાડે છે તે વસ્તુતઃ શાપભાવને જ પોષી રહે છે—પાળી રહે છે.

તમારામાંના કેટલાકોએ મને અલગ નિવસતો માનેલ; અને એવું ઉચ્ચારેલ કે "એ તો વનની વનસ્પતિઓ સંગે વાર્તાલાપ કરે છે, મનુષ્યો સંગે નહીંઃ એ તો પર્વતને

શિખરે શિખર એકાન્ત સેવી રહે છે, અને નગરની શેરીઓને અવગણે છે."

બરાબર છે કે મેં પર્વતો ઓળંગ્યા છે, ને દૂરદૂરનાં સ્થાનોએ હું વસેલ છું.

નહીંતર, એટલે ઉંચે વા એટલે, અંતરે વસ્યા વિના તમને હું કેવી રીતે સર્વથા જોઈ શક્યો–જાણી શક્યો હોત?

આઘેમાં આઘે હોવા સિવાય સાચી રીતે, કોણ પાસેમાં પાસે વર્તી શકે છે?

"તદ્દૂરે તદન્તિકે" એ ભાવભાન ભૂલી જશો શું?

વળી બીજાઓ તમારામાંના મને સંબોધી બોલી રહ્યાઃ

"અગમ્ય ઉંચાઇઓના પ્રેમી, તું તો સાવ વિચિત્ર વિચિત્ર છે!–ગરૂડો જ્યાં માળા બાંધે છે તેવાં ઉચ્ચોચ્ચ ગિરિશૃંગોમાં તું શું કામ વસે છે વારૂ?

"એવું અપ્રાપ્ય તે શું કરવા તું ઢુંઢે છે?

"કિયા ઝંઝાવાતો ત્હારી જાળમાં પકડવાં તું વાંછે છે?

"કિયાં વરાળીયાં પંખીડાંઓને આકાશ માર્ગે તું મળવા–ભેટવા ઇચ્છે છે?"

"આવ, ને અમારામાંનો એક થઇ રહે."

"નીચે ઉતર, ને અમારા સુકાપાકા રોટલા વડે ત્હારી ભુખ ભાંગી રહે, ને શીતળ આમ ગોળીનાં જળ વડે ત્હારી તરસ છીપવી રહે."

આત્માના તેમના એકાન્તમાં તેઓ આમ બોલી રહેલ.

પરંતુ એ એકાન્ત જો ઉંડેરાં હતે, તો જરૂર તેમને વિદિત થઇ હોત કે મેં તો તે દ્વારા તમારાં પોતાનાંજ સુખદુઃખ તથા હર્ષશોકનાં રહસ્યો ઢુંઢેલાં તેમ તમારા જ આકાશવાટે વિહરતા વિશાળતર આત્માઓને મ્હારી પ્રાણજાળમાં પકડવા વાંછેલ.

પરંતુ ઢુંઢનાર જાતે જ ઢુંઢાયો–શીકારીનો પોતાનો જ શીકાર થઇ રહ્યો!

કારણ ઘણાં ઘણાં મ્હારાં શર તો મ્હારાં ભાથાંમાંથી નીસરી છાતીને જ શોધતાં પાછાં આવી રહ્યાં.

અને ઉંચેરાં ઉર્ધ્વનો આદરનાર જાતે જ લતા સમો ધરણી પર પ્રસરી રહ્યો.

કારણ જ્યારે જ્યારે મ્હારી પાંખો સૂર્યકિરણના સરજાળમાં ઉડતી ત્યારે ત્યારે તેની છાયા તો પૃથ્વી પરજ પડતી ના?

અને હું શ્રધ્ધાવાન ને શંકાશીલ પણ બની રહ્યો.

કારણ ઘણીએ વેળ મેં મ્હારી આંગળી મ્હારા ઘા પર મૂકી જોઇ છે, એવી વાંછનો વડે કે તે દ્વારા હું તમારામાં સવિશેષ શ્રધ્ધાવંતો થઇ રહું, તમારો સવિશેષ જાણકાર બની રહું.

અને એ શ્રધ્ધા તથા જ્ઞાન વડે જ આજ હું તમને કહી શકું છું કે તમે તમારાં શરીરોમાં વા ગૃહો તથા ખેતરોમાં નથી પુરાણાં–નથી બંધાયાં.

સાચાં તો તમે પર્વતો પર વસો છો ને વાયુ સહ વિહરો છો.

હું કે કાજે સૂર્યના તાપને ઢુંઢતા વા સ્વાસ્થ્ય કાજે અંધારમાં દર ખોદતા એવા તમે નહોય.

તમે તો અવનિ માત્રને આચ્છાદતા ને અવકાશ માત્રને પ્રાણવાન કરતા નિબંધ દિવ્ય તત્વ છો.

આ જો અનિશ્ચિત શબ્દો લાગે, તો તેમનો સ્ફોટ કરવા મથતા મા.

કારણ વસ્તુ માત્રનું આદિ એવુંજ અનિશ્ચિત ને અગમ્ય છે, પરંતુ અંત તેમનો તેવો નથી.

અને હું એટલુંજ ઇચ્છું છું કે તમે મને માત્ર એ આદિ સમો જ જાણી રહો, પિછાની રહો.

ચેતન તથા ચેતનવન્તુ, સર્વ કાંઇ ધુમસમાં જ વિચારાયું છે-સ્ફટિકમાં નહીં.

અને કોણ જાણે છે, એ સ્ફટિક તેના વિનાશમાં ધુમસ માત્ર જ છે?

મને સ્મરશો ત્યારે આટલું જરૂર લક્ષમાં રાખશો:—

જે જે તમારામાંનું નિર્બળ અને અનિશ્ચિત દીસે છે તે જ તમારામાંનો બલિષ્ટ ને સુનિશ્ચિત અંશ છે.

"તમારા પોતાના જ પ્રાણે પોષાઇ તમારાં અસ્થિ આટલાં દૃઢ નથી બન્યાં શું?

"અને તમારા પોતાનાં સ્વપ્ને જ પોષાઇ તમારી નગરીઓ ને જે કાંઇ સુવ્યવસ્થાં તે પર રાજે છે તે સર્વ નથી રચાયાં શું?

એ એક પ્રાણની જ ભરતીમાત્રને તમે અવલોકી રહો તો અન્ય કાંઇ જોવું તમારે માટે અવશિષ્ટ જ ન રહે.

એ એક સ્વપ્નનાંજ ગુંજન માત્રને તમે સુણી રહો તો અન્ય કશું સુણવાનું ય તમને મન ન થાય.

પરંતુ તમે નથી જોતા—નથી સુણતા; અને તે જ સારું છે.

તમારી દૃષ્ટિને અંધારતો એ પડદો જેણે તેને વણેલ છે તેને હાથે જ ઉપડી રહેશે.

અને તમારા કાનને આવરતી માટી જેણે તેને ઘડેલ છે તેની આંગળીઓ વડે જ તે ભેદાઇ રહેશે.

અને તમે જોતા થશો,—તમે સુણતા થશો.

છતાં અંધાર જાણ્યો તે માટે તમે દિલગીર નહીં થાવ. તેમ બધિર રહ્યા તે માટે પશ્ચાતાપ નહીં કરી રહો.

'કારણ તે દિવસે વસ્તુ માત્રનાં રસરહસ્યોને તમે પિછાનતા થશો, અને પ્રકાશની જેમ અંધકારને ય તમે ધન્યવાદ દઇ રહેશો."

આટલું બોલી તેણે પોતાની આસપાસ જોયું અને પછી તુતક પર ઉભેલ ને દૂર—સમીપ નિહાળતા એવા નાવના કપ્તાનને તેણે નીરખ્યો, ને ઉચ્ચાર્યું:—

"મ્હારા નાવનો કપ્તાન ધીરો—બડો ધીરજવન્તો છે.

વાયુ વાય છે, ને શઢ સૌ અશાન્ત છે:

નાવમાંનું સર્વ ગતિને-પ્રગતિને ઝંખી રહ્યું છે.

અને છતાં ય શાન્તિથી મ્હારો કપ્તાન મ્હારી સમૌનતાને પ્રતીક્ષી રહ્યો છે.

અને આ મ્હારા નાવિકો, ભલભલા સાગર મહાસાગરની ઉર્મિમાળનાં ગંભીર મધુર ગીતના અનુભવીઆઓ,—તેમણે ય મને સુણ્યો છે.

પરંતુ હવાં તેઓ ઝાઝું નહીં થંભી શકે.

બસ, હું તૈયાર છું.

સરિત્ સાગરને ભેટે છે, ને પુનઃ એક વેળા એ વિરાટ જનની પોતાના બચ્ચાને હૈયાસરસો ચાંપે છે.

વિદાય, પ્રહ્લાદપુરિનાં નરનાર, વિદાય.

દિવસ આજનો પૂરો થયો.

જલકમળ જેમ બીડાઇ જાય તેમ તે દિનનો દિનથી બીડાય છે.

અહીંનું સૌ આપ્યું આપણે સાથે રાખીશું, અને તે જો અપૂરતું નીવડશે તો પુનઃ સૌ સાથે મળી એ દાતાર સન્મુખ હાથ લંબાવશું.

પુનઃ હું તમારી કને આવનાર છું એ વાત મા વીસરતા, થોડાક જ અવસરનું અંતર,—ને પુનઃ મ્હારી વાસના તથા ભાવના મિટ્ટી તથા ફીણ રૂપે એકત્ર થશે ને નવીન શરીરને રચી રહેશે.

બસ, લગીર શા અવસરનું અંતર, સમીરણ પરની એક ક્ષણ માત્રની જ વિશ્રાન્તિ અને પુનઃ કોક પુણ્યવંતી જનની મને ધારણ કરી રહેશે.

સલામ, તમને તથા તમારી સંગે વ્યતીત કરેલ યુવાને સલામ.

જાણે કાલે જ આપણે સ્વપ્નમાં મળ્યાં હતાં–ભેટયાં હતાં, નહી ?

તમે મ્હારા એકાન્તમાં કંઇક ગુંજ્યું,–કંઇક ગાયું: ને મેં તમારી ભાવનાઓ તથા વાંછનાઓના ગગન ચુમ્બતા ગઢો ચણ્યા.

પરંતુ હવાં આપણી નિદ્રા ઉડી ગઇ; ને આપણાં સ્વપ્ન સમાપ્ત થયાં; ને પ્રભાતે પણ મધ્યાનનાં પરિધાન સજ્યાં.

પ્રફૂલ્લ પુણ્ય દિન પ્રકાશી રહો છે અને હવાં આપણે અન્યોન્યથી વિખુટાં થવું જોઇએ: પરસ્પરની વિદાય માગવી જોઇએ.

બસ, આપણી સ્મરણ-ઉષામાં જ કદીક કદીક આપણે ભેટતા રહીશું, તો પુનઃ પણ આજની જેમ આપણ બોલી રહીશું; અને તે કાળે તમે મને કોક ઉચ્ચતર ને ભવ્યતર સંગીત સુણાવી રહેશો.

અને બીજા કોક સ્વપ્નમાં આપણા હાથ અન્યોન્યને મળશે ને આલીંગશે, તો જરૂર તે દ્વારા કોક બીજો અનુ-તમ મહાલય આકાશવાટે આપણ ચણી રહીશું."

આટલું બોલી તેણે નાવિકોને સૂચના કરી ને તેમણે સહસાજ લંગર ઉપાડી તારને ભર દરીએ છુટું મુકયું.

અને બુલંદ સુર ભરી ઘેરી એક ગર્જના ભિન્ન ભિન્ન લોકમુખે બોલાયેલ પરંતુ અભિન્ન એવી એ વિદાય દાખવી અંતરની જય-ગર્જના-ગર્જી રહી; ને સારા ય જલધિનાં જલમાં ધ્વનિ પ્રતિધ્વનિત થઇ રહી.

સર્વમિત્રા એકલી જ બસ ધુમસમાં અદષ્ટ થતા જહાજ તરફ સ્થિર દષ્ટિ ઢાળતી અબોલ ઉભી રહી.

અને સર્વ લોક વ્હેલા મોડા જ્યારે વીખરાઇ ગયા ત્યારે એકલી જ સાગર બાંધી દિવાલ પર એકદા તેના વાક્યને હૈયામાં ગુંજતી તે વદી રહી:—

"બસ, લગીર શા અવસરતું અંતર, સમીરણ પરની એક જ ક્ષણમાત્રની વિશ્રાન્તિ,–અને પુનઃ કોક પુણ્યવન્તી જનનીને ઉરપ્રાણ નવજનન."

**સંપૂર્ણ**

# દંભ.

## : ન વ લિ કા :

: લેખક :

સનતકુમાર વીણ, બી. એ.,

મનુષ્યની હસતી આંખો નીચે કેવાં અશ્રુઓ ભરેલાં છે. તેની જો દરેક જણને ખબર હોય તો જગતનું દુઃખ રાતધા વધી જાય. કેટલા યે આનંદ કરતાં પંખીડાં દુઃખ ભુલવા માટેજ આનંદ કરતા હશે, એની ગણત્રી આપણે નથી કરી શકતા, એને લીધેજ આપણને દુઃખી પણ સહેજ ઓછી મળે છે.

*　　　*　　　*

ચંદ્રકાંત સુખી હતો. નાનપણથી માતા પિતા વીનાનો છતાં તેની પાસે સારી દોલત હોવાથી સહેલાઇથી ઉછરીને મોટો થયો હતો. મને અને એને કૉલેજમાં ઓળખાણ થયું, ત્યારે જ મને લાગ્યું કે બેફીકર અને ચીંતા વીનાના યુવકો દુનીયામાં હોઇ શકે છે. કૉલેજની દરેક પ્રવૃત્તિમાં તે આગળ પડતો ભાગ લેતો હતો. હૉસ્ટેલમાં તેનાથી વધુ માનીતો કોઇ હતો નહી. અને ઉપરાંત તે સ્ત્રીશત્રુ હતો. આથી વધુ આદર્શ કૉલેજીઅન કોણ હોઇ શકે?

અને અભ્યાસમાં યે તે પાછળ નહોતો. કૉલેજની પરીક્ષાઓ એણે સહેલાઇથી અને સારી રીતે પસાર કરી હતી. બી. એ. થયા પછી યે એને અભ્યાસ કર્યા કરવો, અને હોસ્ટેલમાં પડી રહેવું, તે સીવાય બીજું કૈ લક્ષ્ય હોય એમ મને લાગતું નહી. એ ઘણી વખતે કહેતો, "મને તમારા ઉપર દયા આવે છે. છંદગીમાં શું કરવા જોઇએ તેનાથી વધુ મહેનત કરવી? હૉસ્ટેલમાં રહેવા, અને સાથે સાથે કૉલેજમાં ભણવા માટે મહીને પચાસ રૂપીઆ ઘણા છેઃ અને તે કોઇ પણ વિદ્યાર્થી ટ્યુશનથી મેળવી શકે. તો પછી, તેણે શા માટે બી. એ. થયા પછી કૉલેજ છોડી, બીજે કામ ધંધે વળગવું? શા માટે એક પત્ની કે પ્રિયતમાનું પુંછડું શોધી કાઢી તેને માટે લોહીનું પાણી કરવું? દરેક જણ પોતાને માટે કામ કરે અને આનંદ મેળવે, તે સીવાય આજના યુવાનોનો શો આદર્શ હોઇ શકે?"

એ એનું કહેવું ઘણા જણ માટે વાસ્તવિક હતું. મારે માટે નહોતું. મારે બી. એ. થયા પછી કુટુંબને માટે નોકરી લીધા વીના છુટકો નહોતો. ચંદ્રકાન્ત તો હૉસ્ટેલમાં જ બીજા વિષય સાથે બી. એ. માં ફરી બેસવાનો હતો.

દીવાળીમાં મેં એને મારે ત્યાં ભરૂચ બોલાવ્યો. રાતે તારલીઆની ચાંદનીમાં અમે નદીમાં હોડીમાં બેસી ફરવા નીકળ્યા. આખી હોડીમાં બે હોડીવાળા, એ, અને હું ચાર જ જણા હતા. અમે હોડીવાળાની જોડે વાતે વળગ્યા. વાતમાં ને વાતમાં ક્યારે ચંદ્રકાન્ત ઉઠીને બીજી બાજુએ ગયો તેની મને ખબર ના પડી. "બીજા શેઠ હતા તે ક્યાં ગયા?" મને ખબર પડી ત્યારે મેં ગભરાઇને હોડીવાળાને પુછ્યું.

"એ તો ક્યારનાએ પેલા શઢની પાછળ બેઠા છે" હોડીવાળાએ કહ્યું.

ચાતુડીઓ, રમુજી ચંદ્રકાન્ત એકલો શહ પાછળ શું કરતો હશે? મારા ત્રણ વર્ષના એના અનુભવમાં પહેલી જ વખત મેં એને પોતાની જાતે એકલો જતો રહેતો જોયો હતો. હું ત્યાં ગયો.

તે ત્યાં બે પગ વચ્ચે ઉંધું માથું નાંખીને બેઠો હતો. મેં એને બૂમ પાડી. તેણે ઉંચું જોયું. તેની આંખો આંસુથી ભરેલી હતી. તે રડતો હતો. એકાએક આંખોમાંથી આંસુ દડ દડ પડવા લાગ્યાં. ફરી માથું પગમાં નાંખી, એણે રડ્યા કીધું પાંચેક મીનીટ પછી તે શાંત થયો. મારે મારી જીજ્ઞાસા સંતોષવા એને કાંઇ પણ પ્રશ્ન પુછવો કે નહી, તેની ગડ મથલમાં હું હતો, એવામાં તે ફીક્કું હસ્યો, મને હિંમત આવી મેં પુછ્યું "ચંદ્રકાંત, તને કાંઇ વાંધો નહી હોય તો મને આનું કારણ નહી કહે? મારે માથે આવેલી આફતો મેં તને અત્યાર સુધીમાં ઘણી વખતે કહી છે; તારી તું મને નહી કહે?"

તે ફરી હસ્યો. શાંતિ, તારે સાંભળવું છે? હું કહીશ. બધું કહીશ, પણ તે સાંભળ્યા પછી તારા લાગણીવશ મનને કેવું લાગશે તેનો વિચાર પહેલે કરી લે. ઘણી વખત રોકેલી જીજ્ઞાસા માણસને દુઃખી થતો અટકાવે છે."

"મને જીજ્ઞાસા કરતાં તારા દુઃખમાં ભાગીઆ થવાની વધારે ઉત્કંઠા છે. તેથી જ હું તને પુછું છું."

"ભલા આદમી, દરેક જણને દુઃખ પોતાનું જ હોય છે. તેમાં કોઇ ભાગીઓ થઇ શકતો નથી. અને મારા દુઃખમાં તો કોઇ મદદ કરી શકે એમ પણ નથી. શાંતિ, ઘણી વખત તારું દુઃખ સાંભળી, હું તારી દયા ખાતો હતો. ઘણી વખત મેં તને દુઃખમાં ધૈર્ય ધરવાની સલાહ આપી હતી, પણ તને ખબર હતી કે મારે ધૈર્ય ધરવાની વધારે જરૂર હતી?

પણ ક્યાંથી ખબર પડે! તમે બધા ધારતા હતા કે મારા જેવો ખુલ્લા હૃદયનો કોઇ નથી. તમે એમ સમજતા કે હું દરેકને દરેકના ગુણ દોષો કહી દેતો. ઘણી વખત હું મને પોતાને યે ગાળો દેતો. પરંતુ તે બધો દંભ હતો. મારો હસતો અને ખુશાલ ચહેરો મારા હૃદયના બળતા લોહીથી બનેલો હતો, અને દરેકે દરેક હાસ્ય, અને આનંદ માટે હું મને પોતાને છેતરવાનો પ્રયત્નો કરતો હતો.

તું પુછવા માગે છે, 'શા માટે?' શા માટે? શા માટે? મારામાં તે કહેવાની ઘણી ઓછી હીંમત છે હું મારા દંભ માટે શરમાઉ છું. મારા કહેલા દરેક સીધ્ધાંત તે મારા તો નહોતા. મારી નિર્બળતા ઢાંકવા, હું મને બળવાન મનાવવા પ્રયત્ન કરતો, અને મારે કમભાગ્યે તમે બધા મને નિર્બળતા વીનાનો ધારતા; પરિણામે મારે બળવાન હોવાનો દંભ ચાલુ રાખવો પડ્યો. હું નાસ્તિક નથી. હું પ્રભુમાં માનું છું—હું ઘણો જ આસ્તિક છું, છતાં યે મેં તમને મારી નાસ્તિકતા માટે કેટલી યે સાબીતીઓ આપી! કેટલી ય ગાળો દીધી! હું સ્ત્રીઓને ધીક્કારતો નથી. હું તેમને ચાહું છું. છતાં યે હું ઇચ્છું છું કે તમે માનો છો, એટલું હું તેમને ધીક્કારતો હોત! પણ મારી તે એક નિર્બળતા હતી, અને મેં તેને લીધે કેટલી યે કોલેજની છોકરીઓની મશ્કરી કીધી, કેટલાના મેં અપમાન કીધાં, કેટલાના ક્રોધ મેં વહોરી લીધો! અને તે યે મારી એક મોટી નિર્બળતા ઢાંકવા.

તું એ દંભનું કારણ પુછે છે? વારૂ, તારી જીજ્ઞાસાને તૃપ્ત કર. તને ખબર છે

હું મુંબાઇ આવ્યો ત્યાર પહેલાં હું અમદાવાદ હતો, હું ગુજરાત કોલેજમાં પ્રીવીઅસમાં દાખલ થયો, ત્યારે મારા જેવો સુખી જીવ કોઇક જ હશે, અને તે વખતે બીન અનુભવી હું માનતો કે દરેક જણ મારા જેવું સુખી હશે. મારી પાસે ત્યારે પૈસો હતો, સ્વાતંત્ર્ય હતું, મિત્રોનો પ્રેમ હતો, અને ભવિષ્યમાં હું મોટો કવિ થઇશ એવી આશા હતી. સુખી થવાને વધારે શું જોઇએ?

હું ત્યારે કાવ્યો લખતો—કલ્પનાની પ્રિયતમાને ઉદ્દેશીને. તને હસવું આવે છે. કેમ ન આવે? પણ મારા વિચારો ત્યાર પછી ઘણા બદલાયા હતા. તે વખતે એવા કાવ્યો લખવાં, એ મારી મહત્વાકાંક્ષાની પરિપુર્ણતા, તરફ પ્રયાણ હતું.

અને એક દિવસ મેં મારી કલ્પનાની મૂર્તિને સજીવ સદેહે જોઇ. તે અમારી કૉલેજમાં હતી. હું ઇન્ટરમાં હતો, એ પ્રીવીઅસમાં હતી. થોડા વખતમાં અમે એ મિત્રો બન્યા. તે સુંદર હતી, સુશીલ હતી.

અમારી મિત્રતા ટુંક વખતમાં ગાઢ થઇ. હું કાવ્યો લખતો, તેને તે સુધારતી, અથવા કંઇ નવું ઉમેરવા કહેતી, હું એને ભણાવતો, અને ત્યારે એ નમ્ર શિષ્યા બની રહેતી. મારા સુખની સીમા રહી નહોતી.

ઘણી વખતે અમે ફરવા જતાં. લોકો અમારા તરફ આંગળી ચીંધતા અમને તેની ક્યાં દરકાર હતી? અમે તે વખત મોટા મોટા મનોરથો બાંધતાં. ગ્રેજ્યુએટ થયા પછી ગામેગામ શીક્ષણ આપવા ફરવું, એવું અમે ત્યારે નક્કી કર્યું. તેને માટે મેં ગુજરાતનો મોટો નકશો વસાવ્યો. કયા કયા ગામમાં નીશાળો છે, અને ક્યાં નથી, ક્યાં વધારે નીશાળોની જરૂર છે, તેની યે તપાસ કરી.

અમે સાથે ટેનીસ રમતાં, પુરૂષને જોરાવર અને સ્ત્રીને નબળો બાંધો આપવા બદલ તે પ્રભુ ઉપર ગુસ્સે થતી, અને પછી હસતી. અમારા તે દિવસો કેટલા ઝપાટાબંધ જતા તેની અમને ખબર નહોતી પડતી.

ક્રીસ્ટમસની રજા પછી, મેં યુનીવર્સીટીની પરીક્ષા માટે અભ્યાસ શરૂ કર્યો. તને મારી ટેવ ખબર છે. હું એને પહેલા જેટલો મળી શકતો નહીં. તેને યે અભ્યાસ કરવાનો હતો ને? કોલેજમાં લગભગ દરરોજ મળતા તોજ.

એવામાં લગનસરા આવી; એના લગ્ન પછી મને ખબર મળી કે તે તો પરણી ગઇ. પહેલાં તો મેં માન્યું નહીં કેવી રીતે પરણી શકે? પરણે તો પછી ગામે ગામ શીક્ષણ શી રીતે આપી શકે? સ્ત્રીઓ માટે વ્યાયામશાળાઓ શી રીતે ઉઘાડી શકે? અને પરણે તો મને કેમ ન પુછે? મને પુછ્યા વીના પરણવાનો તેને હક્ક શો?

તને હક્કની વાત સાંભળી હસવું આવે છે. પણ ત્યારે હું ધારતો કે એક મિત્ર બીજા મિત્ર ઉપર હક્ક રાખી શકે છે. હવે, હું તે માનતો નથી કારણ કે એવી માન્યતાથી જ આપણને તે હક્ક ગુમાવતાં દુઃખ થાય છે.

એક દિવસ તે મળી—હું ધારૂં છું ત્યાં સુધી તેનો પતિ તેની સાથે હતો. એ જ હસતી આંખો અને પ્રફુલ્લિત ચહેરો. હું ધારૂં છું કે તેણે મને જોયો, પરંતુ જોયો ન જોયો કરીને ચાલી ગઇ. વચન આપેલા માણસને વચન તોડ્યા પછી થતો ક્ષોભ તેને તે વખતે થયો હોય. એવું હું માનતો નથી. તે હસતી હસતી ચાલી ગઇ. તેને ખબર નહોતી કે તે વખતે તેણે એક અંધશ્રધ્ધાળુ યુવાનને અશ્રધ્ધાવાન બનાવ્યો હતો.

હું અમદાવાદથી કંટાળી ગયો. ઇન્ટરમાં નપાસ થયો—કારણ એટલું જ કે એક પેપર લખતાં મને વિચાર આવ્યો કે શામાટે પેપર આપવું? શા માટે પરીક્ષામાં પાસ થવું? હું પેપર લખ્યા વિના આપી ચાલી નીકળ્યો. તે વખતે મને કશું ગમતું નહીં મિત્રો, મને કડવા લાગતા હતા. હું શંકા-વાદની સ્થિતિ અનુભવતો હતો. કશામાં યે મને શ્રધ્ધા આણતાં બીક લાગતી કે રખે તે યે મને ફસાવે આખરે કંટાળી હું રખ-ડવા નીકળ્યો. બીજું શું કરૂં? ટર્મ તો ભરેલી હતી. અમદાવાદમાં ચેન પડતું નહોતું.

આખું હીંદુસ્થાન રખડયો. એક ગામથી બીજે ગામ *sight seeing* માટે નહીં, પરંતુ ઘેલા વિચારોથી ગુંચવાયલા મનને બીજા વિષયોમાં રોકી રાખવા. ઘણે અંશે હું તેમાં ફળીભૂત થયો. દિવસે અને રાત્રે હું રખડયા જ કરતો. ત્રેનમાં બેસતો ત્યારે સહવાજકો સાથે ક્યાં તો મિત્રતા કરતો કે લડતો—ફક્ત મન રોકી રાખવા જ. છ આઠ મહીને મારૂં મન જરા ઠંડુ થયું. ત્યાં સોલાપુર પાસેના એક ગામડામાં મને એક વિચિત્ર સંન્યાસી મળ્યો. તે દીક્ષીત હતો પરંતુ તેણે હીંદુધર્મ લગભગ તરછોડયો હતો. તેનામાં ધર્મની બાબતમાં વિશાળ દ્રષ્ટિ આવી હતી. તેને અંગ્રેજી આવડતું ન હોતું પરંતુ તેનો અનુભવ એટલો બધો હતો, કે ઘણી વખત તે મને અનુભવ ઉપરથી એકઠાં કરેલાં દષ્ટાંતોથી ચુપ કરી નાંખતો. લગભગ છ ફુટ ઉંચો, કાળા લાંબા વાંકડ-ચેલા વાળ, વિશાળ કપાલ, ઝીણી આંખો, આ બધા સાથે તે રૂપાળો લાગતો. તેણે આખા હીંદુસ્થાનની પગે ચાલીને મુસાફરી કરી હતી, ફક્ત દક્ષીણ જોવાનું હતું. તે જોઇ તે હીમાલય ચાલી જવાના હતા.

હજુ સુધી મને કોઇને માટે પણ પૂજ્ય બુધ્ધિ થઇ નહોતી આને, એક સાધુને, ભીખારીને—અંગ્રેજો જેને હિંદુસ્થાનનું દુર્દૈવ કહે છે તેને જોઇને મને માન થયું. એને હિંદુસ્થાનની બધી ભાષાઓ આવડતી હતી. કેટલા યે ગુજરાતી ગ્રંથો એણે વાંચ્યા હતા. પ્રાકૃત અને અર્ધ માગધીમાં તો તે ખરે-ખર વિદ્વાન હતા.

હું તેમની સાથે ચર્ચા કરતો. બધામાં તે મને પુરા પડતા—અને તે ફક્ત એમના અનુભવને લીધે. એ નાસ્તિક નહોતા પરંતુ એમનો ઇશ્વર આપણે જેને Philosophyમાં Absolute (સર્વ) કહીએ છીએ તેના જેવો હતો. હવે મને વિચાર આવે છે કે જે Absolute ઘડવાને યુરોપના ફીલસુફોને ત્રણસો વર્ષ વીત્યાં, અને હજુ યે Bradely ના સિધ્ધાંતો અધકચરી દશામાં છે, તે Absolute નો વિચાર એ સાધુને એક ટુંકી જીંદગીના અનુભવને પરિણામે આવ્યો હતો.

એની જોડે હું પગે રખડયો. તેમના હસમુખા સ્વભાવને લીધે, મારા મનનું દુઃખ હું લગભગ ભૂલી ગયો. એક વખત મેં એને દીક્ષા આપવાનું કહ્યું. મને તેણે હસી કાઢયો. ચંદ્રકાંત ભાઇ, તમે ધારો છો કે અમે સુખી છીએ? અમે તો દંભી છીએ દંભી. તમે ધારો છો કે શું દુનીઆના બીજા માણસોમાં છે, તેમ મારામાં વાસના નથી? મારામાં વાસનાઓ છે, પરંતુ મારો દંભ એટલી ઉંચી કક્ષાએ પહોંચ્યો છે કે હું મારા મનને સહેલાઇથી છેતરી શકું છું, મનઃસંયમ એટલે મનને છેતરવાની કલામાં પ્રવિણતા. જેમ તમારૂં પ્રાવિણ્ય વધતું જાયે તેમ તમને લાગે કે તમારો સંયમ વધારે કેળવાય છે.'' અને તે ખડખડાટ હસ્યા.

એમની જોડે હું દોઢેક મહીનો રહ્યો. એ વખતમાં મારી સ્થિતિ વિષે એક પણ પ્રશ્ન પુછયો નહી. મને મારી મરજી ફાવે તેમ કરવા દેતા. પરંતુ મારાથી ન રહેવાયું મેં બધી વાત કહી. તે પળેક ગંભીર થયા પછી કહ્યું.'' ચંદ્રકાંતભાઇ, દરેકને સુખ દુઃખ આવે છે. સુખમાં ઘણું ફુલવું નહી, અને દુઃખ મનમાં બહુ લાવવું નહી, એ રસ્તો આપણે માટે તો રહ્યો છે. તમે જાઓ. ભણો, ગણો અને જગતને કેમ જીવવું જોઈએ તે શીખવો. આમ વખત બગાડશો તો જગતને કેટલું નુકશાન જશે તેનો વિચાર કર્યો? મને હસવું આવ્યું હું જગતને શીખવીશ એવા મોટા વિચારો તો ક્યારના યે મરી પરવાર્યા હતા. જગતમાં મને કોણ ઓળખતું હતું? અમુક સગાં, કોઇક મિત્ર,—બસ છતાં યે શા માટે આમ નિર્બળ બની જગતથી નાસતા ફરવું?

બીજે દિવસે હું મુંબઇ આવ્યો. ઇન્ટરનો અભ્યાસ કરવા માંડયો. હું સહેલાઇથી પાસ થયો. પછી કોલેજમાં આવ્યો.—બસ! આ મારી જીવનકથા—હવે ભવિષ્ય એટલે મારે માટે ભમરડો, કદાચ હું વિદ્વાન તરીકે ગણાઇશ, કારણ કે મારે તો ભણ્યા જ કરવું છે, અને જ્યારે મને હોસ્ટેલમાં નહીં રાખશે ત્યારે હું કોઇ ચાલનો માળ ભાડે લઇ, એક હોસ્ટેલ ખોલી, હું તેનો સુપ્રીન્ટેન્ડન્ટ થઇશ. મારે મારી જીંદગીમાં હવે પુરેપુરો દંભ કેળવવો છે.''

''સાહેબ તવરા આવ્યું, વહાણ પાછું લઉં?''

મેં હા કહી વહાણ પાછું વળ્યું આખે રસ્તે એક શબ્દ પણ બોલવાની કે સાંભળવાની મારા મનને નીરાંત નહોતી.

સબળાઓ જ્યારે નિર્બળોને કચડી નાખવા માગતા હોય છે, ત્યારે વરૂએ બકરાને મારી નાખતાં તું નહિં તો તારા બાપે મારી લાગણી દુઃખવી હતી એવું કહ્યું હતું, તેવું બહાનું શોધતાં સબળાઓને વાર લાગતી નથી.

...

પ્રત્યેક દેશમાં રાષ્ટ્ર ઝુંપડાંમાં જીવતો હોય છે.

પોતાની તમામ જાતના જરૂરિયાતને સંતોષવા માટે, પોતાને વરેલી બુધ્ધિને માનવજાતિ જ્યારે નિર્બંધ રીતે ઉપયોગ કરવા લાગે છે, ત્યારે તેં મોટામાં મોટી શકિત સંપાદન કરે છે.

...

યુરોપમાં જ્યારે મોટી સંખ્યામાં તૈયાર ફોજ રાખવાનું શરૂ થયું, ત્યારથી માનવજાતિની ગુલામી શરૂ થઇ.

# હિંદની સ્વતંત્રતાનો રાષ્ટ્રીય ઢંઢેરો

[ લાહોર મહાસભાએ હિંદની સ્વતંત્રતાનો જે ઐતિહાસિક ઠરાવ પસાર કર્યો છે, તે પ્રત્યેક હિંદીને માટે પવિત્ર મંત્ર સમો મનાશે. એ સ્વતંત્રતા સિદ્ધ કરવા મથવું તે પ્રત્યેક સાચા હિંદીની નૈસર્ગિક ફર્જ છે. ]

“સંસ્થાનિક સ્વરાજ્ય પરત્વે વાઇસરોયના અક્ટોબર ૩૧ મીના ઢંઢેરા સંબંધમાં મહાસભા સહિત સર્વપક્ષોના આગેવાનોની સહીથી જાહેરનામું બહાર પડયું છે તેને અંગે કારોબારીસમિતિએ લીધેલાં પગલાંને આ મહાસભા મંજુર રાખે છે, તથા વાઇસરોય તરફથી રાષ્ટ્રની સ્વરાજ્યની લડતનું સુલેહશાંતથી નિરાકરણ લાવવા પ્રયત્નો થયા છે તેની કદર કરતી છતી, વાઇસરોય તથા પંડિત મોતીલાલ નહેરૂ આદિ નેતાઓ વચ્ચે થએલી વાતચીતનું પરિણામ વિચારમાં લેતાં આ મહાસભા એવા મત પર આવી છે કે ચાલુ સંજોગોમાં, સુચવવામાં આવેલી ગોળ પરિષદમાં જઇને મહાસભા કંઇ મેળવી શકશે નહિ, એટલે હવે ગયે વર્ષે કલકત્તા મહાસભાએ પસાર કરેલા ઠરાવને અનુસરીને આ મહાસભા જાહેર કરે છે કે મહાસભાના બંધારણમાંનું “સ્વરાજ્ય” એનો હવેથી ‘સ્વાતંત્ર્ય’ એવો અર્થ થશે.



તાજ મંહાલ : આગ્રા

નવયુગ: મધ્ય' ૮૬.




મેકડોનલ્ડ-હુવર : સહુ સાથે મળીને સ્ટીમરો ઘટાડીએ
**મુસોલિની :** બહાદુર!
બ્રાયાં : સારી વાત [પંચ લંડન]



**રામ્સે** (હુવરને) આ તંબાકુ તમને માફક આવે છે તેથી ખુશ છું કેટલાકને તે કડક લાગે છે.
[બુલેટીન : ગ્લાસગો]

કામદાર સરકારને મવાળોની ધમકી




લોઇડ જ્યોર્જ : રામ્સે બહુ જ સાવધ રહેજે નો મારો ટેકો ખેંચી લઇશ તો તું પડી જઇશ. [ગ્લાસગો ઇવનીંગ ન્યુઝ]

સાગરની સ્વતંત્રતાનું કોકડું



કઠિનતાનો કોયડો



"તેથી કરીને મહાસભા જાહેર કરે છે કે સંસ્થાનિક સ્વરાજ્યની નહેરુ યોજના ઘડાએલી તે હવે રદ છે; તથા આશા રાખે છે કે હવેથી મહાસભામાં રહેલા બધા જ પક્ષો પોતાનું સર્વ લક્ષ સંપૂર્ણ સ્વાતંત્ર્યપ્રાપ્તિમાં જ રોકશે; તથા મહાસભા એ પણ આશા રાખે છે, કે નહેરુ બંધારણમાં કોમી સવાલના ઉકેલ માટે સુચવવામાં આવેલી યોજનાને કારણે જેઓ મહાસભામાં જોડાતા અટક્યા હતા અગર તેને છોડી ગયા હતા તેઓ હવે મહાસભામાં જોડાશે અગર ફરી દાખલ થઇ જશે અને સર્વને સામાન્ય એવા ધ્યેય પાછળ જોશભેર મંડશે.

"તથા સ્વતંત્રતાની લડતના મંગળાચરણ તરીકે અને ધ્યેયમાં થએલા સુધારાની સાથે મહાસભાની નીતિનો મેળ બેસે તે અર્થે, મહાસભા વરી તેમ જ પ્રાંતિક ધારાસભાઓનો સંપૂર્ણ બહિષ્કાર જાહેર કરે છે, અને સર્વ મહાસભાજનોને ફરમાવે છે કે તેમણે ભવિષ્યમાં થનારી ચુંટણીઓમાં સીધો કે આડકતરો કશો જ ભાગ લેવો નહિ, ધારાસભાઓમાં આજે બેસતા સભ્યોને ફરમાવે છે કે તેણે મહાસભાના રચનાત્મક કાર્યક્રમ ઉપર પોતાનું લક્ષ એકાગ્ર કરવું.

"આ મહાસભા મહાસમિતિને સત્તા આપે છે કે તેને જ્યારે યોગ્ય જણાય ત્યારે સવિનયભંગની લડત ઉપાડવી, જેમાં અમુક પસંદ કરેલા ભાગમાં કે બીજી રીતે, મહાસમિતિને આવશ્યક લાગે તેવાં બંધનો નીચે કરબંધીનો પણ સમાવેશ કરી શકાશે."

# સ્વતંત્રતા

સ્વતંત્રતા, સ્વતંત્રતા, ઇચ્છું સ્વતંત્રતાની કાજ
ગુલામ ના રહી શકું, ગુલામીના સહી શકું,
ફના કરું ગુલામીનાં બધાંય બંધનો અને
રૂઢી તણાં બજો ઊંડા કરું હું મૂળથી જુદાં.
બનું સ્વતંત્રતા તણો શહીદ હું ખરે ખરો,
ડરું ન પ્રાણ આપતાં સ્વદેશ મુક્તિ કાજ હું,
સ્વતંત્રતા તણી ધ્વજા પ્રચંડ રાખનાર હું,
નમે ન જે કદા રહે દિગન્ત ઉડતી સદા.

ઉઠો બીરાદરો બધા, ઉગ્યુ સ્વતંત્રતા પ્રભાત,
સજ્જ થાવ, યુદ્ધ માટ સ્વતંત્રતા બલિ થવા;
મુડી અને મજુરના પ્રચંડ યુદ્ધ ઝામતાં,
રહી મજુર સાથ મુડીવાદને ફરો ફના.
સ્વતંત્રતા રગે રગે વહાવતા તમે બનો,
સૈનિકો સ્વદેશના ખરા યુવાન તો તમો..

પાસુખ

# નવયુગ ધર્મ

: લેખક :
મણિલાલ
કેશવલાલ
પરીખ.

નવયુગ ધર્મ એ નામ ઘણું સૂચક છે અને તેથી મનમાં નાના પ્રકારની કલ્પનાઓ ઉત્પન્ન થાય છે. વસ્તુતઃ પ્રત્યેક યુગ આરંભમાં નવીન જ હોય છે. અને બુધ્ધ, ક્રાઇસ્ટ, મહમદ વગેરેએ પોતપોતાના વિચારોનો પ્રચાર કર્યો ત્યારે તે, તે તે કાળે શરૂ થએલા નવીન યુગના ધર્મ હતા, યુગાન્તર થાય નહિ, પરિસ્થિતિ બદલાય નહિ, તો નવીન ધર્મ સ્થાપવાની જરૂર જ રહેતી નથી.

હાલનો કાળ ખરાબ છે, પૂર્વનો કાળ સારો હતો એવાં રોદણાં રડવાનો મનુષ્ય જાતનો સ્વભાવ જ છે. પૂર્વનો કાળ સારો હતો, પૂર્વે સતયુગ હતો, આજે કળિયુગ ચાલે છે, એ ભાવિક લોકોની માન્યતા છે. સતયુગ—સુવર્ણયુગ એ તો કલ્પનાના જ ખેલ છે. ઐતિહાસિક દ્દષ્ટિએ નિરીક્ષણ કરીએ તો આખરે તે મૃગજળની માફક ઉડી જાય છે. કળિયુગનું મહાત્મ વર્ણન કરેલું છે તે ઉપરથી આપણને જણાય છે કે યજ્ઞયાગાદિનો અને કર્મકાંડનો યુગ વહી ગયો છે. અને અત્યારે તો ભક્તિનો અને શુધ્ધ ભાવનાનો આરંભ થઇ ચૂક્યો છે. એ ભક્તિ તે દેશભક્તિ અને એ ભાવના તે સ્વતંત્રતાની ભાવના હોવાં જોઇએ.

હાલના યુગના લક્ષણો શું છે તે હવે જોઇએઃ હાલનો યુગ તો જ્ઞાન, બુધ્ધિનો અને જ્ઞાનના પ્રચારનો છે એ તેનું પ્રથમ લક્ષણ; આ સ્વાતંત્ર્યનો યુગ છે એ બીજું લક્ષણઃ અને આ સાર્વત્રિક બંધુપ્રેમનો યુગ છે એ તેનું ત્રીજું લક્ષણ; આ ત્રીજું લક્ષણ હજી વિચાર સૃષ્ટિમાં જ રમી રહ્યું છે. આચરણ રૂપમાં દર્શન થવાને હજી સમય લાગશે.

મનુષ્યનું જ્ઞાન હજી અતિ અલ્પ છે. પરંતુ પૂર્વની સરખામણીમાં તેમાં ઘણો ઉમેરો થયેલો છે. સૃષ્ટિ સંબંધી પૂર્વે મનુષ્ય જાતિની કલ્પના તદ્દન સંકુચિત અને અપૂર્ણ હતી. આજ પણ તે એવી જ છે પરંતુ પૂર્વની કલ્પના કેટલી ભૂલભરેલી હતી તેટલું સમજવા પૂરતું જ્ઞાન તો આજ આપણને પ્રાપ્ત થયું છે. પૂર્વે જ્ઞાન તદ્દન અલ્પ સંખ્યામાં અને માત્ર ખાસ માણસમાં જ હતું તેને લીધે સાક્ષર લોકનો એક જુદો જ વર્ગ બનેલો હતો. સામાન્ય જનસમાજ તો અજ્ઞાનના અંધકારમાં ડુબી ગયેલો હતો—ધર્મના કિલ્લા કેવળ બ્રાહ્મણ એટલે સમાજના ઉપલા વર્ગના જ સ્વાધીન હતા. હાલમાં સમાજના તળીયાના થરને જ્ઞાનનાં કિરણો પહોંચવાનો હમણાં જ આરંભ થયો છે. પરંતુ હિંદુસ્થાનનો બહુજનસમાજ હજી પણ અજ્ઞાનતા અંધકારમાં જ ગોથાં ખાય છેઃ તેટલા પ્રમાણમાં તેનો પ્રસાર ઓછો થયો છે.

પૂર્વે સત્તા થોડા લોકના હાથમાં હતી. બાકીના લોક ગુલામગીરીમાં ગર્ક થયેલા

હતા. સત્તાધિકારીઓએ આજ્ઞા કરવી અને બીજાએ તે પાળવી એ પર્વની નીતિ હતી. આ નીતિ પ્રમાણે રાજા વિષ્ણુ ગુરૂ બ્રહ્મ-ગુરૂ વિષ્ણુ, અને સાક્ષાત પર બ્રહ્મ બન્યા અને બ્રહ્મણો તેથી ભૂદેવ બન્યા. પતિ એ જ સ્ત્રીઓનું દૈવત બન્યું, અરે તે પરમેશ્વર બન્યો. તે ગુલામગીરીનો યુગ હતો અને તે સમયનાં શાસ્ત્રો ગુલામગીરીનાં શાસ્ત્રો હતાં. વિચાર સ્વાતંત્ર્ય અને આચાર સ્વાતંત્ર્યને નષ્ટ કરનારી એ નીતિ હતી. પર્વની સુધારણા જેને આપણે કહીયે છીએ તે બહુજન સમાજની ગુલામગીરીની સાક્ષી પૂરે છે. ઇજીપ્તના મિનારા, આગ્રાનો તાજ મહાલ વગેરે મહાન કામો સત્તાધારીઓએ બહુજન સમાજને જુલમથી રગડીને તેમની પાસેથી પોતાના ઐશ્વર્યનું પ્રદર્શન કરવા માટે જ કરાવી લીધાં હતાં. ચાલુ યુગમાં રાજાને પરમેશ્વર કોઇ જ માનતું નથી. બ્રાહ્મણને દેવ માનતું નથી અને પતિને પરમેશ્વર માનવાના દિવસો પણ હવે ધીમે ધીમે વહી જવા માંડયા છે.

મજુરોએ મહેનત કરવી અને પુંજીપતિઓએ ઐશ્વર્ય ભોગવવું એવી પૂર્વે ચાલુ કરાયલી રીત હતી પરંતુ તે અન્યાય છે અને તે દૂર થવો જોઇએ, એવો લોકમત બંધાવાનો આરંભ થઇ ચુકયો છે અને આ અન્યાય દૂર કરવાના કંઇ પ્રયાસ યુરોપમાં થઇ રહ્યા છે. બગડેલી ઘડી ઠીક કરવાના પ્રયત્ન હાલ દૃષ્ટીએ પડે છે. આ પ્રયત્નો ચાલુ થતાં કંઇક અનિષ્ટ વાતો પણ બની જાય. કેટલાકના હાથે અત્યાચાર થઇ જાય પરંતુ વિદ્યાનો સાર્વત્રિક પ્રસાર થાય અને સમાજની ઘડી ન્યાયના અને સમાનતાના પાયા પર બેસે તો ખરો બંધુપ્રેમ અને ખરો ભ્રાતૃભાવ નજરે પડે એમ કહેવામાં કંઇ હરકત નથી.

રાજાએ કરેલી આજ્ઞા ગમે તેટલી અન્યાયી હોય તો પણ તે પાળવી એ પ્રજાનો ધર્મ છે, દ્વિજોની સેવા કરવી એ શુદ્રોનો ધર્મ છે અને પતિની ગુલામી કરવી એ સ્ત્રીનો ધર્મ છે એ વાતો હાલના યુગમાં કોઇને પણ માન્ય હોઇ શકે નહીં. રાજ્ય માટે રાજા હોવા જ જોઇએ એવું ખાસ નથી પણ જો હોય તો પણ તેને નિરૂપદ્રવી બનાવી મૂકવો જોઇએ, તેના હાથે અન્યાય થાય નહી તેની સાવચેતી રાખવી જોઇએ. એ આજની રાજનીતિનું ધોરણ છે. પ્રજાનો જો રાજ્ય પ્રત્યે ધર્મ છે તો તે પ્રમાણે તેના હકક પણ છે જ એ ભાવના આજે સ્પષ્ટ રીતે આવે છે. પ્રત્યેક મનુષ્યમાં દૈવી અંશ હોય છે તેનો વિકાસ કરીને નારાયણની માફક પૂર્ણ થવાનો તેણે પ્રયત્ન કરવો જોઇએ. માણસ ગમે તેવી સ્થિતિનો કે સમાજના ગમે તે થરનો હોય છતાં તેણે સમાજ સેવા કરવી જ જોઇએ. એક વર્ગના કર્તવ્યની સમાપ્તી બીજા વર્ગનું દાસત્વ કરવામાં જ હોય એ શકય નથી. સ્ત્રીઓને માબાપ હોય છે, બંધુ, ભગિની હોય છે, બાળ બચ્ચાં હોય છે. સ્ત્રીઓ પત્ની હોય છતાં પણ અનંત વિશ્વની ભાંગ ફોડનાં તે પણ અંશભુત હોય છે. પતિની સેવા કરવા ઉપરાંત તેનું કંઇ કર્તવ્ય જ નથી, તેનો ધર્મ નથી. એમ કહેવું કોઇ કૂપમંડૂકને જ શોભે. ધર્મનો થોડો ઘણો પણ ખ્યાલ જેને હોય તે આવાં મૂર્ખાઇ ભરેલાં વિધાન કદિ પણ કરે જ નહિ.

કુટુંબનાં માણસો પ્રત્યે આપણાં કેટલાંક કર્તવ્ય હોય છે, પાડોશી ધર્મ તરીકે પણ આપણી કંઇક ફરજ હોય છે, નાગરિક તરીકે પણ કંઇ કર્તવ્ય હોય છે, દેશના એક અંશ તરીકે કંઇ કર્તવ્યો હોય છે;

આ ઉપરાંત દુઃખિતોનાં દુઃખ દૂર કરવાં, અનાથોને મદદ કરવી, અન્યાયનો પ્રતિકાર કરવો, વ્યવહારમાં નીતિથી વર્તવું, જ્ઞાન સંપાદન કરવું, મનુષ્ય જાતની ઉન્નતી માટે મહેનત કરવી, એ જ ખરો ધર્મ છે. સ્ત્રીઓ શું કિંવા શૂદ્રો શું એ સર્વને આ ન્યાય લાગુ પડે છે. પૂર્વ કાળની ધર્મ સંબંધી સંકુચિત સમજ–માન્યતા તજી દઇને આ વ્યાપક ધર્મનું આચરણ કરવું જોઇએ. શૂદ્રોને અને સ્ત્રીઓને વેદનો અધિકાર નથી એવું કહેનારાની સંખ્યા દિવસે દિવસે ઝપાટા બંધ નષ્ટ થતી જાય છે, કંઇ થોડા ઘણા હશે તેમના અભિપ્રાયને કેટલું માન આપવું એ સર્વની સમજમાં આવી ગયું છે. જ્ઞાનના ભંડાર આજે તમામ જનસમાજ માટે ખુલ્લા મૂકી દેવામાં આવ્યા છે. એટલે સ્ત્રીઓએ, શૂદ્રોએ અને અતિશૂદ્રોએ પણ આ જ્ઞાન–ભંડારોનો યોગ્ય ઉપયોગ કરી લઇને શ્રેષ્ટ ધર્મનું આચરણ કરવું જોઇએ. પોત ની ઉન્નતિ કરી લઇને માણસ જાતની ઉન્નતીને સહાયભૂત થવાની મહેનત કરવી જોઇએ.

રાજકારણમાં સ્વાતંત્ર્યનું જેટલું મહત્વ છે તેટલું સામાજિક અને ધાર્મિક બાબતોમાં પણ છે જ કાળા ગોરાનો અને જિતજેતાનો ભેદ જેમ સહુને અન્યાય પૂર્ણ લાગે છે. તે જ પ્રમાણે બ્રાહ્મણ, સ્પૃશ્ય અસ્પૃશ્યનો ભેદ પણ અન્યાય પૂર્ણ લાગવો જોઇએ. વિચાર સ્વાતંત્ર્ય અને આચાર સ્વાતંત્ર્યનો પ્રચાર થવો જોઇએ. બંધુપ્રેમ અને સમાનતાનું સામ્રાજ્ય દેખાવા લાગવું જોઇએ. એ જ નવયુગનો ધર્મ છે. એમાં દરેક સમજુ માણસે પોતાની શક્તિ અનુસાર દરેક પ્રકારે સંપૂર્ણ સહાય કરવી જોઇએ તો જ ખરા ધર્મપાલનનું ઉચિત્ત શ્રેય પામી માનવ જીવનની સાર્થકતા લઇ શકે.

હિંદમાંની બ્રિટિશ કારભારની નીતિ રાષ્ટ્રહિતને બદલે કોમીહિતની ભાવના ખીલવવા ઉપર જ રહેલી છે.

•••

રાજ્ય એટલે અમલદારો નહિં પણ પ્રજા એ વાતનો વિચાર જ કરવાની ટેવ હજી કોઇને પડી નથી.

લોકસાશનનું સત્ત્વ ચર્ચાથી ચાલતી સરકારમાં હોય છે, લોકસાશનની મોટામાં મોટી જરૂરિયાત કેળવણી છે.

•••

શાનો વિચાર કરવો, તેના કરતાં શી રીતે વિચાર કરવો તે શીખવે, એનું જ નામ સાચી કેળવણી.

# પ્રતિબિંબ*

## આદર્શઘેલા યુગસૃષ્ટાઓ

ગોરાં અખબારો મહાસભાના પ્રમુખના ભાષણ સંબંધમાં કહે છે કે: 'મહાસભાના નવા પ્રમુખ પંડિત જવાહરલાલ નેહરૂએ આદર્શ સિદ્ધ કરવાની ઉતાવળમાં ભાન ભૂલેલા આદર્શઘેલાનું જે દૃષ્ટાંત પૂરું પાડ્યું છે, તેથી વધારે પૂર્ણ દૃષ્ટાંત રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય રાજકારણના ઇતિહાસમાંથી મળી શકે તેમ નથી.' આમ, ૧૯૦૭ની ૨૧મી ઓક્ટોબરના રોજ લોર્ડ મોર્લીએ તેના અર્થોથ ખાતેના ભાષણમાં જેમ હિન્દી રાષ્ટ્રવાદીઓને 'અધીરા આદર્શઘેલડાઓ'નો ઇલ્કાબ આપ્યો હતો અને ઇતિહાસની કેટલીક કરુણમાં કરુણ ઘટનાઓનો દોષ તેમને માથે નાંખ્યો હતો, તેમ, ફરી એક વાર, આપણા રાષ્ટ્રવાદીઓ ઉપર 'અધીરા આદર્શ ઘેલડાઓ'ના ખિતાબની નવાજેશ કરવામાં આવી છે.

*

પરંતુ, અંગ્રેજ બચ્ચો જ્યારે હિન્દી રાષ્ટ્રવાદીને 'અધીરો આદર્શઘેલડો' કહે છે ત્યારે તેના પોતાના અંગ્રેજી ઇતિહાસના બોધપાઠ ભૂલી જાય છે. કારણ કે, એ ઇતિહાસ એવા પુરુષોની જ્વલંત સિદ્ધિઓનાં દૃષ્ટાંતોથી ભરપૂર છે કે જેમને, તેમના પોતાના કાળમાં, અમુક વ્યક્તિઓ અને કોમો તરફથી 'અધીરા આદર્શઘેલડાઓ' કહીને નિંદવામાં આવેલા; અને તે એટલા જ કારણે કે એ 'અધીરા આદર્શઘેલડાઓએ' એ વ્યક્તિઓ અને કોમોના સ્થાપિત હક્કો ઉપર હુમલો કરવાની હિમ્મત બતાવેલી! રાજા જોનની પાસે રૂનીમીડના મેદાન ઉપર મેગ્ના કાર્ટા ઉપર સહી મુકાવનાર અંગ્રેજ અમીરોને આવા 'અધીરા આદર્શઘેલડાઓ' કહેવામાં આવેલા! અમેરિકાના સ્વાતંત્ર્યની ઘોષણાના ઘડનારાઓ ટોમસ જેફરસન અને તેના સાથીઓને પણ અંગ્રેજોએ 'અધીરા આદર્શઘેલડાઓ' કહેલા.

*

દક્ષિણ આફ્રિકાના જીતાયેલાં સંસ્થાનોને સ્વરાજ્ય આપવાની મર્દાનગીભરી રાજ્યનીતિ પોતાના પ્રધાનમંડળ પાસે કબુલાવનાર કેમ્પબેલ-બેનરમેન પણ 'અધીરો આદર્શઘેલડો' લેખાયેલો, અને ગ્લેડસ્ટને આયર્લેન્ડને 'સ્વરાજ્ય' આપવાની દરખાસ્ત પેશ કરી ત્યારે તેના કપાળમાં પણ એ જ—'અધીરો આદર્શઘેલડો'—શબ્દ લખવામાં આવેલા.

---

* આ મથાળા નીચે અન્ય પત્રોમાં પ્રસિદ્ધ થયેલા અગત્યના લેખો, તેમાંનાં અવતરણ કે સાર ભાગ આવરી. તંત્રી

અને 'અધીરા આદર્શઘેલડા'ના ખીતાબ આપનાર એ કોણ હતા ? જે માણસો 'ધુંવાધાર તોપો અને કાતિલ તલવારો'માં અચળ ઇતબાર ધરાવે છે અને માનવના અવિજેય પ્રભુત્વને ગણતરીમાં લેવાની ના ભણે છે, તે માણસોની એ વાણી છે!

*

પરંતુ, ઇંગ્લાંડ અને અંગ્રેજ અમલો એટલું ન ભૂલે કે જો ઇંગ્લાંડ આજે મહાન છે, તો એ મહત્તા 'મૅગ્ના કાર્ટા'ના સંગીન પાયા ઉપર બંધાયેલી છે. જો અમેરિકામાંનાં સંયુક્ત રાજ્યો આજે જગતમાં ઘણાંખરાં રાષ્ટ્રો કરતાં વધારે કદાવર દેહે અને ઉન્નત મસ્તકે ઉભાં છે, તો તેનું કારણ એ છે કે તેણે 'બાપાશાહી,–કે જે તેમને સ્વાધીનતા આપવા માટે નહોતી, પણ તેમની સ્વાધીનતા ઉપાડ દુશ્મનરૂપ હતી–તેની પ્રેરણા નીચેની કઠોર અને આક-મણકારી નીતિ સામે બળવો જગાવેલો.

*

જો દક્ષિણ આફ્રિકા આજે શાન્તિ ભોગવે છે, તો તેનું કારણ એ કે કેમ્પબેલ–બૅનરમૅને પોતાનો ઇતબાર પોકારેલો કે : બૅનરો બાળી મકવાથી અને લશ્કરી છાવણીઓ ગોઠવવાથી શત્રુઓ હામ હારી જશે અને બિનશરતી શરણું શોધશે એમ માનવાની હું ના પાડું છું; દક્ષિણ આફ્રિકાની જમીન ઉપર વફાદાર વસાહતીઓને વસાવવાની લૉર્ડ મીલ્નરની નીતિ પણ અર્થહીન છે; સ્વતંત્ર અને સ્વાધીન પ્રજા જ આપણી કાયમી અને વિજયી કિલ્લેબંદી રૂપ બની શકશે.' અને જો 'આજે આયર્લેંડ શાન્ત છે, તો તેનું કારણ એ છે કે ૧૯૨૧ ના ડીસેમ્બરની ૬ ઠી તારીખે આયર્લેંન્ડની સાથે કરવામાં આવેલા સુલેહખતથી આયર્લેંન્ડને પોતાનું લશ્કર અને પોતાની પોલીસ રાખવાનો અધિકાર મળ્યો છે, સંપૂર્ણ આર્થિક સ્વાતંત્ર્ય મળ્યું છે, આંતરિક અને બાહ્ય વેપારની સંપૂર્ણ આઝાદી મળી છે.

*

આ દેશની નોકરશાહી અને તેના પાસવાનો, તેમની પાસે "વાજબી માગણીઓ" કરનારાઓ અને તેમની પાસેથી "અતિ વધારે મેળવવાની" આશા નહિ રાખનારાઓ માટે દિલમાં દયાભાવ રાખે છે; આ દેશની નોકરશાહી, શિસ્તના અને ઘટામાળનો સુંવાળો ચિલ્લો તોડાવવાને મથનારાઓ પ્રતિ અણગમો જાહેર કરનારાઓ માટે માયા બતાવે છે; આ દેશની નોકરશાહી તેની સત્તાને મુઠીમાં પકડી રાખવા માગે છે અને તમામ પ્રકારના 'ફેરફાર' તરફ, તે 'ફેરફાર' છે એટલા જ માટે ઉગ્ર, અણગમો બતાવે છે; આ દેશની નોકરશાહીને સુધારકની ભૂખ એ સર્વનાશ માટે તલસી રહેલા સંસ્કૃતિભંજકોની ભૂખ જેવી દેખાય છે.

*

પરંતુ નોકરશાહી એટલું સ્મરણમાં રાખે કે માણસોને આદર્શોની પાછળ ઘેલા થવાનો અકેલાઈથી શોખ નથી થતો, જ્યારે ખરો ભય દેખાય છે, જ્યારે બીજો કોઇ માર્ગ રહેતો નથી, ત્યારે જ માણસ કાર્યોત્સુક બને છે; અને જ્યારે માનવીના એ મરણીયાં કાર્યોએ જૂની વસ્તુરચના જમીનદોસ્ત કરી નાંખી હોય છે અને નવી રચના પહેલાંની પરિસ્થિતિ ઉભી થઇ હોય છે ત્યારે જ એ આદર્શ અને ભાવનાઓનું કાર્યક્ષેત્ર શરૂ થાય છે. આજે હિન્દમાં 'અધીરા આદર્શઘેલડાઓ' સન્મુખ

એ 'ખરા ભયની સ્થિતિ' ખડી છેઃ અને એ સ્થિતિ જ તેમને લડી કાઢવાની પ્રેરણા કરી રહી છે.

*

**આ 'ખરાં ભયની સ્થિતિ'માંથી** 'અધીરા આદર્શ ઘેલડાઓ' વિજયી બનીને બહાર આવે, ત્યાર પછી, કદાચ એમ પણ બને કે તેમને તેમની ભાવનાઓની રેખાઓ થોડી બદલવી પડે; પરંતુ એ 'અધીરા આદર્શ ઘેલડાઓ' આપણા ભાવી ઉપર પોતાનું નામ વીજળીની શેરની જેવા અક્ષરે લખી જવાના છે એ નિશ્ચિત વસ્તુ છે; એ અક્ષરો લોહીથી લખવાની સ્થિતિ ન આવે એટલી સૌ કાળજી રાખે.

[સૌરાષ્ટ્ર]. [લિંબડીના તંત્રી લેખ].

# ગાંધીજીના કાર્યક્ષેત્ર ઉપર એક દૃષ્ટિપાત

ગાંધીજીનું નેતૃત્વ અનેરા પ્રકારનું છે. તેઓ વીસમી સદીના કર્મયોગી છે એમ ઘણી વાર કહેવામાં આવે છે. ગાંધીજી બહુશ્રુત નથી એ તો તેમનો દરેક શિષ્ય કબૂલ કરશે; ગાંધીજી પોતે પણ એ વાત અનેકવાર કબૂલ કરી ગયા છે. હિન્દની પ્રાચીન સંસ્કૃતિનાં બે વિશિષ્ટ લક્ષણો અહિંસા ને ત્યાગવૃત્તિના તેઓ અવતારરૂપ છે. એમ તેમના અનુયાયીઓ કહેશે; પણ હિંદની પ્રાચીન સંસ્કૃતિના કોઇ પણ એકાદ ભાગનું તેમને સૂક્ષ્મ જ્ઞાન તો નથી. ગાંધીજીને અર્થશાસ્ત્ર ખાસ આવડતું નથી ને રેંટિયા સિવાય તેઓ અર્થશાસ્ત્રમાં ખાસ માનતા પણ નથી. ગાંધીજીને રાજ્યનીતિ આવડતી નથી; તેનો તેમણે કોઇવાર સાધારણ અભ્યાસ પણ કર્યો હોય તેવું તેમના લખાણોમાં કે તેમની આત્મકથામાં દેખાતું નથી. ઇતિહાસ ઉપર ગાંધીજીને સર્વે કંટાળો આવતો હશે ખરો. સાહિત્યનો રસ તેમને લાગ્યો હશે પણ સાહિત્યનો તેમનો અભ્યાસ ઉંડો તો નહિ હોય. ગાંધીજીને કળા વિષે કોઇ એકાદ કલાક બોલવાનું કહેશો તો તેઓ બોલશે ખરા પણ તેમના વિચારો કળાના રસિકોને બહુ માન્ય તો નહિ થઇ શકે. ગાંધીજી માત્ર કાયદાઓમાં ઉંડા ઉતર્યા હોય એમ તેમનાં લખાણોમાંથી તરત સમજાઇ આવે છે, તેઓ સારા વકીલ છે–તેઓ પોતાના પક્ષ માટે ઘણી ઝીણી દલીલો કરી શકે છે અને અનેકવાર એ દલીલોથી તેમને Casuistનું પદ આપવાનું મન વાચકને થઇ આવે છે.

ગાંધીજી બહુશ્રુત નથી તેમ તેઓ બહુ પ્રવાસી પણ નથી. હિંદુસ્તાન દેશ આખો તો તેમણે હમણાં જ જોયો. દક્ષિણ આફ્રિકા તેમણે ખૂબ જોયો છે. ઇંગ્લાંડનો અનુભવ સારો કહી શકાય; તે સિવાય તેમનો પ્રવાસ બહુ નથી એમ કહેવામાં વાંધો નહિ આવે.

પરિણામે, ગાંધીજીએ અનેક ભૂલો કરી દીધી છે, જો તેમને ઇતિહાસનું જ્ઞાન હોત અને જો તેમણે તુર્કી, ઇરાન ને અરબ-

સ્તાનનો પ્રવાસ કર્યો હોત તો તેઓ ખિલાફતની પ્રવૃતિ કદિ ન કરત. તુર્કીને ને અરબ લોકોને જે સંસ્થાઓ નહોતી જોઇતી તે અને જે સંસ્થાઓને હિંદુસ્તાન સાથે કશો સંબંધ નહોતો તે સંસ્થાઓને કાયમ રાખવા માટે ગાંધીજીએ દેશનો સારામાં સારો કાળ વીતાવી નાંખ્યો. હિંદુસ્તાનને મહાત્માઓનું, સ્વામીજીઓનું, ને મૌલાના-મૌલવીઓનું રાજ્ય જોઇતું નહોતું તે તેમણે થોડા વખત માટે આપ્યું ને તેના કડવાં ને કડવાં ફળો હજુ આપણે ચાખ્યા કરીએ છીએ. મુસલમાનોનું ને હિંદુઓનું એકત્વ ખિલાફતથી સાધવાનો વિચાર તો ગાંધીજી જ કરી શકે! હિંદના મુસલમાનોની સંસ્કૃતિને તુર્કી, ઇરાન ને અરબસ્તાન તથા મધ્ય ને પશ્ચિમ એશિયાના મુસલમાનોની સંસ્કૃતિ વચ્ચે જમીન આસમાનનો અંતર છે તે ગાંધીજી ઇતિહાસથી અનભિજ્ઞ હોય બીલકુલ સમજી શક્યા નથી. ગાંધીજીને અકબરના અમલનો થોડોએક બોધપાઠ લેવાની જરૂર હતી. "હિન્દુઓ ઇસ્લામને સમજતા થાય, મુસલમાનો હિન્દુત્વને સમજતા થાય, બંનેને સમાન સંસ્કૃતિનો બોધ આપવામાં આવે, અને પરરાષ્ટ્રીય મોહજાળમાં ફસાએલી આપણી મુસ્લીમ જનતા હિન્દુસ્તાનને પોતાનું ધન ગણે." એ બાબતો હાથમાં લેવાની જરૂર હતી; તેને બદલે ગાંધીજીએ પરરાષ્ટ્રીય, વિજાતીય, અને હિંદ તદન અનીત, એવી "ખિલાફત" ની પ્રવૃત્તિ ઉપાડી લીધી. મુસલમાનોએ હિંદના કોઇ પણ આગેવાનોને એવી ભયંકર આગેવાની લેવાનું નિમંત્રણ પણ નહિ કરેલું. અજ્ઞાનજનિત પ્રવૃત્તિ ક્યાં સુધી નભી શકે? ખિલાફતીઓએ ખિલાફતને ને તે સાથે ગાંધીજીને પણ હાલ તો ઉડાડી દીધાં છે!

ખાદીની પ્રવૃત્તિમાં પણ એટલું જ અજ્ઞાન સમાયેલું છે. Unemployment-બેકારીના ઉપાય માટે રેંટિયો "સુદર્શન ચક્ર" ને સ્થાને અત્યારે આવી ગયો છે. પણ બેકારી ઉપર યૂરોપ-અમેરિકામાં જે પુષ્કળ વિચારોવાળું સાહિત્ય બહાર પડતું જાય છે તે ઉપર ગાંધીજીએ કે તેમના ખાદીભક્તોએ જરાપણ લક્ષ આપ્યું નથી! ખાદીભંડારોની વ્યવસ્થા હજુ અધૂરી જ રહી ગઇ છે. દેશને ખાદીનો બોધ દશ વર્ષ થયાં આપવામાં આવે છે પણ ખાદીનો ઉપયોગ તે બોધ પ્રમાણે વધી શક્યો નથી. બીજા સ્વદેશી કાપડને જે ઉત્તેજન જોઇતું હતું તે ઉત્તેજન ખાદીવાદીઓ આપાવી શક્યા નથી. ખેડૂતોની ઔદ્યોગિક કુશળતાનો વિકાસ થઇ શક્યો નથી, ને પરિણામે આપણી ખેતીની સુધારણાને પણ ઘણો ધોકો પહોંચ્યો છે. ગ્રામ જીવનના પુનરુધ્ધાર માટે અનેક બાબતોની જરૂર છે. બારડોલીમાં વલ્લભભાઇએ એ વિષે સારો પુરુષાર્થ કરી બતાવ્યો છે એ વાત ખરી છે, પણ જ્યારથી અસહકાર પ્રવૃત્તિ શરૂ થઇ ત્યારથી તે બધાનું સરવૈયું જો કાઢવામાં આવે તો નિરાશાજનક છે એમ જણાઇ આવશે.

એ જ કારણથી આરોગ્ય, કેળવણી, ને સહકારની પ્રવૃત્તિઓ અત્યારે આપણને નિરાશ કરે છે. જ્યારે ગાંધીજી બહાર પડયા ત્યારે ગુજરાતના યુવકોમાં ત્યાગવૃત્તિનું સારૂં વાતાવરણ હતું. જેમ ગાંધીજી ગોખલેને પોતાના ગુરુ માને છે તેમ આ યુવક વર્ગના કેટલાક માણસોએ એ વખતે પૂનાની ફર્ગ્યુસન કોલેજમાં કેળવણી લીધી હતી અને ત્યાંના વાતાવરણ જેવું વાતાવરણ ગુજરાતમાં ઉપસ્થિત કરવું એ તેમની અભિલાષાઓ હતી. ગાંધીજી હિંદમાં તાજા આવ્યા હતા તેથી તેમને નવગુજરાતની

અભિલાષાઓની ખબર નહોતી; ગુજરાતમાં તો તે વખતે આગેવાની નહોતી, એટલે આ અભિલાષાઓ થોડા વખત માટે અભિલાષાઓ રૂપે જ રહી. ભાઇ નગીનદાસ શાહે, પરિણામે પુના જઇ રહ્યા. સુરતની સાર્વજનિક સોસાયટી પ્રશસ્ત કામ બતાવી શકી નહિ; અમદાવાદમાં લક્ષ્મીનંદનોને પુના જેવું વિદ્યાક્ષેત્ર કરવું ગમે ખરું ? ફર્ગ્યુસન કોલેજથી પાછા આવેલા કેટલાક ઉત્સાહી પાટીદાર યુવકોએ "ચરોતર એજ્યુકેશન સોસાયટી" કાઢી, પછી આવ્યો અસહકારનો જમાનો. કોઇએક નવજુવાનોએ એ ફરમાં ઝંપલાવ્યું. "ગુજરાત વિદ્યાપીઠ" ની સ્થાપના થઇ. પંડિત જિનવિજય, પંડિત બહેચરદાસ વગેરે તેમાં જોડાયા. કેટલાએક તેમાંથી નીકળી ગયા; અત્યારે શી સ્થિતિ છે? વિદ્યાપીઠ માત્ર નામ શોભાવી રહ્યું છે. એક જર્મનીનું જ દૃષ્ટાંત લઇએ. નેપોલિયન સામેના વિગ્રહ દરમિયાન જર્મનીમાં નવા શિક્ષણના જે પાયા નંખાયા હતા તે કદિ ભુંસાયા નથી. પણ ગાંધીજી ઉંચી કેળવણીમાં માનતા નથી; તેઓ બહુશ્રુતપણામાં માનતા નથી; એટલે કેળવણીની દશા તેમને હાથે પણ કેમ સુધરે? ગુજરાત હજુ પણ મહારાષ્ટ્ર ને બીજા પ્રદેશો કરતાં ઉંચી કેળવણીમાં ઘણું પછાત છે. જે સમાજના ખરા આગેવાનો લાભ આ ઉંચી કેળવણી લીધેલા લોકોમાં પાકે છે તે દરેક દેશનો અનુભવ ઘણીવાર ભૂલી જવામાં આવે છે. મેં ઉપર કહ્યું તેમ ગાંધીજી દેશની ખરી સ્થિતિથી ઇ. સ. ૧૯૧૪ માં ને પછી પણ અજ્ઞાત હતા. એ અજ્ઞાન હજુ તેમની પ્રવૃત્તિઓની આડે આવે છે. કાઉન્સીલોમાં ન જવાનો તેમણે લોકોને આગ્રહ કર્યો. હિન્દની જનતા નિરક્ષર રહી, "મહાત્માઓ" ની પૂજારી રહી અને રાજકારણમાંથી તો ઘણા કાળ થયાં વંચિત થઇ ગઇ છે. ઘણા સારા માણસો કાઉન્સિલોથી બહાર રહ્યા ને તેમાં જઇ જનતાનો કોપ માથે લેવા હિંમત ધરી શક્યા નહિ. પરિણામે, કાઉન્સિલોમાં મધ્યમ ને કનિષ્ટ માણસો જઇ ચડ્યાં. બ્રાહ્મણ; અબ્રાહ્મણ ને ખાસ કરીને હિન્દુ મુસલમાન ઝઘડાઓ જે લાભ થાય છે તે ઘણે અંશે આ ઉપદેશના પરિણામે છે એ આપણામાંના સારા સારા લોકો વિસરી જાય છે.

કાઉન્સિલો બહાર રહી રચનાત્મક કાર્ય કેટલું થઇ શક્યું છે? એક દસકાના અનુભવ પછી પણ કાર્ય સિદ્ધ થઇ શક્યું નથી. રચનાત્મક કાર્યની ભાવના પણ ઘણી સંકુચિત રીતે કરવામાં આવી છે. આ જમાનામાં દરેક કાર્ય માટે રાજ્યસત્તાનો સહકાર જોઇએ છીએ. પણ ગાંધીજી તો એ સહકાર હજુ પણ સાધવા ઇચ્છતા નથી! ગાંધીજી પોતે કોઇ રાજ્યસત્તામાં માનતા નથી એટલે તેમને આ યુક્તિ પાલવે પણ એ વિચાર હમેશાં પ્રજા પાસે શા માટે પળાવવો જોઇએ? આખો હિન્દી સમાજ સ્વરાજ્ય મેળવવા પ્રયાસ કરે ત્યાં સ્વાભાવિક રીતે ને મોટે ભાગે આંતરકલહો, પક્ષાપક્ષી, ખટપટ, ક્ષુદ્રતા, મનનો સંકોચ ને એવી બીજી લઘુતાઓ દૂર થવી જોઇએ; પણ આપણાં ગામડાંઓમાં હાલ શું જોવામાં આવે છે? અસહકારની પ્રવૃત્તિ પછી ઊલટું, આ લઘુતાઓ વધી છે અને સહકારથી કામ લેવાની રીત હજુ પણ જોવામાં આવતી નથી. જ્યારે ગાંધીજીના પક્ષકારો સ્થાનિક સંસ્થાઓમાં ધૂસ્યા ત્યારે તેમના કારભારમાં આગળ કરતાં વધારે જોસ જોવામાં આવ્યું હતું ને સરકારી નિવેદનોમાં પણ સુધારાનો સ્વીકાર કરવામાં

આવ્યો હતો, પણ તે જોસ કદીના કે દૂધના ઉભરા જેવું ક્ષણિક હોવાથી અસહકારનો તાપ દૂર થતાં તે એકદમ શમી ગયું છે અને અત્યારે સુરત, અમદાવાદ, નડિયાદ, ને ભરૂચનો સ્થાનિક વહિવટ દસ દસ વર્ષની અવૃત્તિઓ પછી પણ બહુ સુધર્યાં નથી.

• • • •

પણ ગાંધીજી જૈન નથી; કોઇ જૈન યતિ કોહાટમાં હિન્દુ મુસલમાનો લડ્યા માટે દિલ્હી જઇ૰ દિવસો સુધી અપવાસો કરશે નહિં. ગાંધીજી શ્રીમદ્ રાજચંદ્રના પરિચયી હતા પણ શ્રીમદ્ રાજચંદ્રે કોઇ દેશને રાજકારણમાં કે સ્વરાજ્યમાં પ્રેર્યો નહોતો ને શ્રીમદ્ રાજચંદ્રનો કોઇ ખરો પક્ષપાતી તો ખેડા જીલ્લામાં ફરી લોકોને બ્રિટિશ સામ્રાજ્યના યુદ્ધમાં ઉતરવાનો ઉપદેશ આપે પણ નહિ. ગાંધીજી બાઇબલના અભ્યાસી છે પણ બાઇબલના સાચા અભ્યાસીએ તો ગયા મહાયુદ્ધ સામે પડવાની જરૂર હતી, તે માટે સરળતાઓ કરી આપવાનો તેનો ધર્મ સમજાઇ શકે નહિં. ગાંધીજી યંત્રો વિરૂદ્ધ છે તેથી રસ્કિનના પક્ષપાતીમાં તેમને ગણવામાં આવે છે. પણ રસ્કિન શ્રૃંગારસિક હતો. ગાંધીજીમાં રસ્કિનની શ્રૃંગારસિકતા જોઇ શકાતી નથી. રસ્કિન વિચારસિક હતો, વીરપૂજનનો પક્ષપાતી હતો અને સમાનતા તેને ગમતી નહિ. ગાંધીજીમાં આ લક્ષણો જોવામાં આવતાં નથી. ગાંધીજીને ટોલ્સ્ટોય સાથે સરખાવવામાં આવે છે પણ ટોલ્સ્ટોય સામ્યવાદી હતો, ટોલ્સ્ટોયમાં તીવ્ર કલ્પનાશક્તિ હતી. ગાંધીજીમાં એવો સામ્યવાદ જોવામાં આવતો નથી; તેઓ તો વર્ણાશ્રમ ધર્મના પક્ષપાતી છે. વળી ગાંધીજીમાં ટોલ્સ્ટોયની તીવ્ર કલ્પનાશક્તિ જોઇ શકાતી નથી. જો કે ટોલ્સ્ટોયની સાથે તેમની તુલના કાંઇક વિશેષ પ્રકારે થઇ શકશે. ગાંધીજીના રેંટિયાવાદમાં, તેમના સત્યાગ્રહમાં, તેમના અહિંસાના સિધ્ધાંતોમાં, તેમની અસહકારની પ્રવૃત્તિઓમાં, તેમના સત્યાગ્રહાશ્રમના નિયમોમાં, તેમના આરોગ્યશાસ્ત્રમાં, દરેકમાં સ્વચ્છંદ ખાસ તરી આવે છે. દુનિયાના આદર્શ, નિઃસ્વાર્થી ને પ્રચલિત યુગ સામે વિરોધ જાહેર કરનારા દુનિયાના તમામ મહાત્માઓના નિયમોને પોતાના અનેક પણ સ્વચ્છન્દી વ્યક્તિત્વ સાથે મેળવી દઇ તેમને જુદો આકાર આપવાનો ગાંધીજીનો સ્વચ્છન્દ મને તો હંમેશાં વિસ્મય પમાડે છે.

એક પ્રસિદ્ધ દક્ષિણી મિત્રે મને એકવાર પ્રશ્ન પૂછ્યો હતો : Is Gandhi acting on intuition ?" "મેં જવાબ આપ્યો: 'He says that he is not a Yogi."

પણ ઉપર એકવાર કહેવામાં આવ્યું છે તેમ ગાંધીજીની આગેવાની અનેરી જ છે. ગાંધીજી લોકોને અમુક પ્રકારે સ્વરાજ્ય લેવા તૈયારી કરવાનું સૂચવે છે; લોકો કહે છે "અમે તૈયાર છીએ; અમને હવે જંગમાં ઉભા રાખો ને તમે મોખરે થાઓ.' તે જ વખતે ગાંધીજી બોલી ઉઠે છે: "નહિ ભાઇઓ, મારી દ્રષ્ટિએ તમે હજુ તૈયાર નથી: હજુ તમે તાલીમ લેં લો; પછી હું તમારી આગળ થઇશ."

બારડોલી, ચૌરીચૌરા ને હમણાં જ મહાસભાના પ્રમુખ થવાની ના, એ શું સૂચવે છે?

સીઝર, ક્રોમવેલ, નેપોલિયન ને બીજા આગેવાનોએ "ચાંદલો કરવા આવેલી લક્ષ્મી" ને ના પાડી નથી. પણ ગાંધીજી તો લક્ષ્મીજી આગળ મોં ફેરવી બેસે છે. ને

છતાં આગેવાનપણું લોકો પાસે કબૂલ કરાવે છે.

જૂનાગઢની બહાઉદ્દિન કોલેજના મારા પ્રોફેસર સદ્‌ગત મહાદેવ મલ્હાર જોશી એક વાર મને પૂછવા માંડ્યા: "Why is Mr. Gandhi disowning his own followers? I have never read or heard of such a leader."

મારી પાસે આ પ્રશ્નનો ઉત્તર, એ પ્રશ્ન થયો ત્યારે પણ નહોતો, ને હજુ પણ નથી

लोकोत्तराणां चेतांसि कोऽहि
विज्ञातुमर्हति ॥

અને છતાં ગાંધીજીના કાર્યક્ષેત્ર ઉપર દરેક અભ્યાસીએ ભવિષ્યમાં થોડોએક દષ્ટિપાત તો કરવો પડશે!

પ્રો. કેશવલાલ હિંમતરામ કામદાર

[પ્રસ્થાન: ગાંધી માણ મહોત્સવ અંકમાંના લેખનો. થોડોક અંશ.]

અંગ્રેજોએ હિંદમાં હિંદીઓના જ કાંડાબાવડાનો ઉપયોગ કરીને સામ્રાજ્ય જમાવ્યું છે. હિંદના સાબુત કાંડા બાવડાવાળા વર્ગને અજ્ઞાન રાખી, બીજા હિંદીઓથી જુદા રાખવામાં જ હિંદમાં અંગ્રેજોની સત્તા ટકી રહી છે. એ વાત અંગ્રેજો આ દેશમાં આવ્યા ત્યારથી સમજી ગયા છે: હિંદીઓ હજી પણ તે સમજી શક્યા નથી.

...

હેનરી રોચફોર્ટે ટુંકામાં જ કહ્યું છે કે; રાજ્ય ચલાવવું એટલે જુલમ ચલાવવું.

ગુલામીનો પાયો એવી મનોદશા ઉપર રચાયો હતો કે, સીદીઓને તો માત્ર ગોરાઓના જ હિત માટે આ દુનિયામાં મુકવામાં આવ્યા છે. અને તેથી સીદીઓની ઉંચામાં ઉંચી પ્રગતિ અને તેનો મોટામાં મોટો વિજય, ગોરી પ્રજાની તે વધારેમાં વધારે સારી રીતે સેવા કરે.

...

બ્રિટિશ પાર્લમેંટમાંનો એક પણ મનુષ્ય માત્ર બ્રિટિશો સિવાયનાની સ્વતંત્રતામાં શ્રધ્ધા જ ધરાવતો નથી

# હિંદીઓ સાથેનો બ્રિટિશ મુત્સદ્દીઓનો અસહકાર

: લેખક :
ઇતિહાસનો અભ્યાસી

બ્રિટિશ મુત્સદ્દીઓ અને તેમની મોરલીએ થનથનતા મવાળ મતના હિંદીઓને વિચારવા જેવી અનેક વાતો આ લેખમાંથી જડશે.

જોસીઆ સી. વેજવુડે "ધી ફ્યુચર ઓફ ધી ઇન્ડો બ્રિટિશ કોમનવેલ્થ" નું પુસ્તક આજથી નવ વર્ષ પહેલાં [૧૯૨૧ માં] પ્રસિદ્ધ કર્યું, ત્યારે તેની પ્રસ્તાવનામાં સહુથી પહેલાં તેણે આ વચનો લખ્યાં હતાં :

"મનુષ્યોના વિચારો કેળવવા મુશ્કેલ છે. યુદ્ધ પછી પણ આપણે [ બ્રિટિશો ] યુધ્ધની પહેલાંની જ દ્દષ્ટિની આપણી લાક્ષણિક બારીમાંથી હજી ય જગતને જોઇએ છીએ. એ યાદવીએ કરેલા મહાન પરિવર્તનને આપણે સમજી નથી શકતા, કેમકે આપણા જૂના વિચારો એક જ જાતની ઢાળીમાં ઢાળેલા ચાલ્યા આવે છે."

હિંદુસ્થાનની અને એશિયાની પ્રજા સાથેના વર્તનમાં મિ૦ વેજવુડે વર્ણવેલી બ્રિટનની દ્દષ્ટિ બગબર અંધબેસ્તી જ થાય છે.

વાયકાઉન્ટ હેલ્ડેને મિ૦ વેજવુડના ઉપલા પુસ્તકનો ઉપોદ્દઘાત લખતી વખતે, સ્પષ્ટ શબ્દોમાં એક વાત સ્વીકારી લીધી હતી કે: "તલવારની ધાકથી રાજ્ય ચલાવવાની વાતો અશક્ય બનતી જાય છે. વિશ્વવ્યાપી યાદવીમાં જર્મન લશ્કરીવાદની થયેલી પડતી, લશ્કરીવાદના હમેશના નાશની સૂચક. અને તલવાર બળથી રાજ્ય ચલાવી નહિ શકાય તેની પુરેપુરી સાબિતી આપનાર છે."

સામ્રાજ્યવાદના દુશ્મનો નહિં પણ મિત્રો એવા ઉપર જણાવેલા બન્ને ગૃહસ્થોના નવ વર્ષ ઉપરના અભિપ્રાય કેટલા ખરા હતા, તે ૧૯૨૧–૩૦નાં વર્ષોનો અનુભવ મેળવ્યા પછી આપણે બરાબર જોઇ શકીએ છીએ. પરંતુ ઉદ્દામ વિચારના હિંદીઓને "તેઓ નવું કંઇ શીખતા નથી અને જાનું કંઇ ભૂલતા નથી," કહીને ટીકા કરતા બ્રિટિશ મુત્સદ્દીઓ, અને સર ચિમનલાલ સેતલવાડ જેવા તેમના હિંદી મિત્રો, એ વાત બનાવીને પુરવાર કરી શકે તેમ છે ખરા, કે સાહીવાદી તેમ જ સુધારાવાદી બ્રિટિશ મુત્સદ્દીઓ તેમની જૂની નીતિથી ચળ્યા હોય, અને નવું કંઇ પણ શીખ્યા હોય ?

"પૂર્વના દેશો તો હમેશાં ઉંઘ્યા જ કરશે એટલે તેમને તો આપણા તાબામાં કાયમને માટે જ રાખી શકાશે, એવા વિચારો જૂનવાણી માનસના રાજ્યદ્વારીઓના હતા. પરંતુ એકસો વર્ષ પહેલાં જેમ નેપોલીયનનાં યુધ્ધોએ યુરોપમાં રાષ્ટ્રીય ભાવના જાગૃત કરી હતી, તેવી ભાવના છેલ્લી યાદવીએ સમસ્ત પૂર્વમાં જાગૃત કરી છે. અને સ્વતંત્રતા ઘેર કરવા માટે ખરેખર કટીબધ્ધ થયેલી પૂર્વની સંયુક્ત જનતાને કંઇ પણ તાબેદાર બનાવી

શકે તેમ નથી." એમ પણ મિ. વેજવુડે કહ્યું હતું. પરંતુ પૂર્વના દેશોને માટે મુકીભર રાજ્યદ્વારીઓ સિવાય બ્રિટનમાં કોઇને કશુંજ જ્ઞાન નથી, એટલે તેઓ માત્ર પેલા જૂનવાણી માનસની ગુલામીમાં પડ્યા રહી, પોતાની સર્વોપરિ સત્તા અખંડ જાળવી રાખવાનાં ઝાંઝવાનાં જળ જેવાં જ સમણાંમાં ભટક્યા કરે છે.

પોતાના સામર્થ્યને માટે આમ ખોટા આંક આંકનારી પ્રજાની ભ્રમણાઓ કાયમ રહેવાનું કારણ માત્ર શાહીવાદ જ છે. આજના શાહીવાદના દાંત તો કંઇક ઓછા નિર્બળ બન્યા છે, પરંતુ "ભૂતકાળમાં એ શાહીવાદો કેવળ સ્વાર્થવાદમાંથી જ જન્મ પામ્યા હતા. તેઓ બળ જબરીથી બીજાઓની જમીન બથાવી પાડતા, બહુ જ ચીવટથી તેને કબજે રાખતા અને નિષ્ઠુરતાથી તેમાં લુંટ ચલાવતા" આમ કહેતાં મિ૦ વેજવુડ કહે છેઃ "આ જાતના શાહીવાદનું માત્ર સત્તાની ભૂખ તરીકે જ વિવરણ કરી શકાય. પરંતુ તેવી સત્તા લોલુપતા દુશ્મનો ઉભા કરે છે અને છેવટે સર્વનાશ નોંતરે છે."

અને છેલ્લા નવ વર્ષના હિંદમાંના બ્રિટિશ ઇતિહાસ ઉપરથી એ જ વચનોની સત્યતા પુરવાર નથી થઇ એમ કોણ કહી શકશે? યુદ્ધ દરમિયાન અપાયલાં તમામ વચનો જેમ પાણીમાં ગયાં છે, તે જ રીતે યુધ્ધના યુગમાં ન્યાય, નીતિ અને સમાનતોની કરવામાં આવેલી વાતો ઢમઢોલ નીતિના પુરાવા જેવી જ પુરવાર થઇ છે. યુધ્ધ પછી પણ સાબુત કાંડાબળો અને લાંબી થેલીવાળો જીતે છે, ફાવે છે. બલ્કી તો "અત્યારનાં લશ્કરો કંઇ પરદેશી શત્રુઓની સામે થવા માટે નહિં, પણ જાગૃત કામદારોની સામે થવા માટે રખવામાં આવે છે, એ વાત લડાઇ ખાતાંના અમલદારો યે ભાગ્યે જ સમજી શક્યા છે." એ મી૦ વેજવુડની દલીલ આજે પણ ખરી જ ઠરે છે.

અલબત્ત, રશિયાના બોલ્શેવીઝમના ડરથી દરેક શાહીવાદી સરકારો ધ્રુજી રહેલી છે, પરંતુ "હાલની સરકારો લુંટ ચલાવે છે, રાજ્ય ચલાવતી નથી. આ જાતનો બોલ્શેવીઝમ રશિયાની બહાર ફરી રહેલો છે." એમ કહેવામાં મી૦ વેજવુડ લગારે ખોટા નહોતા, એ સિદ્ધ થયું છે. મિ૦ વેજવુડે નવ વર્ષ પહેલાં એવા વિચારો બતાવ્યા હતા કે, જૂનો યુગ હવે આથમી ગયો છે, યુદ્ધ પછી નવયુગનો ઉદય થયો છે, એટલે નવા યુગમાં જૂનવાણી નીતિ અને જૂનવાણી માનસ ઉપર રચાયલા વિચારો કામ આવશે નહિં; તે માટે તેમણે સ્વતંત્ર ધોરણે હિંદ અને બ્રિટનના સંબંધને નવેસરથી જોડવાની યોજના તેમણે વિચારી હતી અને તેમ કરતાં કહ્યું હતુંઃ "આપણે હિંદને સ્વતંત્રતા આપીએ, સમાન હક્ક આપીએ તો આપણે બદલામાં ન્યાય, સંરક્ષિતતા અને શાંતિ મેળવીશું."

પરંતુ શાહી–મુડીવાદના મગજમાં એ જાતના વિચારો ઉતરતા જ નથી. તેમને તો યુક્તિથી, સાબુત કાંડાબળની ધાકથી અને બોલ્શેવિઝમના બાઉના 'વાઘ આવ્યો વાઘ આવ્યો, નાસ જો, નાસ જો!' ની કૃત્રિમ બુમાબુમથી જૂના સામ્રાજ્યવાદના પાયા ઉંડા ઉતારવા છે. તેને એ વાત માન્ય નથી કેઃ "ક્રાંતિ માટેનો નિર્ણય ભૂખમરાના કષ્ટમાંથી જન્મે છે, અને વર્ગભાવના લશ્કરના નિયમનને પણ ઉંધુ વાળી નાખે છે." પરંતુ જ્યાં સુધી એ સીધી વાતનો સાફ દૃષ્ટિથી સ્વીકાર કરવામાં નહિં આવે ત્યાં સુધી, ગમે તેવા બળવાનમાં બળવાન શાહીવાદનું ય ગજું નથી કે, યુધ્ધ પછી જન્મેલી

નૂતન ભાવનાઓ અને સ્વતંત્રતાની નૈસર્ગિક ભૂખને બીજી કોઇ રીતે તે દબાવી શકે.

હિંદુસ્તાનને દબાવી રાખવાની વાતો કરનારાઓ કચડાયલા વર્ગને માટે ઉદારતાથી સેવા કરવાનો જે આડંબર બતાવે છે, તે આડંબરની વાણીથી હવે તો કોઇ જ છેતરાય તેમ નથી. કેમકે હિંદ–બ્રિટનના સંબંધની આદીકાળની વાતો જ, શોષણ અને શોષકના ઉદાહરણોથી ભરેલી છે. એ જ સ્વાર્થી દષ્ટિ ચાલુ રાખવાને બદલે બ્રિટિશ રાજદ્વારીઓ સાચેસાચી વાતનો ખુલ્લે અને સાફ દિલે સ્વીકાર કરે, અને હજી ય હાઇબીલ, હુંડિયામણ, નિર્બંધ વ્યાપાર પ્રણાલી, સામ્રાજ્યના માલને પહેલી પસંદગી જેવાં અનેક ઠગારાં નામ નીચે, હિંદની શોષણનીતિ અટકાવવાની હિંદીઓની શરતો સ્વીકારે, એવું જે મવાળ હિંદીઓ કહે છે, તેટલું પણ માનવા કયો બ્રિટિશ મુત્સદી કે મુડીવાદી તૈયાર છે?–જેમને બ્રિટિશ પ્રજાનો બરાબર અનુભવ છે તે તો એ વાત માનવાની જ ના પાડે, પરંતુ હજી ય આ દેશમાં એવા મવાળ વિચારના અને પોતાની અક્કલ અને આંખોને ઇજારે મુકી, બીજાની અક્કલે, તેનાં જ આપ્યાં ચશ્માંથી જોનારા પડ્યા છે, કે જેઓ બ્રિટિશ મુડીવાદી અને મુત્સદી બન્ને હિંદના ઉધ્ધારને માટે જ રાત્રિ દિવસ મરી પડે છે એમ માને છે; તેવાઓ હિંદના બીજા લોકોના સંતોષ માટે એટલો જ પુરાવો મેળવી આપે તો પણ બસ છે. મિ૦ વેજ્વુડ જેવા પણ એટલું તો સ્વીકારે છે કે: "લુંટ ચલાવનારને વર્તમાનમાં માન મળતું નથી, છતાં હિંદના કારભારમાં પ્રાચીન રૂઢી [કંપનીના વખતની લુટારુ વેડાની] હજી ય તેના ખરાબમાં ખરાબ સ્વરૂપે જણાય છે. હુદ્દાઓ મેળવવાના શિકાર શોધનારા, અને લીમીટેડ કંપનીઓ ઉભી કરનારાઓ આપખુદી ભર્યા એકહથ્થુ ઇજારાઓ પટકાવે છે, અને સનદી નોકરો–જે પેલા મુડીવાદીઓના જ નોકરો છે–તેઓ નોકરી ઉપરથી નિવૃત થઇ ને પાછા જાય ત્યારે એવી કંપનીઓના ડીરેક્ટરોના મંડળીમાં સ્થાન મેળવે છે. ઇંગ્લંડથી હિંદમાં ગયેલી સ્ટીમર કંપનીઓ તેમની વચ્ચે આવનારાઓને ધિક્કારે છે.* વેપારીઓ અને બેંકોનો કુટુંબ મેળો બધું હાથમાં રાખવા માગે છે. આમાં હિંદને વાજબી ક્ષેત્ર મળવાની જ ઓછી તકો છે, ત્યાં મહેરબાનીની તો વાત જ શું ?"

આ જાતની આર્થિક પરતંત્રતા જ હિંદને વધુ ખુંચે છે, પરંતુ એ આર્થિક લાભને માટે તો બ્રિટિશ મુત્સદીઓ અને મુડીવાદીઓ, સનદી નોકરો અને લશ્કરી અમલદારો મારફત હિંદને પોતાના પંજામાં કાયમનું કચડતું રાખવા માગે છે. એટલે ખરેખરી લડત તો હિંદની આર્થિક સ્વતંત્રતાની જ છે. શું એ જાતની સ્વતંત્રતા હિંદી મુડીવાદીઓ અને હિંદના મવાળ મુત્સદીઓ, બ્રિટનની સાથેના સહકારથી પ્રાપ્ત કરી શકે તેમ છે? આજ સુધીના ઇતિહાસ પાસેથી જો, એમની એ ભ્રમણા ભાગી ન હોય તો, અને કેવળ હિંદની રાષ્ટ્રીય મહાસભાને જ મજબુત બનાવી, એક તરફ મહાસભા અને બીજી તરફ પાર્લમેન્ટ એવા બે પક્ષો હોય તેવી પરિસ્થિતિ ઉભી કરવામાં જ હિંદનું હિત સાધી શકાય તેમ છે, એ વાત જો તેઓ હજી સમજી શક્યા ન હોય તો, એમની વાતો દેશનો દ્રોહ કરનારી છે, એમ કહેવામાં અને માનવામાં કશું જ ખોટું નથી.

---

* હાઇ બીલ જ તેનો સ્પષ્ટ પુરાવો છે.

લોર્ડ જોશીઆ વેજવુડે નવ વર્ષ પહેલાં પોતાની બ્રિટિશ પ્રજા માટે કહ્યું હતું: "આપણે હજી યે હજુ લોકોના પહેલા પિત્રાઈ રહ્યા છીએ, આપણા હૈયામાંથી સ્વાર્થી વૃત્તિ ગઈ નથી. મોન્ટેગ્યુ સુધારા વખતે જો 'ઇન્ડીયા ઓફિસ', હજુ–ઓ'ડવાયર ઘમંડને તાબે થઈ ગઈ ન હોત, તો તેણે કંઈક નવું કરી બતાવ્યું હોત." હજી યે હિંદીઓ માટે હિંદની ભાવનાથી કામ લેવાય તે જરૂરનું છે. વસ્તુ પ્રતિષ્ઠાના જે ઘમંડને લીધે અમેરિકા ગુમાવ્યું તે જ ઘમંડ હજી ય બ્રિટિશ મુત્સદ્દીઓને છોડી ગયો નથી, એટલે "નુએજની નંદરની આ તરફ આવતાં જ તે પોતાની બધી જ વિવેકી રીતભાતને દરિયામાં પધરાવે છે–પૂર્વમાં અંગ્રેજો પોતાની ચામડીના રંગબંધાએ સાથે અને નોકરો સાથે ભિન્ન ભિન્ન જાતનું વર્તન ચલાવી રહ્યા છે. હિંદમાં આ ગોરાઓ તેમની નોકરી કરતા હોય તેવા જ હિંદીઓના સમાગમમાં આવે છે, તેથી ધારાસભાના હિંદી સભ્યો સાથે પણ તેઓ એ જાતનું વર્તન ચલાવવા જાય છે......આટલા માટે હિંદીઓ હૃદય પલટો માગે છે, પણ તેમ થવું મુશ્કેલ છે, કેમકે હિંદમાંના બ્રિટિશો બ્રિટનના મુત્સદ્દીઓ અને મુડીવાદના જ સુરો સંભળાવનારા હોય છે. આ હૃદય પલટા માટે તો માત્ર એક જ રસ્તો છે, અને તે હિંદને સ્વરાજ્ય અને સમાન હક્ક આપવાનો છે," કેમકે "કોઈ પણ દેશને માટે ઇચ્છા ન હોય તેવી પ્રજાને સામ્રાજ્યની ભાગીદાર બનાવવી તે જેટલું નુકશાનકારક છે તેટલું નુકશાન તે પ્રજાને લશ્કરી બળથી દબાવી ન રાખતાં મુક્ત અને જુદા દેશ તરીકે રહેવા દેવામાં નથી." બ્રિટિશ મુત્સદ્દીઓ માટે આયર્લૅન્ડ તેનું સુંદર ઉદાહરણ થઈ પડયું છે. પરંતુ જૂનવાણી માનસને બદલવું કે ઇતિહાસ પાસેથી મળેલા બોધને જીવનમાં ઉતારવો, તેવું બ્રિટિશ પ્રજાએ હિંદીઓ સાથેના કે બીજી કોઈપણ રંગીન પ્રજા સાથેના વર્તનમાં બતાવ્યું નથી.

એક તરફ વિશ્વની શાંતિની વાતો કરવામાં આવે છે. હાલની કામદાર સરકાર પણ તેવી વાતો મોટે મોટેથી કરી રહી છે, પરંતુ તેમનામાંના જ એક વિચારશીલ પુરુષે કહ્યું છે તેમ: "જગતમાં બ્રિટનનું બળ કેવળ હિંદના સહકાર ઉપર અવલંબી રહ્યું છે. ભૂતકાળમાં એ સહકારની અવગણના આપણે [બ્રિટિશોએ] ઘણી કરી છે, હજી યે જો સામ્રાજ્યની સાંકડી ભાવનાને જ લંબાવી રાખવી હોય તો તેમ ચાલુ રાખી શકાશે, પરંતુ સમસ્ત વિશ્વની શાંતિ અને એકતા માટે તો હિંદનો સહકાર એ મોટામાં મોટી જરૂરી વસ્તુ છે. એથી જ હિંદના અસહકારથી વિશ્વ શાંતિની વાતોનો આધાર સ્થંભ જ તુટી પડે છે." એ વાત સ્વીકારવાને બદલે, હિંદને સ્વતંત્રતા આપવાથી મારામારી, કાપાકાપી, ખુનામરકી થશે, અફઘાનો અને દેશી રાજાઓ તેને હાથ કરી લેશે, એવી એવી વાતો કરવા પાછળ બ્રિટિશ મુત્સદ્દીઓ અને મુડીવાદીઓ તેમ જ તેમના સુર સંભળાવનારાઓ પોતાની શક્તિ વ્યર્થ ખર્ચે છે! તેમ કરવામાં જો તેઓ હિંદીઓને હજી ય બાલ–બુદ્ધિના માનવાની ભૂલ કરતા હશે તો જરૂર ખત્તા ખાશે.

કેમકે, આવા જ પ્રશ્નો ૧૯૧૯–૨૧ માં ઘણા જ પૂછાઈ ગયા હતા. પાર્લામેન્ટના સભાસદ, બ્રિટિશ લશ્કરના અનુભવી અને કામદારપક્ષના એક સભ્યે અસહકારના યુગમાં ગાંધીજી સાથે વાત કરતાં કહ્યું હતું:

"જો અમે [બ્રિટિશ] હિંદમાંથી જઈશું તો હિંદમાં અંધાધુંધી ફેલાઈ જશે."

ગાંધીજીએ શાંતિથી જવાબ આપ્યો: "પરદેશીઓના રાજ્ય કરતાં હું અંધાધુંધીને વધારે પસંદ કરું છું."

"અમે તો જઇશું તો લાહોરમાં અફઘાન અમીર રાજ કરતો હશે, દિલ્હીમાં હોલ્કર હશે અને બંગાળમાં ગુરખાઓ રાજ કરશે."

"તો અમે અંગ્રેજોના અમલને તોડી પાડી શક્યા હોઇશું તો બીજી કોઇ પણ સત્તા અમારી સામે થઇ શકશેજ નહિં."

અને એ બધા પ્રશ્નોત્તર પછી, પેલા મુત્સદી આપ્ધાએ લખ્યું હતું કે:

"જો એ દિવસ કોઇ પણ વખતે આવે કે જ્યારે પ્રત્યેક હિંદી અમલદાર ઘેર બેશી રહે, રેલ્વે ગાડીઓ દોડતી બંધ થઇ જાય, ઘરગથુ નોકરો પ્રત્યેક ગોરાના ઘરમાંથી નીકળી જાય, અને આરોપીઓ બચાવ શોધવાની ના પાડે, ત્યારે પશ્ચિમવાસીઓને હિંદ છોડવું જ પડે, અને હિંદીઓ એ વાત બરાબર સમજે છે."

તેમ ન થાય, જગતની શાંતિ સ્થપાય, એશિયા યુરોપની સામે ફુંફાડો ન મારે, એ જ જરૂરનું છે. એમ બતાવીને છેવટે પેલા કામદાર મુત્સદીએ ટપકાવ્યું:

"જે રાજદ્વારી પુરૂષ હિંદને બીજું આયર્લેન્ડ બનાવશે, તે જગતના નાશની તૈયારી કરશે. હજી ય સંધ સ્થાપવાનો માર્ગ સાફ છે, પરંતુ તે સંધની સ્થાપના માત્ર સમાનતાનાં જ ધોરણે થઇ શકશે."

પરંતુ ગોરા મુત્સદ્દીઓએ આરંભથી જ હિંદીઓ સાથે ભયંકર અસહકાર અને અવિશ્વાસનું વર્તન રાખ્યું છે. મોન્ટફોર્ડ સુધારા વખતે એ વર્તન વધારે નફટ અને નગ્ન સ્વરૂપે જણાયું અને મોન્ટફર્ડ સુધારાના વૃતાંત પછી પાર્લામેન્ટની 'જોઇન્ટ કમિટી'એ જે ખરડો તૈયાર કર્યો, તેમાં જ હિંદીઓ તરફનો ભયંકર અવિશ્વાસ પુરવાર થતો હતો. મિ૦ જોસીઆ વેજવુડે પોતાનાં પુસ્તકમાં આ સંબંધમાં આમ લખ્યું હતું:

"Lack of trust is writ large across the face of that document."

એ ખરડામાં જ ચેમ્સફોર્ડ—ઓડવાયર અને એન્ગ્લો ઇન્ડિયન માનસનો સ્પષ્ટ પડઘો હતો. તે પછીના બધાં જ વર્ષોમાં, સાયમન સાતડીની નિમણુંક વખતે, ગોળમેજી પરિષદની વાતો વખતે, એ જ અવિશ્વાસ અને અસહકારનું તોછડાઇભર્યું વર્તન બ્રિટિશ મુત્સદીઓએ જ ચાલુ રાખ્યું છે, તે વાત સ્વતંત્રતાના રાષ્ટ્રીય મહાસભાના આદર્શની વિરૂધ્ધ થનારાઓએ ભૂલવા જેવી નથી.—એટલે જે વિશ્વશાંતિની બ્રિટિશ મુત્સદ્દીઓ વાતો કરે છે તે ખરેખરી હોય, તો હિંદને ઉદારતાની બક્ષિસો આપવાની અભિમાનભરી વાતો છોડી, તેમણે હિંદના સાચા રાષ્ટ્રીય નેતાઓની સાથે સહકાર કરવા તૈયાર થવું જોઇએ છે. હિંદે જ્યારે મિત્રતાનો હાથ લંબાવ્યો હતો, ત્યારે તેનો તિરસ્કાર કરનારા બ્રિટિશ મુત્સદ્દીઓ જ હતા. એટલે હિંદ તરફ સાચા દિલનો સહકાર અને વિશ્વાસની લાગણી બતાવવાની પહેલ કરવાની તમામ જવાબદારી એમની જ છે.

# ધર્મની દુકાનો

: લેખક :

હરિશંકર વિદ્યાર્થી

(હું પ્રેમની જોગણ પીયુને શોધવા ચાલી. એ રાગ.)

**આ**જે ઘણુ લોકો દુકાનો ધર્મની માંડી;
ધર્મની માંડી–નિયમ સૌ શાસ્ત્રના છાંડી. દુકાનો ધર્મની.

દેવમંદિરો બન્યાં છે ખાસ દુકાનો;
ધર્મને ધંધો બનાવ્યો પેટ ભરવાનો. દુકાનો ધર્મની.

દેવ દેવીને ઠરાવ્યાં જેમ વેપારી;
ને દલાલો થઇ પડ્યા કે ગોર–પૂજારી. દુકાનો ધર્મની.

દ્રવ્ય હરવા અજબ કીધા ધર્મના ધારા;
દેવ દેવીને બનાવ્યાં લાંચ લેનારા. દુકાનો ધર્મની.

તેલ દો હનુમાનને તો કષ્ટ તે કાપે;
મરજી કો પણ દેવબાપા મુખ ના આપે. દુકાનો ધર્મની.

આમ અ.વક દેવમંદિરે સદા આવે;
દેવને નામે દલાલો મોજ ઉડાવે. દુકાનો ધર્મની.

ગાદીઓ થાપી ઘણા તો મંદિરે ચડીઆ;
ત્યારથી તે વેચતા પરસાદના પડીઆ. દુકાનો ધર્મની.

ભેટ–પૂજા ગ્રહણ કરવા કાયદા કીધા;
સ્વર્ગના સઘળા ઇજારા એમણે લીધા. દુકાનો ધર્મની.

ધુતતા ધન–માલ નિયમો નવનવા નાખ્યા;
આરતિ–પધરામણીના ચાર્જ પણ રાખ્યા. દુકાનો ધર્મની.

તીર્થમાં તો દાન–લાગા સેંકડો ભારી;
લૂંટતા ત્યાં અભણ પંડ્યા–ગોર–પૂજારી. દુકાનો ધર્મની.

ભાદ્રપદના સોળ દિવસ શ્રાદ્ધના કીધા;
ખીર ને દૂધપાક ખાવા ગોઠવી દીધા. દુકાનો ધર્મની.

ધર્મને નામે કરી આવી અજબ જુક્તિ;
ડુંગળી–બાજાર પ્રમાણે વેચતા મુક્તિ. દુકાનો ધર્મની.



મંચુરીઆમાંની મોંગોલીઅન સ્ત્રીઓ.

# મંચુરીઆ : ચીનનું પાણીપત

: લેખક :

**શ્રી હીરાલાલ જે. જોષી, બી. એ.**

રંગભૂમિ ઉપરથી એક પછી એક પડદો ઉપડતાં જેમ અવનવાં દૃશ્યો નજરે પડે છે તેમ મીસર અને મેક્સીકોની ભૂમી પણ અનેક રંગોથી રંગાતી આવી છે. એ ભૂમિમાં લોહીની નીકો પણ વહી છે અને શાંતિના સ્વાદ પણ ચખાણા છે. વિદેશીઓનાં કારમા આક્રમણો તેણે સહ્યાં છે અને એ જ વિદેશીઓને તેણે હંફાવ્યા છે પણ ખરા. અત્યારે વિશ્વનું લક્ષ્યસ્થાન બનેલા ચીનની મંચુરીઆની ભૂમિનો ઇતિહાસ પણ સર્વાંશે આવો જ છે. હિંદની શોધખોળ અર્થે નીકળેલા વહાણવટી કોલંબસના જન્મ પહેલાં એટલે પંદરમી સદીમાં મોંગોલ લોકોએ એશીઆ પર વિજય મેળવવાને અને યુરોપમાં ખાનાખરાબી કરવાને અહિંથી જ આક્રમણ કર્યું હતું. બીકણ ચીનાઓએ બાંધેલી જંગી દિવાલને વટાવીને અહિંથી મંચુ લોકો ધસી આવ્યા હતા અને મીંગ લોકોને હાંકી કાઢી પેકીંગમાં નવા વંશની સ્થાપના કરી હતી.

૧૨૦૦ વર્ષ પહેલાં આ બહાદુર મંચુ લોકો દરીઓ ઓળંગી જાપાન જોડે વ્યાપાર ખેડતા હતા. કુબ્લાઇ ખાનનું જંગી સામ્રાજ્ય જ્યારે ચોમેર પથરાઇ પડ્યું હતું ત્યારે એક હજાર વહાણોના એક મોંગલ કાફલાએ વિજય પ્રયાણ કર્યું હતું. પરંતુ તે આખોયે કાફલો ક્યુશ્યુના કિનારા નજીક ઝરમાં તોફાનમાં સપડાઇ જતાં સમુદ્રને તળીએ જઇ બેઠો હતો.

તોફાનનાં વાદળો જામ્યાં ત્યારે મંચુરીઆ ત્રણ સામ્રાજ્યોની સમરભૂમિ બની. રશીઆ, ચીન અને જાપાન વચ્ચે જંગ જામ્યો. એ જંગમાં 'ઉગતા સૂર્ય' જાપાને કોરીઆ પચાવ્યું અને ચીનના સર્પે મંચુરીઆને ભરડો લીધો. વિશ્વ વિગ્રહતો કારમો પંજો પડતાં રશીઆ છિન્ન ભિન્ન થઇ ગયું અને ઝારશાહીના નાશની સાથે સોવીએટ સરકારની સ્થાપના થઇ.

છે. ઠેર ઠેર રેલ્વેઓની જાળ પથરાવા લાગી અને મંચુરીઆની ભૂમિમાં વિદેશીઓનો પગદંડો જામવા લાગ્યો. ભવિષ્યમાં શું થશે તે તો સમયનો પડદો ઉપડ્યા પછી જ જાણી શકાશે,

મંચુરીઆના રાજકારણમાં અનેક પલટા આવ્યા હશે અને આવશે, ત્યાં અનેક વખત લોહી રેડાયાં હશે અને રેડાશે, તેને અનેક આર્થીક મુશ્કેલીઓ ભોગવવી પડી હશે અને



**મંચુરીઆના વાયવ્ય પ્રાંતના વ્યાપારીઓનો માંગોલીઅન દુભાસીઓ. જે મંચુરીઆમાં વ્યાપાર કરતા વિદેશીઓનું મોટું સાધન છે.**

નકશાના રંગો બદલાય છે પરંતુ એ તો ખુનખાર વિગ્રહો અને મનુષ્યોનાં જીવન અને વિચારમાં સામાજીક પરિવર્તનને અંતે જ થવા પામે છે. મંચુરીયાનું પણ તેમ જ બન્યું. સરહદ પર અનેક ટક્કરો પડ્યા અને આખરે દેશમાં વિદેશીઓનો પગ પેસારો થયો. અને એ ધસારો એટલો તો જંગી હતો કે આજ દિવસ સુધી તે ઇતિહાસમાં અજોડ રહેશે

પડશે પરંતુ તેના ઇતિહાસમાં એક વસ્તુ તો ચોક્કસ તરી આવે છે કે, જાપાન, ચીન અને રશીયા આ દેશમાંથી ધન સંચય કરવાના તેમના પ્રયાસો તો સદાય ચાલુ જ રાખશે. અત્યાર સુધીમાં લાખો વિદેશીઓ મંચુરીઆમાં ઘુસી ગયા છે. રશીયાએ બાંધેલી રેલ્વેઓથી આ ભૂમી જકડાઇ ગઇ છે. આમ રેલ્વેની જાળ બીછાવવામાં પણ

વિદેશીઓ પડદા પાછળની રમત રમવાનું ચુક્યા નથી.

મંચુરીઆનો સૂર્ય પણ એક દિવસ પૂર્ણ તેજે પ્રકાશી રહ્યો હતો. મંચુ વંશની સ્થાપના થતાં કંઇ સમય લાગ્યો ન હોતો. મુલિમર મંચુ લોકોએ ચીનનાં પાટનગર પેકીંગનો કબજો લઇ આખાય ચીન પર ૧૬૪૪ થી ૧૯૧૨ સુધી સ્વામીત્વ ભોગવ્યું હતું.

૧૮૯૪ અને તે પછીનો ઇતિહાસ મંચુરીઆની ઉતરતી અવસ્થાનું ચિત્ર રજુ કરે છે. જાપાને મંચુરીઆ પર આક્રમણ કર્યું અને કોરીઆ માટેના ઝગડામાં ચીનને હરાવ્યું. શીમોનોસેકીની સુલેહમાં ચીનને કેટલોક પ્રદેશ જાપાનને કાયમને માટે આપી દેવો પડ્યો, પરંતુ ફ્રાંસ, રશીયા અને જર્મની વચ્ચે પડતાં જાપાને એ પ્રદેશ પરથી પોતાનો હાથ ઉઠાવી લીધો.

૧૮૫૮ માં તો રશીઆએ આ પ્રાચીન ભૂમિમાં પગ પેસારો કરી દીધો અને આમુર નદી સુધી અડ્ડો જમાવી દીધો. ૧૮૬૦ માં તો તેણે સુસુરી નદીથી ઠેઠ જાપાનના સમુદ્ર સુધીનો આખોયે મેરીટાઇમ પ્રાંત કબજે કરી લીધો. ઓગણીસમી સદીના છેલ્લા દસકામાં રશીયા આ પ્રદેશમાં પોતાની ટ્રાન્સ–સાઇબીરીઅન રેલ્વે ઠેઠ વ્લાડીવોસ્ટક નજીક દરીઆના કિનારા સુધી લઇ જવા આગળ ધપાવ્યે જતું હતું. જાપાન સાથેના ઝગડામાં તેણે ચીનને મદદ કરી પરંતુ એ મદદનાં બદલાનાં નીચે મંચુરીઆની ભૂમિમાં ઘુસવાને માટે નફો લાભ લેવાનું ચુક્યું નહિ. ૧૮૯૬ના સપ્ટેમ્બરની તા૦ ૮ મીએ થયેલા કરાર પ્રમાણે રશિયાએ તેણે મંચુરીઆમાં રેલ્વે બાંધવાનો હક્ક મેળવી લીધો. નવી રેલ્વેઓ બંધાવા લાગી અને લોકો તે તરફ વસવાટ ત્યાં વસવાટ કરવા લાગ્યા.

તાજેતરમાં વર્તમાનપત્રોનાં જગતમાં આ ચાઇનીઝ ઇસ્ટર્ન રેલ્વેનાં નામથી ઓળખાતી રેલ્વેએ સારો ચકચાર જગાડી હતી. મૂળ કરાર પ્રમાણે તો આ રેલ્વેમાં ચીન અને રશીયાને સરખો હિસ્સો મળે તેમ હતું. ઝારના ઇજનેરો આ રેલ્વેઓ બાંધે અને તેનાં કારખાનાં વિગેરે ચલાવે પરંતુ રેલ્વે વ્યવસ્થાનાં કામકાજ માટે જે ડીરેકટરો નિમાય તેમાં બરોબર અર્ધા ચીનના હોવા જોઇએ તેમ ઠર્યું હતું. ૧૯૦૩ માં આ રેલ્વે બંધાઇ રહી ત્યારે તેની પાછળ ૨૦૦,૦૦૦,૦૦૦ ડોલરનો ખર્ચ થયો હતો.

૧૯૦૪ મા જાપાન અને રશીયા વચ્ચે જંગ જામ્યો. સુશીમાની સામુદ્રધુનીમાં રશીયન બાર્કસો નજરે પડવા લાગ્યા. પોર્ટ આર્થર પડ્યું; પુરાણા મુકડનની દિવાલો તોપોના મારાથી ધ્રુજવા લાગી. ટ્રેસેપિટ્રીનું સુમાઅંત પછી પ્રમુખ રુસ્વેલ્ટે વાટાઘાટ આદરી, પોર્ટસ્મથની સુલેહ પ્રમાણે રશીયાને લીઆઓટુંગ દ્વીપકલ્પનો પોતાનો પટો અને દક્ષિણ મંચુરીઆની રેલ્વેનો કબજો જાપાનને સોંપી દેવાં પડ્યાં. ચીન તેમાં સંમત થયું અને પાછળથી જાપાનને એ પટો નવાણું વર્ષ માટે વધારી આપ્યો.

મંચુરીઆની યાતનાનો આથી અંત આવે તેમ નહોતું. વિશ્વવિગ્રહના આગમાં ઝારશાહી હોમાઇ ગઇ અને રશીયાનાં રાજતંત્રમાં અનેક ફેરફારો થવા લાગ્યા. એ અંધાધુંધીના સમયમાં સાઇબીરીઆમાંથી લોકો હજારોની સંખ્યામાં ભાગી મંચુરીઆના શહેરોમાં ભરાવા લાગ્યા અને સ્થાનીક પ્રજાની મુશ્કેલીઓમાં ઉમેરો કરવા લાગ્યા. આ અંધાધુંધીમ

મિત્ર રાજ્યોએ ચાઇનીઝ ઇસ્ટર્ન રેલ્વેનો વહીવટ હાથ કરી લીધો. વ્લાડી વોસ્ટોકથી માણસો અને સરંજામ મોકલવા માટે આ રેલ્વે ઉપયોગી થઇ પડે તેમ હતી. પાછળથી સોવીએટ સરકારની સ્થાપના થઇ. ૧૯૨૪ માં તેણે ચીન સાથે નવી સંધી કરી અને તેમાં રેલ્વેનો નફો ચીન અને સોવીયેટને સરખે હિસ્સે મળે તેમ ઠર્યું. વર્ષમાં સોવીયેટની ઉદારતાથી ગોરાઓથી વસેલા રેલ્વે પ્રદેશ પર ચીનની હકુમત સ્થપાણી. ૧૯૨૯ ના જુનની ૧૧ મી તારીખ સુધીનો આ વિખ્યાત ચાઇનીઝ ઇસ્ટર્ન રેલ્વેનો ઇતિહાસ છે. તે પછી સોવીયેટની સામે થવાની ત્રીજી પ્રજાઓની સતત ઉશ્કેરણીથી ૧૯૨૯ ના જુનની ૧૧ મી તારીખે ચીને આ રેલ્વેનો કબજો લઇ લીધો અને તેમાં કામ કરતા રશીયનોના ધરપકડ કરી અને એક વખત વધુ આ ભુમિ પર વિગ્રહનાં વાદળાં જામવા લાગ્યાં.

રેલ્વેની જાળ બીછાવી વિદેશીઓએ મંચુરીઆમાં પગદંડો જમાવ્યો; સાથે સાથે પરદેશીઓનાં ટોળેટોળાં હજારોની સંખ્યામાં આ દેશમાં ઉતરી પડવા લાગ્યાં અને દેશની વસતી ઉભરાઇ જવા લાગી. સાઇબીરીઆમાંથી જે ધસારો થાય છે તે ઉપરાંત દર વર્ષે ચીનના હુપેઇ પીહીન અને ધાડપાડુઓથી ત્રાસેલા ચિહલી અને શાન્ટુંગ પ્રાંતોમાંથી આશરે ૫૫૦૦૦૦૦ ચીનાઓ વસવાટ અર્થે અહિં આવે છે. આમ અત્યાર સુધીમાં છેક સાઇબીરીઆની સરહદ સુધી ૩૦,૦૦૦,૦૦૦ પરદેશીઓ વસ્યા છે.

મંચુરીઆ ઉત્તર ચીનનો એક ભાગ છે. જગતમાં તેના જેવો ગીચ વસ્તીવાળો અને ભુખમરાથી પીડાતો દેશ ભાગ્યે જ હશે. પરદેશીઓના વસવાટથી સ્થાનિક પ્રજા સમૃધ્ધ બનવાને બદલે વધુને વધુ કંગાળ બનતી ચાલી છે. ઓગણીસમી સદીમાં ટેઇપીંગના બળવા પછી મંચુવંશની સત્તા નબળી પડવા લાગી અને તે સાથે વિદેશીઓનું આક્રમણ પણ વધતું ચાલ્યું. બોક્સર વિગ્રહ ફાટી નિકળ્યો અને ઝારના સૈનીકો એ મંચુરીઆમાં સત્તા જમાવી. એ સમયનું કંગાળ દૃશ્ય તો હૃદય પીગળાવે તેવું હતું. કેટલાંક વર્ષો પછી મેક્સીકોમાં પણ ખુનખાર વિપ્લવ ફાટી નીકળ્યો. હજારો અર્ધ નગ્ના ભુખમરાથી બેહાલ બનેલા કંગાલ લોકો અહીંથી તહીં ભટકતા નજરે પડતા હતા. ઝારના સૈનીકોએ દેશમાં જે કંગાલીયત આણી હતી તેમાં મેક્સીકોના વિપ્લવથી ત્રાસી નાસી છુટી અહિં આવેલા લોકોએ ઉમેરો કર્યો. અધુરામાં પુરું રશીયાએ ઉત્તર ચીનનાં બંદરોમાં મજુરોને લઇ જવા માટે વહાણો નાંગરવા માંડ્યાં. દેશમાં અનેક અફવાઓ ઉડી અને છેવટે ચીના મજુરોએ બંડ કર્યું. આ બંડને શમાવી દેવા રશીયાએ ઝારશાહી પ્રવર્તાવી. બંડના નાયકોને તેમના લાંબી ચોટલીઓ લાંબી (Pigtails) થી વહાણોસાથે બાંધી ફટકા લગાવવામાં આવતા હતા. વહાણોમાંથી નાસી સમુદ્ર તરી કિનારે પહોંચવાનો પ્રયાસ કરતા અનેક મજુરોને ડુબાડી દેવામાં આવ્યા હતા. નાનાં બાળકો, થોડાં વાસણો અને ફાટ્યાંતુટ્યાં કપડાંનાં પોટકાં લઇ કુંટુંબોની નાસ ભાગ શરૂ થઇ. માંકડની માફક આ ટોળાં ઉભરાઇ જવાં લાગ્યાં. કંગાલીયતનું એ નયું દૃશ્ય હતું.

ત્રિકોણાકારના આ દેશની એક બાજુ આમુર નદી આવેલી છે. દક્ષીણે પીળો સમુદ્ર અને ચીહલીનો અખાત; પુર્વે કોરીઆ અને રશીઆના મેરીટાઇમ પ્રાંતનો થોડો ભાગ અને પશ્ચિમે પુર્વ મોંગોલીઆનો

પ્રદેશ અને ચીનની જંગી દિવાલના અવશેષો છે. તેનું ક્ષેત્રફળ આશરે ૩૬૩૭૦૦ થી ૩૮૦૦૦૦ ચોરસ માઇલ જેટલું છે. આ દેશ ક્ષેત્રફળમાં મેક્સીકોથી અર્ધો હોવા છતાં તેની વસ્તી મેક્સીકોથી ચાર ગણી છે. ઉનાળામાં સખ્ત ગરમી અને શીયાળામાં કડકતી ઠંડી પડે છે અને બરફના થર જામે છે. આ દેશ અનેક નદીઓથી વિંટળાએલો છે. યલુ, ટયુમેન

અનેક સાધન બને તેમ છે. પરંતુ આ બધાનો સાચો લાભ તો ગોરી પ્રજા લેતી આવી છે. તેમણે કેટલાંક બંદરો હાથ કરી ત્યાં ખાસ હક્કો મેળવ્યા છે અને એ ખાસ હક્કોના રૂએ તેઓ પારકી ભૂમિમાં પણ સર્વોપરી સત્તા ભોગવી સ્થાનીક પ્રજા પર જલસી ચલાવી તેને ચૂસી રહ્યા છે. ચીનમાં ક્રાંતિના કાળા પડેલાં તેમને કોઇ આ ખાસ હક્કો માટે પુછતું નહિં. કંગાળ ચીનાઓ ટૂંકે ટૂંકુ



દક્ષિણ મંચુરીઆ ફળનો બગીચો જ છે. ત્યાંની લીલીદ્રાક્ષ બહુ જ પંકાય છે.

નદીઓ ઉપરાંત અમુર નદી દેશને લગભગ આંટો લઇ જાય છે. ૨૦૦૦ માઇલ સુધી તો આ નદીમાં વહાણો હંકારી શકાય છે. રશીઆ તેનો યથેચ્છ ઉપયોગ કરતું આવ્યું છે. આ નદીને રસ્તે સુંદર સુંગારી નદીનો સંગમ થાય છે. ઉપરાંત અનેક નદીઓના ફળદ્રુપ પ્રદેશોએ અનેક અમેરીકનોને આકર્ષ્યા છે. ઉપસાગર અને અખાતનો પણ ત્યાં તોટો નથી. બંદરોની વિપુલતા વ્યાપારનું

કમાઇ અર્ધભૂખી અવસ્થા ભોગવી રહ્યા હતા. અમેરિકા, ગ્રેટબ્રિટન, જાપાન અને રશીયાની વ્યાપારી પેઢીઓ આ દેશનો વ્યાપાર સર કરી બેઠી છે. જાપાન અને રશીઆએ જેમ રેલ્વે લાઇનો દ્વારા આ ભમિમાં પગ પેસારો કરી સત્તા જમાવી તેમ ગ્રેટબ્રિટન પણ એ વૃત્તિ અજમાવવામાં પાછું પડ્યું નથી. મંચુરીઆમ પેકીંગ–મુકડન રેલ્વેનો ૭૯૨ માઇલનો ટુકડો

બાંધવામાં બ્રિટને લોન ધીરી એ રીતે દેશમાં પગ પેસારો કર્યો હતો. ગોરી પ્રજાઓ રેલ્વેઓનો બેવડો લાભ ઉઠાવે છે. રેલ્વેના સાંચાઓ અને બીજાં સાધનો પુરાં પાડી તેઓ યથેચ્છ નાણાં ઉત્પન્ન કરે છે અને રેલ્વેઓ દ્વારા દેશનો કાચોમાલ ઢસરડી જઇ તૈયાર માલ દેશમાં ભરી દે છે. લાકડું, ઉન લોઢું, તેલ રૂ, માંસ અને ફળોની મોટા પ્રમાણમાં ઉચાપત કરી પરદેશીઓ તેમની ભૂખ ભાંગે છે. દેશનો જથાબંધ વ્યાપાર તો વિદેશીઓ જ હાથ કરી બેઠા છે જ્યારે કંગાલીયત સેવતી સ્થાનીક પ્રજાને તો પરચુરણ વ્યાપાર કરી સંતોષ માનવો પડે છે. વિદેશી વ્યાપારીઓ જોડેની હરીફાઇમાં તેઓ ટકી શકે તેમ નથી. આ લોકો પોતાના દેશમાં બનેલો માલ ત્યાં ભરી દે છે. એટલું જ નહિ પરંતુ તળપદમાં કારખાનાં ઉભાં કરી તે દ્વારા માલ ઉત્પન્ન કરી ગરીબ પ્રજાને વ્યાપારમાં ફાવવા દેતા નથી. મુડી અને સત્તાના જોરે તેઓ ફાવે તેમ કરી શકે છે.

દક્ષિણ મંચુરીઆમાં કોલસાનાં અનેક ક્ષેત્રો છે. વર્ષો પહેલાં ભગર્ભમાં છુપાઇ રહેલો એ કોલસો વખત જતાં રશીયા, જાપાન, અમેરિકા અને બ્રિટનમાં ઢસરડાઇ જવા લાગ્યો. મુકડનની પૂર્વે આવેલાં ફુશનના પ્રખ્યાત કોલસાના ક્ષેત્રમાં પગપેસારો કરવાનું પરદેશીઓ ચુક્યા નથી. ફુશન દર વર્ષે ૭૦૦૦૦૦૦ ટન જેટલો કોલસો આપે છે.

વિદેશી કારખાનાઓની સંખ્યા મંચુરીઆમાં કેટલી છે તે તો જાપાનની માલેકીના કારખાનાઓની સંખ્યા પરથી સહેજે કલ્પી શકાશે. જાપાને પરે મેળવેલા પ્રદેશમાં ૩૦૦ જેટલાં કારખાનાં ઉભાં કરી દીધા છે અને તે દ્વારા અનેક ઉદ્યોગો ખેડી દેશનો કાચો માલ ઓછી કિંમતે લઇ તેનો તૈયાર માલ મોંઘે ભાવે વેચવાની યુક્તિ રચી છે. બીજી ગોરી પ્રજાઓનું પણ આ પ્રમાણે જ સમજવું. આમ આ દેશ અત્યારે તો કારખાનાંઓથી ઘેરાઇ પડયો છે પરંતુ એમાંનો મોટો ભાગ તો પરદેશીઓએ પચાવી પાડયો છે. પુષ્કળ નદીઓને લઇ આ દેશની જમીન ફળદ્રુપ છે. ખનીજ પદાર્થો પણ પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે છતાં પણ વિદેશીઓના પગ પેસારાથી અહિંની પ્રજા અનેક રીતે શોષાઇ કંગાલીયત સેવે છે.

ચીનમાં પોતાનાં મૂળ ઉંડા રોપવાને ગોરી પ્રજા ધર્મને પણ સાધન બનાવવાનું ચુકી નહોતી. અમેરિકાએ તેમાં પહેલ કરી હતી. ક્રિશ્ચીયન ધર્મગુરૂઓ ચીનમાં ચોમેર ફરી વળ્યા હતા. લોકોને કેળવણી અને ધાર્મીક શિક્ષણ આપવાને બહાને તેઓ અનેક ચીનાઓને પોતાના બાજમાં ખેંચી લેતા હતા. મંચુરીઆ પણ તેમાંથી બચવા પામ્યું નહોતું. પાદરીઓ તેમનાં પ્રચાર કાર્યમાં કોઇ રીતે પાછા પડે તેમ નહોતા. ચીનાઓના સંસર્ગમાં આવવા ખાતર તેઓ ચીનાઓનાં જેવાં કપડા પહેરતા, એટલું જ નહિ પરંતુ તેમના જેવી લાંબી લાંબી ચોટલીઓ (Pigtails) પણ રખાવતા. ચીનની ભાષામાં ક્રિશ્ચિયન ધર્મનાં ગીતો ગાઇ ચીનાઓને પોતાના ધર્મ તરફ આકર્ષવાને તેઓ ઉપાયો અજમાવતા. આ ધર્મગુરૂઓનાં પ્રચારકાર્યમાં ગોરી પ્રજાઓનો હાથ હતો. તેમને નાણાંની પુષ્કળ મદદ મળતી રહેતી હતી. ટુંકમાં તેઓ ગોરાઓના ભાડુતી આડતીઆઓ હતા.

અનેક જંગલોવાળા મંચુરીઆના પ્રદેશમાં લુંટારાઓની ટોળીઓની સંખ્યા પણ કંઇ ઓછી નહોતી. તેઓ દેશમાં ચોમેર

ધુમી અને અન્નને રંગ્નડવાનું કાર્ય કરતી હતી. આજે પણ તેમની સંખ્યા અને રંગ્નડ ઓછાં થયાં નથી.

મંચુરીઆમાં જેમ પુષ્કળ નાની મોટી નદીઓ છે તેમ માઇલો સુધી પથરાએલાં જંગલો પણ છે. અનેક જંગલી પ્રાણીઓ તેમાં વસે છે. એ બધાંમાં મંચુરીઆનો જંગી વાઘ શત્રુ સમો ગણાય છે. આ વાઘનાં ચામડાંનો તો જંગી વ્યાપાર ચાલે છે. અને તેની કીંમત પણ પુષ્કળ ઉપજે છે. વાઘનાં ચામડાંની કિંમત ઉપજે છે એટલું જ નહિં પરંતુ તેનાં હાડકાં, હૃદય અને લોહીનો પણ ઉપયોગ થાય છે. આ બધાંનો અમુક પ્રકારની ઔષધીમાં ઉપયોગ થાય છે. તેના નહોરોની કિંમત તો વળી ખુબ જ ઉપજે છે. નાણાં ઉત્પન્ન કરવાની ખાતર આ પ્રાણીનો પધ્ધતિસર શીકાર ખેલતાં અત્યારે તો તેમનું લગભગ નિકંદન નીકળી ગયું છે. અત્યારે તો દૂર પર્વતોમાં કે આમુર અને યુસુરી નદીઓના પ્રદેશમાં તે બહુજ ઓછા પ્રમાણમાં મળી આવે છે. જ્યારે ચીનની પૂર્વની રેલ્વે બંધાતી હતી ત્યારે તો વાઘનાં ટોળાંને ટોળાં ધસી આવી મજુરોને મારી નાંખતાં હતાં, આથી મજુરોનાં રક્ષણ માટે ખાસ કેટલાક રક્ષકોને રોકવા પડયા હતા. મંચુરીઆમાં વરૂના જેવો એક જંગલી ભયંકર શીકારી કુતરો થાય છે. આ કુતરા એકલા શીકારે નીકળતા નથી પરંતુ ટોળું બંધાઇ જંગલી ડુક્કરો અને બીજાં પ્રાણીઓનો શીકાર ખેલે છે. થોડાં વર્ષો પહેલાં તો મંચુરીઆનાં જંગલો તીતર અને બીજાં પ્રાણીઓથી ભરચક હતાં, પરંતુ વિદેશીના વસવાટ પછી તેમનો નિરંતર શીકાર ખેલાતાં અત્યારે તેમની સંખ્યા ઘણી ઘટી ગઇ છે.

મંચુરીઆમાં અનેક ભટકતી ટોળીઓ તેમના કામ ચલાઉ નિવાસ સ્થાનો બનાવી



મજબુત માંગોલીઅન ટટુઓ અને તેના સ્વાર.

વસતી હતી, પરંતુ પરદેશીઓના વસવાટ પછી તેમને ભાગીને ઠેઠ મોંગોલીઆના પ્રદેશમાં ભરાઇ જવું પડયું છે. મંચુ લોકોમાં અને ચીનાઓમાં અત્યારે બહુ ફરક રહ્યો નથી. મંચુ લોકો ચીનાઓના સંસર્ગથી એટલા તો પલટાઇ ગયા છે કે તેમને હવે મંચુ ભાગ્યે જ કહી શકાય. વર્ષો પહેલાં તો અહીં તાર્તાર લોકોનો વસવાટ હતો. તેમની ટોળીઓ ચોમેર ભટકતી પરંતુ વખતના વહેવા સાથે તેમની સંખ્યા ઘટવા લાગી. અમેરિકામાં જેમ રેડ ઇન્ડીઅનોનું ગોરી પ્રજાઓએ નિકંદન કાઢી નાખ્યું તેવી જ રીતે તાર્તારીનું પણ થયું. આમુર અને સુંગારી નદીઓના પ્રદેશોમાં અત્યારે તો આ લોકો ભણ્યારા એકલા શીકાર પર નિર્વાહ ચલાવતા જીવન ગુજારે છે. ઓગણીસમી સદીના મધ્યકાળ સુધીના ચીનાઓ કે ગોરાઓ તાતારોના નિવાસસ્થાન નજીક જવાની ભાગ્યે જ હિંમત કરી શકતા.

મંચુરીઆની ભૂમિ ચીનાઓથી અત્યારે તો ઉભરાઇ જાય છે, જાપાન, અમેરિકા, રશીયા અને બ્રિટનની પ્રજાઓ સ્થનીક પ્રજાના ભોગે દેશની લક્ષ્મી લુંટવા મથી રહ્યા છે એટલું જ નહિં પરંતુ તેઓની વચ્ચે પણ કંઇ ઓછી હરીફાઇ નથી. આજે ક્રાંતિનો યુગ છે. ચીનમાં તેનાં પગરણ તો ક્યારનાં થઇ ચુક્યાં છે. ગોરી પ્રજાને 'ખાસ હક્કો' તેને ખુંચે છે. અને તે સમે તેણે પ્રબળ ઝુંબેશ ઉઠાવી જાન્યુઆરીના આરંભથી તે હક્ક બંધ કર્યાનું જાહેર પણ કર્યું છે. મંચુરીઆની રંગભૂમિ પણ અનેક રંગોથી રંગાણી છે. સદીએ સદીએ તેને આકરા અનુભવો થયા છે. અત્યારે તો ભૂખમરો અને કંગાલીયત ત્યાં ઘર ઘાલી બેઠાં છે પરંતુ તે નવો સ્વાંગ સજવાના માર્ગે કુચ કરી રહ્યું જ છે.

# હિંદ વિષે બ્રિટનમાં ભયંકર અજ્ઞાનતા

: લેખક :
સુધાકાન્ત ભટ્ટ

બ્રિટિશ સામ્રાજ્યની રચના રાજકારણ કરતાં વ્યાપારી દૃષ્ટિ ઉપર થયેલી છે. કોઇ પણ ભોગે બ્રિટિશ માલને માટે તૈયાર બજારો હાથમાં રહે, તેમ જ તેને જોઇતો કાચો માલ પણ ત્રીજા પક્ષની ડખલગિરી વિના તેને સહેલાઇથી મળી શકે એ બ્રિટિશ વ્યાપારીઓ અને કારખાનાંઓ વાળાઓની ચિંતાનો વિષય છે. બ્રિટિશ સામ્રાજ્યનો આખો યે ઇતિહાસ વાંચી જાઓ અને એ જ બાબત સ્પષ્ટ તરી આવતી જણાશે.

આજે પણ લોકશાસનના પડછાયા નીચે બ્રિટિશ સામ્રાજ્યનાં સૂત્ર સંચાલનો મૂઠી-ભર મૂડીવાદીઓનાં જ હાથમાં છે. બ્રિટનના સામ્રાજ્યવાદીઓ એ પણ પેલા જ મૂઠીભર મૂડીવાદીઓ. બ્રિટનનાં મોટી પત્રો એ પણ પેલા મૂઠીભર મૂડીવાદીઓની મિલ્કત. બ્રિટનનું પરરાષ્ટ્રીય ખાતું તે પણ એ જ મૂઠીભર મૂડીવાદીઓનાં સંતાનોનો સમૂહ. બ્રિટિશ સેક્રેટરીયટ—જે ગમે તે પક્ષની સરકાર હોય છતાં અભંગ રહે છે, અને તેથી જૂને ચીલે ચાલતા તેના રગશીઆ ગાડાની નીતમાં કે ચાલ બાજીમાં ખાસ ફેરફાર કશો જ દેખાતો નથી—તેમાં પણ કાયમના માણસો પેલા મઠીભર મૂડીવાદીઓના જ. દરિયા પાર સંસ્થાનો જમાવવાના સાહસમાં પણ બ્રિટિશ વ્યાપારને જમાવી તેમ જ ટકાવી રાખવો તે જ પ્રધાન આશય રહેલો છે. આરંભમાં દરેક સ્થળેથી ધન લાવીને બ્રિટનમાં ભરવું એ જ બ્રિટિશ સંસ્થાન નીતિ હતી. 'બ્રિટિશ સામ્રાજ્ય' [The British Empire] નો લેખક ડગલાસ વુડરફ [Douglas woodruff] કે પણ શાહીવાદી મનોદશાવાળો છે, તે સ્વીકારે છે કે: "બ્રિટિશ સામ્રાજ્યનો આરંભ સાતમા હેનરીના સમયમાં લગભગ ૪૦૦ વર્ષ પહેલાં અમેરિકામાંથી થયો. એ કહેવું હવે વિશ્વાસઘાત કરવા જેવું નહિં ગણાય, તો પણ સામ્રાજ્યવાદીઓ પૈસાની જ વધારે કાળજી કરનારા હતા."*

## વ્યાપાર એ જ સામ્રાજ્યનો પ્રધાન ઉદ્દેશ

અમેરિકાની માફક હિંદમાં પણ ઇસ્ટ ઇન્ડીઆ કંપની વ્યાપાર શોધતી આવી હતી, અને હિંદીઓના કુસંપનો લાભ લઇને સામ્રાજ્ય જમાવી બેઠી, બ્રિટિશ સામ્રાજ્યનું સરવૈઉં જોતાં જણાઇ આવે છે કે, રણભૂમિમાં લડીને તો તેણે ઘણું જ ઓછું મેળવ્યું છે. કેમકે બ્રિટિશ પ્રજા સ્વભાવે જ લડાયક પ્રજા નહિં પણ વેપારી પ્રજા હોવાથી ખટપટમાં પાવરધી છે.

'બ્રિટિશ સામ્રાજ્યનો વિકાસ [The Expansion of the British Empire] ના લેખક વિલિઅમ, હેરીસન વુડવર્ડે બ્રિટિશ સામ્રાજ્યનું સરવૈઉં કાઢ્યું

---

* ઐતિહાસિક ભમિકાવાળું બીજું પ્રકરણ.

છે, તે જોતાં જણાય છે કે, યુરોપમાં ૧, એશિયામાં ૨, ઓસ્ટ્રેલેસીઆ અને પેસિફિકમાં ૨, વેસ્ટ ઇન્ડીઝના ટાપુઓમાં ૫, ઉત્તર અમેરિકામાં ૨, અને આફ્રિકામાં ૫ સ્થાન માત્ર લડાઇથી જીતીને મેળવવામાં આવ્યાં છે, જ્યારે તે દરેક ક્ષેત્રમાં અનુક્રમે ૨, ૧૧, ૮, ૯, ૩ અને ૧૪ જેટલા પ્રદેશો બથાવી પડીને, તફનામાંથી, ખરીદી કરીને કે સુન્તા મેળવ્યા પછી જોડી લઇને જ મેળવેલા છે. આવી જીતોમાં પણ જ્યાં પોતે ફાવી શકે તેમ હોય તેવા સ્થાને જ બ્રિટિશોએ લડાઇ કરી છે, એવો સ્વીકાર પણ કેટલાએ બ્રિટિશ લેખકોએ કર્યો છે.

આપણે વિલિયમ વુડવર્ડના સરવૈયામાંથી હિંદુસ્થાનને લગતો ભાગ અહિં જોઇએ. તો તે આમ છે: હિંદમાં બ્રિટિશ સત્તાનો આરંભ માત્ર મદ્રાસ, બંગાળ અને મુંબાઇ એ ત્રણ ઇલાકામાંથી જ થયો. તે આમ રીતેઃ

૧૬૩૯ મદ્રાસ જગા ખરીદી.
૧૬૮૦ બંગાળ મોગલ બાદશાહ તરફથી ભેટ મળ્યો.
૧૬૬૧ મુંબાઇ પોર્ચ્યુગીઝો તરફથી મળી.

બસ્સ, આટલા ઉપરથી આગળ વધીને તેમણે હિંદમાં સામ્રાજ્ય જમાવ્યું.

એ પ્રસંગનો પણ નૂતન હિંદના નૌજવાનોએ ખાસ કરીને અભ્યાસ કરવો જરૂરી છે. 'ઇંગ્લંડનો વિકાસ' [The Expansion of England]નો લેખક સર જે. આર. સીલ લખે છેઃ "હિંદમાં તો આપણે [બ્રિટિશ] એક કરવા ગયા અને બીજું થઇ ગયું. આપણો હેતુ તો માત્ર વ્યાપાર કરવાનો હતો અને તેમાં આપણે કંઇ ફળિભૂત થયા નહિં. આપણે હિંદમાં ગયા તે પછીનાં એકસો વર્ષ સુધી હિંદના દેશી રાજ્યો સાથે આપણે કશી જ અથડામણમાં આવ્યા નહોતા, અને જ્યારે તેમની સાથે લડાઇઓ શરૂ કરી ત્યારે પણ આપણે તો એમ જ માન્યું હતું કે, તે લડાઇઓથી આપણા વ્યાપારને ટેકો મળશે." ૧ એજ લેખક આગળ ચાલતાં લખે છે: ૨ "આપણે હિંદ કેવી રીતે જીત્યું એ પ્રશ્ન પ્રથમ દ્રષ્ટિએ તો ઘણો જ ગુંચવણભર્યો લાગે છે. હિંદમાં પુષ્કળ વસતિ હતી. તેની પોતાની સંસ્કૃતિ [અલબત જુદા જુદા પ્રવાહોમાંથી તેનાં ઝરણાં આવ્યાં હતાં તો પણ] આપણા જેટલી જ જૂની હતી. યુરોપનાં ઇતિહાસના અનેક પ્રસંગો ઉપરથી આપણે શિખ્યા છીએ કે, જે પ્રજા બુધ્ધિમાન હોય અને તેની ઉપર ચઢાઇ કરનારાઓ કરતાં ભાષા અને ધર્મે તદ્દન જુદી હોય તેની ઉપર જીત મેળવવી એ તો ખરેખર અશક્ય જ છે. બળવાન સ્પેન મુઠીભર વસતિવાળા ડચોના પ્રાંતને એંશી એંશી વર્ષની લડાઇઓ લડવા છતાં તાબે કરી શક્યો નહોતો. તેજ રીતે પ્રાચીન કાળમાં ગ્રીસ પ્રજાને જીતી શકાઇ નહોતી કે થોડા જ વખત પહેલાં ગ્રીકોને પણ તાબે કરી શકાયા નહોતા. અને હિંદમાં જ્યારે આપણે પગ મૂક્યો તેજ વખતે અમેરિકામાં આપણે આપણી જાતિના ૩૦ લાખ માણસોને તાબેદાર બનાવવામાં નિષ્ફળ જ નિવડ્યા, અને છેવટે તે પ્રજાએ બ્રિટિશ તાજની ધુંસરી ફગાવી દીધી. અમેરિકાના એ બનાવે બતાવી આપ્યું હતું કે અંગ્રેજોના દહાડા હવે આથમવા લાગ્યા છે. પણ હિંદમાં તો બધો જ મામલો પલટાઇ ગયો અને આપણે ત્યાં તો કદીએ પરાજય ન પામીએ તેવા વિજેતા થઇ

---

૧ ધી ઇન્ડીયન એમ્પાયરવાળું પ્રકરણ.
૨ આપણે હિંદ કેવી રીતે જીત્યુંવાળું પ્રકરણ.

પડ્યા, તેથી આપણે એવાં એ શમણાં સેવવા લાગ્યા કે આપણે તો યોદ્ધાઓની પ્રજા છીએ. આમ એક બીજાથી જુદા જતા પ્રસંગો કેમ બન્યા?" એમ કહી લેખક આગળ ચાલતાં કહે છેઃ પ્લાસી અને બીજાં યુધ્ધોમાં આપણે અનેક વિચિત્ર સંજોગોમાં વિજયી થતા હતા તેથી એમ લાગે છે કે, "હિંદુઓની સરખામણીમાં આપણે ખરેખર ભયંકર માણસો [terrible fellows] છીએ! પરંતુ એક અંગ્રેજ સૈનિક ૧૦ કે ૨૦ હિંદુઓને પહોંચી શકે તેમ હતો એમ ધારીએ તોપણ આપણી ફત્તેહો હિંદમાં શરૂ થઇ ત્યારે બધા મળીને અંગ્રેજો જ [દુનિયામાં] એક કરોડને વીસ લાખ હતા, અને વળી ત્યારે તો ઈંગ્લંડ બીજાં યુધ્ધોમાં રોકાયલું હતું... આપણે લડાયક પ્રજા નથી. તે વખતે તો આપણી પાસે જમીન ઉપર લડનારૂં લશ્કર બહુ હતું યે નહિં, માત્ર યુરોપીયન સ્થિતિને અંગે આપણે નૌકા કાફલાથી કામ ચલાવી લેતા, અને જમીન ઉપર લડવાની જરૂર પડે ત્યારે, કોઇ વખત ઓસ્ટ્રીઆને તો કોઇ વખત પ્રશિયાને મદદ આપીને એકાદ લડાયક પ્રજા સાથે જોડાઇ જવાની રમતો આપણે રમતા. આટલી બધી નબળાઇઓ છતાં ૨૦ કરોડની વસતિવાળા અને લગભગ દશલાખ ચોરસ માઇલ જેવડા વિસ્તારવાળા દેશને આપણે જીતી જ કેમ શકયા?...... વળી યુરોપ સાથેની લડાઇઓથી તો આપણે એટલા દેવાદાર થઇ ગયા હતા કે, જે દેવું આપણે કદી પણ ભરપાઇ કરી શકયા નથી, ત્યારે હિંદની લડાઇઓને લીધે આપણા રાષ્ટ્રીય દેવામાં પાઇનો પણ વધારો થયો નથી."

આમ કેમ બન્યું હશે? મેકોલે જેવા બડાશખોર લેખકો ભલે પોતાની જાતને માટે "મહાસાગરનાં સામર્થ્યવંતાં સંતાનો" તરીકે બડાશો મારે, પરંતુ સીલ તે માટે જુદું જ કહે છે. તેની માન્યતા એવી છે કે "યુરોપીયન તાલીમવાળા લશ્કર આગળ દેશી લશ્કર નબળું પડી જતું હતું અને યુરોપીયનોની નોકરીમાં જોડાવાથી તે જાતની તાલીમ મેળવવાની દેશીઓને સગવડ મળતી હતી. એ બે કારણો ફ્રેન્ચોએ શોધ્યાં હતાં અને તેથી જ હિંદ ઉપર જીત મેળવી શકાઇ હતી."

પરંતુ તે પણ ખરૂં નથી. હિંદીઓ સામેની પ્રત્યેક લડાઇમાં પરદેશીઓએ મોટી સંખ્યામાં હિંદીઓને જ ઉતાર્યા હતા, તે જોતાં હિંદુસ્થાનની પ્રજાનો અંદર અંદરનો કુસંપ, અને ભૌગોલિક નજરે ભલે હિંદ એક હોય છતાં રાષ્ટ્ર તરીકે રાજદ્વારી દ્રષ્ટિએ જોવાની બુદ્ધિ તે વખતે ભાગ્યે જ કોઇકમાં ઉગી હોય, તે જ કારણે, હિંદમાં પરદેશીઓને આવવું અને ફાલવું ફાવી શકયું. કેમકે એક પક્ષ ઉપર વેર વાળવા માગતો બીજો પક્ષ, હંમેશાં કોઇક ત્રીજાની જ કુમક શોધતો અને તે વખતે બે બિલાડાની લડાઇમાં ત્રીજો પરદેશી ફાવી જતો. નહિં તો જે યુધ્ધમાં મૂઠીભર માણસો સાથે હજારો પ્રતિપક્ષીઓ હરાવ્યાનાં બણગાં, હિંદના ઇતિહાસને જૂઠી રીતે રજુ કરતા બ્રિટિશ લેખકોએ ફુંક્યાં હોય છે, તે જ યુધ્ધમાં મોટા ભાગે હિંદીઓની જ કુમકથી બ્રિટિશો જીત્યા હોય છે. એટલે તેમનો એ દાવો અલબત સાચો નથી. તો પણ પશ્ચિમવાસીઓની તાલીમ અને વૈજ્ઞાનિક શોધખોળોવાળા સરંજામને લીધે તેમની સાથે રહીને લડનારાઓ ફાવતા હતા.

સર જે. આર. સીલનો પણ લગભગ એવો જ મત છે. તે કહે છે કે 'હિંદ

આપણે જીત્યું ' એમ કહેવું તેના કરતાં 'હિંદ પોતાની જાતે જીતાયું ' એમ કહેવું વાસ્તવિક છે.

આ ઐતિહાસિક ભૂમિકાના આધારે આજે પણ વર્તમાન રાજકારણનું પૃથક્કરણ કરતાં, જે દશા પરદેશીઓએ આ દેશમાં પહેલો પગ મૂકયો ત્યારે હતી, તેવી પક્ષાપક્ષી અને મતભેદને લીધે આજે પણ છે. અંગ્રેજોને તો અહિં પોતાનો વ્યાપાર ટકાવી રાખવો છે, એટલે ભાગલા પડાવીને રાજ્ય કરવું એ તેમની નીતિ તો રહેવાની જ, પરંતુ હિંદીઓ હજુ શું કામ મુર્ખ બને છે, અને એ નીતિમાં ફસાય છે તે વિચારવાનું કામ હિંદીઓનું છે. તે માટે કંઇ બ્રિટિશ પ્રજા આપણું સારૂં વિચાર કરવા બેસવાની નથી. તેમ કરવા જેટલી બ્રિટિશ પ્રજા ઉદાર હોય, છતાં તેના વ્યાપારની વાત આવે ત્યાં, તે એ વિચાર કરી શકે તેમ પણ નથી. હિંદ એટલે સામ્રાજ્યનાં તમામ સંસ્થાનો જેટલો માલ લઇ શકે તેટલો બ્રિટિશ માલ ખપાવવાનું ક્ષેત્ર :એ ક્ષેત્ર માટે તો બ્રિટને અનેક સાહસો ખેડયાં છે.

[ ૨ ]

'બ્રિટિશ સામ્રાજ્ય'નો લેખક ડગલાસ વુડરૂ પોતાના પુસ્તકમાં હિંદને માટે બ્રિટિશ પ્રજાને કહે છેઃ

"બ્રિટિશ સામ્રાજ્યના બાકીના તમામ ભાગ કરતાં એકલા હિંદની વસતિ વધારે–૩૦૦,૦૦૦,૦૦૦ કરતાં વધુ–છે. હિંદ બ્રિટન પાસેથી વર્ષે દહાડે ૮૪,૦૦૦,૦૦૦ પાઉન્ડ જેટલો માલ આયાત કરે છે, જ્યારે સામ્રાજ્યનાં બાકીનાં તમામ સંસ્થાનો મળીને બ્રિટન પાસેથી દર વર્ષે ૮૦,૦૦૦,૦૦૦ પાઉન્ડનો માલ મંગાવે છે. અને સ્વતંત્રતા ભોગવતા સામ્રાજ્યના બીજા દેશો લગભગ ૧૪૦,૦૦૦,૦૦૦ પાઉન્ડની કીંમતનો બ્રિટિશ માલ ખરીદે છે. હિંદ સાથેના આવડા ગંજાવર વ્યાપારને લીધે બ્રિટિશ સામ્રાજ્ય, પોતાના પંજામાંથી હિંદને છુટું થવા દેવાની હિંમત કરી શકતું નથી. કેમકે ડેન્માર્કના રાજકુમાર વિના જેવી હેમલેટના નાટકની દશા થાય, તેવી દશા હિંદ વિનાના બ્રિટિશ સામ્રાજ્યની થાય. ગ્રેટબ્રિટન કરતાં હિંદુસ્થાનનો પ્રદેશ વીસગણો વિશાળ છે. તે જૂદી જૂદી કોટિના પુષ્કળ લોકોથી વસાયલો છે. હિંદની સંસ્કૃતિ જગતની સહુથી જૂનામાં જૂની છે અને તે પૂર્વના પ્રત્યેક મુખ્ય ધર્મોનું જન્મ સ્થાન છે.

જો કે બ્રિટિશ વ્યાપારના ચોપડામાં હિંદ સાથેનો વેપાર ઘણો મોટો ભાગ રોકે છે, તો પણ તે પ્રમાણ જોઇએ તેટલું મોટું તો હજી યે નથી જ. હિંદી વ્યાપારની પ્રગતિના જેટલો વિકાસ હિંદ સાથેના આપણા [ બ્રિટિશ ] વ્યાપારનો થયો નથી. પરંતુ ચીન અને હિંદ જે પોતાની ભૂમિમાં દુનિયાનાં બજારોમાંથી સરખી કીંમતનો માલ આયાત કરે છે, તે બન્નેની સરખામણી કરીએ તો, હિંદ સાથેના બ્રિટિશ સંબંધથી બ્રિટિશ વ્યાપારની નમતી તુલામાં થતી વિપુલ અસરનો તુરત ખ્યાલ આવી જાય છેઃ હિંદે ૧૯૨૮ માં ગ્રેટબ્રિટન પાસેથી જ્યારે ૮૪,૦૦૦,૦૦૦ પાઉન્ડનો માલ ખરીદ્યો, ત્યારે તે જ વર્ષે ચીને હોંગકોંગ સાથે જોઇએ તો પણ બ્રિટનનો માત્ર ૨૧,૦૦૦,૦૦૦ પાઉન્ડનો જ માલ ખરીદ્યો હતો.

બીજા કોઇપણ સામ્રાજ્યવાદી સાહસો કરતાં ગ્રેટબ્રિટનની ઉપર હિંદના સંબંધની ભારે અસર થઇ છે. ગ્રેટબ્રિટનથી હિંદ સુધીનો રસ્તો સુરક્ષિત રાખવા માટે જ

ગ્રેટબ્રિટને કેપ ઑફ ગુડ હોપ અને ભૂમધ્ય સમુદ્રમાંના બન્ને રસ્તાઓની આસપાસ પગ મૂકવાનાં મથકો મેળવીને જાળવી રાખ્યાં છે. જીબ્રાલ્ટર અને માલ્ટા ઉપરનો કાબુ, એજીઅસના ટાપુઓનો કબજો, ઇજીપ્ત સાથેની ખાસ ગોઠવણ અને અનેક વર્ષો સુધી ખુદ તેના કારભારમાં હસ્તક્ષેપ, સુએઝ કનાલના ખરીદેલા 'શેઅર્સ' એડન અને સોમાલી લેન્ડ ઉપરનો કબજો, ઇરાની અખાત ઉપરની દરિયાઇ ચોકી: એ બધી રાજરમતો માત્ર હિંદને હાથમાં સુરક્ષિત રીતે રાખવા માટેની જ છે. અરે, પેલેસ્ટાઇન ઉપર કબજો મેળવી, જ્યુ લોકોને માટે ત્યાં જ રાષ્ટ્રીય સ્થાન નિર્માણ કરવાનો નિશ્ચય—જેણે આપણને [બ્રિટિશોને] જ્યુ અને ત્યાંના આરબ વતનીઓની વચ્ચેના ઘણા જ મુશ્કેલ ઘર્ષણમાં મૂકી દીધા છે—નું મૂળ શોધવા જઇએ તો તે પણ હિંદના માર્ગની વચ્ચે રહેલાં આપણાં હિત રક્ષણમાં જ જડે તેમ છે. તે જ રીતે એક પ્રદેશ તરીકે દક્ષિણ આફ્રિકા ઉપર આપણે વિજય મેળવવા મથ્યા તે પણ હિંદ સારૂન. બ્રિટિશ વ્યાપારના સંરક્ષણની જ દૃષ્ટિએ. એટલું જ નહિં પણ હિંદ જતાં માર્ગમાં સ્ટીમરોને બળતણ મેળવવા માટેની સગવડ માટે સેંટ હેલીનાના ટાપુઓને બ્રિટિશ સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યા. હિંદુસ્થાનમાં પુષ્કળ તૈયાર લશ્કર રાખવું પડે છે, તેમજ રાજદ્વારીઓની દૃષ્ટિ સમક્ષ પણ હિંદનો પ્રશ્ન ખાસ ઉભો રહે છે, કેમ કે તેની સરહદનો સવાલ ગુંચવણીઓ છે અને રશિયાના ભયની યે શક્યતા રહે છે. હિંદ સાથેના સંબંધથી બીજાં ક્ષેત્રોમાં પણ બ્રિટિશ જીવનને ઉંડી અસર થઇ છે. હિંદ જેવા વિશાળ અને ભૂખમરાથી પીડાતી ખેડુત પ્રજાની જરૂરિયાતને લગતા કાર્યમાં અંગ્રેજ કારભારની લાક્ષણિક લાયકાતો જણાઇ આવી છે. હિંદમાં કોમી અને ધાર્મિક મતભેદોની અથડામણોએ બ્રિટિશોની હાજરીના વાજબીપણાને પુરવાર કરી આપ્યું છે, કેમકે તેમણે એકલાએ જ હિંદમાં શાંતિ જાળવી રાખી છે, અંગ્રેજોના વ્યવહારૂ સુધારા અને હિંદીઓના કુસંપ એ બન્ને કીપલીંગની કોટિના શાહીવાદી મગરૂરીના ઉછેરને માટે કુદરતી ક્ષેત્ર પુરૂં પાડ્યું છે.

હિંદી વ્યાપારના વિકાસની ગતિએ બ્રિટિશ માલની આયાત હિંદમાં વધી નથી, તેનું એક મુખ્ય કારણ તો એ છે કે, હિંદમાં ઉદ્યોગવાદનો વિકાસ થતો જાય છે. તેથી જે ઘણીક વસ્તુઓ—ખાસ કરીને કાપડ—જે ઇંગ્લાંડથી જ મંગાવવામાં આવતી હતી, તે હવે હિંદમાં બનવા માંડી છે. યુરોપી યાદવી વખતે હિંદને જોઇતો માલ ન મળી શક્યો ત્યારે હિંદે તે માલ બનાવવા માટેની હિલચાલ આદરી જો કે તે તો પ્રસંગોચિત હતું પરંતુ એવી હિલચાલનો પાયો વધારે વ્યાપક દૃષ્ટિબિંદુ ઉપર રચાયો હતો. ઘણા યે અંગ્રેજ અને સ્કોટલેંડના મૂડીવાદીઓએ હિંદની ઘણી સસ્તી મજુરીનો લાભ લેવાનો પ્રયાસ કર્યો છે, પરંતુ હિંદી કામદારોની અકુશળતા, ટેક્નીકલ જ્ઞાનનો અભાવ, અને ઉદ્યોગના વિકાસને મદદ કરવા માટે જોઇતી મહેસુલ મેળવવામાં સરકારની નિષ્ફળતા: એ બધાં પ્રગતિના માર્ગમાં બાધક નિવડ્યાં છે.

રાજકારણની દૃષ્ટિએ હિંદ આજે બ્રિટિશ સામ્રાજ્ય માટે મુખ્ય કોયડો થઇ પડ્યું છે. ૧૮૫૭ ના બળવા પછી ઇસ્ટ ઇન્ડીયા કંપની પાસેથી હિંદનો કબજો તાજે લીધો, તે વખતે હિંદને સ્વરાજ્ય તરફ ગતિ કરાવવાનો બ્રિટિશ આદર્શ જાહેર થયો હતો. પરંતુ જાતિઓનાં સખ્ત બંધનો

અને બીજા વિભાગોને લીધે એ દિશામાં ગતિ કરવાનું મુશ્કેલ થઈ પડ્યું, પરંતુ લૉર્ડ મૅકોલે અને બીજાઓએ પશ્ચિમની ઢબની કેળવણી ત્યાં શરૂ કરી, તેથી નવી પીઢીનાં અંગ્રેજ રાજદ્વારીઓએ પાર્લમેન્ટરી સંસ્થા હિંદમાં દાખલ કરવાનો આરંભ કર્યો, પરિણામે ૧૯૧૯ માં હિંદમાં મોન્ટ-ફૉર્ડ સુધારા નીચે એ મોઢાનું રાજ્યતંત્ર દાખલ થયું. એ રૂઢીને લીધે દિલ્હીની રાષ્ટ્રીય ધારાસભાને જુદી જુદી બાબતોમાં વિપુલસત્તા મળી છે, પરંતુ તે બધાની ઉપર વાઇસરૉયનો અંકુશ છે, અને સ્વાયત્ત વિભાગની અનેક બાબતોમાં તો હિંદીઓ ને કશું જ કરવાનો અધિકાર નથી. તે વખતે એવી ગોઠવણ થઈ હતી કે, એ સુધારાના કામ કાજની દશ વર્ષ પછી તપાસ કરવી, જેથી એ રૂઢી હિંદની પરિસ્થિતિને અનુકૂળ છે કે પ્રતિકૂળ તેની ખબર પડે, તે પ્રમાણે સર જ્હૉન સાયમનના પ્રમુખપણા નીચેનું કમિશન હિંદના ભાવિ રાજ્યબંધારણનો અહેવાલ તૈયાર કરી રહ્યું છે. આ પ્રશ્નના મૂળમાં શિક્ષિત વર્ગની લઘુમતિ–માત્ર ૨,૦૦૦,૦૦૦ હિંદીઓ લખતાં વાંચતાં જાણે છે–અને વિપુલ લોક સમુહની વચ્ચે મોટો અખાત પડયો છે. સ્વરાજ્યની ચળવળ માત્ર શિક્ષિત વર્ગની જ છે. એ વર્ગ ઘણો નાનકડો તો છે, પણ વળી અનેક જાતના વિચાર ભેદોથી તેમનામાં ભાગલા પડી ગયા છે, અને જો બ્રિટિશ સત્તા પોતાનો કાબુ ઉઠાવી લે તો પછી હિંદમાં સુલેહશાંતિ જળવાય તેવા સંભવ જ નથી. હિંદી પ્રજા એક પ્રજા તરીકે નહિં પણ એશીઆ કે યુરોપની જુદી જુદી પ્રજાઓ તરીકે છવે છે. તેથી જો દિલ્હીની રાષ્ટ્રીય ધારાસભાને સંસ્થાનિક સ્વરાજ્ય આપવામાં આવે તો ત્યાં અનેક પ્રકારની અનનતામુલક અથડામણો થવા શિવાય કંઈ તેમ છે જ નહિં.

હિંદના ત્રીજા ભાગ ઉપર તો હજી નેટીવ ખંડીઆઓની સત્તા છે, અને એ બધા ખંડીઆઓ ગ્રેટબ્રિટન સાથેના નિકટ તહનામાંઓથી જોડાયલા છે. બ્રિટિશ હિંદમાં જે રાજ્યદ્વારી મુશ્કેલીઓ છે, તેનું નામ પણ આ દેશી રાજ્યોમાં જણાતું નથી; અને, ભવિષ્યના હિંદના ગુંચવાડાનો ઉકેલ કરવામાં મોટી મુશ્કેલી એક બીજાથી જુદી જુદી જતી એ બ્રિટિશ હિંદ અને દેશી હિંદની સંસ્થાઓની જ છે."

આવી જાતના ઇતિહાસ લેખકો પાસેથી કે પેલા મૂઠીભર મૂડીવાદીઓનાં વાજીંત્રો-માંથી બ્રિટિશ પ્રજા હિંદ માટેની વિગતો મેળવે છે; એટલે સ્વાભાવિક રીતે જ તે વિગતો જૂઠી, ખોટી રીતે રજુ થયેલી અને ઉંધે રસ્તે દોરવનારી હોવાથી, હિંદને માટે બ્રિટનમાં સામાન્ય રીતે ભયંકર અજ્ઞાન પ્રવર્તે છે. પેલા મૂઠીભર મુડીવાદીઓની ટોળકી તેનો લાભ લેવા મથે છે. તેમાં તે ફાવો કે ન ફાવો તે ભલે આજે કહી ન શકાય, પરંતુ એક વાત તો સાચી જ છે કે હિંદને ગુમાવવું બ્રિટનને પાલવે તેમ નથી, અને બ્રિટનની ગુલામીમાં રહી મરણ સાથે ભેટવાનું હવે હિંદ માટે શક્ય નથી. પરંતુ બ્રિટિશોને હિંદીઓના કુસંપને લીધે સામ્રાજ્ય જમાવવાની આયતી તક મળી ગઈ છે, અને બ્રિટનની અજ્ઞાન પ્રજા કે ત્યાંના સ્વાર્થી મુત્સદીઓ પોતાનાં બળનાં કે સત્તાનાં ગમે તેટલાં બણગાં ભલેને ફુંકે, પણ આજે ય હિંદને હિંદીઓનાં કુસંપને લીધે જ બ્રિટિશો પોતાને કબજે રાખી રહ્યા છે. ગમે તે સંજોગોમાં પણ હિંદની સ્વતંત્રતા માટે 'એક ત્યાં અનેક ને અનેક ત્યાં એક' એ ભાવનાની પ્રેરણા જ્યાં સુધી હિંદીઓમાં ન જાગે ત્યાં સુધી હિંદ ગુલામ રહેશે, ત્યાં સુધી બ્રિટિશ શાહીવાદીઓ, હિંદીઓના જ હથિયારથી હિંદને ગુલામ રાખી શકશે.

# અસ્પૃશ્યતા નિવારણ કાયદો

: લેખક :

શ્રી સમાજ સુધારક

[૧]

આ દેશમાં જેટલા મુસલમાનો છે તેમનાથી અંત્યજ તરીકે ઓળખાતા, અસ્પૃશ્ય તરીકે ગણી કાઢેલા મનુષ્યોની સંખ્યા ઓછી નથી. અને દેશી રાજ્યની પ્રજા જેટલી સંખ્યામાં છે તેમનાથી અંત્યજ અથવા અસ્પૃશ્ય માની લીધેલી કોમની સંખ્યા વધુ નહિં તો ઘણી ઓછી યે નથી.

પરંતુ સરકારી પક્ષનાં માણસો અને એન્ગ્લો ઇન્ડીયન પત્રો મુસલમાનોના હિતરક્ષણ માટે જેટલું કરે છે, તેના એક દશાંશ હિસ્સા જેટલું અસ્પૃશ્યોના હિતરક્ષણ માટે કરતા નથી; એ જ રીતે આ દેશના અનેક આગેવાનો દેશી રાજ્યોની પ્રજાને સ્વતંત્રતા અપાવવા માટે જેટલી લડત લડે છે તેના સોમા હિસ્સા જેટલી લડત અસ્પૃશ્યો માટે લડવા તેમને ફુરસદ નથી.

બ્રિટિશ મુત્સદીઓની વાત જ કરવા જેવી નથી. હિંદુસ્થાનનો મુત્સદીવર્ગ જ્યારે જ્યારે પણ હિંદ માટે રાજકીય સુધારાની હિલચાલ કરે છે, ત્યારે ત્યારે બ્રિટિશ મુત્સદીઓ અને બ્રિટિશ પત્રકારો [જેમનું હિંદ વિષેનું જ્ઞાન સનાતની ભટ્ટોના જ્ઞાનના આંકડા જેટલું જ હોય છે], પોતે જ હિંદના કચડાયેલા વર્ગના નૈસર્ગિક વાલી હોય તેવી કાકારોળ કરી મૂકે છે; પરંતુ તેમણે સેંકડો વર્ષ દરમિયાન કે કોઇ પણ વર્ગ ઉપર ઓછામાં ઓછું લક્ષ આપ્યું હોય તો તે હિંદના કચડાયેલા વર્ગ માટે જ. શું અંત્યજો માટે કે શું હિંદના ખેડુતો માટે કે શું હિંદના કામદારો માટે, એ કાકારોળ કરનારા વર્ગે, એકથી વધુ વખત પ્રતિકૂળ કાયદાઓ કર્યા છે; પણ તેમના વિકાસને માટે તો તેમણે હમેશાં ઘોર બેદરકારી બતાવી છે.

હિંદનો ખેડુત વર્ગ વિઘોટીના બોજાથી કચડાઇ મરે છે, છતાં તેના ઉપર આપખુદીથી લદાતા નવા બોજાઓની સામે તેમની દલીલો સાંભળવાની પણ સત્તાવાદીઓને ફુરસદ નથી. તેટલા હક્કની પ્રાપ્તિ માટે ખેડુતોને બારડોલીનાં યુદ્ધ માંડવાં પડે છે.–ખરી વાત છે કે આ દેશના જ શાહુકારો પણ ખેડુતોને ઓછા ચુસતા નથી, પરંતુ તે વર્ગ મુડીવાદીઓનો છે અને મુડીવાદ તેમ જ શાહીવાદ તો એક જ રથના બે બળદો જેવા સાથે ગતિ કરનારા વાદ છે. જો બ્રિટિશ મુત્સદીઓ કાકારોળ કરે છે તે સાચી હોત તો તેમણે ખેડુતોને શાહુકારોના દેવામાંથી મુક્ત કરવા અત્યાર અગાઉની ખેડુત બેંકો સ્થાપી હોત અને વધારેમાં વધારે આપાતવેરા [જો કે એ વેરાની સામે પણ ઘણી જ ગુમરાણ મચેલી છે જ] ના ધોરણે ખેડુતોના પાસેથી વિઘોટી વસુલ કરવાનું ધોરણ રાખ્યું હોત.

બીજો કચડાતો વર્ગ તે કામદાર વર્ગ: એને માટે તો બ્રિટિશ મુત્સદ્દીઓ અને તેમના આમોહીન સમા પત્રોનાં કાળજાંમાં

કેટલી ટાઢી લાગણી છે, તે કામદારોની જન્મતી જાગૃતિને કચડી નાખનારાં સરકારી પગલાં જ પુરવાર કરે છે. જો એ વર્ગને મુડીવાદીઓના પંજામાંથી કચડાતા બચાવવા જ હોત તો, બહુ સંખ્યાના કામદારો માટે વર્ષો પહેલાં, એવા કાયદાઓ થયા હોત, કે જેથી આજનો હિંદી કામદાર અજાણ ન રહેત, નિર્ધન ન રહેત, રોગી ન રહેત અને "મકાન"ને નામે ઓળખાતાં ગંદાં, ગલીચ, હવા અજવાળાં વિનાનાં, કબુતરખાનાંથી યે ભૂંડી જગાઓમાં તેમને વસવાટ કરવો પડતો ન હોત.

તે જ રીતે અસ્પૃશ્ય વર્ગને માટે પણ જો સત્તાવાદીઓએ કાળજી રાખી હોત તો ૭ કરોડ મનુષ્યોની બ્રિટિશોના દોઢસો વર્ષના સમાગમ પછી હાલના જેવી દશા રહી ન જ હોત. છેલ્લાં છેલ્લાં અંત્યજો માટે બ્રિટિશ મુત્સદીઓના દિલમાં પ્રેમનો નવો ઝરો ફુટતો દેખાયો છે, પરંતુ જો તે ઝરો સાચો હોત તો સાયમન કમિશનના પૂંછડા સમી, હર્ટોગ સમિતિએ કેળવણીના ક્ષેત્રમાં અંત્યજો માટે જે ઓછામાં ઓછી કાળજી લીધી છે તેમ બન્યું ન હોત. એટલે બ્રિટિશ મુત્સદીઓની બધી વાતો માત્ર રાજ્યદ્વારી રમત જ છે.

ખરેખરી રીતે હિંદના આ ત્રણે કચડાતા વર્ગને માટે જો કોઇ પણ વર્ગ કશું પણ કામ કરવા તૈયાર હોય, તો તે હિંદીઓનો રાષ્ટ્રમતવાદી વર્ગ જ છે. અસ્પૃશ્યોને માટે સહુ પહેલાં સમભાવ બતાવનાર સ્વામી દયાનંદ સરસ્વતી હતા, અને તે પછી આ દેશના અસહકારીઓ હતા. તેમની ચળવળથી જ અસ્પૃશ્યો તરફની ઘણા ભરી દ્રષ્ટિ ફરતી જાય છે અને ખુદ અસ્પૃશ્યોમાં પણ તેથી જ જાગૃતિ આવી છે. એ

ઉપરાંત બીજા બે વર્ગ એવા છે કે જેમણે અસ્પૃશ્યોની જાગૃતિમાં નહિં પણ, તેમાંના થોડાક માણસોની રહેણી કરણીમાં સુધારો કરવામાં સારો ફાળો આપ્યો છે. તે વર્ગ એટલે ગોરા પાદરીઓ અને આ દેશમાં રહેતા ગોરા સનદી નોકરો તેમ જ ગોરા વ્યાપારીઓ. પરંતુ તે બન્ને વર્ગે અસ્પૃશ્ય વર્ગની ઉન્નતિ કે સામુદાયિક જાગૃતિ માટે તો કશું જ કર્યું નથી. પાદરીઓએ ખ્રિસ્તી બનનારાઓ માટે કંઇક કર્યું છે એ ખરૂં, પરંતુ એ રીતે ખ્રિસ્તી બનેલા અસ્પૃશ્યોની દશા, પાદરી ખાતાના કારભારમાં લગારે અદેખાઇ કરવા જેવી નથી એ ભૂલવું જોઇતું નથી. ખ્રિસ્તી બનેલા દેશીઓની સાથે ગોરા ખ્રિસ્તીઓ કેવી રીતે વર્તે છે, તે જાણવા હજી આ દેશના લોકોએ કશું જ કર્યું નથી; રાષ્ટ્રીય મહાસભા જેવી એકાદ સંસ્થા જો તેની તપાસમાં ઉતરે તો ખ્રિસ્તી બનેલા દેશીઓની કારમી દશાની અનેક કરુણ કથાઓ બહાર આવે તેમ છે. છતાં દિલગીરી ભર્યું એ છે કે, ખ્રિસ્તી થઇ ગયેલા દેશીઓ તરફ, જાણે તેઓ આ દેશના જ ન હોય તેવી બેતમા આપણે રાખીએ છીએ, તેથી જ તે વર્ગ સુડી વચ્ચેની સોપારી જેવી દશામાં મુંગે મોઢે બધું સહન કરે છે.

ગોરા સનદી નોકરો અને ગોરા વ્યાપારીઓને હિંદ જેવા દેશમાં ઘરકામ માટે જોઇતા ચાકરો મળી શકે નહિં, એટલે તેમણે અસ્પૃશ્ય વર્ગ તરફ દ્રષ્ટિ દોડાવી. તેમણે એમને પોતાની કામગિરી દરમિયાન સ્વચ્છ વસ્ત્રો પહેરાવવાની રીત દાખલ કરી, તેમના સહવાસથી અસ્પૃશ્યોમાં કંઇક જાગૃતિ યે આવી, પરંતુ એ ગોરા લોકોએ પોતાના નોકરો માટે તે સિવાય બીજું કશું જ વિશેષ કર્યું નથી.

[ ૨ ]

અલબત્ત આ દેશના સુદૃઢ સનાતનીઓ અને ભદ્રંભદ્રોની કોટિમાં જેમનો સમાવેશ કરી શકાય તેવા વર્ગના હિંદુઓ અસ્પૃશ્યોને છુટ આપવાની બાબતમાં બિલકુલ સામે થાય છે એ વાત ખરી, તો પણ અસ્પૃશ્યોએ એ વાત ભૂલવી જોઇતી નથી કે, તેમને માટે અત્યાર સુધીમાં જો કોઇએ પણ વધારેમાં વધારે પ્રયાસ કર્યા હોય તો, તે આર્ય સમાજે અને હિંદુ રાજ્યકર્તાઓએ જ. એ વાત તદ્દન ખરી છે કે દેશી રાજ્યોની પ્રજા કે મુસલમાનો રાજદ્વારી દૃષ્ટિએ આગળ વધવાના હક્ક માગે છે, ત્યારે અસ્પૃશ્યો તો મનુષ્ય મનુષ્યનો સ્પર્શ કરે તેવા માનવતાના પ્રાથમિક અને નૈસર્ગિક હક્ક માગે છે. એટલે, તેમ જ હિંદીઓ જો પરદેશીઓના ગુલામ હોય, દેશી રાજ્યની પ્રજા ગુલામોની ગુલામ હોય તો અસ્પૃશ્યો ગુલામોનાએ ગુલામ હોય તેવી દશા ભોગવી રહ્યા છે; એટલે હિંદ સમસ્ત જો પૂર્ણ સ્વરાજ્ય અથવા સંપૂર્ણ સ્વતંત્રતાની લડત લડવા તૈયાર થાય, તે વખતે પોતાના ઘરમાં ગુલામો રાખે તેને પરવડી શકવાનું નથી, એ વાત હિંદીઓએ સમજવી રહી. અસ્પૃશ્યોને દબાવી રાખીને હિંદુઓ પોતાનું હિંદુત્વ અમર રાખવાનાં શમણાં સેવતા હોય તો, તેઓ હવામાં મહેલો ચણી રહ્યા છે. અસ્પૃશ્યોનો સ્પર્શ નહિં કરવાથી હિંદુત્વ જીવવાનું નથી, તેમને અસ્પૃશ્ય રાખી મકવાથી તો હિંદુત્વ મરી પરવારવા બેઠું છે, અને આ કટોકટીના વેળાએ પણ જો હિંદુ જાતિ પોતાની હઠિલાઇ પકડી રહેશે તો રહ્યું સહ્યું હિંદુત્વ પણ મરી જ પરવારશે, એ નક્કી જ છે. એટલે હિંદુત્વના સુદૃઢ અભિમાનીઓએ બીજા કશાની ખાતર નહિં તો હિંદુત્વની ખાતર પણ અસ્પૃશ્યો તરફના વર્તનમાં સુધારો કર્યે જ છુટકો છે.

તે જ રીતે અસ્પૃશ્યોએ પણ એટલું લક્ષમાં રાખવાનું છે કે, જ્યાં સુધી તેઓ પોતાની અંદરથી જ અસ્પૃશ્યતાનો મેલ ધોઇ નાખશે નહિં, જ્યાં સુધી તેઓ પોતાની રહેણી કરણીમાં સ્વચ્છતાના સિદ્ધાંતને મુખ્યસ્થાન આપવા તૈયાર થશે નહિં, ત્યાં સુધી કોઇપણ ધર્મ કે પંથવાળા એમના વ્યક્તિત્વને જીવવા તેમ જ ખીલવા દઇને એમની ઉન્નતિ કરી શકવાના નથી. તે માટે ધર્મ કે પંથના પલટાથી કશું જ ફળ મળવાનું નથી. ધર્મ અને તેને લગતી માન્યતાઓ તેમજ જીવનની વિશુદ્ધ રહેણી કરણી એ બન્નેની વચ્ચે ઘણો જ તફાવત છે. અંત્યજો માંસાહાર કરતા હોય કે દારૂ-તાડી પીતા હોય તેટલાથી તેમને અસ્પૃશ્ય માની શકાય નહિં, માંસાહાર અને મદ્યપાન કરનારી પ્રજા અત્યારે પણ દુનિયાના ઘણા જ મોટા ભાગમાં વેરાયલી છે, તેટલા માટે તેમને અસ્પૃશ્ય માનવાને કોઇ આગ્રહ કરતું નથી. એટલે મિ૦ જયકર કે ડૉ૦ આંબેડકર હિંદી ધારાસભામાં કે મુંબાઇ ઇલાકાની ધારાસભામાં અસ્પૃશ્યતા નિવારણ ધારાના ખરડા રજુ કરે, તેટલાથી સંતોષ માનીને અસ્પૃશ્ય વર્ગે બેસી રહેવું જોઇએ નહિં.

એ ખરડો [કે ખરડા] ઘણું કરીને નીચે પ્રમાણે છેઃ

"હિંદુ કોમમાં પ્રસરેલા રીવાજ તેમ જ રૂઢીથી હિંદુઓની ચોક્કસ જ્ઞાતિઓ સમાગમ માટે અસ્પૃશ્ય અને અયોગ્ય ગણાતી હોવાથી અને આ આરોપિત અસ્વચ્છતા, એવી જાતિઓ ઉપર ગંભીર અપાત્રતા લાદે છે, તેમ જ તેમના સ્વમાન અને સર્વસાધારણ હિતને હાની પહોંચાડે છે, તથા

સાર્વજનીક ઉપયોગ માટે અર્પણ થયલાં કે નિભાવાતાં સંસ્થાઓ, મકાનો, સગવડો અને સેવા ખાતાંઓનો તેમનો લાભ હરી લે છે, તેથી હિંદુઓ એમ માને છે કે આવી આરોપિત અપાત્રતા હિંદુત્વના નિયમોના સાચા અર્થને અનુસરતિ નથી, અને ઇચ્છે છે કે આ કહેલી અપાત્રતાઓ દુર કરાવવી જોઇએ, તેથી આવી કહેલી અપાત્રતામાંથી આવી સઘળી જ્ઞાતિઓ મુક્ત થાય એ વાજબી તેમ જ યોગ્ય છે, અને એવી મુક્તિ હિંદુ કોમની સંગીનતા અને સાર્વજનીક હિતને વધારે તેથી નીચે પ્રમાણે કાયદો ઘડવામાં આવે છે.

"પોતાની નાતિના કારણે હિંદુ કોમની કોઇ વ્યક્તિ, હિંદુ ધર્મના હોવાનું કહેતાં માણસોના સાર્વજનિક લાભ માટે સ્થપાયલાં સખાવતિ કે ધાર્મિક ટ્રસ્ટોનો લાભ લેવામાં અયોગ્ય નહી ગણાય; અથવા સામાન્ય જનતાના ઉપયોગ માટે નિભાવાતા કે અર્પણ થયલા ખાતાં, સગવડ કે ઉપયોગના સાધનોના લાભ લેવામાં અયોગ્ય નહિ ગણાય. પછી ભલેને તેની વિરૂદ્ધના કોઇ કાયદાનો અર્થ થતો હોય કે વિરૂદ્ધ કોઇ રીવાજ પણ હોય.

૧. આ કાયદો ૧૯૩૦ નો હિંદુ જ્ઞાતિ અસ્પૃશ્યતા નિવારણનો કાયદો ગણાશે.

૨. એ સમસ્ત બ્રિટિશ હિંદને અને બ્રિટિશ બલુચિસ્તાનને લાગુ પડશે.

૩. એ કાયદો ૧૯૩૦ ના વર્ષમાં અમલમાં આવશે."

[ ૩ ]

જે પ્રજા ગુલામો રાખવાની રીતને દુર કરવાનું અભિમાન લે છે, જે પ્રજા હિંદુઓના મોટામાં મોટા સમુદની વિરૂધ્ધ થઇને સતીનો રિવાજ બંધ પાડવાનું ગૌરવ લે છે, તે બ્રિટિશ પ્રજાના મુત્સદ્દિઓની આ કાયદાના ખરડા વખતની ચર્ચા વેળાએ–દેશના પલટાઇ ગયેલા રાજકારણને લીધે–ભલે કસોટી ન પણ થાય, છતાં અસ્પૃશ્યોને માટે તેઓ પ્રેમનો જે નવો ઝરો બતાવવાનો આડંબર કરે છે તે બિલકુલ સાચો નથી, તેમજ ધારાસભાઓમાં રજુ થનારા ઉપર બતાવેલા ખરડાથી પણ અસ્પૃશ્યોને કંઇ ઘણો લાભ થઇ જવાનો નથી. કેમકે ખાનગી, સખાવતી અને ધાર્મિક ટ્રસ્ટોના કારભારીઓને સલાહ આપનારા મિ. જયકરના જ બીજા અનેક સનાતની ધંધાભાઇઓ મળશે, તેઓ ૧૯૩૦ ના અસ્પૃશ્યતા નિવારણ કાયદાને [જો તે પસાર થાય તો પણ], કાનુનની હદમાં રહીને કેમ તોડી શકાય તે બધું બતાવી શકશે, અને નિશાળો કે કુવાઓના ઉપયોગની છુટ મળવા છતાં પણ, કાયદાનો અમલ કરાવવા લાગની દશામાં અસ્પૃશ્યો જ ઓછા બહાર આવશે; માટે અસ્પૃશ્ય વર્ગે દેશની રાષ્ટ્રીય મહાસભાની સાથે રહી, તેની દ્વારા જનતાના મતનું પરિવર્તન કરાવવાની સાથે સાથે, આંતર સુધારા કરવા તરફ જ વિશેષ દષ્ટિ રાખવી એ જરૂરનું છે. બ્રિટિશ રાજ્યદ્વારીઓ ભલે ગમે તે કહે, એન્ગ્લો–ઇન્ડીયન અને બ્રિટિશ પત્રો ભલે ગમે તેમ લખે, મવાળ મંડળો ભલે ગમે તેવા ઠરાવો કરે, પરંતુ રાષ્ટ્રીય મહાસભા જ હિંદી પ્રજાનું સાચું પ્રતિનિધિત્વ ધરાવતી એકની એક સંસ્થા છે, અને તેની સાથે સંબંધ રાખવાથી તેથી જ અસ્પૃશ્યોને લાભ મળ્યા છે, તેમ જ મળવાના છે.

# યુદ્ધ અટકાવવાની આડંબરી વાતો

: લેખક :
શ્રી સુભદ્ર

જગતનાં શાહીવાદી રાજ્યો યુધ્ધ અટકાવવાની અને લશ્કર ઘટાડવાની ખુબ વાતો કરતાં સંભળાય છે. પરંતુ એ બધી આડંબરી વાતોના પડદા પાછળ જોતાં રણસામગ્રીની એટલી જ તડામાર તૈયારી, અને થોડા જ સમયમાં પુરતું લશ્કર ખડું કરવાની યોજનાઓ તૈયાર જ હોય છે.

એક બાજુએથી જગતમાં બળવાન ગણાતાં રાજ્યો તરફથી યુદ્ધ કાયમનું અટકે અને વિશ્વમાં શાંતિ ફેલાય તેવી વાતો કરવામાં આવે છે. પરંતુ બીજી તરફ જોતાં એક પણ દેશ યુધ્ધસામગ્રી એકઠી કરતાં, કે ભવિષ્યના યુધ્ધનાં શમણાં જોતો અટક્યો નથી. તેઓ બહારથી એક બીજાને 'મિત્રરાજ્યો'ના રૂપાળા નામે ઓળખાવે છે, પરંતુ અંદરખાનેથી તેમની જ વચ્ચે ભયંકર ગેરવિશ્વાસની વેદનાભરી મનોદશાએ ઉંડું ઘર કર્યું હોય છે. છતાં પરરાષ્ટ્રીય ખાતાનાં ભોપાળાં ગુપ્ત રાખવાની તદબીરોને લીધે, ઘણી ભયાનક વાતો દુનિયાને કાને પડતી જ નથી.

ઉદાહરણ તરીકે આપણે બ્રીટનની જ રાજ્યનીતિ જોઈએ: બ્રિટિશ સરકારે ગયા જુલાઇ મહિનામાં જ ઝેરી ગેસ બનાવવાના કૃત્યો ઉપર અંકુશ મુકવા માટે પ્રજાસંઘમાં થયેલી વાતોને ટેકો આપ્યો હતો, પરંતુ ટોરી પક્ષના પાર્લામેન્ટના એક સભાસદ મિ૰ ફ્લીરટન બ્રાઉને સફાઇથી આમની સભામાં યુધ્ધખાતાંના પ્રધાનની પાસેથી એ વાત કબુલ કરાવી હતી કે બ્રિટનમાં તેમ જ ઝેરી ગેસ બંધ કરવાની વાતો કરનારાં પ્રજાસંઘનાં સભ્યો એવાં બીજા રાજ્યોમાં પણ ઝેરી ગેસના સંબંધ 'રીસર્ચ' નું કામ ચાલ્યા જ કરે છે.

આ વાતને ટેકો આપનારો ખુલાસો 'કેમીસ્ટ્રી એન્ડ ઇન્ડસ્ટ્રી' નામના બ્રિટિશ સામયિકના ઑગષ્ટ મહિનાના અંકમાં પ્રસિદ્ધ પણ થઇ ચૂક્યો છે.

'રંગોનું ઉત્પન્ન' નામના એક લેખમાં ઉપરના સામયિકમાં લખાયું છે કે:

> ૧૯૧૩ માં ગ્રેટબ્રિટને ૯,૦૦૦,૦૦૦ રતલ રંગ ઉત્પન્ન કર્યો હતો અને ૩૭,૦૦,૦૦૦ રતલ રંગ જર્મનીમાંથી આયાત કર્યો હતો, ત્યારે ૧૯૨૮ માં ગ્રેટબ્રિટનમાં ૪૨,૦૦૦,૦૦૦ રતલ રંગ બનાવવામાં આવ્યો, ૪,૫૦૦,૦૦૦ રતલ બહારથી આયાત કર્યો અને ૧૦,૦૦૦,૦૦૦ રતલ બીજા દેશોમાં નિકાશ કર્યો. એ તો હવે સિદ્ધ થઇ ચૂક્યું છે કે, રંગ બનાવવાનાં કારખાનાઓને, એક જ રાતમાં ઝેરી ગેસ બનાવવાનાં કારખાનામાં ફેરવી શકાય છે. અને એ કહેવું લગારે ખોટું નથી કે, કેલોગ સંધી, રાષ્ટ્રસંઘના ઠરાવો અને બીજા બધાં

આવું દેખાવો છતાં ભાવિ યુદ્ધના ભયને સદંતર અવગણી શકાય તેમ ન હોવાથી તેવા ભાવિ યુદ્ધને માટે રણસામગ્રીને માટે ફરીથી ઘણી જ જરૂર છે, તે માટે રંગો બનાવવાનાં કારખાનાં અને તે માટેનાં રસાયનો, રાષ્ટ્રને ઘણાં જ જરૂરનાં થઇ પડશે. રંગો બનાવવાનાં રસાયનોને વરસેથી ઝેરી ગેસના રૂપમાં એકદમ ફેરવી શકાય છે, તે જ રીતે સળગી ઉઠનારો દારૂગોળો પણ તેમાંથી તેટલી જ સહેલાઇથી બનાવી શકાય છે, તેની સાથે સાથે જ તેના ઉપયોગી રંગ પણ બનાવી શકાય છે તે બધું દાખલા દલીલોથી સમજાવવાની કશી જ જરૂર નથી. આમ બનેલી રણસામગ્રી યુધ્ધમાં કામ લાગે અને રંગો પણ રણાંગણમાં લડતા સૈનિકોને માટે, તેમ જ દેશમાં રહેલાં માણસો માટે, એમ બેવડા ઉપયોગમાં આવે છે. આથી બ્રીટનનો રંગનો ઉદ્યોગ સ્પષ્ટ રીતે રાષ્ટ્રને માટે ઘણો જ અગત્યનો છે; યુધ્ધને વખતે તે વળી દેશને માટે સંરક્ષણનું સાધન થઇ પડે છે."

આ જ રીતે અમેરિકા, ફ્રાન્સ અને જર્મનીમાં પણ આવા ઝેરી ગેસને સગવડભરી રીતે જોઇએ તેટલા પ્રમાણમાં તૈયાર કરી શકાય, તેવી રીતે તે તે દેશોની સરકારોની ઉત્તેજનાથી કામ ચાલી જ રહ્યું છે.

બીજી તરફથી લંડનમાં મળેલી નૌકા પરિષદના કામકાજને બારિકાઇથી જોતાં જણાય છે કે, ભવિષ્યમાં યુદ્ધ નથી જ કરવું એ દૃષ્ટિથી વાટાઘાટ કે ચર્ચા ચાલતાં નથી, પણ સહુ પોત પોતાના સ્વાર્થની નજરે જ સગવડ મેળવવા, અને પોતાને અનુકૂળ પરિસ્થિતિ ને યોગ્ય લડાયક સ્ટીમરોના પ્રકાર પાછળ નાણાં ખર્ચી, બીજાં નાણાંને બીજી જ દિશામાં રણસામગ્રી તૈયાર કરવાના કામમાં વાપરવા માગે છે. એ પણ બતાવી આપે છે કે, જળ, સ્થળ ને હવાની યુધ્ધસામગ્રીમાં તડાં પાડી, પોતાનો પક્ષ વધુ મજબૂત રહે અને પોતાના હાથમાંથી કશું છોડવું ન પડે એ પ્રત્યેક રાષ્ટ્રની મનોદશા છે. આથી લડવા લાયકનાં મોટાં રાષ્ટ્રો સંગઠન જમાવીને, તેમને પ્રતિકૂળ લાગે તેવા કાંટાને સહેલાઇથી માર્ગમાંથી દૂર કરી શકે, તેવી તદબીર પણ, બહારથી શાંતિ માટે મળતી કહેવાતી એ બધી પરિષદોની અંદર રહેલી છે.

છેલ્લા યુધ્ધ પછી વિમાનોએ સારી પ્રગતિ કરી છે, તિવ્ર ઝેરી ગેસોની પણ ઠીક ઠીક શોધ થતી રહી છે. સબમરીનોને લીધે જર્મનીએ એ પણ બતાવી આપ્યું કે, બ્રિટનના મોટા નૌકા કાફલાને નાની સબમરીનો મહાત કરી શકે છે, આથી જેમ મોટા નૌકા કાફલાની અગત્ય ઓછી થતી ગઇ છે, તેમ યુરોપી યાદવી પછી લશ્કરને યંત્રમય બનાવવાની શોધોથી, જમીન ઉપરના લશ્કરનું મહત્વપણ ઘટયું છે. મોટરોથી ઘોડા અને ખચ્ચરોની જરૂર રહી નહિં, તેમ યાંત્રિક તોપો, વિમાનોમાંથી ફેંકાતા બંબગોળા અને ખાઇઓના યુધ્ધથી, હયદળ અને પાયદળ સેનાને પણ મોટી સંખ્યામાં કાયમને માટે રોકવાની હવે ઓછી જ અગત્ય છે. વળી છેલ્લી લડાઇએ બતાવી આપ્યું છે કે, જો થોડાક અનુભવી અમલદારો અને લશ્કરી તાલીમ આપનારા કુશળ માણસો હોય તો, છ જ મહિનાની અંદર સંખ્યાબંધ મનુષ્યોને તાલીમ આપીને કુશળ લડવૈયાના રૂપમાં

ફેરવી શકાય છે; આથી પણ બહારથી લશ્કરી ટુકડીઓ ઘટાડવાની મોહક વાતો કરવા છતાં અંદરખાનેથી, પોતાના બળને તત્ત્વ સ્વરૂપે વધુ સંચિત કરવામાં આવે છે.

આનું ઉદાહરણ બ્રિટિશ ફોજને માટે નીકળતા ત્રૈમાસિક–Army Quarterly–માંથી જ મળી રહે છે.

નામદાર સરકાર બીજી વખત સત્તામાં આવી, ત્યારે એ ત્રૈમાસિકના તંત્રીલેખમાં લખવામાં આવ્યું હતું કે: "નામદાર સરકારને ટેકો આપનારાઓમાંના એટલા બધા લોકો ખડી સેનાઓમાં એવડી મોટી ઘટાડો કરવાની તરફેણમાં હોવાનું ધારવામાં આવે છે કે જેથી કેટલાક માણસો ઘણા જ ગભરાટમાં પડી ગયા હતા. એવી જ ચિંતા ૧૯૨૪ માં જ્યારે નામદાર સરકાર પહેલી વખત જ સત્તામાં આવી હતી ત્યારે પણ રાખવામાં આવી હતી. પરંતુ તે વખતની સરકારનાં કામ ઉપરથી જણાય છે કે, સંરક્ષણની બાબતની પોતાની જવાબદારીનું તેને પુરેપુરૂં ભાન હતું, એટલે મિ૦ મેકડોનલ્ડ આ બીજી વખતના કારભારમાં પણ તે દિશામાં ભોળાપણું બતાવે એમ માનવાનું કશું જ કારણ નથી."

બ્રિટિશ લશ્કરી સત્તાવાળાઓના દિલની આ વાત જ લશ્કર કે કાફલાના ઘટાડાના બધાએ આડંબર નીચે છુપાયલા માનસનો પ્રબળ પુરાવો આપે છે. પરંતુ તે કરતાં પણ વિશેષ પુરાવા એ 'આર્મી ક્વાર્ટર્લી' માંથી મળી આવે છે.

એ ત્રૈમાસિકમાં ઇનામી હરિફાઇઓ દ્વારા "નાની સંખ્યામાં લશ્કર રાખવા તરફ લશ્કરી ખાતાવાળાઓ હાલ કેમ ઢળતા જાય છે?" એ વિષયમાં નિબંધ મંગાવવામાં આવ્યા હતા. તેમાં ઇનામને યોગ્ય ઠરેલ નિબંધ તે પત્રમાં જ છાપવામાં આવ્યા છે, તે ઉપરથી લશ્કર ઘટાડવાની કહેવાતી આડંબરી વાતો પાછળ આથી સુલેહની મનોદશા નથી તે સ્પષ્ટ પુરવાર થાય છે.

ઇનામ જીતી જનાર મેજર બી. સી. ડેનીંગ એમ. સી. ઇ. આર. પોતાના નિબંધમાં આટલા મુખ્ય મુદ્દા લશ્કરી સંખ્યા ઘટાડવાની હાલની મનોવૃત્તિની તરફેણમાં ટાંકે છે.

(૧) યંત્રોદ્વારા ચાલતાં હાલનાં નાનકડાં હથિયાર, અત્યાર સુધી ઘણાં માણસોથી જેટલી અસર ઉપજાવી શકાતી, તેટલી ગોળા છોડવાની અસર થોડા માણસોદ્વારા ઉપજાવી શકે છે, અને વળી થોડા વખતમાં વધારે ગોળા છોડી શકાય છે.

(૨) અત્યારે હુમલાનું બળ પહેલી હરોળમાં મૂકી શકાતી બેયોનેટની વધારેમાં વધારે સંખ્યા ઉપરથી આંકી શકાતું નથી, પણ પાયદળ લશ્કરનું બળ તેની પાસે યાંત્રિક અસ્ત્ર શસ્ત્રો અને તોપો કેટલી છે તે ઉપરથી આંકવામાં આવે છે.

(૩) માલ વહન કરવાના ક્ષેત્રમાં યંત્રબળ દાખલ કરવાથી રણસામગ્રી ઘણા જથ્થામાં અને ઓછા સમયમાં રણભૂમિ ઉપર ફેરવી શકાય છે: આથી ઘોડા કે ખચ્ચર મારફત લેવાના કામ કરતાં ઘણું ઝડપી અને વિશેષ કામ થોડા સમયમાં કરાવી શકાય છે.

(૪) દરેક વર્ષે હવામાંથી ફેંકવાનાં અસ્ત્ર–શસ્ત્રોનો વિકાસ થતો જ રહે છે. મોટી સંખ્યાના લશ્કરનો આધાર એની પાછળના સરંજામની વ્યવસ્થા ઉપર રહે છે. એટલે થોડી સંખ્યાનાં

લશ્કર કરતાં મોટી સંખ્યાના લશ્કર ઉપર સહેલાઇથી ખોમ્બ ફેંકી શકાય છે. બમ્બરવાળા લશ્કરને લીધે, મોટી સંખ્યાનું ખુલ્લું લશ્કર તે નબળાઇનું કારણ થઇ પડે છે.

ઝેરી ગેસ ભવિષ્યમાં કેવો ભયાનક સંહાર કરી શકશે, તેની શક્યાશક્યતાની વાતો હજી ઘણે ભાગે અજાણી રહી છે. પણ એ ઝેરી ગેસના વપરાશને લીધે રણક્ષેત્રમાં મોટી ફોજને ઉતારવી તે વધુ ભયંકર થઇ પડયું છે. તે માટે ખાસ સુરક્ષિતપણાનાં સાધનો વાળી નાની ટુકડીઓ વધુ અનુકુળ થઇ પડે છે.

દરિયા પારના દેશો ઉપર હુમલો લઇ જવાની બાબતમાં, ઘણે દૂર સુધી મારો ચલાવતી ટોરપેડોની શોધે, સ્ટીમરોમાં ઘટાડો કરવાની જરૂર ઉભી કરી છે. અને જેમ થોડું લશ્કર તેમ તેને લાવ લઇ જાવ કરવા માટે ઓછી સ્ટીમરોની જરૂર રહે છે.

એ કારણો રજુ કરીને મેજર ડેનીંગ છેવટે કહે છે: "આ બધી બાબતોનો વિચાર કરતાં જણાય છે કે. કોઇ પણ રાષ્ટ્રના લશ્કરી બળના વિકાસની ગણત્રી તે રણક્ષેત્રમાં કેટલાં હથિયારબંધ માણસો ઉતારી શકશે તેની ઉપર કરી શકાતી નથી, પરંતુ તે રાષ્ટ્ર કેટલા લડવૈયા, કેટલાં અસ્ત્રશસ્ત્રો અને રણ સામગ્રીને પ્રત્યક્ષ યુધ્ધમાં ઉતારી શકે તેમ છે તેની ઉપર તેની ગણતરી કરી શકાય છે."

આ ઉપરથી લશ્કર ઘટાડવાની કાલ્પનિક વાતોની અંદરનો સાચો ભેદ ખુલ્લો થઇ જાય છે. બ્રિટન જેવા દેશમાં હવે તેમને ખાસ કરીને મોટી સંખ્યામાં ખડી સેના રાખવાની જરૂર નથી, કેમકે જરૂર પડે ત્યારે પુરતી સંખ્યામાં 'ટેરીટોરીયલ' ફોજ તૈયાર કરી શકાય તેમ છે.

બીજો એક લશ્કરી અમલદાર પ્રસ્તુત ત્રૈમાસિકમાં લખતી વખતે, એ વાત ખુલ્લી કરે છે કે, અત્યારે લડવા લાયક મોટા લશ્કરની તૈયારીની જરૂર નથી, પણ જોઇતી સંખ્યામાં લડવૈયા તૈયાર કરી શકે તેવા તાલીમ આપનારાઓ [Trainers] અને તેમની સરદારી લેનારાઓ [Leaders] ની જ જરૂર છે.

આ ઉપરથી સહજે સમજી શકાશે કે, યુધ્ધ વિરામની અને લશ્કરી ઘટાડાની બધી જ વાતો કેવળ પોલી અને દંતકથાઓ જેવી છે; પણ વાસ્તવમાં પ્રત્યેક શાહીવાદી અને મુડીવાદી દેશ, પોતપોતાના બળનો સંચય તો વધુ અને વધુ પ્રમાણમાં જ કરતા જાય છે. માત્ર બાહ્ય દ્રષ્ટિએ તે થોડું જણાય એવી તરકીબ કરવામાં આવે છે એટલું જ.

પહેલા બળવા અગાઉ પેરિસમાં ભાગ્યે જ એક ડઝન પ્રજાસત્તાવાદી હશે. આજે એ જ પેરિસમાં ભાગ્યે જ કોઇ પ્રજાસત્તાવાદી નહિં હોય.

જે સંસ્થા તપાસનું તેજ, કે દલીલ અને ચર્ચાના તાપને સહન નથી કરી શકતી, તે સંસ્થા નિર્માલ્ય છે એટલું જ નહિં તે ભયંકર છે. [વિક્ટર હ્યુગો]

રહેતા, ગુપ્ત અને પ્રસિધ્ધ પોલીસ જેમની પાછળ નિરંતર પડછાયાની માફક રખડતી, છતાં ય મૃત્યુની સાથે કાયમ ખેલ ખેલતા હિંદની ઉગતી આશા સમા અનેક સુકુમાર છતાં વજ્ર જેવી છાતીના નૌજુવાનોએ માતૃભૂમિની સ્વતંત્રતા માટેનું મંથન ચાલુ જ રાખ્યું હતું, તે વાત આજે તો હિંદીઓ ગૌરવથી વાંચે છે. પરંતુ દેશબંધુ હાલે, તેવા નરવીરોના પ્રેમમાં રહેલા ઉદાત્ત તત્ત્વનો સ્વીકાર કરી તેમની પ્રશંસા કરવામાં સરકારી નજરે ઉભું કરાયલું જોખમનું તુત ખુલ્લું નહોતું પાડયું ત્યાં સુધી ભલભલા રાષ્ટ્રભકતો ય, તેમની પ્રશંસા કરતાં ડરતા. યુરોપ અમેરિકાના બળવાખોરોના વાતો તેઓ વાંચતા, તેમની પ્રશંસા કરતા છતાં પોતાના જ દેશના નરવીરોનાં નામ લેતાંય ભડકતા, પરંતુ એ બહાદુર અને જોશીલા નૌજવાનોએ કેવળ માતૃભૂમિને સ્વતંત્ર કરવાની વિશ્વમાં વખણાયલી અને સત્કારાયલી ભાવનાથી જ પ્રેરાઇને કેટલાં કષ્ટ વેઠયાં છે, તે વાતો 'બંગાળનો બળવો' બતાવે છે. તેથી કમીમાં કમી પ્રત્યેક ગુજરાતી નૌજવાને તો આવાં પુસ્તકો વાંચી સ્વદેશના નરરત્નોના મુક્તિ સંગ્રામના ઇતિહાસ જાણી લેવા ઘટે છે.

...

**દેવી ચૌધરાણી:** મૂળ લેખક : બંકીમચંદ્ર ચટોપાધ્યાય; પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર સુરત મૂલ્ય : દોઢ રૂપિયો.

અંગ્રેજોનો સહવાસ સહુથી પહેલો અને વધુ બંગાળમાં થયો. બંગાળીઓ ઉપર પરપ્રજાની ખુબ છાપ પડી. ગૌરાંગ એટલે માનવીની મહત્ત્વાકાંક્ષાની પરિસીમા એવી ભાવના તે સમયના બંગાળીઓમાં જાગી. લોકો ચપોચપ ખ્રિસ્તી બનવા લાગ્યા. પોતાનું એ બધુંજ નકામું અંગ્રેજોનું તે બધુંજ શ્રેષ્ઠ એવી માન્યતામાંથી, બંગાળીઓ મનુષ્ય તરીકે પણ અંગ્રેજોથી ઉતરતા છે એવું માનસ ઘડાવા લાગ્યું. તે વખતે આજથી લગભગ પચાસ વર્ષ પહેલાં બંકીમ બાબુએ આનંદ મઠ અને દેવી ચૌધરાણી જેવી નવલકથાઓ લખી, બંગાળીઓના ગુલામ જેવા બનતા જતા માનસને ધક્કો માર્યો નવી જ-જુદી જ ગતિ આપી. અંગ્રેજો કરતાં બંગાળીઓ કોઇ રીતે ઉતરતા નથી.. અને માતૃભૂમિની મુક્તિ માટે મથવું એ મનુષ્યત્વ માટે મહત્ત્વનું મનાવું જોઇએ. એ બન્ને પુસ્તકો પછી તો અંગ્રેજ સત્તાવાળાઓની આંખમાં કણાની માફક ખુંચ્યા હતાં. પણ બંકીમ બાબુનું કામ સફળ થઇ ચૂક્યું હતું. બંગાળી વીરોના માનસ ઉપર તેમની સ્પષ્ટ છાપ પડી ચૂકી હતી. અને દેવી ચૌધરાણી અને પ્રફુલ્લમાંથી દેવી સર્જનાર ભવાની પાઠકનાં જીવનમાંથી બંગાળી યુવાનોએ પ્રેરણાના પાણી પીવા માંડયાં હતાં. ગુજરાતમાં જે વખતે 'સરસ્વતી ચંદ્રે' ગુજરાતી યુવકોને 'કુમુદ ઘેલા' કર્યા, તે વખતે એકાદ બંકીમ ગુજરાતને લાધ્યો હોત-? પણ દુર્ભાગ્યે અહિં તો 'સ્વપ્ન દૃષ્ટા' સરખી ભાવના શાળી યુવાનોની મહત્ત્વાકાંક્ષાઓને કરમાવી નાખવાના મવાળ પ્રયત્નો કરનારા જન્મે છે, તેથી બંકીમ બાબુની આવી ગુજરાતી સ્વરૂપે અવતરતી કૃતિઓને વધાવીને વાંચવાની ખુબ જ જરૂર છે.

...

**બાળ વાર્તાવલિ** [ભાગ ૨ જો] સંપાદક તથા પ્રકાશક: સૌ. હંસા મહેતા બી. એ. સોલ : એજન્ટસ: આર. આર. શેઠની કં૦ ઠે૦:-કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ-૨; મૂલ્ય, દોઢ રૂપિયો.

પંદર બાળ વાર્તાઓ હંસા બહેને આ વિભાગમાં આપી છે. તે ટીબેટ, આસામ, બંગાળ વગેરે સ્થળોની પ્રચલિત લોકવાર્તાઓ ઉપરથી ઉપજાવવામાં આવી છે, અને તેમના એ કામમાં એમનાં મોટાં બહેન સૌ. જયશ્રી રાયજીએ મદદ કરી છે.

હંસા બહેન કહે છેઃ "મારાં પુસ્તકો બાળ વર્ગને સર્વ રીતે પ્રિય થઇ પડે એવી મને હોંસ છે." વળી "પુસ્તકને બધી રીતે શણગારી બાળ વર્ગનું મન રીઝવવું એ પણ એક આદર્શ છે. "એવી એમની માન્યતા છે, એટલે પુસ્તકને મોંઘું થવા દઇને પણ, સચિત્ર, સુંદર રીતે છપાયલું, સારા કાગળો અને મજબૂત બાંધણીવાળું બનાવવા માટે કાળજી રાખવામાં આવી છે. પરંતુ આથી સામાન્ય વર્ગનાં બાળકો આવી સરસ વાર્તાઓમાંથી મળતા આનંદ તેમ જ બોધમાંથી વંચિત રહેશે તેનું શું? આવાં પુસ્તકોની સસ્તી આવૃત્તિ પણ કાઢવી જોઇએ એવું હંસા બહેનને કેમ નહિં લાગતું હોય? આ દેશમાં એટલી નિર્ધનતા છે કે, બાળકો માટે શાળાનાં પુસ્તકો પણ પુરતાં વસાવી શકતાં નથી, તેવા વર્ગનાં બાળકો માટે ખ્યાલ રાખવાની જરૂર છે.

હંસા બહેનની તરફથી તૈયાર થતી બાળ વાર્તાઓ બાળકોને પ્રિય થઇ પડે તેવી શૈલીની હોય છે. પ્રસ્તુત પુસ્તકની વાર્તાઓ પણ એવી જ અસરકારક છે, વળી વાર્તાઓની પસંદગી પણ સાવધાનીથી થએલી છે. આવાં પુસ્તકો બાળકોમાં જરૂર લોકપ્રિય થાય જ. માત્ર ગુજરાતનાં ગરીબ માબાપોનાં ફરજંદોને તેમાંથી વંચિત રાખવા જેવું ન થાય તેટલું જોવાય તો વધુ સારૂં, એવી અમારી હંસા બહેનને ભલામણ છે.

**મસ્ત ફકીરની વાર્તાઓ :** લેખક : મસ્તફકીર; પ્રકાશક : 'ગુણસુંદરી' કાર્યાલય, ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ; મૂલ્યઃ દોઢ રૂપિયો.

ગુણસુંદરીની ભેટ તરીકે આ સંગ્રહ પ્રસિધ્ધ થયો છે. આમાં મસ્ત ફકીરની આઠ વાર્તાઓ આપવામાં આવી છે. મસ્ત ફકીરનું નામ એટલે જ હાસ્યરસ એવી નવી વ્યાખ્યા જ ગુજરાતમાં રચાઇ ગઇ છે. એટલે પ્રસ્તુત વાર્તાઓમાં સ્પષ્ટ કે અસ્પષ્ટ હાસ્ય તો હોય જ. પરંતુ મસ્તફકીરની ઝીણી દ્દષ્ટિ લોકજીવનનાં ઉંડાણમાં ઉતરીને સદાય આપણી નબળાઇઓ, આપણી ભૂલો, આપણી નિર્માલ્યતા જોઇને તે નિવારવા એમના માનસને ઉત્તેજન આપે છે. આથી હાસ્યની સાથે સાથે એમનાં લખાણોમાં કેટલેક સ્થળે ચાબકા, કેટલેક સ્થળે સાકરના પડવાળી કવીનાઇન તો કોઇ વખતે રીઝવીને ભૂલ સુધારવા મોટા ભાઇ નાનાભાઇને મીઠો ઉપાલંભ આપતો હોય તેવા ઉપાલંભ દેખાય છે. અલબત્ત ખાસ સ્ત્રી વાંચકોને માટે આઠે વાર્તાઓ નથી, છતાં સ્ત્રીઓને આઠે વાર્તાઓમાંથી કંઇને કંઇ નવું જાણવાનું મળ્યા વિના રહે તેમ નથી જ.

...

**લોહીના લેખ :** લેખક તથા પ્રકાશક : મોહનલાલ ચુનીલાલ ધામી; ઠે : કેશુ શેઠનો પાડો, પાટણ. મૂલ્ય આઠ આના.

અહિંસાના ઉપાસક જૈનો, તેમનામાંના એક જૈનસમાજ માટે લખીને પ્રસિદ્ધ કરેલી નવલકથાના પૂંઠા ઉપરનું લોહીથી ભીંજાયલા ભયંકર ખંજર, લોહીના છાંટાથી ખરડાયલો ખંજરવાળો મજબૂત હાથ અને તેની નીચે લોહીના ખાબોચીયામાં

તરબોળ, અચેતન થઇ પડેલી. સ્ત્રી એ ભયાનક દૃશ્ય જોઇને જ વિચારમાં પડી જવાય છે. પરંતુ દિક્ષાના પ્રશ્ને જૈન સમાજના હૃદયનું જે મંથન કર્યું છે, તેની આજસુધી બંધ રહેલી આંખો સમક્ષ જે ભયંકર દૃશ્ય ખડાં થવા લાગ્યાં છે, સાધુતા તરફ કેવળ શ્રદ્ધા અને ભક્તિભીની નજરે જ જોવાય'એ છણું શ્રદ્ધામાં, સાધુતાના સાચા નાચેના પોલ પારખવાથી જે મૂળભૂત પરિવર્તન થઇ ગયું છે, તે જોતાં લેખકે મૂકેલું કારમું ચિત્ર પોતાનું વાસ્ત્વીપણું પુરવાર કરે છે. ધર્મના નામે ચાલતાં ધતીંગોથી લેખકના હૃદયમાં ક્રોધનો દાવાનળ પ્રકટ્યો છે, અને તેમાંથી આગ ઝરતી કલમે તેમણે આ નવલકથા સરજી છે. જૈનેત્તર કોમની સ્ત્રીઓને પણ આ કથા વાંચીને કંપારી છુટી છે એ અમારો સ્વાનુભવ છે. જૈન પુરુષો અને સ્ત્રીઓ આમાંથી સારતત્ત્વ ખેંચે એ જરૂરનું. છે. લેખકે આ નાનકડી નવલકથા "અત્યાચારના ઉત્સવો ઉજવનારને" ભેટ ધર્યું છે તે પણ ઠીક જ થયું છે. પરંતુ અત્યાચારીઓ ચેતવણીના આવાં શંખનાદથી ઓછા જ અટકે તેમ છે? અને તેથી લેખક એ અર્પણમાં કહે છે તેમ અત્યાચાર જોઇ જેમના હૈયામાં દાવાનળ સળગ્યો છે, તેઓએ જ એ અત્યાચાર અટકાવવા હજી વધુ રચનાત્મક કાર્યો કરવાં પડશે. આવું સાહિત્ય તેમાં જરૂર પોતાનો અંશ પુરાવી શકશે.

...

**ભાનુસ્મૃતિ:** સંપાદક: જગમોહનદાસ ધરમદાસ, પ્રકાશક: ઇશ્વરદાસ ધરમદાસ, ઠે: હરનિવાસ, ફારજેટ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૭ મૂલ્ય—અમૂલ્ય.

શ્રીમંત કુટુંબમાં જન્મેલાં છતાં, અભ્યાસ અને મનનને અંગે જેમનામાંથી શ્રીમંતાઇને અંગે આવતા અનડાપણું, અભિમાન, સામાન્યો તરફનો સ્વાભાવિક તિરસ્કાર, મનાતા મોટાઓ તરફની જન્મ સિધ્ધ ગુલામી વૃત્તિ વગેરે દુર્ગુણો ઓછા અથવા ગૌણ બની જાય છે, તેવાં મનુષ્યો સ્વજન સંબંધીઓ અને સન્મિત્ર મંડળીમાં માનીતાં અને જાણીતાં બને છે. પ્રસ્તુત સ્મારક ગ્રંથનાં પાને પાનામાંથી બહેન ભાનુમતીના એ સદ્ગુણથી પ્રેરાયલાં અનેક નર નારીઓએ આપેલી નાની મોટી અંજલિમાંથી એ જ સારતત્ત્વ સાંપડે છે. ભાનુબહેન સ્ત્રી જાતિનાં હોવા છતાં એમનું સન્મિત્ર મંડળ બહોળું અને વિવિધ રંગી છે, પોતે ગુજરાતી હોવા છતાં દક્ષિણી, અંગ્રેજ, પારસી એમ વિધવિધ જાતિ અને કોમનાં સ્ત્રી પુરુષોનો પરિચય મેળવી તેમના માનનાં ભાગી થયાં છે તે આ સ્મૃતિ ગ્રંથ બતાવે છે. ભાનુ બહેન સાહિત્ય રસિક અને મહત્વાકાંક્ષાઓથી ભરેલા હોવા છતાં, શ્રીમંત કુંટુંબમાં જન્મ્યા છતાં તંદુરસ્તીની બાબતમાં નિર્ધન હતાં. તેમના જીવનમાંથી ગુજરાતણો બે વાત શીખી શકે. પરિચયમાં આવનારાં તેમનામાં સદ્ગુણની સૌરભ પારખે તેવાં બનવું, પણ યુવાનવયે ઉડી જવા જેટલી તંદુરસ્તીને બગડવા ન દેવી. નવી પીઢીની ગુજરાતણોએ બીજી બાબતોની સાથે સાથે જ તંદુરસ્તી સુધારીને સાચવી રાખવાનાં કારણોને સમજીને જીવનને તે રીતે ઘડવાની જરૂર છે. ભાનુ બહેનનાં સ્વજનોએ તેમનો સ્મૃતિગ્રંથ પ્રસિદ્ધ કરી, ગુજરાતી હૃદયમાં સ્ત્રી જાતિ તરફ સન્માનની ભાવના જાગી છે તે બતાવી આપીને બીજાઓને માટે ઉદાહરણ આપ્યું છે, અમે એ નવભાવનાને સન્માનીએ તેમ જ સત્કારીએ છીએ.

**મોતીની તોરણ માળા** [ મણકો ૧ લો ] : પ્રકાશક : મોતીવાળા એ. ચીમનલાલની કંપની; ઠે : ટીંક્યા ઓટા સામે : અમદાવાદ; કીંમત બાર આના.

આ પુસ્તકમાં ૨૮ પ્રકારનાં મોતીનાં તોરણ ભરવાની રીતો બતાવવામાં આવી છે. તેથી નમુના મેળવવાની માથાકુટ વિના પણ, તોરણ ભરવાની રીતની જાણકાર બહેનો મનપસંદ નમુનાનું તોરણ ભરી શકે છે. પ્રત્યેક નમુનાની ઉપર મોતી અને સળી કેટલાં જોઇશે તે સંખ્યા અને રંગની તૈયાર વિગતો સાથે જણાવ્યુ છે, એ સગવડ અગત્યની છે. માત્ર તૈયાર નમુનાનાં ચિત્રોની આ પુસ્તકમાં ઉણપ છે, અને પ્રકાશક એ વાત જાણે છે અને બીજા મણકાઓમાં એ ખોટ પુરી કરવા માગે છે તે ઠીક જ છે. અમે આ તોરણમાળામાંનો એક નમુનો ભરાવીને જોયા છે, અને તે લખવા મુજબ તૈયાર થયા છે. ફુરસદના વખતે શહેરોમાં વસતી બહેનો અલંકારના સાધન માટે, તેમ જ કમાણીના સાધન તરીકે આ કળાનો ઉપયોગ કરે છે પરંતુ રા. મોતીવાળાએ જેમ આ પુસ્તક પ્રસિધ્ધ કરીને પોતાના ધંધાદારીઓને નવી દિશા સૂચવી છે, તેમ ગરીબ અને વિધવા બહેનોની પાસે તોરણો તૈયાર કરાવવાની વ્યવસ્થિત યોજના શરૂ કરવાની પહેલ કરવાની પણ જરૂર છે.

**ઉદય** [ વાર્ષિક ] : તંત્રી અને પ્રકાશક : બાબુરાવ જોશી, ઠે : પાટ-ઉમરેઠ; મૂલ્ય : એક રૂપિયો.

સામાન્ય નજરે જોતાં આ અંક ઠીક ગણાય; પરંતુ "સાહિત્ય અને કલાનું એકાકી વાર્ષિક" એવું તેને માટે જે વિશેષણ વપરાયું છે, તે દ્રષ્ટિએ કસોટી કરતાં આ અંકમાંના કુલ ૪૪ લેખોમાં "સાહિત્ય અને કલા"ની ચર્ચા કરનાર વાર્ષિક તરીકે તેને ગણાવવા જેવું ઓછું છે. અંકમાંના કેટલાક લેખો વાંચવા અને વિચારવા જેવા છે. જ્યારે કેટલાય સામાન્ય છે. લીલાં મુનશી હવે નાનકડા સંદેશાઓ જ આપીને તંત્રીઓને ખુશ કરતાં લાગે છે, આ અંકમાં તેમનો એવો એક સામાન્ય સંદેશ છપાયો છે, પણ તંત્રીએ તેને ખાસ કાળાં બીબાંમાં ગોઠવીને બીજા લેખકોને અન્યાય કરવામાં કશુંજ ઉચિત કર્યું લાગતું નથી. 'વિકાસ'ના તંત્રીનો 'એક જ ધુન'વાળો લેખ અમને ઘણો જ ગમ્યો છે. તેના ગર્ભમાં રહેલા રહસ્યને સમજીને પ્રત્યેક નૌજવાને વાંચી બાર વર્ષના અંગ્રેજ છોકરાની પાસેથી સ્વાતંત્ર્યનો પાઠ અને સ્વદેશની ભક્તિના પાઠ શીખી, જીવનમાં વણી લેવાના પ્રયત્ન કરવાની જરૂર છે.

---

રાષ્ટ્રના પ્રત્યેક બાળકને આટલું શીખવવું જ જોઇએ : રાષ્ટ્રની સેવા માટે કોઇ પણ જાતની મજુરી કરવી પડે તે માનપ્રદ છે અને બીજાની મજુરી ઉપર આધાર રાખીને જીવન જીવવું તે અપમાનકારક છે.

ભીખ માગતા જનસમુહ તરફ માલધારીઓ સમભાવ બતાવે છે, પણ સ્વાધિકારની આગ્રહભરી માગણી કરનારા જનસમુહની સામે એ જ માલધારીઓ જંગલમાં જંગલી દુશ્મનો સમા બની જાય છે.

# જપાનની મર્દ મહિલાઓ



ધનુષ્યબાણની તાલીમ લેતી જપાનની સ્વતંત્ર સ્ત્રીઓ.




# શાંતિની દેવીઓ.



"પુરુષોએ સ્વાર્થી લાભ ખાટવાને માટે યુદ્ધો જગાડયાં છે. રાજકારણો અને આર્થિક કારણોના પાયા ઉપર રચાયલા ભાગલા પાડયા છે; અને મિત્રતા તેમજ શત્રુવટની ટોળકીઓ અને સમુહો જન્માવ્યા છે. પરંતુ એ બધું અલ્પાયુષી જ રહેવાને સરજાયલું છે; રાષ્ટ્રજીવનમાં કે વિશ્વજીવનમાં સ્ત્રીત્વનું જીવનલક્ષ્ય એ બધી અલ્પજીવી આડખિલીઓને ઉખેડીને માર્ગમાંથી દૂર કરવાનું છે. સ્ત્રીઓ શાંતિની દેવીઓ છે. અને એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રનું શોષણ કરી રહ્યો હોય તે અટકાવી માનવતાના નૈસર્ગિક હકની પ્રાપ્તિ માટે એ દેવીઓ કામ કરે છે."

સરોજિની નાયડુ

[ અખિલ ભારત મહિલા પરિષદના ચોથા અધિવેશનનાં પ્રમુખપદેથી ]

# ભવ શોભન સુંદરી?

: લેખક :

આદર્શ ગુજરાતણનો ભક્ત

સંસ્થાનો સમું સ્વરાજ્ય એ હિંદને માટે બ્રિટિશ પાર્લામેન્ટ તરફથી મળવામાં આવનારી છેલ્લામાં છેલ્લી છુટ છે, એ મતલબની જાહેરાત, કામદાર તંત્રે હિંદના વૉઇસરોયના મુખે કરાવી, ત્યારે સામ્રાજ્યવાદીઓએ પાર્લામેન્ટની બન્ને સભા-ઓમાં જે 'તરખાટ' અને 'ધાંધલ' મચાવી મૂક્યું તે પ્રસંગને પાર્લામેન્ટનો ભાવી ઇતિ-હાસકાર બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ માટે કલંક સ્વરૂપ આળેખે તો કોઇ રીતે ખોટું નથી.

એ ચર્ચા વખતે હિંદી પ્રજાની મહત્ત્વા-કાંક્ષાના વિરોધથી જેની રગેરગમાં વહેતું શોણીત છલકાઇ રહ્યું હતું તેવા શાહીવાદી ટોળકીના સરદાર અને કામદાર પક્ષને હાથે હાર ખમનાર ટોરી સરકારના વડા વઝીર મિ૦ બાલ્ડવીને આમની સભામાં હિંદીઓ તરફ પ્રબળ વૈરભાવ બતાવનારું ભાષણ કર્યું ત્યારેઃ હોઠના ટેરવે મધ અને હૈયામાં હળાહળ ઝેરનું જે પ્રદર્શન કર્યું હતું તેને કયો હિંદી વીસરી શકે તેમ છે?

ઇતિહાસના આરંભકાળે હિંદીઓ અને બ્રિટિશપ્રજાના પૂર્વજો એક જ માતાપિ-તાનાં સંતાન હતાં એ રીતે કથાનું આદીચરણ ઉપાડી, આર્યોની સંસ્કૃતિની કથાની મધ્યમાં ભયંકર પ્રશંસા કરી, અંતે; તેમ છતાં આજે તો એ આર્ય સંતાનોએ બ્રિટિશ પ્રજાના કાયમના ગુલામ જ રહેવું જોઇએ એવી મનફાવતાં, છતાં આડંબર અને અસુયાના વાઘાથી ગોરા રાજકાર્યપટુઓને છાજે તેવાં વચનોથી પોતાનું ભાષણ પુરું કર્યું હતું.

બરાબર એવી જ રીતે આપણા કવિઓ અને જૂનાં ચશ્માં પહેરીને લખવા બેસતા લેખકો સ્ત્રીવર્ગ માટે વાપરે છેઃ એમ કહીએ તો તેમાં જરા યે અતિશયોક્તિ કરી નહિં જ ગણાય.

એક કવિના રાસના પુસ્તક વિષે તેમના એક કવિ મિત્રે અવલોકન–નિબંધ લખ્યો હતો–એક માસિકમાં તે પ્રસિધ્ધ થયો હતો; હું તે વાંચતો હતો. તેમાં એક રાસને 'આદર્શ ગુજરાતણ'ના 'શબ્દચિત્ર' તરીકે પ્રશંસકે ઓળખાવ્યો હતો. મહાગુજરાતના અમુક વર્ગે મનાવેલા એક મહાકવિની પ્રેરણા [અથવા સૂચના?] ઉપરથી એ 'શબ્દચિત્ર' કવિ ચિત્રકારે આળેખ્યું છે, એમ તે કવિતા રાસનું અવલોકન કરનાં કવિ મિત્રે મનાવવા મંથન કર્યું હતું. તેમ કરતાં એમણે આમ ટીકા કરી હતીઃ

"એમાંની ગુજરાતણ નાટક સીનેમાની નટી જેવી, તેમ જ કૉલેજની કન્યા કે ટેનીસ રમતી બૉબ્ડ હેઅર ગુજરાતણ નથી; સમાન હક્કની શોખીલી નથી અથવા સ્ત્રી મટી પુરુષ થવા મથતી નથી. રા. મુનશીએ 'કાકાની શશી'માં વર્ણવેલી જૂની અને નવા પ્રકારની પણ એ નથી! એ તો એક આદર્શ ગુજરાતણ કલા સુન્દરી છે."

આ વચનોથી સ્વાભાવિક રીતે જ કોઇક અસાધારણ કે અપૂર્વ એવી 'આદર્શ ગુજ-રાતણ'ની અનેરી કલ્પના જાણવા હું તૈયાર

થયો. મને લાગ્યું 'ગઇ કાલનું' પરવશ પરિન્દુ'' કે 'આવતા યુગના ઉગતા પ્હરોડની ઉષાકુમારી'નું જૂનું કે નવું એવું તો ઘણું જાણ્યું, વાંચ્યું, સાંભળ્યું છે. પણ કવિમિત્ર જે વર્તમાનની 'આદર્શ' ગુજરાતણ'નાં આટલાં વખાણ કરે છે તે 'ગુજરાતણ' કેવી હશે તે આજે જાણવો મળશે. પણ આગળ એક જ લીટી વાંચતાં આ પંક્તિઓ નજરે પડી:

[લાસની મનુસ્મૃતિ ખરી માનીએ તો] સ્મૃતિકારો, આપણા કૃષ્ણ શા [ગીતાને તેના વર્તમાન સ્વરૂપમાં સાચી માનીએ તો] કહેવાના ઇશ્વરાવતારો. બધાઓની દૃષ્ટિમાં આદર્શમાં આદર્શ સ્ત્રીનું શબ્દચિત્ર આળેખતાં એક જ જાતની સ્વાર્થ પરાયણતા અને સંકુચિત વૃત્તિ દેખાતાં નથી? કાકાની શર્વરી'નો કાંકો તો 'સ્ત્રી શત્રુ' હોવાથી તેને પૈસે પોષાતી અને ભપકો મારતી પત્નીની



જપાનની સ્વતંત્ર સ્ત્રીઓના સ્વતંત્ર વિહાર.

''કંથલકોડ ભરી લગની ને હેત હુલામણી,
ગૃહની ગૃહિણીને કુળની અજવાળી બીજ;
મધુરી મંજૂલ મંજરી શી સંસ્કાર સુહામણી,
વ્રતશીલ તપની તેજલ ચમકે લોચન વીજ:''
તુરત મારી દૃષ્ટિ આગળથી એક વિપળ પહેલાં વળેલાં મોહનાં આવરણ અળગાં થયાં, સ્મરણપટ ઉપર બાલ્યકાળનું પેલું ભાષણ તરી આવ્યું. શું આપણા કવિઓ, આપણા લેખકો, આપણા મનુ૦ સમા

પાસેથી પોતાને ખુશ કરે તેવા વર્તનની માગણી કરે છે, પરંતુ જેઓ સ્ત્રીઓનાં આદર્શ શબ્દચિત્રો આળેખવાની મહત્વાકાંક્ષા સેવે છે, તેઓ પણ સ્ત્રીના સ્વતંત્ર વ્યક્તિત્વની કલ્પના સાંખી શકતા જ નથી. કંથ'ના જ 'કોડ'વાળી, કંથના 'કુળ'ની બંધનોમાં જકડાવામાં મહત્તા માનનારી, કંથને માટે 'વ્રતશીલ'. અને 'તપ' તપવામાં નારી જીવનનું સાર્થક્ય સમજનારી જ સ્ત્રીની

કલ્પના તેમનાથી થઇ શકે છે. અદ્‌ભુત અને અપૂર્વ, સ્વતંત્ર, તેજસ્વી, સ્વતંત્ર વ્યક્તિત્વના પ્રભાવવંતી સ્ત્રીની કલ્પના હિંદુ લેખકો કરીજ શકતા નથી.

'ફુલતપુંજમાં વસન્ત રાણી વિહરે છે તેવી એ ભવન ભવનમાં ભવશોભન સુન્દરી વિહરે છે,' કેમકે એ બાપડી પોતે મરીને પતિને છવાડે છે, કષ્ટ વેઠીને, પતિનું ગૃહ શણગારીને શોભાવે છે. એ ઘરે શણગારની નિર્જીવ વસ્તુઓ સમી ભવનશોભન સુંદરી રહે ત્યાં સુધી જ આ કલ્પના સર્જકોનો શાબ્દિક સત્કાર મેળવી શકે છે. "એ મંગલપર્વે અરુણ પગલીએ વ્હેલી ઉઠે" અને 'અમૃત પહોરે વરુણ હુંકે અંઘોળે,' તેમ જ 'ગગનાંગણમાં ઉષા જેમ અભિનય રંગો પૂરે છે તેમ આંગણીયે કલા વિકસાવી રંગોળી પૂરે,' 'પનઘટ પર પાણી ભરે' 'અન્નપૂર્ણાની જેમ રસોડે રસોઇ કરે' 'ફૂલ ગજરા ગુંથે, વ્હાલમને માટે વરમાળ ગુંથે, તેના ઘરને શોભાવવા મોતીનાં તોરણ ભરે, ... સુધી જ તે 'ગુણગરવી અમ્મરવેલડી' 'આદર્શ' ગુજરાતણ ગણાય છે; પરંતુ પોતાનો જે ક્ષણે તે વિચાર કરતી થાય, સ્વમાન, સ્વાશ્રય કે સ્વતંત્રતાની કલ્પનાનો ઉદય થતાં જ તે ભવનશોભન કે ભવશોભન, આદર્શ કે સંસ્કારી ગુણગરવી ગુજરાતણ મટીને, બીજી જ પળે 'સમાન હક્કની શોખીલી,' સ્ત્રી મટી પુરૂષ થવા મથતી,' 'બંડખોર', 'આર્ય સંસ્કારને નહિં જાણનારી' બની જાય છે!

અહિં બ્રિટિશ સામ્રાજ્યવાદી અને હિંદુ રૂઢીવાદી બન્ને એક જ સિક્કાની બે બાજુઓ જેવી મનોદશા બતાવે છે. સામ્રાજ્યવાદીઓને જેમ અસંખ્ય મનુષ્યોની સ્વતંત્રતાને ભોગે પોતાનાં હિત ખાતર પોતાનો વાદ ટકાવી રાખવો છે, તે જ રીતે રૂઢીવાદીઓને પોતાની જન્મદાતાઓને ભોગે પોતાના વાદનું સદા સર્વદાને માટે સંરક્ષણ કરવું છે. આથી કચડાતી–છુંદાતી પ્રજામાં કંઇક જાગૃતી જોતાં સામ્રાજ્યવાદીઓ જેમ બાલ્ડવીનનાં પેલાં ભાષણની માફક થોડાક સારા શબ્દોની અંદર વીંગળીને તેમની સામે પથ્થર ફેંકવા ચાલુ રાખે છે, તે જ રીતે રૂઢીવાદી સ્ત્રી શત્રુઓ સ્ત્રી જાતિને કાયમને માટે પુરુષની ગુલામડી બનાવી રાખવા માટે 'ગુણ ગરવી,' 'આદર્શ' 'ભવ શોભન,' 'ભવન શોભન' જેવાં વિશેષણો શોધી શોધી શબ્દોની ભૂલભૂલામણી વાળી કલ્પનાઓથી સ્ત્રીઓને રીઝવવાની રમતો રમાય છે. મનુથી માંડીને વર્તમાન કાળના અનેક લેખકો સુધીના પુરુષો આ જ રમત રમતા આવ્યા છે. રૂઢીઓના બંધનોના માપની ફુટપટ્ટીએ મપાઇને સંતોષ મેળવતા માનવ સમુહના યુગમાં સ્ત્રીઓ પુરુષોનાં આ હુલામણાંથી ભલે સંતુષ્ટ બનતી હોય, પણ વર્તમાન યુગબળની અસરે, મનુષ્ય પ્રત્યેક જાતનાં બંધનમાંથી છુટવામાં ગૌરવ માને છે, ત્યારે સ્ત્રી સમાજ પુરુષ વર્ગની ખોટી ખુશામતથી જ રાચે અને કાચના કબાટમાંના ખાંડના હાથીને જોઇ જોઇ તેના સ્વાદનો ઉપભોગ કર્યાની કાલ્પનિક સંતોષ વૃત્તિથી સમાધાન માને તેવી સ્ત્રીઓ પણ દિવસે દિવસે ઘટતી જાય છે. એથી ઉગીને તુરત અસ્ત પામે તેવી બીજના ચંદ્રની ચંદ્રિકા બનવાને બદલે પોતાના સ્વત્વથી પ્રકાશે તેવા સૂર્ય બનવા અને તેના પ્રખર તેજમાં ક્ષુદ્રવૃત્તિની આંખને આંજી નાખવાની તેને મહત્ત્વાકાંક્ષા છે: 'ગંગા સ્વરૂપ'ના નામના મોહે અત્યાચારી વૈધવ્યના જડ સંચામાં તે ફરજિયાત છુંદાવા તૈયાર નથી, પણ સ્વેચ્છાએ

જીવનભર અપરિણિત જીવન ગાળવા તે તૈયાર છે. સમાજનું તે પણ આખું અને સંપૂર્ણ અંગ છે એમ તે માને છે. પોતાની ઇચ્છાથી તે જગતના માંદા અને ઘવાયલા મનુષ્યોની સેવા કરવાની કોડીલી છે, પણ તેની મરજી વિના વગ-ગાડેલા લાકડે માંકડાની રમતથી, તેને પતિ તરિકે બતાવેલા ગમે તેવા માણસને પૃથ્વી ઉપરનો પ્રભુ માનવા અને તેમાં જ પોતાના જીવનનું સાર્થક્ય સમજવાની તે ના પાડે છે. સ્વચ્છંદની ખાતર તે સમાન હક્કની વાતો કરતી નથી, પણ સ્વમાનને માટે તે મનુષ્યના નૈસર્ગિક હક્ક ઇચ્છે છે. કોઇએ શોધી આણેલા પતિના ખેસને છેડે સાડીના છેડાની બાંધેલી ગાંઠને આધારે, અનેક સ્ત્રીઓના સમુહની મદદથી અથડાતી, દોડવાની રમત રમવામાં મહાઇનું અભિમાન માનનારા 'વરરાજ'ની તે અનુગામિની થવા ના પાડે છે, તે પોતાની પસંદગીથી જેની મૈત્રી બાંધવા માગતી હોય, તેની સહગામિની થવા તૈયાર છે. એની સૃષ્ટિમાં પતિની અંદર પત્નીનો સમાવેશ થતો નથી, પણ પતિ-પત્ની બે ભિન્ન છતાં મિત્ર ભાવે અભિન્ન બનેલા યુગ્મ તરીકે બે સ્વતંત્ર વ્યક્તિઓ રહીને સહકારથી જીવન ગાળવાની તેની વાંચ્છના છે. તે માત્ર ઘરનો શણગાર બનાવા કે પતિ માટે રસોઇ કરનાર, તેનાં ઘરનાં તોરણ ભરવા, એને માટે સંતાન ઉત્પન્ન કરવાનું જ સાધન બનવા અને તેમાં જ સંતોષ માનવાથી હવે સંતોષાય તેમ નથી. તેને માટે એ વિષયો ગૌણ છે, સાંકડા છે: એને વિશાળ જગતના મહાપ્રશ્નોમાં પુરૂષની બેલડી બનવું છે. તે માત્ર મૂછાલ, કંગાલ, નિર્માલ્ય બાળકોની સર્જક બનવા ઇચ્છતી નથી, એને પ રાષ્ટ્રનાં નવવિધાન સરજવાં છે, આંતર-રાષ્ટ્રીય સંમેલનો અને સમિતિઓમાં માનવ-જાતિના સુખ અને સંતોષના મહાપ્રશ્નો ચર્ચવા છે. અને કુવાની છાંયડી મટી; જીવનની પ્રત્યેક કક્ષામાં પુરૂષને આધારે ટકી રહેનારી નિરાધાર મટી, પોતાના સ્વતંત્ર સ્ત્રીત્વને સ્વાશ્રય અને આત્મશ્રદ્ધાથી પ્રકટાવવું છે. ગઇ કાલની સ્ત્રી ભલે ભવનશોભન અને ભવશોભન રહી હોય, આવતી કાલની સ્ત્રી ભવન તેમ જ ભવસંચાલક બનવાના આદર્શ સેવે છે.

---

રૂઢીચુસ્ત માનસવાળાઓના મનનાં દ્વાર સદાય બંધ જ રહે છે. અનુભવ તેમને કંઇ શીખવી શકતો નથી, નવા વિચારો માટે પેલાં બંધ બારણાં કદી ઉઘડતાં નથી, માત્ર અંદર ભરેલી જુની-સડેલી વસ્તુ ઓથી જ તેઓ ખોટો સંતોષ માની લે છે!

જ્યારે મુડીવાદી કામદારોને રંઝાડે છે ત્યારે તે કામ બીજા કામદારો મારફત જ કરાવે છે. આમ માનવ જાતિની પ્રગતિમાં અજ્ઞાન એ જ મોટી ખાડખીલી છે. કામદારો અજ્ઞાન, બેવકૂફ અને રૂઢીવાદી રહે છે; તેથી જ તેમની પ્રગતિ નથી થતી.

# બ્રિટિશ સ્ત્રીઓની મતાધિકારની લડત

## ગુજરાતી સ્ત્રીઓ તેમાંથી શું બોધ લઇ શકે?

: લેખક :
શ્રીસ્વાતંત્ર્યનો હિમાયતી

ગ્રેટ બ્રિટનની પ્રજા અને તેના રાજ્ય-દ્વારીઓ ખુબ જ રૂઢીચુસ્ત છે. 'રીતસર'-પણાની બાબતમાં એમના જેવી ગુલામી મનોદશા બીજા કોઇની નહિં હોય. તેથી એ પ્રજાની પાસેથી અધિકાર મેળવવા તે મહામુશ્કેલ છે. છેક જ તૂટી જાય તેટલી ખેંચતાણ પછી જ બ્રિટિશ મુત્સદીઓ નમતું મૂકે છે. ગોરાં સંસ્થાનોને સંસ્થાનિક સ્વરાજ્ય આપવાનો બ્રિટિશ પ્રજાનો ઇતિહાસ એવાં જ ઉદાહરણોથી ભરેલો છે, ના, આંતરગત સુધારાનો બ્રિટનનો ઇતિહાસ પણ એ જ વાત કહે છે. સામે થઇને પાણી બતાવ્યા વિના ત્યાંની સ્ત્રીઓને પણ મતાધિકાર મળ્યા નથી—અને તે પણ કેટલાં બધાં વર્ષો પછી. રાષ્ટ્રીય મહાસભાએ સ્વતંત્રતાનો ઠરાવ કર્યો છે, સ્ત્રીઓએ પણ તેમાં યોગ્ય ફાળો આપવો જ પડશે. પરંતુ કેટલીક બહેનોની એવી માન્યતા છે કે, બ્રિટિશ સિંહને પંપાળી પંપાળીને આપણે કંઇક મેળવી શકીશું. અલબત્ત સરકારી અમલદારોના કુટુંબની, શ્રીમંત કુટુંબની અને જેમના પતિ જાણીતા 'મોડરેટ' છે તેમના કુટુંબની બહેનો જ બિચારી પતિના પગલે ચાલીને કે પિતાની શિખામણ સ્વીકારીને આવા વિચારો કરે છે, તેવી બહેનોની જાણ માટે બ્રિટિશ સ્ત્રીઓની મતાધિકારની લડતના ઇતિહાસની ટૂંકી રૂપરેખા રજુ કરવી જરૂરની છે. એ ઉપરથી તેમની ખાત્રી થશે કે હજારો વર્ષ સુધી બ્રિટિશ સિંહની ખુશામદ કરી તેનું પૂંછડું પંપાળો તો એનું રૂંવાડું યે ફરકતું નથી. તે માટે તો એ પૂંછડું કચડાય કે આમળવામાં આવે તેવા સંજોગો ઉભા કરવાની જરૂર પડે છે.

ઇ. સ. ૧૮૩૨ માં બ્રિટનની પ્રજાને રાજદ્વારી સુધારા આપવામાં આવ્યા. તે વખતે પાર્લામેન્ટની વરણી વખતે મતાધિકાર આપવાની બાબતમાં પહેલાં જ્યાં 'મનુષ્ય' લખેલું હતું ત્યાં 'પુરુષ' મૂકવામાં આવ્યું. પરિણામે સ્ત્રીઓને મતાધિકારમાંથી બાતલ કરવામાં આવી. ત્યારથી સ્ત્રીઓની મતાધિકારની ચળવળનાં બી રોપાયાં.

૧૮૫૦ માં લોર્ડ બ્રોઘેમના કાયદાથી એવું ઠરાવવામાં આવ્યું કે: સંયુક્ત રાજ્યોની ધારાપોથીમાં જ્યાં નરજાતિ સૂચક શબ્દો મૂકવામાં આવ્યા હોય, તેમાં સ્ત્રીઓનો પણ સમાવેશ થશે, પણ જ્યાં ખાસ કરીને તેમ નહિં કરવાની કલમ દાખલ કરવામાં આવી હશે ત્યાં તેમ નહિં થાય.

૧૮૬૭માં જહોન સ્ટુઆર્ટ મીલે 'પીપલ બીલ' ના ચોથા ફકરાના સંબંધમાં પાર્લામેન્ટમાં એવો સુધારો રજુ કર્યો કે, તેમાં જ્યાં 'પુરુષ' લખ્યું હોય ત્યાં 'માણસ' શબ્દ મૂકો. પરંતુ એ સુધારો ૧૨૩ મતની બહુમતિએ ઉડી ગયો.

અને ૧૮૬૮માં ચોર્લ્ટન વિરૂધ્ધ લીંગ્સના મુકદ્દમામાં રાજ્ય તરફથી અપાયલી સગવડોની ચર્ચા કરતાં જજોએ એવું ઠરાવ્યું કે, પાર્લામેન્ટને લગતા મતાધિકારમાં જ્યાં 'પુરુષ' શબ્દ મૂકેલો હોય તેમાં 'સ્ત્રી' નો સમાવેશ થતો નથી.

પછી તો આમની સભામાં એ વિષય ૧૮૬૯ થી ખરડાઓ અને ઠરાવો સ્વરૂપે સતત છવતો જ રહેવા લાગ્યો. એ સભામાં આ સંબંધમાં ૧૮૭૦ માં બે વખત ચર્ચા ચાલી, અને તે પછી ૧૮૭૧, ૧૮૭૨, ૧૮૭૩, ૧૮૭૫, ૧૮૭૬, ૧૮૭૭, ૧૮૭૮, ૧૮૭૯, ૧૮૮૩, ૧૮૮૪, ૧૮૮૬, ૧૮૯૨, ૧૮૯૭, ૧૯૦૪, ૧૯૦૫, ૧૯૦૮, ૧૯૧૦, ૧૯૧૧, ૧૯૧૨, ૧૯૧૩, ૧૯૧૪નાં વર્ષોમાં ચર્ચાઓ ચાલુ જ રહી. આ વર્ષોમાંનાં અનેક વર્ષો સુધી તો રાણી વિક્ટોરીઆ રાજ્ય કરતાં હતાં એ વાત ખાસ લક્ષમાં રાખવાની જરૂર છે.

આ બધી ચર્ચાઓ માટે રજુ થયેલા ઠરાવો ઉપરાંત લગભગ ૧૪–૧૫ તો ખરડાઓ રજુ થયા હતા, અને આમની સભાએ તેમાંના કેટલાએ ખરડા બીજા વાચનમાંથી પણ પસાર કર્યા હતા. ૧૮૭૦, ૧૮૮૬, ૧૮૯૭, ૧૯૦૮, ૧૯૦૯, ૧૯૧૦, ૧૯૧૧ના ખરડાઓ આમ અનુકૂળ સંજોગમાં બબ્બે વખત પસાર થયા છતાં, અને છેક ૧૮૮૬થી આમની સભાની બહુમતિ સ્ત્રીઓને મતાધિકાર આપવાના મતની હોવા છતાં, છેક ૧૯૨૯ સુધી કશો જ પત્તો ખાધો ન હોતો !

આને માટે ૧૯૧૦માં આમની સભામાં સમાધાન સમિતિ સ્થાપવામાં આવી. તેમાં લગભગ પાર્લામેન્ટના તમામ રાજદ્વારી પક્ષોના સભ્યો થોડાક જ અપવાદ શિવાય ભળ્યા. તે સમિતિએ લગભગ દશ લાખ બ્રિટિશ સ્ત્રીઓને મતાધિકાર મળે તેવો ખરડો તૈયાર કર્યો. તે ખરડો 'સમાધાનીના ખરડા' તરીકે જાણીતો પણ છે. મિ. શેકલ્ટને તે ખરડો આમની સભામાં રજુ કર્યો. સરકારી વખતમાંથી એની ચર્ચા માટે બે દિવસ આપવામાં આવ્યા, ૧૯૧૦ના જુલાઇની ૧૨મી તારીખે તે ૧૧૦ મતની બહુમતિએ બીજા વાંચનમાંથી પસાર થયો. એટલી બહુમતિ કદી પણ બ્રિટનની સરકારને મળી નથી.

પરંતુ તે ખરડાને કાયદા તરીકે પસાર કરવા માટે જોઇતો સમય આપવાની સરકાર પક્ષે ચોકખી ના સંભળાવી અને ૧૯૧૦ ના નવેમ્બરમાં પાર્લામેન્ટ વિખરાઇ ગઇ.

૧૯૧૧ માં નવી ચૂંટાયલી પાર્લામેન્ટની બેઠકમાં સર જ્યૉર્જ કેમ્પે પેલો ખરડો નવેસરથી માત્ર નામના જ ફેરફાર સાથે દાખલ કર્યો; તેથી કોઇને સુધારા સુચવવા હોય તો તક મળે, તે પણ ૧૬૭ની બહુમતિથી ૧૯૧૧ ના મેની પાંચમી તારીખે બીજા વાચનમાંથી પસાર થયો. પણ લડાઇ જાહેર થઇ ત્યાં સુધીના એવા તમામ પ્રયત્નો વ્યર્થ ગયા.

સ્ત્રીઓની મતાધિકાર માટેની લડત કરવાની સંસ્થાઓ ૧૮૬૭ માં પહેલ વહેલી મેન્ચેસ્ટર, લંડન અને એડીનબર્ગમાં સ્થાપવામાં આવી હતી, તેને બીજે વર્ષે બ્રીસ્ટલ અને બર્મીંગહામમાં એવી જ સંસ્થાઓ સ્થપાઇ. પછી એ જ સંસ્થાઓ સંયુક્ત બની. તે પાછળથી નેશનલ યુનીયન ઓફ વીમેન્સ સફરેજ. સોસાયટીઝ [મતાધિકારની લડત કરતી સંસ્થાઓનો રાષ્ટ્રીય સંઘ] ના રૂપમાં ફેરવાઇ ગઇ. અને પછી તો એ સંઘ ઘણો વ્યાપક અને બળવાન મંડળ થઇ પડ્યો. અને વીસમી સદીના પહેલા દશકાનાં પાછલાં વર્ષોથી અત્યાચારીઓની એક મંડળીને લિધે, બ્રિટનમાં મતાધિકારિણી સ્ત્રીઓ મંડળો સ્થાપવા લાગી.

આ મંડળો પાર્લમેન્ટની વરણીમાં ખુલ્લે જ કામ કરતી સ્ત્રીઓને મતાધિકાર આપવાના વિચારવાળાઓ એટલે મિત્રવર્ગ, તેની સામેના તે બધા શત્રુવર્ગ એ એમની માન્યતા હતી, અને વરણી વખતે મિત્રોને મદદ ને શત્રુઓનો સામનો એ એમની નીતિ રહેતી. આખા દેશભરમાં સંઘની શાખાઓની જાળી ગુંથાઇ ગયેલી હોવાથી, પાર્લમેન્ટની વરણી વખતે તેમનું કામ ઘણું જ અગત્યનું થઇ પડતું; સરકાર ઉપર કોઇ પણ રીતે દબાણ લાવીને સ્ત્રીઓ માટે મતાધિકાર મેળવવો એ જ એમનો હેતુ હતો—છતાં રૂઢીની ગુલામીના ચીલે ચાલવામાં જાણીતી થયેલી બ્રિટનની હઠીલી સરકાર તેમને સંતોષ આપવાની ના જ પાડયા કરતી હતી.

આ લડતમાં સ્ત્રીઓને છુટે હાથે પૈસા વેરવા પડતા હતા. સ્ત્રીઓના સામાજિક અને રાજકીય સંઘ તરફથી માત્ર શાંતીભરી ચળવળ માટે ૧૯૧૧ સુધીમાં પંદર લાખ રૂપિયા એકઠા કર્યા હતા. એકલા ૧૯૧૦ માં જ મતાધિકારીણીઓના સંયુક્ત સંઘે શાંતીભરી ચળવળ માટે રૂ. ૩૦ હજાર તો એકઠા કર્યા હતા.

જાહેર સભાઓ, જાહેર સરઘસો અરજીઓ, પત્રીકાઓ એવા બધા જ શાન્તિભરી ચળવળના રસ્તાઓ અજમાવ્યા પછી પણ બ્રિટિશ સરકારે હઠ છોડી નહિં, ત્યારે મતાધિકારીણી સ્ત્રીઓએ તોફાન, મારફાડ, ભાંગફોડની નીતી પણ ન છુટકે સ્વીકારી હતી.

૧૯૦૭ના ફેબ્રુઆરીમાં ૩૦૦૦ સ્ત્રીઓ લંડનમાં સરઘસ કાઢીને હાઇડ પાર્કથી એક્ષ્ટર હૉલ સુધી ગઇ તે વર્ષના ઓકટોબરમાં એડીનબર્ગમાં ૧૫૦૦ સ્ત્રીઓ આખા શહેરમાં સરઘસના આકારમાં ફરી અને ૨૦૦૦ સ્ત્રીઓએ તે જ મહિનામાં સરઘસથી મેનચેસ્ટરને જગાડ્યું. બીજે વર્ષે જૂન મહિનામાં લંડનમાં આલ્બર્ટ હૉલ સુધી ૧૫૦૦૦ સ્ત્રીઓ સરઘસ રૂપે ગઇ, અને ૧૯૧૧ માં તો બ્રિટનની તમામ મતાધિકારિણી સંસ્થાઓની ૪૦૦૦૦ પ્રતિનિધિઓએ ચાર માઇલની લંબાઇનું આલ્બર્ટ હૉલ સુધીનું સરઘસ કાઢ્યું.

પરંતુ તે વ્યર્થ ગયું, ઉપરાંત જાહેર સભાઓની ભડીમાર તો એટલી હતી કે તેની તો નોંધ કરવી પણ મુશ્કેલ પડે. એકલા સમાધાનીના ખરડાના ટેકામાં કંઇ નહિં તો ૫૦૦૦ જાહેર સભાઓ ભરવામાં આવી હતી, અને હાઇડ પાર્કમાં તો પાંચ લાખ માણસોની હાજરીમાં ઠરાવો વગેરે થયા હતા, ટ્રાફાલ્ગર સ્કવેરમાં દશ હજાર માણસોએ સાથ આપ્યો હતો, આલ્બર્ટ હૉલમાં ૭ જાહેર સભાઓ ભરી હતી. ઉપરાંત મેન્ચેસ્ટર, એડીનબર્ગ, બ્રીસ્ટલ, ન્યુકેસલ, ગીલ્ડફર્ડ આદી સ્થળોમાં એનું અનુકરણ થયેલું તે જુદું જ. પછી તો અઠવાડીયામાં ૨૦૦ થી ૩૦૦ ની સંખ્યામાં જાહેરસભાઓ ભરાવા લાગી! બબરતી યે અનેક સંસ્થાઓએ તેમાં સાથ આપવા માંડયો, સારા યે જગતમાં એ લડતનો પડઘો પડયો. ઇગ્લંડનાં લગભગ બધા જ પક્ષનાં રાજદ્વારી મંડળોની પણ કેટલીએ સંસ્થાઓએ પોતાનો સક્રિય ફાળો આ લડતમાં આપવા માંડયો.

ઓસ્ટ્રીઆ, ઓસ્ટ્રેલીઆ, બેલ્જીઅમ, બોહીમીઆ, બલ્ગેરીઆ, કેનેડા, ડેન્માર્ક, ફીન્લેન્ડ, ફ્રાન્સ, જર્મની, હંગરી, ઇટલી, નોર્થ લેન્ડઝ, નોર્વે, પોર્ચ્યુગાલ, રશિયા, કેપકોલોની, નાતાલ, સ્વીડન, સ્વીટ્ઝર્લેન્ડ અને અમેરિકાનાં સંયુકત સંસ્થાનોએ બ્રિટિશ

સ્ત્રીઓની માગણીમાં સુર પુરાવ્યો પણ બ્રિટિશ સરકાર ન જ નમી. તેમને સદ્ભાગ્યે યુદ્ધ જાગ્યું, અને સ્વદેશ ભક્તિમાં પુરુષોથી નહિં ઉતરનારી બ્રિટિશ સ્ત્રીઓએ ઘરની લડાઇ, બહારની લડત બંધ પડે ત્યાં સુધી મુલતવી રાખી, નહિં તો એ લડત કેવું સ્વરૂપ પકડત, કેટલી મુદ્દત લંબાત અને તેનું શું પરિણામ આવત એ કોણ કહી શકે?

પરંતુ જે સરકાર પોતાના જ સ્ત્રી વર્ગને મતાધિકાર જેવા મનુષ્યના નૈસર્ગિક હક્કનો ભોગવટો કરવા દેવામાં આટલી હદ સુધી કઠોર અને નફ્ટ બને, તે સરકાર હિંદ જેવાં પારકા દેશને એમને એમ સ્વરાજ્ય કે સ્વતંત્રતા આપી દે એ કેમ મનાય?—તેટલે આ લંબાનારી લડતમાં ગુજરાતી બહેનોએ દેશભક્તિમાં પુરુષોની હરિફાઇ કરી, પુરુષોનો સહકાર કરવા તત્પર બની, પોતે સમાનતા અને સ્વતંત્રતાની જે સામાજિક લડત લડે છે, તે માટેની યોગ્યતા પુરવાર કરી આપવા, રાજકારણમાં મોખરે ઉભા રહેવાની જરૂર છે.

ન્યાય એ બળ છે એ વાતની અમને શ્રધ્ધા પડવા દો. અને એ શ્રધ્ધા સાથે, અમે તેને સમજ્યા હોઇએ તે રીતે અંતમાં અમને અમારી ફરજ લાગે તે બજાવી લેવા દો......

...

રાજકારણની દુનિયા એટલે સક્રિયતાની દુનિયા. એ દુનિયામાં તો બને તેટલા જલદી નિર્ણય પર આવી જઇ અને એકાએક ગતિ કરે તે ફાવે. શંકાશીલ તો તેમાં પડવાના જ.

...

કેળવણીનો ઉપયોગ માત્ર એક જ હોવો જોઇએ; તે આપણા મનનાં દ્વાર ખુલ્લાં મુકી દે, એટલે તેમાં જેટલા બને તેટલા વધારે ઉપયોગી વિચારોને સમાવી શકાય.

...

પ્રેરણાત્મક અસત્યોથી અંજાઇ ગયેલાઓ અનંત કાળથી વાજતે ગાજતે, નિશાન ડંકાઓ લઇને પોતાની જ સ્મશાન ભૂમિ તરફ કુચ કરતા આવ્યા છે.

...

જ્યાં સુધી દુનિયામાં ભણેલા અને અભણ લોકો છે ત્યાં સુધી ભણેલાઓના ગુલામ અજ્ઞાન બનવાના જ.

...

પરદેશી લશ્કરના હુમલાની સામે તમે હમેશ થઇ શકો,—પણ નવા આદર્શોના હુમલાની સામે ન થઇ શકો—કદી નહિં.

# સંપૂર્ણ સ્વાતંત્ર્યની રાષ્ટ્રીય ઘોષણા

[ તા૦ ૨૬ મી જાન્યુઆરીના દિવસે સમસ્ત હિંદમાં અનેક જાહેરસભાઓ દ્વારા નીચેની રાષ્ટ્રીય ઘોષણા કરવામાં આવી છે ].

## આપણો અધિકાર

**અમે માનીએ છીએ** કે બીજી કોઇપણ પ્રજાની પેઠે હિન્દી પ્રજાને પણ આઝાદી મેળવવાનો, પોતાનાં પરિશ્રમનાં ફળ ઉપભોગવાનો ને પોતાની અસ્મિતાની પ્રેપુરી ખીલાવટ થાય એટલા માટે જીંદગીને જરૂરી એવી તમામ ચીજો મેળવવાનો અધિકાર છે. અમે એમ પણ માનીએ છીએ કે જો કોઇ રાજ્ય પ્રજાના આ જન્મસિદ્ધ હક્કો ખૂંચવી લ્યે ને એનાપર અત્યાચાર કરવા લાગે તો એ પ્રજાને એ રાજ્યને પલટાવી નાખવાનો યા તો મિટાવી દેવાનો પણ જન્મ સિદ્ધ અધિકાર છે. બ્રિટીશ સરકારે હિન્દી પ્રજાની સ્વાધીનતા જ માત્ર નથી છીનવી લીધી, પરંતુ પોતાની સલ્તનતના પાયા હિન્દી જનસમૂહની લૂંટ ઉપર ચણ્યા છે, ને ભારતવર્ષનું આર્થિક, રાજનૈતિક, ને સાંસ્કૃતિક દૃષ્ટિએ પણ સત્યાનાશ વાળ્યું છે. એટલે અમે માનીએ છીએ કે બ્રિટન સાથેના સંબંધથી હિન્દી પ્રજાએ અલગ થઇ જ જવું જોઇએ ને પર્ણ સ્વરાજ્ય એટલે કે સંપૂર્ણ સ્વાધીનતા સિદ્ધ કરવી જ જોઇએ.

## આર્થિક પાયમાલી

**આર્થિક દષ્ટિએ** તો બ્રિટને ભારતવર્ષની પાયમાલી જ કરી નાખી છે. આપણી આવકના પ્રમાણમાં આપણી પાસેથી અનહદ મહેસૂલ વસુલ કરવામાં આવે છે. આપણી હરરોજની સરેરાશ આવક સાત પૈસા છેઃ ને આપણે જે ભારે કરવેરા ભરીએ છીએ તેમાથી ૨૦ ટકા તો મુફલીસ ખેડુતો પાસેથી જમીન મહેસુલ તરીકે નીચોવી લેવામાં આવે છે. નિમકવેરા તરીકે ૩ ટકા વસુલ થાય છે, તો તો ગરીબોને છુંદીજ મારે છે. ગ્રામ્ય ઉદ્યોગોનો નાશ કરવામાં આવ્યો છે, તેથી વર્ષમાં ચાર મહિના ખેડુતો કામ ધંધા વિના બેસી રહે છે. બીજા દેશોમાં હાથ કારિગીરીનો નાશ કરીને તેની જગાએ બીજો ઉદ્યોગ શરૂ કરવામાં આવ્યો છે, તેવું પણ અહિં બન્યું નથી, પરિણામે આળસથી ખેડુતોની બુદ્ધિ કટાઇ જાય છે.

## હિંદનું શોષણ

**જકાત** અને નાણાં વિષે એવો પ્રપંચ રચવામાં આવ્યો છે કે ખેડૂતો ઉપરનો બોજો વધતો જ ગયો છે. વિલાયતમાં બનેલો માલ જ, મુખ્યત્વે આપણા દેશમાં આયાત થયો છે. જકાતની ગોઠવણ જોશું તો જણાશે કે બ્રિટિશ માલ

ઉપર ઓછામાં ઓછી જકાત છે. વળી જકાતમાંથી આવતું મહેસૂલ ગરીબની ઉપરનો બોજો ઓછો કરવાને માટે વાપરવામાં આવતું નથી, પણ અતિશય ખર્ચાળ રાજ્યતંત્રને ચલાવવાને માટે જ તેનો ઉપયોગ થાય છે. હુંડિયામણનો દર એથી પણ વધારે મનસ્વી છે, એમાં એવી યુક્તિપ્રયુક્તિ થઈ છે કે પરિણામે કરોડો રૂપિયા દેશમાંથી તણાઈ ગયા છે.

## હિંદનો રાજકીય દરજ્જો

બ્રિટિશ રાજ્યમાં ભારતવર્ષની રાજકીય પ્રતિષ્ઠાનું એટલું અધઃપતન કરવામાં આવ્યું છે, કે ઇતિહાસમાં એનો જોટો જડતો નથી. કોઈ પણ સુધારાથી લોકને ખરી રાજકીય સત્તા મળી જ નથી. આપણામાંના કદાવરમાં કદાવર પુરુષોને પણ પરદેશી અમલદાર આગળ ગરદન ઝુકાવવી પડે છે. સ્વતંત્રતાપૂર્વક પોતાના મંતવ્યો જાહેર કરવાના, કે સભા ભરવાના આપણા અધિકારનો પણ ઇન્કાર કરવામાં આવે છે. આપણા કેટલા યે દેશબાન્ધવોને પરદેશમાં દેશવટો ભોગવવાની ફરજ પડે છે, ને પોતાની માતૃભૂમિમાં તેઓ આવી શકતા નથી.

## હિંદની નામર્દાઈ

સંસ્કૃતિની દૃષ્ટિએ જોઈએ તો પણ હાલની શિક્ષણપદ્ધતિએ આપણને ક્યાંયે કામના નથી રહેવા દીધા. એ કેળવણીએ આપણને એ જ જંજીરો સાથે પ્યાર કરતાં એને જે વળગી રહેતાં શીખવ્યું છે. કે જે જંજીરો આપણને બંધનમાં રાખે છે. આધ્યાત્મિક દૃષ્ટિએ પણ ફરજિયાત હથિયારબંધીએ આપણને નામર્દ કરી નાખ્યા છે. સદા ને સર્વદા પોતાનો અધિકાર જમાવી રાખવા માટે જે પરદેશી ફોજ અહીં રાખવામાં આવે છે, એની હાજરીનું એવું ભયંકર પરિણામ આવ્યું છે કે આપણાં સૌનાં દિલમાંથી દુશ્મનની સામે મુકાબલો કરવાની કે સામું શિર ઉઠાવવાની ભાવના જ હણાઈ ગઈ છે.

## આપણી પવિત્ર પ્રતિજ્ઞા

અમે માનીએ છીએ કે જે રાજ્યે અમારા દેશની આવી આવડી પાયમાલી કરી નાખી છે એ રાજ્યની હસ્તિ એક ઘડીભર પણ સાંખી લેવી એ ખુદ માનવજાતિ ને પ્રભુના વિરુદ્ધ અપરાધ કરવા જેવું છે. પરંતુ, અમે એ પણ સમજીએ છીએ કે હિંસા એ અમારી આઝાદી મેળવવાનો સાચો કાર્યસાધક માર્ગ નથી. એટલે અમે બની શકશે ત્યાં સુધી બ્રિટિશ સરકાર સાથેનો મરજિયાત સંબંધ તોડી નાખીશું અને સવિનય કાયદાભંગની-કર ભરવાનો ઇન્કાર કરવાની સુધ્ધાં તૈયારી કરીશું. અમને પૂરેપૂરો ઇતબાર છે કે જો અમે સરકારની સાથેનો મરજિયાત સંબંધ અટકાવી દઈએ ને ઉશ્કેરણી મળવા છતાં હિંસાનો માર્ગ ન લઈએ ને સરકારના કર ન ભરીએ તો માત્ર એટલાથી જ આ અમાનુષી શાસનનો અંત જરૂર આવી જાય. એટલે અમે આ સ્થળે પાક દિલથી પ્રતિજ્ઞા કરીએ છીએ કે પૂર્ણ સ્વરાજ્ય સ્થાપન કરવાના હેતુથી મહાસભા જે આજ્ઞા ફરમાવશે તેનું અમે પાલન કરીશું.

# પાપાચાર!

## ( એક શ્રમજીવીની અશ્રુ-કથા )

"ઉગારો નાથ ધાઓ હા! પીડાતી પાપઝાળથી:"
લવન્તી ડુસકાં દેતી વનિતા કકળી કુદી!

શરદની મધરાત વીતી હતી,
શરદની શીળી કૌમુદી ઓસરી!
કરુણ ચીસ અચાનક ઉઠતી,
ગરિબ કોઇ મજુરણ ત્રાસતી!

દંપતી પેટને માટે મજુરી માટ ત્યાં વસે;
પ્રભુ ભીરૂ સુખી જોડું શ્રમ બિન્દુ થકી રળે!

સુતેલો સ્વામી તો ત્વરિત ગતિથી પાસ પળતો,
પ્રિયાની ચીસોથી અધિર થઇ તે મૂઢ બનતો!

"કહે શાને માટે પ્રિય! તું ગભરાએ તરફડી?
"અરે! આ હું આવ્યો તવ સમીપ ના ધાક ધરતી."

પડેલી ભૂમિએ દારા જોરથી ધ્રૂજતી જતી,
ગદ્‌ગદ કંઠમાં ધારા ધીમેથી વહતી જતી!

"પ્રિય! પુછો નહિ કારમી કથા,
સમય પાપનો, યત્ન સૌ વૃથા!
"અરર! આપણો શેઠ પાપમાં
ધનિક રક્ષકો ભક્ષકો ઠર્યા!

કપટ જાળ વિવિધ પ્રસારતાં,
પણ પિશાચ લગીર ન ફાવતાં!
અફળ અન્તનું ભાન થતાં છૂટ્યો,
અધમ આ યમદૂત પછી પળ્યો!

"સવારે જોઇ લેજે તું, હઠીલી! ચાલતી થજે:
"ફજેતી લુચ્ચા! ઓ તારી, નહિ તો, આકરી થશે!

પ્રસ્વેદ બિન્દુ પતિને શરીરે છૂટે છે.
ને ક્રોધ જ્વાળ નયને જબરી ભભૂકે:

"શું આ બધું? કુટિલ કૃત્ય કથા કહે શું?
"ઓ! પાપી પેટ! તુજ ખાતર આ બધું શું?

✻ ✻ ✻ ✻ ✻

"પ્રિયે! વ્હાલિ! મૂંઝાએ ના, પ્રતિકાર પૂરો કરું;
"દમવા દુષ્ટને સર્વ સત્ય ખાતર ભોગવું!
"ભૂલો છો ઓ વ્હાલા! અહિંય જગતા ન્યાય અવળા,
"ગરીબો માટે છે મનુજકૃત ન્યાયો નિયમ આ!
"ગરીબો રૂંધાતા જુલમમય ન્યાયે સપડતા,
"ધનીની સત્તામાં નિશદિન બિચારા સળગતા!
"પૈસા તણી પ્રબળતા મહિં ફાવીએ ક્યાં?
"રે ફાવીએ લગીર નાટક ન્યાયમાં ક્યાં?
"શ્રીમંતનાં સકળ સાધન પાશમાં ક્યાં?
"આશા રહે ગરીબની કયમ મુક્તિની ક્યાં?
"પોષે દંભો જગતમહિં ને ઢાંકતા પાપ છિદ્રો!
"ભૂલે ભોળાં સરળ હૃદયો છેતરાતાં સદાના!
"રે રે એવા જરૂર ધનથી છૂપવે પાપ રસ્તા!
"સોંઘી કીર્તિ જલદી વરતા રાચતા હીચકારા!
"કલંકો ભૂંસવાના આ પછાડા પાપીઓ કરી;
"કલંકોથી ચણી કીર્તિ પૂતળાં મ્હાલતાં અહિં!
"આવા અનાચાર ભલે હવે હો!
"આવા અનાચાર પતિ! થવા દો!
"સમાજનાં બંધન તુટશે ને
"આ પાપ જ્વાળે સહુ ભસ્મ થશે!"
"મંડાશે પુણ્ય પ્રારંભો, શ્રમજીવી યુગો સૃજી;
"જન્મશે ક્રાંતિ-ચક્રેથી બ્હેકતી હો! બિરાદરી!
"ચાલો ચાલો પ્રિય, પ્રિય હવે અત્ર ઉભા ન રે'વું!
"શોધી લેશું અવર સ્થળમાં, સ્થાન ભાવી પથોનું:
"વ્હાલા જોઓ શ્રમ ચહી આવ્યું! કાપતા ઉચ્ચ માર્ગ,
"શાને તેને અવર ભય છે સ્વેદમાંથી કમાય?
તુરત બેય ઉઠી નીકળી પડ્યાં,
જીવન માર્ગ જગે કયહિં શોધવા!
પ્રણય-જોડલું હાથ મિલાવતું,
હૃદય હાય 'પૂકાર ઉઠાવતું'!
ગુલાબી દાંડીમાં કેવી, ભિંજાતી રસઘેલડી!
અહોહો! દિવ્ય આત્મા આ, પ્રભુતા સત્ય દર્શતા!

બલવંતરાય પ્રભુરામ ભટ્ટ

# મહિલા પરિષદો અને લોકસમાજ

: લેખક :

**સત્યવતી ગુપ્તા**

મુંબાઇના ગવર્નરનાં પત્નીએ મુંબાઇમાં મળેલી અખીલ ભારત મહિલા પરિષદના ચોથા અધિવેશનના આરંભમાં, પરિષદને ખુલ્લી મુકવાની વિધિ કરી ત્યારે સુંદર ભાષણ કર્યું, અને પરિષદનાં મહેમાનોના તેમ જ તેનાં જાણીતાં કાર્યકરોના માનમાં 'પાર્ટી'નો મેળાવડો કર્યો. મોટા અમલદારોની સ્ત્રીઓ હિંદુસ્તાનની સ્ત્રીઓના ઉત્થાનના પ્રયત્નોમાં, સ્ત્રીજાતિ તરીકે ભાગ લઇને, તેમાં મદદગાર થાય તો તે બન્નેને માટે સહકારની દૃષ્ટિએ લાભદાયક ગણાય. પરંતુ પરિષદોમાં તેના વરાયલાં પ્રમુખ એ જ સર્વ સત્તાધિશ મનાય છે અને મનાવાં જોઇએ. સુધા કે મોટા અમલદારોને રાજકારણી પ્રકરણમાં ઓતપ્રોત બનવું પડે છે, તેમની સ્ત્રીઓને ખાસ કરીને તેમ કરવાની જરૂર હોતી નથી; પરંતુ રાજદ્વારી વિચારો જો સરકારના મતથી વિરૂધ્ધ જાય તો, તેથી કદાચ એમના પતિની 'મોટી નોકરી'ને વાંધો નડે, તે કારણથી રાજકારણી કાર્યોમાં તેઓ ભાગ ન લે તે બનવા જોગ છે. પરંતુ સામાજિક અથવા કેળવણીને લગતાં કામોને નિર્દોષ ક્ષેત્ર માનીને તેઓ ભાગ લે છે.

પરંતુ સામાજિક અથવા કેળવણીને લગતાં કામને રાજકારણની સાથે સંબંધ નથી એમ કહેવું કે માનવું ભૂલ છે. એ બન્ને ક્ષેત્રોનો સમાવેશ રાજકારણની અંદર પૂરેપુરો થાય છે. જો તેમ ન હોત તો આ દેશમાં ફરજિયાત પ્રાથમિક કેળવણી અનેક વર્ષો પહેલાં શરૂ થઇ હોત, આ દેશમાં સામાજિક સુધારાનાં કાર્યોને સરકારી તંત્રતરફથી અનેક વર્ષો થયાં ટેકો અને ઉત્તેજન મળવાં શરૂ થયાં હોત. એટલે કેળવણી કે સામાજિક સુધારાનાં કાર્યક્ષેત્ર રાજકારણી મર્યાદાથી છેક જુદાં કે તેના સંપર્ક વિનાનાં છે તે માનવું એ ભૂલ છે.

તેમ છતાં સુબાઓ અને સરસુબાઓના કુટુંબની સ્ત્રીઓ, જો સામાન્ય ભાવે જ આવી પરિષદોમાં ભાગ લેવા જતાં હોય, તો પછી તેમને પરિષદોનાં વરાયલાં પ્રમુખ કરતાં સવિશેષ સન્માન આપવાની બાહ્ય દેખાવની રૂઢી કાઢી નાખવી જોઇએ જ. કેમકે તેથી એક પ્રકારની ગુલામી મનોદશાને પોષણ મળે છે. આવાં કાર્યોમાં તો સર્વ મનુષ્ય સમાન અને સરખાં સ્વતંત્ર મનાવાં જોઇએ એટલું જ નહિં પણ પ્રત્યેકની વચ્ચે સરખો જ ભગીની ભાવ રહેવો જ જોઇએ. પરંતુ જ્યાં કોઇપણ વ્યક્તિને તેના હોદ્દા, ધન કે જન્મના ખાનદાનને ધોરણે બહુ માન અપાવું. શરૂ થાય છે, ત્યાં જ બીજાઓ માટે ઉતરતાપણાની ભાવનાનો આરંભ થાય છે. જે ભાવના આવી પરિષદોના મૂળભૂત હેતુ અને સિદ્ધાંતોના મુળમાં જ આઘાત કરનારા છે.'

સ્ત્રી જાતિને ધાર્મિક કે કાયદાની નજરે ઉતરતી કે ઓછી લાયકાતવાળી ગણવા–ગણાવવામાં આવે, તેની સામે લડત ચલાવવા અને એ જાતનાં બંધનો, વહેમો કે રૂઢીઓ સ્ત્રી જાતિના પ્રગતિના માર્ગમાંથી દૂર કરવા માટે તો આવી પરિષદોનાં જન્મ

વ.ય છે. પરંતુ એજ પરિષદો જે પોતાની જાતે, પોતાની અમુક બહેન, મોટા અમલદારની પત્ની હોય, તેટલા સારૂ તેને બહુ માન આપી, પોતાની જાતને તે કારણે ઉતરતી પંક્તિની માનવાની રીત ગ્રહણ કરવ માટે, તો તેનો અર્થ માત્ર એટલો જ થયો કે, એક રૂઢીને દૂર કરી તેને બદલે બીજી રૂઢીને તેઓ શરૂ કરવા માગે છે, કે જે રૂઢી તેમને નવી જાતની ગુલામગીરીનાં બંધનોમાં મુકવા માગે છે.




હિંદની કરોડો સ્ત્રીઓ માત્ર ઘરકામમાંજ જીવન ગાળે છે. બીજાં ક્ષેત્રોમાં પ્રવેશની તેને મના છે.

શ્રીમંત અને શ્રીમંતાઇ કે સત્તાધીશોના ભપકાથી અંજાઇ જનારી શિક્ષિત કહેવાની સ્ત્રીઓ, આવી જાતની પરિષદોમાં ભાગ લે તેનો કોઇને વાંધો ન હોય, પરંતુ એ પરિષદો જો માત્ર સત્તાવાદ અને શ્રીમંતાઇના તેજમાં અંજાઇ જવાનું જ શિક્ષણ પ્રસારવાની હોય, ભપકાભર્યાં મૂલ્યવાન વસ્ત્રાભૂષણો, કીંમતી ફર્નીચરો, ભવ્ય મહાલયો અને મોંઘા મૂલ્યની મોટરોનાં પ્રદર્શન કરી મનમનાવવાના આગળ તરી આવે તેવી જાતના ઉદ્દેશથી મળવાની હોય તો, તેવી પરિષદો દેશના સર્વ સામાન્ય નારીજીવનને માટે છેકજ નકામી નિવડવાની. એટલે જેઓ એમ માનતાં હોય કે દેશના જીવનમાં પલટો કરાવવા માટે સ્ત્રીઓની જાગૃતિની જરૂર છે, તેમણે આવી મોહક, ભપકાભરી, મોંઘી અને દેશ જીવનને સહેજ પણ સ્પર્શ કરી ન શકે તેવી પરિષદોથી દૂર જ થઇ જવું જોઇએ.

આવી પરિષદોમાં ભાગ લેનારાં કોણ અને કેટલાં હોય છે? તેઓ જે ઠરાવો, ચર્ચા કે ભાષણો કરે છે તે રાષ્ટ્રના નારી જીવનના ઉત્થાનની તાત્કાલિક જરૂરિયાતોને

ટલે અંશે સ્પર્શે છે, અનેક જાતની તિકૂળતાઓ, આપત્તિઓ અને અજ્ઞાનતા, ધર્મનતા તેમ જ જડવાદી રૂઢીના શયતાની ફ્રરમાં સપડાયલી દેશની કરોડો બ્હેનોને, મની સદ્ય સ્થિતિમાંથી મુક્ત કરી ઉન્નનેના સવળા પંથે મુકવા માટે શું કરી ક છે? એ કાર્ય કારણોની હારમાળાની ીમાંસા કરીને, આવી પરિષદોનાં મુલ્ય ાંકવાં જોઇએ.

એ દ્રષ્ટિએ જોતાં આ પરિષદોમાં ભાગ નાર રાજરાણીઓ, અમલદારોની પત્નીઓ, ીમંત કુટુંબોની સુંદરીઓ અને ઉપલા ધ્યમ વર્ગની શિક્ષિત સ્ત્રીઓ સુધી જ આ રિષદ સ્પર્શ કરી શકી છે. મુંબાઇ શહેમાં અખીલ ભારત મહિલા પરિષદનું ોથું અધિવેશન ભજે, અને મધ્યમ વર્ગની શિક્ષિત સ્ત્રીઓને તેની ખબર પણ ન પડે, મેવી પરિસ્થિતિ હોય તો પછી એ પરિષદ ત્રીત્વની ઉન્નતિમાં કેટલો ફાળો આપી શકે? ઓઃ જાણે છે, સમજે છે, જાતે વાંચી, વિચારી શકે છે, તેઓ ભેગાં મળીને ઠરાવો, ભાષણો અને ચર્ચા કરીને વિખરાઇ જાય તેટલાથી શું વળે? અલબત્ત આ પરિષદે જુદી જુદી સમિતિઓદ્વારા કામ કરવાનો આરંભ કર્યો છે; પરંતુ સળવા માંડેલા વૃક્ષને સુધારવા માટે તેનાં પાંદડાં કે ડાળીઓથી નહિં પણ મુળથી આરંભ કરવો જોઇએ. એ મુળ હિંદુસ્થાનનાં શહેરો નહિં પણ ગામડાં છે. હિંદુસ્થાનના રાષ્ટ્રજીવનમાં મોટો ફાળો આપનાર કરોડો બાળકો એ ગામડાંની અભણ રૂઢીના અસહ્ય બોજા નીચે કચડાયલી માતાઓના ખોળામાં ઉછરે છે, સ્વતંત્ર હિંદની સુવ્યવસ્થા અને સંરક્ષણ માટે એહુતો, ગરીબ મજુરો અને વસવાયાંના નામે ઓળખાતી જાતિઓના માણસો ઉપર જ મોટો આધાર રાખવાનો છે, એટલે જ્યાંસુધી એમના જીવનને સ્પર્શે તેવાં સક્રિય કાર્ય શરૂ કરવામાં ન આવે ત્યાં સુધી, ઉપલા થરની સ્ત્રીઓ હજારો પરિષદો ભરે તેથી કશું જ વળવાનું નથી.

"હું એમ પુછું છું કે યુવકોને કુમારીઓની લગ્ન વય નક્કી કરવાનો શો અધિકાર છે? યુવકોની લગ્ન વય એકવીસ જોઇએ તે તમે નક્કી કરી શકો છો; પણ યુવતીઓની લગ્ન વય કેટલી હોવી જોઇએ તે તમારો [યુવકોનો] નહિં પણ અમારો [યુવતિઓનો] અધિકાર છે; અને એટલે જ હું કહું છું, મારી બ્હેનોને નામે કહું છું કે ભારતના પુનરૂત્થાનમાં તમે સ્ત્રીઓનું સ્થાન રાખવા માગતા હો, તો યુવતીઓની લગ્ન વય ૧૮ થી નીચે નહિં જ હોવી જોઇએ."

**કુમારી મૃદુલા અંબાલાલ સારાભાઇ**

# સ્વતંત્રતા કોણ આપશે?

: લેખિકા
લક્ષ્મીબ્હેન ગો. ડોસાણી. તંત્રી: "સમાજ જીવન"

સ્વતંત્રતા એટલે છુટાપણું: એને મુક્તનો આદર્શ કહેવામાં આવે છે. અને તે આદર્શ સિધ્ધ કરવાનો મનુષ્ય માત્રનો જન્મસિધ્ધ હક્ક છે.

સ્વતંત્રતાની લડત માટે અત્યારે બે દિશાએ મોરચા મંડાયા છે. એક દિશા રાષ્ટ્રીય અને બીજી સામાજિક: દુનિયા ભરમાં કોઇને–કોઇ કારણે અસંતોષ તેમ જ અશાંતિનો દાવાનળ સળગી ચાલ્યો છે.

હિન્દનું રાજદ્વારી નાટક જોશો તો કેટલાક સ્વતંત્રતા માટે ભીખ–માંગતા જણાશે, કેટલાક ચાલતી ગાડીએ ચઢી બેસનારા દેખાશે અને કેટલાક પોતાના શક્તિમાં જ સ્વતંત્રતાની સિધ્ધિનું અવલોકન કરતા માલુમ પડશે. ભીખારીઓને એટલી ય ખબર નથી કે ભીખનાં હાંલ્લાં કદી શીકે ચડતાં હશે? ચડ્યાં છે? માણસ માત્રને સત્તાવાન થવાનું ગમે છે. પોતાની હકુમત સહેજ વારમાં છોડી દેવી એ મનુષ્યથી બની શકતું નથી. પછી ભલે વ્યક્તિ હોય કે સમુદાય અને માગણવૃત્તિ એ તો શરમ ભરેલી નીતિ છે. પોતાની જાતમાં રહેલી ભવ્ય શક્તિઓનું અલ્હડતું અપમાન છે–નર્યું અજ્ઞાન છે. શક્તિનો પરિચય કરાવો: સ્વતંત્રતા તમારી આકરી પરીક્ષા લઇને પછી જ તમારો સહવાસ પસંદ કરશે. કારણ તે કોઇ એવી વસ્તુ નથી કે જે દેશી અથવા વિલાયતી દુકાનોમાં મળી શકે. હિન્દની સ્વતંત્રતાને ખીસ્સામાં મુકીને આબરૂદાર થયેલા ગોરા દેવો તમને રીઝવવા માટે રાજ નથી કરતા પણ પોતાના આર્થિક સ્વાર્થને તરબત્તર કરવા માટે પોતાનો દેશ છોડીને અહીં આવી રહ્યા છે. સ્વતંત્રતા પાછી મેળવવા માટે તમે એમને લાંબા નમસ્કાર કરશો, એમની ગોરી ચામડીને માખણથી માલીસ કરશો કે એમને રીઝવવા માટે નાચશો તો પણ અસલ વસ્તુ આપનાર નથી. હા; જો તમારાં ઉપરોક્ત નખરાંથી ખુશ થશે તો "સુધારા"ના રૂપમાં થોડાક ટોકડાની ખેરાત કરશે ને તમને મનાવી લેશે ખરા. માત્ર થોડા લાગણી ભર્યા ઉછાળાથી સત્તાના ઇજારદારો કદી પણ સામાની સ્વતંત્રતા મંજુર રાખે એમ માનવું ન જોઇએ. સત્તા તો જીવ સટોસટની મજા કહેવાય. એનો કબજો ત્યારે જ છોડય કે જ્યારે જીવના જોખમની વાત આવે.

રામાયણનો એક દાખલો તપાસીએ: જનકરાયની કન્યાને પરણી, રામચંદ્રજીની જાન, નગર બહાર નીકળે છે, ત્યાં ભાગોળે પરશુરામ ક્રોધ ભર્યા સામા આવે છે. જાનનો રસાલો અટક્યો. પરશુરામની ભયંકરતાનો સૌને પરિચય હતો. પરશુરામ પોતે બ્રાહ્મણ, પણ ક્ષત્રિઓના સંહારક હતા. આ વખતે એ જ ક્ષત્રિય, પોતાની સત્તાનું, શિવ ધનુષ્ય તોડીને સીતા જેવું કન્યારત્ન લઇ જાય તે કેટલું મોટું આક્રમણ! પ્રથમ, રામ અને પરશુરામ વચ્ચે સુષ્ત શૈલીમાં પ્રાથમિક બોલાચાલી થઇ. પછી શસ્ત્રોદ્વારા ઉભયની શક્તિનો પ્રયોગ શરૂ થયો. પરશુરામ પરવશ બનતા જણાયા, ને

તે જ ઘડીએ રામચંદ્રની સ્વતંત્રતા કબુલ રાખીને પોતે વનવાસના રાહે વળ્યા. આમ જીવ સામે વાત આવે ત્યારે જ સામાની શક્તિનું મહત્વ સ્વીકારીને સ્વતંત્રતા સોંપવાના દાખલા ઇતિહાસમાં વંચાય છે. આ બાબતમાં છેવટનો ચુકાદો જ એ છે કે, તમારામાં પાત્રતા આવશે ત્યારે સ્વતંત્રતા માટે ફાંફાં મારવાની સ્થિતિ રહેશે જ નહીં.

હવે સામાજિક દિશા તરફ વળીએ જ્યાં ને ત્યાં એમ જ બોલાય છે કે સ્ત્રીઓ ભયંકર અવદશા ભોગવે છે. એને અન્યાય થાય છે, એમને અધિકાર નથી ને લગ્નના નામે તો બસ, એમની આહુતિઓ જ અપાય છે. હા; પરંતુ આમ કહીને નિર્બળતાનું પ્રદર્શન ભર્યે શું વળશે? સ્ત્રીઓ જ માથું ઉચું કરે તો કોઇનું શું ચાલે? બાકી ભીખ માગ્યે કોણ સ્વતંત્રતા આપી જશે? ધર્મગુરુઓ આપશે? ના ના; એ વ્યર્થ કલ્પના છે, એમ કરે તો પછી ગુરુઓનાં ચરણ કોણ ચુંમશે? રાસ મંડળીમાં ગોપીકાઓ થઇને રાસ કોણ રમશે? મહારાજોને વાયુ કોણ ઢોળશે? અને એમનું અજિઠું ખાઇને સ્વર્ગની ઝાંખી કરવાના કોડ સેવનાર કોણ રહેશે? ધર્મગુરુઓને સ્ત્રી સંસર્ગ વિના જરા વાર પણ ક્યાં ચાલે છે? અને તેઓએ પોતાની જ માતા, ભગિની, પત્ની, પુત્રી સુધ્ધાંને ઓઝલ–પડદામાં કેદ કરી છે. તો અન્યનાં છુટાપણાંની ક્યાં વાત કરીએ? એમની પાસે મુડી છે અને મુડીવાળાઓને ગુલામો રાખવાની આદત હોય છે, એટલે એમની પાસેથી મુક્તિનો આદર્શ મળે શાનો?

ત્યારે નાત મહાજનો સ્ત્રીઓને છુટાપણું આપશે? મારા મનથી તો નાતના મહાજનો એટલે જ અંધાણી બાપુઓનો ડાયરો! લાગણી વિનાનાં ચૌદમી સદીનાં એ જાનવરો! એમનું કામ તો કોઇ પણ પ્રકારે તાલના લાગા લેવાનું અને સ્ત્રીજાતિને પરાધિનતાની ઘાણીમાં પીલીને તેલ કાઢવાનું! જેમ જેમ સ્ત્રી કચડાયલી રહે તેમ તેમ નાતનું નાક વધે! ત્યાં સ્વતંત્રતા જેવો શબ્દ પણ કોઇને બોલતાં આવડતું નથી તો પછી તેના વ્યાપક અર્થની તો વાત જ શું કરવી? ત્યારે માબાપ સ્વતંત્રતા આપશે? મને તો એ થપાણલાોમાં, યે વિશ્વાસ નથી. એને દીકરાની સ્વચ્છંદતા પણ ખુંચશે નહીં, કેમકે દીકરાનું તો સોનાનું હાડકું હોય છે! પણ દીકરી? એ તો જરા પણ સ્વતંત્ર વિચારની નીવડી કે તેના પર જાપ્તાની નીતિ ચાલે! હિન્દુ માવિત્રોને સ્વતંત્ર વિચારની દીકરીઓ જોઇતી જ નથી. એમને તો જોઇએ છે, ગરીબ ગાય જેવી અબોલ પુત્રીઓ. આવી પુત્રી માટે વહેલી તકે ગ્રાહક મેળવી શકાય ને કન્યાદાનનું પૂણ્ય હાંસલ થાય! કોઇ પણ માબાપ, પોતાની મિલ્કત રૂપ પુત્રીઓને રાજી ખુશીથી, ને પુરા વિશ્વાસથી છુટાપણું આપે એ ન બની શકે એવી વાત છે, એટલે સાસરાંની સંસ્થા વિષે તો પુછવું જ શું? "પારકી જણી"ને ગુલામડી કેમ બનાવવી તેને લગતું શિક્ષણ, સાસરાની સંસ્થામાં મળી શકશે ખરૂં. ધારો કે સાસરાંની સંસ્થા મોટી નથી ને માત્ર બે જણાને જ રહેવાનું હોય તો? તોપણ પોતાના જેટલી જ સ્ત્રીને છુટ આપે એવા પુરૂષો ભાગ્યે જ મળી આવશે. મુંબઇ ઇલાકા માંતો ડૉ૦ સુમંત મહેતા શીવાય.. બીજો એક પણ પુરૂષ મેં જોયો નથી. કે જે પોતાની હારે જ બધાં કાર્યક્ષેત્રોમાં ઝુકાવવાની તાલીમ, પોતાની પત્નીને આપતો હોય: બાકી જાહેરમાં કામ કરવાના દંભ તો

ઘણાય દેખ્યા છે. પુરૂષોએ પોતાની જાત જેટલો જ સ્ત્રીઓનો ઇતબાર રાખ્યો હોત તો આજ અમારે ઉગરનો અવાજ ગુંગળાવી નાખવાનો વખત જ ન આવત: પુરૂષના હાથમાં સત્તા છે. એને પોતાનો સ્વાર્થ વહાલો છે અને નબળાઇઓ પણ એનામાં છે એટલે પોતાની અનુકૂળતાની આડે આવનાર 'સ્ત્રીનું છુટાપણું' સાંખી શકે એવો સંભવ જ ક્યાંથી હોય? સત્તા છોડવી કોઇને ગમે જ નહીં. આજે તો પ્રજા, પોતાના રાજકર્તાઓને કહે છે કે અમારા પર રાજ ન કરશો, તમે અમારા ધણી નથી. પણ રાજકર્તા તરફથી શો જવાબ મળે છે? બસ્સ, તમારી ઇચ્છા હોય કે ન હોય પણ અમે તો તમારા પર રાજ કરશું જ! અમે તમારા ધણી છીએ. જેમ રાજની બાબતમાં તેમ જ સમાજની બાબતમાં ય જણાય છે. એનો નિર્ણય એક રીતે જ આવે અને તે પ્રજાકિય શક્તિથીઃ જે માથું મુકે તે માલ કાઢે. જેને ગુલામી ખુંચે તે ગુલામીની ધુંસરી ફગાવી દેવાની તાકાત મેળવે ને મુક્ત થાય. બાકી ગરીબાઇથી કચડાતું-પીસાતું અને રિબાતું હોય તો જુઓ દેશી રાજ્યોની પ્રજાનાં દશ્યોઃ એ દશ્યો દુઃખ ઉપજાવનારાં છે.

અંત્યજો સમાજ દેવ દર્શન માટે છુટ માગે છે તે સામે કેટલા બધા ધર્મના મુરીદો ઉઠે છે! બિચારા વિદ્ગ્ધ અંત્યજોને પણ કેવા હડધુત કરવામાં આવે છે! યાદ રાખો કે ધર્મની દંભી વાતો કરનારા એકેએક મુરીદો સ્ત્રી સ્વાતંત્ર્યના દુશ્મનો છે. એમાંનો ૪૫ વર્ષના ખચ્ચરોને ૧૧ વર્ષની કોમળ બાળકીને વૈરી બનાવતાં શરમ નથી આવતી. એક પર બીજી સ્ત્રીની ચડાઇ લાવતાં લાજ નથી થતી. બાળ વિધવાનું બળાત્કારે મુંડન કરાવતાં દયા નથી આવતી અને સ્ત્રીની તંદુરસ્તી માટે કાળજી કરવાની એમને જરૂર નથી જણાતી. આવાં રીઢાં રાચ કદી તાજગી અનુભવે કે ઉપજાવે એવી આશામાં સ્ત્રીઓએ રહેવાનું નથી. એવાં સામે તો હવે મોરચા જ માંડવા ઘટે. "લગ્નબંધન", નાટકમાં વિધવા સુશીલાનું પુનર્લગ્ન, નાતના પટેલીયાઓ સમજ કરાવ્યું એવાં બંડખોર દશ્યોમાં હજુ વિશેષ અને વિવિધ જાતના ઉમેરા કરવાની જરૂરત છે. દાખલા તરીકે એક બાળકી રાંડે. તેના વાળ ઉતરાવવા માટે બળજબરી થતી હોય. બાળકી રડતી હોય, માથું મુંડાવવા ના પાડતી હોય તે છતાં પણ બળજબરી થાય તે વખતે ચાર પાંચ બંડખોર કુમારિકાઓ લાલ કપડાં પહેરીને આવી પહોંચેઃ પેલી બાળાને ઘેરી ઉભે. તેને ઉઠાવી જવા તૈયાર થાય, તે વખતે તેને સીધી રીતે સોંપવામાં ન આવે તો પેલી બંડખોર કુમારિકાઓ લાઠીના દાવ ખેલીને સૌને દુર હઠાવે અને બાળ વિધવાને ઉઠાવી જાય. આ શિવાય એક વૃધ્ધ, તસ્કર નાતિથી બાળકીનો ભાગ લેવા આવ્યા હોય, છોકરીનાં માબાપ, નાણાંની થેલી લઇને પછી કન્યાનું દાન દેવા બેઠાં હોય તે વખતે બંડખોર બાળાઓ પ્રગટ થાય અને બાળકીને ઉઠાવી જાય! આવાં જ્યાં ત્યાં ભંગાણ પાડનારાં બંડખોર કુમારિ મંડળો ઉભાં થાય અને તે મંડળોનો કાર્યક્રમ સરકારથી રજીસ્ટર્ડ થયેલો હોય. આમ ખુદ સ્ત્રીઓ પોતાની જાતિનાં રક્ષણ માટે બખ્તરવડું ખેડે તો જ રૂઢિના રાક્ષસ ભક્તોની સાન ઠેકાણે આવી શકે. બાકી સ્ત્રી ઉન્નતિનાં સેંકડો ભાષણો, ઠરાવો અને પરિષદો થશે તો ય ચાલી રહેલાં જંગલી અપકૃત્યો અટકી શકશે નહીં. બંડખોર બાળાઓ માટે અમુક રંગનાં કપડાંની પસંદગી થવી જોઇએ. લાલ અથવા કેસરીયાં

કપડાં એ માટે હું પસંદ કરું છું. વાંચકો મારા આ વિચારોને કદાચ હસી કાઢશે. ભલે હસે. એમનું હસવું એમને મુબારકઃ બાકી મારે મન તો એ બધી મહત્વની વાતો છે. આજ સુધી એકે એક કવિ, સાક્ષર અને શાસ્ત્રીએ સ્ત્રીને પુરૂષનું રમકડું બનીને જીવવાના આદર્શો બતાવ્યા છે. પણ હવે તો એ પ્રવૃત્તિમાં સડો ભરાયો છે. એવા સડા સાફ કરીને સમાજનું જીવન સમાન ધોરણે મુકવાનું કામ કરવું પડશે. સ્ત્રીના સહવાસ વિના જેમ શરાબીનું મનરંજન ન થાય તેમ પોતાની કલ્પનાઓમાં સોનેરી–રૂપેરી રંગો પુરવા માટે સુંદર સ્ત્રીઓનાં નિરિક્ષણ વિના કવિઓથી કવિતા રચી શકાતી નથી! સ્ત્રીને કોમલાંગી બનાવનારાં જેટલાં કાવ્યો મળ્યાં હશે, તેટલાં સ્ત્રીને વજ્રાંગી બનાવનારાં કાવ્યો નથી મળ્યાં. સ્ત્રીના કોમળ ગુણોને એટલું બધું મહત્વ આપવામાં આવ્યું છે કે તેને તો પુરૂષનું રમકડું બનવાની જ બુધ્ધિ સુઝે! એક કાવ્યની કડી યાદ કરૂં: "સ્નેહ ધામ સુનાં સુનાં રે" શા માટે? [illegible]ની પાસે પુરૂષ નથી તેથી, સબબઃ [illegible]રૂષ વિના સ્ત્રી રહી શકતી જ નથી! એકલી તે નકામી જ છે! માટે તેનું જીવવું પુરૂષના આધારે જ છે. મને આવા રાસ સામે વાંધો નથી, પણ કહેવાની મતલબ એ જ કે તેમાં સ્વાધિનતા અથવા વ્યક્તિ વિકાસની ગંધ નથી પણ પરવશતા છે. સ્ત્રીને નરમ ઘેંશ જેવી અને પામરવૃત્તિની બતાવનારૂં તત્વ છે. અત્રે આટલું વિષયાંતર કરવાનું કારણ એ જ છે કે સમાજની એક પણ વ્યક્તિએ સ્ત્રીને સ્વતંત્ર તેમ જ માન ભર્યો મજબુત આદર્શ શીખવ્યો જ નથી. સ્ત્રીને સ્વમાન ન હોય, સ્વાધિનતા ન હોય અને તેનાથી મર્દાનગીનાં કામ પણ ન જ થાય એવું શિક્ષણ, કંઇ જમાનાઓથી અમને અપાય છે. એવી સ્થિતિને પલટો આપીને પુરૂષ જાતિના સાચા મિત્રો–સુખ દુઃખના સમાન ભાગીદારો થવાના અમારા મનોરથ છે. અમારી બહેનો હવે એમનું નબળું ખમીર તપાસે, જાતિયતાનું ગૌરવ પિછાને અને તાબેદાર તરીકે રાખનારાઓને હિંમતથી પહોંચી વળવા શક્તિમાન થાય તો માનુષિ સ્વતંત્રતાનાં માત્ર સ્વપ્નાં જોવાનો વખત નહીં રહે, પણ એમની શક્તિની યોગ્ય કદર થશે. બાકી દયા માગવાથી દુઃખો દૂર થવાનાં નથી. શક્તિનો વિકાસ કરવાની જરૂરત છે. ભીરૂતા, નાજુકાઇ અને ખોટું શરમાળપણું દૂર રાખીને નૈતિક બળથી જ આગળ વધી શકાશે. સમાજને કાળજે કાણું પડે એમ નથી. એ કંઇ પોતાની ઇચ્છાથી આપણું માગેલું આપશે નહીં, પણ એ તો માથા ફરેલ થઇને જ મેળવવું પડશે. શારદા બીલ જેવી મામુલી વાતમાં જેનાં કાળજાં ઉથલી ગયાં છે, એવા સમાજ પાસે સ્વતંત્રતાની ભીખ માગવી કે દયા યાચવી તેમાં શરમ છે. એની સામે તો બંડ કરવું એ જ મુનાસબ હોઇ શકે.

# શાંતિની દેવીઓ

: ભાષણ કર્તા :

**સરોજિની નાયડુ**

**મુ**ંબાઇમાં મળેલી અખીલ ભારત મહિલા પરિષદના પ્રમુખસ્થાનેથી સરોજિની નાયડૂએ આપેલું ભાષણ.

હું તો એક માત્ર તરંગવાદી, સ્વપ્નદ્રષ્ટા અને કવિયત્રી છું. જીવનની વિગ-તોમાં કે તેના અનેક રંગી વિધવિધ પ્રદેશોમાં ઉંડા ઉતરીને ડોકાઉં કરવાનું કામ મારૂં કામ કદી મેં માન્યું નથી. મારું તો ખાસ કામ, માનવતાની પ્રગતિ માટેના સંભવો ખડા કરવા સારૂ આદર્શોની જ્યોતિ જગવવી, તેને સાચવવી અને તેનું પાલન કરવું તે છે. પ્રત્યેક સ્ત્રી અને પુરૂષનું એ જ કર્તવ્ય હોઇ શકે. એટલે જાતી, પંથ અને સંસ્કૃતિથી પણ પર એવા વિશ્વના ભર્યા માનવતાના મહાન પ્રશ્નો. જે પ્રગતિના કાર્યમાં માનવતાનું મહાન કાર્ય બની રહે છે તેવા પ્રશ્નોનેજ હું માત્ર અહિં ચર્ચીશ.

લેડી સાઇકસેર આપણને સ્મરણ કરાવ્યું છે કે આપણે મહાન રાજકીય અને સામાજિક ઉત્ક્રાંતિની છેક જ લગોલગ આવી પહોંચ્યાં છીએ, એ ઉત્ક્રાંતિની ભવિષ્યવાણી સમું કાંઇ પણ હોય તો તે, ઘણા લાંબા સમયથી હિંદની સ્ત્રીઓ જે જવાબદારી અને ફરજના ભાવનાને વિસરી ગઇ હતી, તે તરફની તેમની પુનર્જાગૃતિ જ છે.

પૂના, પટના અને દિલ્હી જેવાં ઐતિહાસિક સ્થાનોમાં મળેલી અખીલ ભારત મહિલા પરિષદનાં અત્યાર પહેલાં મળેલાં ત્રણ અધિવેશનનાં પ્રમુખસ્થાન રજવાડી દરજ્જાની સ્ત્રીઓને અપાયાં હતાં, પરંતુ મુંબાઇ જેવું પચરંગી પ્રજાથી વસતું શહેર જ્યાં પ્રત્યેક જાતનો લોક સમુદાય એક બની રહે છે, જ્યાં પ્રત્યેક સંસ્કૃતિ નિર્બંધ રીતે પરસ્પરનો સહકાર સાધે છે ને મળે છે, ત્યાં મળેલા આ પરિષદના અધિવેશન માટે રાજ કુટુંબથી ઉંચે ચઢીને લોકશાસન સુધી પહોંચી, તમે તમારા પ્રમુખ તરીકે રાષ્ટ્રની સામાન્ય સેવિકાને પસંદ કરી છે. તમારા તરફથી મને મળેલા આ માનમાં હું ગૌરવ માનું છું. એટલા માટે નહિં કે મને આવું માન અગાઉ મળ્યું નહોતું, આ દેશની મહાનમાં મહાન રાજકીય સંસ્થા [રાષ્ટ્રીય મહાસભા]ના વરાયલા પ્રમુખનું માન મને અગાઉ મળ્યું જ છે, પરંતુ તમારા પ્રમુખપદમાં હું ગૌરવ એટલા માટે માનું છું કે, અખીલ ભારત મહિલા પરિષદને હું હિંદના સ્ત્રીત્વનું મોટામાં મોટું પ્રતિનિધિત્વ ધરાવનાર સંસ્થા માનું છું. હિન્દની રાષ્ટ્રીય મહાસભા તે તો માત્ર રાષ્ટ્રીય સંસ્થા જ છે. ત્યારે મહિલા પરિષદ તો હિંદમાંની મોટામાં મોટી આંતર રાષ્ટ્રીય પરિષદ તરીકે વાજબી રીતે

---

૧. જેમણે સરોજિની નાયડૂના પહેલાં ભાષણ કર્યું હતું.

ગૌરવ લઈ શકે તેમ છે. કેળવણી અને સામાજિક સુધારાને લગતા સંખ્યાબંધ ઠરાવો જ પસાર કરવા એવો આ પરિષદનો હેતુ નથી; પરંતુ માનવતાનાં મૂલ્ય આંકવામાં જે જે વધુ ગંભીરતા ભર્યું, વધુ તલસ્પર્શી અને દીર્ઘજીવી હોય તેવા કાર્યને માટે આ પરીષદ છે. હિંદી સ્ત્રીઓની સામે એવા આક્ષેપ મુકાય છે કે તેઓ પ્રકૃતિથી જ એકાંતસેવી છે, અને ભાવીના સંચામાં સપડાઈ બધું મુંગે મોંઢે સહન કરે છે, તેઓ પ્રણાલિકાવાદની જંજીરોમાં જકડાયલાં છે, અને મૃતપાય થઈ ચૂકેલાં રૂઢીબંધનો તેમ જ વિચારોની જંજાળોમાંથી છૂટી શકતાં નથી. પરંતુ એ વીચારોને આ પરિષદ જ પ્રત્યુતર રૂપ છે. આ પરિષદ એ વાતની સાબિતી આપે છે કે, હિંદી સ્ત્રીઓની પ્રકૃતિ તો દરેક સારતત્વોનો, સમાવેશ કરનારી વ્યાપક છે. ભારતની સંસ્કૃતિનો આખો ઇતિહાસ જ સર્જકતાથી ભરેલો છે. તે તો દુશ્મનોની દુશ્મનાવટને ય ફેરવી નાખવાને સામર્થ્યવાન હતો. પ્રત્યેક હિંદી સ્ત્રીમાં મૈત્રીના કેવા સદ્ગુણ રહેલા છે તે પણ આ પરિષદ બતાવે છે.

આપણી રાષ્ટ્રીય લડતના તમામ સંજોગ એવા છે કે જેથી આપણને પ્રથમ દૃષ્ટિએ એમ જ લાગે કે તે લડાયકવૃત્તિથી ભરપુર છે, અને જીવન તરફ તે લગભગ સર્વાંશે ઉદ્દામ ભાવનાની એક જ દૃષ્ટિ રાખે છે.

પરંતુ મારે તો ફરજિયાત ઉદ્દામવાદી બનવું પડ્યું છે—આપણા દેશની અત્યારે એ તો કરુણ દશા છે. હું આદીથી અંત સુધી મનુષ્ય પ્રાણી છું, અને જાતિ ભેદને કે ભૌગોલિક ભેદને કારણે માનવતાના ભાગલા પડી જાય છે એવું હું માનતી નથી. પુરુષોએ પોતાના સ્વાર્થી લાભોને કારણે યુધ્ધો જગાડયાં અને રાજકીય તેમ જ આર્થિક કારણોસર ભાગલા પાડયા, અને મિત્રતા અને શત્રુવટની રોગણીઓ સરજાવી. પરંતુ એ તો બધું થોડા સમયની યુક્તિઓ છે, અને રાષ્ટ્ર કે વિશ્વના જીવનમાં સ્ત્રીત્વનો પ્રધાન ઉદ્દેશ આ અલ્પજીવી આડખીલીઓને માર્ગમાંથી દૂર કરવી તે છે. સ્ત્રીઓ તો શાંતિની દેવીઓ છે, તેઓ એક રાષ્ટ્રને બીજા રાષ્ટ્રનું શોષણ કરતાં અટકાવી, માનવતાના સામાન્ય હક્કો મેળવી આપવા માટે કામ કરે છે.

બધી જ બાબતોમાં એકલી સ્ત્રી જાતિનો જ પક્ષપાત કરનારી હું નથી; અને તેવી કદી બનવાની યે નથી સ્ત્રીઓને જ બધી બાબદમાં પ્રથમ પસંદગી આપવાની માગણીમાં જ સ્ત્રીત્વના ઉતરતા પણાનો સ્વીકાર રહેલા છે, અને હિંદ કે જ્યાં સ્ત્રીઓ રાજ્યદ્વારી દરબારોમાં અને રણક્ષેત્રોમાં સદાય પુરુષોને જ પડખે ખડી રહેલી છે તે દેશમાં તો સ્ત્રીઓ માટે એવા વર્તનની જરૂર જ નથી.

સામ્રાજ્યવાદીઓની વૃત્તિ એ હોય છે કે, તેમનાથી બીજી પ્રજાઓને થયેલો અન્યાય નિવારવાને બદલે, એ અન્યાયની સામે શરૂ થયેલી લડતને દાબી દેવા મથે છે.

યુરોપી યાદવીએ એક વસ્તુ સિધ્ધ કરી આપી છે કે, સક્રિય આદર્શવાદ એજ વર્તમાન રાજકારણમાં તમામ શકિતઓનો સમ્રાટ છે.

# હિંદી સ્ત્રીઓની ગંભીર જવાબદારી

: ભાષણ કરનાર :
લેડી સાઇકસ [ મુંબાઇના ગવર્નરનાં પત્ની ]

મુંબાઇમાં મળેલી અખીલ ભારત મહિલા પરિષદના ચોથા અધિવેશન સમક્ષ, મુંબાઇના ગવર્નરનાં પત્નીએ નીચેનું ભાષણ કર્યું હતું.

ભારતના ઇતિહાસની કટોકટીની ઘડીએ આપણે મળીએ છીએ. હિંદ રાજકીય અને સામાજિક ક્ષેત્રમાં દૂર–ગામી પરિવર્તનની સમીપ ખડો છે કે જે પરિવર્તન કેવું હશે તે અત્યારે કોઇ પણ કહી શકે તેમ નથી. આવે સમયે સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન કેટલી બધી અગત્યતા ધરાવે છે, તે કહેવાની જ જરૂર નથી. જે રાષ્ટ્રીય ઇમારતના પાયા ઉપર હિંદના ભાવીનો મોટો આધાર છે તે જ પ્રશ્નો ઉદાહરણ તરીકે આપણે લઇએ. ઉગતી પ્રજાનાં માયકાંગલાં શરીર એ કેળવણીકારો ને માટે અત્યારે મોટી ચિંતાનો વિષય થઇ પડ્યો છે; પરંતુ જ્યાં સુધી માતાઓને પડદામાં ગોંધી રાખવામાં આવે છે. ત્યાં સુધી એ દિશામાં ખરેખરૂં એવું કશું જ થઇ શકે તેમ નથી. દેશમાં બાળકોનું મોટું મરણ પ્રમાણ, મલેરીઆ અને બીજા અટકાવી શકાય તેવા રોગ ચાળાઓ સામે ઉપાય લેવાની બાબતની ઉદાસીનતા, જન સુખાકારી માટે જોઇતા શુધ્ધિના નિયમોની અવગણના, અને બાળલગ્ન તેમ જ વાંકડાની રીતો સમા સામાજિક અત્યાચારો: એ બધાં માટે સમાજમાંનો રૂઢીવાદી અને છુદી લોકમત જવાબદાર છે. સદીઓની ગાઢ નીદ્રામાંથી પૂર્વ જાગે છે. તુર્કસ્થાનમાં કેળવણીને લીધે સ્ત્રીઓમાં કેવું પરિવર્તન થયું છે તે આપણે જોઇએ છીએ, અને હવે આવી પહોંચેલ સમયે હિંદ જાગૃત થવામાં નિષ્ફળ ન નીવડે તે જોવાની જવાબદારી આપણે શીરે છે. હું એવું કહેવાનો આડંબર કરીશ નહિં કે જુધ્ધમાં ઝુઝયા વિના કદી વિજય મેળવી શકાય છે. વિજય મેળવવાને યોગ્ય કોઇ પણ જુધ્ધ, સંગ્રામ ખેડયા વિના હજી સુધી તો છતાયું જાણ્યું નથી. ઇંગ્લંડમાં સ્ત્રીઓ માટેની પહેલવહેલી ગર્ટન કોલેજ આજથી સાઠ વર્ષ પહેલાં ઉઘડી હતી, તેમ છતાં ૧૯૧૪–૧૮ ની મહાન યાદવીમાં જ્યાં સુધી અંગ્રેજ સ્ત્રીઓએ પોતાનું પાણી બતાવી આપ્યું ન હોતું. ત્યાંસુધી તેમને ઇષ્ટ ફળપ્રાપ્તિ થઇ શકી ન હોતી. વાર્ષીક પરિષદો ભરવી અને માત્ર ઠરાવો પસાર કરવા તેથી કંઇ દહાડો વળતો નથી. એ તો આપણી ફરજનો માત્ર ઉત્તરાર્ધ્ધ છે. તે માટે ભૂમિકા તૈયાર કરવાનું કામ તો આપણે અહિંથી જ્યારે ઘેર જઇએ અને આપણી આસપાસનાઓની ઉપર અહિંની અસર પાડવા પ્રયત્નશીળ બનીએ, તેમ જ જનકેરમાં આપણે જે ભાષણો કર્યાં હોય તે ઘેર આપણે વર્તનમાં ઉતારવા લાગીએ, ત્યારે જ શરૂ થશે.

સ્ત્રી શિક્ષણના સંબંધમાં હિંદને અનેક ગુંચવણીઆ કોયડા ઉકેલવાના છે. તેમાંના કેટલાક કોયડાઓ તેના પોતાના જ છે,

જ્યારે બીજા કેટલાક તો દુનિયાના બીજા દેશોની સામે પણ પડેલા છે. દાખલા તરીકે, આપણે સ્ત્રીઓ માટે જુદી વિદ્યાપીઠો કાઢવી, અને તે માટેનો જૂદોજ અભ્યાસક્રમ ઠરાવવો, અથવા તો પશ્ચિમની માફક હિંદી સ્ત્રીઓએ પણ પુરુષો માટેનાં વિદ્યાપીઠોમાં અભ્યાસ કરવો ! પશ્ચિમનો એ માર્ગ સ્વીકારીએ તો પછી ઓક્સફર્ડ અને કેમ્બ્રિજમાં બને છે તેમ સ્ત્રીઓ માટે જુદી કોલેજો રાખવી કે અમેરિકામાં ચાલે છે તેમ સહશિક્ષણની જ સંસ્થાઓ ચલાવવી ! અને વળી હિંદી સ્ત્રીઓને દેશી ભાષાઓ દ્વારા શિક્ષણ આપવું કે અંગ્રેજીને શિક્ષણનું વાહન બનાવવી એ પ્રશ્ન પણ ઘણો મોટો છે.

હિંદના કેળવણી ખાતાના વૃતાંતો જોતાં જણાય છે કે, શિક્ષણના નીચલા વર્ગોમાં કન્યાઓની સંખ્યા ઠીકઠીક સંતોષકારક હોય છે, પરંતુ ઉપલા વર્ગોમાં તે સંખ્યા ઘણી જ ભયંકર હદ સુધી ઘટી જાય છે. એટલે ૧૨ થી વધુ વયની કન્યાઓની શાળાઓમાંની સંખ્યા સાગરમાં ખસખસ જેવી હોય છે. જે વખતે એક કન્યાની કેળવણીનો ઉપયોગી સમય શરૂ થાય તે વખતે તેને આમ શાળામાંથી ઉઠાડી લેવી, તે તો ઘણું જ નુકશાનકારક છે. તે માટે લોકમત કેળવવાની ખાસ જરૂર છે. સ્ત્રીઓને સ્વતંત્ર રીતે પસંદ પડે તે ક્ષેત્રમાં જીવન ગાળવા માટે કાર્કિર્દી શરૂ કરવા દેવાની સામે જે જીર્ણ વહેમો છે તેને દૂર કરાવવા માટે આપણે પ્રયત્ન કરવા જોઇએ. પશ્ચિમમાં થાય છે તેમ હિંદી કન્યાઓ શિક્ષિકાનો, નર્સનો, કે વ્યાપારનો એક ધંધા તરીકે સ્વીકાર કરે તેમાં કશું જ ખોટું નથી એ વાત તેઓ જાણે અને સમજે તેમ કરવું ઘટે; જો તેમ ન બને તો સ્ત્રીઓ માટેની ઉચ્ચ કેળવણી કરાય આદર્શ વિહોણી બની જાય છે. પણ એ બધા કરતાંય મેટ્રીકની પરીક્ષા પસાર કર્યા પછી અથવા તો ડીપ્લોમા કે ડીગ્રીઓ મેળવ્યા પછીના ગુંચવાડાની સામાન્ય છતાં જે હાનિકારક ભૂલ થાય છે તેનાથી જ આપણે વધારે ચેતીને ચાલવાનું છે.

આપણે અનેક અપૂર્ણતાઓ પૂર્ણ કરવાની છે, ખુદ હિંદના જ ભવ્ય ભૂતકાળમાંથી આપણે તે માટે પ્રેરણા મેળવી શકીએ. થોડા દિવસ પહેલાં હું મહાન સમ્રાટ હર્ષની જીવન કથા વાંચતી હતી. તે ઇસ્વીસનના સાતમા સૈકામાં થયો હતો. ત્યારે તો યુરોપ મધ્યકાલીન યુગના અંધારામાં ડૂબેલો પડયો હતો. ઇતિહાસકાર લખે છે કે જ્યારે બુધ્ધ ધર્મના સંબંધમાં દરબારમાં વ્યાખ્યાનો અપાતાં હતાં તે વખતે એ સમ્રાટની વિધવા બહેન તેની બાજુમાં જ બેસતી હતી અને વ્યાખ્યાન પછી શરૂ થતી આધ્યાત્મિક ચર્ચાઓમાં ભાગ લેતી હતી. આપણા આ ભારતવર્ષમાં ઇંદોરની અહલ્યાબાઇ હોલ્કર અને ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ જેવી વીરાંગનાઓ પાકી છે, અને વર્તમાનમાં પણ આપણી આ હિલચાલમાં સક્રીય ભાગ લેતાં ભોપાળનાં બેગમ સાહિબા જેવાં પાકે છે, એટલે આપણે નિરાશ થવાની જરૂર નથી. હિંમત રાખો અને કવિ ગાય છે તેમ

> ધીરોચીત હિંમત અને સમાન
> ભાવના સાથે પ્રયત્ન કરવા, શોધવા,
> મેળવવા નહિં કે નિરાશ થવા માટે
> સહુ એક જ વિચારથી આગળ ચાલો.

આવા આદર્શથી રંગાયલાં હોઇશું તો હું ધારું છું કે આપણે જે મહાન લક્ષ્યે પહોંચવા માગીએ છીએ તેમાં નિરાશ નહિંજ થઇએ.

# નોંધ

## રાષ્ટ્રીય મહાસભાનો ઢંઢેરો

રાષ્ટ્રીય મહાસભાના લાહોરના અધિવેશનમાં મહાસભાએ પોતાનો આજ સુધીનો આદર્શ "સ્વરાજ્ય" હતો તે બદલીને "સંપૂર્ણ સ્વાતંત્ર્ય" ઠરાવ્યો અને જગતને તેની જાણ કરી. તેમ કરતાં સંસ્થાનિક સ્વરાજ્યની નહેરૂ યોજના મહાસભાએ રદ કરી, ઉપરાંત પ્રાંતિક તેમ જ વડી ધારાસભાઓનો બહિષ્કાર ફરમાવ્યો, યોગ્ય જણાય ત્યારે સવિનયભંગની લડત ઉપાડવાની અને આવશ્યક લાગે તે વખતે કરબંધી સુધી તેને લંબાવવાનો પણ પોતાનો નિશ્ચય જાહેર કર્યો. તે જ રીતે હિંદને નામે પરદેશી સરકારે કરેલા દેવામાં જે દેવું ન્યાયી અને વાજબી નહિં લાગે તેનો ઇન્કાર કરવાની જાહેરાત પણ કરી છે. તેમાં ધારાસભાના બહિષ્કારને લગતા ભાગ સિવાય અમે મહાસભાના એ ઠરાવો સાથે પુરેપુરી રીતે મળતા થઇએ છીએ. રાષ્ટ્રીય મહાસભાના આ ઠરાવને અમે રાષ્ટ્રનો ઢંઢેરો માનીએ છીએ. ધારાસભા પ્રવેશ કે ત્યાગ એ મહાસભાના ધ્યેય પહોંચવાનું સાધન છે. એ સાધનના ત્યાગ કે સ્વીકારમાં વ્યવહારુ રાજકારણની નજરે જોવાની જરૂર છે. બાકી સિદ્ધાંતની દૃષ્ટિએ મહાસભાના ધ્યેય તરીકે 'સંપૂર્ણ સ્વતંત્રતા' એ જ અગત્યનો મુદ્દો છે. એ મુદ્દાની બાબતમાં કોઇ પણ સાચો અને દેશભક્ત હિંદી તો જુદો ન જ પડી શકે.

...

## મવાળોનો દેશદ્રોહ

આમ છતાં મવાળ મનોદશાના હિંદીઓએ મહાસભાના ધ્યેય પરિવર્તન તેમ જ રાષ્ટ્રીય દેવાને લગતા ઠરાવોની સામે ખૂબ જ ખળભળાટ મચાવવાની પેરવી કરવા માંડી છે. જો કે તેઓ પોતાની જાત સિવાય બીજા કોઇના પણ પ્રતિનિધિ નથી, અને તેમની મનોદશાથી હિંદીઓ એટલા પરિચિત છે કે, તેમના વિચારો કોઇ સ્વીકારે કે સત્કારે તેમ પણ નથી. તેમ છતાં આ દેશનાં એંગ્લો ઇન્ડિયન પત્રોએ અને બ્રિટનના શાહીવાદી પત્રોએ મવાળો જ હિંદુસ્થાનના પ્રતિનિધિઓ હોય તેવું બતાવવાનો દંભી દેખાવ કરવા માંડ્યો છે, એટલે તેમની એ બનાવટી ઘુમરાણોની અંદર રહેલી પોલને તપાસવાની જરૂર છે. રાષ્ટ્રીય મહાસભાએ સંપૂર્ણ સ્વતંત્રતાનો જે ઠરાવ કર્યો તે વિચાર નવો નથી કે આકસ્મિક રીતે જ કોઇએ મહાસભા ઉપર લાદ્યો નથી. મદ્રાસ અને કલકત્તાની ૧૯૨૭ અને ૧૯૨૮ ના બેઠકોમાં એ વિચારો ખુલ્લી રીતે રજુ થયા હતા જ, પરંતુ કલકત્તાના અધિવેશનમાં તો તમામ વિગતો સ્પષ્ટતાથી રજુ કરતો ઠરાવ પસાર થયો હતો. એટલે બ્રિટિશ મુત્સદીઓને માટે તેમ જ હિંદના મવાળ સમુદાયને માટે તે વિષે વિચાર કરવા માટે જોઇએ તે કરતાં વધુ વખત મળ્યો હતો જ. તે જ રીતે અન્યાયી અને અયોગ્ય રીતે કરવામાં આવતા દેવાને માટે પણ છેક ૧૯૨૨ માં ગયા મુકામે રાષ્ટ્રીય મહાસભાએ પોતાના વિચારો પ્રગટ કર્યા જ હતા. આમ હોવા છતાં સર ચીમનલાલ સેતલવાડ અને તેમના સાથીઓએ, એન્ગ્લોઇન્ડિયન પત્રોની પ્રેરણાથી તેમ જ દરિયાપારના પોતાના માર્ગદર્શકોની દોરવણી કરનારી આંગળીના ઇશારાને લીધે

દેશનો દ્રોહ કરનારી ખુલ્લી વલણ ધારણ કરી છે; તે ઉપરથી ખુલ્લે ખુલ્લું જણાઇ આવે છે કે માતૃભૂમિની સ્વતંત્રતા કરતાં તેમને વિદેશીઓની ગુલામી વધુ વહાલી છે. આ મવાળ મંડળને સંસ્થાનો જેવું સ્વરાજ્ય પસંદ હોય તે, તેમ જ ગોળમેજી પરિષદમાં જવાની તેમની તૈયારી હોય તે સમજી શકાય તેવી વાત છે. તેમ કરવા માટે તેઓ સંપૂર્ણ રીતે સ્વતંત્ર હોવા જ જોઇએ. અને જો તેઓ એટલા જ માટે મંથન કરતા હોત તો અમે તેમને મનુષ્યને છાજતું માન આપવાને જરુર તૈયાર થયા હોત. પરંતુ સર ચીમનલાલ સેતલવાડ અને તેમના દોસ્તોની વલણ મહાસભાનું ખુલ્લું અપમાન કરવાની, મહાસભાના અને દેશના માનીતા આગેવાનોને દમનનીતિથી કચડી નાખવા માટે સરકારી તંત્રને ઉશ્કેરવાની અને તેમ કરીને હિંદની સંપૂર્ણ શાંતિથી ચાલનારી સ્વતંત્રતાની લડતને જ તોડી પાડવા માટે જ પોતાની તમામ શક્તિ અને સંપત્તિ ખર્ચવાની છે. તેથી લાલાજીએ કહ્યું હતું તેમ : 'જેઓ આપણી સાથે નથી તેઓ આપણા દુશ્મનો છે' એ વ્યાપક સૂત્રને સંકુચિત અર્થમાં નહિં લેતાં સ્પષ્ટ હકીકતોને આધારે, 'જેઓ આપણી સામે છે તેઓ આપણા દુશ્મનો છે' એ ધોરણે એ મવાળ મંડળનાં કામને ભયંકર દેશદ્રોહ તરીકે મનાવ્યા વિના અમે રહી શકતા નથી.

•••

## મવાળો બતાવી શકશે ?

મવાળ મંડળી પોતાની મનોદશા પ્રમાણે સંસ્થાનો જેવા સ્વરાજ્યથી સંતોષ માની લેવા તૈયાર છે, અને એ જાતનું સ્વરાજ્ય તેઓ ગોળમેજી પરિષદમાં ભાગ લઇને છતી આવવાના છે, એવું આપણને મનાવવા માગે છે. પરંતુ અસહકારના આગલા યુદ્ધમાં એ મંડળીએ દેશનો જે ભયંકર દ્રોહ કર્યો હતો તે ઇતિહાસ એટલો તાજો છે કે તેનું સ્મરણ કરાવવાની જરૂર નથી. વળી જે વખતે રાષ્ટ્રમતવાદીઓએ વડી ધારાસભામાં ગોળમેજી પરિષદનો ઠરાવ કર્યો ત્યારે ૧૯૨૫ માં આ મવાળ મંડળીએ તે વિચારનો વિરોધ કર્યો હતો, રાષ્ટ્રમતવાદીઓએ દ્વિમુખી રાજ્યતંત્રનાં પોલ બતાવવા માંડયાં ત્યારે એ જ મવાળ મંડળીએ તે તંત્રની પ્રશંસા કરવામાં જ સમય અને શક્તિ ખર્ચીને રાષ્ટ્રના હિતના અનુકૂળ સંજોગોમાં આડખિલી ઉભી કરવા માંડી હતી. આજે એ જ મવાળો દ્વિમુખી રાજ્યતંત્રને વખોડે છે. એ જ મવાળો ગોળમેજી પરિષદને માટે ધુમાધુમ કરી રહ્યા છે, એટલું જ નહિં પણ મહાસભાએ સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કર્યો તેથી હવે તાત્કાલિક સંસ્થાનિક સ્વરાજ્યની માગણી કરી રહ્યા છે. આથી મવાળ મંડળની ગુલામી મનોદશાનો પુરતો પુરાવો મળી રહે છે. પરંતુ તે બધી વાતો ભૂતકાળની છે, અને હવે તેમની મનોદશા મજબૂત બની હશે એમ માનીને, તેમને ન્યાય આપવા માટે પણ અમે તૈયાર છીએ. પરંતુ તેમ કરતાં અમે મવાળ મંડળીને કેટલાક પ્રશ્નો પૂછી તેના સ્પષ્ટ ખુલાસા એમની પાસેથી માગીએ છીએ. મવાળો એના પુરાવા આપીને બતાવી શકશે ખરા કે તેઓ પ્રામાણિક દેશભક્તો છે ?

[૧] સાયમન સાતટીનો તમે બહિષ્કાર કર્યો હતો, એટલે એ કમિશનના વૃતાંતનો પણ તમે સ્વાભાવિક રીતે જ બહિષ્કાર કરશોને ?

[૨] નહેરૂ યોજનાને રાષ્ટ્રીય મહાસભાએ રદ કરી છે, વળી તમે જેમની કુગડગીથી



**રામ્સે મેકડોનાલ્ડ:** તમારે માટે આ સુંથણું તૈયાર કરાવ્યું છે, તે તમને બંધ બેસતું થાય તેટલો વખત થોભો.

**હિંદીઓ:** એ કાયમને માટે અસંભવિત છે.

[ ચિત્રમય જગત્ : પૂના ]

નાગી રહ્યા છો, તે એંગ્લો ઇન્ડિયન પત્રકારોએ તેમ જ બ્રિટિશ મુત્સદીઓએ નહેરૂ યોજનાને અસંતોષકારક જણાવી છે; તો શું તમે હજી એ યોજનાના આધારે સંસ્થાનિક સ્વરાજ્ય માગવાના છો ?

[૩] જો તેમ હોય તો ગોળમેજી પરિષદ સમક્ષ સાયમન સાતડીનો વૃતાંત આવે ત્યારે તેની ચર્ચા કરવાની સ્પષ્ટ ના પાડવાની તમારામાં હિંમત છે ?

[૪] તમે તાત્કાલિક સંસ્થાનિક સ્વરાજ્ય માગો છો, તે આપવા બ્રિટનના જવાબદાર મુત્સદીઓ તૈયાર નથી તે અત્યાર પહેલાં પુરવાર થયું છે. અને તમને એવી માગણીઓ નહિં કરવાની ચેતવણીઓ પણ અપાઇ છે, તેમ છતાં તમે તમારા સ્વભાવ પ્રમાણે લંડનમાં છેવટની લાત પડે ત્યાં સુધી શરૂ કરવા માગો છો, પરંતુ તેમાં નિષ્ફળતા થશે અને તાત્કાલિક સંસ્થાનિક સ્વરાજ્ય ન મળે, તો પછી તમે શું કરવા માગો છો ?

[૫] કરબંધી અને બહિષ્કાર તેમ જ અસહકારની લડતની તમે સામે છો, તો શું ખુલ્લા બળવાની તમે હિમાયત કરો છો ? તાત્કાલિક સંસ્થાનિક સ્વરાજ્ય તમને નહિં મળે, તો તમે કેવી રીતે લડત ચલાવશો તેની રૂપરેખા બનાવશો ? વિનંતી પત્રોથી અને વિરોધ બનાવનારી સભાઓથી હવે તમે હિંદીઓને સંતોષ આપી નહિં શકો એ તો તમે જાણતા જ હશો ?

અમારી ખાત્રી છે કે, મહાસભાનો અને રાષ્ટ્રભક્તોનો વિરોધ કરવામાં જ પોતાના કર્તવ્યની સમાપ્તિ માનનારા મવાળો આ પાંચ પ્રશ્નોનો સંતોષકારક ખુલાસો આપી શકવાના નથી જ; અને એમણે ભૂતકાળમાં કર્યું હતું તેમ, દેશને દગો દેવા માટે કુહાડીના હાથા તરીકે જ તેઓ પોતાનો ઉપયોગ કરવાના છે, એટલે આવી મનોદશાના લોકોને ખુલ્લી રીતે દેશને દગો દેનારા તરીકે ગણવામાં કશું જ ખોટું નથી—એમ માનીને પ્રત્યેક દેશવાસીએ ચાલવું જરૂરનું છે.

...

## બનાવટી તુત:

આ મવાળ મંડળીએ એન્ગ્લો ઇન્ડિયન પત્રકારોની સાથે જાણે ગુપ્ત મંત્રણા કરી રાખી હોય, તેમ મહાસભાએ અન્યાયી દેવાના કરેલા ઇન્કારથી, હિંદમાંથી મૂડી ઘસડાઇને પરદેશમાં ચાલી જાય છે, એ જાતનું બનાવટી તૂત ઉભું કર્યું છે. તે કામમાં જાણીતા વ્યાપારીઓને ઝટકામાં લેવાની તેમની બાજી જો કે હાલ તુરત તો નિષ્ફળ ગઇ છે, પરંતુ શ્રીમંત અને વ્યાપારી વર્ગને ખોટી રીતે ભડકાવી મુકવાની એમની યુક્તિ ચાલુ જ છે. આના કરતાં તો

વધારે બુરી અને રાષ્ટ્રજનોને અવળે રસ્તે લઇ જનારી યુક્તિઓ બીજા દેશોમાં અજમાવવામાં આવી છે, અને શાહીવાદના હાથા બનેલા આ મવાળો હિંદમાં પણ એવી ગંદી યુક્તિઓ નહિં અજમાવે એવી કંઇ ખાત્રી નથી. હિંદમાંથી મહાસભાના ઠરાવથી મુડી ઘસડાઇ જવા માંડી છે, તે વાત માનવાની અમે ના પાડીએ છીએ. હિંદને પ્રતિકૂલ હુંડિયામણે આ દેશને કરોડોનું નુકશાન કર્યું છે, નિર્બંધ વ્યાપારની નીતિએ હિંદને નિર્ધન બનાવી મૂક્યું છે, પરદેશી હરિફાઇને લીધે હિંદની મીલો નુકશાન વેઠી રહી છે, અને લગભગ સાડા છ ટકાનું વ્યાજ મળે તેવી ટ્રેઝરીબીલની વ્યવસ્થા હોવાને લીધે બીજાં ક્ષેત્રોમાંથી નાણું ઘસડાતું જાય છે, એ બધું શું મહાસભાના ઠરાવને લીધે થયું છે ? મીલોવાળા રક્ષણ માગે છે છતાં તેમને આપવામાં આવતું નથી, તેથી કરોડોનું જે જે નુકશાન થઇ રહ્યું છે તે શું રાષ્ટ્રીય મહાસભાની ધમકીને લીધે ? અરે, આટલી આર્થિક પાયમાલી છતાં સામ્રાજ્યના માલની તરફ પક્ષપાત બતાવવાની શરતો સિવાય મીલોને રક્ષણ અપાય એવાં કશાં જ ચિહ્નો જણાતાં નથી, અને એ શરતો હિંદના મીલવાળાઓ સ્વીકારે તે પછી પણ લેન્કેશાયરની મીલો હિંદી મીલોની હરિફાઇ કરે તેવો માલ નહિં જ બનાવે એની પણ કંઇ ખાત્રી હિંદી શ્રીમંતોને ભડકાવનારી મવાળ મંડળી આપવી શકે તેમ છે ?

...

## ખરી વાત શું છે ?

શ્રીમંતો અને વ્યાપારીઓને મવાળ અને એન્ગ્લો ઇન્ડિયન પત્રકારો ભડકાવવા માટે ગમે તેવાં તૂત ઉભાં ભલે કરે, આ *આ દેશ વાસીઓનો ઘણો જ મોટો ભાગ, સ્વાતંત્ર્ય દિનને દિવસે કરવામાં આવેલાં ઠરાવમાં કહ્યું છે, તેમ બરાબર માને છે કે: "હિંદનો આર્થિક રીતે નાશ કરવામાં આવ્યો છે, રૈયત પાસેથી તેની કમાણી કરતાં વધુ મહેસુલ લેવામાં આવે છે, બ્રિટિશ માલને પસંદગી આપવા માટે ગોઠવાયલી જકાતની યોજના અને આપખુદ ચલણના ધોરણને લીધે જ આ દેશમાંથી કરોડો રૂપિયા ઘસડાઇ ગયા છે." એ સ્થિતિ જ્યાં સુધી દૂર ન થાય ત્યાં સુધી આ દેશમાંથી દર વર્ષે કરોડો રૂપિયા ઘસડાઇ જાય છે, તે વહેણ કદી પણ અટકવાનું નથી એ જ ખરી વાત છે.

...

## ધારાસભા તો ન જ છોડાય:

લાહોર મહાસભાના આદેશની સાથે અમે સિદ્ધાંતની બાબતમાં મળતા થતા હોવા છતાં, ધારાસભા ત્યાગની મહાસભાની ભલામણ સાથે અમે મળતા થઇ શકતા નથી કેમકે દશ વર્ષ પહેલાં ગાંધીજીએ દેશની પાસે એ પગલું ભરાવ્યું અને તેનું જે બુરું પરિણામ આવ્યું તેનો અનુભવ આપણે વીસરી શકીએ તેમ નથી. હિંદુ મુસલમાનોના ઝઘડાનું એક કારણ તે સમયના ધારાસભા ત્યાગમાંથી જ ઉત્પન્ન થયું છે, ઉપરાંત રાષ્ટ્રહિતની નજરે નિરૂપયોગી માણસોને ધારાસભાઓમાં જવા દઇને નોકરશાહીને વધારે મજબૂત બનાવવાની, દ્વીમુખી રાજ્યતંત્ર જેવા નકામા પ્રયોગોની પાછળ સમસ્ત દેશને આટલાં વર્ષો સુધી ઘસડાવાની ફરજ પાડવાની, દેશની ગરીબ તિજોરીમાંથી કરોડોનો ખોટો ખર્ચ કરવાની નોકરશાહીને સરળતા કરી આપવાની ભયંકર ભૂલો આપણે એક વખત કરી હતી: તે અનુભવ ઉપરાંત યુદ્ધની વ્યવસ્થા

નીતિ પ્રમાણે પણ દુશ્મનનું સ્થાન જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં આપણી લડત શરૂ કરવાની જરૂર છે, તેમાં પણ દુશ્મનનું સ્થાન જ્યાં પોચું ત્યાં તો આપણે માટે વિજયની એવડી ' તક હોય છે. તે નજરે ધારાસભામાં રાષ્ટ્રભક્તિથી લદબદ એવા વીરો હોય તો સરકારની સામે, એની જ ભૂમિ ઉપર ખડા રહીને તેઓ સાફ સાફ વાતો સંભળાવી શકે, (જેવાં ભાષણ ધારાસભા બહાર કરવાં મુશ્કેલ છે), તેને દેશહિતથી અવળાં જતાં અટકાવવા પ્રયત્ન કરી શકે, બીજા પક્ષવાળાઓ સાથે યુધ્ધ-નીતિને ધોરણે સાથ જમાવીને સરકારને પ્રજાહિતનાં કામોની વિરૂધ્ધ થતાં સજ્જડ હાર આપી શકાય, અને અધુરા તેમ જ આપખુદ સુધારાઓને લીધે જ્યાં જ્યાં તેટલું કરી ન શકાય ત્યાં, સરકારને પોતાના આપખુદ અધિકાર વાપરવાની વારંવાર ફરજ પાડીને, હિંદને અપાયલા કહેવાતા પોકળ સુધારાઓનું પોલ દુનિયાની દ્રષ્ટિએ ખુલ્લું કરી શકાય. આ બધા ધારાસભા પ્રવેશના લાભો ઉપરાંત દેશના ઉદ્યોગ વ્યાપારને આગળ ધપાવવા જકાતી દિવાલો ખડી કરવી હોય, હાઉ બીલ જેવાં દેશહિ-તનાં બીલ પાસ કરાવવાં હોય, કે શારદા બીલ જેવા સામાજિક સુધારાના કાનુન કરાવવા હોય તો તે માટે હાલ તુરત તો ધારાસભા-ઓ જ માત્ર એકલું અને સુયોગ્ય સ્થાન છે. આમ દુશ્મનની સામે ધારાસભાની અંદર અને ધારાસભાની બહાર લડત ચલાવવાથી, તેના હાથ વધારે રોકેલા રાખી શકાય, વળી જેઓ ધારાસભાઓ મારફત જ કામ કરી શકે તેમ હોય, બીજાં કામ જેમની દ્વારા લઇ શકાય તેમ નહોય, તેવા રાષ્ટ્રીય સૈનિ-કોની સેવાનો લાભ નહિં ગુમાવવો, એટ-લું જ નહિં પણ ધારાસના અધિકારની ચળવળ ચલાવી, તેવા દેશભક્તોને જનતાની નજરે ઉતારી પાડી. દેશના આવા પક્ષમાં જવાની ફરજ પાડવા જેવી સ્થિતિ ઉભી કરવી, તેના કરતાં તેમની પાસેથી સેવાનો મળી શકે તેટલો તમામ લાભ લેવા એ જ આપણા દેશના જેવી સ્થિતિના માટે સારામાં સારો માર્ગ છે. જો કોઇપણ વખતે સરકારી તંત્ર સાથે આખરી યોજના માટે વાટાઘાટ કરવા વૃત્તિ ધારાસભા ત્યાગના હિમાયતીઓ રાખતા હોય તો, પછી જેઓ સરકારી તંત્ર સામે સામનો કરવાના જ ઉદ્દેશથી ધારાસભાઓમાં ગયા છે તેમને ત્યાંથી પાછા બોલાવવાની ફરજ પાડવી, તે તો ચાલુ યુધ્ધમાં અગત્યનું સ્થાન રોકીને પડેલી આપણી સેનાને પાછી બોલાવી, પ્રતિ-પક્ષીનો વિના કારણે માર્ગ સાફ કરી, સેના મુશ્કેલી ઓછી કરવા જેવું ભયંકર ઘાતક પગલું છે. ભૂતકાળમાં એવું ઘાતક પગલું ભરીને આપણે પસ્તાયા છીએ એથી જ હવે ફરીથી એવી ભૂલ કરવાની અમે ના પાડીએ છીએ. આવાં કાર્યોમાં કોઇ પણ માણસની લોકપ્રિયતા કે મોટાઇને માન આપવાની આત્મહત્યારી ભાવના.ની લાગણીથી દોરવાઇ જવું ન જોઇએ. અંગત માન કે મોટા-ઇની ચડાસા ચેડસી અને હોંસા તોંસીએ હિંદુસ્થાનનું સત્યાનાશ કાઢી નાખ્યું છે, અને હજુ ય આપણે એ ભૂલમાંથી ઉગરી નહિં જઇએ તો મોતીલાલજી કે ગાંધીજીના મોટા મતાગ્રહ, અંદર અંદરના અંકાઅવ ળા ને રીસા સંબંધો કે મિથ્યા ઝહેર વહેરને લીધે તેમના હાથે થતી રાજકારણી ભૂલોનો ભોગ દેશ બનશે. અને બે ચાર કે દશ વ્યક્તિઓની મિથ્યા મોટાઇને કારણે તેત્રીસ કરોડને કપાળે ગુલામીની કાળી ટીલી કાયમ રાખવાના કારણભૂત બનવાનું મહાપાપ આપણે વહોરવું પડશે, એ સમજીને સ્વતં-

ત્રતાની પ્રાપ્તિ માટે સક્રિય લડતનાં તમામ સીધાં સ્થાનો ઉપર આપણો કાબુ જમાવવાની જરૂર છે.

...

## પોલાદી મુક્કો ?

બ્રિટનમાં અત્યારથી પહેલાં ફીફીયારીઓ થઇ રહી છે કે, હિંદની સાથે પોલાદી મુક્કો ઉગામીને કામ લો, હિંદી નેતાઓને કચડી નાંખો નહિં તો, હિંદમાંથી બ્રિટિશ સત્તાના ખૂંટ નીકળી જશે. અને વડી ધારાસભા સમક્ષ લોર્ડ ઇરવીને હમણાં જે ભાષણ કર્યું તેમાં પેલી દરિયાપારની ફીફીઆરીઓનો સ્પષ્ટ પડઘો પડયો છે. એ ભલા ગૃહસ્થે પોતાના પોલાદી પંજા ઉપરનું મખમલી મોજું કાઢી નાખ્યું તે માટે હિંદીઓએ તેમનો આભાર માનવો જોઇએ. કેમકે મવાળોની વીનીત વાતોનો ભ્રમ પણ મુસાફરીનું ઉદાહરણ આપીને તેમણે તોડી નાખ્યો છે. વિલાયતના ઉદારમતવાદી પત્રોએ પણ એ જ કર્યું હતું કે, હિંદના મવાળો તાત્કાલિક સંસ્થાનિક સ્વરાજ્યની વાતો કરતા હોય તો તેઓ આકાશમાં મહેલો બાંધી રહ્યા છે. લોર્ડ ઇરવીને પણ એ જ વાત બીજા અર્થમાં કહી કે, ભાઇઓ હજી તો મુસાફરીએ જવાનો આરંભ કરવાની યોજના તૈયાર થાય છે, ત્યાં તમે સંઘ સાથે કાશી પહોંચી જવાની વાતો કરો છો એ કેવું કહેવાય ? આટલા ઉપરથી પણ ગોળમેજી પરિષદની મધલાળમાં વલખાં મારનારા નહિં સમજે તો પોલાદી મુક્કાનો અનુભવ મેળવ્યા પછી તેમની આંખ ઉઘડશે ?

...

## રાષ્ટ્રનો પડકાર

પણ મુઠીભર મવાળો ગમે તેવી મનોદશા ભલેને સેવી રહ્યા હોય, હિંદરાષ્ટ્રનો જવાબ તો બ્રિટિશ મુત્સદ્દીઓને, લોર્ડ ઇરવીનને તેમ જ એન્ગ્લો ઇન્ડિયન અને બ્રિટિશ પત્રોને ગઇ તા૦ ૨૬ મી જાન્યુઆરીના દિવસે મળી જ ગયો છે. રાષ્ટ્રનો એ પડકાર છે. મહાસભાની વાંસે કેટલું ભગીરથ પીઠબળ છે તેનું માપ કાઢવાની આથી બ્રિટિશ મુત્સદ્દીઓને તક મળી છે. પરંતુ તેની સાથે સાથે મહાસભાના મોરચીઓને પણ એક ચેતવણી મુંબાઇના અરબ્બી સાગરના કિનારે મળી ગઇ છે, કે મહાસભાને જો જનતાનો પૂરેપૂરો સાથ મેળવવો હોય તો તેણે માલદારો, જાગીરદારો અને ઉપલા થરના લોકોમાં જ ગુંથાઇ રહે નહિં ચાલે, તેણે આમવર્ગની મનોદશા જાણવી પડશે, તેમને માટે કાર્યક્રમ યોજવો પડશે. મહાસભાના નેતાઓએ અત્યારે એવડું કામ કરવું જ જોઇશે. રાજકારણ તરફ દૃષ્ટિ રાખીને સંજોગો પ્રમાણે રાજરમતોને પારખી તે પ્રમાણે યુદ્ધના મોરચા ગોઠવવા, અને લોકસમાજ તરફ નજર રાખી, તેમનામાં સમુહજાગૃતિ આવે તેવો કાર્યક્રમ તેમની આગળ રજુ કરવો. રેંટીઆ અને ખાદીથી એવી જાગૃતિ આવી શકવાની નથી એ વાત હજી ય મહાસભાના મોરચીઓ નહિં સમજે તો તેઓ અણીને અવસરે દેશને દગો દેનારા મનાશે.

...

## પેન્શન શા માટે ?

અસહકાર અને ખીલાફતની લડતોમાં ભાગ લેનાર અનેક હિંદુ મુસલમાનોનાં પેન્શન સરકારે બંધ કર્યાં હતાં, એટલું જ નહિં પણ જેમના બાપ દાદાઓએ આ દેશમાં રાજ્ય સ્થાપવાનાં કામમાં બ્રિટિશોને આપત્તિને પ્રસંગે મદદ કરી દેશદ્રોહ કરેલો તેના બદલામાં જેમને વંશપરંપરાનાં સાલીયાણાં બાંધી આપવામાં આવેલાં તેવાઓનાં સાલીયાણાં અટકાવ્યાની વાતો તો હજી વડી

ધારાસભાની આજ બેઠકમાં જ સાંભળવામાં આવી છે. પરંતુ આ દેશની તિજોરીમાંથી જેમને પેન્શન મળે છે તેવા ૭૪૬૯ ગોરાઓને વર્ષે દહાડે ૩,૭૦૧,૬૭૭ પાઉન્ડનું પેન્શન અપાય છે, તેમાંના અનેક ગોરાઓ આ દેશની વિરૂદ્ધમાં છે એટલું જ નહિં પણ આ દેશની વિરૂદ્ધમાં બ્રિટનની હિંદ વિષે ઘોર અજ્ઞાન ધરાવતી પ્રજા આગળ અનેક જાતની બનાવટી વાતો કર્યાં જ કરે છે, એવી કબુલાત તો કમાન્ડર કે નવથી જેવાએ હાલમાં તેમ જ હાલના મુખ્ય પ્રધાને કેટલાંક વર્ષ પહેલાં આપી છે. એવા નિમકહરામ મનુષ્યોને પેન્શન આપવા શા માટે બંધ કરવાં ન જોઈએ? આ દેશમાં બ્રિટિશ નોકરશાહીએ જે રિવાજ દાખલ કર્યો છે, તે જ રિવાજને હિંદીઓએ શા માટે વળગી ન રહેવું? પરંતુ આ સંબંધમાં વડી ધારાસભામાં પૂછવામાં આવેલા મિ૦ બી. દાસના સવાલનો હિંદી સરકારે ઉડાવનારો જવાબ વાળ્યો છે, તે ઉપરથી પુરવાર થાય છે કે, બ્રિટિશ સરકારનું વલણ આ સંબંધમાં પક્ષપાત ભર્યું છે.

...

## સાડત્રીસ લાખ

બ્રિટનમાં વસતા ગોરાઓને હિંદની તિજોરીમાંથી દર વર્ષે અપાતા ૩૭ લાખ પાઉન્ડની વિગત આમની સભામાં મેજર ગ્રેહામ પોલે ગઇ તા૦ ૭:૧૧:૨૯ ના દિવસે પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં હિંદી વઝીરે કરેલા ખુલાસા અનુસાર આ પ્રમાણે છેઃ

૧૯૨૯ ના માર્ચની ૩૧ મી સુધીમાં હિંદની તિજોરીમાંથી, હિંદી વઝીરની કચેરી મારફત લશ્કરી ખાતાના માણસોને આ પ્રમાણે પેન્શન આપવામાં આવ્યાં હતાં:

| ખાતું. | સંખ્યા. | રકમ પાઉન્ડ |
|---|---|---|
| લશ્કરી અમલદારો (ડીપાર્ટમેન્ટલ અને વોરંટ અમલદારો) | ૩,૬૬૧ | ૧,૭૧૮,૬૬૫૦ |
| હિંદી લશ્કરનાવૈદક ખાતાના ગોરા અમલદારો. | ૫૫૧ | ૩૧૦,૯૬૯ |
| હિંદીનૌકા કાફલાના અમલદારો | ૧૪૭ | ૫૪,૧૩૫ |
| જુના હિંદી નૌકા કાફલાના અમલદારો | ૨ | ૧૮૯ |
| | ૪,૩૬૩ | ૨,૦૮૩,૯૫૮ |

હિંદી સનદી નોકરીમાંથી વાનપ્રસ્થ થયેલા ગોરાઓને તા૦ ૩૧-૩-૨૯ સુધી, હિંદી વઝીરની કચેરીમાં મળેલું વાર્ષિક નિવૃત્તિવેતન આ પ્રમાણે છે:

| | | |
|---|---|---|
| હિંદી સનદી નોકરો | ૭૩૪ | ૬૩૯,૦૩૯ |
| હાઇ કોર્ટસના જજો | ૩૮ | ૪૦,૭૫૩ |
| બંગાળ પાઇલોટ સર્વીસ | ૩૩ | ૧૩,૩૩૩ |
| મદ્રાસનો બીશપ | ૧ | ૯૦૦ |
| અનકવેનેન્ટેડસર્વીસીઝ | ૨,૩૦૦ | ૯૨૩,૭૯૪ |
| | ૩૧૦૬ | ૧,૬૧૭,૭૧૯ |

આ બધાઓને હુંડિયામણના પલટાથી વળી એક રૂપિયા પાછળ બે આના મફતના વધારાના મળે છે એ વાત વિસરવા જેવી નથી.

...

## પાંચ રાજ્યોની નૌકા પરિષદ

લંડનમાં નૌકા પરિષદ મળી છે. તેમાં ઇંગ્લંડ, અમેરિકા, ફ્રાન્સ, જાપાન અને ઇટાલિના રાજ્યદ્વારીઓ એકઠા મળ્યા છે. વિશ્વવ્યાપી લડાઇ પછી લશ્કરો અને કાફલા ઘટાડવાની વાતો ખુબ થાય છે, છતાં પ્રત્યેક

દેશ પોતાની દૃષ્ટિ ભાવી યુદ્ધ ઉપર જ સ્થાપીને, રખે ને હું ઓછો ઉતરું કે પાછો પડી જાઉં, એવા ડરથી લશ્કરીબળ અને કાતિલ રણસામગ્રી વધાર્યા જ કરે છે. નૌકાકાફલો ઘટાડવાની વાતો કરવા માટે ૧૯૨૧ માં વોશિંગ્ટનમાં અને ૧૯૨૭ માં જીનેવામાં એમ બે પરિષદો પાંચ રાજ્યોના પ્રતિનિધિઓની મળી હતી. પરંતુ દરેકનો હેતુ પોતપોતાને પ્રતિકૂળ અને ખર્ચાળ થઇ પડે તેવી જૂની ઢબની સામગ્રી ઓછી કરી, નવા સંજોગમાં સારી રીતે દુશ્મનને મહાત કરી શકાય, તેવી નવી ઢબની યુદ્ધ સામગ્રી તૈયાર કરવા પુરતો છે. બ્રિટન એક વખતની દરિયાની રાણી—અમેરિકા તેની લગોલગ આવી પહોંચ્યું છે, જપાનની સ્થિતિ ભૌગોલિક દૃષ્ટિએ બ્રિટન જેવી છે અને શાહીવાદી નજરે તેની માનસિક દશા પણ બ્રિટનને મળતી જ છે, ફ્રાન્સ પણ લોકશાસનની એની બધી વાતો છતાં સામ્રાજ્યવાદી અને મુસોલિનીની આગેવાની નીચે દુનિયાને ડરાવવાનો પ્રયત્ન કરતા ઇટલીને ભૂમધ્ય સમુદ્ર ઉપર કાબુ જમાવવો: આમ પાંચ રાજ્યોમાંથી એકંક રાજ્ય એવું નથી કે જે, રણસામગ્રી અને કાફલો ઘટાડવાના પ્રામાણિક પ્રયત્ન કરવા તૈયાર હોય. સામ્રાજ્યવાદી મનોદશામાં એવા પ્રયત્નો અશક્ય જ મનાય; એટલે બહારની ગમે તેટલી વાતો છતાં નૌકા પરિષદ સાચા અર્થમાં કાફલામાં ઘટાડો કરી શકવાની જ નથી. તો પણ બ્રિટનની કહેવાતી મજુર સરકાર પણ સામ્રાજ્યવાદ અને મુડીવાદમાં તેની આગલી કોઇ પણ સરકાર કરતાં પાછી પડે તેમ નથી, અને સોવીયેટ રશિયાને કચડી નાખવા માટે, તેને અમેરિકાના સહકારની ખાસ જરૂર છે, તેથી જ બ્રિટન સમાધાની ઉપર આવવાનો દેખાવ કરશે; પરંતુ કાફલાની લડાયક શકિત કે વૃત્તિમાં ઘટાડો થાય એવું માની શકાય તેમ છે જ નહિં.

...

## એ કોના પ્રતિનિધિ ?

નૌકા પરિષદમાં સર અતુલ ચેટરજીને હિંદના પ્રતિનિધિ તરીકે બેસાડવાનું ફારસ ભજવવામાં આવ્યું છે, અને એ ભાઇએ હિંદની વતી શાંતિમંત્ર ભણવાનો તમાશો કરી બતાવ્યો છે. તે બીજું કશું જ નહિં પણ દુનિયાની આંખોમાં ધુળ નાખી, હિંદ પરરાષ્ટ્રીય બાબતોમાં સંસ્થાનિક સ્વરાજ્ય ભોગવે છે એવા હિંદી વઝીર તેમ જ વાઇસરોયના કથનોને ખરાં બતાવવા માટેનો સ્વાંગ છે. આ હિંદનું ભયંકર અપમાન છે, સર ચેટરજી હિંદના પ્રતિનિધિ જે જ નહિ, તે પ્રતિનિધિ હોય તો સામ્રાજ્યવાદના પ્રતિનિધિ છે. એ વાત હવે ઠામઠામ સભાઓ ભરીને હિંદીઓએ જગતના જાણ માટે જાહેર કરી, સર અતુલ ચેટરજી જેવા પ્રતિનિધિનો ઇનકાર કરી, જગતની આગળ ખડો કરવામાં આવેલો સામ્રાજ્યવાદનો દંભ ખુલ્લો પાડવાની જરૂર છે.

...

## કેલોગ કરારનું પોકળ.

જગતની ઉપર પોતાનો સીધો અથવા આડકતરો કાબુ રાખવાના નિરંતર ખુલ્લા અને છુપા પ્રયત્નો કરનારો શાહીવાદી રાષ્ટ્રોએ કેલોગ કરાર નામનો તમાસો ભજવ્યો છે; તેની ઉપર ૫૬ રાજ્યોની સહીઓ પણ કરવામાં આવી છે. આ કરાર પ્રમાણે ચીન અને રશિયાના છેલ્લા ઝઘડામાં જ્યારે ચીન ઝારવાદી રશિયનોની મદદ અને પર રાષ્ટ્રોની ઉશ્કેરણીથી રશિયાની સાથે થયેલા કરારનો તિરસ્કાર પૂર્વક ભંગ કરી, રશિયનો ઉપર હુમલો કરી રહ્યું હતું, અને તે પછી રશિયનોના બચાવ-

વના હુમલાથી મહાત થઇ નમવાની તૈયારીમાં હતું, ત્યારે પોતાની સત્તા અને કાંઇ કાયમ રાખવા ચાર રાજ્યોએ કેલોગ કરારનામાને આગળ ધરી રશિયાને પાછું પાડવાની પેરવી કરી, એ જ કેલોગ કરારનો આધાર લઇને અમેરિકાએ પોતાના પાડોશીઓને કચડવા પ્રયત્ન કર્યો ત્યારે મિત્ર રાજ્યોએ કશું જ કર્યું નહિં, એટલું જ નહિં પણ જાન્યુઆરીની પહેલીથી ચીનની સરકારે, સામ્રાજ્યવાદીઓએ યુક્તિ પ્રયુક્તિથી તેને માથે ઠોકી મારેલી ગુલામીના ખીલીઓ ઉખાડી નાખવાનો ઠરાવ કર્યો, ત્યારે એ જ સામ્રાજ્યવાદી રાષ્ટ્રોએ, કેલોગ કરારની ભાવનાઓને બાજુ પર બેસાડી, પોતાના જુના હક્કની વાતો કરવાની જુનવાણી વાણીના સુર શરૂ કર્યા! આમાં કેલોગ કરારની જ પોકળતા રહી છે એમ નથી પણ શાહીવાદી મનોદશાનું ભયંકર પ્રદર્શન પણ થઇ ગયેલું છે. એ મનોદશામાંથી કચડાયલી પ્રજાએ હવે છુટી જવાની જરૂર છે.

...

## જગતના સીધીઓની જાગૃતિ:

અમેરિકા અને આફ્રિકામાં સીધી પ્રજાની વસતિ ઘણી છે. પરંતુ બીજા ખંડોમાં પણ તેઓ નથી તેમ નહિં. આ પ્રજાનો મોટો ભાગ અજ્ઞાન અને નિર્ધન છે; આજ સુધી તેમના ભોગે બીજાઓ લાભ લેતા આવ્યા છે, એટલું જ નહિં પણ તેમની સાથે ખરાબમાં ખરાબ જાતનું વર્તન ચલાવવામાં આવે છે. ગમે તેવા ધનવાન કે વિદ્વાન સીધીનો પણ તેની ચામડીના કાળા રંગને લીધે તિરસ્કાર કરવામાં આવે છે; ખુદ લંડનમાં શ્રીમંત સીધીને કોઇ હોટેલમાં દાખલ કરવામાં આવ્યો નહોતો, અમેરિકાનાં દક્ષિણ સંસ્થાનોમાં હજી સીધીઓને જરા જેટલી ઉશ્કેરણીનું કારણ મળતાં જીવતા સળગાવી દેવામાં આવે છે, આફ્રિકા અને વેસ્ટઇન્ડીઝના ટાપુઓમાં તેમને નાગરિક તરીકેના પ્રાથમિક હક્કો નથી અપાયા, છતાં કરનો અસહ્ય બોજો તેમની ઉપર નાખવામાં આવ્યો છે, ઉપરાંત ગોરાઓ કહે તે સ્થાનમાં રહેવું અને દરેક સીધીએ પોતાની ઓળખાણ માટે પાસ રાખવો: એવા અપમાનોની પરંપરા નીચે તેમને રિબાવું પડે છે. આ બધા અન્યાયોની તેમ જ તેમની પાસેથી ખુલ્લી અને ઢાંકેલી રીતે જે ગુલામગીરી કરાવવામાં આવે છે, તેની સામે થવા માટે વેસ્ટ ઇન્ડીઝમાં, દક્ષિણ અને ઉત્તર અમેરિકામાં તેમ જ આફ્રિકામાં કચડાતા સીધીઓમાં સારી જેવી જાગૃતિ આવી છે; તેમના સંયુક્ત બળથી પોતાની જાતિની ઉન્નતિ માટે લંડનમાં વસતા સીધીઓએ જગતના સીધીઓની પરિષદ ભરવાનો નિશ્ચય કર્યો છે, આ પરિષ આવતા જુલાઇ મહિનાના આરંભ જ મળશે. તે વખતે આંતરરાષ્ટ્રીય સીધી ચળવળ કેવી રીતે ચલાવવી, તેનો જ પ્રધાનપણે વિચાર થશે. નવાયુગનાં બળ પોતાનો સાર્વત્રિક પ્રભાવ આમ બતાવી રહ્યાં છે એમાં જ માનવતાનો વિજય રહેલો છે. તેથી જેઓ વિશ્વની શાંતિ ચહાતા હોય તેવા પ્રત્યેક દેશવાસીઓએ આવી ચળવળ તરફ સમભાવ બતાવવો જરૂરી છે. શાહીવાદી અને મુડીવાદી બળો જેમ પોતાની સત્તા ચાલુ રાખવા પ્રચંડ ધોરણે કામ કરે છે, તે જ રીતે તેમના પંજામાંથી છુટવા માગનારી કચડાતી પ્રજાઓએ પણ આંતરરાષ્ટ્રીય સહકારને ધોરણે પોતાનાં સંગઠિત બળ જમાવવાં જ પડશે એ વાત મોડી મોડી પણ તમામ પરાધીન પ્રજાઓ સમજવા લાગી છે, એ જ શુભ ચિહ્ન છે.

# :નવયુગ:

તંત્રી: સીતારામ જે. શર્મા

પુસ્તક: ૧] મહા: ૧૯૮૬ [અંક: ૧૧

## અનુક્રમણિકા

### :: ચિત્ર વિભાગ ::


| ચિત્રાંક | ચિત્ર | ચિત્રકાર | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | ચીના મજૂરનું ગરીબડું ઘર | ફોટો | |
| ૨ | ચિત્રફલક [દ્વીરંગી] | કલાકાન્ત | |
| ૩ | તાજ મહાલ [દ્વીરંગી] | ફોટો | |
| ૪ | સ્ત્રી : જગતારિણી [દ્વીરંગી] | જ. મીસ્ત્રી | |
| ૫ | જપાનની મર્દ મહિલાઓ | ફોટો | |


### :: સાહિત્ય વિભાગ ::


| લેખાંક | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | સંપૂર્ણ સ્વતંત્રતા | તંત્રી | ૧૨૫૫ |
| ૨ | અમેરિકાએ સ્વાતંત્ર્ય કેમ મેળવ્યું? [સચિત્ર] | સીતારામ શર્મા | ૧૨૬૦ |
| ૩ | અહંતા ને આદર્શ | બાવચંદ વઢેરા | ૧૨૭૧ |
| ૪ | ચીનગારીઓ [સચિત્ર] | મહાસભાનાં ભાષણોમાંથી | ૧૨૭૬ |
| ૫ | નૌકા પરિષદ્ | ડી. એસ. મહેતા | ૧૨૯૧ |
| ૬ | આગ્રા : પ્રણય પંથીઓનું યાત્રાસ્થાન [સચિત્ર] | રાજશેખર | ૧૨૯૪ |
| ૭ | સત્તાવનારી દિલ્હી | સ્ત્રીયુદીન મોલવી | ૧૩૦૩ |
| ૮ | નવયુગનો પયગંબર [સચિત્ર] | મંજુલાલ દવે | ૧૩૦૬ |
| ૯ | દંભ [નવલિકા] | સનત્કુમાર વીણ | ૧૩૧૩ |
| ૧૦ | હિંદની સ્વતંત્રતાનો રાષ્ટ્રીય ઢંઢેરો | | ૧૩૧૮ |
| ૧૧ | સ્વતંત્રતા [સચિત્ર કાવ્ય] | પીયુષ | ૧૩૨૦ |
| ૧૨ | નવયુગ ધર્મ | મણિલાલ કે. પરીખ | ૧૩૨૧ |
| ૧૩ | પ્રતિબિંબ | | ૧૩૨૪ |

# હિંદુસ્થાન અને પ્રજામિત્ર

એટલે

હીંદના ફુટ પ્રશ્નોનું નીરાકરણ લાવવા અથંગ ઉત્સાહ ધરાવતું પ્રજાકીય પત્ર.

તમારા હૃદયમાં મંથન મચાવતા સામાજીક પ્રશ્નોની ખુબ કડક રીતે ચર્ચા કરતું આગેવાન પત્ર.

સમાચારો રજુ કરવાની કલામાં સઉથી ચડીયાતું સમીસાંજનું સુંદર પત્ર.

વ્યાપારના સઉથી છેલ્લા અને ઉપયોગી ખબરો, ભાવો તેમજ અભીપ્રાયો આપતું વર્તમાનપત્ર.

જાહેર ખબર આપવાનું સઉથી સારામાં સારૂં સાધન વાંચો એટલે એનું વ્યસન થશે.






# હુતાસની

: લેખક :

તંત્રી

આંબાવાડીયાં મંજરીઓ અને મરવાઓથી લચી રહ્યાં છે; નવપલ્લવિત પુષ્પલતાઓ ઉપર ખીલતાં નવપુષ્પોની મઘમઘતી સૌરભથી વાતાવરણ ઉભરાઇ જાય છે; વૃક્ષોએ નવા વાઘા સજ્યા છે; શિયાળો ઉતરી ઉનાળાનો આરંભ થયો છે; નવાં ધાન્ય, નવા રસ, નવાં ફળફળાદિ અને નવપુષ્પોથી તાઝગી ભરતી ઋતુઓની રાણીસમી વસંત છલકાઇ રહી છે.

આમ્રકુંજમાં કોયલો ટહુકાર કરે છે; પુષ્પે પુષ્પે ભમરાનાં ટોળાં ગુંજારવ કરે છે; દિવસો પણ લાંબા થવા લાગ્યા છે; રાત્રિનું સામ્રાજ્ય નરમ પડતું જાય છે; સ્વાતંત્ર્યની સંજીવનીસમો વસંત ભારવાહી સમીર પણ ધીરે, ધીરે, જન મનરંજન કરતો, શાંતિદાયક સંતોષ આપી રહ્યો છે.

શોક જ દિવસોમાં હુતાસની આવશે. જીર્ણ વસ્તુઓનો, જીર્ણ સડેલા વાતાવરણને સળગાવી મૂકી, નવચેતનભર્યાં વાતાવરણની જમાવટ કરવી; ઉલ્લાસ અને નિર્બંધનથી કેસુડા રંગ, ગુલાલ અને નવકુસુમોની રમઝટમાં સ્વાતંત્ર્યના સામ્રાજ્યમાં આનંદોત્સવ કરવાની ઉમ્મા અને તાઝગીભરી ઊર્મિ જગાડવી એ જ આ ઋતુનો નૈસર્ગિક સ્વભાવ છે.

વસંતનું સત્ય સ્વતંત્ર મનુષ્યો જ અનુભવી શકે છે. હિંદ સ્વતંત્ર હતો ત્યારે વસંતની પુરેપુરી બહાર માણતો, પશ્ચિમના સ્વતંત્ર મુલકોમાં આજેય વસંતમાંથી પ્રજાસમુહ નવચેતન, નવપ્રાણ અને નવીન પ્રેરણાઓ મેળવી, જીવન સંગ્રામની ધમાલોમાં વચ્ચે પણ ઉલ્લાસ, આનંદ, ઉત્સવ અનુભવે છે.

ત્યારે આપણે શું કરીએ છીએ? હિંદુસ્તાનમાં વસંતની જે છટા જાણે છે તેવી નૈસર્ગિક છટા બીજા દેશોમાં ભાગ્યે જ હોય છે. ઠામ ઠામ વહેતી નદીઓ અને જલઝરણાંના નિનાદ, પુષ્પપુંજોની વિપુલતા, આમ્રમંજરીઓની અપારતા, નવીન ફળો અને નવા નવા રસોની અનુકૂળતા—આ બધું છતાં આપણે આજે વસંતને ભૂલી જ ગયા છીએ! આમ કેમ? એનો વિચાર કેટલો બધો જરૂરી છે?

જેમ વસંતને વિસર્યા, તેમ જીવનનો થાક ભૂલવા ઋતુ પાસેથી તાઝગી મેળવવાની રીતોય ચુકયા. હુતાસનીમાં જડતા, છીછરાપણું, દુર્બલતા, આળસ અને અનાચાર હોમીને વાતાવરણની સાચી અને સર્વવ્યાપી શુદ્ધિ કરવાની કલા ય ભૂલ્યા! હુતાસની જેવા પર્વને આપણે ધૂળ ઉછાળવાનું, ગાલિપ્રદાનનું, ચૌર્યકલાનું નફટ, નાગું અને ભૂંડું પર્વ બનાવી દઈને, રાષ્ટ્રજીવનને ભયંકર હાનિ કરી છે.

આમ બન્યું, કેમકે આપણે આપણા ઉત્સવોનેય ધાર્મિક અને વહેમી વાતાવરણથી જકડી લીધા, અને તેના વિશુદ્ધ ઓળીઆને રૂઢી અને અંધશ્રદ્ધાનાં પોતાદી ચોકડાં ચડાવ્યાં! જ્યાં દાતણ કરવાથી માંડીને શૌચ અને સ્નાન જેવી શરીરશુધ્ધિની ક્રિયામાં પણ ધર્મ-નિયમો લાગુ કરવામાં આવ્યા છે, ત્યાં રાષ્ટ્રીય ઉત્સવોનું શું ગજું કે તેમાંથી છટકીને અણિશુધ્ધ તહેવાર રહી શકે? અને ધાર્મિકપણાનું જ્યાં જ્યાં આરોપણ થયું ત્યાં ત્યાં તેના અતિરેકનાયે ઓઘ વળ્યા છે, એ અતિરેકપણાથી કંટાળેલા લોકો ખરાબની સાથે સારાને ય છોડી દેવા લાગ્યા છે. એથી જેઓ નવાયુગને, નૌજવાનોને, બુધ્ધિવાદી મનોદશાને ભાંગફોડી-આ, અશ્રધ્ધાળુ અને જુનું તે બધું જ વખોડી કાઢનાર કહીને નિંદે છે, તેમણે એમ સમજવાની જરૂર છે કે, તેમાં જેટલો દોષ એમની રૂઢી રક્ષકતાનો છે તેટલો બીજા કોઈનો નથી.

શા માટે આવા પ્રસંગોને ઠઠ્ઠે ચે. રાષ્ટ્રીય તહેવારોનું સ્વરૂપ આપીને, તેને કોમી ઉત્સવ બનાવી દેવાને બદલે રાષ્ટ્રીય તહેવાર બનાવવા નહિ? હિંદુ, મુસલમાન, શીખ, જૈન, પારસી, ખ્રિસ્તી, યુરોપીયન વગેરે બધાં જ વસંત ઋતુને ઇચ્છે છે, તે વખતે શરીરના કુદરતી ધર્મ પ્રમાણે વાતાવરણની તાઝગીથી તનમનને જણાતી સ્ફુર્તિનો આનંદદાયક લ્હાવ લેવા તેઓ પણ આતુર હોય છેજ, તો હુતાસની જેવા તહેવારોને રમત, ગમત અને આનંદ ઉલ્લાસ મેળવવાના પ્રસંગમાં ફેરવી નાખવામાં આવે, સ્થાન સ્થાનને અનુકુળ રમત ગમતો જાહેર રીતે રમવા રમાડવામાં આવે, તો આ દેશમાંથી રમત ગમત માટેની જે સ્વાભાવિક સ્ફુરણાજ લગભગ ઠરી ગઇ છે, તેમાં નવું ચેતન મુકી શકાય.

રખે કોઇ એમ કહે કે નિર્ધનતાને લીધે, રાજકીય પરાધીનતાને લીધે હિંદીઓનાં જીવન આનંદ-ઉલ્લાસ અને રમત ગમત માટેની આતુરતા વિહોણાં શુષ્ક બની ગયાં છે. એ વાત સર્વથા ખોટી છે. જેઓ ગરીબ છે, દબાયલાં છે, અજ્ઞાન છે, ગામડાંઓમાં વસે છે તેઓના દિલમાંથી રમત, મસ્તી, ઉલ્લાસ, તોફાનની ચીનગારી સાવ ઠરી ગઇ નથી, જો તો ગામડે ગામડે વાગતાં નગારાંના ઢીમ ઢીમ ઢૂમ ઉંડા સુરો, તેની આસપાસ તલવારો અને લાકડીઓ સાથે રમાતા નૃત્યો, બહુરૂપીઓના અને તેવા બીજા સ્વાંગો સાથે

નીકળતાં સરઘસો, રાસડા, ગરબા, મેળાઓમાં લેવાના લ્હાવા એ બધી મસ્તી આજે ય દેશના નિર્ધન, અભણ, ગામડીઆઓમાં જણાય છે. ઢોલક લઇને ગવાતાં ગીતો, કે તંબુરા અને મંજીરાઓ સાથે જામતી ભજન-મંડળીઓની રમઝટમાં જીવન સંગ્રામનો થાક વિસરવાની જ ભાવના રહેલી છે. પરંતુ સમાજના ઉપલા થરવાળાઓ જ, ભણેલાઓ, શ્રીમંતો અને મધ્યમ વર્ગના માણસોનાં દિલમાંથી રમત ગમત, મસ્તી આનંદ, નિર્દોષ તોફાનની વૃત્તિનાં પુર જ ઓસરી ગયાં છે.

આ ઓસરી ગયેલાં પુરને પાછાં વાળવા, એ ઠરી ગયેલી ઉલ્લાસ વૃત્તિને સજીવન કરવા, ધર્મના આડંબર અને રૂઢીના બંધન વિહોણા, સાદા અને સાચા રાષ્ટ્રીય તહેવારોની યોજના કરવાની ખાસ જરૂર છે. રમી જાણે તે મરી જાણે, એવી કહેવત પશ્ચિમની પ્રજાના વર્તન ઉપરથી ગોઠવી શકાય તેમ છે. યુરોપના મહાભારત યુધ્ધમાં મરવા ગયેલાઓ સમરભૂમિની પાછળ ફુટબોલની રમતો રમતા હતા, સામ્રાજ્યનો ભાર માથે લઇને ફરતા પ્રખર રાજદ્વારીઓ નાની મોટી રમત ગમતો અને વ્યાયામનો શોખ કેળવવા સમય મેળવી શકવા માટે જાણીતા થયેલા છે, પશ્ચિમની પ્રજા રમત ગમતની સ્પર્ધાઓનાં દ્રશ્યો જોવા લાખ્ખોની સંખ્યામાં ઉતરી પડે છે, સાથે મળીને નાચી જાણે, એકસાથે-સમુદ્દબધ્ધ થઇ ગીતો ગાઇ મસ્ત લઇ જાણે, તેથી તો તે પ્રજા આપત્તિનો સામનો કરવા, મરણ સાથે બથ્થંબથ્થા માટે પણ તેટલીજ ઝડપથી-સમુદ્દબધ્ધ થઇને નીકળી શકે છે. યુધ્ધપુકાર જેવા ગંભીરમાં ગંભીર અને જીવન મરણના સોદા થતા હોય ત્યારે રાજમાર્ગો અને શેરીઓને સ્વાતંત્ર્યનાં ગીતો અને જયનાદોથી ગજવવા જે પ્રજા વિપદનો પણ ભાન ગુમાવ્યા વીના નિકળી શકે, તેજ પ્રજા વિજયને વરીને પાછા આવતા યોધ્ધાઓને ફુલડે વધાવવાનો અને સાચી સ્વતંત્રતાનાં મધુર ફળ ચાખવાના અધિકારીઓ બની શકે. જીવન વિહોણી, ઉલ્લાસ અને ચેતન વિહોણી, અંધ શ્રધ્ધા અને રૂઢીના ચોકઠામાં જકડાઇ ગયેલાં જીવનને લીધે નિરંતર ગંભીર, ઉદાસીન બની બેસનારી પ્રજા માટે જીવન રસના કે સ્વતંત્રતાના લ્હાવા હોતા નથી.

આથી નોજવાન નરનારીઓએ સમુદ્દબધ્ધ થઇને વિશાળ રાષ્ટ્રીય ધોરણે ઉત્સવો ઉજવવાની શરૂઆત કરવાની જરૂર છે. ચોરી કરી કરીને લાવેલાં છાણાં લાકડાંની હોળીઓ ઘણાં દિવસ કરી, બિભત્સ રસની લ્હાણી અનેક વર્ષો કરી, ધુળ, કીચડ અને ગંદવાડ પરસ્પરની ઉપર બહુએ ઢોળ્યો, હવે તો એ બધાની ખરી હોળી કરી દઇને સ્વાતંત્ર્ય માટે કેસરિયાં કરવાની ભાવના જગવે અને વિજય પ્રાપ્તિના ગુલાલ ઉડાડવાની તક અપાવે, તેવા નિર્બંધ ઉલ્લાસ અને આનંદના ઉપભોગ કરી શકાય, તેવે માર્ગે વળોઃ એજ હુતાસનીના તહેવારનું મહત્ત્વ છે—અને યુવક યુવતીઓએ, કલ્પનાની ખોટી શરમ ખંખેરી નાખી, એ મહત્વના મર્મ સમજી નવી રીતે જીવન જીવવાનો આરંભ કરવાની જરૂર છે.

# દેશી રાજ્યોમાં વેઠનો સિતમ

: મૂળ લેખક :

**શ્રી. પોપટલાલ ચુડગર**

બાર-એટ-લૉ.

---

**રાજસ્થાની** પ્રજા મંડળના વિલાયત ગયેલા પ્રતિનિધિ મંડળના એક સભ્ય શ્રી. પોપટલાલ ચુડગરે 'ઇન્ડીયન પ્રીન્સીઝ અન્ડર બ્રિટિશ પ્રોટેક્શન' નામનું એક અંગ્રેજી પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. તેના પાંચમા પ્રકરણમાં હિંદના દેશી રજવાડાઓમાં ચાલતી વેઠ-બેગારની ઘાતકી પ્રથાનું સચોટ વર્ણન આપ્યું છે તેનું ભાષાંતર અહિ ઉતારવામાં આવ્યું છે.

---

ઇ. સ. ૧૯૨૬ ની સાલમાં પ્રજાસંઘની છઠ્ઠી બેઠક વખતે આંતરરાષ્ટ્રીય ગુલામી પરિષદ સંબંધે બોલતાં બ્રિટિશ પ્રતિનિધિ આમ વદ્યા હતા :

"હિંદી રાજસ્થાનોમાં સામાન્ય રીતે ગુલામીનું અસ્તિત્વ નથી તેથી હિંદી સરકારને સંતોષ થાય છે, પણ જરૂર જણાય ત્યારે સુધારા દાખલ કરવા રાજ્યોનાં નૃપતિઓને આગ્રહ કરવા સરકાર ચુકશે નહિ. રજવાડાઓની આંતર વ્યવસ્થામાં વચ્ચે પડવાનું સરકારને યોગ્ય લાગતું નથી તો પણ રાજાઓને વાજબી ભલામણ કરવાનું તે ભૂલશે નહિ."



શ્રી. પોપટલાલ ચુડગર.

## ગુલામોની વિવિધ જાતો

આ કથન આવા જવાબદાર પ્રસંગે ખરેખર અજુગતું ગણાય. દેશી રજવાડામાં આજે ગુલામી પ્રથાનું અસ્તિત્વ નથી એમ કહેવું એ નર્યું જુઠાણુંજ છે. રાજપુતાનામાં આજે પણ કેટલીક ગુલામી જાતો હયાત છે, પશ્ચિમ હિંદનાં દેશી રાજ્યોમાં અને કાઠિયાવાડમાં પણ છે. ઇ. સ. ૧૯૨૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે માત્ર રાજપુતાના અને મધ્ય હિંદમાં જ ચાકર અને દરોગા જાતનાં ૧૬૦,૭૩૫ માણસો છે. આ ગુલામી જાતો દરોગા, ચાકર, હજુરીઆ, રાવણા રજપૂત, ચેલા અને ગોલા વગેરે જુદાં જુદાં નામોથી ઓળખાય છે.

## એંઠા રોટલા ને કઢી !

રાજા-મહારાજાઓ આવા હિંદુ યા મુસ્લીમ ગુલામોને બૈરાં છોકરાં સહિત રાખી બેઠા છે; તેમના શરીર, આત્મા અને બધું રાજાઓના તાબામાં હોય છે; તેમને માત્ર જીવન ટકાવવા પુરતી જ જરૂરીયાતો પૂરી પાડવામાં આવે છે. આવા ગુલામોને કંઇ મીલકત હોતી નથી કે નથી કોઇ જાતનો હક્ક. જીંદગી પર્યંતની રાજાઓની ગુલામીના બદલામાં તેમને માત્ર ખોરાક જ મળે છે. ખોરાક એટલે દરબારોના એંઠા રોટલાના ટુકડા અને કઢી.

## માલિકોના હક્ક

દરબારો પોતાની દીકરીને સાસરે વળાવે છે ત્યારે અન્ય વસ્તુઓની સાથે આવા ગોલાઓની વહુ-દીકરીઓને પણ કરીયાવર તરીકે સોંપે છે. ગોલાઓનાં લગ્ન અને છુટાછેડા પણ તેમના માલિકની મરજી પ્રમાણે જ થાય છે. ત્રાસને લઇને કોઇ ગોલો નાસીને અન્ય રજવાડામાં ચાલ્યો જાય તો તેને પકડીને પાછો મુળ માલિક પાસે મોકલી દેવામાં આવે છે.

જોધપુર અને કોટા રાજ્યોના કાયદાનાં નીચેનાં અવતરણો આ વાતની સાબીતી આપે છે.

જોધપુર "જો દરોગા માલિકના મોભાને છાજતી જરૂરીયાતો પૂરી પાડવામાં પાછા પડે તો યોગ્ય નોકરી તેમના પાસેથી લેવા માલિક કાયદેસર હક્ક ધરાવે છે.

"માલિકની પ્રતિષ્ઠા અને જરૂરીયાત કરતાં જો દરોગાની સંખ્યા વધી પડે તો માલિક જરૂર પુરતા રાખીને બીજાને છુટા કરશે. પરંતુ આ છુટા થયેલા દરોગા લગ્ન કે એવા બીજા પ્રસંગોએ બોલાવે કે તુરત હાજર થવાને અને માલિકની મરજી સુધી તેના દરબારમાં રોકાવાને બંધાયલા છે. માલિક તેમને માત્ર ખાવાનું આપશે.

"જે રજપુતોને ઘેર દરોગાનો જન્મ થયો હોય અને જેમણે તેને પાળી પોષીને મોટો કર્યો હોય તે રજપુતોને પોતાની કન્યાને સાસરે મોકલતી વખતે કરીયાવરમાં દરોગાની દીકરી આપવાનો અધિકાર છે. પ્રતિષ્ઠિત રજપૂતોને તો દાયજામાં દરોગાનું આખું કુટુંબ આપવાનો હક્ક છે.

"વધારે સંખ્યાને લીધે જે દરોગાને રજા આપી હોય ને તેથી તેઓ બીજે નોકરી કરતા હોય તેમની દીકરીઓને પણ દાયજામાં આપવાનો તેમના મુળ માલિકનો હક્ક છે."

## માત્ર કાગળ પર

જો કે આવા કાયદા રદ કરવામાં આવ્યા છે પણ ગુલામી જાતોના કાન સુધી એ વાત પહોંચાડવાનાં કશાં પગલાં લેવાયાં નથી અને તેમનો મોટો ભાગ અભણ હોવાથી પોતાની મેળે જાણી શકતો નથી તેથી તેમની સ્થિતિ જેની તેવી જ રહે છે.

## ભયંકર ગુન્હો !

જો કોઇ જાહેર જુસ્સાવાળી વ્યક્તિ આ દલિતોને તેમના કાયદેસર હક્કોનું ભાન કરાવવા પ્રયત્ન કરે તો તેને રાજ્ય ગુન્હેગાર ઠરાવે છે! જો કે ગુલામોને બાપુની પરવાનગી સિવાય રાજ્યની હદ છોડવાની બંધી ફરમાવતો કાયદો રદ કરવામાં આવ્યો છે છતાં અત્યારે પણ નાસી ગયેલા ગુલામોને પારકી હદમાંથી પકડીને પાછા ગેરકાયદે થઇ બેઠેલા માલિક પાસે મોકલવામાં આવે છે. આવા રાજહક્ક સામે વિરોધ ઉઠાવવો તેને ભયંકર ગુન્હો ગણવામાં આવે છે.

## કોટા

ખેતીની કરતા મજુરો, ખેડુતો, ભરવાડો, માલધારીઓ અને રાજ્યના વસવાયાંઓને જ્યાં સુધી તેમણે પોતાના માલિક સાથે ગોઠવણ ન કરી હોય ત્યાં સુધી બીજા રાજ્યમાં જવા દેવામાં આવશે નહિ. બીજા રાજ્યમાં જવા અગાઉ તેમણે માલિકની કે નાઝીમની પરવાનગી મેળવવી જોઇએ. જો ખેડુતો, ખેતી કરતા મજુરો, ભરવાડો, માલધારીઓ અને વસવાયાંઓએ આ જાતની પરવાનગી મેળવી નહિ હોય તેમને જીલ્લા માજીસ્ટ્રેટ અને પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટના કબજામાં ગુપ્ત કરવામાં આવશે."

"જાગીરદારનો જો કોઇ જન્મસિદ્ધ ગુલામ રાજ્યની નોકરીમાં દાખલ થયો હશે તેને, જાગીરદાર તરફથી ખબર મળતાં જ નોકરી માંથી બરતરફ કરવામાં આવશે અને જ્યાં સુધી એવો માણસ ગુલામ નથી એમ મુકરર નહિ થય ત્યાં સુધી તેના તરફથી જાગીરદાર સામે કંઇ પણ ફરિયાદ સાંભળવામાં આવશે નહિ. જાગીરદારો અને અમીરોની આ માગણીને ના. મહારાજા અનુમોદન આપે છે અને તે ઉપરથી ફરમાવે છે કે કોટાના જાગીરદારના કોઇપણ જન્મસિદ્ધ ગુલામને પોલીસ, લશ્કર કે બીજા કોઇ રાજદ્વારી ખાતામાં નોકરી આપવામાં આવશે નહિ. આવો ગુલામ પોતાની નિમણુંક વખતે જાત છુપાવી રાજ્યની નોકરીમાં દાખલ થઇ જશે તો તેની જાતની માહિતી મળતાં જ તેને બરતરફ કરવામાં આવશે." (કોટા રાજ્યનો હુકમ તા૦ ૨૬-૯-૧૯૨૦.)

બિકાનેર રાજ્યમાં ૧૯૨૧-ની વસ્તિ ગણત્રી પ્રમાણે ચાકર અને દરોગા વર્ગના ઘરગથુ ગુલામોની સંખ્યા નીચે પ્રમાણે હતીઃ—

| | |
|---|---|
| ચાકરો | ૪૧૨૬ |
| દરોગા | ૬૭૫૯ |
| કુલ | ૧૦૮૮૫ |

આ બિકાનેર રાજ્યના મહારાજા પ્રજા મંડળના પ્રતિનિધિ હતા. વરસેલ્સની સંધિ ઉપર એમણે સહી કરી છે. બ્રિટિશ સરકાર એમને અમારા રાજાઓમાંના એક અતિશય પ્રગતિમાન અને જાગૃત નરેશ તરીકે જાહેર કરે છે.

અલ્વર રાજ્યમાં ૧૯૨૧ ની વસ્તિ ગણત્રી પ્રમાણે ગુલામોની સંખ્યા નીચે પ્રમાણે હતીઃ—

| | | |
|---|---|---|
| પુરૂષો | ૬૩૧ | ચાકર વર્ગ. |
| સ્ત્રીઓ | ૬૨૭ | |
| પુરૂષો | ૧૯૫૮ | દરોગા વર્ગ. |
| સ્ત્રીઓ | ૬૬૩ | |
| કુલ | ૫૧૭૯ | |

આજે પણ અલ્વર રાજ્યમાં ગુલામીની ઘોર પ્રથા પ્રચલિત છે, એની નાબુદીના કાયદાઓ જાહેર થયા છતાં એ અનિષ્ઠ ચાલુ છે. અને છતાં બ્રિટનની મજુર સરકારના હિંદી મંત્રીએ એ જ રાજ્યના રાજા માટે ૧૯૨૯ ની પાંચમી જુલાઇના રોજ નીચેના શબ્દોમાં તારીફ કરી હતી.

"અલ્વરના મહારાજા જીવનની પ્રત્યેક દિશામાં ઝળકી ઉઠે એવા વિચક્ષણ નર છે. એમનાં રાજ્યમાં શાસનકર્તાના સુંદર વહિવટની નિશાનીઓ ઠામ ઠામ ઉભરાય છે."

## વેઠનો કોરડો

ગુલામ કોમોમાં જન્મેલા પ્રજાજનોની દુર્દશા તો બાજુએ રહી પરંતુ અન્ય પ્રજાજનો પણ રાજાઓના વેઠવારાના જુલ્મમાંથી મુક્ત

નથી. કોઇ પણ પ્રજાજનને રાજ્યનો કોઇપણ અમલદાર ફરજીઆત વેઠ કરવા માટે કોઇપણ વખતે બોલાવી શકે છે. રાજાથી માંડીને હલકામાં હલકા હવાલદાર સુધીનો દરેક અમલદાર વેઠનો કોરડો ચલાવે છે.

## શિકારી ટોળીની વેઠ !

લગભગ બધાં રાજ્યોમાં વેઠ અથવા બેગારનો રિવાજ પ્રચલિત છે. આ રિવાજ તમામ પ્રકારના મજુરો કારીગરો ને કામ કરનારાઓને લાગુ પડે છે. રાજા અને તેના અમલદારો માટે એ અસહાય લોકોને માત્ર ચપટી અનાજના બદલામાં કાળી મજુરી કરવી પડે છે. રાજ્ય ગમે તે વખતે તેમને બોલાવે ત્યારે એમને અચુક ગુલામી કરવા હાજર થવુંજ પડે છે. ઘણી વાર તો આ નિરાધાર માણસોને પોતાનાં ઘર છોડી માઇલોના માઇલો સુધી રાજા સાહેબની શિકારી ટોળી ને પગલે પગલે એક ગામથી બીજે ગામ પર્વતો પર ચઢતાં ને નદી નાળાં ઉતરતાં, ગીચ વનોને વિંધતાં અને ધગધગતી ધરતી પર ટાંટીયા ઠોકતા જવું પડે છે. દેશી રાજ્યોમાં રહેનારને આ કારમું દ્રશ્ય વારંવાર જોવાનું મળે છે. પૂરતાં કપડાં ને પગરખાં વિના ટાઢ, તડકા ને વરસાદમાં ઘણીએ વાર આ લોકોને પોતાના માલિકની રઝળુ ટોળીની પાછળ રખડતાં જોઇ હૃદય કંપે છે. નાની-મોટી, બુઢ્ઢી-જુવાન, પરણેલી કે વિધવા સ્ત્રીઓને પણ આ બેગારમાંથી મુક્તિ મળતી નથી. કોઇ માણસ માંદો સાજો કે અશક્ત હોય અને ગેરહાજર રહે કે કામ કરી ન શકે તો તેના પર કોરડાના માર પડે છે અથવા તો બીજી અનેક રીતના ત્રાસ ગુજરે છે. સાઠ સાઠ વરસની ગરીબ બીચારી બુઢ્ઢી સ્ત્રીઓ ઉપર સાગુસખુના ચાબુક પડ્યાના દાખલા આ લેખક જાણે છે. જાહેર રસ્તાઓ ઉપર આવી નિરાધાર સ્ત્રીઓને વાંસની સોટીથી ફટકાવવામાં આવે છે. એમનો ગુન્હો માત્ર એટલો જ હોય છે કે અશક્તિને કારણે તેઓ વેઠ કરવામાંથી મુક્તિ માગે છે.

## વેઠના વિધવિધ પ્રકાર

જાતમહેનતની વેઠ ઉપરાંત એ લોકો કરતા ગુલામોને તો ગાયો વગેરે હોય તો કંઇપણ પૈસા લીધા વિના જ રાજ્ય અને રાજ્યના અમલદારો માટે દુધ, ગાડાં અને બળતણ પૂરાં પાડવાં પડે છે. વાળંદ અથવા ગાંયજાએ મહારાજાના મહેલમાં અને અમલદારોના ઉતારામાં દરરોજ રાત્રે દીવાબત્તી કરવાં જ જોઇએ અને સળગતી મસાલો સાથે હાજર રહવું જોઇએ. કુંભાર પાણી ભરી જાય, સુતાર સમારકામ કરે, દરજી શીના આપે, ધોબી કપડાં ધોઇ આપે; મતલબ કે એકે એક વર્ગના કામદાર બદલાની આશા વિના કામ કર્યાજ કરે એવો શિરસ્તો છે. આ પવિત્ર ફરજ બજાવવાની કોઇ આનાકાની કરે તો તેને બદલામાં કાં તો કોરડા અગર તો કેદખાનું સાંપડે એ બીકથી સૌ કોઇ વેઠ કરે છે. આમાંથી નાસી છુટવાનો એકે ય માર્ગ પ્રજા માટે ઉઘાડો નથી. બીજું કોઇ રાજ્ય આ ગરીબોને આશરો આપતું નથી. તેઓ જ્યાં જાય ત્યાંથી તેમને પકડીને પાછા માલિકને ચરણે લાવવામાં આવે છે. તેમને માટે બ્રિટીશ હિંદમાં ચાલ્યા જવું પણ મુશ્કેલ બને છે. ઉપરાંત ત્યાં જનારને કામ ધંધો પણ મળતો નથી, બેકારી ચોમેર ચાલી રહેલ છે. જીવન નિર્વાહની પદ્ધતિ દેશી રાજ્ય કરતાં વધારે ખર્ચાળ છે એટલે બ્રિટીશ હિંદની વાત કરવી એ પણ અસ્થાને છે. આ આખી યે કથા દિલ કંપાવનારી છે. જ્યારે દીનબંધુ એન્ડ્રુસ આ ઘેર વિતકની વાત સાંભળી જાત

માહિતી માટે રજપુતાના તરફ ગયા ત્યારે રજપુતાનાં રાજ્યોએ તેના સામે પ્રતિબંધ મૂક્યા. આ ઘટના શું સૂચવે છે?

બુંદી રાજ્યના ૧૯૨૨ ના વેઠના ધારા ની ૭૮ મી કલમમાંથી નીચેની ફકરા એ ધાતકી રિવાજની જાહેરાત પોકારે છે.

૧ વાળંદોએ સામાન્ય રીતે નીચે મુજબ મફત કામ ચાલુ રાખવાનું છે:-

(અ) ઓરીસીઓમાં રાતે દીવાબત્તી કરવી.

(બ) માટી ને છાણથી ઓરીસો લીંપવી.

૨. ઘાંચીઓએ રાજને માટે જરૂર પડે ત્યારે ત્યારે ઘાણી કાઢી દેવાનું તથા શણ વણવાનું ચાલુ રાખવાનું છે. બદલામાં તેમને ખોરાક મળશે.

૭. કઠીયારાઓએ બળતણ પૂરાં પાડવાનું અને વાણ બનાવવાનું કામ કરવાનું છે. બદલામાં તેમને ખોરાક આપવામાં આવશે.

૮. તંબોળીઓએ ખોરાકના બદલામાં સાદડી ને પડદા પૂરા પાડવાના છે.

૯ ખાટકીઓએ દવજોનાં નગારા માટે મફત ચામડું આપવું.

૧૦. ભીલોએ કાસદો અને ચોકીદારો તરીકે કામ કરવું. બદલામાં તેમને ખોરાક મળશે.

૧૨. ખેડુતોએ ઓફિસો ને ઉતારાઓ માટે છાણાં ને બળતણ તદન મફત આપવાં.

૧૫. બુંદી શહેરની અંદર ને બહાર ભાડું કરતાં ગાડાંઓ ઉપર રાજ્ય દરરોજ એક આનો કમીશન વસુલ લે છે.

૧૬. ખુલ્લાં મેદાનમાં અગર ધર્મશાળા ઓમાં રાત રહેનારા માણસો ઉપર સામાન્ય વેરો ચાલુ રહેશે.

૨૧. રાજ્ય માટે કરેલી મજુરી બદલ અનાજ આપવામાં આવશે અને અમલદારો માટે કરેલા કામ બદલ પગાર મળશે." આ કામ વસવાયાંઓએ વંશપરંપરા કરવું પડશે. એમાં જો તેઓ આનાકાની કરશે તો તેમને નસીયતે પહોંચાડવામાં આવશે.

બેગું જાગીરના ખેડુતોની ફરિયાદોની તપાસ કરવા ઉદેપુર રાજ્ય તરફથી ઇ. સ. ૧૯૨૩ ના જુલાઇ માસમાં નિમાયેલી તપાસ સમિતિના પ્રમુખ સી. છ. ચેનીક્સ ટ્રેન્ચ. આઇ. સી. એસ. પોતાના રિપોર્ટમાં નીચે પ્રમાણે લખે છે:

"ફરિયાદ નં. ૬૧: જ્યારે જ્યારે અધિકારીઓ ગામડામાં ફરવા નીકળે છે ત્યારે ત્યારે એક ગામડેથી બીજે ગામડે સામાન લઇ જવા તથા રસ્તા બાંધવા ભોલા, ભીલ અને બાલાઇ લોકોને કંઇપણ બદલો આપ્યા વિના વેઠે પકડી જવામાં આવે છે."

"ચુકાદો: આ વેઠ ખેડુતો ઉપરની નહિ પણ ભીલ, ભોલા અને બાલાઇ લોકો ઉપર ની છે. જ્યારે ઉચ્ચ અધિકારીઓનાં આગમન વખતે તેમને બોલાવવામાં આવે છે. ત્યારે ખોરાક આપવામાં આવે છે. પણ જો તેમને ખોરાક આપવાનો રિવાજ નહિ હોય તો ભવિષ્યમાં આપવામાં આવશે. જો આ લોકો ખોરાક નહિ લે તો દરેકને તે બદલ બે આના રોકડા મળશે."

## સરકારને વેઠ વહાલી છે

આવી બાબતોમાં હિંદી સરકારના આડતીયાઓ કેવું વિચિત્ર વલણ અખત્યાર કરે છે? ઇ. સ. ૧૯૨૩ માં ગવર્નર જનરલના એજંટને માનપત્ર આપતાં કોટાના દરબારે ઉલ્લાસ પૂર્વક જાહેર કરેલું કે, કોટા રાજ માંથી બેગારને સદંતર નાબુદ કરેલી છે.

પણ એ. છ. છ. ને આ જાહેરાતથી રાજને શાબાશી આપવા જેવું કંઇ જણાયું નહિ તેથી પોતે પોતાને અપયશ અપાવે તેવું નીચે પ્રમાણે ભાષણ કર્યું.

"એ કંઇ પ્રજાને વસવાયાંની સ્થિતિ પર મુકનારૂં ખાતું નથી. એથી ઉલટું, તે તો રાજા તેમ જ તેના અમીરો અને રૈયત વચ્ચેનો સાચો સંબંધ દર્શાવતો પુરાવો છે. પ્રેમથી અને સ્વેચ્છાથી કરવામાં આવતી તે સેવા છે. તેનો બદલો દયા અને ઉદારતાથી વાળવામાં આવે છે. ખુદ બ્રિટિશ હિંદમાં પણ બેગાર ચાલે છે તે રાજ વ્યવસ્થાના દુષ્ટ રસમનો પુરાવો નથી લેખાતી. જૂના જમાનામાં પણ લોકો, સંકટ સમયે મળતી મદદ અને રક્ષણના બદલાની તેમ જ ઉપકારની નીશાની તરીકે, પ્રવાસ કરતા અધિકારીઓને સીધુ સામાન તથા બળતણ વગેરેની સગવડ રાજીખુશીથી આપતા. બેશક, અત્યારે તેનો ગેરઉપયોગ થાય છે અને રાજ વ્યવસ્થાનું યોગ્ય વ્યક્તિગત વિચારોથી વેગળું થતું જાય છે તેથી બેગારનો રિવાજ કમતી થતો આવ્યો છે. પરંતુ જો તે રિવાજ બ્રિટિશ હિંદમાંથી સદંતર નાશ પામે તો મને પારાવાર દીલગીરી થશે અને હું આશા રાખું છું કે દેશી રાજ્યોમાં તો એ પ્રથા લાંબા કાળ પર્યંત જીવંત રહેશે."

## નિર્દોષ કે નિર્દય ?

આ ભોળા ભલા અંગ્રેજ ગૃહસ્થ વર્ણવે છે તેવી એ તદન નિર્દોષ પ્રથા નથી જ, પરંતુ અતિ નિર્દય પ્રથા છે. આગળ જે વર્ણન આલેખેલું છે તેનાથી વધુ સાબીતીની તેને જરૂર નથી. હિંદુસ્થાનમાંના બ્રિટિશ અફસરો આ બાબતમાં ઉપરથી ચાતા રંગીન પૂતળાં જેવા લાગે છે પણ તેઓ અંદરખાને કેટલા લોકા જેવા છે. એ જાણવા માટે એ ગુલામી પ્રથાથી પીડાતા લોકોનું પોતાનું જ કથન વધુ ઉપયોગી નીવડશે. **સાંભર સરોવરના માળી લોકોનાં પ્રતિનિધિઓએ, હિંદી રજવાડામાં મફત લેવાતી ફરજીયાત વેઠ સંબંધે તા૦ ૨૪-૪-૧૯૨૧ ના રોજ કરેલું નિવેદન:**

(અ) અમારા બળદોની જોડીઓ જોધપુર રાજ, જયપુર રાજ અને સરકારી (મીઠાખાતું) રાજના બગીચા માટે વેઠે લઇ જવામાં આવે છે. બળદની દર એક જોડ સાથે એક માણસ અને પાણી ખેંચવા માટે એક ચામડાનો કોસ પણ મોકલવો પડે છે, પગાર તરીકે અંગ્રેજો (સરકાર) ૧૨ આના ચુકવે છે ત્યારે રજવાડા ચાર આના આપે છે. અહિં અફસર કે કારકુનોનો મુકામ થાય ત્યારે તેઓ જેટલા દિવસ રહે તેટલા દિવસ તેમના માટે અમારે મફત પાણી પુરૂં પાડવું પડે છે. ગંગોર જેવા જાહેર તહેવારના દિવસે અમારાં બૈરાં બકાલું વેચતાં હોય તેમને અફસરો પરાણે વેઠે પકડી મંગાવે છે અને બકાલું મારકેટમાં રઝળતું રહે છે. સાહેબોના બગીચાની વંડી અમારે ગારાથી મફત ચણી દેવી પડે છે. ગંગોર ઉત્સવના દિવસે તથા વરસમાં બીજી બે વાર કોસ ચલાવવા અમારા બળદો વેઠે લઇ જવા પડે છે અને તે બદલ કશું મળતું નથી. આવી રીતે અમારા પાસેથી કંઇ પણ મજુરી આપ્યા સિવાય જોરે મારીને વેઠ લેવામાં આવે છે. આવી ફરજીયાત વેઠ બેગારે અમારી ખેતી પાયમાલ કરી નાખી છે. જાહેર જુસ્સાવાળા દેશભક્તોને, આવાં અસહ્ય દુઃખોમાંથી અમને મુક્ત કરવા અમે અરજ ગુજારીએ છીએ: રાજ્યોને તેમ જ

જયપુરના એજન્સીને અમે વારંવાર નિવેદનો મોકલ્યાં છતાં કશી દાદ મળતી નથી–કોઇ તે સાંભળતું જ નથી.

| સહીઓ | અંગુઠાની છાપ |
|---|---|
| નથુ માળી | મંગુ માળી |
| કનુ | બધુ પટેલ |
| | બીજા માળી |
| | મોતી માળી |
| | મહાદેવ |
| | નંદરામ પટેલ |

(બ) સાંભરના વેપારીઓ પાસેથી પણ બેગાર લેવાય છે. અહિંના પ્રજા અતિશય દુઃખી છે. આ પ્રદેશમાં જયપુર, જોધપુર અને બ્રિટિશ એમ ત્રણ રાજ્યો છે. આ ત્રણેય અમારા તરફ પરદેશી જેવો વરતાવ રાખે છે. જયપુર અને જોધપુરની હદમાં અમને બહારથી માલ લાવવાની સખ્ત મના છે તેથી વેપારને ઘણું નુકશાન લાગે છે. તેમ જ વસ્તુઓ બહુ મોંઘી મળે છે. જયપુર અને જોધપુર રાજ્યો આવક જકાત લે છે છતા એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં માલ લઇ જવાની બંધી કેમ કરમાવે છે તે સમજી શકાતું નથી. જ્યારે જ્યારે છલ્લા મેજીસ્ટ્રેટને ઘેર કે રાજ્યના અન્ય નોકરને ઘેર લગ્ન પ્રસંગ હોય ત્યારે ત્યારે સાકર ધોવા તથા તમામ મિષ્ટાન્ન બનાવવા અમારે જવું પડે છે જે બદલ કશું મહેનતાણું અમને મળતું નથી. ગમે તે અફસર મુસાફરી કરતાં સાંભરમાં આવે ત્યારે અમારી દુકાનો તેની છાવણીમાં લઇ જવી પડે. અફસરોને બજારમાંથી વસ્તુઓ મંગાવવાની તમામ સગવડો હોવા છતાં નાહક અમને વેપારીઓને હેરાન કરવામાં આવે છે. આથી જે વેપારી રોજના રૂપીઆ ત્રણ કમાતો હોય તેને છાવણીમાં સાહેબની રાહ જોઇને માખીઓ ઉડાડતા બેસી રહેવું પડે છે. અને અફસર જે માલ ખરીદે છે તેમાં કમાણી કંઇ થતી નથી પણ ઓછો ભાવ આપે છે તેથી ઉલટી ખોટ જાય છે. તેમને ત્યાં લગ્ન પ્રસંગ હોય તો કાપડના વેપારીઓ પાસેથી કાપડ ઉછીનું લેવાય છે. લગ્ન બાદ કાપડ પાછું આવે છે ત્યારે ચોળાઇને તથા બગડીને આવે છે છતાં કશું વળતર મળતું નથી. જો કાપડ ન આપીએ તો પીઠ પર જોડા પડે અગર તો અટકમાં રાખે.

સહી

**ભૈરનલાલ**

**મહાજન મહેશ્વરી**

**રામસ્વરૂપ ચૌધરી હસ્તક**

(ક) "સાંભરના રહીશ કુંભાર કાલુ છોટુએ સોગંદ પર લખાવ્યું કે, કુંભારો પાસેથી ફરજીયાત મફત વેઠ છલ્લા માજીસ્ટ્રેટથી માંડીને અદના સીપાઇ સુધ્ધાં લ્યે છે. આ બધાને માટીનાં વાસણો મફત આપવાં પડે છે."

"વાસણો આપી ન શકીએ તો જુતાનો માર પડે અગર અટકાયતમાં રાખે. ૨૫ ની માગણી કરી હોય તેમાં માત્ર એક જ અધુરૂં હોય અને ૨૪ આપ્યાં હોય તો તે ચોવીશેયને જમાદાર ડાંગ મારીને ભાંગી ફોડી નાખે છે, અમને જોડે જોડે મારે છે અને અમારે ગમે ત્યાંથી લાવીને પણ બીજાં ૨૫ પુરાં આપવાં પડે છે."

"અફસરોને ઘેર અમારે ઝાલકાં ભરીને માટી ખોદી લાવીને પહોંચાડવી પડે છે. આ બદલ કંઇ મળતું નથી. દર માસે આવી વેઠને લીધે અમને દરેકને રૂપિયા દસનું નુકશાન ખમવું પડે છે."

"અમે ઇચ્છીએ છીએ કે બેગારનો જલ્દી અંત આવે. બીજા પ્રજાજનો જેમ

અમને દર માટલાનો રોક આનો, ઘડાનો અડધો આનો, નાના ગાગાનાં બે આના અને મોટાના ચાર આના આપે છે તે પ્રમાણે અમલદારો પણ આપે તેવો બંદોબસ્ત થવો જોઈએ, અને તોજ અમારો આરો છે."

| | |
|---|---|
| સહી | અંગુઠાની છાપ |
| રઘ. કુંભાર | કાળુ |
| | છોટુ |

## સરકારની નીતિ

રાજા-મહારાજાઓ સાર્વભૌમ સત્તાધારી હોવાનો દાવો કરે છે અને તેથી તેમની કોઇ પણ વ્યવસ્થા સામે વિરોધ ઉઠાવવામાં આવે તેને તેઓ પોતાના હકો પરની તરાપ તરીકે ગણે છે. તેમની સાર્વભૌમ સત્તામાં સરકારે માથું માર્યું હોય એવું ભાગ્યે જ બને છે. પણ જો એકાદ અંગ્રેજનું કે યુરોપીઅનનું કોઇ રાજા મહારાજા અપમાન કરે યા તો તેના પર હુમલો કરે તો માફી મંગાવવા કે સારો બદલો અપાવવા રાજાઓ પર સરકાર દબાણ જરૂર કરશે. આમ ક્વચિત બનતા અપમાનના બનાવોમાં સરકારને વચ્ચે પડવું વાજબી લાગે છે ત્યારે દેશી રાજાઓ ગુલામો પાસેથી ફરજીઆત વેઠ લે છે અને તેમાં તેમને વારંવાર અન્યાય આપે છે છતાં સરકારને વચ્ચે પડવું વાજબી લાગતું નથી.

## બટલર કમિટી શું કહે છે?

આ સંબંધમાં બટલર કમિટીએ ચોખ્ખા શબ્દોમાં નિર્ણય આપ્યો છે કે, સાર્વભૌમ સત્તા તરીકે બ્રિટિશ સરકારને આંતરરાષ્ટ્રીય બાબતો પરત્વે હિંદી રાજ્યોની આંતર વ્યવસ્થામાં વચ્ચે પડવાનો હક્ક છે. તેઓ રિપોર્ટના ૪૬ મા ફકરામાં આમ કહે છે:

"આંતરરાષ્ટ્રીય બાબતો પરત્વે દેશી રાજ્યોના મુલ્ક અને બ્રિટિશ મુલ્ક તેમજ દેશી રાજ્યોની પ્રજા અને બ્રિટિશપ્રજા બન્ને સરખાં જ છે. આ પ્રમાણે જે ફરજો અને અધિકાર સાર્વભૌમ સત્તાએ ધારણ કરેલ છે તેમાંથી અન્ય પરિણામીક ફરજો અને અધિકાર ઉત્પન્ન થાય છે. જેમકે, જો કોઇ હિંદી રાજ્ય આંતરરાષ્ટ્રીય ફરજોનો ભંગ કરે તો તેને માટે પરદેશી રાજ્યો સાર્વભૌમ સત્તાને જવાબદાર ગણે.

વળી ૫૩ મા ફકરામાં કહે છે કે "તે જ પ્રમાણે સતી થવાનો ચાલ અને બાળહત્યા જેવા જંગલી રિવાજો નાબુદ કરાવવા અગર તો જુલ્મો અને ઘાતકી સજાઓ બંધ કરાવવા સરકાર વચ્ચે પડશે."

દેશી રાજ્યોમાં ચાલતી વેઠ-બેગારની પ્રથા ખરેખર જંગલી પ્રથા છે અને તેથી એવી બીજી પ્રથાઓની જેમ આને પણ જડમૂળમાંથી ઉખેડી નાખવા બ્રિટિશ સરકારને વચ્ચે પડવા વાજબી કારણે હક્ક છે.

જે કાર્યની અસર પ્રત્યેક માનવી ઉપર થવાની હોય, તે કાર્યમાં પ્રત્યેક માનવીની સંમતિ હોવી જ જોઇએ.

દુનિયા એ મનુષ્યમાં શ્રધ્ધા રાખે છે કે જેને પોતાની જાતમાં શ્રધ્ધા હોય વિજયનો ગૂઢમર્મ એ જ છે.

# ચીનનું સ્વાતંત્ર્ય યુદ્ધ:

: અનુવાદક :

શ્રી. હીરાલાલ જે. જોષી, બી. એ.,

જગતનાં રાષ્ટ્રોએ પ્રજા નાયકો સર્જ્યાં છે. ઇતિહાસ એ વાતની સાક્ષી પુરે છે. ઇટાલી તેના મ્યુસોલીની માટે મગરૂર છે; રશિયાના ઇતિહાસમાં લેનિન ચિરંજીવ બન્યો છે અને ચીનના રાષ્ટ્ર વિધાતા સુન યાટ સેનનો આત્મા આજે પણ પ્રજા જાગૃતિમાં પ્રાણ તત્વ પુરે છે. આ બધા દેશોમાં પ્રજાનો વહાલો નેતા એટલે રાષ્ટ્રીય આદર્શનું મુર્તિમંત સ્વરૂપ અને એ મુર્તિમંત સ્વરૂપ જ લોક સંગઠ્ઠન સાધી શક્યું છે. યુનાઇટેડ સ્ટેટસમાં અબ્રાહમ લીન્કન અને કેટલેક અંશે વુડ્રો વીલ્સને આ વસ્તુ સાબિત કરી બતાવી છે. મ્યુસોલીની હજી જીવે છે. ક્રેમ્લીની દિવાલો નીચે કાચના પિંજરમાં લેલીનનું શબ હજી પણ રશિયાની પ્રજાને પ્રેરણા આપી રહ્યું છે. સુન-યાટ સેનનાં શબને ભૂગર્ભમાં છુપાવવામાં આવ્યું છે. પરંતુ તેનો આત્મા આજે પણ ચીનની ચાળીશ કરોડની જનતામાં ચેતન પ્રગટાવી રહ્યો છે. ચાળીશ વર્ષ સુધી દેશસેવા કરી ચિનનો એ વિપ્લવવાદી પ્રજા નાયક ૧૯૨૫ માં મૃત્યુને વશ થયો. જીવન જ્યોત બુઝાઇ ગયા પછી જેટલા લોકો તેને પૂજે છે તેટલા જીંદગીની હયાતી દરમીયાન તેને પુજતા



ડા. સુન યાટ સેનની સમાધ
જેમાં એ મહારથીનાં અસ્થિને રાખવામાં આવ્યાં છે.

# ડૉ. સુન યાટ સેનનો તેમાં ફાળો

નૂતન ચીનના સર્જક ડૉ. સુન યાટ સેનને માટે ચીનમાં એક વખતે લોકમતના ઊલટા જુવાળ ચાલ્યા હતા, પરંતુ એમના સચોટ સિધ્ધાંતોએ તેમના મૃત્યુ પછી ચીનની પ્રજામાં અનેરું બળ મૂક્યું છે.

---

નહોતા. કેળવાએલો વર્ગ તેને એક મનુષ્ય તરીકે માન આપે છે અને તેના વિચારો માટે ભક્તિ ભાવ બતાવે છે; પણ જનસમુદાય તેની મહાત્મા તરીકે પૂજા કરે છે.

## વિપ્લવની જીવંત મૂર્તિ

જીવન દરમીયાન સુન યાટ સેન ચિનના વિપ્લવની મૂર્તિમંત પ્રતિમા હતો. નાનો છોકરો હતો ત્યારેજ તેણે પોતાની બહેનના પગો બાંધવા સામે વિરોધ ઉઠાવ્યો હતો અને પોતાની જન્મભૂમિને આધુનિક સ્વાંગ પહેરાવવાને તે કામે લાગી ગયો હતો. સ્વભાવે જ તે સુધારક હતો—સંજોગોએ તેને વિપ્લવવાદી બનાવ્યો. સર્જન તરીકેનો પોતાનો ધંધો છોડી યુવાનીની શરૂઆતમાં જ જ્યારે તે યુવાન ચીનાઓના સંઘ સાથે જોડાયો ત્યારે પ્રત્યાઘાતી મન્ચુ સરકાર રાજદ્વારી સુધારા સામે પોતાની બધી સત્તાનો ઉપયોગ કરી રહી હતી. આખાયે સામ્રાજ્યમાં ચાની દુકાનોમાં "રાજકારણની ચર્ચા કરો નહિ!" તેવાં પાટીયાં લગાવી દેવામાં આવ્યાં હતાં. આ બધું જોઈને હજી તો પચીસ ચોમાસાં જેણે પુરાં જોયાં નહોતાં તેવો સુન યાટ સેન કળી ગયો કે ભોગ આપ્યા વિના લાખો અજ્ઞાન ચીનાઓનો ઉધ્ધાર થઈ શકે તેમ નથી. અને તે પછી તેણે જે ભોગ આપ્યો હતો તે આજે પણ રાષ્ટ્રીય ચળવળમાં અનેરાં આંદલનો પ્રકટાવી રહ્યો છે. ૧૮૯૫ માં ચાલુ સત્તા સામે બળવો કરવા નાખેલી એક ટોળી કેન્ટોનમાં જમા થઈ. આમાંના સત્તરને તો ગરદન મારવામાં આવ્યા હતા. માત્ર સુન યાટ સેન જ એક ટોપલીમાં બેસી શહેરની દિવાલ પરથી નીચે સરકી નાસી છુટ્યો હતો; અને આપખુદ મંચુઓના અમલમાંથી મુક્તિ મેળવવાનો અને સુધારો કરાવવાનો ચીનાઓને ઉપદેશ આપતો તે હોનોલુલુ, કેલીફોર્નીઆ અને ઇંગ્લેન્ડમાં દેશવટો ભોગવતો અહિંથી તહીં ભટક્યો. તેવામાં લંડનમાંના ચીના એલચીએ તેનું અપહરણ કર્યું અને કતલ માટે તેને ચીન મોકલવા સ્ટીમર દ્વારા ધકેલી દેતાં તે મહા મુશીબતે બચી ગયો. ૧૯૦૨માં જપાનની મુસાફરી દરમીયાન તેણે 'ટન્ગ મેન હુઇ' અથવા 'એલાયન્સ સોસાએટી'ની સ્થાપના કરી અને ૧૯૧૧ માં પચીસ વર્ષની ચળવળના બદલા તરીકે મન્ચુ સત્તાનો અંત આવ્યો ત્યારે નાન્કીંગમાં કામચલાઉ પ્રજાસત્તાક સરકારનો તે પહેલો પ્રમુખ ચુંટાયો.

## સ્વદેશમાંજ ગેરસમજ

૧૯૧૧ ના વીપ્લવ પછી સુન યાટ સેને ઓછો ભોગ આપ્યો નહોતો. સુલેહને ખાતર તેણે પ્રત્યાઘાતી યુઆન-શીહ-કઇને હક્કો સ્વાધીન કર્યા. છતાં દેશ સાથે છળ કપટ તો ખેલાતુંજ હતું અને તેને વીષે પણ ખુબ ગેરસમજ ફેલાતી હતી, આ બધું જોવા તે પંદર વર્ષ સુધી જીવ્યો. ચીનમાં

પ્રજા સત્તાક માત્ર નામનું હતું. અને વિપ્લવ તો કાગળ પરજ હતો તે વાત એ સમજી શકયો હતો, યુઆન-શીહ-કઇ જેવો અળવાન માણસ ૧૯૧૨ પછીથી પ્રમુખનો ઓધ્ધો પચાવી બેઠો હતો પરંતુ ચીનની પ્રજાની હાલત જોઈને તેવીજ રહી હતી. દેશમાં વિપ્લવ થયો હતો તે ઘણા જાણતા પણ નહોતા. પ્રમુખ યુઆને જ્યારે પોતાને શહેનશાહ બનાવવાનો પ્રયાસ પ્રયાસ આદર્યો ત્યારે સુને બંડ જગાડયું. પોતાની માતૃભૂમિમાં લોકશાસન સ્થાપવા માટે જે યાતના ભોગવવા અને કલંકો વહોરવા તૈયાર જ હતો પરંતુ સમાધાની કરવાની કંગાળ મનોદશા તે કદી દાખવે તેમ નહોતો. એટલે યુઆનના લશ્કરી અમલદારો આપસ આપસમાં લડવા લાગ્યા અને ઉત્તર ચીન રાષ્ટ્રીય વિગ્રહની જ્વાળામાં અચોક્કસ મુદત માટે હોમાઇ ગયું તે પછી સુન યાટ સેન દક્ષિણ તરફ ગયો. ૧૯૧૮ માં તેણે કેન્ટનમાં રાષ્ટ્રીય સરકારની સ્થાપના કરી. ટન્ગ મેન હુઇ સંઘમાંથીજ ૧૯૧૨માં જન્મ પામેલ કયોમીટાંગ-રાષ્ટ્રીય પ્રજાનો સંઘ એ આ સરકારનું જીવન બીંદુ હતું અને અત્યારે અહીંથીયે વધુ દેશપર તેનો અમલ ચાલે છે.

૧૯૧૮ પછીનાં વર્ષોમાં આ દેશભક્તને શાંતિ મળીજ નહોતી. દેશમાં અંદર અંદરના ઝઘડાઓ તો ચાલુજ હતા. ઉત્તર તરફના સ્થિતિચુસ્તોએ તેને દેશદ્રોહી તરીકે જાહેર કરી દીધો હતો, વળી રાષ્ટ્રીય વિગ્રહથી વિદેશીઓનો વ્યાપાર પાયમાલ થતો હતો; એટલે તેઓ તેને "તેના દેશના પિતા" તરીકે ગણવાને બદલે "અંધાધુંધીનો પિતા" તરીકે મનાવતા હતા અને દક્ષિણ ચીનમાં તેનાજ સાથીઓ તેને સ્વપ્નસેવી તરીકે ઓળખાવવા લાગ્યા હતા. તે અવ્યવહારૂ ભલે હોય; ૧૯૨૧ની જેમ તેણે આદર્શવાદને મહત્તા આપી કોઇ કોઇ વખત ભુલો પણ કરી હોય છતાં તે પુરેપુરો દેશભક્ત હતો છતાં તેના કેટલાક ખુબજ વિશ્વાસુ મિત્રો પણ તેનો દુશ્મનો બન્યા આમ તે મરણ પામ્યા ત્યાં સુધી દક્ષિણ તેમજ ઉત્તર ચીનમાં અંદર અંદરના ઝઘડા ચાલ્યા જ કરતા હતા. પરંતુ તેની જીવન જ્યોત બુઝાવાની સાથે જ પરિસ્થિતિ પલટાઇ ગઇ. ૧૯૨૫ ના માર્ચની ૧૨મી તારીખે પેકીંગની રોકફેલર હોસ્પીટલમાંથી તેની આત્મજ્યોતનું તેજ ચીનનાં વાતાવરણને અજવાળવા લાગ્યું. વ્યવહાર રાજકારણમાં તે કુશળ ન હતો. એ ખામી એના દુશ્મનો જગાડતી હતી. પરંતુ વિચારોનાં જગતમાં તે સર્વ શ્રેષ્ઠ હતો એથીજ ચાળીશ વર્ષ સુધી સદેહે ઝઝુમ્યા છતાં વિપ્લવનું જે કાર્ય તેનાથી થઇ શક્યું નહોતું. તે કામ તેના મૃત્યુએ કરી બતાવ્યું.

આખા યે ચીનમાં માત્ર તેનું નામ જ જનતાને મંત્ર મુગ્ધ બનાવી દેતું હતું. મૃત્યુ પછી લોકો તેની ભૂલોને, તેનાં અવ્યવહારૂ પણાને અને તેની તમામ નિષ્ફળતાઓ વિસરી ગયા. મુંચુઓની તેમજ વિદેશીઓની ધુંસરીમાંથી ચીનની મુક્તિની લડતનું તેણે સંક્ષીપ્ત સ્વરૂપ રજુ કર્યું હતું તે જ પુરતું હતું. વિજય મેળવી ચુકેલા કોઇ પણ સરદાર કરતાં તે ચીનની પ્રજાના આત્માનું વધુ સુંદર પ્રતિબિંબ પાડતો હતો. જીવન દરમીયાન તેનો વિરોધ કરનારાઓ છિન્ન વિછિન્ન થઇ ગયા હતા અને તેનાં મરણ પછી ૭ મહિનામાં જ કયોમીન્ટાંગ પક્ષ વર્ષો પછી ક્વાંગ-ટંગ ને સંયુક્ત પ્રાંત બનાવી શક્યો;

## ડૉ૦ સુનની વસીયતનામું

ડૉ૦ સુનનું "વસીયતનામુ" તેના સિધ્ધાંતોના સંગ્રહ રૂપ છે. કેન્ટન વિગેરે સ્થળોમાં તે પુર ભપકાથી વંચાય છે. સુન-યાટ સેનની જંગી પ્રતિકૃતિની નીચેજ આછી–આસમાની ભૂમિકાપર મોટા સફેદ અક્ષરે લખેલું એ વસીયતનામું મંડેરીઅન ભાષામાં સુંદર રીતે વાંચવામાં આવે છે.

૧૯૨૫ ના માર્ચમાં પેકીંગમાં મરણ પથારીએ પડ્યા૦ પડ્યા આશરે દોઢસો શબ્દોમાંજ લખાવેલું ડૉ૦ સુનનું એ કેવળ સાદું અને સરળ "વસીયત નામુ" વિદ્યાર્થી-આલમ અને અમલદારો તેમજ સામાન્ય પ્રજામાં ચેતન પ્રગટાવવા માટે પુરતું મનાય છે. આ વસીયત નામું નીચે પ્રમાણે છે.

"ચીનના લોકશાસનની પુનઃ રચના કરવા માટે ચાળીશ વર્ષો સુધી હું મથ્યો છું. ચીન સ્વતંત્ર અને મુક્ત દશામાં મુકાઇ જાય એ જોવા મારી હૃદયની ઇચ્છા હતી. સો વર્ષોના અનુભવથી મને પુરતી ખાત્રી થઇ છે કે આ મહાન સિધ્ધિ માટે દેશની સામાન્ય પ્રજાની સહાય-અને આપણી સાથે સમાનતાને ધોરણે વર્તન ચલાવતી પ્રજાઓની હૃદયપૂર્વકની સહાનુભૂતિ સંપાદન કરવાની જરૂર છે.

"ક્રાંતિકારક ચળવળની હજી ફતેહ થઇ નથી. મારાં "રાષ્ટ્રીય ઘડતરનો કાર્યક્રમ." "રચનાત્મકનીતિની રૂપરેખા" ત્રણ પ્રજાના સિધ્ધાંતો," "પહેલી રાષ્ટ્રીય પરિષદ વખતેનો કવોમીન્ટાંગનો મેનીફેસ્ટો," આ દસ્તાવેજોને ધોરણે પ્રયાસો કરવા માગતા મારા બધા સાથીઓએ આપણો સામાન્ય ઉદ્દેશ પાર પાડવા માટે તેમના પ્રયાસો ચાલુ રાખવાજ જોઇએ. મોડે મોડે અમે પ્રજાની પરિષદ બોલાવવાની અને વિદેશી પ્રજાઓ સાથેની અન્યાયી સંધીઓ રદ કરવાની હિમાયત કરી હતી. એ તરફ સંભાળથી લક્ષ આપો કે જેથી ટુંક મુદતમાંજ તે પાર પડે."

## વિચારવિપ્લવનું સાહિત્ય

પ્રજાને અંતિમ સંદેશો આપતાં સુન યાટ સેન જે ચાર દસ્તાવેજોનો ઉલ્લેખ કરે છે તેમાં તેના રાજદ્વારી, આર્થીક અને સામાજીક વિચારોનું સત્વ રજુ થાય છે અને આજે પણ તે રાષ્ટ્રીય સરકાર સર્વ શ્રેષ્ઠ ખરીના તરીકે જળવાઇ રહ્યા છે. તેનાં લખાણો શાસ્ત્રો સમાં–કવોમીન્ટાંગનાં રાજદ્વારી બાઇબલ જેવા મનાય છે.

તેનું "સાન મીન ચુ ઇહ" અથવા "ત્રણ પ્રજાના સિદ્ધાંતો" નામનું પુસ્તક દેશનાં લાખો મનુષ્યો આજે પણ હોંશથી વાંચે છે. ૧૮૯૪–૯૫ થી ૧૯૨૪ સુધીમાં વિદેશોમાં ભટકતાં ભટકતાં તેણે કરેલાં ભાષણોના સાર રૂપ આ પુસ્તક બન્યું છે. ડૉ૦ સુન યાટ સેને ૩૦ વર્ષ સુધી કરેલા આર્થીક અને રાજદ્વારી વિચારો તેમાં રજુ થયા છે. અમેરિકા, સ્વીટઝર્લેન્ડ અને સોવીએટ રશીયાના ચીનના વિચારોની તેમાં છાપ પડેલી છે.

"ત્રણ પ્રજાઓના–સિધ્ધાંતો" માં લીંકનની પ્રજાનાં પ્રજાકાજે પ્રજાદ્વારા ચાલતા રાજતંત્રના સિધ્ધાંતનો સુન યાટ સેને વિકાસ કર્યો છે. 'પ્રજાવાદ,' 'લોકશાસન', 'સામાજિક કલ્યાણ' અથવા 'સમાજવાદ' એવાં તેનો ત્રણ સિધ્ધાંતો છે. કવોમીન્ટાંગ પક્ષ ભવિષ્યનાં ચીન માટે તેમને અમલમાં મુકી રહ્યો છે તેથીજ તેમને વિષે વધુ ખુલાસો આવશ્યક છે.

પ્રજા સત્તાક માત્ર નામનું હતું. અને વિપ્લવ તો કાગળ પરજ હતો તે વાત એ સંમજી શકયો હતો, યુઆન–શીહ–કઇ જેવો બળવાન માણસ ૧૯૧૨ પછીથી પ્રમુખનો ઓધ્ધો પચાવી બેઠો હતો પરંતુ ચીનની પ્રજાની લાલન જોઈને તેમજ રહી હતી. દેશમાં વિપ્લવ થયો હતો તે ઘણા જાણતા પણ નહોતા. પ્રમુખ યુઆને જ્યારે પોતાને શહેનશાહ બનાવવાનો પ્રયાસ પ્રયાસ આદર્યો ત્યારે સુને બંડ જગાડયું. પોતાની માતૃભૂમિમાં લોકશાસન સ્થાપવા માટે જે યાતના ભોગવવા અને કલંકો વહોરવા તૈયારજ હતો પરંતુ સમાધાની કરવાની કંગાળ મનોદશા તે કદી દાખવે તેમ નહોતો. એટલે યુઆનના લશ્કરી અમલદારો આપસ આપસમાં લડવા લાગ્યા અને ઉત્તર ચીન રાષ્ટ્રીય વિગ્રહની જ્વાળામાં અચોક્કસ મુદત માટે હોમાઇ ગયું તે પછી સુન યાટ સેન દક્ષિણ તરફ ગયો. ૧૯૧૮ માં તેણે કેન્ટનમાં રાષ્ટ્રીય સરકારની સ્થાપના કરી. ટન્ગ મેન હુઇ સંઘમાંથીજ ૧૯૧૨માં જન્મ પામેલ કયોમીટાંગ–રાષ્ટ્રીય પ્રજાનો સંઘ એ આ સરકારનું જીવન બીંદુ હતું અને અત્યારે અર્ધાથીયે વધુ દેશપર તેનો અમલ ચાલે છે.

૧૯૧૮ પછીનાં વર્ષોમાં આ દેશભકતને શાંતિ મળીજ નહોતી. દેશમાં અંદર અંદરના ઝઘડાઓ તો ચાલુજ હતા. ઉત્તર તરફના સ્થિતિચુસ્તોએ તેને દેશદ્રોહી તરીકે જાહેર કરી દીધો હતો, વળી રાષ્ટ્રીય વિગ્રહથી વિદેશીઓનો વ્યાપાર પાયમાલ થતો હતો; એટલે તેઓ તેને "તેના દેશના પિતા" તરીકે ગણવાને બદલે "અંધાધુંધીનો પિતા" તરીકે મનાવતા હતા અને દક્ષિણ ચીનમાં તેનાજ સાથીઓ તેને સ્વપ્નસેવી તરીકે ઓળખાવવા લાગ્યા હતા. તે અવ્યવહારૂ ભલે હોય; ૧૯૨૧ની જેમ તેણે આદર્શવાદને મહત્તા આપી કોઇ કોઇ વખત ભુલો પણ કરી હોય છતાં તે પુરેપુરો દેશભક્ત હતો છતાં તેના કેટલાક ખુબજ વિશ્વાસુ મિત્રો પણ તેના દુશ્મનો બન્યા આમ તે મરણ પામ્યો ત્યાં સુધી દક્ષિણ તેમજ ઉત્તર ચીનમાં અંદર અંદરના ઝઘડા ચાલ્યા જ કરતા હતા. પરંતુ તેની જીવન જ્યોત બુઝાવાની સાથેજ પરિસ્થિતિ પલટાઇ ગઇ. ૧૯૨૫ ના માર્ચની ૧૨મી તારીખે પેકીંગની રોકફેલર હોસ્પીટલમાંથી તેની આત્મજ્યોતનું, તેજ ચીનનાં વાતાવરણને અજવાળવા લાગ્યું. વ્યવહારૂ રાજકારણમાં તે કુશળ ન હતો. એ ખામી એના દુશ્મનો જગાડતી હતી. પરંતુ વિચારોનાં જગતમાં તે સર્વ શ્રેષ્ઠ હતો. એથીજ ચાળીશ વર્ષ સુધી સદેહે ઝઝુમ્યા છતાં વિપ્લવનું જે કાર્ય તેનાથી થઇ શક્યું નહોતું. તે કામ તેના મૃત્યુએ કરી બતાવ્યું.

આખાયે ચીનમાં માત્ર તેનું નામજ જનતાને મંત્ર મુગ્ધ બનાવી દેતું હતું. મૃત્યુ પછી લોકો તેની ભુલોને, તેના અવ્યવહારૂ પણાને અને તેની તમમ નિષ્ફળતાઓ વિસરી ગયા. મુંચુઓની તેમજ વિદેશીઓની ધુંસરીમાંથી ચીનની મુકિતની લડતનું તેણે સંક્ષીપ્ત સ્વરૂપ રજુ કર્યું હતું તેજ પુરતું હતું. વિજય મેળવી ચુકેલા કોઇ પણ સરદાર કરતાં તે ચીનની પ્રજાના આત્માનું વધુ સુંદર પ્રતિબિંબ પાડતો હતો. જીવન દરમીયાન તેનો વિરોધ કરનારાઓ છિન્ન વિચ્છિન્ન થઇ ગયા હતા અને તેનાં મરણ પછી ૭ મહિનામાં જ કયોમીન્ટાંગ પક્ષ વર્ષો પછી ક્વાંગ–ટંગ ને સંયુક્ત પ્રાંત બનાવી શકયા;

-સુન યાટ સેને મોસ્કોથી ખાસ સલાહકારો મેળવ્યા અને સુનનાં રાજદ્વારી અને આર્થિક તત્ત્વજ્ઞાનમાં કાર્લમાર્ક્સનાં સૂત્રો કેટલેક અંશે ઉતરવા લાગ્યાં પોતાના પક્ષની મહાસભાનો ઢંઢેરો એ ડૉ૦ સુનનું વધુ ઉદ્દામ લખાણ છે. સામાજિક સુધારા અને વિદેશી નીતિના સબંધમાં તેમાં ચોક્કસ વલણ અખત્યાર થયું છે. દેશમાંના બીનકાયદેસર લશ્કરીવાદ અને દેશની બહારના આર્થિક શાહીવાદના તાત્કાળીક ઉકેલની જરૂર ત્યારે જણાઇ અને સંજોગોને અનુસરતાં સૂત્રો રચાયાં. ડૉ૦ સુનનો 'પ્રજાવાદ' એટલે શાહીવાદ સામે લડત; તેનું 'લોકશાસન' એટલે શાહીવાદીઓ અને લશ્કરવાદીઓની સેવા માટે વેચાઇ જનારાઓનો મતાધિકાર ખુંચવી લેવાની હિમાયત તેનાં 'સમાજવાદ' માં ખેડુતોને નાણાંની સહાય અને મજુર કાયદાને પણ સ્થાન મળ્યું અને વ્યવસ્થિત કામગારો અને ખેડુતોમાં આખી યે રાષ્ટ્રીય ચળવળમાં બીજા કોઇ વર્ગ કરતાં વધુ છુપી શક્તિ રહેલી છે તેનો પહેલી વખત જ સ્વીકાર થયો.

## પરદેશો સાથેની નીતી

પરરાષ્ટ્રીય રાજનીતીના કાર્યક્રમના સબંધમાં ક્યોમીન્ટાંગ કોંગ્રેસે સ્વીકારેલી છ કલમો સુન યાટ સેનના પ્રયાસ રૂપ જ છે અને અત્યારની રાષ્ટ્રીય સરકાર તે ધોરણેજ વર્તવા માગે છે તે નીચે પ્રમાણે છે:

(૧) કરાર કરતા બન્ને પક્ષોની સમાનતાને ધોરણે નહિં થએલી બધી સંધીઓ રદ કરવી. આ રીતે અત્યારે દેશમાં વિદેશી પ્રજાઓ જે ખાસ વધારાના હક્કો અને જકાતની બાબતમાં અંકુશ ધરાવે છે તે તેમજ બધા રાજદ્વારી હક્કો રદ કરવા અને અરસપરસના સર્વોપરી હક્કોનો સ્વીકાર કરી નવી સંધીઓ કરવી.

(૨) ઉપર જણાવેલા હક્કો રાજીખુશીથી જતા કરવા ઇચ્છતી અને ચીનની સાર્વભૌમ હકુમત પાળતી સંધીઓ રદ કરવા ખુશી બતાવતી પ્રજાઓ તરફ ચીનુ વધુ સદ્ભાવથી જોશે.

(૩) ચીનના રાષ્ટ્રીય હિતને હાનીરૂપ બધી સંધીઓ પર ફરીથી વિચાર ચલાવવો. તેમને પાછી ઘડતી વખતે બન્ને પક્ષોના સર્વોપરી હક્કો જળવાઇ રહે તે પરજ મુખ્યત્વે લક્ષ રાખવું.

(૪) ચીનનાં રાજદ્વારી અને ઉદ્યોગને લગતાં બહારનાં કરજ માટે બાંહેધરી રાખવી અને તે ભરપાઇ કરીદેવા.

(૫) ૧૯૨૩ માં સત્તામાં આવેલી પેકીંગ સરકાર જેવી બીજી જવાબદાર સરકારો એ ચીનપર કરેલું બધું બહારનું કરજ જે નાણાં લોક કલ્યાણ અર્થે વપરાવાને બદલે અંગત સ્વાર્થોમાંજ અને રાષ્ટ્રીય વિગ્રહો પાછળ ખર્ચાયાં છે તેને માટે કોઇએ જવાબદારીલેવી નહિં ચીનની પ્રજાએ આ કરજ ભરપાઇ કરવું નહિં.

(૬) ચીનનું બહારનું કરજ ભરપાઇ કરી તેને અર્ધ-પરાધિન દશામાંથી મુક્ત કરવા માટે એ કરજ કઇ રીતે ભરાય તેના માર્ગો યોજવા બધાં પ્રાંતોનાં શરાફી મંડળો વિગેરેની એક રાષ્ટ્રીય પરિષદ બોલાવવી.

## વિચાર અને વર્તન

ડૉ૦ સુન યાટ સેન કાર્ય કરવામાં માનતો હતો. ને તેણે અનેક વખત કહ્યું છે કે કોઇ પણ વિચારને અમલમાં મુક્યા શિવાય તે સાચો છે તેમ કહી શકાય-

નહિં. ચીનમાં સ્થિર સરકાર ન ન સ્થપાય ત્યાં સુધી તેમાં "ત્રણ પ્રજાઓના સિધ્ધાંતો" બહુ ઉપયોગી થઇ પડે તેમ નહોતું. અને નજીકનાં ભવિષ્યમાં આવી સરકાર સ્થપાય તેમ લાગતું નહોતું. કેમકે ત્યારે તો એવી સરકાર કેવી રીતે સ્થાપવી એમ સવાલ હતો.

ડૉ૦ સુન યાટ સેને "રાષ્ટ્રીય ઘડતરનો કાર્યક્રમ" પ્રસિધ્ધ કરી ઉપલા પ્રશ્નનો ઉકેલ આણ્યો હતો. એ કાર્યક્રમ પ્રસિદ્ધ થયા પછી એક વર્ષે તેનું મૃત્યુ થયું. પરંતુ વર્તમાન રાષ્ટ્રીય સરકારે આંતરીક સુધારા માટે તો પોતાનો કાર્યક્રમ તેના ઉપરથી જ ઘડયો છે. આ કાર્યક્રમ નીચે પ્રમાણે છે :

(૧) (કેન્ટોનની) રાષ્ટ્રીય સરકાર વિપ્લવ વાદી ત્રણ પ્રજાઓના સિધ્ધાંતો અને પંચ મુખી બંધારણને ધોરણે ચીનમાં પ્રજા સત્તાક રાજ્ય સ્થાપે છે.

(૨) રાષ્ટ્રીય ઘડતરનાં પ્રથમ પગથીયાં ચડતા પ્રજાનાં પોષણના પ્રશ્નો વિચારવાની જરૂર છે (સામજવાદ).

સરકારે, ખોરાક, કપડાં, રહેવાના મકાનો અને વ્યવહારનાં સાધનો-પ્રજાની એ ચાર જરૂરીઆતો પુરી પાડવા તેમની સાથે સહકાર કરવો જોઇએ, કારખાનાંઓને ઉત્તેજન આપવા તેમને કપડાં પુરા પાડવાં; જંગી મકાનો બાંધવામાં મદદ કરવી અને વ્યવહારમાં સાધનો તરીકે નહેરો અને ધોરી માર્ગો બાંધવામાં સહાય કરવી.

(૩) ત્રીજે પગથીએ લોકશાસનનો પ્રશ્ન તપાસવાની જરૂર છે. પ્રજાને ચુંટણીના અને રાજતંત્રે તૈયાર કરેલાં કોઇ પણ ધોરણને પ્રજામતથી ઉડાડી દેવાંના હક્કો આપીને અને તેને કેળવણી આપીને રાજદ્વારી સત્તાની પુરતી સમજ પાડવી.

(૪) પ્રજાવાદનો પ્રશ્ન પણ કંઇ ઓછું મહત્વ ધરાવતો નથી. તે માટે સરકારે દેશની અંદરની નાની નાની પ્રજાઓને મદદ કરવી; તેમને આત્મ-નિર્ણયનો હક્ક આપતાં સ્થાનિક સ્વરાજ આપવું; વિદેશી પ્રજાઓના જુલ્મો સામે તેમનું રક્ષણ કરવું અને સાથે સાથે ચીનને આંતરરાષ્ટ્રીય સમાનતા મળે તેવી રીતે બીજી પ્રજાઓ સાથેની અસમાન સંધીઓનું પુનરાવર્તન કરવું.

(૫) રાષ્ટ્રીય પુનઃરચનાના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે; પહેલો લશ્કરી યુગ; બીજો રાજદ્વારી તાલીમનો યુગ અને ત્રીજો, રાજ બંધારણમાં ઘડવાનો યુગ.

(૬) લશ્કરી યુગ દરમીયાન બધી સંસ્થાઓને લશ્કરી અંકુશ નીચે મુકી દેવી. એક બાજુથી સરકાર માર્ગમાંથી બધા અંતરાયો દુર કરવા લશ્કરી રીતોનો ઉપયોગ કરે છે અને બીજી બાજુથી લોક પરિવર્તન કરી દેશમાં એક સંપી કરવા રાજદ્વારી સિધ્ધાંતોનો પ્રચાર કરે છે. (સુન યાટ સેનવાદ.)

(૭) અમુક પ્રાંતમાં કાયદો અને વ્યવસ્થા સ્થપાય કે તુર્તજ ત્યાં લશ્કરી યુગનો અંત આવે અને રાજદ્વારી તાલીમ આપવાનું શરૂ થાય.

(૮) રાજદ્વારી તાલીમ અપાવાના સમય દરમીયાન સરકારે સારી રીતે કેળવાએલા લોકોને પરગણાંઓના મુખી તરીકે નીમવા અને લોકોને સ્વરાજ માટેની તૈયારી કરવામાં મદદ કરવી. આ અમલદારોએ વસ્તીની ગણત્રી કરવી અને લોકહાલત તપાસવી, જમીન તપાસ તેની માપણી કરવી, સ્થાનિક પોલીસ સ્થાપી ધોરી માર્ગો બાંધવા. વડો મેજીસ્ટ્રેટ અને જીલ્લા સભાના સભ્યો કાયદા ઘડશે. તેમણે તાલીમ મેળવવા ઉપરાંત નાગરિક તરીકેની ફરજો બજાવી

હશે અને વિપ્લવવાદી સિધ્ધાંતો માટે કામ કરવાનું વચન તેમણે આપવું પડશે.

(૯) સંપુર્ણ સ્વરાજ ભોગવતાં પરગણામાં નાગરિકને ચુંટણી કરવાનો અને અમલદારોને પાછા બોલાવી લેવાનો તેમજ સીધી રીતે નવા કાયદા ઘડવાનો અને તેમાં સુધારા કરવાનો હક્ક મળશે.

(૧૦) સ્વરાજ સ્થાપનાં પહેલાં સ્થાનિક સત્તાવાળાઓએ દરેક પરગણાંની જમીનની કિંમત આંકવી. જમીનના માલેકો કિંમત નક્કી કરે અને સરકાર એ કિંમત પ્રમાણે તેમનાપર કર નાખે અગર તેજ કિંમતે બધી જમીન ખરીદી લે. આ પછી સંજોગો અનુસાર જમીનની કિંમત વધે તો તે વધારાનો લાભ પરગણાના લોકોને મળશે. માલીકને આ વધારા માટે કંઇ હક્ક મળશે નહિં.

(૧૧) જમીન મહેસુલ, પર્વતો, જંગલો. નદીઓ અને ખાણો વિગેરે દ્વારા થતી વાર્ષિક આવકનો ઉપયોગ સ્થાનિક સરકાર પરગણાનાં ઉધ્ધાર માટે અને યુવાન, વૃદ્ધ. ગરીબ અને માંદા લોકોને મદદ કરવામાં કરશે.

(૧૨) દરેક પરગણાનાં કુદરતી સાધનો અને ઉદ્યોગ અને વ્યાપારના સાધનો જેનો સ્થાનિક મુડીથી વિકાસ થઇ શકે તેમ ન હોય તેમાં મધ્યસ્થ સરકારે મદદ કરવી. જે નફો થાય તે સ્થાનિક અને મધ્યસ્થ સરકારે વહેંચી લેવો.

(૧૩) મધ્ય સરકારના ખર્ચને પહોંચી વળવા દરેક પરગણાંએ પોતાની આવકમાંથી લોકોના પ્રતિનીધીઓ નક્કી કરે તેટલા ટકા. તેને દર વર્ષે આપવા.

(૧૪) કોઇ પરગણામાં સ્વરાજ સ્થપાયા પછી મધ્યસ્થ સરકારનાં કામકાજમાં ભાગ લેવા એક પ્રતિનીધીત્વવાળી સભા ઉભી કરવા તે પરગણું એક પ્રતિનીધીની વરણી કરશે.

(૧૫) મધ્યસ્થ કે સ્થાનિક સરકાર માટેના ઉમેદવારો કે અમલદારોની વડી સરકાર પરીક્ષા લઇ પ્રમાણપત્રો આપશે.

(૧૬) બધાં પરગણાંઓમાં સ્વરાજ સ્થપાતાં બંધારણીય યુગનો પ્રારંભ થશે. પ્રતિનિધિત્વવાળો સભ્ય પ્રાંતવાર દેખરેખ રાખવા બીન લશ્કરી ગવર્નરની ચુંટણી કરશે. રાષ્ટ્રીય ઉપયોગિતાનાં કામકાજમાં તે વડી સરકારની સુચનાને અનુસરશે.

(૧૭) આ સમય દરમીયાન વડી અને પ્રાંતિક સરકારો કાં કે.નાં ક્ષેત્રોમાં સર્વોપરિ રહેશે. પ્રજાકીય રાજકાજ વડી સરકાર અને સ્થાનિક કામકાજ પ્રાંતિક સરકાર સંભાળશે.

(૧૮) પરગણુંએ સ્વરાજનું અંગ છે. પરગણાં અને વડી સરકારને જોડવામાં પ્રાંતિ સાંકળાની ગરજ સારે છે.

(૧૯) બંધારણીય યુગના પ્રારંભમાં વડી સરકાર 'કારોબારી' ધારા ઘડનાર, ન્યાય, પરિક્ષક સનદી નોકરોની અને તપાસણી (સેન્સોરેઇટ) નાં ખાતાંઓ સ્થાપશે.

(૨૦) કારોબારી ખાતું દેશની અંદરનાં તેમજ વિદેશનાં કામકાજ માટે, નાણાં, વિગ્રહ, ખેતીવાડી અને ખાણો, મજુર, વ્યાપાર, કેળવણી અને વ્યવહાર દરેકની સંભાળ માટે પ્રધાન મંડળો નીમશે.

(૨૧) બંધારણ અમલમાં મુકાતાં પહેલા પ્રમુખ દરેક પ્રધાન માટે સંમતી આપશે.

(૨૨) બંધારણનો મુસદ્દો "રાષ્ટ્રીય પુનઃરચનાની નીતિ" અને પ્રથમના બે પગથીયાં પસાર કરવા દરમીયાન મળેલા અનુભવ પરથી તૈયાર થશે. ધારાસભા એ યોજના ઘડશે અને તેનો સ્વીકાર થતાં પહેલાં તે પ્રજાને સમજાવવામાં આવશે.

(૨૩) અર્ધા કરતાં વધુ પ્રાંતોમાં બંધારણ પુર્વકનું તંત્ર સ્થપાય ત્યારે સ્વરાજ સ્થાપવાનો સાચો સમય આવ્યો ગણાશે. આ તકે બંધારણનો સ્વીકાર કરવા અને તેને અમલમાં મુકવા રાષ્ટ્રીય સભા બોલાવાશે.

(૨૪) બંધારણ અમલ મુકાયા પછી મધ્યસ્થ સત્તા રાષ્ટ્રીય સભાના હાથમાં રહેશે એટલે આ સભા ચુંટણી કરવાનો, વડી સરકારના અમલદારોને ખસેડવાનો અને રાષ્ટ્રીય કાયદા ઘડવાનો અને રદ કરવાનો હક્ક રહેશે.

(૨૫) જે દિવસે બંધારણ અમલમાં મુકાશે તેજ દિવસથી સ્વરાજ સ્થપાયુ ગણાશે. ત્યારે બધા નાગરિકો ચુંટણીમાં ભાગ લેશે. ચુંટણી પછી ત્રણ મહીને રાષ્ટ્રીય સરકારને વિખેરી નાંખવામાં આવશે અને તે તેની બધી સત્તા નવી ચુંટાએલી સરકારને સોંપી દેશે.

## આદર્શવાદી

સુન યાટ સેન આદર્શવાદી હોવાનુ મનાય છે. આત્મનિર્ણયના સિધ્ધાંતમાં તેને શ્રધ્ધા હતી, લોહી રેડયા વિના ચીન ઇચ્છીત વસ્તુ મેળવી શકશે તેવી તેને ખાત્રી હતી. લોકશાસનમાં તેને શ્રધ્ધા હતી, ચીનની પ્રજા રાજકારભાર ચલાવી શકશે તે વિષે તેને શંકા નહોતી. સામાજિક વિકાસમાં તેને શ્રધ્ધા હતી, ખાનગી મીલકત અને ખાનગી મુડીને વહેંચણી થઇ શકે અને થવી જોઇએ અને માલીક અને નોકર વચ્ચે અરસપરસનાં લાભાર્થે સહકાર થઇ શકે અને થવો જોઇએ તેમ તેની માન્યતા હતી.

પરંતુ તે સત્યદર્શી પણ હતો. પાછલી જીંદગીમાં તેને ચીનની જરૂરીઆતોનું ભાન થયું હતું. ચીને કદી પણ હથિયારો સજવા નહિ તેવી તેની ઇચ્છા હોવા છતાં પણ તેનાં "પહેલાં સિધ્ધાંત—લશ્કરવાદ"નો જ્યારે રાષ્ટ્રીય રૂપે અર્થ થવા લાગ્યો ત્યારે તેણે મૌન સેવી સંમતી આપી હતી. તે કહે છે કે બધા મનુષ્યો સરખા હોતા નથી. તેણે મનુષ્યના ખરાબ, સામાન્ય, સરેરાશ, ડાહ્યા-બુધ્દિશાળી, પયગમ્બરો અને સંત એવા આઠ વર્ગ પાડયા છે. આમ કહીને તે જણાવે છે કે અત્યારની તકે લોકશાસન હાનીકર્તા નીવડશે અને તેથી જ રાજદ્વારી તાલીમની જરૂર રહે છે. આ સમય દરમીયાન કયોમીન્ટાંગ બધી સત્તા ભોગવી ભવિષ્યને માટે મતાધિકારની ભાવના કેળવવા અને બુદ્ધિશાળી મતદાર મંડળો તૈયાર કરવા લોકોને કેળવશે. વ્યક્તિગત સાહસે ખેડવાથી ચીનમાં ઉદ્યોગનો વિકાસ થશે તેમ તે માનતો હતો. પ્રજાનું નાણું જેમનું તેમ પડયું રહેવાથીજ દેશ કંગાળ બન્યો હતો તેવો તેનો અભિપ્રાય હતો. કોઇપણ ઉદ્યોગનો અમુક વ્યક્તિઓ ઇજારો લઇ ન બેસે તે ખ્યાલમાં રાખતાં સરકારે જાહેરની જરૂરયાતો અને કુદરતી સાધનો જેવા કે રેલ્વે, વહાણવટું અને ખાણોમાં પોતાનો હાથ રાખવો જોઇએ એમ તે માનતો હતો.

સુન યાટ સેનના "સિધ્ધાંતો" પોકળ અને સામાન્ય હતા તેમ પણ કેટલાક માને છે. તેના સિધ્ધાંતોનો જેને જેમ ફાવે તેમ અર્થ કરી શકે છે એ વાત સાચી છે. તેના "ત્રીજા સિધ્ધાંત"માં તે કહે છે કે "પ્રજાનું ભરણ પોષણ" એટલે સામ્યવાદ. સામ્યવાદી મંડળે આ સિધ્ધાંતપરજ પોતાની સત્તા જમાવી હતી. કયોમીન્ટાંગનો સોવીએટ સલાહકાર માયકલ બોરોડીન કહે છે કે "સુન યાટ સેન સામ્યવાદમાં માનતો નહોતો તેમ કહેવાને કોઇને અધિકાર નથી."

ડૉ. સુન યાટ સેનના સિધ્ધાંતો ભાવી પ્રજાની જરૂરિયાતોને અનુકૂળ થાય તેવી રીતે ઘડાયા હતા અને તેથી તેને વિગતોમાં ઉતરવું પાલવે તેમ નહોતું. પણ ચીનના રાષ્ટ્રવાદીઓ આજે સુન યાટ સેન વાદને અમલમાં મુકે છે કે કેમ? એ પ્રશ્નનો ઉત્તર હકારમાંજ મળવો જોઈએ.

પાંચ કરોડ કુટુંબોમાં પ્રજાવાદની ભાવના જાગ્રુત કરવાના પ્રયાસો રાષ્ટ્રવાદી ચીને શરૂ કર્યા છે. કયોમીન્ટાંગે લગભગ અર્ધા ચીનને તો રાજ્યદ્વારી તાલીમ લેવાની કક્ષામાં મુકી દીધું છે અને રાષ્ટ્રીય વિપ્લવવાદી લશ્કરે ચોથા ભાગનાં ચીનમાં લશ્કરીવાદ દેખાવ્યો છે. રાષ્ટ્રીય સરકારે રેલ્વે, ધોરી માર્ગો, નીમક ખાતું અને કેટલીક દવા શાળાઓ તેમજ શાળાઓ હાથ કર્યાં છે. ખાનગી ઉદ્યોગોને ઉત્તેજન અપાય છે. અને વિદેશી મુડી દેશમાં રોકાય તેવા પ્રયાસો થાય છે.

## હજી અધુરૂં કામ છે

અલબત્ત સુન યાટ સેનનાં કેટલાંક સુત્રો અધુરાં અને ચકાસ્યા વિનાનાં રહી ગયાં છે. વિદેશીઓ સામે ચીનમાં ખુબજ ઉત્કટ છે. કયોમીન્ટાંગની સત્તા કોઈ કોઈ વાર કંટાળો ઉપજાવે તેવી થઇ પડે છે. વારંવાર મહેનતનો નકામો વ્યય થાય છે અને કોઈ વખતે તે હાની કર્તા પણ નીવડે છે. પરંતુ એક કે બે વર્ષમાં પ્રજાનું ઘડતર થઇ શકતું નથી. તેનાં 'વસીયત નામા'માં જણાવ્યા પ્રમાણે હજી વિપ્લવ પરિપુર્ણ થયો નથી. "ત્રણ પ્રજાઓના સિધ્ધાંતો" વિગ્રહ માટે નહિ પરંતુ શાંતિ માટે છે. નાશ કરવાને બદલે તેને પુનઃરચના કરવી છે. રાષ્ટ્રીય વિગ્રહ દરમીયાન રાષ્ટ્રીયવાદીઓના સંબંધમાં આજથી મત બાંધી શકાય નહિં. સુનના "ત્રણ સિદ્ધાંતો" જો કે અત્યારના કચડામાં સંપુર્ણ રીતે અમલમાં મુકવાનું અશક્યજ છે છતાં તેના કાર્યક્રમની પંદર કલમોનો દક્ષિણ ચીનમાં અમલ પણ થવા લાગ્યો છે અને રાષ્ટ્રીય વિપ્લવવાદી લશ્કર જેમ જેમ ઉત્તર તરફ આગળ વધે છે તેમ તેમ વધુ ને વધુ અમલમાં મુકાતા જાય છે.

"ચીન સોવીએટ અગર કોઇ બીજી વિદેશી સરકારના જેવા રાજતંત્રનો સ્વીકાર" નહિ કરે તેને માટે ખાત્રી કઇ? આવા પ્રશ્નનો ઉત્તર માત્ર સુન યાટ સેનવાદ એજ બસ છે. સુન યાટ સેનના "પ્રજાવાદ" "લોકશાસન" અને "સમાજવાદ" એ સિધ્ધાંતો ત્રણ હજાર વર્ષથી વારસામાં ઉતરી આવેલા રાષ્ટ્રીય સિધ્ધાંતોના સાર રૂપે જ છે અને ચીનની પ્રજાના હિતના તે જરા પણ આડે આવે તેમ નથી.

# ખંડ ઓરીનું બીજા-રોપણ

: મૂળ લેખક :

શ્રી રાઇટ ઓનરેબલ

જ્યોર્જ લેન્સબરી

બ્રિટિશ બાળકો માટે ખુલ્લી હવાની રમતો શરૂ કરતાં વૃદ્ધ લેન્સબરી બાલ્યકાળ અનુભવે છે.

---

[ **જાણીતા** ઉદારમતવાદી અંગ્રેજ પત્રકાર, બ્રીટીશ કામદારપક્ષના એક આગેવાન અને હાલનાં મેકડોનલ્ડ પ્રધાન મંડળમાં બાંધકામ ખાતાંના કમીશ્નર રાઇટ ઓનરેબલ જ્યોર્જ લેન્સબરીએ એક સ્થળે વસાહતી તરીકેનો પોતાનો આગલો અનુભવ વર્ણવ્યો છે, જે ઘણો જાણવાજોગ હોઇ. વાંચકો સમક્ષ તેમનાજ પોતાના શબ્દોમાં રજુ કરવામાં આવે છે. ]

---

**મિ.** જ્યોર્જ લેન્સબરી પોતાના જીવનની નાની ડાયરીના અગત્યના પ્રસંગો ઉપરથી પડદો ખસેડતાં કહે છે :

રાજદ્વારી અને જાહેર હિતના પ્રસંગોને બાદ કરતાં મારા જીવનમાં કોઇ પણ મહત્વના બનાવ બન્યા હોય તો તે ૧૮૮૪-૮૫ માં બન્યો હતો, જ્યારે હું, મારી પત્ની, ત્રણ બાળકો સઘળાં ચાર વર્ષની અંદરનાં અને એક અગીઆરેક વર્ષના ભાઇને લઇને ઓસ્ટ્રેલીઆ ઉપડી ગયો હતો.



લેન્સબરી અને તેમના પત્ની.

એ સમયમાં અમે નવા વિચારની 'ચાર્ટ રેપલ ચર્ચ' નામથી ઓળખાતી એક મંડળીનાં સભ્યો હતાં. અમે બળવાખોર વિચારો ધરાવતા અને દુનિયાના દરેકે દરેક પ્રશ્ન પર ગંભીરતાથી ચર્ચા કરતા હતા. અમે બેગાં મળીને બટલરનાં પુસ્તકો વાંચતાં અને બલગેરીઅન જુલ્માટ સંબંધમાં ગ્લેડસ્ટનના પડકાર સાથે અમારો સૂર મેળવતા હતા.

### પરણ્યાં

મારી પત્ની પણ એ જ ન્હાની મંડળની સભ્ય હતી. એ ૧૯ વર્ષની અને હું ૨૧ વર્ષનો થયો ત્યારે અમે પરણ્યાં. અને લગ્ન કર્યા પછી પહેલું કામ અમે એ કર્યું કે અમારું ન્હાનકડું ઘર અમારા મિત્રો માટે ખુલ્લું મૂકી દીધું. અને થોડા જ વખતમાં અમારું ન્હાનું ઝૂંપડું એક ન્હાની 'પાર્લામેંટ'ના સ્વરૂપમાં પલટાઇ ગયું. અહિંઆં

અમે સામ્યવાદની ચર્ચા કરતાં હતાં. ડીઝરાએલીનાં 'સાબીલ' નામક પુસ્તકમાં અને કીંગ્સલીના 'એલ્ટન લોક' નામક ગ્રંથમાં ચર્ચેલા સામ્યવાદને ત્યારે અમે ચર્ચતાં.

## સ્વપ્નાં

આ વખતે વખતોવખત દૂર દૂરના દેશમાં જતાં રહેવાની અને નવું જીવન ત્યાં શરૂ કરવાની અમે વાતો કરતા. એ વખતે લંડનમાં દાળ રોટી મેળવવા માટે મારે જે તિરસ્કૃત હરીફાઈ કરવી પડતી તેથી હું કંટાળ્યો હતો. એ વખતે હું મારા ભાઈ સાથે કંટ્રાક્ટનું થોડું ઘણું કામકાજ કરતો હતો. એ ધંધો અમારા પિતા જે સ્વર્ગવાસ થયા હતા તેનો. અમે તેજ ધંધો ચાલુ રાખ્યો હતો. એ વખતે હું છોકરવત્‌ જુવાન હતો છતા પણ વારંવાર એ ખ્યાલ મને આવ્યા કરતો હતો કે અમે જે કંઈપણ સુખ સગવડ મેળવતા હતા, તે બીજાઓની મહેનતનું ફળ હતું. મને એ વાત પસંદ પડતી નહિ, અને આજે પણ બીજાઓની મહેનત પર મારે પોતાને માટે સુખ સગવડો તૈયાર કરવાનું મને ગમતું નથી.

## ઠરાવ કર્યો

આ જાતની વિચારશ્રેણિને લીધે અને ઇંગ્લંડમાં હરીફાઈને લીધે જે અસંતોષની લાગણી મારા મનમાં રહ્યા કરતી તેને લીધે મારૂં મન ઓસ્ટ્રેલીઆ જવા તરફ વળ્યું. આજ હવે એમ લાગે છે કે અમારૂં એ પગલું મુર્ખાઈ ભરેલું હતું, પણ તે વખતે જવાનીના જોશમાં અને બીન અનુભવમાં અમે શું કરતાં હતાં તેનું ભાન અમને ના રહ્યું. મારી ઉમ્મર ૨૫ વરસની અને મારી ધણીઆણીની ઉમ્મર ૨૩ વરસની હતી ત્યારે અમે ઇંગ્લંડથી ઉપડવાનો ઠરાવ કર્યો, આમ દેશાટન માટે તૈયારીઓ કરવા માંડી.

## આછો ખ્યાલ

અમે જે નવા દેશમાં જવા માગતાં હતા. તે વિષે અમને ઘણો જ આછો ખ્યાલ હતો અમને લાગતું કે ત્યાં નવું જીવન હશે, નવું વાતાવરણ હશે અને જેમાં કોઈ હેરાન ન થાય એવી નૂતન સમાજરચના હશે. અમને એ ખ્યાલ સરખો પણ આવતો નહિ કે ઓસ્ટ્રેલીઆ જેવા મોટા દેશમાં જ્યાં થોડાક લાખ ગોરાઓ વસવા ગયા હોય ત્યાં ગરીબાઈ, બેકારી, કે હરીફાઈ જેવું કંઈ પણ હોય. આ ઉપરથી અમે ઓચિંતાં એક દિવસ સામાન બાંધી ઓસ્ટ્રેલીઆ જવા ઉપડ્યાં!

## સ્ટીમરમાં

૧૮૮૪ની એપ્રીલની એક રમ્ય પ્રભાતે અમારી સ્ટીમર પ્લીમાઉથનાં બંદરમાંથી બહાર પડી. સ્ટીમર પર બીજાં અમારા જેવાં ૫૦૦ વસાહતો હતાં, અને એ બધાંને ઢોર ઢાંખરની માફક ગમે તેમ સ્ટીમર પર જગા કરી આપવામાં આવી હતી! સ્ટીમર પર મહાલાજા જેવું કંઈ હતું જ નહિ. અમે ઇંડાઓ ભરવાની પેટીઓ પર સુતાં હતાં, અને સ્ટીમર પર ખોરાકી તોએવી ખરાબ મળતી હતી કે અમારી પાસે ભાતું ન હોત અને દરેક બંદરે અમે તાજી ખોરાકી ન ખરીદતાં હોત તો અમે ઓસ્ટ્રેલીઆ પહોંચતાં પહેલાં જ મરી ગયાં હોત.

## પત્નીનો મંદવાડ

ઇંગ્લાંડથી ઓસ્ટ્રેલીઆ દરિયાની મુસાફરીમાં અમને આઠ અઠવાડીયાં લાગ્યાં, એ

બધો સમય મારી સ્ત્રી માંદી જ રહી હતી. મારે તેથી મારાં નાનાં બચ્ચાંઓની માવજત કરવી પડતી હતી. એ બચ્ચાંઓમાં એક તો ધાવણું છ મહીનાનું હતું. સ્ટીમર પર ખલાસીઓ જ્યારે બપોરનાં તૂતક ધોતા ત્યારે બાલદીઓમાં છોકરાંઓને બેસાડી હું નવરાવતો. મારાં એ કામથી સ્ટીમર પરનાં ઉતારુઓની સ્ત્રીઓમાં ખળભળાટ મચી રહ્યો હતો.

## નવું સ્વર્ગ

આ બધી હાડમારીઓ અને મુશ્કેલીઓ અમે મુંગે મ્હોંડે સહન કરી લેતા હતાં, કારણ કે અમને એ ખ્યાલ હંમેશાં નજર સામે રહેતો કે ઓસ્ટ્રેલીઆમાં અમને નવું સ્વર્ગ મળશે, અને ત્યાં અમારૂં નસીબ પલટાઇ જશે. સ્ટીમર પરથી અમને ઓસ્ટ્રેલીઆનો બ્રીસબેન નદીનો પ્રદેશ નજરે પડ્યો ત્યારે ત્યાં ઝાડોનાં ઝુંડ વચ્ચે દૂરથી રમકડાં જેવા લાગતા બંગલાઓની હાર જોઇ અમારાં જીગર ઉત્સાહથી નાચવા લાગ્યાં, પણ અફસોસ કે ઘણા જ થોડા જ વખતમાં અમને પ્રતિતી થઇ કે સ્ટીમર પરથી દેખાયલાં રમ્ય સ્થળો માત્ર મૃગજળ સમાં હતાં અને અમે જે ઓસ્ટ્રેલીઆને સોનાની વહેતી નદી જેવો મુલ્ક ધારેલો તેવું કંઇ ત્યાં નહોતું.

## સ્વપ્ન વિંખાયું

બ્રીસબેનનાં બંદરમાં સ્ટીમર પરથી ઉતરી વસાહતો માટેના થાણામાં અમે પગ મુક્યા, ત્યારે અમારી કોઇના પણ કહ્યા વગર ખાતરી થઇ કે અમે ધાર્યું હતું, અને અમે જેવી કલ્પના કરી હતી તેવો આ નવો મુલ્ક ન હતો. આ વાતને આજે ચાલીશ વર્ષ થઇ ગયાં છે છતાં પણ ચાચરચિલા વિનાનું વસાહતો માટેનું એ થાણું અને તુમાખી અમલદારોની હાજરી હજુ પણ મને દેખાય છે. અમારે માટે ખોરાક પાણીની ત્યાં કશી પણ સગવડ નહોતી.

## જગા મેળવવા

અમારી પાસે થોડા પૈસા હતા તેથી આખી રાત એ મુશ્કેલ થાણામાં પડી રહેવા કરતાં બીજી કોઇ જગા મળે તો તેની શોધમાં અમે નીકળ્યાં. બ્રીસબેનની ક્વીન સ્ટ્રીટ જે કોઇ પણ શહેરના ધોરી રસ્તા જેવી હતી ત્યાં આથડતાં અમને પચરંગી પ્રજાનાં દર્શન થયાં. અમે હોટેલે હોટેલે ફર્યા અને અનુભવ એ મળ્યો કે એ વખતમાં બચ્ચાંકચ્ચાંવાળાં ઘરાકોને જગા આપવા હોટેલવાળાઓ રાજી નહોતા. એ રીતે અમે ઘણું રખડયાં પણ ક્યાંય પણ જગ્યા નહી મળવાથી, આખરે કંટાળીને અમે સરકારની મહેમાનગીરી ચાખવાનો ઠરાવ કર્યો અને પાછા થાણામાં આવ્યાં અને પહેરેલે કપડે જ ત્યાં ગોઠવેલાં લાકડાંનાં પાટીયાં પર સુઇ ગયાં!

## ઉંદર, કંસારી, વાંદા

એ થાણાની મહેમાનગીરી તો ભારે પડી જાય એવી હતી. એ સ્થળ એક જળાશય આગળ આવેલું હોઇ ત્યાં ઉંદર, કંસારી અને વાંદાનો ભારે ત્રાસ હતો. ઉંદરો પણ ન્હાના મોટા કદના ચારે બાજુથી આવ્યા કરતા હતા, અને મારાં બાળકોને એ ન કરડી જાય તે માટે આખી રાત મારે ઉજાગરો વેઠવો પડ્યો હતો.

બીજે દિવસે અમે પાછા મકાનની શોધમાં નીકળ્યાં, અને ઘણી રખડપટ્ટી પછી આખરે એક ઝુંપડાં જેવું મકાન મળ્યું,

જે પણ કીડાઓથી ઉભરાતું હતું, એટલે તેને સમું કરતાં જ પુષ્કળ મહેનત પડી.

## કામ માટે

ઇંગ્લંડમાં મારી જીંદગીમાં હું કદી કામ વગર રહ્યો ન હતો, તે બેકારીનો ભયંકર અનુભવ ત્યાં ઓસ્ટ્રેલીઆમાં મને થયો. મેં દરેક પ્રકારનું કામ મેળવવી પ્રયાસ કર્યો રસ્તા પર કામ કરનાર બિગારીથી માંડીને ઓફીસના કલાર્ક સુધીની જગા શોધવા હું ઢુંઢી વળ્યો પણ ક્યાંય મારો પત્તો લાગ્યો નહિ. આખરે પથ્થર તોડવાનું કામ થોડા વખત માટે મળ્યું, જે પછી એક ખાટકીની દુકાનમાં મને નોકરી મળી. બંને કામો એવાં હતાં કે તેનાથી હું જલદી કંટાળી ગયો.. અને ખાટકીને ત્યાં રહી. પછી મને લાગ્યું કે આપણા ખોરાક માટે આટલાં બધાં પ્રાણીઓને જો જાનથી મારવાં પડતાં હોય તો બહેતર છે કે આપણે સઘળાએ વનસ્પતિ આહારી બની જવું.

## આઠ શીલીંગ

ત્યારબાદ ઇંગ્લીશ ક્રીકેટ ટીમ ઓસ્ટ્રેલીઆમાં મેચો રમવા આવવાની હતી તે વખતે મને ક્રીકેટ રમવાની પીચ પર ધ્યાન રાખવાની જગા મળી એ કામ દીવસના આઠ કલાક ચાલતું અને તેની આઠ શીલીંગ મને મળતી. એ વખતે મને એક ઓસ્ટ્રેલીઅન કહેવત યાદ આવતી કે "આઠ કલાકનું કામ, આઠ કલાકની રમત, આઠ કલાકની ઉંઘ અને આઠ કલાકનો મોજ."

## ખેડુતને ત્યાં

એ કામ પુરું થયું અને મેચો ખલાસ થતાં ઇંગ્લીશ ટીમ ઓસ્ટ્રેલીઆથી ઉપડી જતાં હું ફરી પાછો બેકાર બની ગયો. અને સ્ટેશનોના થાણા આગળ કામ મેળવવા જે મજુરો ઉભા રહેતા તેમની સાથે જઇ ઉભો રહ્યો. ત્યાંથી એક ખેડુતે મને પસંદ કર્યો, અને પોતાના ખેતરમાં મદદ કરવા વરસના ૪૦ પૌંડની શરતે મને કામ આપ્યું. મને પસંદ કરતાં પહેલાં તેણે મારા હાથો અને બાવડાં ખડતલ છે કે કેમ તે તપાસ કરી હતી, ખેડુત મને દરરોજનું આટો, માંસ, ચાહ, અને સાકરનું અલાવન્સ આપવા બંધાયો હતો, એ ખેડુત મને પોતાની સાથે લઇ ચાલ્યો ત્યારે મને લાગ્યું કે, એક ગુલામ તરીકે તેને ત્યાં હું વેચાયો હતો. એ જે ખોરાકી મને દરરોજ આપતો તે જરા પણ કામ આવે એવી નહોતી, અને અમારાં બાળકો માટે ઇંડાં, દુધ તથા માખણ અમારે લેવું પડતું, જે અમે પેલા ખેડુત પાસેથી ખરીદતાં હતાં. આથી ત્રણ મહીનાની અંદર તો વરસ દીવસે એ મને જે રકમ આપવાનો હતો તે કરતાં બમણી રકમનો હું તેનો દેવાદાર બન્યો.

## ૪૦ ગાય

એ ખેતરમાં કામ કરતાં મારી ખાતરી થઇ કે સામાન્ય બુદ્ધિવાળો કોઇ પણ માણસ ખેતરનું કામ, સહેલાઇથી શીખી શકે તેમ છે. હું ખેડુતને તેનાં દરેક કામમાં મદદ કરતો, અને દરરોજ સવારે ૪૦ ગાયો દોહવામાં હાથ આપતો, બપોરે હળ ફેરવતો, વેરાન જગા સાફ કરતો: આમ દરેક જાતની તકલીફ અને મહેનત ઉઠાવતો.

છ એક મહીના ત્યાં કામ કર્યા પછી મને લાગ્યું કે મારું કરજ હું ફેડી શકીશ નહી તેમ મારું નસીબ પણ સુધારી શકીશ નહી, તેથી એક દીવસે ખેડુત આગળ જઇ

મેં શેઠનું પરખાવી દીધું કે મારે તેની નોકરીની પરવાહ નહોતી. તેણે કાયદાથી જેલમાં બેસાડવાની મને ધમકી આપી, મેં જવાબ આપ્યો કે એવું પગલું તે લેવા જશે તો મારાં બૈરી છોકરાંને તેણે પાળવાં પડશે.

બીજે દીવસે એ વિભાગના પાર્લામેંટના સભ્યને તે મારી પાસે લઈ આવ્યો, તેણે મને ઘણું સમજાવ્યો અને કહ્યું કે મારી સ્થિતિ સુધારવા માટે સરકાર પાસેથી જમીન લઇ તે ફુરસદના વખતમાં ખેડવી, પણ એ ફુરસદ લાવવી ક્યાંથી?

આખરે પરીણામ એ આવ્યું કે મારાં કુટુંબ અને જુજ રાચરચીલાં સાથે હું એ બેટને છોડીને ચાલી ગયો, ને ટીસમેન ગામની બહાર બીજા એક બેટને ત્યાં નોકરીએ રહ્યો. થોડા વખત એ કામ કરી ટપાલી તરીકે એક કંપનીમાં મેં નોકરી લીધી જ્યાં સાંજના ૬ વાગ્યાથી સવારના ચાર વાગ્યા સુધી મારે કામ કરવું પડતું. લગભગ ૧૨ મહીના મેં ઓસ્ટ્રેલીઆમાં આ રીતે મજુરી કરીને કહાડ્યા, આખરે મારાં બાળકો અને સ્ત્રીની તબીઅત સારી નહી રહેવાથી હું પાછો ઈંગ્લંડ આવ્યો, અને મેલુર તરીકે પાછું જીવન શરૂ કર્યું. ઓસ્ટ્રેલીઆથી પાછાં આવ્યા પછી એક જરમન કહેવતની મને પ્રતીતિ થઇ કે "જો સ્વર્ગ અહીં નથી તો ક્યાંય પણ નથી" સંબંધમાં મેં પરદેશમાં જનારા વસાહતોની શું દશા થાય છે તે વિશે લેખાણો લખવા માંડ્યાં અને એ ચળવળને પરીણામે દરીઆ પાર જના વસાહતો માટે દેખરેખ રાખનારૂં ખાતું સ્થપાયું.

## ગરીબાઇ શું છે?

ઓસ્ટ્રેલીઆ ગયા પછી જ બેકારી એ આત્માને હણી નાંખનારી કેવી ભયંકર વસ્તુ છે એ હું સમજી શક્યો, અનુભવ અને ખરી ગરીબાઇ કેવી હોય છે તેનો મને પુરેપુરો થયો. ત્યારથી હું પાકો સામ્યવાદી અને બળવાખોર બન્યો છું, અને માણસ જાતે પેતે ઉભી કરેલી આ ગરીબાઈના પ્રથા સામે ત્યારથી મારો હંમેશનો પડકાર છે. વળી ઓસ્ટ્રેલીઆ ગયા પછી મને એ પણ લાગ્યું છે કે સ્ત્રી અને પુરૂષ જાતના બેગા સહકાર વગર જગતમાં ખરેખરા સુધારા કદી નહી થાય, અને સમાજની સ્થિતિ નહી સુધરે.

મરઘીઓ જ મરઘીઆ સંબંધી ચર્ચે છે.

...

સંસ્કૃતિ એટલે જ સહકાર.

...

ન્યાય પણ બળવાનોને જ મળે છે, ઉંઘતાઓને નહિં.

...

આદર્શ જ ભયંકર વસ્તુ છે; કેમકે એ માત્ર મનુષ્યને સાચો રાહ બતાવે છે,

...

નિરાશા જ મનુષ્યનું તમામ નુર હરી લે છે.

સુસ્તીપણું એટલે અગમ બુદ્ધિ

જે પણ કીડાઓથી ઉભરાતું હતું, એટલે. તેને સમું કરતાંજ પુષ્કળ મહેનત પડી.

## કામ માટે

ઇંગ્લંડમાં મારી જીંદગીમાં હું કદી કામ વગર રહ્યો ન હતો, તે બેકારીનો ભયંકર અનુભવ ત્યાં ઓસ્ટ્રેલીઆમાં મને થયો. મેં દરેક પ્રકારનું કામ મેળવવા પ્રયાસ કર્યો રસ્તા પર કામ કરતા બિગારીથી માંડીને ઓફીસના કલાર્ક સુધીની જગા શોધવા હું હુંડી વળ્યો પણ ક્યાંય મારો પત્તો લાગ્યો નહિ. આખરે પત્થર તોડવાનું કામ થોડા વખત માટે મળ્યું, ને પછી એક ખાટકીની દુકાનમાં મને નોકરી મળી. બન્ને કામો એવાં હતાં કે તેનાથી હું જલદી કંટાળી ગયો. અને ખાટકીને ત્યાં રહ્યા પછી મને લાગ્યું કે આપણા ખોરાક માટે આટલાં બધાં પ્રાણીઓને જે જાતથી મારવાં પડતાં હોય તો બહેતર છે કે આપણે સઘળાએ વનસ્પતિ આહારી બની જવું.

## આઠ શીલીંગ

ત્યારબાદ ઇંગ્લીશ ક્રીકેટ ટીમ ઓસ્ટ્રેલીઆમાં મેચો રમવા આવવાની હતી તે વખતે મને ક્રીકેટ રમવાની પીચ પર ધ્યાન રાખવાની જગા મળી એ કામ દીવસના આઠ કલાક ચાલતું અને તેની આઠ શીલીંગ મને મળતી. એ વખતે મને એક ઓસ્ટ્રેલીઅન કહેવત યાદ આવતી કે "આઠ કલાકનું કામ, આઠ કલાકની રમત, આઠ કલાકની ઉંઘ અને આઠ કલાકનો રોજ."

## ખેડુતને ત્યાં

એ કામ પુરું થયું અને મેચો ખલાસ થતાં ઇંગ્લીશ ટીમ ઓસ્ટ્રેલીઆથી ઉપડી જતાં હું ફરી પાછો બેકાર બની ગયો. અને વસાહતોના થાણા આગળ કામ મેળવવા જે મજુરો ઉભા રહેતા તેમની સાથે જઇ ઉભો રહ્યો. ત્યાંથી એક ખેડુતે મને પસંદ કર્યો, અને પોતાના ખેતરમાં મદદ કરવા વરસના ૪૦ પૌંડની શરતે મને કામ આપ્યું. મને પસંદ કરતાં પહેલાં તેણે મારા હાથો અને બાવડાં ખડતલ છે કે કેમ તે તપાસ કરી હતી. ખેડુત મને દરરોજનું આટો, માંસ, ચાહ, અને સાકરનું અલાવન્સ આપવા બંધાયા હતા, એ ખેડુત મને પોતાની સાથે લઇ ચાલ્યો ત્યારે મને લાગ્યું કે, એક ગુલામ તરીકે તેને ત્યાં હું વેચાયો હતો. એ જે ખોરાકી મને દરરોજ આપતો તે જરા પણ કામ આવે એવી નહોતી, અને અમારાં બાળકો માટે ઇંડાં, દુધ તથા માખણ અમારે લેવું પડતું, જે અમે પેલા ખેડુત પાસેથી ખરીદતાં હતાં. આથી ત્રણ મહીનાની અંદર તો વરસ દીવસે એ મને જે રકમ આપવાનો હતો તે કરતાં બમણી રકમનો હું તેનો દેવાદાર બન્યો.

## ૪૦ ગાય

એ ખેતરમાં કામ કરતાં મારી ખાતરી થઇ કે સામાન્ય બુદ્ધિવાળો કોઇ પણ માણસ ખેતરનું કામ, સહેલાઇથી શીખી શકે તેમ છે. હું ખેડુતને તેનાં દરેક કામમાં મદદ કરતો, અને દરરોજ સવારે ૪૦ ગાયો દહોવામાં હાથ આપતો, બપોરે હળ ફેરવતો, વેરાન જગા સાફ કરતો : આમ દરેક જાતની તકલીફ અને મહેનત ઉઠાવતો.

છ એક મહીના ત્યાં કામ કર્યા પછી મને લાગ્યું કે મારું કરજ હું ફેડી શકીશ નહી તેમ મારું નશીબ પણ સુધારી શકીશ નહી, તેથી એક દીવસે ખેડુત આગળ જઇ



ગ્વાલીઅર કિલ્લામાંનો રાજા માનસિંહનો મહેલ.

# નગરીઓ

શ્રી. રાજશેખર

મોહક લાગે છે. પણ તેમાંયે ખરી માદકતા તો બીજા જ એક દૃશ્યથી પેદા થાય છે. ઘાટનાં પગથીયાં ઉતરીને પાણીની સપાટીએ આવી પહોંચ્યો ત્યારે અનેક પુરુષો પગથીયાં પર બેસીને લોટાથી ન્હાતા દેખાયા ત્યારે બે ગૌરાંગના કિશોરીઓ સફાઈદાર હાથ ફેંકી પાણી કાપતી નદીમાં તરતી દેખાઈ. તેમની આ જળક્રીડાથી હું વિસ્મય થયો. કેમકે આ પ્રાંતોમાં પડદાનો ચાલ સખ્ત હોવા છતાં આ બે જવાન છોકરીઓ તરતાં ક્યાંથી શીખી? મનમાં ઈર્ષા પણ પેદા થઈ, અને તરત કપડાં ફેંકી દઈ મેં પણ પાણીમાં ઝંપલાવ્યું. પંદર વીસ મીનીટ સુધી ખુબ જામી, કેમકે જે ઈર્ષા મારામાં પેદા થઈ તે જ ભાવના એ રમણીઓમાં પણ ઉદ્‌ભવી જ! સાંજે આ યમુનાની પુજા થાય છે અને આરતી પછી, પડીયામાં દીવા પેટાવી તેના વહેતા પ્રવાહમાં છોડી દેવામાં આવે છે. ત્યારે દૂરથી તે તરતી જ્યોતિ-માળા અને તેનાં કંપિત પ્રતિબિંબોથી દર્શકના દિલમાં કંઈક કુતુહલ પેદા થાય છે.

## વૈષ્ણવોનું આદિધામ

મથુરા એ સારાયે હિંદમાં વૈષ્ણવો જેવા સમૃધ્ધ ભક્તોનું આદિધામ હોવાથી ત્યાંના દ્વારકાધિશનું મંદિર નજર ઠરાવે તેવું હશે એવી મેં કલ્પના કરેલી પણ ત્યાં જઈ જોયું તો તે એક સામાન્ય પ્રતીનું મોટું જેવું મંદિર હતું. દરવાજા પર ને દીપ ગૃહ પર પુછડાં તરફ ડાચાં ફેરવીને ઉભા રહેલા વાઘને સિંહના કઢંગા ચિત્રો એ જ ત્યાંની કળા! જે મંદિરને અંગે આજ સુધીમાં કરોડો રૂપિયાની ઉપજ થઈ તેની કંઈ નહિ તો વ્યાપારી નજરે પણ કેવી



ગ્વાલીઅર કિલ્લામાંના જૈન, મંદિરનો સ્થંભ.

વ્યવસ્થા રાખવી જોઈતી હતી ? ક્યાં દીલ્હી આગ્રાનો વૈભવ, ક્યાં જુમ્મા મસ્જીદ અને ક્યાં આ દ્વારકાધીશનું મંદિર ?

## પચીસ ફુટનો સુવર્ણ સ્થંભ

પણ મથુરાની આંખોને વૃંદાવન વાળાં આપે છે. અહિં રામાનુજ પંથનું શ્રી રંગજીનું અતિભવ્ય મંદિર છે. તેના જેવો વિસ્તાર મેં જીંદગીભરમાં ક્યાંય જોયો નથી. ગાઉ બે ગાઉ પરથી તેનાં સોનાનાં ઝળકતાં શીખર દેખાય છે. મહા-દ્વારની સામે જ ૨૫ ફુટ ઉંચાઇનો સોનાનો સ્થંભ છે. અને મંદિરમાં આઠ તો ચોક છે.

બીજું અને મોહકતાની દ્રષ્ટિએ પહેલા કરતાંયે શ્રેષ્ઠ મંદિર લાલા બીહારીલાલે બંધાવેલું રાધાકૃષ્ણનું સફેત આરસ પહાણનું બાંધેલું છે. તેના થાંભલા ૨૫ ફુટ જેટલા ઉંચા છતાં સળંગ હોઇ એક જ પત્થર-માંથી કોતરી કાઢ્યા છે વળી તે સપાંકૃતીના હોવાની વધુ દીપે છે ત્યાંની દિવાલો પર ગોકુળની રમ-ણીઓનાં સુંદર ચિત્રો છે તેની ખુબી એ છે કે રંગને બદલે કુદરતી રંગના પત્થર જડ્યા છે. માનસીંગે બંધાવેલું રાતા પત્થરનું મંદિર પણ ઘણુંજ સુંદર છે. તે શિવાય જોવા લાયક સ્થાન એટલે અહિંનું ગુરૂકુલ. ન્હાના મોટા બ્રહ્મચારીઓને ખભે ગાંઠ મારેલા શુભ્ર વસન પહેરી સ્ફૂર્તિ, ઉત્સાહ અને ગંભીરતાપૂર્વક પોત પોતાના કામો કરતા જોઇ મન પ્રસન્ન થાય છે.

## ગ્વાલીઅરમાં દૃષ્ટિપાત

મથુરાથી ગ્વાલીયર ગયો. અહીંનો કિલ્લો પણ આગ્રા જેવો જ પ્રેક્ષણીય છે. રાજાનો જ્યા મહેલ જોવાની તક નહિં મળી. ગ્વાલીયરમાં વ્યાપાર ઉદ્યોગ જરાયે નહિં હોવાથી શહેર સુનું સુનું લાગે છે. સામાન્ય પ્રજા તરફ જોઇએ તે નિરાશા જ લાગે છે. આપણી સ્થિતિ શું ? બહારની દુનિયામાં દુનિયા દૂર રહી પણ પડોશના બ્રિટિશ હિંદમાં શું ચાલે છે, બટલર કમિટી શાની સાથે ખવાય છે, એવી કંઇ ચીજનું એને ભાન નથી! મોજશોખ શિવાય રાજા પોતાની ફરજ અદા કરતા હોય એમ લાગતું નથી. આ રાજ્યમાં પડતર જમીનો વિપુલ છે પણ તેને ફળુપ શી રીતે કરવી, રાજ્યમાં વ્યાપાર કેમ વધારવો, હુન્નર ઉદ્યોગ શી રીતે શરૂ કરવાં, કેળવણીનો પ્રસાર કેવી રીતે કરવો ? એ સવાલમાં ત્યાંની સરકાર ભેજા સુંઢવાની ભાંજગડમાં પડેલી લાગતી જ નથી. કપાસનો પાક સારો છે. જો અહીં મીલો ચલાવવામાં આવે તો પ્રજા અને રાજ્ય એ બન્નેની આર્થિક સ્થિતિ સુધરે પણ ખાનગી મિલ્કત વધારવામાં રચ્યા રહેલા રાજા સાહેબ આટલી તકલીફ લે જ શાના ? ગ્વાલીયર દરબારના કરોડો રૂપીયા મુંબઇના બજારોમાં રોકાયાં છે તેને બદલે જો આ રકમો રાજ્યમાં હુન્નર ઉદ્યોગ વધારવામાં વપરાણી હોત તો તે રાષ્ટ્રની આર્થિક સ્થિતિ સુધારવામાં સારો જેવો ફાળો આપી શકી હોત, દેશી રાજ્યોનો જેમ જેમ પરિચય વધતો જાય છે તેમ તેમ તેની તાત્કાળ ખાલસા થવાની અગત્યતા સિદ્ધ થતી જાય છે.



મથુરાના યમુના ઘાટનું સિંહદ્વાર.

## તેજસ્વીતાનો જીવતો ઝરો

અહિંથી ઝાંસી જવા ઉપડ્યો. માત્ર એ જ કલાકની મુસાફરી પણ તેટલામાં અંતર્હિત વાતાવરણ બદલાઇ ગયું. ઝાંસીનું સ્ટેશન નજીક આવ્યું ને ગાડીનો વેગ ઓછો થયો. બારીમાંથી જોયું તો સામે સાધારણ ઉંચા ડુંગર પર એક પત્થરનો થાંભલો દેખાયો. તેને વિષે બે વાયકાઓ ચાલે છે. એક એ કે અંગ્રેજોએ ઝાંસી જીતી તેનું એ સ્મારક છે. બીજી એ કે પૂર્વ અને પશ્ચિમ હિંદનું ઝાંની મધ્યબિંદુ હોવાથી તેની નિશાની તરીકે એ સીમા ચિહ્‌ન છે. ગાડી જરા આગળ વધી ને નવ પરિચિત મિત્રે સામે આંગળી કરી કહ્યું: "પેલો ઝાંસીનો કિલ્લો, સામે ટોચ દેખાય છે ને તે બુરજપરથી મહારાણી લક્ષ્મીબાઇ ઘોડા સાથે કુદી પડી હતી." આટલી ઉંચાઇ પરથી કુદી પડી? હશે. વિજળીનો કડકડાટ આવો ઉંચાઇ પરથી જ થાય છે!

ઝાંસી લીધી, અંગ્રેજોએ જીતી? દૂર પ્રતિધ્વાસ કહે છે, હા જીતી! કિલ્લા પરની ગોરી ફોજ મગરૂરીથી મનાવે છે: 'ઝાંસી અમે જીતી.' ત્યાંની પ્રજાના હૃદયમાંથી આર્ત નાદ સ્ફુરી નિકળે છે 'મહારાણીનું રાજ અટલ છે.' આમાંનું ખરૂં શું? બન્ને ય વાતો ખરી છે. તેમનું પડદા પાછળ ઘર્ષણ થઇ રહ્યું છે ને આખરનો જવાબ ભાવિના ગર્ભમાં કંસારી જેવો હુંકાર પુરે છે.

મહારાણીનું રાજ અટલ છે, એ કાવ્ય કલ્પના નથી આગ્રાથી ભોપાળ સુધીના પ્રદેશમાં લોકો સાથે સંભાષણ કરતાં તે સત્ય તરી આવે છે. પ્રજાએ આટલી પ્રેમ અને આદર સાથે બીજી ભાગ્યેજ વ્યક્તિનું નામ ભાગ્યે જ હૃદય પર કોરી રાખ્યું હશે. શિવાજી સામે મુસ્લીમો ટીકા કરતા જણાય છે ખરા, પણ ઝાંસીના મુસલમાનોને બાઇજીનાં સ્મરણ હિંદુઓ પ્રમાણે જ આદર અને પ્રેમથી કરતા મેં જોયા છે. પળવાર ઝગમગીને અદશ્ય થએલી એ મેખલાની અકળ કીર્તિ ક્યાં અને વૈભવના કાદવમાં રચ્યા પચ્યા રહેતા કર્તવ્યભ્રષ્ટ રાજાઓનાં જીવન ક્યાં?

ઝાંસીમાં લક્ષ્મીબાઇનું સ્મારક કરવાની ખટપટ ચાલી રહી છે. આ આખા પાંચસો માઇલના પ્રદેશમાં મુસાફરી કરતાં જો એક વસ્તુ મારા મનપર ઠસી તે એ કે આ તરફના લોક અતિ પ્રેમાળ અને ઉમદા દિલના છે.

## વિક્રમની અવંતિકા

ઝાંસીથી નીકળી વચ્ચે ભોપાળમાં રાજા ભોજે બંધાવેલો સુવિખ્યાત પુષ્કર તળાવ જોઇ વિક્રમની અવંતિકા ઉર્ફે ઉજ્જૈની નગરી જોવા ગયો.

ભોજ, વિક્રમ, ભર્તૃહરી એ રાજાઓ તથા કાલિદાસાદિ કવિઓએ અમર કરેલી આ નગરી અનેક સૈકાઓ સુધી હિંદુ સામ્રાજ્યની રાજધાની હતી. પણ આજે તે એક સામાન્ય વ્યાપારી મથક તરીકે જ માત્ર ઓળખાય છે. આ ઉજ્જૈની એક સમયે અનેક જાતની કળા અને વિદ્યાઓનું ધામ હતું. મહાન વિચારકો, વીદ્વાનો અને કવીઓને માટે તે સ્ફુર્તીસ્થાન હતું. અહીંની પુરાણ પ્રસીધ્ધ વેધશાળા તેની પુરાતન મહત્તાની સાક્ષી પુરે છે. વળી જ્યાંથી આ નગરીનો ઉલ્લેખ જડે છે ત્યારથીજ તે પ્રતીવતાની જેમ હીંદુ સન્તાનોના અંકિત રહી છે. આજે પણ તે સિંધીયાનાજ તાબામાં છે. બાર જ્યોતિર્લિંગોમાંનું એક—મહાકાળેશ્વરનું સ્થાન અહિંજ છે. વળી પત્નીના વ્યભિચારથી



યમુના, ઘાટ : મથુરા.

વિરાગી બનેલા રાજા ભર્તૃહરીની ગુફા—કે જ્યાં તેણે તપ કર્યાનું કહેવાય છે તે—અને સિંધીયા સરકારનો હવા ખાવાનો કાલીયા દેહ મહેલ પણ અહિંજ હોઇ જોવા લાયક છે.

## મુમતાજે અમર કરેલું ઇંદોર.

ઉજ્જૈનીથી સ્ટેટ રેલ્વે મારફત ઇંદોર ગયો. આ શહેર હુન્નર વ્યાપારની દ્રષ્ટિએ સારી ઉન્નતિ ભોગવે છે. મુંબઇથી દિલ્હી સુધીના ભાગમાં ઇંદોર જેવો વ્યાપાર ને સમૃધ્ધી અન્ય કોઇ પણ શહેરમાં જણાઇ નથી. અહિં ૧૧–૧૨ મિલો હોઇ તે દીવસમાં ત્રણ પાળી કરે છે. તેથી હજારો કામદારોનો નિર્વાહ ચાલે છે. વળી તેથી કપાસ અને કાપડનાં બજાર પણ જોરમાં ચાલે છે, આથી પૈસો હંમેશ બજારોમાં રમતો (circulate) રહે છે. શહેર સુંદર, રસ્તા પહોળા અને સ્વચ્છ તેમ હંમેશ રાહદારીથી ભર્યા રહે છે. શહેરમાં વચ્ચોવચ્ચ જૂનો ને નવો એ બન્ને રાજમહેલ છે. જૂના મહેલમાં મુમતાઝનો વાસો હતો. તુકોજીરાવનો લાલબાગ મહેલ સ્ટેશનની પેલી પાર તેમણે વસાવેલા તુકોગંજમાં છે. શિવાય અહિંનો અહિલ્યાશ્રમ કે જે સ્ત્રીઓની કેળવણીનું મ્હોટું ધામ છે, તે પણ જોવા જેવો છે.

## હુકમચંદનો આંજી નાખનારો વૈભવ.

ઇંદોરના જાણીતા જૈન વ્યાપારી અને કરોડપતી સર હુકમચંદે બંધાવેલું મંદિર આગ્રાના હમામની યાદ પુરે છે, આખું મંદિર કાચનું છે. દિવાલો પરનાં ચિત્રો, નકશી, ચક્ર એ સર્વેમાં કાચના ટુકડા જડેલા હોવાથી રાતે જ્યારે રોશની થાય છે, ત્યારે તેનો પ્રકાશ જોનારને અંજાવી દે છે. મંદિરવાળી આખી શેરી હુકમચંદની હોઇ મંદિરની બાજુમાં રાજમહેલ જેવી તેમની ખાનગી ઇમારત છે. બગલામાં એ ધનાઢ્ય જૈનોનું બગીખાનું છે. તેમાં સોના ચાંદીના રથ, મોટારો, બગીઓ ને ગાડીઓ, હાથી અને હણબંધ પાણીદાર ઘોડા એ બધું જોઇ આપણે કોઇ રાજમહેલમાં છીએ એવો ભાસ થાય છે. પરંતુ હુકમચંદનો ખરો વિલાસ ને વૈભવ તો તેમનું તુકોગંજમાનું ઘંટાઘર (બંગલાનું નામ—આ બંગલાપર ટાવર હોવાથી તેને ઘંટાઘર કહેવામાં આવે છે.) જ ખરી રીતે રજુ કરે છે. ખુદ રાજાના મહેલને દિપાવે તેવું આ મકાન છે. છતાં જ્યારે મારા ટાંગાવાળાએ કહ્યું કે એ કરોડપતી 'ફરજની ચિંતામાં છે' ત્યારે તો હું આશ્ચર્યથી દિગ્મુઢ બની ગયો. શું આવા કોટ્યાધિપતીને પણ પૈસો આમ સંતાવે છે? ખરેખર ધન એજ દુનિયામાં ઉથલ પાથલ કરનારી મુખ્ય વસ્તુ છે.

# સીનેમાની નર્તિકા

[ :: નવલિકા :: ]

: લેખક :

**પ્રસાદ**

સુરેશ તરફથી ચીઠ્ઠી આવી હોવાથી મારે તેને મળવા જવાનું હતું. તે અત્રેના એક સીનેમામાં મેનેજર તરીકે કામ કરતો હોવાથી અત્યારે થીએટર ઉપરજ મળશે, ધારી હુ સીધો ત્યાંજ ગયો. મને જોતાંજ સુરેશે તેની હમેશની ટેવ મુજબ "હલ્લો!" કરીને બુમ મારી.

"કેમ ભાઇ, તમારે કેટલાં તેડાં જોઇએ? ચાર વખત તો કહેવડાવ્યું, પણ ફુરસદ મળતી નહિ હોય, ખરું ને!" સુરેશે કહ્યું.

"પણ છે શું? તે તો જણાવ."

"જો પરમ દિવસે મારો વરસગાંઠ હોવાથી પાર્ટી ગોઠવી છે. તેમાં તને આમંત્રણ."

"પણ ભલા આદમી તો ચીઠીમાંજ લખવું હતુંને. નકામો ધક્કો ખવડાવ્યો!"

"ચીઠ્ઠીમાં લખવાથી આમ મળી શકાત ખરું? લે ચાલ હવે, ઓફીસમાં બેસીએ."

અમે મેનેજરની ઓફીસવાળી રૂમમાં જઇ બેઠા. થોડી આમતેમ વાતચીત કરી તેવામાં થીએટરમાંથી મધુર સંગીતનો ધ્વની સંભળાયો, ફીડલ સાથે સુર પુરાવી મુગ્ધ કરી નાખે તેવા કંઠથી કોઇએ સંગીત ઉપાડ્યું.

"ફીલ્મ સાથે નાચ ગોઠવ્યો છે." સુરેશે ખુલાસો કર્યો. "ચાલ જઇને બેસીએ."

"ના ના, મને કંઇ ખાસ શોખ નથી. અહીંજ બેસને. જરા વાતતો થાય."

"હું જાણું છું, પણ તને કંઇક જાણવાનું મળે માટેજ કહું છું. આ ગાનારી એક નાગરની છોકરી છે, સમજ્યો?"

"હેં! નાગરની પુત્રી અને સીનેમામાં નૃત્તિકા તરીકે?" કુતુહલ વશ થઇ હું ઉઠ્યો. અમે બન્ને બોક્સમાં આવી ગોઠવાયા. સંગીત ચાલુ હતું:

"નાનીશી ગોરસીમાં મહીડાં વલોવતી
આ........નાનીશી ગોરસીમાં,
મહીડાં વલોવતી,

હલકે હાથે તો નાથ, ચાખોરે લોલ!
હલકે હાથે તો નાથ......"

કવિશ્રી ન્હાનાલાલની આ પંક્તિઓ સાધારણ નૃત્તિકાને મોઢેથી ભગ્યેજ સાંભળવામાં આવે. ગાનારીના કંઠમાં માધુર્ય હતું. તે સંપૂર્ણ સમજીનેજ ગાતી હોય તેમ લાગતું હતું. ગાવાની છટામાં વિલાસીતાને બદલે સંસ્કારીતા સ્પષ્ટ તરવરતી હતી. કોઇ ઉચ્ચ કુટુંબની સ્ત્રી હોય તેમ તેનું વદન સાક્ષી પુરતું હતું.

સંગીત પુરું થયું. પ્રેક્ષકોના હૃદયમાં ઉંડી છાપ પાડતું ગયું. નાગરની પુત્રી આ ધંધો સ્વીકારી જાહેરમાં નૃત્તિકા તરીકે બહાર આવે, તેની પાછળ ઉંડો ઇતીહાસ છુપાયલો મને લાગ્યો.

"સુરેશ, મારે તેની મુલાકાત લેવી છે—અત્યારેજ."

સુરેશને આશ્ચર્યના લાગ્યું. તે જાણતો હતો કે સામાજીક સીતમોના ચક્કરમાં પીસાએલી અબળાઓના કીસ્સાઓ જાણવા હું હમેશ આતુર હોઉં છું. સંગીત પુરું

થયા બાદ તે મેનેજરની રૂમમાં જઈ બેઠી હતી એટલે અમો પણ ત્યાં ગયા—સુરેશે કહ્યું.

"સરલા બ્હેન! આપણી સામાજીક સમસ્યાઓમાં આ મારા મિત્ર ઘણો રસ લે છે, અને તેથીજ તમારી કથની જાણવા તેઓ ઘણા આતુર છે. જો વાંધો ન હોય તો તેમને અત્યારેજ કહી સંભળાવશો?"

"ઘણી ખુશીથી;" સરલા બોલી. "સમાજનું નામ સાંભળતાંજ મને તો ઝાળ ઉઠે છે. તેઓ આતુર હોય તો મારો કીસ્સો જણાવવામાં મને જરા પણ વાંધો નથી."

સુરેશે છોકરાની પાસે ત્રણ ગ્લાસ સોડાના મંગાવ્યા. છોકરો સોડા લઇ આવ્યો, તે પીતાં પીતાં સરલાએ ચલાવ્યું.

"જગત જ્યારે આગળ ધપે છે, દુનીઆ ભરમાં જ્યારે સ્થળે સ્થળે ક્રાન્તિનો દાવાનળ સળગી રહ્યો છે, તુર્કી જેવો સુંદરી અને શરાબમાં ચક્ચુર રહેનારો દેશ પણ જ્યારે જુનવટને ફગાવી દઇ ત્વરીત વેગે કુચકદમ કરી રહ્યો છે, ત્યારે આપણો સમાજ? તે જો કીડીને વેગે પણ આગળ ધપતો હોય તો સારૂં. મનુ મહારાજનો એકાદ નીયમ પણ ઉલ્લંઘવાની આપણામાં નૈતિક હિંમત નથી. શારદા બીલ પાસ કરાવતાં કરાવતાં પણ નવનેજા થયા છે એ ઓછી શરમની વાત છે? ચ્યથી રૂઢીચુસ્ત સનાતનીઓ ફફડી ઉઠ્યા છે. તેમનાથી સ્ત્રીજાતિનો વિકાસ સાંખી શકાતો નથી. સ્ત્રીઓ જાણે સદન કરવાજ સરજાઇ ન હોય તેમ તેઓ તેમને હમેશાં કચરી નાખવા તત્પર રહે છે. ત્યાં પછી સમાન હકકની તો આશાજ કેવી રીતે રાખી શકાય? પુરૂષ એકથી વધુ સ્ત્રીઓ કરે તેની છુટ, કારણ તે કાયદા ઉપર મનુ મહારાજની મહોર મારેલી હોય છે. પણ વિધવા પુનર્લગ્ન કરે તો પાતાળમાંના શેષનાગ ડોલી ઉઠે અને પૃથ્વિ રસાતળ જાય! બહુ પત્નીવ્રતની પ્રથા હજી પણ હિન્દુ સમાજમાંથી નાબુદ ન થાય એ આપણું કલંક છે. આ પ્રથાએજ મને આ સ્થિતિમાં ધકેલી દીધી છે.

મારા બાળપણની વાતો કરી તમને કંટાળો નહિ આપુ. એટલુંજ કે મારા લગ્નના પ્રથમ દિવસો ઘણા આનંદમાં વિત્યા. પણ આ આનંદ બે વરસજ ટક્યો. તેનુ કારણ પણ વિચિત્રજ છે. મારી સાસુને દાદીમા થવાની હોંસ હતી! મારાથી તેમના કોડ પુરા થઇ શક્યા નહિ, હું તેમને સાજુ માંદુ કે માયકાંગલુ એકાદ કુરકુરીયુ પણ ભેટ ન કરી શકી તેજ મારો ગુન્હો! હું "વાંઝણી" ગણાવા લાગી! વાત વાતમાં મારા સાસુ મને ટાણો મારતાં. મારા જેવડી તો બે છોકરાંની મા હોય એમ મને રોજ કહી સંભળાવતાં. ધીમે ધીમે મારા પતિને પણ તેમણે ચડાવવા માંડ્યા. અમારી નાતીમાં જેઓ બે બે સ્ત્રીઓ પરણેલા તેના દાખલા આપ્યા. જો નિર્વંશ જાય તો "પુ" નામના નરકમાં પડાય એમ શાસ્ત્રની દલીલો તેમના હૃદયમાં ઉતારી, અને આખરે તેમને ફરી પરણાવ્યા. મારે માથે શોક્યનું સાલ ઠોકાયું.

પણ મારે તો પડ્યુ પાનુ નિભાવી લેવાનું હતુ—ગમે તેમ કરીને હું મન વાળતી, છતાં હું તેમને ભારે પડવા લાગી. તેમને તો મારો "કાંટીયો" કાઢવો હતો, પણ મારે પીયેર કોઇ હતુ નહિ કે મને ત્યાં મોકલે. મારા માતા પિતા ગુજરી ગયાં હતાં. ભાઇ કે બ્હેન તો હતાંજ નહિ. હતા ફક્ત પતિદેવ, પણ તે તો રૂઠ્યા હતા! પિતાની મિલ્કત લેણદારોએ કબજે કરેલી, એટલે ફક્ત બાપદાદાનું જર્જરીત થઇ ગયેલું ઘર હતું.

તેમ છતાં એક દિવસે નજીવી બાબતને મોટું રૂપ આપી મારા પતિ—તે હીચકારા અવિચારી "પતિ" કહેતાં પણ જીભ અચકાય છે—તેણે મને ઢોરની માફક માર મારીને કાઢી મૂકી. તે વખતની મારી નિરાધાર સ્થિતિ કલ્પનામાં પણ નહિ આવે. હું મારા પિતાના ભાગ્યા તુટ્યા મકાનમાં આવી.

પતિના અશુભની કલ્પના માત્ર કરવી એ મહા પાપ છે, એ સૂત્ર અમને ગળ થુથીમાંથી પાવામાં આવે છે, પણ મારૂં હૃદય કકળી ઉઠ્યું. મેં તે હીચકારા ઉપર કરોડો શ્રાપ વરસાવ્યા. અગ્નિ સમક્ષ મને જીંદગીભર પાળવાની પ્રતિજ્ઞા લેનાર તે દંભીએ તે પવિત્ર કોલ કરારનો ભંગ કરી મને તરછોડી હાંકી કાઢી હતી, પણ એમ નિસાસા નાખ્યે કંઇ મારો પેટનો ખાડો પુરાવાનો હતો? હવે ગુજરાન કેમ ચલાવવું એ પ્રશ્ન મારી સામે ડોળા ઘુરકાવતો ખડોજ હતો.

સંજોગ વશાત્ ઇન્દુકુમાર નામના મારા એક યુવાન સગાના પરિચયમાં હું આવી તેનું હૃદય સ્ત્રીઓની અવનત દશા જોઇ કકળી ઉઠતું. મારી ખબર જ્યારે તેણે જાણી ત્યારે તેણે મને ભરણ પોષણનો દાવો કરવા સમજાવી, પ્રથમ તો હું કોર્ટનું લફરૂં વહોરવા માગતી નહતી, પણ મારા નિર્વાહનું સાધન કંઇ રહ્યું નહતું એટલે હું સંમત થઇ. ઇન્દુએ પોતે વકીલ વિ. ની ફી આપી દાવો દાખલ કરાવ્યો.

પણ આપણી કોર્ટોની તો બલીહારીજ છે. ન્યાય મેળવવા જતાં જે અથડામણો થાય છે, બેલીફોને પૈસા આપવા પડે છે, સમન્સ પહોંચાડવામાં જે મહેનત પડે છે તે બધું જોતાંજ માણસ કંટાળી જાય છે, અને કેસ પડતો મૂકે છે. વળી દીવાની દાવો તો જ્યારે પુરો થાય ત્યારે થાય—મુદતો પણ એટલી પડે કે સાધારણ શ્રમજીવીઓને તો કપાતે પગારે પણ રજા મળવી મુશ્કેલ અને વળી બીજી ખાઉંતગારીને લીધે ભણેલા પાસેથી પણ વકીલ અને તેના ગુમાસ્તાઓ જુદા જુદા પ્રકારે ફી ઉપરાંત પૈસા કઢાવે તે જુદા. ખરેખર! ન્યાય મોંઘો થતો જાય છે.

મારી જુબાની વખતે તો હું ખરેખર કંટાળી ગઇ. સામા પક્ષનો વકીલ ગમે તેવા અઘટીત અને ખુલ્લા સવાલો પુછે તેના જવાબો મારે આપવા પડતા, આપણા વકીલો પણ પેટ ખાતર ન્યાય ને બદલે અન્યાયની વકીલાત કરી પોતાનો ધંધો ક્યાં લજવતા નથી? આવા નામોશી ભર્યા પ્રશ્નોના ઉત્તરો આપવા કરતાં દાવોજ પાછો ખેંચી લેવો એમ મને થયું, પણ ઇન્દુની હિંમતથી હું દઢ બની. ઇન્દુ કુમાર રોજ મારી સાથે કોર્ટમાં આવતા. સામાવાળો વકીલ આવી જ કંઇક બાબત શોધતો હતો. મારે ઇન્દુસાથે અઘટીત સંબંધ છે. એમ તેણે કોર્ટના મન ઉપર ઠસાવ્યું. પરીણામે મારો દાવો ખર્ચ સાથે નીકળી ગયો. મારી આશાનું છેલ્લું તરણું પણ આમ હાથમાંથી સરી ગયું.

મારા હૃદયમાં હોળી સળગી. મારાં બુઢાં સાસુ સસરાને મારા માટે જરા પણ લાગણી રહી ન હતી. મારો આત્મા કકળી ઉઠ્યો. આ જુલ્મ, આ ત્રાસ, આ ભુખ મરો ક્યાં સુધી સહેવો? પુનર્લગ્ન પણ કેવી રીતે થાય? માથે ધણી બેઠો હતો! મારા કરતાં તો વાંઢા સારી કે બહુ અકળાય તો પુનર્લગ્ન પણ કરી નાખે. મારે માટે તો તે દ્વાર પણ બંધ હતાં.

અહીંથી મારો જીવન પલટો શરૂ થાય છે. આપણી કેળવણીજ એવી છે કે સ્ત્રી પોતાનો નિભાવ કરી શકતી નથી. માથે પડે ત્યારે બે ટંકના અનાજ માટે પણ ફાંફાં મારવાં પડે છે. મારા પિતાએ મને

અભ્યાસ કરાવેલો પણ તેથી કંઇ હું કમાઇ શકું, તેવી સ્થિતિમાં તો હતીજ નહિ. તેમને સંગીતનો શોખ બહુ હતો તેથી મને પણ ગાવા વગાડવાનું તેમણે શીખવ્યું હતું હવે તો તે કળા ઉપરજ મેં મારો નિભાવ કરવાનો નિશ્ચય કર્યો. ન્યાતનાં બંધનોની એ મને થોડીજ પરવા હતી. ખુદ નાતીએ જ મને સમાજ દૂર મૂકવાની ફરજ પાડી હતી.

આપણા સીનેમાઓમાં વારંવાર નૃત્ય અને સંગીત શીરમ સાથે ગોઠવવામાં આવે છે તે હું જાણતી હતી. પ્રથમ તો મને ઘણો જ ક્ષોભ થયો, પણ છેવટે હિંમત રાખીને આ સીનેમાના શેઠને હું મળી, તેમને મેં તમામ હકીકત જણાવી. મારી વાત સાંભળી તેઓ દીલગીર થયા, અને મને ઝટક કામ કરવા રાખી લીધી—મારો નિભાવ બીજી કઇ રીતે થાય? મેં હવે શરમ બાજુએ મૂકી હતી—હિન્દુ સમાજે જ બાજુએ મુકાવી હતી.

શેઠ તથા સુરેશભાઇના સારા સ્વભાવને લીધે હું હાલ તો સંતોષી છું, પણ પેટને ખાતર એક હિન્દુ બાળાને કઇ કક્ષાએ પહોંચવું પડે છે, તથા સમાજ તેનું ભવિષ્ય કેવું છીન્ન ભિન્ન કરી નાખે છે, તે જોવાનું છે. મારી આખી નાતીમાં મારી આ વાત પ્રસરી ગઇ છે, એટલું જ નહિ પણ નાતીજનો જુદે જુદે સમયે આવીને મને જોઇ ગયા છે. પણ મારી શરમ હવે જતી રહી છે. શરમાવું પણ કોનાથી? મારી આ સ્થિતિ માટે તો ઉલટું સમાજે શરમાવું જોઇએ છે. હું તો આ ધંધોજ ચાલુ રાખીશ, અને જો નહિ નભિ શકે તો પછી..."બજારમાં" બેસવાનું તો છેજ!

સરલા ધુંધવાએલા અગ્નિની પેઠે બોલતી હતી. વેરની પ્રચંડ આગમાં કોઇ મહાન શક્તિ બળતી હોય એવો તેનો દેખાવ થઇ રહ્યો હતો. દબાએલી વૃત્તિઓ જેમ બમણા જોરથી ઉછળે તેમ તે ઉછળી રહી હતી. તેનાં નેત્રોમાંથી જાણે તણખા વરસી રહ્યા હતા. ગત બનાવો તાજા થવાથી તે ઉશ્કેરાઇ ગઇ હતી.

થોડીવારમાં છોકરાએ દાખલ થઇ કહ્યું: "બાઇ સાહેબ! બીજા નાચનો સમય થયો છે."

સરલા ઉઠીને ગઇ.

સમાજની આવી કેટલી શક્તિઓ આમ અકાળે વેડફાઇ જતી હશે?

# જપાનની ટોયોડા શાળ



: લેખક :

**શ્રીમાન એસ. મહેતા.**

> **હિંદી મીલ ઉદ્યોગનું ભયંકર હરિફ જપાન ધન, બુદ્ધિ અને શ્રમજીવીઓના સહકારથી જગતને કેમ મહાત કરી રહ્યું છે તેનું કંઇક દર્શન આ લેખમાંથી થશે.**

મુંબઈના મીલમાલેકોને પરદેશી કાપડમાં પણ જપાન તરફથી કાતિલ હરિફાઈ ભોગવવી પડે છે અને તે કારણે તેઓ કેટલીક મીલો બંધ કરી બેઠા છે તેમજ હિંદી સરકાર પાસેથી રક્ષણ મેળવવા આતુરતાથી રાહ જુએ છે, પરંતુ જપાનની ઔદ્યોગીક કુચ-કદમ એટલી ઝડપે થાય છે કે લેંકેશાયરના કારખાનાવાળા પણ તેઓની શોધકબુધ્ધિ, સંઘબળ અને સંગઠનથી આશ્ચર્યચકિત થયા છે એટલું જ નહિ પરંતુ જે જે નવાં યંત્રોથી તેઓ પ્રગતિ કરવા સામર્થ્યવાન થયા છે તે યંત્રોના નમુનાનું અનુકરણ કરી, તેટલીજ ઝડપે લેંકેશાયરની મીલોમાં કામ કરી, પેદાશ વધારી, હરિફાઈમાં ઉભા રહેવા પ્રયત્નો કરે છે. મુંબાઈના મીલમાલેકોને એ દિશામાં કશું કરવું નથી, એશઆરામ તરછોડવા ગમતા નથી, સાહસ કે મજુરી તરફ બેદરકારી છે અને નફો મેળવી કમાવું છે તે શી રીતે બને? જાપાનમાં નાણાંના એકી-કરણવાળી ચાર જ મીલોના કાબુમાં અત્યારે જપાનની તથા ચીનની તમામ મીલો છે, તેથી વેચાણ અને પેદાશ ઉપર તેઓ મજબુત

કાબુ ધરાવે છે, ઓછા ખર્ચે વધુ પેદાશ કરી, દુનિયાનો કોઇ પણ દેશમાં જેટલું સસ્તું કાપડ વેચી શકાય નહિ તેટલું સસ્તું કાપડ વેચી, કાપડનાં બજારોમાં સામ્રાજ્ય ભોગવવાની મહત્વકાંક્ષા રાખે છે. હિંદુસ્થાનના બજારોમાં કૃત્રીમ રેશમમાંથી બનતા ટફેટા જે હાલમાં પા થી ૬ આને વાર મળે છે, તે જાપાનની ઇચ્છા માત્ર ૩ આને વાર વેચવાની છે. જો આ કાપડ માત્ર ૩ આને વાર વેચાય તો ગામડી માલ તો શું પણ કોઇ પણ પરદેશી કાપડની જાત, જાપાન સાથે કદી પણ હરિફાઇમાં ટકી શકે નહિ, ત્યારે હવે જાપાનની આટલી મોટી પેદાશ અને સફળ કયા કારણોથી છે તે તપાસવું જરૂરી કરે છે. જાપાનમાં ટોયોડા નામની શાળો બનાવી છે તે એવી નવી ઢબની તથા ઝડપી માલ બનાવનારી છે કે દર મીનીટે તે ૨૩૦ ફ્પીસની ઝડપે કાપડ વણે છે. અને વળી આવી ૧૦૦૦ શાળો માત્ર ૨૦૪ કામદારો, ૩૦ મદદનીશોની સહાયથી એકી વખતે ચલાવી શકે છે એટલુંજ નહિ, પરંતુ તેમાંથી જે કાપડ નીકળે છે તમાંથી ૯૫ ટકા જેટલું ખોડખાંપણ વગરનું હોય છે દુનિયામાં આજ સુધી લેંકેશાયરનો માલ સૌથી ઉત્તમ ગણાતો હતો, લેંકેશાયરની મીલોનાં યંત્રો નદન છેલ્લામાં છેલ્લી ઢબનાં ગણતાં હતાં, અને જે જે નવા યંત્રોની રચના અને ઉપયોગ લેંકેશાયરની મીલોમાં થાય તેનું અનુકરણ જગતની બીજી બધી મીલોમાં થતું હતું. પરંતુ હવે સમય પલટાયો છે, એક તરફથી અમેરિકાનો યાંત્રીક વિકાસ પુર ઝડપે દોડયો જાય છે ત્યારે જાપાને માત્ર મીલ ઉદ્યોગમાં એવા વીજળી વેગે પ્રગતી કરી છે કે તેની સમાનતામાં દુનીયાનો એક પણ દેશ અત્યારે ટકી શકે તેમ લાગતું નથી.

છતાં લેંકેશાયરના મીલમાલેકો અગર યંત્રો બનાવનારા હિંદુસ્થાનના મીલમાલેકો જેવા એપરવા કે હાથપગ જોડીને બેસી રહેનારા નથી એટલે, માન્ચેસ્ટરના મીલયંત્રો બનાવવામાં નામચીન ગણાતા મેસર્સ પ્લાટ બ્રધર્સે આ ટોયોડા શાળના નમુનામાંથોડો ઘણો ફેરફાર કરી, લેંકેશાયરની મીલોમાં ચાલુ કર્યા છે તેથી હાલમાં જાપાન માફક ત્યાં પણ કાપડની પેદાશ કરી શકાય છે. આ શાળોમાં ખુબી એ છે કે તેમાં એકજ વેફ્ટ (વાણો) વપરાય છે એટલે સતત શાળો ચાલુ રાખીને મોટા પ્રમાણમાં કાપડ પેદા કરી શકાય છે. આ શાળો એટલી બધી આદર્શરૂપ છે કે તેમાં બીજી શાળો જેટલું ધામી રોડ સ્પીડસ દોડતી નથી. કે શટલની ફેરબદલી વારંવાર કરવી પડતી નથી અને પરિણામે નકામો કચરો (વેસ્ટ) વધુ નીકળતો નથી.

આ શાળની મદદથી એક હુશિયાર વણકર સરેરાસ ૩૦ થી ૫૦ શાળો ઉપર કાબુ રાખી શકે છે. શાળની ઝડપ અને કાપડનું ઉત્પન્ન કાપડની જાત ઉપર મુખ્ય આધાર રાખે છે. જો કોરું કે સાદું કાપડ કાઢવું હોય તો તે શાળ અસ્ખલીત રીતે ખુબ માલ કાઢે છે તેમાં ૪૪ ઇંચ પનાની ૪૦ નંબરના સુતરમાંથી બનતી, ૨૧૦ પીકસની ઝડપે દોડતી શર્ટીંગ જ્યારે વણાય છે ત્યારે હમેશાં કાપડની ઉત્તમતા ૯૫ ટકા માલુમ પડી છે.

આ શાળમાં વાપરવાની 'પન' ખાસ એવી સગવડથી બનાવી હોય છે કે તેમાંથી વાણો સતત વહ્યા કરે છે. ઉપરાંત, શટલમાં કોકડી પુરી થાય અને બીજું આપોઆપ અંદર દાખલ થાય તે માટે લીવરોના ફેરફારો, રોડ ઉંચા નીચા થવા, માટે શટલ ટંગમાં ખીલો, શીલરનું સ્કેના ઝપાટાથી

પાસ થયું. વિગેરે કરામતથી આ શાળનું મહત્વ ઘણે ભાગે બીજી શાળો કરતાં વધે છે.

કેટલીક શાળોમાં વાણો ફરીથી આપોઆપ આવે તેવી યોજના હોય છે, અગર મ્યુલ ઉપરથી કાકડી આપોઆપ ભરાય છે, છતાં આ શાળોમાં પર્ત વજેલી હોઇ ને કામ વધુ ઝડપી થાય છે જ્યારે શટલ ખાલી થયું હોય અથવા શટલ બીજી બાજુથી દાખલ થયું ન હોય તો શાળ આપોઆપ અટકી પડે છે. કાપડનું બીમ વીંટાય અગર ઉકેલાય અને યંત્રની ગતી ધીમા થાય નહિ, તેમ દાટલની ફેરફારી વેળા કાપડને અસર થાય નહિ તે સંબંધી યોજના બાહોશીથી યોજેલી દેખી શકાય છે.

પ્લાટ બ્રધર્સની બનાવેલી શાળોને પ્લાટ 'ટોયોડા નામ મળ્યું' છે તેમાં જે થોડો ફેરફાર કર્યો છે તે માત્ર પોલાદની ચીપોનો છે. આ ચીપો જેને ડોપસ કહેવામાં આવે છે તે મોટા પ્રમાણમાં મુકી છે અને તે વાણાના દોરાને ઉંધી કે અવળી ગતી કરતાં રોકે છે. ઉપરાંત શાળ ચાલુ કરવા અગર અટકાવવા સંબંધી હીંદરો અને રોડ વધારે મુકી, જપાનના નમુનાને વધુ સરસ અને ઝડપી બનાવ્યો છે.

જે જાતનું કાપડ તે જાતની શાળની ઝડપ રહે છે. જેટલું પહોળું કાપડ તેટલી ગતિ ધીમી થાય છે, તો પણ આ શાળ ઉપર એકંદરે કાપડની પેદાશની ઉત્તમતા સરેરાસ ૯૦ થી ૯૫ ટકા આવે છે એમ મીલઉદ્યોગના કુશળ કાર્યકર્તાઓ જણાવે છે. હિંદુસ્થાનમાં આવી જાતનું સાહસ નથી શ્રીમંતો છે તો તેઓ યોગ્ય રીતે બુધ્ધી અને નાણાંનો ઉપયોગ કરી જાણતા નથી. પરિણામે મીલો ખોટ કરે છે જો હિંદુસ્થાનની મીલોમાં આ જાતની શાળોનો પ્રચાર થાય તો જપાન અથવા બીજા પરદેશી કાપડ સાથે હરિફાઇમાં બરાબર ઉતરી શકાય.

અને મીલઉદ્યોગમાં સહુથી વધુ જરૂરનું એવા કામદારોને સંપૂર્ણ સંતોષ આપે, તોજ હિંદનો મીલ ઉદ્યોગ તિવ્ર હરિફાઇના વર્તમાન યુગમાં ટકી શકે. તેમ કરવાને બદલે કામદારોને કચડવાથી કે તેમને નિંદવાથી, તેઓ બધી તક ગુમાવી દુશ્મનના હાથમાં રમવા જેવું કરે છે.

બીજા માણસની સંમતિ શિવાય, તેની ઉપર રાજ્ય સત્તા ચલાવવા માટે દુનિયામાં કોઇ પણ મનુષ્ય યોગ્ય છે જ નહિં.

...

ધર્મશાસ્ત્રો અને ધર્મસ્થાનોએ મળીને સ્વર્ગની અપ્રતિષ્ઠા કરી દુનિયાને ગંદી જ્યાનું કાવતરું રચ્યું છે.

ગુલામ એ એવું મનુષ્ય પ્રાણી છે કે જેને કાયદાની ભાષામાં વ્યકિત નહીં પણ વસ્તુ કહી શકાય છે.

...

સંહારની અવિશ્રાંત તૈયારીઓમાં શાંતિનો વાસ નથી. તે તો વિશ્વના રચનાત્મક કાર્યમાં જ વસે છે.

## હોળીલીલા



પનિહારીની પજવણી [પૃષ્ઠ : ૧૪૪૨]

# હોળીલીલા !

: લેખક :

**સત્યદર્શી**

હોળીએ વસંતોત્સવ મનાવો જોઈએ. જ્યાં આપણે જેમ અનેક સારાં ચાલોને મારી મચડીને વિકૃત બનાવી મૂક્યા છે તેમ હોળીને પણ બદસુરત બનાવી મૂકી છે. મારે કશીજ ટીકા તે માટે કરવી નથી. હું તો તમારીસમક્ષ થોડાં સાચાં ચિત્રો જ રજુ કરવા ઇચ્છું છું.

## ચિત્ર પહેલું : મંદિર

ખૂબ ધુમ મચી છે. દર્શનાતુર ભક્તજનોના સમુદની ભીડ. ખણુ જામી છે. ભચકાભચકી તો એવી કે હૈયે હૈયાં દબાય છે. હોળીની હોરીઓનો પાર નથી, કેસુડાના પાકા બનાવેલા રંગની પીચકારીઓની છોળો ઉડી રહી છે, ગુલાલથી વાતાવરણ તરબોળ છે. સ્ત્રીઓ અને પુરૂષો સૌભાગ્યવતી અને વિધવાઓની વચ્ચે કશો જ ભેદ નથી રખાતો. રંગભર પીચકારીઓમાંથી વર્ષતી રંગધારાઓ જ્યાં જ્યાં વર્ષે છે ત્યાં તો કેસરીઆ રંગનાં ધાબાં પડે છે, ઉપરથી ગુલાલની છોળો! ધર્માચાર્યો હોળી ખેલે, પૃથ્વી ઉપરના મહાપ્રભુજીના સીધા વારસો રંગની પીચકારી મારે તે હેતભર્યાં હૈયાં ઉપર ઝીલવાં, એથી પ્રભુ ખુશ થાય અને સ્વર્ગનો પંથ સાફ થઈ જાય એવી ભાવના ભર્યાં ભક્તજનો આચાર્યશ્રીની રંગભર પિચકારીનો પ્રસાદ ઝીલવા પણ પડી કરી રહ્યાં છે.

> હોળીના તહેવાર વખતનું આપણું વર્તન અત્યારે અનેક રીતે વખોડી કાઢવા જેવું છે.
>
> આપણી શરમના કથાઓ સમાં કેટલાંક ચિત્રો સમાજ સમક્ષ રજુ કરી, તેમાંથી છુટી આનંદ અને ઉલ્લાસ માટેની નવી રીતો શોધવાની લેખકની સૂચના અતિ ઉપયોગી છે.

અને વળી જુઓ તો ખરા, કેટલા કર્પૂરોમાંથી ઢોલ, ઝાંઝ તેમજ પખાઝવાળાઓ હોરી ગાઈ ફાગ ઉઝાળે છે! એકાદ હોરી તમે પણ સાંભળતા જાઓ.

અબતો સખી ફાગુણ મુખ આયો
 રૂપ ગોપાલ બ્રજવૈરી,
એકતો ડર હૈ
 સાસ નનદકો
દુજે લાજ લજાવૈરી;
કેશર રંગ ગુલાલ
 મલો મુખ
મોહિ નંદલાલ સુલાવૈરી,
જબસેં વાકો રૂપ
 ન દેખો
મન મેરો દુઃખ પાવૈરી,
મુરલી મેં લે નામ હમારો
હરિ વિલાસ નિત ગાવૈરી
...

રાધિકા ચલી ખેલન હોલી:
કર સિંગાર નખ શિખ તે બાનતા;
સકલ ભઈ ઇકઠોરી.
લેઈ અગર ગુલાલ રે ટમેં;
ફાગકો સંગ કમોરી,
ચલી સબ મિલકે ગોરી.
કંચન હાથ લિયે પિચકારી,
કેશર રંગ કમોરી;

અન્દ્રામનદિં ચલી સબ મિલ કે'
કોઇ સામલ કોઇ ગોરી
ઐસકી હેં સબ થોરી.
નન્દ સુવન તિહિં અવસર આયો,
લે ગુલાલ ભર ઝોરી;
દેખ સખી બ્રજરાજ કુમરકો,
આઇ બનિતા સબ દોરી',
સ્યામકો પકર લિયારી.
કોઉ કર પકર કહત મોહનસોં,
બહુત કરી દધિ ચોરી.
રંગીલાલ કોઉ ગુલચા મારે,
કોઉ હંસે મુખ મોરી,
હંસત વૃષભાન કિશોરી

## ચિત્ર બીજું: બજાર

મુ બાઇનો કાલબ દેવી અને મુમ્બાદેવીનો રસ્તો સજીવન બની ગયો છે. ઢફ સાથે મારવાડી શ્રીમંતોનું પેલું ટોળું શું ગાય છે? કેટલું ગલીચ, ગંદુ...જવાદો આપણાથી એ સાંભળાશે નહિં, સાંખી શકાશે નહિં. રંગ ઉછાળવાની ધુનમાં તેઓ રાહદારીઓને કેટલી હરકત કરે છે એનું યે ભાન ભૂલી ગયા છે. જલદી ચાલો નહિં તો ચાલીઓ ને માળામાંથી રંગની પીચકારી આવી તમારાં વસ્ત્રોને રંગી નાખશે !

આ જાય છે એ તો સ્ત્રીઓનું ટોળું. લાજ ઘુંઘટમાં રહેનારી મારવાડી કોમની નીચલા થરની એ સ્ત્રીઓ લાગે છે. હા, હા, જુઓ પૈસો બે પૈસા લેવા માટે તે દુકાને દુકાને રખડે છે. એ સ્ત્રીઓ કશુંક ગાય છે? પણ તે સાંભળી રખડુઓ આટલા ખુશ કેમ થાય છે ?...અરેરે ! આ સ્ત્રીઓ પણ નફટાઇ ભર્યાં ગંદા, બીભત્સ રાગ ગાય છે? ચાલો, ચાલો, અહિં ઉભું નહિ રહેવાય. પણ તમે એમ ચાલી જશો તો આ અવળે માર્ગે ઉતરી પડેલી બહેનોને સમજાવશે કોણ?

## ચિત્ર ત્રીજું: ગામનો રાજમાર્ગ

અરે! બિચારા પેલા ગામડેથી આવેલા ગાડાવાળાની ઉપર આ છોકરાઓ એક સામટો હુમલો કેમ કરે છે? આશું ? આટલી ભૂંડી ગાળા ગાળી, અને ધૂળ ઉછાળવાનું કારણ? પેલા છોકરાએ ગાડાનું આડું ખેંચ્યું ! છી–છી–છી, એની બિચારાની પાઘડી પાડી નાખી, સાંભળો સાંભળો ! આતો હોળીના ઘૈરેયાનો કર માગે છે. આમને કેમ કોઇ સમજાવતું નથી કે, ગ્રામ્યજનો આપણા ભાઇ, તેમને આમ શહેરમાં લટાણે આવતાં હેરાન તે થાય?

અને પેલું ટોળું આમ ભરબજારે ખરાબ ગીતો ગવડાવતું મારામારી શાનું કરે છે? આતો સામસામી પથરનો વર્ષાદ વર્ષે છે. હાં હાં, આનું નામ ઘૈરેયાની હોળીની રાજના રક્ષણ માટેની લડાઇ છે.

આવી ઉભરાઇ વેડફાઇ, છલકાઇ જતી યૌવનની શકિતને સરસ રસ્તે વાળવા કોઇ તૈયાર કેમ થતું નથી?

## ચિત્ર ચોથું: હુતાસણીની રાત

કેવો પ્રચંડ હુતાસન? અગ્નિની ભભુકની જ્વાલાઓની શિખાઓ કેટલે ઉંચે પહોંચે છે? શરદનાં જંતુઓ દૂર કરવા માટે ઠીક. પણ આ શું? આ છોકરાઓ આવો કીંમતી પાટડો લાવીને હોળીમાં પધરાવે છે? જુઓ, જુઓ. પેલો કોઇ બુમાબુમ કરતો આવે. "અરે રે! મારું કીંમની ઇમારતી લાકડું આ લોકોએ

આગળથી મુકયું, હું ઉંઘતો હતો ને તેઓ તે ચોરી ગયા!"

અને દૂધે ધોયાં હોય તેવા ઉજળા રસ્તાઓ ઉપર આ છોકરાઓ શું કરે છે? ફાગને નામે આવાં ખરાબ ગીતો? કેટલું શરમાવનારૂં. "આનંદ અને ઉત્સવ કરવા માટે આમતી આગળ નવા માર્ગોની યોજના મુકવામાં આવતી નથી એટલે તેઓ આમ કરે છે." રસ્તેથી જતા પેલા બે ડાહ્યા પુરુષો અંદર અંદર ટીકા કરતા ચાલ્યા ગયા. એમને એવું કામ કરવાની ફુરસદ નહિં હોય કે નૈતિક હિંમત?

## ચિત્ર પાંચમું: ગામડાનું ચકલું

ધૂળ પડવાનો આ આમ્યોત્સવ? સ્ત્રીઓ પુરુષો વચ્ચેની શરમ, લાજ, પડદો બધું આજે ક્યાં છે? જુઓ, જુઓ પેલા મજબૂત પુરુષો બિચારી કોઇ નવવધુને મુખે તેલવાળી મેંશ ઘસી રહ્યા છે. અરે રે! બિચારીનું મોઢું કેવું બની ગયું? અને આ, મુનરને છાણ, કીચડને પાણીના મિશ્રણની હાંડલી એની ઉપર પેલાએ ફાલવી, વળી પેલા છોકરાઓ તેની ઉપર ધુળ ઉડે છે!

આ તો સ્ત્રીઓનું ટોળું, કેવી મજબુત અને કદાવર છે? પણ એમના દેખાવ કેવા બિહામણા છે? છાણ, કીચડ, ધુળ પાણીથી ખરડાયલી, કોઇના હાથમાં છાણનો લોંદો છે, એકના હાથમાં અર્ધું ફુટેલું હાંલ્લું છે, તેમાંથી કેવા ગંધ પ્રવાહીની ધારો નીકળે છે, એ ટોળું પેલા પુરૂષને ઘેરી વળ્યું. જોયું, બિચારાને રગદી નાખ્યો, કીચડ, ધુળ અને મેશમાં રગદોળી નાખ્યો...

અને અહિં, ઝાતી સુધી ઘુંઘટો તાણીને જતી પનીહારીને વીંટીને આ ટોળું કેમ ઉભું છે? ઓહો! બિચારીનું આખું બેડું ફોડી નાખ્યું છે ને, પેલા મોટા નોજવાનો એને બીજી નાખીને છોકરાઓ પાસે ધુળ છંટાવે છે! ગરીબ બિચારી શરમાળ યુવતી ટૂંટીએ ધ્રૂજતી, લાજથી લચી પડતી, મુખમાંથી એક અક્ષરે ન ઉચ્ચારતી ઉભીજ રહી છે. આ દેખાવ જોઇ પેલા ઘરડાઓ દૂર દૂર રહીને મલકાય છે શું કામ?

આટલાં પાંચ ચિત્રોથી ફાગળની હોળી લીલાનું આખું મહાચિત્ર સંપૂર્ણ થતું નથી, પણ તેની આછી, ઝાંખી, અધુરી કલ્પના માત્ર આપે છે. પણ આપણે હઇ કરેલા પ્રાથમિક યુગમાં વિહરીએ છીએ તેની આથી પિછાન તો જરૂર થશેજ.

પ્રજા જીવનને માટે ઉત્સવો તો જોઇએજ. ઉત્સવ એ તો સંજીવની છે, પણ તેમાં સમયોચિત સુધારા કરી ન શકાય, અને સમાને ચાલુ રહેવા દેવામાં આવે તો તે લાભને બદલે હાનિ કરતા નીવડે છે. યુવક સંઘો અને રાષ્ટ્રીય સભા જેવી સંસ્થાઓએ આવા ઉત્સવોને જમાનાને યોગ્ય રાષ્ટ્રોપયોગી બનાવવાનો પ્રયત્ન કરે તો તોફાન, મસ્તી કરવાની અને પ્રજાશરીરને ચડેલા થાક ઉતારી નાખી તેનામાં નવપ્રાણ પુરવાની અણમૂલી તક ઉભી થાય. સંપૂર્ણ સ્વતંત્રતા મેળવવા માટે પ્રજાની શક્તિનો સંચય કરી તેને સંયમી બનાવવાની ખાસ જરૂર પડે છે. એ તત્વ આપણા દેશવાસીઓએ હવે બરાબર સમજી લેવું જોઇએ છે.

સમાનતામાં નાથ એ જ પ્રગતિનો સૂત્ર છે.

જેઓ લોકમત ઉપર કાબુ ધરાવે છે તેઓ જ છેલ્લે સરવાળે જગત ઉપર શાસન કરે છે.

# પુષ્ટિમાર્ગી વૈષ્ણવો અને હોળી

: લેખક :
ડા૦ ધનજી લક્ષ્મીદાસ

વસંત ઋતુમાં પ્રકૃતિજ જાણે રમવા માગતી હોય તેમ સર્વત્ર નૈસર્ગીક આનંદ વ્યાપી રહે છે, પશુ પક્ષીઓ પણ જ્યાં નાચકુદ કરે છે ત્યાં બુધ્ધિમાન મનુષ્ય નવ નવાં આનંદ પ્રસંગો રચે તેમાં કોઇને આશ્ચર્ય નજ હોય.

આર્યાવર્તમાં જ્યારે ધન ધાન્યની વિપુલતા હતી ત્યારે આ ઉત્સવો શી રીતે કરાતા તે તો હું લખું તે કરતાં કોઇ વધુ જાણકાર લખે તેજ યુક્ત છે પણ જ્યારથી તે ધન ધાન્યની લુંટ ચાલી અને જન સમાજ—પુરૂષ વર્ગ રોટી પાછળજ જીવન વ્યતીત કરી જીંદગીના આવા ઉત્સવોથી વિરક્ત થયો ત્યારથી પુષ્ટિમાર્ગને નામે અને વૈષ્ણવ ધર્મને બહાને ચાલતા માર્ગના મર્મ" ગુરૂઓએ કામીજનોના નિરીક્ષણ પૂર્વક પોતાને ત્યાં ઠાકુરજીની સેવાના ઓઠાં નીચે તરેહવાર યોજનાઓ એવી સફાઇથી યોજી કે લોકો શ્રધ્ધા પૂર્વક તેમાં ખેંચાઇ આવે, તરેહ તરેહના શૃંગાર, ગાનતાન અને પુષ્પસુગંધને તેમજ પ્રસાદને નામે પાકશાસ્ત્રમાં પ્રગતિ થઇ અને આ હોળીમાં ઠાકુરજી ખેલે!! ઠાકુરજી તો શું પણ તેના પ્રતિનીધી ગોકુલીઆ ગુંસાઇઓ જે આજ સુધી પોતાને કૃષ્ણજ મનાવતા તે પોતાને ત્યાં આવતી વૈષ્ણવ સ્ત્રીઓને ગોપીઓ સમજી તેથી રંગ રાગ ખેલવા લાગ્યા, યોગેશ્વર કૃષ્ણ તેને ભોગેશ્વર બનાવી દીધો અને વૈષ્ણવીઓ જેના ગમાર ધણીઓ આ કપટજાળથી અજાણ્યા તેમને ધર્મના આ ઇજારદારોએ બનાવ્યા!!

મેં એક વૈષ્ણવીને ગાતાં સાંભળેલ કેઃ—

સાંવરા મત મારો પીચકારી પીચકારીરે
સાંવરા મત મારો પીચકારી.
મત મારો મરજાદસે રહીઓ
અજાહું મે કન્યા કુંવારી;
ઘુમટા નીરલજ મેં નહી અબસી,
મુખસેં દેઉંગી ગાલી,
ફજેતી હોયગી તેહારી,—સાંવરા મત

એસી હોંસ હોય હૈયેમેં,
પરણો નવતન નારી;
જાય પઠાવો યશોદા માતકો,
અજાહું મે કન્યા કુંવારી;
ઢુંઢન વર માત હમારી—સાંવરા મત.

આ ગુસાંઇ લોકોના આવી જાતના આ દુષ્કૃત્યો માટે આજ સુધી બહુ લખાયું છે અને છેક સને ૧૯૧૧ ના ૧૭ મી માર્ચના "મુંબઇ સમાચાર" પત્રમાં આ લેખકે તા૦ ૧૩—૩—૧૧ ને રોજ ભુલેશ્વરના લતામાં નજરે જોએલ ભ્રષ્ટાચાર સંબંધી ફર્યાદ કરતો લેખ લખેલ તેમાં લખેલ કેઃ—

> "આબરૂદાર કુટુંબની ભર જુવાન વહુ દીકરીઓ પર મંદીરમાં છુટથી રંગ અને ગુલાલનો વર્ષાદ વરસેલો ઠેકઠેકાણે નજરે પડતો હતો, જેઓ કોઇ દીવસ પણ દર્શન કરવા ન જાય તેવા રંગીલાઓ ત્યાં આગળ

ભમતા નજરે પડતા હતા અને
દર્શન કરી બહાર નીકળેલી યુવાન
બાઇઓના વાળ રંગાઇ ગયેલા ને
તેના રસ રહસ્ય જાણવનાર ભાગો
તરબોળ થયેલા અને કપડાં લાલ-
ગુલાલ થયેલાં જણાતાં હતાં.
હરિ! હરિ!"

છેલ્લાં કેટલાંક વર્ષોથી આ પંથના કહેવાતા આચાર્યો જાહેર ભાષણ આપવા લાગ્યા છે અને પોતાના "શુધ્ધા દ્વૈત"ની વાતો જાહેર તખ્તા ઉપર ચર્ચે છે તેમને હું આટલુંજ પુછીશ કે શું તમારો સંપ્રદાય સર્વ સાધારણ નીતિ રીતી વિરૂદ્ધ નથી? રંગની પીચકારીઓથી સધવાઓ તેમજ વિધવાઓ એક સરખી તરબોળ થાય છે તે સંબંધી આ ધર્મના જ્યારે ત્યારે રક્ષા કરવાવાળા ખુદ "ગુજરાતી" પત્રમાં કવી ભગવાનલાલ કુંગરશીએ વર્ષો પહેલાં "હિંદુ ઘર સંસાર પ્રદર્શન" નામની કવીતા લખી છપાવેલ તેમાં આ દુરાચારના સંબંધમાં લખેલ કે:

હોળીના તેંવાર માંડે રંગભરી પીચકારી,
જાતીએ છંટાવવાને હર્ષ ઘેલી જાય છે.
ઝાપટીઆની ઝાપટો નથી ગણકારતી એ,
રંગભીના ગુરુ સાથે રંગભીની થાય છે.
નાતલો નમાલો, બાળા યુવા ક્યાં વસંત રમે,
મંદીરોમાં હૈયાની એ હોંસ પુરાવાય છે.

* * *

માથે ધોળા કેશ વળ્યા દાંત પડ્યા હાથાં ગળ્યાં,
તો પણ ગસ્કીઓનો ચસકો ક્યાં જાય છે?
ઉછરતી બાળાઓને, ભક્તિના બ્હાનામાં ભારી,
ઉંડી ખોમાં ઉતારતાં ક્યારે અચકાય છે?
લાયકઓ રહોમાં ને બાયડીઓ મંદીરોમાં!
કોણ કોને પુછે ગૃહસ્થાશ્રમ હા લુંટાય છે!!

આજે પણ આવીજ પરિસ્થિતિ છે; આમાં દોષ ફકત આ લોકોનોજ નથી. દોષ પુરૂષ વર્ગનો પણ ક્યાં કમતી છે? પુરૂષો જ્યાં સુધી રસિક નહીં થાય, કામકળાના જ્ઞાતા નહી થાય અને પોતાના ઘર સંસારમાં આનંદ મંગળ નહીં યોજે અને વધુમાં તો ધર્મ શું અને અધર્મ શું આ નહી સમજે ત્યાં સુધી આ ધર્મની દુકાનદારી માંડી બેઠેલા ધર્મને નામે અને બ્હાને તેમના ઘર સંસારનું સત્યાનાશ વાળશે કારણ, "ધર્મ-ગુરૂ એવી તો હજારો કળા જાણે છે.

"રાંડોને રીઝાવી જાણે, ભાંડોને ભસાવી જાણે,
વેશ્યાને વસાવી જાણે, રંગરાગ જાણે છે;
નાયિકાના ભેદ જાણે, વિધવાના ખેદ જાણે;
વિલાસીના વેદ જાણે, ગાઇ ફાગ જાણે છે;
લાંબા ટીલાં તાણી જાણે, બોલી મીઠી વાણી જાણે
માપી ઉંડાં પાણી જાણે, આવ્યો લાગ જાણે છે;
શરીર શંગારી જાણે, નેણ બાણ મારી જાણે;
વેવલાં વધારી જાણે, પ્રેમ દાઘ જાણે છે!*

* રાધાકાન્ત.

---

પ્રત્યેક મનુષ્યને મર્દ બનવાની તક મળવી જોઇએ.

ડીઝ્રાએલ કહે છે: શાહીવાદ એટલે આર્થિક શોષણ ચલાવવાની શક્તિ.

# હોળી ? ? !

: લેખક :

સુધારક

"ગાંધીજીની હોળી ક્યારે થવાની છે ?"

લોકલ ગાડીમાં, મારી સામે બેઠેલા મધ્ય એક ઓગણત્રીસ વર્ષના શાસ્ત્રીજીએ મને પૂછ્યું.

હું એકાએક તો કંઇ સમજ્યો નહિં.

મેં કહ્યું "મને એની તો ખબર નથી, પણ હિંદુઓની હોળી તો ફાગણ સુદ પુનમે આવે છે તે હું બરાબર જાણું છું."

શાસ્ત્રીજી વૈષ્ણવ સંપ્રદાયના છે. નવજુવાન હોવા છતાં જુના સાંપ્રદાયીક વિચારોને વફાદારીથી વળગી રહેવા રહેવામાં સંતોષ અને સુખ માને છે.

એમણે મને કહ્યું. "હું તો ગાંધીજી પરદેશી કાપડની હોળી કરે એને તે વિષે કહું છું. આપણા ગામમા કોંગ્રેસવાળાઓ એવી હોળી કરવાના હશે ને?"

"એની મને કશીજ ખબર નથી." મેં કહ્યું: "હું એવી હોળીબોળીને માનતો નથી."

"પણ તમારી પાસે કપડાં લેવા આવશે તો?"

"તો હું એમને કહીશ કે તમે ભેગાં કરેલાં કપડાં મને આપી જાઓ, દેશમાં નાગાં અને ભૂખ્યાં ઘણાં ભાઇબહેનો છે; તેમને હું એ કપડાં પહોંચાડીશ."

"ના, ના. પણ આપણા ગામના લોકો ડાહ્યા છે, તેઓ એવી હોળી અહિં નહિં કરે."

છાણાં લાકડાંની હોળીથી દેશનું કશું જ કલ્યાણ થવાનું નથી. અત્યારે હોળી કરીને સળગાવી દેવા જેવા કચરા તો વડીલવાદ, બ્રાહ્મણવાદ, કુલીનવાદ, રૂઢીવાદ, સત્તાવાદ, મુડીવાદ, શાહીવાદ છે. સાચી હોળી અસ્પૃશ્યતાની, નિર્ધનતાની, નિર્માલ્યતાની અને ગુલામી મનોદશાની જ છે.

અમારી ચર્ચા આગળ ચાલી.

મેં કહ્યું; "શાસ્ત્રીજી! હવે તો હોળીની આપણી રીતો બદલવાની જરૂર છે. આપણને જેમ પરદેશી કાપડની હોળીની જરૂર નથી, તેમ છાણાં, લાકડાંના ભડકાની પણ જરૂર નથી..."

"ત્યારે?"

શાસ્ત્રીજી ચમક્યા. કેમકે ચાલ્યા આવતા રીવાજમાં નવો સુધારો કરવાની વાત એમને પોષાતી નહોતી.

"શાસ્ત્રીજી! એમ ચમકશો નહિં." મેં કહ્યું "જુઓ અત્યારે આપણા સમાજની એવી દશા થઇ રહી છે કે, જેથી જગતમાં આપણે હીણાઇએ છીએ, એટલું જ નહિં પણ તેથી આપણી જાતને નુકશાન કરીએ છીએ. ઉપરાંત દેશની સામાન્ય પ્રગતી અને સ્વતંત્રતાની લડતમાં આપણી એ દુર્દશાજ આડખીલીરૂપ થઇ પડે છે. તેથી અત્યારે તો અંત્યજોની આભડછેટની, બ્રાહ્મણવાદની, મુડીવાદની, સત્તાવાદની અને ગુલામી મનોદશાની ઠામઠામ હોળીઓ સળગાવવાની જરૂર છે. 'તેની સાથે સાથે હાલનાં જ્ઞાતિબંધારણોને પણ તે હોળીમાં નાળીયેર તરીકે હોમવાં તે સર્વથા યોગ્ય છે."

અમારી એ ચર્ચા બીજા પણ કેટલાક ભાઇઓ રસથી સાંભળી રહ્યા હતા.

નૌજવાનોને એ ચર્ચામાં મજા પડતી હતી. એમના મુખમંડળ ઉપરના ભાવો કહી આપતા હતા કે, તેઓ મારા વિચારો સાથે સહમત છે.

પરંતુ બીજા બે બ્રાહ્મણો હતા. તેમને મારા વિચારો અનુકૂળ ન લાગ્યા.

તેમાંથી એકે પુછ્યું.

"તમે બ્રાહ્મણવાદને પણ સળગાવી મુકવાની વાત કરો છો?"

મેં કહ્યું: "હા. કેમકે એ વાદેજ આ દેશના વતનીઓનું સહુથી વધુ બુરૂં કર્યું છે."

"ત્યારે તમે બ્રાહ્મણને બરાબર સમજ્યાજ નથી."

બોલનાર કંઇક ઉદાર વિચારના હતા.

"કેમ વારૂ?" મેં પુછ્યું.

"બ્રાહ્મણ તો જનતાની સેવા કરવાની ભાવના રાખે છે."

મેં ઉમેર્યું. "નિઃસ્વાર્થભાવે જનતાની સેવા કરે તે બ્રાહ્મણ એવી આપની વ્યાખ્યા હોય તો તે મને માન્ય છે."

"હા, હા, હું એ સ્વીકારૂં છું."

ચર્ચામાં ઉતરેલા પંડિતજીએ કહ્યું.

"ત્યારે તો આપના અર્થ પ્રમાણે જોતાં ગાંધીજી અને તેમના અનુયાયીઓ તેમજ બીજા ગમે તે જાતિના લોકસેવકોને પણ આપ બ્રાહ્મણ ગણશોને?"

મેં પંડિતજીને પુછ્યું.

પંડિતજી વિચારમાં પડી ગયા. એમણે મારી સાથે પહેલાં વાતો કરનાર શાસ્ત્રીજી સામે જોયું-બધા ગુંચવણમાં પડી ગયા!

"કેમ મુંઝાયા કે?" મેં પુછ્યું.

"જુઓ" અને મેં આગળ ચલાવ્યું. "જંગલમાં રહી જનતાના કલ્યાણના વિચારો રચતા, વીણે કણે પેટનો ખાડો પુરતા, અને જનતાના હિત માટે રાજ-દરબારોમાં આવા સન્માન પામવા છતાં તેનો લાભ જનતાને જ અપાવતા એવા બ્રાહ્મણોને હું બ્રાહ્મણ તરીકે સ્વીકાર કરૂં છું, પરંતુ અત્યારે સામાન્ય લોકવર્ગની સાથેજ એક જ માળામાં રહેતા, બીજાઓની માફક બધુની નોકરીચાકરી કરતા, દુનિયાદા તમામ વ્યવહારમાં જુઠાણું, ચોરી, લોભલાલચ વગેરે ઉપાયો બીજાઓની માફક અજમાવતા, એવા માણસોને બ્રાહ્મણ તરીકે માન આપવા હું તૈયાર નથી."

"પણ બ્રાહ્મણને ત્યાં જન્મેલા એટલે તો તમે એને બ્રાહ્મણપુત્ર તો કહોજને?"

"ના." મેં કહ્યું, "હું એવી ન્યાતોમાં માનતો નથી, માનવતામાં માનું છું."

એટલે પેલા ભાઇઓ ચુપ રહ્યા.

પછી તો હોળીના ઉત્સવની વાત નીકળી. મેં શાસ્ત્રીજીને કહ્યું.

"આપના મંદિરોમાં તો તે દિવસે સ્ત્રીવર્ગ ઉપર પણ રંગની રસભેર પીચકારીઓ છાંટવાની રમઝટ ઉડશે. મારે એક વખત એ દૃશ્ય નજરે જોવું છે, મને તમે ત્યાં લઇ ન જાઓ?"

"એને માટે તો અધિકાર જોઇએ."

શાસ્ત્રીજીએ હસીને કહ્યું.

"ખરૂં છે" મેં કહ્યું "તમારા લોકોને અનધિકાર ચેષ્ટા જેવા શબ્દો ઠીક ઢાલ તરીકે મળી ગયા છે,

અને શાસ્ત્રીજી તે પછી બોલ્યા નહિ, કે મંદિરોમાં હોળીના રંગલીલા નથી ભજવાતી એમ પણ કહ્યું નહિ.

જેમ સેવાભાવી બ્રાહ્મણો ગયા પરંતુ તેમણે ઘુસાડેલો બ્રાહ્મણવાદ હજુ અમર રહીને પ્રજાનાં રક્ત ચુસી, તેમનામાં ન્યાતજાતના અને રસોડીઆ રૂઢીધર્મોના ભેદ ચાલુ રાખી રહ્યો છે, તેજ રીતે ધર્મમંદિરોમાંયે, ઇશ્વરાવનાર મનાવવામાં આવતાં સારાં કામોના

અનુકરણ કરવાને બદલે રંગલીલા, રાસલીલા અને એવી બીજી લીલાઓ ચાલુ રહેલી છે, તે બ્રાહ્મણવાદ, મુડીવાદ અને સત્તાવાદ જેટલું જ નુકશાન કરનારી હોઇ નાશની અધિકારીણીજ છે. અને તેથી હોળીના દિવસોમાં જેને ખરેખર અગ્નીને સ્વાધીન કરવાની જરૂર છે તે તો એ જ છે.

જ્ઞાતિની જીર્ણ અને જર્જરીત સંસ્થાઓ, અસમન્તઃ નાશની નજીક જઇ રહી છેજ, છતાં બુઝાતો દીપક જેમ છેલ્લા ઝબકારા લેતો હોય તેમ, એ સંસ્થાના પાપના પરપોટા આજકાલ અનેક સ્વરૂપે સમાજની સપાટી ઉપર જણાઇ રહ્યા છે. ૫૦ અને ૬૦ વર્ષના ઘરડા પુરૂષોમાં ૧૦ થી ૧૫ વર્ષની બાળકીઓ સાથે પરણવા નીકળવાની હોંશ, કંઇ આજકાલ એકાએક ફુટી નીકળી નથી, પરંતુ નવા યુગનાં સ્ત્રી-પુરૂષોનું લક્ષ એ અનીષ્ટ તરફ હમણાં હમણાં વધારે ખેંચાતું હોવાને લીધે, એવાં કજોડાંની અનેક કરપીણ અને કરણ કથાઓ, સાથે નિત્ય દૈનિક પત્રોની કરંડીકાઓ તૈયાર થતી દેખાય છે. ગટરો અને કચરાની પેટીઓમાંથી નવજુવાન બાલ વિધવાઓને પેટે અવતરતાં અનેક બાળકોની દિલ હચમચાવી મુકનારી રોમાંચક વાતો નિત્ય નવે નવે સ્વરૂપે બહાર આવતી જાય છે. તેનું મૂળ પણ જ્ઞાતિની વીષવેલીની સાથેજ સંકળાયલું છે. લગ્ન જેવા પ્રસંગોમાં જતાં કુટુંબી જનો વિધવાઓને ઘરમાં ગોંધીને જાય, અને તેથી નિરાશ થયેલી યુવાન બાળ વિધવાઓ બળી મરે, તેનું પાપ પણ એ જ્ઞાતિસંસ્થાઓનેજ શીરે છે. યશસ્વની જેવી લાગણીવાળી છતાં હિંમતવાન બાળ વિધવા યુવતીઓનો આત્મા ક્વચિત ક્વચિત બંડ કરવા તૈયાર થાય, ત્યારે પણ તેની લાગણીઓને છુંદી નાખવા કે પછી તેનો સંપૂર્ણ સામાજીક બહિષ્કાર કરવાની ભયંકર અને રાક્ષસી ભાવનાઓ, દયા, અહિંસા અને પ્રેમની વાતો કરનારા હિંદુઓમાં પ્રકટી નીકળે, તે પણ જ્ઞાતિઓને લીધે જ. આથી હોળીની ભડભડતી જ્વાળામાં એ જ્ઞાતિઓને સળગાવી દઇ તેની રાખને દૂર દૂરના મહાસાગરના ઉંડા જળમાં હોમાવી દેવાનો સમય આવી પહોંચ્યો છે. એમ પ્રત્યેક સુજ્ઞ સ્ત્રી-પુરૂષને લાગી રહયું છે.

હિંદુસ્તાનની નિર્ધનતા છે તે પરદેશી કાપડની હોળી કરવાથી કે રેંટીયો ફેરવવાથી નથી ટળવાની, પરંતુ બીજા દેશોએ યંત્રસામગ્રીનો લાભ ઉઠાવી નિર્ધનતાને જલાવી દીધી છે, તેજ રીત ધારણ કરીને નિર્ધનતાને આ દેશમાંથી પણ ટાળી શકાશે, તેમ કરવા જતાં યંત્રવાદના દોષો બતાવનારી દલિલોથી કોઇએ ભડકવાનું નથી. હયાતી કૃત્રિમ વહેંચણીની રીતોમાં દોષ રહેલાં છે વિજ્ઞાન અને યંત્રોમાં નહિં, એટલે તે દોષ દૂર કેમ કરવા એ વિચાર કરવાની જરૂર છે. યંત્રોથી ભડકી ઉઠવાની નહિં. એનો નિશ્ચય પણ હોળીના દિવસોમાં કરી લેવો જરૂરનો છે.

નિર્માલ્યતા પણ સળગાવી દેવા જેવો કચરો છે. પરંતુ જ્યાં સુધી હિંદુઓ ધર્મના ગુલામ રહે, ધર્મના ગુલામ રહે, રૂઢીના ગુલામ રહે, ઘડી ઘડીમાં નર્કમાં નાખનારા ભયંકર પ્રભુના ગુલામ રહે, ત્યાં સુધી નિર્માલ્યતાની હોળી થઇ નજ શકે; એટલે માનવજીવનને શોષી રહેલ, એ તમામ તત્વોની સાથે સાથેજ નિર્માલ્યતાની હોળી સળગાવી, સ્વતંત્રતાનાં સુંદર ફુલો મેળવવાનાં હોંશીલા હિંદીઓએ પ્રગતીને પંથ કુચકદમ કરવા તૈયાર થવાની જરૂર છે. તે સિવાય છાણાં અને લાકડાંની લાખ્ખો હોળીઓ સળગાવવાથી હિંદને કશોજ લાભ થવાનો નથી, કેમકે તેવી હોળીઓ તો આજેય હમેશાં ઘેરઘેર સળગી રહેલી છેજ.

## ભારતીય પરતંત્રતાનાં દુશ્મન



ઝાંસીનાં રાણી લક્ષ્મીબાઈ

# સ્વતંત્રતાની મીઠાશ.

[ઉડી જા તું ગાફિલ ગાભરા! તારે અંતરે શી આંધી પડી—એ ઢાળ.]

તારા નામમાં ઓ સ્વતંત્રતા, મીઠી આ શી વત્સલતા ભરી!
મુરદાં મસાણેથી જાગતાં, તારા શબ્દમાં શી સુધા ભરી!

પૂછી જોજો કોઇ ગુલામને
ઉઠ્યા કેવા ઓધ એને મને
મળી મુક્તિ મંગળ જે દિને

એને કાને શબ્દ પડ્યો 'હું સ્વાધીન!' શી ઓહો સુખની ઘડી!
એની આંખ લાલમલાલ, છાતીમાં છોળો છલકાઇ પડી!

તારા નામમાં ઓ સ્વતંત્રતા—

એને ભાન મુક્તિ તણું થયું
એનું દૈન્ય ક્યાં ટપકી ગયું
એનું દિલ-ગુલાબ ઝુલી રહ્યું

એના મસ્તકે નમવાનું ભૂલી આભ શું કરી આંખડી,
એની ઊર્મિ રાંક મટી રૂડા જગ-બાગમાં રમવા ચડી.

તારા નામમાં ઓ સ્વતંત્રતા—

પડું કેદખાનાને ઓરડે
લટકું યે ફાંસીને દોરડે
લાખો ગોળી તોપ તણી ગડે

તારો હાથ હોય લલાટ, તો ભલે આવે જુલ્મ તણી ઝડી!
તારું નામ હોય જબાન, તો શી છે ભીતિ ઓ મારી માવડી!

તારા નામમાં ઓ સ્વતંત્રતા—

મારા દેશનાં સહુ શોષિતો
દુનિયાનાં પીડિતો તાપિતો
ખૂણે ખૂણે ગાય તારાં ગીતો

એનાં ભૂખ્યાં પેટ છતાં કેવી એને મોંઘી તું કેવી મીઠડી!
એનાં બેડીબંધન તુટશે, એની આશે ખલક બધી ખડી.

તારા નામમાં ઓ સ્વતંત્રત.—

ઝવેરચંદ મેઘાણી.

# હિંદનું રાષ્ટ્રીય કરજ

મહાસભાની લાહોરની બેઠકે અન્યાયી રાષ્ટ્રીય કરજના ઇનકારનો ઠરાવ કર્યો, ત્યારથી આ પ્રશ્ને હિંદ તેમજ ઇંગ્લંડમાં ખૂબજ ખળભળાટ મચાવ્યો છે. એટલે 'નવયુગ'ના વાચકોને આ વિષયમાં વિચાર કરવાની તક પ્રસ્તુત લેખથી મળશે એવી અમારી ખાત્રી છે.

: લેખક :

અર્થશાસ્ત્રી

અત્યારે હિંદુસ્થાનને માથે જે રાષ્ટ્રીય દેવું છે તે, ૧૯૨૯ ના માર્ચની ૩૧ મી તારીખે હિંદમાં ૬૦૪-૧૧ કરોડ રૂપીઆનું અને ઇંગ્લંડમાં ૪૭૦ ૦૫ કરોડ રૂપીઆનું મળીને એકંદરે તા૦ ૩૧-૩-૨૯ ના દિવસે હિંદ ૧૦ અબજ ૭૪ કરોડ અને ૧૬ લાખ રૂપીઆનું દેવાદાર હતું.

હિંદને શીરે થયેલું આ દેવું પરદેશી રાજ્યતંત્રે આ દેશમાંની તેમજ ઇંગ્લંડમાં હિંદની વતી ચાલતી રાજ્ય વ્યવસ્થા માટે કરેલું છે. તેમાં કેટલોક ભાગ હિંદને ચૂસવા માટેજ ઉભી થયેલી ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ કરેલા દેવાનો પણ છે, વળી હિંદમાં રેલવે કંપનીઓ ચલાવવા તેમજ નહેરો બાંધવા પાછળ થયેલું દેવું પણ આ રકમમાં સમાઇ જાય છે.

આ રાષ્ટ્રીય કરજ કેમ વધતું ગયું છે તે પાછલાં થોડાક વર્ષના આંકડાઓ ઉપરથી જોઇ શકાશે. તે માટે ઇ. સ. ૧૯૨૩ થી ૧૯૨૯ સુધીના રાષ્ટ્રીય દેવાના આંકડા નીચે આપવામાં આવ્યા છે.

| વર્ષ.* | હિંદમાં દેવું | ઇંગ્લંડમાં દેવું. | એકંદરે દેવું. |
|---|---|---|---|
| | [કરોડ રૂપીઆની રકમમાં] | | |
| ૧૯૨૩ | ૪૭૬.૪૩ | ૩૦૩.૯૮ | ૮૮૧.૭૪ |
| ૧૯૨૪ | ૪૮૬.૯૬ | ૩૨૪.૦૩ | ૯૧૬.૦૦ |
| ૧૯૨૫ | ૫૧૫.૦૯ | ૩૪૧.૨૦ | ૯૭૦.૦૨ |
| ૧૯૨૬ | ૫૨૯.૮૧ | ૩૪૨.૪૧ | ૯૯૯.૩૬ |
| ૧૯૨૭ | ૫૫૩.૭૧ | ૩૩૯.૩૬ | ૧૦૦૬.૧૯ |
| ૧૯૨૮ | ૫૬૬.૯૩ | ૩૪૪.૫૮ | ૧૦૨૬.૩૭ |
| ૧૯૨૯ | ૬૦૪.૧૧ | ૩૫૨.૫૪ | ૧૦૭૪.૧૬ |

આ ઉપરથી જોઇ શકાય છે કે હિંદને માથે દેવાનો ભાર દર વર્ષે વધતોજ જાય છે. આ ભાર કેટલો બધો વધે છે તે જોવા આપણે હજી જરા વધારે ઉંડા જોઇએ.

જેમાંથી ઉત્પન્ન મળે તેવું.

| વર્ષ | સાદું દેવું | રેલ્વે | નહેરો | એકંદર દેવું |
|---|---|---|---|---|
| ૧૮૮૮ | ૧૦૯.૫ | ૮૮.૮ | ૨૫.૯ | ૨૨૪.૨ |
| ૧૮૯૩ | ૯૭.૫ | ૧૩૬.૫ | ૨૮.૯ | ૨૬૨.૯ |
| ૧૮૯૮ | ૧૦૫.૦ | ૧૫૯.૦ | ૩૨.૫ | ૨૯૬.૫ |
| ૧૯૦૩ | ૮૮.૭ | ૧૯૨.૧ | ૩૭.૨ | ૩૧૮.૦ |
| ૧૯૦૮ | ૫૬.૧ | ૨૯૬.૬ | ૪૪.૮ | ૩૯૭.૫ |
| ૧૯૧૩ | ૩૭.૫ | ૩૧૭.૭ | ૫૬.૪ | ૪૧૧.૬ |

* તા૦ ૩૧ ની માર્ચે પુરું થતું વહીવટી વર્ષ ગણવાનું છે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯૧૪ | ૧૯.૨ | ૩૩૩.૦ | ૫૯.૧ | ૪૧૧.૩ |
| ૧૯૧૫ | ૩.૩ | ૩૪૯.૧ | ૬૧.૬ | ૪૧૪.૭ |
| ૧૯૧૬ | ૩.૦ | ૩૫૧.૬ | ૬૩.૬ | ૪૧૮.૨ |
| ૧૯૧૭ | ૧૦.૫ | ૩૫૨.૬ | ૬૪.૯ | ૪૨૯.૦ |
| ૧૯૧૮ | ૧૩૩.૩ | ૩૫૮.૮ | ૬૫.૯ | ૫૫૮.૦ |
| ૧૯૧૯ | ૧૩૦.૧ | ૩૬૫.૫ | ૬૬.૭ | ૫૬૨.૩ |
| ૧૯૨૦ | ૧૧૯.૭ | ૩૭૮.૬ | ૬૭.૫ | ૫૬૫.૮ |

આ આંકડાઓ બતાવે છે કે ૧૯૧૬ માં હિંદને માથે સામાન્ય દેવું માત્ર ૭ કરોડનું જ હતું, પરંતુ લડાઇમાં હિંદને દોઢ અબજ રૂપીઆનો બોજો ઇંગ્લંડના રાષ્ટ્રીય દેવાનો ભાર ઓછો કરવા ઉપાડી લેવો પડ્યો એટલે સામાન્ય દેવું વળી પાછું હિંદની નિર્ધન પ્રજાને કચડી નાખનારી હદ સુધી વધવા લાગ્યું. યુધ્ધમાં હિંદે આ ઉપરાંત લાખ્ખો મનુષ્યોની અને કરોડોની વોરલોનો લેવાની બ્રિટનને પ્રત્યક્ષ મદદ કરી હતી, અને પરોક્ષ દૃષ્ટિએ. જોતાં કેટલાંક વર્ષ સુધી હિંદી સરકારે દેવાળીયાં અંદાજપત્રો તૈયાર કર્યાં તેનો બોજો હિંદીઓને ઉપાડવો પડ્યો તે પણ જુદો. નીચેના આંકડા એ વાત આપો આપ કહી આપશે. એ આંકડા હિંદી સરકારની વાર્ષિક ઉત્પન્ન અને વાર્ષિક ખર્ચના છે.

| વર્ષ | મહેસુલ | ખર્ચ |
|---|---|---|
| | [કરોડ રૂપીઆમાં] | |
| ૧૯૧૨–૧૩ | ૧૩૦ | ૧૧૯ |
| ૧૯૧૩–૧૪ | ૧૨૮ | ૧૨૫ |
| ૧૯૧૪–૧૫ | ૧૨૨ | ૧૨૮ |
| ૧૯૧૫–૧૬ | ૧૨૭ | ૧૨૮ |
| ૧૯૧૬–૧૭ | ૧૪૭ | ૧૩૨ |
| ૧૯૧૭–૧૮ | ૧૬૭ | ૧૫૩ |
| ૧૯૧૮–૧૯ | ૧૮૫ | ૧૯૧ |
| ૧૯૧૯–૨૦ | ૧૯૭ | ૨૨૧ |
| ૧૯૨૦-૨૧ | ૨૦૬ | ૨૨૯ |

માત્ર નવજ વર્ષમાં હિંદીઓ પાસેથી વસુલ થતી મહેસુલમાં લગભગ દોઢો વધારો કરી નાખવામાં આવ્યો છે, જ્યારે ખર્ચમાં બેગણાએ ગણા કરતાં એ વિશેષનો વધારો થયો છે. ત્યારે નિર્ધન હિંદીઓની ખરીદ કરવાની શક્તિ તો દહાડે દહાડે ઘટતીજ ગયેલી છે, અને તેમ છતાં મહેસુલનો હુંદો ન.ખનારો બોજો તો નિર્ધન ખેડુતોને લઇ ડચડતો વધ્યેજ રહ્યો છે. આમાં ૧૮ પેનીના હુંડિયામણને લીધે ખેડુતોની ખરા પરસેવાની મહેનતના દર એક રૂપીઆમાંથી એ આના સર બેસીલ બ્લેકેટની હુંડિયામણી જાદુગીરિથી છુ થઇ જાય છે તે જુદા!

૧૮૮૮ થી ૧૯૧૩ સુધીના રાષ્ટ્રીય દેવાના પંચ વાર્ષિક આંકડા અને ૧૯૧૪ થી ૧૯૨૦ સુધીના જે વાર્ષિક આંકડા આપણે ઉપર જોઇ ગયા, તેમાં જેમાંથી વળતર મળી શકે તેવા દેવામાં રેલ્વે અને નહેરની પાછળ ખર્ચાતી રકમો પણ જાણવા જેવી છે. ૧૮૮૮માં રેલ્વે પાછળ ૮૮ કરોડ ૮ લાખ રૂપીઆનું દેવું થયું હતું, ૧૯૨૦–૨૧ માં એ દેવુ વધીને ૩ અબજ ૭૮ કરોડ ૬ લાખ સુધી પહોંચી ગયું. એટલે ૩૩ વર્ષના ગાળામાં રેલ્વે પાછળનું દેવું લગભગ સવાચાર ગણું વધી ગયું, ત્યારે નહેરો પાછળ ૧૮૮૮ માં ૨૫ કરોડ ૯ લાખનું દેવું થયું હતું તે ૧૯૨૦ માં ૬૭૦ કરોડ ૫ લાખનું થયું: એટલે તેમાં અઢીગણો વધારો થયો. આ બન્ને ખાતાંને માટે જોઇતી રકમ સરકાર દેવું કરીને જ આપે છે. પરંતુ રેલ્વે પાછળ ખર્ચાતી રકમનો લગભગ ઘણો મોટો ભાગ ઇંગ્લંડમાં જાય, અને એન્જીન, રેલના પાટા તેમજ બીજી અનેક જાતની સામગ્રી રૂપે તે હિંદમાં આવે; અર્થાત તેથી બ્રિટનનાં કારખાનાં ચાલુ રહે, જેમાંથી બ્રિટિશ મરી-

વાડીઓ કરોડોની કમાણી કરે, બ્રિટનના કામદારો લાખ્ખો રૂપીઆ મજુરી દ્વારા મેળવે, ઉપરાંત રેલ્વેની વ્યવસ્થામાં હિંદમાંથી મોટામાં મોટા ભારે પગારો દ્વારા દર વર્ષે કરોડો રૂપીઆ ગોરાઓનાં ગજવાંમાં જાય તે જુદા! નહેરોમાં તેમ થાય નહિં. એટલે અનેક વર્ષોથી નહેરોની ખીલવણી માટે હિંદી પ્રજાના પ્રતિનિધિઓ રાષ્ટ્રીય મહાસભા તેમજ ધારાસભા મારફત માગણીઓ કર્યાંજ કરતાં હોવા છતાં, તેમ જ દુષ્કાળની સામેના વીમા તરીકે, રાષ્ટ્રની ખેતિવાડીમાં સુધારા કરવાના સાધન તરીકે, અને ઓછા નુરથી માલને લાવ લઈ જાવ કરવાના માર્ગ તરીકે, આમ નહેરો અનેક દૃષ્ટિએ હિંદીઓને ઓછે ખર્ચે વધુ લાભદાયી છે. ત્યારે સરકારી તંત્ર તેની તરફ અળખામણા દીકરાની દ્રષ્ટી જ રાખ્યાં કરે છે.

વળી છેલ્લા યુદ્ધ પછીના દેવાના આંકડાના ઇંદ્રજાળોના ભેદ પણ ઉકેલવા જેવાં છે. ૧૯૧૬ ના માર્ચની ૩૧ મી તારીખે કુલ દેવું ૪ અબજ ૧૧ કરોડ રૂપીઆનું હતું, જેમા માત્ર ૧૯ કરોડ જેટલું જ દેવું એવું હતું કે તેમાંથી કશુંજ વળતર મળતું ન હોય, તે દેવાનું વર્ષે દિવસે આપણને ૧ કરોડ રૂપીઆ વ્યાજ ભરવું પડતું હતું. બાકીના ૩ અબજ ૯૨ કરોડ રૂપીઆના દેવાનું વાર્ષિક વ્યાજ ૧૩ કરોડ રૂપીઆ થયું હતું. ત્યારે રેલવે અને નહેરોની વાર્ષીક આવક ૨૩ કરોડની થઈ હતી. એટલે દેવાનું વ્યાજ ભરતાં ૯ કરોડની આવક થઈ હતી.

જ્યારે ૧૯૨૯ ના માર્ચની ૩૧ તારીખે હિંદને માથે એકંદર ૧૦ અબજ ૭૪ કરોડ ૧૬ લાખનું દેવું છે, તેમાંથી ૮ અબજ ૭૨ કરોડ ૭૩ લાખ જેટલા દેવાની પેદાશથી ઉત્પન્ન થાય છે. અને ૨ અબજ ૨ કરોડ રૂપીઆનું દેવું વિના વળતરનું છે આ પરિવર્તન માત્ર પંદર જ વર્ષમાં થયું, તે સમજવા જેવું છે. બ્રિટિશ હિંદના ૨૪ કરોડને માથે આ દેવું સરેરાશ માથાં દીઠ ૧૯૧૪ માં ૧૭ રૂપીઆ હતું, ૧૯૨૧ માં તે વધીને ૨૩ રૂપીઆ થયું જ્યારે ૧૯૨૯ માં ૩૩ા થઇ ગયું છે. એટલે પંદર વર્ષમાં લગભગ સવાબેગણું રાષ્ટ્રીય કરજ વધી ગયું છે.

હિંદને માથે આ રીતે રાષ્ટ્રીય દેવાનો આરંભ ઇસ્ટ ઇંડીઆ કંપનીએ કરવા માંડયો હતો, ૧૮૯૪ માં હિંદી સરકારે તે દેવાને સાડા ત્રણ ટકાની લોનોમાં ફેરવી નાખ્યું હતું. જેમાં ૧૮૪૨, ૧૮૫૪, ૧૮૬૫, ૧૮૬૭ ની લોનોનો સમાવેશ થતો હતો. ૧૮૪૨-૪૩ ની આ લોન ૧૮૯૪ માં સાડા ત્રણ ટકાની લોનમાં ફેરવી ત્યારે તે ખાતે હિંદને માથે રૂ. ૨૭, ૩૧, ૬૪,૦૦૦ નું દેવું મંડાયું. કંપનીએ આ દેવું ૪ ટકાને વ્યાજે ઉભું કર્યું હતું. બીજી ૧૮૪૧ ની પાંચ ટકાની લોન ઉભી કરી હતી, ૧૮૯૪ માં તે લોન પેટે હિંદને માથે રૂ. ૨૪,૪૪,૮૩,૦૦૦ ચડયા હતા, તે પછીની લોનો બ્રિટિશ સરકારે ઉભી કરી છે. આને માટે ૧૮૮૬ ના માર્ચમાં હિંદુસ્થાનના ગવર્નર જનરલની કાઉન્સીલે 'ઇન્ડીઅન સીક્યુરીટી એક્ટ' ઘડયો, તે પછી તેમાં વખતો વખત સુધારા વધારા થતાજ રહ્યા છે. આવી લોનોમાં કેટલીક મુદતી અને કેટલીક બીનમુદતી છે, યુધ્ધની પહેલાંની લોનો મોટે ભાગે ત્રણ અને સાડાત્રણ ટકાના વ્યાજની છે, જ્યારે યુધ્ધ અને તે પછીથી ચાર, સાડાચાર, પાંચ સાડાપાંચ, અને ૭ ટકાના દરે પણ લોનો ઉભી કરવામાં આવી છે. આવી લોનોમાં વળી કેટલીક લોનો રૂપીઆના હિસાબે

કાઢવામાં આવે છે, અને કેટલીક પાઉન્ડને હિસાબે કાઢવામાં આવે છે: એટલે હુંડિયામણની ઉથલપાથલથી પાઉંડમાં કાઢયલી લોનોથી હિંદને વધારાનું નુકશાન કરવામાં આવે છે!

આપણા માથે ચઢાવવામાં આવેલા રાષ્ટ્રીય દેવાની જૂદી જૂદી વિગતો પણ જાણવા જેવી છે. લોનોમાં જાહેર પ્રજા માટે કાઢવામાં આવતાં ટ્રેઝરી બીલો અને નોટોની સામે રીઝર્વ ફંડ તરીકે રાખવામાં આવતાં ટ્રેઝરી બીલો એવા તેના બે પ્રકાર છે. ૧૯૨૯ ના માર્ચની ૩૧ મીએ આ બે પ્રકારનું દેવું હિંદને માથે અનુક્રમે ૬ કરોડ ૯૫ લાખ અને ૩૯ કરોડ ૧૫ લાખનું હતું. બીજાં દેવાં પોષ્ટ ઓફીસ સેવીંગ્સ બેન્કસ (રૂ. ૩૪ કરોડ ૭૪ લાખ)* કેશ સર્ટીફીકેટ (રૂ. ૩૨ કરોડ ૩૦ લાખ), અને પ્રાંતિક ફાળાઓ (રૂ. ૬૦ કરોડ ૪૨ લાખ), ઉપરાંત ભાવ ઘટી જાય તેની સલામતી માટે ડીપ્રિસન અને રીઝર્વ ફંડ (રૂ. ૨૧ કરોડ ૮૫ લાખ), અને પ્રાંતિક પુરાંતો (રૂ. ૮ કરોડ ૯ લાખ), તે સિવાય બીજા ખર્ચના (રૂ. ૧ અબજ ૬૭૦ કરોડ ૪૦ લાખ) એમ મળીને હિંદમાં ભરપાઈ કરવાના રૂ. ૬ અબજ ૪ કરોડ અને ૬૬ લાખ થાય છે.

બીજું દેવું ઈંગ્લંડમાં કરવામાં આવેલું છે. તે દશ લાખ પાઉંડના રૂપમાં સમજવાનું છે. તેમાં લોન (પા. ૨૯૨.૦૫) સુપ્રેનો ફાળો (પા. ૧૬૭.૨), રેલ્વેને માટે આપવાનાં (પા. ૫૫.૩૫) અને હિંદમાં નોકરી કરી ગયેલા તેમજ હિંદ માટે વિલાયતમાં સેવા બજાવનાર માણસોના પ્રોવીડંટ ફાળા વગેરેના (પા.—૪૨) મળીને કુલ રૂ. ૪ અબજ ૭૦ કરોડને ૫ લાખ રૂપીઆનું દેવું આપણે માથે ચડયું છે. અને જૂનાં દેવાં ભરપાઈ કરવા માટે જે નવાં દેવાં કરવામાં આવે છે તેનું વ્યાજ વધારે અને હુંડિયામણ પ્રતિકૂળ એટલે આપણને બેવડું નુકશાન થાય છે એનો વિચાર કરવાની પણ જરૂર છે.

લાહોરની મહાસભાએ રાષ્ટ્રીય દેવામાંનો જે અન્યાયી લાગે તે ભાગ આપવાની ના પાડવાનો નિશ્ચય જાહેર કર્યો, તેટલાથી હિંદ અને બ્રિટનના મુડીવાદીઓમાં સામાન્ય રીતે, તેમજ બ્રિટનના ગોરા મુડીવાદીઓમાં ખાસ કરીને જે ખળભળાટ મચ્યો છે. તેજ એ ઠરાવના ગર્ભમાં રહેલા રહસ્યનો મર્મ સમજાવવા માટે પ્રથમ દ્રષ્ટિએ જરૂરનું છે. અહિં એ યાદ રાખવાનું છે કે, મહાસભાએ ઉપયોગી અને ન્યાયી રાષ્ટ્રીય કરજ ભરપાંઇ કરવાનો ઇનકાર કર્યો નથી. એટલે દેવાળી-આપણાની જે વાતો ગોરાઓ કરી રહ્યા છે સત્યથી આવ ઉલટી છે. મહાસભાનો ઠરાવ જ બતાવે છે કે, કેટલુંક દેવું તો રાષ્ટ્રનાં હિત માટે રાષ્ટ્રે કરવું જ જોઇએ. પરંતુ જેઓ મહાસભાના ઠરાવથી ભડકી ઉઠવાની વાતો કરે છે, તેઓ રાષ્ટ્રીય કરજનું રહસ્યજ સમજતા નથી.

આ કરજમાં કેટલુંક કર્જ તો પેલી કુંટણીઆ નીતિમાં પંકાયલી ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ કર્યું છે. કેટલુંક દેવું આ દેશની પરતંત્રતાને વધુ મજબુત બનાવવા, અને હિંદ ઉપર બ્રિટનનો કાબુ વધુ દ્દઢ થાય તે કામ માટે કરવામાં આવ્યું છે, બાકીના કેટલાંક દેવાં બ્રિટનના જ મુડીવાદીઓને, પોતાની મુડી ઉપર સારામાં સારૂં વ્યાજ મળી શકે તેજ દ્દષ્ટિએ બ્રિટનમાંજ નાણા રોકવાની તક મળે એ રીતે કરવામાં આવ્યાં છે. વળી રેલ્વેના આરંભ વખતે આ દેશમાં જે

---

* આ બધા આંકડા તા૦ ૩૧ : ૩ : ૧૯૨૯ સુધીના છે.

બ્રિટિશ નાણું લાવવામાં આવ્યાનું કહેવાય છે, તેની પાછળ પણ અન્યાયની અને પરીઓની વાતો જેવા અનેક પ્રકારના ચમત્કારોની પરંપરાઓ ખડી છે.

હિંદી અર્થશાસ્ત્રીઓએ આંકડાઓથી પુરવાર કર્યું છે કે, હિંદમાં રોકવામાં આવેલું કહેવાતું બ્રિટીશ ધન એ માત્ર હિંદમાંથીજ મેળવવામાં આવેલું નાણું છે. અને 'તેનો ન્યાયી રીતે જોતાં પુરતો બદલો બ્રિટનના શ્રીમંતોને મળી ગયો છે, એટલુંજ નહિં, પણ હિંદી બજારોમાંથી પ્રતિ વર્ષે કરોડો રૂપીઆ ખેંચી જનારી લેન્કેશાયરની મીલોજ હિંદમાંથી ઘસડી જવામાં આવેલાં નાણાંથી ઉભી થઈ છે.

આ બધી દૃષ્ટિએ જોતાં રાષ્ટ્રીય મહાસભાએ અન્યાયી દેવાના ઇનકારનો કરેલો ઠરાવ કોઈ પણ રીતે અયોગ્ય કે ગેર કાનુની નથી.

---

[આ વિષય ઉપર અભ્યાસીઓ લેખો મોકલશે તો 'નવયુગ'માં તેને જરૂર સ્થાન મળશે.
તંત્રી : નવયુગ]

"જેને મને ત્રીજે ઠેકાણે કાપ મુક્યો" હેરકટીંગ સલુનમાં દાઢી બેડવતા ગ્રાહકે ગુસ્સે થઈને કહ્યું. "ક્યાં છે આ સલુનનો માલિક?"

"સાહેબ, તે તો પોતાની દાઢી બોડાવવા ગયા છે." હજામત કરનારે ધીરેથી કહ્યું.

...

**હોટેલનો છોકરો** [મેનેજરને]: સાહેબ, ઘરાક ફરિયાદ કરે છે કે બટાટાવડું નાનું છે.

**મેનેજર:** તો નાની રકેબીમાં મૂકીને એને ફરીથી આપ.

...

**કુંવાળી ગયેલી પત્ની:** આપણે પરણ્યાં તે વખતમાં વધારે ખોરાક લેતાં હતાં, હવે તેટલો ખોરાક કેમ નથી લેવાતો?

**પતી:** કેમકે તારી રસોઈમાં વધુ સુધારો થયો છે.

**પિતા** [પુત્રને એકાંતમાં સીગારેટ ફુંકતો જોઈ]: ઓહો, શું ત્યારે તેં બીડી પીવી શરૂ કરી?

**પુત્ર:** હ–હ–હ–અ—હા, બાપુજી!

**પિતા:** વારુ, પણ કુપન મને આપતો જજે.

...

**પેગી:** ડીયર, હું તુને ચાહું છું, તુમારી સાથે પરણવા કબુલસે ઉમાર બોલ બોલ!

**દીનાં:** મેં તુને એક અઠવાડીઆ પહેલાંજ તો નંથી પાડી દીધી?

**પેગી:** ઓહ, શું ત્યારે એ તુંજ હુતી?

...

**તહેમીના:** પીલાં મારા જેવા આપ્રૂબ બનાવવા માટે તું શું આપવા તૈયાર થાય?

**પીલાં** [તહેમીનાં બનાવટી બાલ જોઈને]: તુંજ કહે ને કે તેં તારાં બાલનું શું આપ્યું છે?

અનંતપુરમાં ભળવો



વડલાથી થોડે દૂર ઢેઢવાડામાં બે બૈરાંઓ સુતેલા માણસના માથા ઉપર પાટો બાંધી રહી છે [પૃષ્ઠ; ૧૪૧૩]

બ્રિટિશ નાણું લાવવામાં આવ્યાનું કહેવાય છે, તેની પાછળ પણ અન્યાયની અને પરીઓની વાતો જેવા અનેક પ્રકારના ચમત્કારોની પરંપરાઓ પડી છે.

હિંદી અર્થશાસ્ત્રીઓએ આંકડાઓથી પુરવાર કર્યું છે કે, હિંદમાં રોકવામાં આવેલું કહેવાતું બ્રિટીશ ધન એ માત્ર હિંદમાંથીજ મેળવવામાં આવેલું નાણું છે, અને 'તેનો ન્યાયી રીતે જોતાં પુરતો બદલો બ્રિટનના શ્રાપ' તેને મળી ગયો છે, એટલુંજ નહિં, પણ હિંદી બજારોમાંથી પ્રતિ વર્ષે કરોડો રૂપીઆ ખેંચી જનારી લેન્કેશાયરની મીલોજ હિંદમાંથી ઘસડી જવામાં આવેલાં નાણાંથી ઉભી થઇ છે.

આ બધી દ્રષ્ટિએ જોતાં રાષ્ટ્રીય મહાસભાએ અન્યાયી દેવાના ઇનકારનો કરેલો ઠરાવ કોઇ પણ રીતે અયોગ્ય કે ગેર કાનુની નથી.

---

[આ વિષય ઉપર અભ્યાસક લેખો મોકલશે તો 'નવયુગ' માં તેને જરૂર સ્થાન મળશે.
તંત્રી : નવયુગ ]

"જો તેં મને ત્રીજે ઠેકાણે કાપ મુકયો" હેરકટીંગ સલુનમાં દાઢી બોડાવવા ગ્રાહકે ગુસ્સે થઇને કહ્યું. "ક્યાં છે આ સલુનનો માલિક ?"

"સાહેબ, તે તો પોતાની દાઢી બોડાવવા ગયા છે." હજામત કરનારે ધીરેથી કહ્યું.

...

**હોટેલનો છોકરો** [મેનેજરને] : સાહેબ, ઘરાક ફરિયાદ કરે છે કે બટાટાવડું નાનું છે.

**મેનેજર:** તો નાની રકાબીમાં મૂકીને એને ફરીથી આપ.

...

**કુંવારી ગયેલી પત્ની:** આપણે પરણ્યાં તે વખતમાં વધારે ખોરાક લેતાં હતાં, હવે તેટલો ખોરાક કેમ નથી લેવાતો ?

**પતી:** કેમકે તારી રસોઇમાં વધુ સુધારો થયો છે.

**પિતા** [પુત્રને એકાંતમાં સીગારેટ ફુંકતો જોઇ]: ઓહો, શું ત્યારે તેં બીડી પીવી શરૂ કરી ?

**પુત્ર:** હ–હ–હ–બા—પા, બાપુજી!

**પિતા:** વારુ, પણ કુપન મને આપતો જજે.

...

**પેસી:** ડીયર, હું તુને ચાહું છું, તું મારી સાથે પરણવા કબુલ છે કે નહીં ઉગર બોલ બોલ!

**દીનાં:** મેં તુને એક અઠવાડીઆ પર લાંજ ના નથી પાડી દીધી?

**પેસી:** ઓહ, શું ત્યારે એ તું જ હતી?

...

**તહેમીના:** પીલાં મારા જેવા બાલ બનાવવા માટે તું શું આપવા તૈયાર થઈશ?

**ચીલાં** [તહેમીનાં બનાવટી બાલ જોઇને]: તુંજ કહે ને કે તેં તારાં બાલનું શું આપ્યું છે ?

# અનંતપુરમાં બળવો

ભંગીઓના બંડની
નવલિકા.

: લેખક :

• સમાજ સુધારક •

[૧]

અનંતપુરને માથે ભડભડતી, ફૂંકો જેવો જેઠ મહિનાનો મધ્યાન્હ સળગી રહ્યો હતો. પવનના અભાવે ભઠ્ઠીમાં મૂકાતી વસ્તુની માફક આખું ગામડું બફાઈ રહ્યું હતું. ઉજળી જણાતી રસ્તામાં ઉભરાતી ધૂળ ધગધગતી સગડી જેવી બની ગઈ હતી. ભર નિદ્રામાં પડેલી કુદરત ધીરે ધીરે મહા સ્વપ્નમાં ડૂબતી હોય તેની માફક નહિં, પણ થાક અને કંટાળાથી તે ફરજિયાત ઘેરણમાં પડી ગઈ હોય, તેમ અનંતપુર-વાસીઓ પોતપોતાનાં મકાનોમાં છેક અંદરના ઓરડાઓમાં પેસીને ઘોરતાં હતાં.

ગામને ઝાંપે એક વડલો હતો. એની ઘેરી ઘટાઓમાં ઉન્હાળાનાં સળગતા બપોરે અનેક પંખીઓ વિશ્રાંતિ લેતાં, વાટે જતાં વટેમાર્ગુઓ, ચરવા છોડેલાં ઢોર તેમ જ ગોવાળીયાં એને છાંયડે વિશ્રાંતિ લેતાં. એ વડલાની નીચે છાણ, મુતર, ઘાસ, સળગીને બળી ગયેલાં છાણાંની રાખોડી અને વટેમાર્ગુઓએ ઠામઠામ વેરેલી ચીલમમાંની સળગી ગયેલી તંબાકુના કોલસાના મિશ્રણવાળી મેલી, કાંકરાવાળી ધૂળ વડલાના થડની આસપાસ વેરાયલી પડી હતી.

એ વડલાથી થોડેક દૂર ટેકરી ઉપર ઢેડ-વાડો હતો, તે ઢેડવાડામાંના એક છાપરા આગળ એક માણસ જમીન ઉપર પડ્યો હતો. તેના પગ આગળ ચાર પુરુષ ગંભીર ભાવે બેઠા હતા. બે બૈરીઓ તેની માથા આગળ હતી. તે બન્ને સુતેલા માણસના માથા ઉપર પાટો બાંધી રહી હતી.

બધે મૃત્યુની શાંતિ જેવી ગમગીની છવાઈ રહી હતી. માત્ર પાટો બાંધતી સ્ત્રીઓના હાથમાંનાં લાકડાનાં બલોયાંનો વચ્ચે વચ્ચે થતો ખડખડાટ, એ શાંતિમાં ભંગ પાડતો હતો.

બધાંનાં કપડાં ચીથરાં જેવાં, મેલાં હતાં. પેલી સ્ત્રીઓનાં કપડાં પણ મેલાં રંગનાં અને છેક જ હલકાં હતાં. છતાં દેખાવમાં બધા સામાન્ય રીતે ઠીક ઠીક હતા.

સુતેલો માણસ ત્રીસેક વર્ષની ઉમ્મરનો હતો, એના માથામાં સખ્ત ઘા પડ્યો હતો.

"પણ પસલા, તને ગંભીરસંગજીએ આમ માર્યો શું કરવા?"

તેની સામે બેઠેલાઓમાંના કોયલાએ પૂછ્યું.

"અરે ભાઈ, મને શું ખબર કે એ ગરાસીયો એટલો બધો ગુસ્સે થઈ જશે? મને કહે, 'તેં મારા ઘરમાં જોયું જ શું કામ?' અને એટલું કે'તાં કે'તામાં તો એ મોટી લાકડી લઈને બહાર નીકળ્યો ને બે હાથ ભરીને મારા માથામાં જ દીધી."

"પણ તમારે ઇના આંગણામાં જોવું શું કામ પડ્યું?" બે સ્ત્રીઓમાંની એકે પૂછ્યું.

એનો એકે એક શબ્દ ચિંતા અને મમતાની લાગણીથી તરબોળ હતો.

બોલનારી ઝમકુ, પસલાની પત્ની હતી. એણે લાજ કાઢી હતી, પરંતુ બીજી તરફથી ખુલ્લાં જણાતાં એનાં રૂપાળાં મોઢાં ઉપરની ગમગીની ઢાંકી રહી શકતી નહોતી. એની દયામણી લાગતી મોટી-કાળી આંખોમાંથી ટપ ટપ આંસુઓ પડી જમીન ઉપરની ધૂળને ભીંજવી રહ્યાં હતાં.

"હું તો રોજની માફક વાડો વાળવા ગયો હતો. વાળતાં વાળતાં એકાએક મારી આંછે અંધારાં આવી જ્યાં અને પડી જઉં ઇમ થઇ જ્યું, એટલે મારાથી જાળીનો કોંડો ઝલાઇ જ્યો. જો મને કશું ઝાલવાનું મળ્યું નો હોત, તો હું પડી જ જ્યો હોત."

પસલાએ માથામાં થતા કષ્ટને જેમ તેમ સહન કરતાં કહ્યું.

"પણ આટલું બધું વાગ્યું સે, એટલે ખુબ જોર કરીને ડાંગ મારી હોય ઇમ દેખાય સે."

ગમગીન જણાતા કોયલાએ દિલગીર થઇને કહ્યું;

"હા."

પસલાએ ધીમેથી જવાબ આપ્યો.

"પણ ભંગી થ્યાં એટલે માંણહને આમ મારવાનાં?"

રડતાં રડતાં પસલાની ઘરડી મા રૂપાંએ કહ્યું.

"બિલકુલ નહિં." કોયલાની બાજુમાં બેઠેલા કાળીઓ બોલી ઉઠ્યો. "ભંગી થ્યા તે હું થ્યું? આપણે ય માંણહ તો સીયેને? કંઇ ઢોર બોર નથી."

કાળીઓ મજબુત બાંધાનો, ઘઉંવર્ણો, પાણીદાર આંખવાળો પચ્ચીસ વર્ષનો જુવાનીઓ હતો. પસલાને પડેલા મારની વાત જાણી ત્યારથી જ તેની દુભાયલી; ગરીબડી જણાતી આંખોમાં આગના તણખા ચમકી રહ્યા હતા.

"માંણહ પડી જતો હોય એ દશામાં લાકડાં ને લોઢાના બાયણાને લગીર વાર પકડી રાખે ઇમાં હું થ્યું? બાયણું કંઇ ઝ્બતું માંણહ તો નથીને?" ઝમકુએ ઢાંકેલા મોઢે ચિંતાભરી નજરે પસલા સામે જોઇ રહીને કહ્યું.

"આપણે ભંગી સીએ, પણ ભગવાનનાં જ બનાવ્યાં સીયે ને?" નિરાશ ભાવે ગરીબડા જેવા કોયલાએ કહ્યું. એની વાણીમાં જગતભરમાં જેનું કોઇ જ નહોય તેવા માણસના જેવી નિરાધારી તરવરી રહી હતી.

"અરેરે!" કાળીઆથી લગભગ કરુણ ચીસ પડાઇ ગઇ. ભંગીઓને મનુષ્યજાતિને છાજતું માન અપાવવા શું કરી નાખવું જોઇએ, એ વિચારોની ગુંચમાં તે ગુંથાયો હતો. હિંદુ સમાજનાં પોલાદી ચોકઠામાં ભંગીઓ માટે જે ભયંકર તિરસ્કાર ઠાંસીઠાંસીને ભરવામાં આવેલો છે, તે તિરસ્કાર કેમ દૂર કરાવી શકાય, એ વિચારતાં કાળીઓ પણ ગભરાઇ જતો હતો. તેના કપાળ પર વળેલો પરસેવો એના માથામાં ચાલતી ગડમથલનો પુરાવો આપતો હતો.

કંટાળેલો તે બોલી ઉઠ્યો:

"પણ ભગવાને આપણને આમ મારવાનું આ ઉજળીયાતોને કહ્યું હોય એવું હું માનતો નથી. હું અમદાવાદ જ્યો ત્યારે એક સાધુ મહારાજને એવું કે'તાં હાંભળ્યા'તા કે, ભગવાને તો કોઇને આ દુનિયાંમાં આભડછેટવાળા ઘડયા નથી."

"બાપુ એ તો બધા કરમના વાંક."

કોયલાએ ગમગીન ભાવે માથું હલાવીને તત્ત્વજ્ઞાનની વાત કરી.

"અરે કરમ ને બરમ તે કેનાં?" કાળીઓ લગાર મોટે અવાજે બોલી ઉઠ્યો. "કુણ જાણે સે કે આપણુ પે'લાં જલમ્યા ને ઝુલ્યા'તા? બામણ હોય કે ભંગી હોય જલમ્યા પહેલાંની કે મુઆ પસીની વાત કુણુ જાણે સે ને કુંણ કરી હકેસે? હરગમાંથી કે નરકમાંથી મુઆ પસી એોસી કોઇની ચીઠીઓ આવેસે?"

કાળીઆની આવી ક્રાન્તિકારી વાતો સાંભળીને ક્ષણભર તો સહુ દિગ્મૂઢ બની ગયાં. ઇશ્વર, પુનર્જન્મ, કર્મ કે નશીબની વાતોમાં અન્ધશ્રદ્ધા બનાવનારી કલ્પના હિંદુ સમાજનો બુદ્ધિમાન તેમ જ સુશિક્ષિતવર્ગ સહન કરી નથી શકતો, તો આ તો બિચારા ભણ્યા ગણ્યા વિનાના, સમાજે તિરસ્કારેલા માણસો હતા.

આશ્ચર્ય અને ગુંચવણની સનસનાટી ભરી પળ પુરી થઇ, અને બધાં સ્વસ્થ થયાં, ત્યારે અનેક વર્ષો સુધી ચારે બાજુએથી બંધ રાખેલા અંધારા ઓરડામાં ગોંધાઇ રહ્યા પછી, તે ઓરડાનું બારણું એકાએક ઉઘડતાં નવા પ્રકાશની અને તાજા વાયુની તાઝગીનો પ્રથમ અનુભવ થતો હોય, તેવું કાળીઆની નવી જાતની વાતથી તેમને લાગ્યું. સ્વતંત્ર જીવનમાં પ્રવેશવા માટેનું અનેક યુગોનું બંધ રાખેલું દ્વાર કાળીઆએ જાણે ઉઘાડી નાંખ્યું હોય, તેમ એમના દિલમાં ચેતનનો ઝાંખો–અતિ ઝાંખો સળવળાટ થવા લાગ્યો.

"અરે ભઇ, લાકડી વાગી એથી મારૂં માંથું ફુટી જ્યું અને કાંય નહિં તો અત્યેર લોહી તૂટી પડયું." ગમગીન ભાવે પસલાએ કહ્યું.

[ ૨ ]

થોડીક પળોની ગમગીનીભરી શાંતિ પછી, વિચારસ્વપ્નામાંથી જાગૃત થતો હોય તેમ કાળીઓ બોલી ઉઠ્યો :

"ભંગી વના ગામને ચાલવાનું સ્યે ખરૂં?"

"તારી વાત ખરી સે કાળીઆ."

અત્યાર સુધી મુંગો બેસી રહેલો ભગો બોલી ઉઠયો.

"આપણા લોક આજથી જ ગામનું કામ બંધ કરીએ તો ગામનું હું થાય? ગામમાં મરેલાં ઢોર અને કુતરાં બલાડાં કુણ તાણસે અને વાડા તથા રસ્તા કુણ વાળસે?"

કાળીઓ પોતાના અંતરમાં જાગૃત થતી સ્વમાનની જ્યોતિની પ્રેરણાથી પ્રેરાઇને બોલતો હોય, તેમ તેના અવાજમાં મક્કમતા અને સ્પષ્ટતા જણાતી હતી. "હું વાંહુંયા ભર્યાં મણ એ બધું કરઉં? તેણે સહુની સામે ફરીથી તેજદાર દૃષ્ટિ ફેંકીને પૂછ્યું.

"તારી વાત ખરી સે."

પસલાના ઘરડા કાકા બાપુએ પણ કાળીઆની વાત કબુલ કરી. ભત્રીજા ઉપર થયેલા અત્યાચારની વાત જેમ વધારે ખુલ્લી થતી જતી હતી, તેમ તેમ એ વૃદ્ધ અંત્યજના શરીરનું લોહી પણ ગરમ થતું જતું હતું.

"પસાનો ઘા આઠ દસ દહાડા હુધી રૂઝાવાનો નથી. ત્યાં હુધી ગંભીરસંગનો વાડો વાળવા આપણામાંથી કુણુ જાવાનું સે?"

કાળીઆએ પોતાના સાથીઓ સામે જોતાં સૂચક ભાવે પૂછ્યું.

"હું તો નહિંજ જાઉં.

કાયલાએ પહેલી આંગળીથી રેતમાં લાંબો લીટો દોરીને કહ્યું.

"હું પણ નહિં જાઉં."

મગાએ પણ કાયલાનો સાથ પુરાવ્યો.

"અને હું યે નથી જવાનો."

ઘરડા બાપુએ મક્કમતાથી કહ્યું.

"અને તમે ય કોઇ નાં જતાં." કાળીઆએ પસલાના માથા આગળ બેઠેલી ઝમકુ અને રૂપાંને આજ્ઞા કરતા સ્વરે કહ્યું.

"પણ અમે ય નહિં જઇએ તાણે જશે કુણ?" વૃદ્ધ રૂપાંએ ધીમે રહીને પૂછ્યું. "ગાંમમાં બીજા ભંગીઆ ચીયા સે?"

"કોઇ નહિં." વિજય વરીને રજેલા વીરની વાણી સમો કાળીઆનો સત્તાવાહી અવાજ ગર્જ્યો. "ગંભીરસંગ આવીને પસાની માફી માગે તો જ એના ઘેર જવાનું સે."

મહાકાલ જગતને મૂળમાંથી હચમચાવી મૂકનારા સ્વમાનના સિદ્ધાંતને, કાળીઆની સાદી ને સીધી ભાષામાં સાંભળીને, આખું ટોળું તેની સામે આશ્ચર્યની નજરે જોઇ જ રહ્યું. એમની જીંદગીમાં પહેલવહેલા જ, એક ભંગીને ઉજળીયાટ કોમના ગરાસીયા માટે આ પ્રમાણે બોલતાં તેઓ સાંભળતા હતા. આખું ટોળું અજાયબીથી કાળીઆની તરફ જ જોઇ રહ્યું, આ તે કાળીઓ બોલે છે કે એના દિલમાં ભરાયલો કોઇ દેવ બોલે છે તે એ લોકો સમજી ન શક્યાં. તે તો બિચારાં જીવનભર ગુલામીમાં જ કચડાયલાં. એમના મનમાં ગામના ઉજળિયાટ વર્ગથી મેલા-ગંધાતામાં કેમ કરીને રહી કે જીવી શકાશે એની ચિંતા થવા લાગી. ઉજળિયાટોને હાથે અંત્યજોને માર પડે એ તો તેમને માટે સ્વાભાવિક હતું, પણ કાળીયાની વાતો છેક જ નવી હતી. એટલે કાળીઓ કહે છે તેમ કરવામાં એમને ભય લાગતો હતો.

"પણ ગંભીરસંગ એકદમ મખીને ફરિયાદ કરશે તો?" કોયલાએ પૂછ્યું. એનું હૈયું ભય અને ગભરાટથી ધડકતું હતું.

"ભલેને કરે, આપણે શું?" કાળીઆએ દૃઢતાથી કહ્યું.

## [ ૩ ]

**પ**સલાને માર પડ્યો તેના બીજા દિવસે જેસંગ પટેલ ઢેઢવાડામાં આવી પહોંચ્યા.

જેસીંગભાઇ ગામના મુખી હતા.

ગંભીરસીંગ ગામનો ગરાસીયો; એના ઘેર દશ બાર વીઘાં જમીન અને વળી ગરાસીયો; એટલે મુખી તેનું માન રાખતો.

સવારમાં જ તે બે વરતણીઆ સાથે પસલાની ઝુંપડીની સામે આવીને ઉભો રહ્યો.

ઝુંપડીની પાસે જાય તો જેસંગ મુખીનું પવિત્ર શરીર અભડાઇ જાય તેટલા માટે તે રસ્તામાં ઉભો રહ્યો અને વરતણીઆને પસલાની તપાસ માટે મોકલાવ્યો.

'પસલો ખાટલામાં પડ્યો છે અને તેની મા અને બાયડી પાસે બેઠાં છે' એવી ખબર વરતણીઆએ કહી, તે સાંભળીને મુખીના દિલમાં ક્ષણિક માનવતા પ્રકટી અને તેના મોંઢા ઉપરની ઉગ્રતા લગાર નરમ પડી.

તે ઝુંપડાના બારણાની સામે ગયો. પસલાનો ખાટલો ઝુંપડાના આગલા ભાગમાં જ હતો. તેને ઉદ્દેશીને મુખીએ કહ્યું:

"અલ્યા પસલા ખાટલામાં કેમ પડી રહ્યો છે?" પટેલની ભમ્મર ઉપર તે વખતે સત્તાનો મદ ચઢી બેઠો હતો, અને તેનું માથું એ મદના ભારે એક તરફ ઢરડાતું નમી ગયું હતું.

"અરે માંબાપ!" દયામણા ભાવે પસલાએ ખાટલામાં બેઠા થઇને કહ્યું: "મારૂં માથું ફુટી જ્યું સે, એટલે ઉઠી હકાય એમ નથી."

"માથાને શું થયું? દારૂ ખુબ પીધો હશે એટલે ક્યાંક પટકાઇ પડ્યો હોઇશ?" જેસીંગભાઇએ સત્તાવાહી ઉજળીયાતને છાજતી કરડાઇને સત્યપ્રીતિ (!) થી કહ્યું.

"નારે ભાઈસ્સા'બ, દારૂ પીવા જેટલા પૈસા કુ'ની પાંહે સે? બે ટ'ક પેટ ભરીને ખાવાનુ' મળતુ' નથી, તો દારૂ ચ્યાંથી પીઉ'?–મને તો ગ'ભીરસ'ગ બાપુએ લાકડી મારી સે. મારો ગ'નો એટલો જ કે મને ફેર આવતા 'તા અને હુ' પડી જતો'તો, એટલે ઇમના ઘરની જાળી મારાથી પકડાઇ જઇ."

"એમાં ગ'ભીરસી'ગે શુ' ખોટુ' કર્યુ'? તે' એમનુ' ઘર અભડાવી માર્યુ' તો તમે મારે સ્તો." જેસી'ગ પટેલે કડકાઇ બતાવીને કહ્યું.

બિચારો પસલો કંઇ જવાબ આપી શક્યો નહિ'. ઝમકુએ નિસાસો નાખ્યો ને રૂપાં દયામણે ચહેરે મુખી સામે અર્ધી લાજ કાઢીને જોઇ રહી. જાણે ન્યાયને બદલે તે એની દયા યાચતી ન હોય!

એ જ વખતે મુખી જે લીમડા નીચે ઉભા હતા તેની ઉપર 'હુક' કરતો વાંદરો નીચલી ડાળેથી કુદીને ઉપરની ડાળ ઉપર ગયો, અને લીમડાની પાછળ જણાતો સુરજ નાના કાળા વાદળની પાછળ ટ'કાઇ ગયો.

"પણ 'લ્યા, તારાથી ગ'ભીરસી'ગનો વાડો સાફ કરવા જવાય તેમ નહોતુ' તો તારી માને કે બાયડીને મોકલવી હતી ને?" જેસી'ગભાઇએ સત્તાવાહી સુરે કહ્યું. "ગ'ભીરસિ'ગે આજે ચોરે આવીને ફરીયાદ કરી છે કે તુ' એમને ઘેર વાડો સાફ કરવા ગયો નથી."

આનો જવાબ પસલો આપે, તે પહેલાં રૂપાંએ પોતાની બાજુના ઝું'પડામાંથી કાળીઆને બોલાવ્યો તુરત જ બાજુના વાડામાંથી ચુવરની વાડનુ' બારણુ' ઉઘાડીને કાળીઓ આવતો જણાયો.

[૪]

કાળીઆએ પસલાના ઝું'પડાની સામે મુખીને ઉભેલા જોયા.

જેસી'ગમુખી કડક હતો. અ'ત્યજો સામેની એની કડકાઇ અને તિરસ્કારનો તો પાર નહોતો. કાળીઓ તે સારી રીતે જાણતો હતો. એટલે વાડામાંથી નીકળતાં જ મર્દની માફક ધીરે ધીરે ડગલાં ભરતો ભરતો તે અક્કડ માથે મુખી સામે આવ્યો.

"કાળુભાઇ! મખી બાપુની હાથે વાત કરોને?" રૂપાંએ તેને પાસે આવેલ જોઇને કહ્યું.

"કેમ અલ્યા કાળીઆ! કેવુ'ક ચાલે છે?" જેસી'ગ મુખીએ વડપણની લાગણીનો દેખાવ કરીને કહ્યું.

"તમારા જેવાંની દયાથી હારૂ' છે કાક." કાળીઆએ બે હાથ જોડીને કહ્યું.

"મુખી બાપુ પુસે સે કે ગ'ભીરસ'ગ બાપુનો વાડો વાળવા પસલો નાં જ્યો તો કાક બૈરાને ચમ નાં મોકલ્યુ'?" રૂપાંએ ભય અને ચિ'તાની લાગણીથી કાળીઆ સામે જોઇને કહ્યું.

"ખરૂ' છે, શું કામ કોઇ બૈરાંને મોકલાવ્યુ' નહિ'." મુખીએ રૂપાંનાં વચનો ઉ'ચકી લેતાં કાળીઆને પૂછ્યુ'. "વાડો સાફ ન થાય તો ગ'ભીરસિ'ગથી ઘરમાં કેમ કરીને રહી શકાય? જો બૈરાને જવાનુ' ન ફાવે તો તારે કે ભ'ગીઆવાડમાંથી બીજા કોઇએ જવુ' જોઇતુ' હતુ'."

"ઓ માબાપ! પસલાનુ' માથુ' ફુટી જ્યુ' સે એ જોયુ'?" કાળીઆએ ફરીથી મુખી સામે હાથ જોડીને કહ્યુ': "એના માંથામાંથી એટલુ' બધુ' લોહી વહી જ્યુ' સે. તમે તો અમારા માબાપ જેવા છો.

તમારે તો અમ જેવા ગરીબ લોક ઉપર દયા કરવી જોયે."

"પણ પસલો ગંભીરસિંગના મકાનને અડક્યો શું કામ?" જેસીંગ મુખી ગુસ્સે થઈને બોલી ઉઠ્યા.

"પણ, ભઈસાબ, કોઈ માણસને ચક્કર આવતાં હોય ને તે પડી જતો હોય તો, હાથમાં આવે તે આધાર પકડે નહિ?" કાળીઆએ નમ્રતાથી દીન ભાવે કહ્યું.

"ના, ના. ઉજળિયાતના ઘરને એનાથી એમ અડાય નહિં. અમે તમારાં ભંગીયાઓના હાથે અમારાં ઘર એમ ભ્રષ્ટ થવા દેવાના નથી." મુખીએ દમામથી કહ્યું.

"પણ તાંણે પસલો એ વખતે બીજું હું કરે બાપજી. ઇણે જાળી ઝાલી ના હોત તો એ બચારો ધરતી ઉપર પડી જયો હોત, અને ઇનું માથું ફુટી યું હોત." કાળીઓ હજી નમ્રતા થી જ જવાબ આપતો હતો.

"જમીન પર પડ્યો હોત તો શું?" મીએ બે તમાથી કહ્યું.

"હું અમે કંઇ માંણહ નથી?" કાળીઆએ સ્વમાનની ભાવનાથી પ્રેરાઈને કહ્યું.

"તમે માત્ર ભંગીયાં છો." જેસીંગભાઈએ તિરસ્કારથી અને તોછડાઈથી કહ્યું.

"પણ અમારા ભંગીઓના વના દનિયાંને ચાલે ઇમ સે ખરૂં?" કાળીઆએ મુખીની બરાબર સામે જોઈને પૂછ્યું.

"તમારામાંથી ગંભીરસિંગને ઘેર હમણાંને હમણાં કોઈ જાય છે કે નહિં તે કહે?"

કાળીઆ જેવા ભંગીની સાથે વાદાવાદમાં ઉતરવાથી પોતાની મહત્તા ઘટે, એમ માનીને મુખીએ ક્રોધભરે અવાજે ગર્જના કરી.

"ના, જ્યાં હુધી ગંભીરસંગ અહિં આવીને પસલાની માફ નાં માગે, ત્યાં હુધી નૃહિં." કાળીઆએ હિંમત રાખીને દ્દઢતાથી કહ્યું.

"શું બોલ્યો?" મુખી ક્રોધથી ધ્રૂજતો બોલી ઉઠ્યો. "ભંગીયાની માફી?"

જેસીંગભાઈએ જીંદગીમાં આવાં વચનો કદી સાંભળ્યાં નહોતાં—તેણે કાનોકાન કાળીઆનાં વચનો સાંભળ્યાં. છતાં તે માનવાને તૈયાર નહોતો કે અનંતપુરનો એક ભંગીઓ, મુખીની સામે ઉભો રહીને આમ બોલી શકે.

"હા, હા." કાળીઆએ વધારે દ્દઢ સ્વરે કહ્યું.

"જો આજ સાંઝ સુધી તું ત્યાં નહિ જાય તો હું તને બરાબર બતાવી દઇશ." ઉંદર ઉપર તરાપ મારવા તૈયાર થયેલી બિલાડી જેવો તે વખતે જેસીંગભાઈનો દેખાવ લાગતો હતો. ક્રોધથી તે ધ્રૂજી રહ્યો હતો. "તું નહિં જાય તો હું ત્યાં મગનીયાને કે બાપુડીયાને મોકલીશ."

"બાપુ કે મગો કોઈ ઇમને ઘેર જવાનું નથી." હૈડે પેટે કાળીઆએ કહ્યું.

"શું ત્યારે તમે બધા ભંગીઆઓએ એકી કરી છે?" મુખીએ મોંઢામાંથી ધખધખતા અંગારા જેવાં વચનો કાઢ્યાં.

પણ કાળીઓ તેથી હવે ડરી જાય તેમ નહોતો. તેણે શાંતિથી કહ્યું: "અમે આ રીતે અમારૂં અપમાન થવા દેવાના નથી."

"ઠીક છે?" મુખી ફફડ્યો. "આ બાબત હું ફોઝદાર સાહેબને જણાવીશ. કાલ સવારે જ તે અહિં આવવાના છે.

કાળીઓ સ્વાભિમાનની મૂર્તિ સમો તે વાત સાંભળી રહ્યો. એક અક્ષરે તેણે ઉચ્ચાર્યો નહિં કે ફોઝદાર સાહેબનું નામ સાંભળી તે ગભરાયો પણ નહિ.

## [૫]

શાન્ત પડી પણ ગંભીરસિંહનો વાડો સાફ કરવા કોઈ ગયું નહિ.

ગરાસીઓ ગુસ્સાથી બળી જતો હતો. વાડાની ગંધથી ઘરમાં યે રહી શકાતું નહિ. નાક ફાટી જાય તેવી દુર્ગંધ બધે ફેલાઇ રહી હતી.

બીજી તરફ જેસીંગ મુખી પણ ક્રોધથી સળગતો, ધીકતા દાવાનળ સમો બની રહ્યો હતો. એક સામાન્ય ભંગી જેસીંગ પટેલ જેવા, અનંતપુરના મોભાદાર મુખીનું આમ અપમાન કરી જાય? એ અપમાન પાટીદાર બાપડાથી કેમ સહન થાય?

બન્ને જણાઓએ જેમ તેમ રાત પસાર કરી. વહાણું વાયું. અનંતપુરનાં વૃક્ષો ઉપર પક્ષિઓ મધુર રાગે કિલકિલાટ કરતાં નાચવા લાગ્યાં. પૂર્વ દિશામાંથી સૂરજ ધીરે ધીરે ઉંચો ચઢી અનંતપુરને અજવાળી રહ્યો.

આજે અનંતપુરમાં નવું જ ચેતન, નવી જ ધમાલ અને નવી જ દોડદોડ જનાતાં હતાં. કેમકે સવારના બરાબર આઠ વાગે અનંતપુરને આંગણે તાલુકાના ફોજદાર સાહેબ પધારવાના હતા.

બરાબર આઠ વાગે ગુલ્ફ બાંધાતો, શ્યામ વર્ણનો, વાંકડીઆ મુછવાળો, ખાખી પોશાકમાં સજ્જ થયેલો ફોજદાર ઘોડે ચઢીને અનંતપુરના ચોરા આગળ આવીને ઉભો રહ્યો. તેની સાથે પોલીસના બે સિપાઈ હતા.

મુખી, મતાદાર, વરતણીઆ ચોરા આગળ તૈયાર ઉભા હતા. આમના કુંભારને ત્યાંથી વગર પૈસે વેઠે લાવવામાં આવેલાં પાણીનાં માટલાંમાં, બીજા કુંભાર પાસે વિના મુલ્યે ભરાવેલું પાણી ઠંડું થઇ રહ્યું હતું. ફોજદાર સાહેબની ચાકરી કરવી પડે તે માટે મુખીએ વરતણીઆ મારફત વારાવાળા વાળંદને બોલાવીને હાઝર રાખ્યો હતો.

ફોજદાર સાહેબને સહુએ નીચા નમીને સલામ કરી; ગામડાંમાં વસ્તાયાં અને ઘેરતણીઆ આગળ પોતાની સત્તાનો પ્રભાવ પાડવા, અમલદારો એવી સલામો જે રીતે ઝીલે છે, તેવા દમામ અને લોચ્છડાઇથી હાથમાંની સોટી ઉપર સલામ ઝીલતાં, ફોજદારે નીચા ઉતરીને તૈયાર રાખેલાં વેદનાં ગાદલાં બિછાવેલા, વેદના ખાટલા ઉપર પોતાના સત્તાવાહી શરીરને લાંબુ કર્યું.

"કેમ મુખી!" શાંતિ તેમની સુવ્યવસ્થાના રક્ષક, અને ગુનેહગારોના શત્રુ મનાતા ફોજદારે ખાટલા ઉપરથી મુખીને પૂછ્યું. "કેમ ગામની કેવીક ખબરો છે? બધું કેમ ચાલે છે?"

"અરે, ફોજદાર સાહેબ, જમાનો જ બદલાતો જાય છે. અહિં તો પશ્ચમનો સુરજ આથમણી કોરાં ઉગવા માંડ્યો છે."

જેસીંગભાઈએ ઢીલા બનીને સામા ખાટલા ઉપર બેમનાં બેસતાં કહ્યું.

"કેમ, શું છે!"

"પૂછવા જેવું જ નથી. આ ગામના ભંગીઆઓ પણ હવે તો ફાટ્યા છે. મારૂંયે કહ્યું માનતા નથી." મુખીએ ફરિયાદ શરૂ કરી.

"પણ છે શું? અમારો હુકમ શું કામ તેઓ માનતા નથી?"

ફોજદારે વિશેષ જાણવાની આતુરતાથી પૃચ્છા કરી.

"ગંભીરસિંહનો વાડો સાફ કરવા જવાની તેઓ ના પાડે છે." મુખીએ લગાર ગંભીર બનીને કહ્યું. "એ લોકો કહે છે કે ગંભીરસિંગે પસલાને માર્યો માટે ભંગીઆવાડમાં જઇને ગંભીરસિંગ પસલાની

મારી નં'માગે ત્યાં સુધી તેઓ કામ કરવાના નથી."

"તે ગંભીરસિંહે પસલાને શું કામ માર્યો?" થોડીક વિગતો ઉપરથી આખો મુકદ્દમો તૈયાર કરવાની હમેશની ટેવ મુજબ ફોઝદારે વળી પૂછ્યું.

"પસલાએ ગંભીરસિંગના ઘરને અભડાવી માર્યું હતું."

"શું કામ તેણે ઘર અભડાવ્યું?"

"પસલો કહે છે કે, તેને ચક્કર આવવાથી તે પડી જતો હતો, અને પડતાં બચવા માટે, એણે ગંભીરસિંગના મકાનની જાળી પકડી."

"પણ એમાં તેણે ખોટું શું કર્યું?" ફોઝદારે કહ્યું. "જાઓ વરતણીઆને મોકલી ને હમણાંને હમણાં ગંભીરસિંગને બોલાવો."

મુખીને તેમ કરવું પડ્યું. તે હવે પછી શું બનશે એના વિચારમાં પડી ગયો. પરંતુ ફોઝદાર ગમે તેમ પણ બ્રાહ્મણ હતો. અને બ્રાહ્મણ ભંગીનો પક્ષ નહિં જ કરે એવી જેસીંગભાઇની ખાત્રી હતી.

અલબત ફોઝદાર બ્રાહ્મણ હતો. પરંતુ નવયુગની અસરમાંથી મુક્ત ન હોતો. વળી દેશમાં ચાલી રહેલી ચળવળ અને અંત્યજોને થતા અન્યાય નિવારવાની દેશનેતાઓની આગ્રહ ભરી ભલામણોની અસર તેની ઉપર પણ થવા સિવાય રહી ન હોતી.

ગંભીરસિંહ આવ્યો ત્યાં સુધી ચોરાના વાતાવરણમાં ગમગીન શાંતી ફેલાઇ ગઇ.

વરતણીયાં અને વાળંદ દૂર બેઠે બેઠે, શું બને છે તે જોવાની કુતુહલતાથી અંદર અંદર વાતો કરી રહ્યા હતા.

જેસીંગભાઇ ગંભીરસિંહના આવવાની રાહ જોઇ રહ્યો હતો.

[૬]

ગંભીરસિંહ ગરાસીયો અડધા કલાકમાં તો આવી પહોંચ્યો.

લગભગ ચાલીસેક વર્ષનો, આથમી જવા બેઠેલી રાજપુતાઇની સંસ્કૃતિના ખંડેર સમો તે હતો. એની આંખમાં કંઇક ગૌરવ અને વધારે પડતી જડતા જણાતાં હતાં. એનો બાંધો મજબુત છતાં ઓજસ વિનાનો હતો.

તેણે ફોઝદારને સલામ કરી.

"બેસો ગંભીરસિંહ" ફોઝદારે કહ્યું.

ગંભીરસિંહ મુખીની પાસે બેઠો.

"તમે પસલા ભંગીને કેમ માર્યો? માત્ર તમારા ઘરની જાળીને પકડીને તે પડતાં બચી ગયો એટલો જ એનો ગુન્હો હતોને?"

"હા, સાયબ!" ગંભીરસિંહે હાથ જોડીને કહ્યું: "પણ મારા ઘરને અભડાવી મારીને જ એ ભંગીઓને સંતોષ થયો નથી. મને હજી તો વધુ હેરાન કરી રહ્યા છે. મારો વાડો સાફ કરવાની તેઓ ના પાડે છે, અને બે દહાડાથી ઘર આખું નરકની ખાણ જેવું થઇ પડ્યું છે. કેવા દાંડા આવી પોંચ્યા કે મુખીનો હુકમ પણ ભંગીઓ માનતા નથી! સાયબ, હવે તો તમે એ હાળાઓનાં હાડકાં રંગી નાંખો તો પાંશરા થાય."

ગંભીરસિંહે માન્યું હતું કે બ્રાહ્મણનાતિનો ફોઝદાર જરૂર એની સલાહ માની લેશે. પરંતુ ગંભીરસિંહની અજાયબી વચ્ચે ફોઝદારે વૈશાખના ખરા મધ્યાન્હ જેવા ક્રોધથી લાલચોળ બનીને કહ્યું: "તમારો આ બકવાદ બંધ કરો. શું ભંગીઓ તમારા અને મારા જેવા માણસો નથી?"

"સાયબ, એ લોકો માણસ તો છે," ગંભીરસિંહે મામલો પલટાયલો જોઇને ગંભીરાઇથી માથું હલાવતાં કહ્યું.

"તમને એની માફક ચક્કર આવી ગયાં હોત તો તમે પડતાં બચવા કશાકનો આધાર લીધો હોત કે નહિ?" ફોઝદારે પૂછ્યું

"હા બાપજી." ઢીલો પડી જતો ગંભીરસિંહ બોલ્યો.

"તો પછી પસલાએ એમાં શું ગુન્હો કર્યો?" આગના ભભુકા જેવી આંખોવાળા માથાને અક્કડ રાખીને ફોજદારે પૂછ્યું.

"પણ એ તો ભંગીયો, એને અડીએ તો અભડાઇ જવાય." ડરતાં ડરતાં ગંભીરસિંહે કહ્યું.

"એટલે શું? તમારી જેટલી એને જરૂર પડે છે તેટલી જ એની જરૂર તમને પડે છે. તમારૂં ઘર કડીયા, સુતાર, લુહાર કે મજુરની મદદ વિના બંધાયું ન હોત. અનંતપુરમાં બધા જ તમારા જેવા જાગીરદાર ગરાસીયા રહેતા હોય તો ગામ ન ચાલી શકે! મુખી તલાટી, મતાદાર, વરતણીઆ વાળંદ, કુંભાર, ભંગીઆ અને બીજાઓની એકબીજાની મદદ અને સહકારથી જ ગામનું કામકાજ ચાલી શકે છે. એટલે ગામને જેટલી તમારી જરૂર છે તે કરતાં વધારે ભંગી અને બીજા કામ કરનારાઓની છે. તેથી જે ભંગી તમારી સાથે કામ કરનાર છે તેને તમે લાકડી મારી શકતા નથી, એમ છતાં તમે જો એને મારો તો તમારૂં કામ કરવાની ના પાડવાનો હક્ક એમને જરૂર છે."

"પણ ફોઝદાર સાહેબ, એ લોકોને અડવાથી આપણે અભડાઇ જઇએ."

"હું કંઇ એવું માનતો નથી. હું તો સમાજના તમામ માણસોને સરખા માનું છું."

બ્રાહ્મણ કોમના ફોઝદારને મુખેથી આવાં વચનો નીકળતાં સાંભળીને આસપાસ બેઠેલાઓમાં સનસનાટી મચી ગઇ.

"ભગવાન! ભગવાન!" જેસીંગમુખી આંખો મીંચી દઇને બડબડવા લાગ્યો.

"ત્યારે હવે શું કરવું?" ગંભીરસિંહે ફોઝદારને ધીમેથી પૂછ્યું. "જો ભંગી મારો વાડો સાફ કરવા નહિં આવે તો અમારી તબિયત બગડી જશે. કુટુંબની સ્ત્રીઓથી બહાર તો જવાય નહિં."

"જુઓ હું કહું તેમ કરો." ફોઝદારે શાંત થઇને કહ્યું. "તમે પસલાને ઘેર જાઓ, અને એને મારવા માટે દિલગીરી બતાવો, તેમ જ એની દવા માટે એક રૂપીઓ એની માને આપો."

"શું?" ગરાસીયાનું લોહી સ્વાભાવિક રીતે જ એકદમ ઉછળી આવ્યું. "હું—" તે ધ્રુજતો હતો "ગરાસીયો, તે વળી એ ભંગીયાને ઘેર જાઉં, અને તેની માફી માગું? નહિં–નહિં, ભલે ધડ ઉપરથી મસ્તક ઉડું પડે, પણ મારાથી એ નહિં જ બને."

"તો પછી વાડાને ગંધાવા દયો."

ફોજદારે ગંભીર ભાવે કહ્યું.

"સાહેબ, આપ તો બ્રાહ્મણ છો, અને આવું કહો છો?" આશ્ચર્યચકિત થઇ ગયેલા મુખીએ દિલગીર થઇને કહ્યું. હમણાં આકાશ ઉડું પડશે, પૃથ્વી ફાટી પડશે અને હિંદુ ધર્મ તેમાં હતો નહતો થઇ જશે, એટલી ચિંતા જેસીંગ પટેલને થઇ રહી હતી.

"હા, કેમકે પસલો ગંભીરસિંહના શરીરને નહિં પણ એમના ઘરની જાળીનેજ માત્ર અડક્યો છે. પણ વખત આવે માણસ પડી જતો હોય તો એમને અડી જાય તો પણ શું થયું? બહુ બહુ તો તમે સ્નાન કરી નાખો." એમ કહીને ફોઝદારે ગંભીરસિંહ સામે જોઇને કહ્યું: "આજે સાંઝે હું જવાનો છું."

તેઓ હિંદને છોડશે નહિં, એ વાત છુપાવવાની હવે જરૂર નથી." પરંતુ હવે તો હિંદના મિત્ર તરીકે જેને લોકો ભૂલથી ઓળખી રહ્યા હતા તે–અને કદાચ કામદાર સરકાર જેને હિંદી વઝીર બનાવવા માગે છે તે–કમાન્ડર કેનવર્ધી પણ નગ્નસ્વરૂપે જાહેર થઈનેસાફ સાફ વાત કરવાની ઘડી આવી પહોંચી છે, એમ માનીને પોતાના દેશવાસીઓને કહે છે: "બ્રિટિશ ઉદ્યોગોને માટે તેમજ બ્રિટિશ વહાણવટાને માટે હિંદનાં બજારો ઘણાંજ મહત્વનાં છે" તે માટે કાંતો સખ્ત હાથે કામ લઈને કારભાર કાયમ રાખો, નહિં તો હિંદમાંથી નીકળી જાઓ. અર્થાત જો સખ્ત હાથે કામ લઈ હિંદી બજારો બ્રિટનના લાભ માટે સાચવશો નહિં તો હિંદમાં તમારૂં સ્થાન નહિં રહે.

'બ્રિટનનું ઔદ્યોગિક ભાવી' નામથી ૧૯૨૮ માં બ્રિટનના લીબરલો તરફની ઔદ્યોગિક તપાસ સમિતિએ કરેલા રિપોર્ટમાં પણ જણાવવામાં આવે છે કે:

"ગ્રેટ બ્રિટનનો બધો આધાર પરદેશી વ્યાપાર ઉપર છે."

અને અમેરિકા, જપાન તેમજ જર્મનીની વધતી જતી વ્યાપારી હરિફાઈને લીધે ગ્રેટ બ્રિટનનો નિત્ય સંકોચાતો જતો વ્યાપારનો આધાર, મોટે ભાગે હિંદ ઉપરજ છે; એટલે હિંદ ઉપરનો કાબુ ઢીલો કરવો તે બ્રિટનને પ્રતિ વર્ષે કરોડોની આવક હાથમાંથી જતી જોવા તેજ થાય છે, એ સહજે સમજી શકાય તેમ છે. બ્રિટનનો માલ સંસ્થાનોમાં તેમજ સામ્રાજ્યના બીજા વિભાગોમાં મળીને લગભગ ૪૨ ટકા જેટલો જાય છે, તેમાં એકલા હિંદમાં ૨૧ ટકા જેટલો–અર્થાત પ્રતિવર્ષે રૂ. ૧,૨૬૦,૦૦૦,૦૦૦ નો માલ આવે છે અને એક ગોરા ઈતિહાસકારના કથન પ્રમાણે જોતાં, બ્રિટિશ સામ્રાજ્યમાંથી હિંદ બહાર જાય તો, 'સામ્રાજ્યની દશા ડેન્માર્કના કુમાર વિનાના હેમ્લેટ જેવી થઈ જાય!' અને યોર્કશાયર તેમજ લેન્કેશાયરના માણસોને કામ ધંધા વિના બ્રિટનના મહોલ્લાઓમાં રખડતા થઈ જવું પડે. આથી બ્રિટનનો કામદાર પક્ષ હિંદને સ્વતંત્રતા કે સાંસ્થાનિક સ્વરાજ્યની પ્રાપ્તિમાં સહેજ પણ મદદગાર થાય તે કલ્પનાજ રેતીમાંથી તેલ કાઢવા જેવી છે.

બ્રિટનને હિંદુસ્થાનની તો હંમેશને માટે જરૂર હતી અને છે, કેમકે હિંદ વિના બ્રિટિશ સામ્રાજ્ય કે બ્રિટનની મહત્તા બન્નેમાંથી આજે કદાચ એકેય નહોત. પરંતુ ભૂતકાળમાં બ્રિટનને પોતાના વ્યાપાર માટે હિંદની જેટલી જરૂર હતી, તે કરતાં આજે ઘણીજ વધારે છે. કેમકે બ્રિટિશ ઉદ્યોગ ધીરે ધીરે લથડતો જાય છે, તેની સામે અમેરિકા અને જપાનની હરિફાઈ વધતી જાય છે, ઉપરાંત રશિયા સાથેના કટ્ટાથી, તેમજ તુર્કસ્થાન, અફઘાનીસ્થાન, ઈરાન ચીન, તેમજ ઇજીપ્તના પલટાતા જતા રાજકારણને લીધે, બ્રિટનને પોતાના તૈયાર માલ માટે હિંદની ખાસ જરૂર છે. પરંતુ બ્રિટનને મોટો નફો મળે, તેનો સવા અબજ જેટલો માલ દર વર્ષે નિરાંતે ખપ્યા કરે, બ્રિટનના શ્રીમંતોની તેમજ ઉદ્યોગવાદીઓની સગવડ પ્રમાણે જકાત અને હુંડિયામણનાં ધોરણની દાંડીઓ ઉંચી નીચી કરવાની આપખુદ સત્તા તેમનાં હાથમાંજ રહે, તેટલા માટે, હિંદ કાયમની ગુલામી વેઠી લેવાનું પરગજુપણું બતાવે, તેમ કમીમાં કમી હિંદવાસીઓ તો ધારી નજ લે.

ગ્રેટબ્રિટનનો બધો આધાર પરદેશો ઉપર છે, પણ ઓક્સફર્ડના વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ કરતાં બર્કનહેડે તાજેતરમાં કહ્યું હતું તેમ: "હિંદુસ્થાન તો બ્રિટનની કુંચી

ગાય છે. તેના વિના બ્રિટન પોતાની ઉત્પન્ન ઉપર તો માત્ર ૭ અઠવાડીઆં જીવી શકે તેમ છે" એટલે બાકીનાં ૪૬ અઠવાડીઆં સુખ ચેનમાં ગાળવા માટે તેઓ હિંદને કાયમનું ગુલામ રાખવા માગે છે.

તે સમજવા માટે "બ્રિટનના ઉદ્યોગનું ભાવિ" કેવું બનશે, તેનું ચિંતન કરનારા 'લીબરલો'નાજ "ઔદ્યોગિક તપાસ" ઉપર ઉડતી નજર નાખી જવી જરૂરની છે.

## [૨]

ચુની ઓગણીસમી સદી તે ગ્રેટ બ્રિટનના મધ્યાહ્નની સદી હતી. કોલસા અને લોખંડનો એ યુગ હતો. તે બન્ને સાધનોથી બ્રિટન છલોછલ હતું. એ વિક્ટોરીઅન યુગમાં ગ્રેટ બ્રિટને પુષ્કળ વસાહતો ને દરિયાપાર મોકલાવ્યા, નિર્બંધ વ્યાપારની સગવડ નીચે પરદેશમાંથી વ્યાપારને બહાને ખુબજ પૈસા મેળવ્યા, તેજ નાણું પરદેશમાં રોક્યું. એ યુગના શ્રીમંતોને માત્ર છક્કાં પંચાંજ હતાં. તેથીજ સામ્રાજ્યવાદ ખીલવવાનો વિચાર મજબુત થયો અને તેની ખીલવણી પણ સારી રીતે થઇ.

પણ એક સદીમાં તો મામલો પલટાવા લાગ્યો. બ્રિટનને માથેથી મધ્યાહ્નનો સૂર્ય અસ્તાચળ તરફ ઉતરવા લાગ્યો. ૧૯ મી સદીના અંત સુધીમાં તો આંતરિક અસંતોષની આગથી બ્રિટન સળગી ઉઠ્યું. તે સદીમાં ધનાઢ્યોને ત્યાં ધનના ઢગલા ખડકાયા, બીજી તરફ બ્રિટિશ મજુરોની નિર્ધનતાનીયે સીમા ન રહી. તેમાંથી કામદાર ચળવળ જન્મી. સત્તાવાદી શ્રીમંતોએ એ ચળવળને ઉગતાંજ છુંદી નાખવા માટે ઘણા ઘણા નિષ્ફળ પ્રયાસો કર્યા, પરિણામ વર્ગ વિગ્રહો વધારનારું અને ટ્રેડ યુનિયન [મજુર મંડળો] નો ખુબજ વિકાસ કરનારું થયું. યુધ્ધ પહેલાંનાં દસકામાં તો બ્રિટિશ કામદાર વર્ગની અશાંતિ એટલી બધી વધી પડી કે, બ્રિટનના ઉદ્યોગની પ્રગતિનાં ઊંડાં ઉતરેલાં મુળ જ હચમચી ગયાં.

પહેલાં તો બ્રિટન એકલે હાથે લાભ ખાટતું હતું, પણ ૧૮૭૦ થી તેની સામે પરદેશી હરિફાઇ શરૂ થઇ. અત્યાર સુધી બળતણ તરીકે એકલો કોલસો વપરાતો હતો, તે સ્થાને તેલ પણ વપરાવા લાગ્યું, આથી કોલસાનું મહત્વ ઘટયું. તેની સાથે સાથે વ્યાપાર કરવાની કલા તેમજ કાર્યકુશળતામાં પણ અમેરિકા અને જર્મનીએ બ્રિટનને ઘણુંજ પાછળ નાખી દીધું. પરંતુ સામ્રાજ્યને લીધે લંડન જગતના નાણાંના મધ્યબિંદુ તરીકેની પોતાની સ્થિતિ ટકાવી રાખી શક્યું. પરંતુ યુરોપના બીજા દેશો અને અમેરિકાની હરિફાઇને લીધે, તેમજ દૂરના પૂર્વના પ્રદેશો અર્થશાસ્ત્રને સમજતા થવાને લીધે તે દશામા પલટો આવવા લાગ્યો તેથી ૧૮૭૧–૭૫ માં જગતના વ્યાપારમાં બ્રિટનનો હિસ્સો ૨૧ ૩/૫ હતો તે ઘટીને ૧૯૧૩ માં ૧૫ ૩/૧૦ ટકો થઇ ગયો.

કામદાર વર્ગની જાગૃતિને લીધે બ્રિટનના શ્રીમંતોની આખાં કોળાં હજમ કરવાની નીતિ ઉપર પણ કંઇક અંકુશ પડ્યો. ૧૯ મી સદીના આરંભમાં બ્રિટિશ કામદારને જે રોજી મળતી હતી, તે કરતાં અત્યારે ચારગણી રોજી તેને આપવી પડે છે, તેમજ પગારદારોને બેવડો પગાર આપવો પડે છે, તેમ બ્રિટીશ પ્રજાની માલ ખરીદવાની શક્તિ યે બેવડાઇ છે. પરંતુ વસતિનું પ્રમાણ તેટલા વખતમાં પાંચગણું વધી ગયું, એટલે કામદારોની આર્થિક દશામાં જોઇતો સુધારો થયો નહિં, અને તેથી તેમની ખરીદવાની શક્તિ પણ ઝાઝી વધી નહિ.

પરંતુ બ્રિટનને વધારે નુકશાન તો યુરોપી યાદવીને લીધે થયું છે. જર્મની તેનું ભારે હરિફ હતું તેની હરિફાઇને લીધે બ્રિટિશ વ્યાપાર ઉદ્યોગને નુકશાન થતું હતું, તેથી બ્રિટન તેની સામે લડવાની તક જોતું હતું જ, તે તક મેળવી પણ તેથી બ્રિટનને વ્યાપાર ઉદ્યોગની નજરે લાભ ન જ થયો. લડાઇ દરમયાન એકલી રણસામગ્રી જ બનાવવાની જરૂર ઉભી થઇ, તેથી બીજા કેટલાય ધંધાઓ પડી ભાગ્યા, અને તે પછી તો ઉભી થયેલી અવળી સવળી આંતર રાષ્ટ્રીય સંબંધોની પરિસ્થિતિને લીધે ઘણીજ ગુંચવણો ઉભી થઇ.

લડાઇ દરમિઆન પરદેશી માલ ઓછો આવતો થયો. એટલે પૂર્વના દેશોમાં તેમજ સામ્રાજ્યના બીજા દેશોમાં જરૂરની વસ્તુઓ બનાવી લેવાની, કે કેટલીક ચીજો વિના લઇ ચલાવવાની વૃત્તિ ઉત્પન્ન થઇ. હિંદમાં આવી અમૂલ્ય તક ઔદ્યોગિક કમિટિની તપાસને નિમિત્તે—છતાં ખરી રીતે પોતાનાજ ઉદ્યોગ અને વ્યાપારના રક્ષણના જ હેતુથી વેડી મારવામાં આવી; છતાં યુદ્ધ પછી બ્રિટનને તો વ્યાપાર ઉદ્યોગમાં તેથી ભારેમાં ભારે અને ગંભીર ફટકો પડ્યો. તે પડ્યો જ. ગ્રેટ બ્રિટનના ઉદ્યોગ વ્યાપારનો અધોજ આધાર પરદેશો સાથેના તેના વ્યાપાર ઉપર છે. અને યુદ્ધ પહેલાંનાં ૪૦ વર્ષોમાં પરદેશી હરિફાઇ છતાં બ્રિટનના જગત સાથેના વ્યાપારમાં ચાર ગણો વધારો થયો, પરંતુ ૧૯૧૩ પછી તેનીએ પ્રગતિ ખુબજ રૂંધાઇ ગઇ છે, તે બ્રિટિશ વ્યાપારને પડેલા ફટકાઓમાં વધુ ગંભીર છે.

જર્મન સબમરિનોને લીધે વહાણવટાનો ધંધો જુદીજ દિશામાં ફેરવાઇ ગયો. લડાઇ પછી વ્યાપારી નૌકા કાફલામાં આથી ૫૦ ટકા જેટલો વધારો થયો છે, જ્યારે દરિયાઇ વ્યાપારમાં તો જૂજ વધારો થયો છે, આથી નોલના ભાવ ઘટયા અને સ્ટીમરો બાંધનારા કામદારોને નવું કામ નહિં મળવાથી તેઓ બેકાર બન્યા તે જુદું. હિંદનો દરિયો કિનારો ખેડવાની તક હિંદીઓને મળવી જોઇએ તે માટેના હાજી બીલ સામેના ગોરા શ્રીમંતોની તેમજ ખાસ કરીને વ્યાપારી નૌકા કાફલાવાળાઓની ભયંકર અને ઉગ્ર લડતનું રહસ્ય આમાં રહેલું છે—તે વાત નવેસરથી સમજાવવાની જરૂર નથી.

બ્રિટનનો બીજો મોટો ઉદ્યોગ કોલસાનો. પણ બળતણમાં તેલનો ઉપયોગ શરૂ થયો, તે પછી વળી બીજાં પણ પ્રવાહી બળતણ શોધાયાં છે, તેથી યુદ્ધ પછી બ્રિટીશ કોલસાનો ધંધો ખોરવાઇ ગયો છે, આથી ખાણના કામદારોની સાથે બ્રિટિશ પાર્લામેંટની લડત ચાલુ છે, કેમકે શ્રીમંતોને નફો ઓછો થાય તે પરવડતું નથી. ગરીબ કામદારોનાં કુટુંબો બેકાર બને તેની તેમને પરવા નથી.

લોખંડ તેમજ પોલાદનો બ્રિટિશ ઉદ્યોગ પણ ઘણોજ મહત્વનો હતો. પરંતુ લડાઇ પછી એકલા અમેરિકા સિવાયના કોઇ પણ દેશમાં તે ધંધો પહેલાંના જેવો રહ્યો નથી.

વળી પૂર્વના દેશોમાં કાપડના વણાટનો ઉદ્યોગ વધવાથી લેન્કેશાયરનાં શાળીયાં બેસવા લાગ્યાં છે. આથી બ્રિટનમાં બેકારી ઘટતી નથી, પણ ચાલુ વધે છે, તેથી ખાસ કરીને ખાણોના અને રેલ્વેઓના કામદારોમાં અસંતોષ ચાલુજ નથી પણ વધતો જાય છે. અલબત્ત આમ છતાં હિંદ જેવા દેશ ઉપરના બ્રિટનના કાબુને લીધે શ્રીમંતોને કમાણી થાય છે, હુંડિયામણનો તેમને લાભ મળે છે, તેથી બ્રિટનની રાષ્ટ્રીય આવકનું પ્રમાણ વધ્યું છે, પરંતુ વસ્તિનો તેમજ મોંઘવારીનો જે ચાલુ વધારો જેવો છે

છે તેથી, સરેરાશ આ.ક. ૧૯૧૧ માં હતી તે કરતાં ૧૯૨૪ માં માણસદીઠ પાંચ રૂપીઆનો ઘટાડો થયો છે.

વળી યુદ્ધ પહેલાં બ્રિટનની રાષ્ટ્રીય બચત ૩૭૫૦ લાખ પાઉંડની હતી, ૧૯૨૪ માં તે ૫૦૦૦ લાખ પાઉન્ડ જેટલી થઇ, પરંતુ પહેલાંની બચતમાંથી અર્ધો અર્ધ નાણું પરદેશમાં મોકલાવી શકાતું, તેમાં હવે ઘટાડો થયો છે. તેથી નગદ નાણાંની નજરે પણ બ્રિટનને નુકશાનજ થતું રહ્યું છે. કેમકે હિંદ, ચીન કે પૂર્વના બીજા દેશોમાં નાણું સત્તાના જોરે મોકલાવી તેની ઉપર વધારેમાં વધારે વ્યાજ ઉપજાવી શકાય, પણ તે નાણું બ્રિટનમાં અટકાઇ રહે તેથી કંઇ એટલી કમાણી થઇ શકે નહિં. હિંદની લંડનમાં ઉભી થતી લોનોનું રહસ્ય આ ઉપરથી સમજાશે.

ઇ. સ. ૧૮૮૦થી ૧૯૧૩ સુધી બ્રિટનના નિકાશ વ્યાપારમાં દર વર્ષે સરેરાશ ૩ ટકા જેટલો વધારો કાયમ થયાંજ કરતો હતો, પરંતુ લડાઇ પછી તેમાં વધારો તો નથી થયો પણ યુધ્ધ પહેલાંના સમયના ૮૦ ટકા જેટલો બની ગયો છે અને ૧૯૧૩ કરતાં ખાણીપીણીને લગતી વસ્તુઓની, તેમજ તંબાકુની આયાતમાં ૨૦ ટકાનો વધારો થયો છે.

ગ્રેટબ્રિટનના નિકાશ વ્યાપારમાં કોલસા, લોખંડ, પોલાદ, સુતરાઉ અને ઉનનું કાપડ તેમજ યંત્રો એનો હિસ્સો ૫૦ ટકા કરતાં પણ વિશેષ હોય છે, પરંતુ અત્યારે તો ઉપર જોયું તેમ તેજ વસ્તુઓના નિકાશમાં ઘટાડો થતો જાય છે. વળી ૧૯૧૩માં દુનિયા સાથે નિકાશ વ્યાપારમાં પહેલું ગ્રેટ બ્રિટન, બીજું અમેરિકા અને ત્રીજું જર્મનીનું સ્થાન હતું. ૧૯૨૫ માં તેમાં પલટો થઇને પહેલું અમેરિકા, બીજું બ્રિટન, અને ત્રીજું જર્મની આવ્યું છે. ૧૯૧૩ કરતાં બ્રિટનના વ્યાપારમાં ૧ ટકાનો ઘટાડો થયો, ત્યારે અમેરિકાનો વ્યાપાર ૪ ટકા જેટલો વધ્યો. જર્મનીની દશા ૧૯૧૩માં હતી તેથી ૧૯૨૫માં અડધે રસ્તે પહોંચવા જેવી હતી, પણ ૧૯૨૪ અને ૧૯૨૫ દરમિયાન તેણે પ્રગતિ કરી ત્યારે બ્રિટનને પાછું હઠવું પડ્યું છે. કેમકે સામ્રાજ્ય સાથેનો બ્રિટિશ વ્યાપાર પણ ઘટતોજ ચાલ્યો છે.

વળી ૧૯૧૩ માં બ્રિટનની પરદેશોમાં રોકાયલી મૂડી ૧૮૧૦ લાખ પાઉન્ડ જેટલી હતી, ૧૯૨૭ માં તે ઘટીને ૭૪૦ લાખ પાઉન્ડની થઇ ગઇ છે. આમ ચારે તરફથી બ્રિટનનો વ્યાપાર ઉદ્યોગ અને તેની પ્રતિષ્ઠા પડતાંજ ચાલ્યાં છે. સંસ્થાનો સામ્રાજ્યમાંથી વધુ છુટાં પડી ગયાં છે. ઇજીપ્ત, ચીન અને અફઘાનિસ્થાન ઉપરનો તેનો પરોક્ષ અને પ્રત્યક્ષ કાબુ તેમજ લાગવગ પડી ભાગી છે.

[૩]

હિંદુસ્થાનની જરૂર તેથી બ્રિટનને માત્ર પોતાના વ્યાપાર માટેજ છે. હિંદના અંકુશો માટે, અંત્યજો માટે, લઘુમતિવાળી કોમોના રક્ષણ માટે કે, હિંદી શ્રીમંતોને બોલ્શેવીઝમ્ ખાઇ ન જાય તે જોવા માટે છે; એવી એવી બધી વાતો કેવળ ભ્રમજ છે. આજે નહિં પણ અનેક વર્ષોથી તેથી બ્રિટિશ શ્રીમંતો એમ માને છે કે, જો હિંદુસ્તાનના ખેડુતની દશા જરાક ઠીક થાય—માત્ર બાર મહિને એક ધોતીઉંજ વધારે ખરીદવા જેટલી—તો તેટલાથી લેન્કેશાયરની કામ વિના પડી રહેલી મીલો આખું વર્ષ ધમધોકાર ચાલે તેટલું કામ તેને મળે. આમ ખેડુતની દશામાં સહેજ સુધારો થાય, તેના ઉપરથી કયટી

નાખનારા મહેસૂલમાં સહેજ ઘટાડો થાય, તેવી ઇચ્છા જો બ્રિટનના કોઇ પણ પક્ષ તરફથી, કોઇ પણ વખતે બતાવવામાં આવતી હોય, તો નહિં કે ખેડુતોના લાભ માટે પણ બ્રિટનના પોતાનાજ લાભ માટે.

આ દશામાં હિંદી શ્રીમંતો, હિંદી લીબ-રલો કે બ્રિટિશ સંબંધ માટે ખુબજ આકુળ વ્યાકુળ બનીને, તેને મજબૂત બનાવી રાખવા ઇચ્છતા દેશી રાજાઓ એ બતાવી શકશે ખરા કે, બ્રિટનનાં 'લીબરલ' પત્રો તેમજ રૅમાન્ડર કેનવર્થી જેવા મજુર પક્ષના રાજ્યકારીઓ કહે છે, તે કરતાં બીજી કોઇક પરોપકારની દૃષ્ટિથી બ્રિટન હિંદ સાથે સંબંધ સાચવી રાખવા માગે છે? જો તેમ નથી, અને હિંદને કેવળ બ્રિટનના લાભ માટેજ ચુસા-વવાનું છે, તો પછી એ સંબંધના સકંજા-માંથી છુટવાનો મહાસભાનો નિરધાર શું ખોટો છે? હિંદના મવાળો બ્રિટીશ મવાળો જેટલા દેશ ભક્ત બને અને આનો જવાબ આપે એમ કયો હિંદી નહિં ઇચ્છે?

'આગગાડીનાં દેવાનું વધે વર્ષ વધતું આજ સીધી કે આડકતરી રીતે દેશીઓએ જ ભરવું પડે છે. કોઇના હિતની ચિંતા કરવી ઘટે, તો તે દેશીનાં હિતની, નહિં કે અહિં કમાઇ કરીને ચાલતા થનાર બે-ચાર જેટલા પરદેશી વેપારીઓની. બે પાંચ પરદેશી વેપારીનું હિત વિચારે, અને કોઇપણ વિધિ દેશીના હિત સામું ય ન જુએ એવી આગગાડી નીતી અક્ષમ્ય છે. ટૂંકામાં, જેમ બીજી બાબતમાં તેમ આગગાડી વિષે, પરદેશી વેપારી જલ્સાવ મંગાવે છે, ને એનો આંકડો દેશી, કર ભરનાર પાસેથી લેવાય છે.'

દિનશાહ એદલજી વાચ્છા

સ્વતંત્રતા તે પ્રગતિ માટેની પ્રાથમિક જરૂરિયાત છે.

...

"હિંદમાં લેવાતી જકાતની નીતિ એવી છે કે જેથી ગરીબ કચડાઇ જાય અને શ્રીમંત ઉપર ઓછામાં ઓછો બોજો પડે."

જે. રામ્સે મેકડોનલ્ડ

...

"સરકારની જકાત નીતિ એવી છે કે જકાત ભર્યા પછી ગરીબ ખેડુતની પાસે તેના કુટુંબને બાર મહિના ચાલે તેટલો ખોરાક રહેતો નથી."

લાલા લજપતરાય

# ગાંધીજી સામે બંડ?

લાહોર મહાસભાએ સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કર્યો, તેમાં ગાંધીજીએ ભજવેલો ભાગ ઉપરથી નૌજવાનોને શંકા રાખવાનો, જ્યાં અંદરથી 'ગોળમેજી'માં જવાની બારી ઉઘાડી રહે તેવી તજવીજ કરવાનો હતો: તે તો ઠરાવની વાક્યરચના જ બતાવી આપે છે.

તે પછી મહાસભાની કાર્યવાહક સમિતીની સલાહ લીધા વિના, હિંદના મુસોલિની બનવા મથતા ગાંધીજીએ વળી મહાસભા સમિતિ મળે તે પહેલાં 'નવજીવન' અને 'યંગ ઇંડિયા'માં પોતાની માગણીઓ રજુ કરી, સંપૂર્ણ સ્વતંત્રતાના ઠરાવરૂપી સૂર્યને ગ્રહણ લાગુ કરવાનો આપખુદ યત્ન કર્યો છે. તેની સામે ગુજરાતનો જવાન વર્ગ ઉશ્કેરાયો છે; અને ગાંધીજીની આ પાછી હઠમાં દેશને દેવાતો દગો જોઇ, આરંભથી જ તેમની સામે બળવાની સાફ ભાષા ઉચ્ચારતો રહ્યો છે.

## ગાંધીજી દગો દે છે?

ગાંધીજીએ 'નવજીવન'માં લખ્યું છે:

૧. સંપૂર્ણ દારૂ નિષેધ.

૨. હુંડિયામણનો દર રૂપિયાની ૧૬ પેન્સ થાય.

૩. જમીન મહેસુલ ઓછામાં ઓછું અર્ધું કરી નાખવામાં આવે અને પછી ધારાસભાના અંકુશ તળે તે મૂકવામાં આવે.

૪. મીઠાનો કર તદન નાબુદ થાય.

૫. લશ્કરી ખર્ચ હાલ છે તેના કરતાં અર્ધો કરી નાંખી તેમાં ઘટાડો કરવાની શરૂઆત થાય.

૬. આ પ્રમાણે કરવાથી મહેસુલમાં થતા ઘટાડાને અંગે મોટા મોટા પગારદારોના પગાર અર્ધા અથવા તેથી જેટલા ઓછા કરવાનું ઘટે તેટલા ઓછા કરવામાં આવે.

૭. પરદેશી કાપડ ઉપર સ્વદેશીની પુરેપુરી રક્ષા થાય એટલી જકાત નાંખવામાં આવે.

૮. શ્રી હાજીનો હિંદી દરિયાકાંઠાનો વેપાર સંબંધી કાયદાનો ખરડો પસાર કરવામાં આવે.

૯. સામાન્ય ન્યાયની અદાલતોએ ખુનના અથવા ખુનમાં મદદ કરવાના ગુન્હા માટે જેમને તકસીરવાર ઠરાવ્યા હોય તેવા સિવાયના બધા રાજકીય કેદીઓને છોડી દેવામાં આવે. બીજા રાજકીય ગુન્હાઓ માટે કામ ચાલતાં હોય તે બધા બંધ થાય. રાજદ્રોહ વિષેની ૧૨૪ અ કલમ, ૧૮૧૮ નું રેગ્યુલેશન અને એવાજ બીજા કાયદા રદ થાય, અને આજે દેશવટો ભોગવી રહેલા દરેક હિંદીને દેશમાં પાછા આવવાની પરવાનગી મળે.

૧૦. સી. આઇ. ડી. (ગુપ્તચર ખાતું) નાબુદ કરવામાં આવે અથવા ધારાસભાના અંકુશ નીચે મૂકવામાં આવે.

૧૧. ધારાસભાના અંકુશ તળે રહીને આત્મ-રક્ષણને માટે હુંને બંદુક જેવાં હથિયાર જોઇએ તેને તેવાં હથિયાર મેળવવાનો પરવાનો આપવામાં આવે.

આજે તુરત કરી નાંખવા જોઇએ એવા સુધારાઓ બધાજ આમાં આવી જાય છે એમ નથી, પણ નામદાર વાઇસરોયે સીધી સાદી પણ મહત્વની દેશની આટલી જરૂરિયાત પૂરી પાડવી જોઇએ. એમ થાય તો એમને ખાતરી આપી શકાય કે સવિનય કાનુનભંગની વાત કદી તેમને કાને નથી

પડવાની, અને પછી મત અને માંગણી રજુ કરવાની સંપૂર્ણ છૂટ હશે તેવી કોઇ પણ પરિષદમાં મહાસભા ખરા દિલથી લાભ લેશે.

## 'વેન્ગાર્ડ'ની ચેતવણી

ગાંધીજીની આ માગણીઓની સામે યુવક સંઘના મુખપત્ર-જીના તંત્રીઓમાં ખાદી ધારી ભાઇ મહેરઅલી પણ છે-વેનગાર્ડે તુરતજ ચેતવણીનું રણશીંગુ ફુંક્યું. તે પત્રના તંત્રી લેખમાં જણાવવામાં આવ્યું :

લાહોરની મહાસભામાં ગાંધીજીએ તાળીઓના "ગગનભેદી અવાજો વચ્ચે જાહેર કર્યું કે જો બ્રિટન સાથે કશીય વાટાઘાટ થવાની હશે તો તે સંપૂર્ણ સ્વતંત્રતાનાજ ધોરણ પર-બીજા નહિ-થશે. તેથી જ્યારે અમે એમના ૧૧ મુદ્દાઓ વાંચ્યા અને વાઇસરોયને ખાતરી અપાઈ જોઇ કે "આ તદન સાદી પણ અતિશય જરૂરી હિંદની માંગણીઓ સંતોષાશે તો પછી તેઓ સવિનય ભંગની કશી વાતો નહિ સાંભળે અને મહાસભા અંતઃકરણથી જ્યાં વાણી અને માંગણીનું પૂર્ણ સ્વાતંત્ર્ય હશે એવી કોઇ પણ પરિષદમાં ભાગ લેશે." ત્યારે અમને સજ્જડ આઘાત લાગ્યો.

એ ૧૧ મુદ્દા પોતે તો એવા છે કે સર ચીમનલાલ અને તેના વિનિત દોસ્તો પણ કદાચ એટલી હલકી માંગણીઓ ન કરે. સાંસ્થાનિક સ્વરાજ્યીય એ તો બહુજ ઓછું તત્વ ધરાવનારૂ છે. કોઇ સ્વમાનશીલ બળવા પક્ષના સામા કઠણ કરતાં એમાં ટુકડા કરડાનોજ દેખાવ વધારે છે. અને મહાત્માના આવી સજ્જડ ગુલાંટ પર કોઇને પણ અજાયબીજ થાય. અમે સ્પષ્ટ રીતે કહેવા ઇચ્છીએ છીએ કે જો ગાંધીજી આ પોતાના નવા તુતને વળગી રહેશે તો જુવાન હિંદ એમની સામે ધમધમાટ સામનો કરશે. એમના વ્યક્તિત્વ માટેનો પૂજ્યભાવ, કે એમની લાગણી દુઃખાય એવી કશીયે ગણતરી એમની આવી નબળી દોરવણીની વિરુદ્ધ પડવામાંથી અને બ્રિટીશ શાહીવાદની સામે ઝગડવામાંથી (ભલેને તેઓ નમતું આપી દે) તેમને દૂર નહિ રાખી શકે. અમે બીજા હિન્દી નેતાઓને પણ સ્પષ્ટ રીતે ચેતવણી આપવા ઇચ્છીએ છીએ કે તેઓ જો માંડવાળ કરવાની કશી વૃત્તિ બતાવશે અને ગાંધીજીની આમ શરણે જવાની કેવળ વિચિત્ર અને અધુરી શરતોને ટેકો આપશે તો તેમની અને જુવાનોની વચ્ચે અતિશય કડવી લડત જાહેર થશે એમ તેમણે સમજી લેવું.

હિંદી મહાસભા જેવું નામ ગાંધીજીએ દુર્ભાગ્યે સંડોવી માર્યું છે, તેણે સ્પષ્ટ રીતે બતાવી આપવું જોઇએ કે ગાંધીજીના વિચારો તેમના પોતાના-અંગતજ છે; નહિ તો એ મહાસભાની કિંમત માત્ર હિંદની નજરેજ નહિ પણ જગત આખાની નજરે કોડીની થઇ જશે. જુવાન હિંદ પંડિત જવાહિરલાલ તરફ આશાતૂર નજરે ભાળી રહ્યું છે, કે તેઓ ગાંધીજીની સામે હિંમતભેર સામનો કરે અને જૂના અને નવા વિચારવાળાઓ વચ્ચેના આંતરવિગ્રહમાંથી દેશને બચાવી લે.

ને સરકારે પણ ગાંધીજીની નરમ માંગણીઓનો જવાબ વાળી દેવાની ઉતાવળ કરવા જેવું નથી. આ વેળા તો એમણે એવો ખોટો પલટો લીધો છે કે દેશ આખો એમનું સાંભળવાની સાફ ના પાડશે. ગાંધીજી ગમે એટલા મહાન ને શક્તીશાળી છે, છતાંયે આ બાબતમાં લોકોનો વિરોધ અને સંપૂર્ણ સ્વતંત્રતા માટેની જનતાની કેવળ સ્પષ્ટ માંગણીની સામે એઓ જરાયે

ટકી નહિ શકે, એઓ પોતેજ કંઈ એ માલ આપી દઈ શકે તેમ નથી.

અમે ગાંધીજીને ગંભીરતાથી અને નમ્રતાથી પ્રાર્થીએ છીએ: દેશ તમારી પાસે ભડભડના નેતૃત્વની આશા રાખે છે ને તમે એ દેશો તો જુવાનો જેટલા પ્રેમ અને ભક્તિથી તમને સાથ દેશે, તમને અનુસરશે, તેવું કાંઈ નહિ. પણ તમારામાં દોરવાનું સામર્થ્ય ન હોય તો કૃપા કરી શાંતે એવી રીતે નિવૃત્ત થઈ જાઓ.

## 'ગાંડીવ'ની ગર્જના

સુરતનું 'ગાંડીવ' પત્ર હમેશાં ગાંધીજીની સામે નથી. તેણે પણ 'એ બેહુદી ક્રારબાઈ!' ના મથાળા નીચે, ગાંધીજીની આ પિછેહઠ સામે બળવો પોકારતાં નૌજવાનોની વતીથી સંભળાવી દીધું:

"હિંદમાં મોટો વર્ગ એવો છે જે એમ માને છે કે ગાંધીજીએ ચૌરીચૌરાના બનાવ ખાતરજ બારડોલીની લડત પાછી ઠેલીને '૨૨ ની સાલમાં ક્સુ કાપી નાખ્યું. એ મત સાથે સંમત નહિ થનારા પણ ઘણા હશે. છતાં હમણાજ 'પડદો ખુલ્યો' નામનો એક લેખ લખી ગાંધીજીએ જે જબરી ગુલાંટ ખાધી છે તેમાં તેમણે ક્સુ કાપી નાખ્યું છે અને દેશને થાપ આપવાનો પ્રયાસ કર્યો છે, એ વિષે ભાગ્યેજ કોઈ વિરોધ કરી શકશે. લાહોરમાં સંપૂર્ણ સ્વતંત્રતાનું બણગું ફૂંક્યા પછી, તેને માટે ધમધમાટ ભાષણો કર્યા પછી, સંપૂર્ણ સ્વતંત્રતાનું ધ્યેય હંમેશને માટે નક્કી કર્યા પછી મહાસભામાંના કોઈ પણ બીજા આગેવાનને પૂછ્યા ગાછ્યા વિના છાતી ઠોકીને મહાસભાને નામે ગાંધીજીએ સંપૂર્ણ સ્વતંત્રતાને બદલે "માત્ર ગોરા લોકો ભલી રીતે અહિં રાજ ચલાવે તો બસ છે." એવી માગણીઓ ૧૧ શરતોના રૂપમાં રજુ કરી એ ક્યા સિધ્ધાંતને આધારે છે, પ્રજાતંત્રની કઈ કલમને આધારે છે. મહાસભાએ તેમને આપેલી કઈ સત્તાને આધારે છે એ તેઓ બતાવશે? ગાંધીજીએ સ્પષ્ટ રીતે 'સુરાજ્ય અને સ્વરાજ્ય' વચ્ચેનો ભેદ સમજવો જોઈએ, અને તે તેઓ નથીજ સમજી શકતા, અથવા તો નથી સમજવા ઇચ્છતા એમ તેમની આ માંગણીઓ પરથી સ્પષ્ટ થાય છે. કદાચ '૨૨ ના સાલમાં હિંદુસ્તાન સુરાજ્ય કબુલ કરત, એવો સંભવ હતો. આજે તો અમારે સ્પષ્ટ કહેવું જોઈએ કે અમારે કે દેશને સુરાજ્ય નથી જોઈતું, સ્વરાજ્ય જોઈએ છે. તે ગમે તેટલું ખરાબ હોય, ગમે તેટલી ખોડ ખાંપણવાળું હોય પણ તે 'આપણું રાજ' હોવું જોઈએ. બ્રિટન આ ૧૧ માગણીઓ કબુલ કરે તો પણ આજે દેશ એનું શાસન નથી માંગતો, નથી ઇચ્છતો. દેશ તો સ્પષ્ટ રીતે કહે છે કે, દરેક પ્રજાને પોતાનું તંત્ર પોતેજ ચલાવવાનો અધિકાર છે. બીજા કોઈ પણ દેશને તેમાં ડખલાગીરી કરવાનો, કે તેના ટ્રસ્ટી બનવાનો હક નથી. દેશને પોતાનું તંત્ર ગમે તેવી ભૂલભરેલી રીતે ચલાવવાનો, અને બીજાઓનું ગમે તેટલું સારૂં તંત્ર પણ નકારવાનો અધિકાર છે, અને દેશનો એ નિર્ધાર પણ છે. જાહેર રીતે લાખોની મેદની સમક્ષ એ રીતે જાહેર કર્યા પછી દેશના શબ્દોને આમ મરડી મચરડી વિકૃત સ્વરૂપમાં રજુ કરવાનો ગાંધીજીને જરા પણ હક નથી. એ હક કોઈ પણ સ્વીકારી નહિ શકે. દેશ તો એટલે સુધી કહેવા તૈયાર છે કે ગાંધીજી ગમે તે બોલે, બબડે કે લખે, એમની ૧૧ માંગણીઓ કબુલ થશે તો પણ દેશની સંપૂર્ણ સ્વાતંત્ર્યની લડત તો ચાલુ ને ચાલુજ રહેશે.

ગાંધીજીએ સમજવું જોઇએ કે વ્યકિત પૂજાનો જમાનો હવે ઓસરી ગયો છે. ડોમીનીયન સ્ટેટસ એ શું છે, તે જોવા જાણ્યા કે તેનો અભ્યાસ કર્યા વિના તેનો અર્થ રામરાજ્ય કરી મારવો, અને પછી વળી થોડે દહાડે 'એ ડોમીનીયન સ્ટેટસને બદલે સંપૂર્ણ સ્વતંત્રતાનું ધ્યેય જાહેર કર્યા પછી પણ માત્ર લૂલી લૂલી નરમ ધેંશ જેવી 'સુરાજ્ય'ની માંગણીથી સંતુષ્ટ થવાની વાતો કરવી એમાં તેઓ ક્યાં આંતરધ્વનિને અનુસરે છે એ અગમ્ય છે. અમે તો સ્પષ્ટ કહીએ છીએ કે ગાંધીજીએ આ રીતની માંગણીઓ કરી કાચું કાપ્યું છે અને તેમાયે દેશને નામે–મહાસભાને નામે આ વાત કરવાની એમની ધૃષ્ટતા દેશ ન સાંખી શકે એવી છે. આખા દેશે આની સામે ભયંકર વિરોધ કરવો જરૂરનો છે. ગાંધીજીની દેશ સેવા વિષે કોઇ વાંધો ન કાઢી શકે, પરંતુ તેમના આ કેવળ જોહુકમ અને આપખુદ ફરમાન સામે ચોમેરથી બળવો થવોજ જોઇએ. થોડાજ વખત પર લેખ લખતાં ડૉ. સુમંત મહેતાએ લખ્યું હતું કે ગઇ કાલના કટ્ટર અસહકારીઓ પણ આજના વિનીતો છે. તેઓ વિનીત બનતા જાય છે અને જુવાનો એથી પણ વધારે ઉદ્દામ વિચારસરણી માંગે છે. આ વાત ગઇ કાલે કોઇને ગળે નહિ ઉતરી હોય તો આજે હવે તે ટપ દઇને ઉતરશેજ એવી અમારી ખાતરી છે. જુવાનો સ્પષ્ટ કહે (છે અને) કહેજ—કે અમારે રામરાજ્ય નથી જોઇતું. ગાંધીજીને ભલે રામરાજ્ય જોઇતું હોય અને કોઇ ભોપાળ કે કોઇ મોરબીમાં તેના દર્શન થઇ જવાથી તેમને શેર લોહી ચડતું હોય. એ એમને મુબારક. અમારે તો ખુદ રામ પોતેજ ઉતરી આવે ને કહે કે લાવો, તમારું રાજ ચલાવું, તોયે તે તદ્દન નામંજુર છે. અમારે તો સ્પષ્ટ પ્રજાતંત્ર જોઇએ છે. જેમાં એકે એક બેહુતનું એકેએક મજુરનું સ્થાન હોય, જેમાં દેશની સમૃદ્ધિનો ઉપભોગ દેશના તમામ સંતાનોને મળતો હોય. અને તે સરખે હીસ્સે મળતો હોય. કોઇ વેઢમી ખાય અને કોઇ રસ્તામાંના ટુકડાથી પેટ ભરે એ સ્થિતિ અમારે નથી જ જોઇતી. ગાંધીજીને એ વસ્તુ ન જોઇતી હોય, અને એ માટે નેતૃત્વ કરવા તૈયાર ન હોય તો તે વાત તેઓ સાફ રીતે કહી દે. જુવાનો તેમને તેમની સેવા માટે પૂજવા છતાં તેમના 'કાયરાની' સાલના આદર્શો નહિજ સ્વીકારે. દેશ આખો ગાંધીજીની સામે બળવો કરશે."

## 'પ્રજામિત્ર'નો પડકાર

ગાંધીજીની આ વિચાર ભ્રમ કરનારી માગણીઓ, અને તે રજુ કરવાની રીતને 'પ્રજામિત્ર કેસરી'એ સ્પષ્ટ પડકાર કર્યો અને નીચે પ્રમાણે ટીકા કરી:

## અધુરી માગણીઓ

ગયા અઠવાડીઆમાં ગાંધીજી એ બ્રીટીશ સામ્રાજ્યવાદને ચરણે અહીંસાત્મક પધ્ધતીથી અર્પણ કરેલા અગીઆર મુદ્દાઓ યુવાનવર્ગમાં અને મહાસભાવાદીઓનાં ચર્ચાનો વીષય થઇ પડેલ છે. છેલ્લા યંગ ઇન્ડીઆ માં એ અગીઆર માગણીઓનો જે માસુલી બચાવ કરવામાં આવ્યો છે એની કડક સમાલોચના કરી લેવી જરૂરનો છે. પણ કેટલાક અગત્યના પ્રશ્નો તો ગાંધીજી ખુલાસો કર્યા વીના સાવ ઓળવી જાય છે. લાહોરના ઠરાવ પછી બ્રીટીશ સામ્રાજ્યનો સંબંધ મહાસભાએ સદાને માટે તોડી નાખ્યો છે. હવે માગણીઓ કરવાની હોય તો મહાસભા આગળ બ્રીટીશ સામ્રાજ્યવાદી કરવાની રહે છે. આપણે અલ્ટીમેટમ

ના દેખાવનો દંભ કરી ભિક્ષાનું પાત્ર હવે આગળ ધરી શકતા નથી. મહાસભાનો ઠરાવ એ વસ્તુ સાફ કહી રહ્યો છે. જ્યાં ગાંધીજી વર્કીંગ કમીટી કે મહાસભા સમિતિને પુછ્યા વિના શા સારૂ લોર્ડ અરવીન ઉપર આટલો બધો ઉપકાર કરે છે એ સમજી શકાતું નથી. રાઉંડ ટેબલ કોન્ફરન્સના બૈહિષ્કારનો ઠરાવ છે કે ગાંધીજી એ શબ્દોની ચાતુરી વાપરી મર્યાદિત બનાવ્યો છે. પણ વિષય વિચારિણી સભામાં એજ વખતે ગાંધીજીને પુછવામાં આવ્યું હતું કે under the existing circumstances—હાલના સંજોગો જોતાં—એનો અર્થ શું? ભવીષ્યમાં સંજોગો બદલાય તો મહાસભા રાઉંડ ટેબલ કોન્ફરન્સનો સતકાર કરશે કે? આ પ્રશ્નના ઉત્તરમાં ગાંધીજીએ કહ્યું હતું કે હવે તો રાઉંડ ટેબલ કોન્ફરન્સમાં જવાનું બને તો એ "સંપૂર્ણ સ્વાતંત્ર્ય" મેળવવાના મુદ્દા ઉપર—સાંસ્થાનીક સ્વરાજ્ય માટે નહીં. આમ કોંગ્રેસનાં ઠરાવોનો આંતરધ્વની પોતે સ્પષ્ટ કર્યા પછી ગોળમેજી પરીષદ માટે વર્કીંગ કમીટીને પણ પુછ્યા વીના હાસ્યજનક શરતો વાઇસરોય સાહેબને સંભળાવવાની ગાંધીજીને શી જરૂર પડી એ કોયડો અણ ઉકેલ્યો રહે છે. "સંપુર્ણ સ્વાતંત્ર્ય"થી એક તસુભાર પણ ઓછી માગણી કરવાનો મહાસભાના ગમે તેવા માનનીય આગેવાનને પણ હવે હકક રહ્યો નથી, એટલે અગીયાર ટુકડા માટેની ગાંધીજીની અધુરી માગણીઓ (Partial demands) મહાસભાના ઠરાવો સાથે લેશમાત્ર સુસંગત નથી.

## ભિક્ષાનું પાત્ર

હવે એ અગીઆર મહા પ્રશ્નોની સમાલોચના કરીએ. એ અગીઆર માગણીઓ એટલી ઓછી અને હાસ્યજનક છે કે જેની ચર્ચા કરવામાં કાળક્ષેપ કરવો એય નકામું છે. તેમ આપણી સજ્જનતા, તટસ્થતા અને સમાધાન વૃત્તી સાબીત કરવા માટે દર આંતવાડીએ બ્રીટીશ સામ્રાજ્યવાદને કંઇક નવું નવું પીરસવાની કાળજી રાખવી જરાય જરૂરી નથી. પણ ગાંધીજી હજુય એ અગીઆર મુદ્દાઓ ઉપર ભવ્યતાની જબરી ઇમારત બાંધવા માગે છે. ગયા ગુરૂવારે બસ્તાના એ અગીઆર ઉચ્ચારણોનો ઝળકદાર ભાષામાં ગાંધીજી બચાવ કરી રહ્યા છે. માટે બચાવ-નામા ઉપરથી શબ્દોના શણગાર ઉતારી એના મુદ્દાઓ નગ્ન સ્વરૂપમાં સમજવાની જરૂરત છે. ગાંધીજી એમ માને છે કે આ અગીઆર માગણીઓના સ્વીકારથી બ્રીટીશ મુડીનું આર્થીક શોષણ અટકી પડે અને હીંદના કરોડો કંગાળ લોકોએ ઉત્પન્ન કરેલાં નાણાં પરદેશ જતાં અટકે જેને પરીણામે એ શ્રમજીવીઓના હાથમાં એમની સર્જેલી દોલત રહેવા પામે. પણ જે લોક સમુહને ગાંધીજી બ્રીટીશ મુડીવાદની લુંટમાંથી બચાવવા માગે છે એજ લોકસમુહને હીંદી મુડીવાદની દયા ઉપર છોડી દેતાં મહાત્માજી અચકાતા નથી. એમની માગણીઓમાં કોસ્ટલ રેઝર્વેશનને સ્થાન છે. એમાં હુંડીયામણ પણ આવી શકે છે અને એમની વીચારસરણીમાં આર્થીક પુનઘટના માટે મુડીવાદી વ્યવસ્થા શીવાય સ્થાન નથી. હીંદના મુડીવાદીઓને દેશને ખાતર નફો જતો કરવાનું કહેવું એ મુડી, એનો હેતુ, લક્ષણ અને આજનું આંતરરાષ્ટ્રીય સંગઠન એ ત્રણેનું અજ્ઞાન છે. એટલે બ્રીટીશ મુડીની સીધી કે આડકતરી લુંટનાં હુમાદુ ધ્યાન આપવાથી હીંદી મુડીવાદની એની સાથેની સગાઇ તુટી જતી નથી. લોક સમુહના શ્રમજીવનનું ચુસણ તો બંને થાપણ દારો સરખી રીતેજ કરશે. આજનો મુડી

વાદનો વીકાસ વ્યક્તીની ભલમનસાઇ અને બંધુભાવનાને ઉભા રહેવાનીયે જગા આપતો નથી. એટલે આ અગીઆર માગણીઓથી પ્રજાનું શોષણ અટકશે એમ મનાવવું એ "સંપૂર્ણ સ્વાતંત્ર્ય" ના ગર્ભમાં રહેલી વિશાળ સંભાવનાને ઉતારી પાડવા જેવું છે.

## વિચારભ્રમ

ગાંધીજી દલીલોમાં કેટલીક વખત એવાં સમાન દ્રષ્ટાંત (analogy) આપે છે કે જે ઘણી વખત ઉપર છલી દ્રષ્ટીએ જોનારને છેતરે છે. બ્રીટીશોને ટ્રસ્ટી તરીકે આપણે સ્વીકારતાજ નથી એટલે ગાંધીજીની એ આખી વિચારસરણી ભ્રામક છે. સગીરવયમાંથી મુક્ત થતાં જેમ વારસદાર ટ્રસ્ટી પાસેથી હિસાબ માગી શકે છે એમ હિંદ અંગ્રેજો પાસે હિસાબ માગી શકતું નથી. કારણ કે સામ્રાજ્યવાદ પછી એ બ્રીટીશ હો કે જર્મન, અફઘાનિસ્તાન હો કે ફ્રાંસ-આર્થીક શોષણની આસપાસ અનેક ઇન્દ્રજાળો ગોઠવે છે પછાત પ્રજાના હીતને ખાતર અને વ્યવસ્થીત સમાજ રચના લાવવાના શુભ હેતુ ખાતર કોઇ અહીંઆ સાત સાત સમુદ્રો ઓળંગીને આવવા નવરું બેઠું નથી એટલે એ ટ્રસ્ટીપણાનો સ્વીકાર આપણે જાતેજ કરી લેવો એ વીશદ વીચારણાનો અભાવ છે. ગાંધીજી એમ કહે છે કે ગામડાંઓ તો નાદીરશા અને તૈમુરના વખતમાં પણ અંધાધુંધીથી અસ્પર્શ રહ્યાં હતાં અને હજુ પણ એ એવી અંધાધુંધી થાય તોય "અસ્પર્શ" રહેશે. આ પણ જુઠોજ ખ્યાલ છે. હીંસાત્મક પ્રવૃત્તીઓ વડે જે કાપાકાપી થાય એ કદાચ ગામડાં ન અનુભવે પણ એથીએ વીશેષ ભયંકર અને વરસોથી સતત મોજુદ આર્થીક શોષણ તો ગામડાંઓનુંજ થઇ રહયું છે અને ગતીના સાધનોથી જ્યાં દેશનો ખુણે ખુણો સંકળાયલો છે ત્યાં ગામડાંઓ તો આજની સમાજ રચનામાં સાવ સાફ થઇ જવાનો ભય ઉભો રહે છે. આ જાતના ભુખમરામાં ગાંધીજી બે આનાનું કંતામણ દાખલ કરી સંતોષ ઉત્પન્ન કરવા માગે છે એ એમનો કેવો સુંદર અહીંસાત્મક કાર્યક્રમ?

## વ્યવસ્થીત હીંસાવાદ

ગાંધીજી અહીંસાવાદનો બચાવ કરતા જણાવે છે. વ્યવસ્થીત હીંસાવાદ એ બ્રીટીશ રાજ્યનું મુખ્ય અંગ છે. ખરી રીતે આજની આર્થીક અસમાનતાના યુગમાં આખા મુડીવાદનું એ લક્ષણ છે. જગતભરની માનવ વસ્તીનો બહુજ નાનો ભાગ ઉત્પાદનના સાધનોની માલીકી બળજબરી વીના જબ્બર સંખ્યાબળ સામે શી રીતે ટકાવી શકે? એટલે ગાંધીજી જ્યારે હીંદી મુડીવાદનું રક્ષણ માગી રહયા છે ત્યારે એની સાથેજ વ્યવસ્થીત હીંસાવાદને નોતરે છે એ વાત એમને કેમ ગળે ઉતરતી નથી? આર્થીક ઉત્પાદનની મુડીવાદી રચનામાં *(capitalist mode of production)* રાજ્ય સત્તા એટલે સ્થાપીત સ્વાર્થોનું રક્ષણ કરતી હીંસાના સીધ્ધાંત ઉપર રચાયલી નોકરશાહી—અને એ નોકરશાહી ગોરી હોય કે કાળી એ લોકસમુહના શોષણ માટે તો એક સરખુંજ વલણ ધરાવી શકે છે. એટલે એક બાજુ અંગ્રેજોને ખુબ ગાળો દેવી અને બીજી બાજુ લોકસમુહનાં હીતને ખાતર એમનાજ ધોરણ ઉપરની સમાજ વ્યવસ્થા બીજી જાતના થાપણદારોને સોંપવી એ કઇ રીતે અહીંસાના જીવન ક્રમની સાથે બંધ બેસતી વાત છે એ ગાંધીજી સમજાવશે?

## ...દેખાડુ યોજના

ગાંધીજી એમ કહે છે કે સુધારાઓ આપવાનો દંભ કરીને પ્રજાનું શોષણ તો એમને એમ ચલાવવામાં આવે છે. પણ એમની અગીઆર માગણીઓ પણ એક જાતના સુધારા માગવાનોજ દંભ છે એ વાત મહાત્મા પુરુષ સાવ વીસરી જાય છે. જ્યારે એક અનીતિમય પાયેલી આર્થીક વ્યવસ્થા વિખાનાં વિખાનાં ટચકાં ભરવાની સ્થિતી ઉપર આવે છે ત્યારે દંભ એ વીનાશ કાળનું સુલક્ષણ છે. લોકોનું કલ્યાણ હતી આર્થીક વ્યવસ્થા ટકતી રાખવામાંજ સંભવનું છે એમ સમજવવા માટે એ વ્યવસ્થાના માંધાતાઓને અનેક બુરખાઓ ઓઢવા પડે છે. ગાંધીજી એ વ્યવસ્થાને બદલાવ્યા વીના એકલા દંભ ઉપર કટાક્ષો કરે છે એનો કશો અર્થ નથી. એજ દંભ પોતે માગી રહ્યા છે એમ એમની વીચારસરણી સાફ પુરવાર કરે છે. હકીકતો કહે છે કે આજની વ્યવસ્થાએ કરોડો માટે ભુખમરો ઉભો કર્યો છે. આંકડાઓ કહે છે કે દુની આલમમાં દુઃખોનો કોઇ પાર નથી. આ નરી લુંટને ઢાંકવા માટે દંભ શીવાય બીજો કો માર્ગ છે એ ગાંધીજી સમજાવશે? અને આર્થીક વ્યવસ્થાના મુળને હલાવ્યા વીના મલમપટા મારવાની એમની પ્રવૃત્તીઓ શી રીતે એ હીંસાવાદી દંભ અટકાવી શકશે એ બુધ્ધીમાં ઉતરતું નથી. કદાચ જ્યાં બુધ્ધીનું ક્ષેત્ર પુરું થાય છે અને શ્રધ્ધા અથવા ગાંડપણનું ક્ષેત્ર શરૂ થાય છે ત્યાં આવી દવાઇ યોજનાઓ અને માગણીઓ પ્રગતીના ચીન્હરૂપે મનાતી હશે!

## છીછરૂં પાણી

હીંસાના તત્વજ્ઞાનની સમીક્ષા કરતાં ગાંધીજી અનેક સ્ખલનો (Deviations) કરી બેસે છે. મહાપુરૂષ મોહનદાસ કહે છે કે હીંસામાંથી કેટલીક વાર તૃષ્ણા અને છેતરપીંડી જન્મે છે અહીંઆ પણ તાત્વીક ભ્રમ ઉધાડો પડી જાય છે. હીંસા એ કાર્ય છે. અને એનાં કારણો અનેક હોય છે. હીંસા એક જ કદી કારણ હોઇ શકે નહીં. એટલે હીંસામાંથી તૃષ્ણા અને છેતરપીંડી જન્મે છે એ વાત સાવ જુઠી છે. હીંસા અમુક જાતના આર્થીક ધોરણો નીભાવવા માટે આવશ્યક વસ્તુ છે. એ મુડીવાદી સમાજવ્યવસ્થાનો મોટો થાંભલો છે. એટલે હીંસાને ખાતર જ કોઇ વસ્તુ નીભાવવામાં આવતીજ નથી. જ્યારે આર્થીક સંઘર્ષણો ઉત્પન્ન થાય અને સત્તાશીલ વર્ગોની તૃષ્ણાં અને છેતરપીંડી સામે પડકાર થાય ત્યારે હીંસાદ્વારા સીધી કે આડકતરી રીતે એ અવાજને રુંધી નાખવામાં આવે છે. આમ હીંસા એ કારણ નથી પણ એને માટે અમુક જાતની આર્થીક વ્યવસ્થા જવાબદાર છે અને ગાંધીજી તો એવી જાતની સમાજ વ્યવસ્થાની માત્ર માલીકી બદલવાનો કાર્યક્રમ રજુ કરે છે. એટલે એમનો અહીંસાવાદ સાવ છીછરા પાણીમાં તરે છે.

## ગાંધીજીની ગીતા

એક બીજો અગત્યનો પ્રશ્ન ગાંધીજીની હીંસા ગીતામાંથી ઉત્પન્ન થાય છે. સાબરમતીના સંતજી કહે છે કે હીંસાને ઉથલાવવા હીંસા વાપરીએ તો બીજી જાતની હીંસાત્મક સમાજ રચના આપણે દાખલ કરશું. માત્ર અહીંસાત્મક વાતાવરણ વડેજ ભાવી સમાજ રચનામાંથી હીંસા ભુંસી શકાશે પણ અહીંઆ એક વાત ગાંધી મહારાજ ભુલી જાય છે કે જેઓ મુડીવાદને બદલે કાળો મુડીવાદ સ્થાપીત કરવાની જ્યાં ઇચ્છા

કે કાર્યક્રમ હોય છે ત્યાં તો હીંસા જરૂર ભાવી રચનામાં પણ રહી શકે છે. પણ એક એવી સમાજ રચના આજે નકકર હકીકત તરીકે જગત સમક્ષ ખડી છે કે જેમાં હીંસાને સ્થાનજ ન રહે. જ્યાં સ્થાપીત સ્વાર્થોની ભુતાવળો ભાંગી ને ભુક્કો થઇ જતી હોય તો ત્યાં પછી કોના રક્ષણ માટે હીંસા જોઇએ? પણ હીંસા વડે સંરક્ષાયલા સ્થાપીત સ્વાર્થોને તોડવા માટે અને હિંસા શકય ન રહે એવી સમાજ રચના ઉભી કરવા માટે પ્રથમ તો જરૂર પડયે હિંસાનો ઉપયોગ કરવોજ પડે એ પણ એક મત વિચારવો રહે છે અને ગાંધીજી એ વાત એમની ચર્ચામાં સાવ ભૂલી ગયા છે. અત્યારે હિંસાથી રક્ષાયલી રાજસત્તાને પરિણામે પ્રજામાં નામર્દપણું આવ્યું છે અને સત્તાશીલ વર્ગો એટલા બળવાન છે કે એને સીધી હિંસાથી પહોંચી શકાય એમ પણ નથી આ વાત જરૂર સ્વીકાર્ય છે. પણ એથી અહિંસા જીવન ધર્મ બની શકતી નથી.

## નર્યો દંભ

ગાંધીજી દેશના દલાલો અને થાપણ ધારીઓને પોતાના જાન ભાઇઓનાં દુઃખ દર્દો ખાતર સ્વાર્થ ત્યાગ કરવાનું કહે છે. પણ મુડીવાદને સગા કે સંબંધી હોતાં નથી અને એક વ્યક્તી કે અમુક વ્યક્તીઓનો સમુહ નફો જતો કરવા સુધી માનસ પલટો લાવે એ શક્ય હોય તોય નીરૂપયોગી છે. લાહોર ના સંપૂર્ણ સ્વાતંત્ર્યના ઠરાવ પછી સર ચીમનલાલે બધાય સ્થાપીત સ્વાર્થોને સંગ ઠીત થવાની હાકલ કરી હતી એ ગાંધીજીને સ્મરણ નહીં હોય. લોક સમુહની લડતમાં હમેશાં કચરાયલાં અને ભુખે મરતાંનોજ છેવટે સાથ હોઇ શકે. જે જે વર્ગોની પાસેથી લોકસમુહને માટે કશું મળવાની આશા નથી એમની લાગણીઓ રાષ્ટ્રીયતાને નામે ઉશ્કેરવાનો કશો અર્થ નથી અને જ્યાં એવા વર્ગોની ગાદી સલામત રાખવાનો ગાંધીજીનો કાર્યક્રમ છે, ત્યાં પછી દંભ શા સારૂ ખેલવો જોઇએ?

કેટલીક વખત ગાંધીજીના કાર્યક્રમમાં મુડીવાદનાં જેવાંજ પરસ્પર વીરોધી તત્વો (contradictions) માલુમ પડે છે. તત્વ જ્ઞાન, રાજકારણ અને આર્થીક સમાજ રચના એ ત્રણે દીશામાં જેમનું માનસ રાષ્ટ્રીય અને મુડીવાદી છે એજ 'ગાંધી દેશી ઉદ્યોગોને પણ કેટલીક વખત પાયમાલ કરી નાંખે છે. કોઇપણ જાતની વિશદ વિચારણા અને ભાવિ સમાજ રચનાની આર્થિક સમસ્યાઓની પધ્ધતિસરની યોજના વિના સત્યાગ્રહ ચલાવવો એ પ્રજાની શક્તિનો વ્યય છે. પરિણામ મામુલી આવે છે અને ફુલણજી બનવાની ટેવ મોટું સ્વરૂપ પકડે છે.

કાંઇ કારણ વિના દબાઇ જવાની ડંફાસ મારવાનો કશો અર્થ નથી. સરકાર અને બળવાખોર ખોખ્ખવાળાઓ બન્ને અહિંસાવાદીઓને સતાવશે, એમ શા સારૂ ગાંધીજી માની લ્યે છે? જ્યાં સુધી ગાંધીજી અગીયાર માગણીઓ જેવાં સમાધાનનાં બારણાં ખુલ્લાં રાખશે, ત્યાં સુધી અહિંસાવાદીઓને દબાઇ જવાની જરા ય તકલીફ નહીં પડે."

આ બધાં સુચિન્હ છે. '૨૧-૨૨ માં ગાંધીજી મોટા માણસ છે, એમ સમજીને તેમના દોષો દેખાય અને વિસંગતતાઓ તરી આવે છતાંય સામે પડીને કહેવા કોઇ તૈયાર નહોતું. આજે '૨૯-૩૦ માં એ સ્થિતિ રહી નથી, તેટલું દેશને ઓછું નુકશાન થશે, અને ગાંધીજી આપખુદ ભૂલો કરશે. તેમ છતાં પણ ચાલુ જ રાખશે તો તેમની સામે નૌજવાનો ખુલ્લું બંડ પોકારશે એ નક્કી જ છે.

# નીતિની ભાવના: તેની મીમાંસા


: પ્રયોજક :

પી. જે. બી.


નીતિની ભાવનાઓની પાછળ દૈવી અને ઈશ્વરીવાદનાં જે આવરણો ઓઢાડવામાં આવે છે અને તેથી અનેક ભ્રમણાઓની માફક નીતીની ભાવનાના સંબંધમાં જનતાને અવળે રસ્તે દોરવા જવાની વ્યવસ્થા શાહીવાદ અને મૂડીવાદ તરફથી કરવામાં આવે છે. પણ એ ભાવના કેવળ ભૌતિકવાદને જ આધારે સમજાય છે.

જ્યારે અજ્ઞાનના ઓસરતાં જાય છે અને સમગ્ર જીવન ભૌતિકવાદના પ્રબળ આક્રમણ નીચે પરિવર્તન પામતું જાય છે, જ્યારે વીજળી અને યંત્રે જીવનને નવી દિશા આપી છે, ત્યારે હજુ પણ મહાત્માઓ અને સંતો એક શબ્દે ઉચ્ચાર કરે છે કે આધુનિક નીતિભાવના એ ઈશ્વરી, દૈવી, શાશ્વત અને સુજન જૂની છે.

આ અંધકારમાં અધ્યાપકો શીખવાડે છે કે નીતિની ભાવના એ દૈવી વસ્તુ છે. વ્યક્તિના વર્તનનું તે માપક યંત્ર છે. એ આધ્યાત્મવાદીઓ આલેખે છે કે નીતિની ભાવના એ અંતરાત્માનો અવાજ છે. અને પ્રભુની માન્યતાના પ્રણેતાઓ પોકારે છે કે આ ભાવના પછવાડે પ્રભુનું બળ રહેલું છે.

પણ આ ભાવનાઓ, આ સિદ્ધાંતો, આ પ્રણાલિકાઓ પૃથ્વીમાં જન્મી છે, વિકસી છે, અને કંઈક અંશે પરિવર્તન પામી છે. નીતિના આ વિચારો દુનિયાના વાતાવરણમાં જન્મ્યાં છે તેના જ વાતાવરણમાં પોષાયાં છે. સંજોગોના પરિવર્તનના પ્રતિબિંબ તે યુગની નીતિભાવના ઉપર સ્પષ્ટ રીતે પડ્યાં છે. આ વિચારો અને આ ભાવનાઓ પૃથ્વીમાં વસતાં માનવ પ્રાણીઓની આર્થિક સ્થિતિના પરિવર્તન સાથે પરિવર્તન પામ્યા છે.

આ વિચારો અને ભાવનાઓ નથી મહાત્માઓએ સર્જ્યાં, કે નથી તે આકાશથી ઉતર્યાં. આ ભાવનાઓ નથી કોઈ સંતની વિચાર સૃષ્ટિમાં ઉત્પન્ન થઈ, કે નથી કોઈ અધ્યાપકે તેને આદેશી. પૃથ્વીના વિકાસ અને સંજોગો ઉપર તે જન્મે છે અને બદલાય છે. દરેક સંસ્કૃતિએ નીતિની નવી ભાવના જન્માવી છે. અને દરેક યુગે નીતિ ભાવનામાં તલસ્પર્શી પલટો કર્યો છે.

જેમ જેમ મનુષ્યની આર્થિક પરિસ્થિતિમાં પલટો થતો જાય છે. (આ પલટો પ્રાથમિક જરૂરીઆતોને ઉત્પન્ન કરનારાં સાધનોના વિકાસ ઉપર અવલંબે છે.) જેમ જેમ તેના સામાજિક સંજોગો બદલાતા જાય છે, તેમ તેમ તેની નીતિ ભાવના, તેની ન્યાય અને અન્યાયની ભાવના, તેની સારાં અને ખોટાંની લાગણી, તેની સારાસારનો વિચાર કરવાની શક્તિ, એ સર્વ પલટાતું જાય છે. યોગ્ય અને અયોગ્યની પ્રણાલિકાઓમાં, સત્ય અને અસત્યની તુલના શક્તિમાં પરિવર્તન થાય છે. નીતિના વિચારો એ ભૌતિક પરિસ્થિતિનું એ પરિણામ છે. આપણે જોઈ ગયા તેમ માનવીની લાગણી અને વિચાર શક્તિ આર્થિક પરિસ્થિતિનું પરિણામ હોવાથી, વિચાર શક્તિ ઉપર આધાર રાખતી ભાવનાઓના પલટા પણ સમજવા સહેલા છે.

પરંતુ નીતિની આવી ભૌતિક (Material) ઉત્પત્તિને સમજવાને અશક્ત નીવડેલા અધ્યાત્મવાદીઓએ નીતિની ભાવનામાં દિવ્યતા આણવાનો નિષ્ફળ યત્ન કર્યો છે. કેટલાક તત્વ ચિંતકો–ખાસ કરીને કેટલાક યુરોપીય વિચાર (કેન્ટ) તેને અંતરાત્માનો અવાજ તરીકે ઓળખાવે છે. મનુષ્યની અંદર વસેલી કોઇ અદ્દભુત અને અજેય શક્તિ આ ભાવનાને રચી રહી છે–એટલુંજ નહીં પણ દરેક ક્ષણે મનુષ્યને દોરી રહી છે તે પ્રકારનું તત્વજ્ઞાન રજુ કરીને કંઇક અંતરનું–કંઇક અતિમહાન તત્વ આ ભાવનાને જન્માવે છે. એ પ્રકારની માન્યતા ફેલાવે છે, પરંતુ નીતિના વિકાસ અને પતનનો અભ્યાસ કરીયે ત્યારે એ ભાવના સ્પષ્ટ રીતે અસત્ય માલમ પડે છે. પ્રાથમિક કાળની માનવ ભક્ષણને અનીતિમય નહીં ગણનારી નીતિ ઉપર નજર નાખીયે, અને પછી અતી ભયંકર તેમજ કારમી ગુલામીને નીતિમય ગણનારી રોમનોની તેમજ આર્યોની નીતિ ઉપર દૃષ્ટિ ફેરવીએ, તો જણાશે કે આ બન્ને યુગની નીતિભાવના હેની આર્થિક પરિસ્થિતિ ઉપરથીજ સર્જાઇ છે. નીતિની ભાવનાનાં પલટાયેલાં સ્વરૂપો તે માટે જોવા જેવાં છે. મધ્યકાલીન નીતિભાવના ખેડુતોની અર્ધ ગુલામી (Serf morality)ને નીતિમય ગણતી. ત્યારે આધુનિક નીતિભાવના જનતાના વિશાળ સમુદાયોના આર્થિક શોષણને નીતિમય માને છે! નીતિ ભાવનાના આ ભૌતિક પરિવર્તનો સમજ્યા પછી નીતિ એ ઇશ્વરી આદેશ છે એમ માનવું એ અધ્યાત્મવાદનું આંધળું અનુકરણ છે. એ આપોઆપ સમજાશે. વિજ્ઞાન શીખવે છે કે ઇશ્વર જેવી કોઇ વસ્તુજ નથી. પરંતુ નીતિને અંતરાત્માનો અવાજ માનવો એટલે સામાજીક જીવનનાં આર્થિક સંબંધને સમજવાની અશક્તિજ બતાવે છે. જેઓ આધુનિક સમાજની આર્થિક રચના સમજ્યા નથી તેઓજ નીતિના ભાવનાને 'અંતરનો અવાજ', કહી શકે. કારણ કે નીતિની ભાવના એ હમેશાં આર્થિક વિકાસ સાથેજ પલટાતી આવી છે, તે પુરવારજ થયેલી બીના છે.

વળી નીતિના વિચારો તે સમાજ વ્યવસ્થાનું સીધું પરિણામ છે, કેમકે નીતિનાં બંધનો સમાજ વ્યવસ્થાને સ્થિર રાખવા યોજાયેલાં છે. આમ દરેક યુગમાં નીતિ ભાવનાનું એકજ કામ: તે ચાલુ યુગની સમાજરચનાનું સંરક્ષણજ હોય છે પણ સમગ્ર સમાજ રચનાજ આર્થિક વિકાસે આણેલા પ્રચંડ બળ નીચે પરિવર્તન પામે છે તેથી યુગયુગની નીતિ ભાવના જુદે જુદે સમયે તદ્દન જુદી જુદી દેખાય છે.

વળી સમાજમાં બે મહાન વર્ગ હોવાથી, અને પ્રત્યેક વર્ગના આર્થિક હીત પરસ્પર વિરોધી હોવાથી, નીતિની ભાવના પણ સર્વમાન્ય નથી હોતી. દરેક વર્ગની નીતિભાવના જુદીજ હોય છે. અત્યારે શાસક વર્ગની નીતિભાવના તે યુગની નીતિભાવના છે. આધુનિક યુગમાં માલદાર વર્ગ-સમાજમાં સત્તાવાન હોવાથી તે વર્ગની નીતિભાવના તે કાલની નીતિભાવના છે. અને શાસક વર્ગની ઉપર પણ તેમનીજ સીધી અસર પોહો હોય છે. ત્યારે શ્રમજીવી સમુદાયની નીતિ વળી તેથી તદ્દન ઉલટી અને તેની વિરોધી છે. આમ વર્ગના આર્થિક હીતને અનુલક્ષીનેજ આ નીતિની ભાવના ઘડાય છે. એટલે તેમાં ઇશ્વરી કે દૈવી તત્વ હોતું નથી.

આ સિધ્ધાંતને વધુ સ્પષ્ટ કરવા માટે નીતિ ભાવનાનું વિશદ અવલોકન કરવું જરૂરનું છે તે માટે પ્રથમ પ્રાથમિક યુગ લઇએ:

જે યુગમાં માનવી જંગલમાં ફરતો, અને ગુફામાં રહેતો, ત્યારે જંગલના ફળોમાંથી આહાર જેટલું મળી શકતું નહતું. તે સમયમાં માનવ ભક્ષણ એ અનીતિ નહોતી ગણાઇ કારણ કે જ્યાં જીવવું જ એજ એક માત્ર લક્ષ્ય હોય ત્યાં શું ખાઇને જીવવું એ પ્રશ્ન રહેતોજ નથી. પણ જ્યારે ધાન્યની શોધ થઇ અને જરૂરીઆત જેટલું મળી શકે એટલું ઉત્પન્ન થવા લાગ્યું ત્યારે મનુષ્ય ભક્ષણની જરૂરીઆત રહી નહીં. એટલે તરતજ નીતિભાવનામાં પરિવર્તન થયું અને મનુષ્ય ભક્ષણ (Cannibalism) અનીતિમય મનાવા લાગ્યું. ધાન્યના વિકાસ પછીજ થયેલો નીતિભાવનાનો આ પલટો ઘણોજ અર્થસુચક છે. તેથી નીતિભાવનાનો આર્થિક સ્થિતિ સાથે સંકળાયેલો સંબંધ સિદ્ધ થાય છે.

પછી જ્યારે ટોળાંબદ્ધ રહેવાની રીત શરૂ થઇ ત્યારે એક ટોળાંએ બીજા ટોળાં ઉપર મેળવેલા વિજય સાથે પકડાયેલા કેદીઓને કાપી નાંખવામાં આ વ્યક્તિઓને અનીતિ જણાતી નહતી. પણ જ્યારે ખેતિનું કામ શરૂ થયું ત્યારે પકડાયેલી વ્યક્તિઓને ગુલામ બનાવવાની પ્રથા શરૂ થઇ. કારણ કે ખેતર ઉપર કામ કરવા માટે મનુષ્ય બળની જરૂર ત્યારે ઉભી થઇ હતી. પછી વળી ખેતિનો વિકાસ વધ્યો અને ધન વધુ ઉત્પન્ન થવા લાગ્યું, ત્યારે ગુલામી પ્રથાની જરૂરીઆત ન રહી. ત્યારેજ ગુલામી સામે પ્રબળ ચળવળ શરૂ થઇ, અને ખેડુતોની અર્ધ ગુલામીની નીતિ ભાવના શરૂ થઇ તેમાં વળી યુગ પરિવર્તન થતાં જમીન ખેડવાને માટે નવા ગુલામ મેળવવાનું અશક્ય બન્યું અને નવાં જમીનદારોએ જમીન ખેડવાને માટે મનુષ્યો જોઇતાં હોવાથી ગુલામી પ્રથાનો અંત આણવામાં આવ્યો કે તરતજ ગુલામી એ અનીતિમય બની ગઇ. આમ નૈતિક વિકાસથી થતા ફેરફારને અંગેજ નીતિ ભાવનાનાં પરિવર્તનો થયેલાં છે.

પછી યંત્રવાદ શરૂ થયો તેના આરંભથીજ ઉગતા માલદાર વર્ગને મજુરોની જરૂર પડી કે અર્ધ ગુલામી (Serbdom) પણ અનીતિમય છે એમ જનતાને આકસ્મિક ભાન કરાવવામાં આવ્યું અને પછી તો અર્ધ ગુલામીના નાશ માટે માલદારોજ ચળવળ કરતા થયા. ગયા સૈકાના અંતમાં આ અર્ધ ગુલામીનો પણ અંત આવ્યો.

પરંતુ તેથી વળી મુડીવાદી સમાજ રચના થઇ. એટલે દેખીતી રીતે મનુષ્યની અર્ધ ગુલામી અટકી ગઇ છતાં શ્રમજીવી સમુદાયનું આર્થિક શોષણ તો શ્રીમંતોએ નીતિમયજ માન્યું આથી આધુનિક સમાજ રચનાના રંગમાં રંગાયેલા વોલ્ટેરે 'વ્યક્તિ સ્વાતંત્ર્ય'નો સિદ્ધાંત રજુ કર્યો તે વખતે એ આર્થિક શોષણને સમજી શકેલોજ નહીં, કેમકે આર્થિક શોષણના અનીષ્ટ તે સમયે તેને ન દેખાયાં. અને ઉગતા માલદાર વર્ગનોજ વિચાર કરીને તે વર્ગના દૃષ્ટિએજ તેણે સ્વાતંત્ર્યના સિદ્ધાંતની ચર્ચા કરી પણ હવે જ્યારે ઔદ્યોગિક ઉત્પન્ન વધતું ગયું છે, અને સમાજની એ એકપક્ષી રચના તે જોવાનું તેમજ સમજવાનું વધુ સરળ બન્યું છે ત્યારે નીતિની નવી ભાવના જન્મી છે. આ નીતિ (Ethics) કહે છે કે: વ્યક્તિ માત્રનું આર્થિક શોષણ થાય તે અયોગ્ય, અન્યાયી અને અનિષ્ટ કારક છે.

આમ વારંવાર પલટાતી ગયેલી પરસ્પર વિરોધી નીતિભાવના તે તે સમાજની આર્થિક પરિસ્થિતિમાંથી ઉત્પન્ન થઇ છે. તેથી તેમાં તે તે યુગનું સ્પષ્ટ પ્રતિબિંબ દેખાય છે. વિચારો તેમજ ભાવનાઓનો જન્મ અને વિકાસ આમ જગતના ભૌતિક વિકાસની સાથે આધાર રાખે છે. સમાજનો શાસક વર્ગ આ ભાવનાને ચિરંજીવ રાખવા યત્ન કરે છે. તેથી બધી વ્યવસ્થા તે ધોરણે થાય છે. બાળકોને અપાતું શિક્ષણ, તેમજ અદાલતોના ચુકાદા પણ તેથી યુગબળની નીતિભાવનાને અનુસરીનેજ રચાય છે.*

---

* સુચિત.

# સાહિત્ય-જીવનનો આદર્શ

: લેખક :

બાવચંદ માવજી વડેરા

**મ**નુષ્ય જીવનને અદંના કે આદર્શ ઘડે મનુષ્ય કાં તો વ્યક્તિત્વની એકેએક લાક્ષણિકતા અનેક જુદા જુદા માણસોએ ઘડીને તૈયાર કરેલી મૂર્તિના થોડાએક અતિ તેજદાર સિદ્ધાંતોમાંથી જ—ચોઇચોઇને હેતુ પૂર્વક ખૂબ સંભાળથી તૈયાર કરે છે; અગર તો પોતાને પ્રગટેલી માનવતાને પોતાના સંસ્કારથી પૂર્ણ કરી–પોતાની જ કલ્પનાથી પ્રત્યક્ષ કરી પછી પોતાની વાસનાઓને એ રસ્તે વાળી શકાય, તેટલું સ્વાધીન બળ કેળવે છે;—સારાંશ કે એ કાંતો ગઇ સંસ્કૃતિએ ઘડેલા આદર્શ ખાતર જીવે છે, અગર તો આવતી સંસ્કૃતિનાં બળને પોતાનામાં ઝીલી લઇ તેને પોતાન. જીવનથી મૂર્ત કરવા ઇચ્છે છે. એ જ પ્રમાણે સાહિત્યમાં પણ બને છે. સાહિત્ય ઘણીવાર એટલું બધું સહેતુક સર્જન થઇ જાય છે કે, એના સહુ અંગોની ગોઠવણીનું પ્રમાણ–એમાંથી પ્રગટતી કલા ને એમાંથી નીકળતો પ્રધાન સ્વર—અત્યાર સુધીમાં થઇ ગયેલી કોઇ સ્વરૂપભેદની વ્યાખ્યામાં બરોબર સમાઇ જાય છે—અગર તો સાહિત્ય માનવ વાસનાનો શુદ્ધ અવાજ બની એ વાસનાને ગમે તેમ વિહરવા દઇ, એના અવયવોને પોતાની રીતે સંગઠીત કરી પોતાની મેળેજ એ જીવનનું પ્રતિબિંબ થઇ પડે છે.

એ અવસ્થામાંથી બહાર પડતું સાહિત્ય તદ્દન વિવિધ અને બાહ્ય રચનામાં સ્પષ્ટ રીતે જુદું તરી આવે છે. એકમાં માત્ર પુરોગામીએ બતાવેલ સ્વરૂપનું ચોકખું પ્રતિબિંબજ પડતું હોય છે; વ્યક્તિગત સાહિત્યકારની કલા એવાં માત્ર એ પ્રણાલિકાને વધુ સુંદર રીતે ગોઠવવામાંજ સમાઇ જાય છે. એમાં માનવવાસનાને સ્થાન નથી હોતું. કારણ કે પરાપૂર્વથી ચાલતા આવતા સાહિત્ય આદર્શને સાચો માનનાર કલાકાર પોતાની કલાને પોતાના જીવનથી ઘણી જ ઉત્કૃષ્ટ, પવિત્ર, ને વિશુદ્ધ માને છે. એવા વ્યક્તિત્વના અંશો હિંમતથી તેમા પોતાનું સ્થાન નથી લેતા. પણ જાણે દબાના હોય, તેમ શુંચવાઇ જઇ ગમે ત્યાં બેસી જાય છે. કલાકારને સ્વચ્છંદ વિહાર તો એના સાહિત્યના ગૌણ સ્વરૂપમાંજ હોઇ શકે છે. કારણ સમાજે પ્રતિષ્ઠીત માનેલી—અને સંસ્કૃતિ એ સાહિત્યને માટે લાયક ઠરાવેલી અમુક ભાવનાઓ સિવાય આખું મનુષ્ય જીવન ત્યાંથી બાતલ કરવામાં આવ્યું હોય છે. બિચારો કલાકાર પછી કુદરત વર્ણનમાં અમર્યાદ કલ્પનાઓ સેવે છે. અંગ વર્ણનોની ચાલતી પ્રણાલિકામાં, એ બિચારો જુદા, જુદા શબ્દો મુકી એને જુદી જુદી રીતે અર્થ વાહક બનાવે છે; એનું પોતાનું જો કંઇક એમાં હોય તો તે શબ્દ સમૃધ્ધી શબ્દવ્યવસ્થાથી ઉદ્દભવતો નાદવૈભવ, અને કલ્પના. માત્ર ઉપર છલ્લી મનુષ્ય લાગણીને સ્પર્શી ઘડીભર આલ્હાદક રોમાંચ અનુભવાવવો તે કલાકારની સફળતા.

એકનાં એક પ્રસંગ પર, એકજ માનવ વાસના પર, એકજ નિશ્ચીત સ્વરૂપમાં—એ કલાકાર કાવ્યનું વૈવિધ્ય આણવા પ્રયાસ કરે છે. જીવનના બીજા પ્રસંગો—મનુષ્યની બીજી વાસનાઓ એ સાહિત્યના દરવાજે બહાર ઉભા રહી—અકાળે સુકાઇ જાય છે. એક

અકસ્માતજ અમુક ભાવના કે વાસના સાહિત્ય યોગ્ય અને લોકોની નહિં,—જેમ દશા હયે છે—છતાં એની પાછળ આખી માનવજાતિના અસ્તિત્વના મૂળગત સિધ્ધાન્તો આવી રહ્યા હોય છે તેમ મનાય છે. માણસ ખરેખર! અકસ્માત પર જ જીવે છે. આદર્શને એકવાર આપેલી મહત્તા, ફરી કદી ભૂલાતી નથી; અને ધીમે ધીમે કલાકારોને વિહરવાનો આ એકમાત્ર હક્ક પણ આવી આદર્શ ભાવના ખુંચવી લેતી જાય છે. સ્વરૂપને પ્રત્યક્ષ કરતી સાહિત્ય કૃતિઓ વધતી જાય છે. તેમ તેમ તેમાંથી એંચી લેવાયેલ સારભૂત તત્ત્વો—કલાકારની કલ્પના પર, તેની રચના કૌશલ્ય પર, તેની વ્યવસ્થા પર, બધેજ અંકુશ મુકી. તેને માત્ર એક યંત્ર જેટલા નિયમીત અને જડ બનાવી દ્યે છે. પ્રથમ સ્વીકારેલું માનવ વાસના કે પ્રસંગોને મર્યાદીત કરતું બંધન પછીથી ધીમે ધીમે વીકાસ પામી આખી કલાના આવિર્ભાવને જકડી લ્યે છે. કલા મનુષ્યનો વિહાર મટી—જીંદગીના અનેકવિધતા ટળી જઇ.—નિયમોને રીત રીવાજનું 'કૅટલૉગ' બની જાય છે. જેમ આદર્શથી જીવતા માણસને, એના સ્વતંત્ર વિચાર, કે સ્વાભાવિક વાસના પોતાની ગણતાં શરમ લાગે છે.—એ બને ત્યાં સુધી તેના ઉભાં થતાંજ ડામી દ્યે છે, અને સ્વીકારેલી મૂર્તીની નિયમમાં ઉતારી શકાય તેટલી. જીવનદશા માત્રજ જાણે આખા જીવનની સાર્થકતા કે આનંદ શ્રેય—તેમ બાહ્ય રીતે—એ પ્રયત્ન ખુબ ચોક્ખી રીતે જણાઇ જાય—તેમ, બનાવ્યા કરવું પડે છે. અને માણસ માણસ મટી જઇ જે પાંચ નિયમોને તેણે અકસ્માતે કબુલ કરી લીધા હોય છે તેનુંજ પ્રત્યક્ષ હલન ચલન થાય છે, તેમ કલા પણ પરાધીન—જડ—વાસનારહીત—ને મુડી થઇ જાય છે.

માનવ જીવનને મર્યાદા નથી, એની અનેકવીધતાનો પાર નથી. ભૂતકાળમાંથી સમાજની ભાન ભૂલી સ્મૃતિએ યાદ રાખ્યા હોય એવા કેટલાક સિધ્ધાન્તો કરતાં—મનુષ્ય જીવન અનેક ગણું શ્રેષ્ટ ને વિધવિધ છે. છતાં આદર્શ પર જીવવાની વૃત્તિ માત્ર એકજ વસ્તુ માગે છે, અને તે એક "તમારા સ્વાભાવિક વ્યક્તિ વિકાસને સર્વ બાજુથી અંકુશમાં રાખી મેં ઘડેલા ચોગઠામાં તેને સમાવી દ્યો" એક વાત એ પણ સ્પષ્ટ છે કે ભૂતકાળમાં જે બધું સારું હોય તેમાંથી જ આદર્શ નથી થતો પણ જે સગવડ ભર્યું હોય છે તેને જ આદર્શમાં સ્થાન છે, છતાં એ મૂર્તીને આપણાં જીવનનું પ્રતીક બનાવી—આપણે એક રીતે આપણી વાસનાને રૂંદી નાખીએ છીએ; તેમ બીજી રીતે આપણી જે નથી જન્મી તે મહત્તા આદર્શમાં ભળી જઇ તેને સંપૂર્ણતા તરફ વધુને વધુ નજીક લઇ જાત તેવી ભાવી પ્રગતિને પણ અવરોધી રહ્યાં છીએ.

સાહિત્ય કદાચ જીવન કરતાં પણ વધુ વિસ્તૃત છે. અનેક માનવવાસનાઓ કે જે એક ક્ષણભર આવી સદાકાળ ચાલી જાય છે, તે બધી સાહિત્યમાં અણિશુદ્ધ ઉતરી આવે છે. પ્રત્યક્ષ જીવનમાં તો માનવ લાગણી કે માનવ વિચારનો ઘણો ઓછો જ ભાગ ઉતરતો હશે: સાહિત્યમાં તો ગમે તેવા સ્વરૂપમાં ગમે તેટલી ઝાંખી,—ગમે તેટલી અકલિત માનવતા પણ ઉતરી શકે છે. ઘણીવાર પ્રત્યક્ષ જીવનથી, નથી આવતી તે ક્રાન્તી સાહિત્યના પ્રખર વિકાસથી આવી શકે છે. પ્રત્યક્ષ જીવનમાં જ્યારે વાસના ઉતરે છે, ત્યારે તેની ઘણી ખરી ઉગ્રતા મરી ગઇ હોય છે. એ વાસનાને આપણે પ્રસંગથી છૂટી પાડી તેના પર સ્વસ્થ

મનથી વિચાર નથી કરી શકતા. કોઇ બીજી લાગણીના પ્રવાહથી અલિપ્ત રહીને આપણે તેનો પૃથક્કરણપૂર્વક આભાસ જીવનમાં નથી કરી શકતા. સાહિત્યમાં એ વાસનાઓ જીવનથી અલિપ્ત જ્યાં–જીવન ઘડી શકે તેવી શક્તિવાળી અનેક રીતે ઉતરે છે. અને માણસ એ વાસનાના અભ્યાસથી આખી મનુષ્યત્વની યોજનાને સમજી શકે છે.

પણ સ્વીકારેલો આદર્શ કહે છે કે અમુક વાસનાને સાહિત્યમાં સ્થાન જ નથી, કોઇ વાર એ કહે છે કે પ્રસંગ વિનાની એકલી વાસનાને સાહિત્યમાં ઉતારવાની નથી; કોઇ વાર એ ફરમાવે છે કે અમુક પ્રકારની જીવનદશા માટે આપણને પ્રકટતી લાગણી સાહિત્યમાં નથી લાવવાની. કોઇવાર તો આખા જીવન પર ચડી બેસી એટલે સુધીનાં બંધન મુકી દે છે કે બધી સહૃદયતા દબાઇ જાય–એ કહે છે તે રીતેજ આપણે જીવીએ છીએ. કોઇવાર અમુક પ્રસંગને અવરોધતી પ્રણાલિકા–એને પ્રકટાવવાને માટે પૂરતું વાસનાબળ હોય–છતાં તેને અટકાવે છે અને પછી સાહિત્યકૃતિ જાણે મચડાઇ ગઇ હોય–તેમ ભયંકરને વિકૃત થઇ જાય છે. કોઇવાર અમુક બનતો પ્રસંગ અમુક વાસનાથી ન બનાવાય તેવા પ્રતિબંધો પ્રસંગને તદ્દન અદ્ધર રાખી દે છે. કોઇવાર અમુક પ્રસંગ અમુક રીતે ન મુકાય તેવો અંકુશ સાચું દૃષ્ટિબિંદુજ સમજવા નથી દેતો. અને એ સાહિત્ય એ રીતે જીવનનું પ્રતિબિંબ ન બનતા કોઇ પરાધીન માણસની ખેદકારક મનોદશા વ્યક્ત કરવાનું સાધન બની જાય છે.

સાહિત્યને જીવન સાથે સંબંધ છે. એક માણસે દોરી કાઢેલી પ્રણાલિકાની મર્યાદા સાથે નહિ. એ મર્યાદાને પ્રણાલિકા પોતેજ એવા સાહિત્યમાંથી ઉદ્ભવતી હશે કે જે જીવનનું પ્રતિબિંબ હશે. જ્યાં આપણને રૂચે તેવાં છાયા ચિત્રો પાડવાની મના કરવામાં આવે તે ગંભીર અપરાધજ કહી શકાય. જીવનમાં આપણે સંભાળથી રખી મુકીએ તેવી વસ્તુઃ ના બધાને સાહિત્યમાં આવતાં અટકાવવા તેનુંજ નામ મનુષ્યની એક મહાન વાસનાનો વિરોધ. જીવનને મર્યાદા નથી; તો સાહિત્યને પણ ન હોય. સાહિત્ય એ કલાકારની સૃષ્ટી છે; એનાં સર્જકને પ્રતીક તરીકે આવી સૃષ્ટી સાંપડી છે; અને એ સૃષ્ટીનાં સહુ ભાગોને સહુ–અવસ્થાને–પોતે ઇચ્છે તે રીતે પોતાની સૃષ્ટીમા લખવાનો તેને હક્ક છે.

સાહિત્યનો હેતુ શો–એમ પૂછનારને સામુ પૂછી શકાય કે જીવનનો હેતુ શો? સાહિત્યને ક્યા ઉદ્દેશથી કે કઇ લાગણી મનુષ્યમાં પ્રકટાવવાના ધ્યેયથી આપણે સ્વીકારવું જોઇએ એ બાબતનો વિચાર કરતાં પહેલાં સાહિત્યનું ઐતિહાસીક–દૃષ્ટિથી મૂળ શોધી કાઢવું પડશે. સાહિત્ય કઇ રીતે ને જીવનની કઇ વાસનાને સંતોષ આપવા માટે પ્રકટે છે–એ–બાબત નક્કી કર્યા પછી સાહિત્યનો અત્યારે આપણે શું ઉપયોગ કરી રહ્યાં છીએ તે વિચારવું ઘટે છેઃ જ્યારે જ્યારે પહેલાં–કરતાં બીજાની મહત્તા વધી છે, ત્યારે ત્યારે સાહિત્ય માનવતાનો સનાતન સ્વર ન બનતા– માત્ર એક સામાન્ય વસ્તુ થઇ પડી છે. આટલા હેતુપુર્વક ઘડાયેલી સમાજવ્યવસ્થામાં સાહિત્યનો આપણે ગમે તે ઉપયોગ કરતા હોઇએ પણ સાહિત્ય પોતે જે વાસનાની તૃપ્તી ખાતર જન્મે છે; એજ વાસના જો એનાથી–અતૃપ્ત રહેતી હોય તો વાસના તો વ્યર્થ છે જ–પણ એ ઉપયોગ–ને એ સમાજવ્યવસ્થા પણ વ્યર્થજ ગણાવાના–

અને આપણો માનવભૂખ સંતોષવાની એક મહાન વસ્તુ શોધી છે—તેમ ગણવાનું છે.

સાહિત્ય માનવજાતિએ પોતાના અસ્તિત્વના ભાનથીજ સ્વીકારેલું છે. એ વાણીવૈભવ. એણે જાતે એક સ્પંદન-નર્તક ઉત્પન્ન કર્યું છે, અને જે વાસના એથી સંતોષાય છે તે એ છે કે એથી માણસની રૂપામાં છૂપી લાગણી કે ઊંડામાં-ઊંડી હૃદયવૃત્તિ પ્રત્યક્ષ થાય છે; એ જીવક જીવનના તત્ત્વોમાંથી માણસ પોતે સાચા બની જીવન થઇ છે;—અને એકસરખી લાગણીનું-શબ્દના અંતરમાંથી નીકળી સાહિત્યરૂપે બહાર કેટલાઇ વળી-પાછી એટલીજ ઉગ્રતાથી પેણ અનેકગણી બની ઉપભોગકના હૃદયમાં ઉતરી જાય છે. માણસ આ કેવડું શાથી કરે છે. કારણ કે એથી એની અહંતા સંતોષાય છે. એ પોતેજ એ બધા જીવનવ્યવહારની પાછળનું બળ બની રહ્યો હોય છે. પછી સાહિત્યના એ વાસનાને કલ્પનાથી; કલાથી, શબ્દવૈભવથી, અવાજ ઝણકારથી, આકર્ષક ગણી માણસને તે તરફ ખેંચવાનો પ્રયાસ થયો છે. જે પ્રણાલિકાથી વાસનાને સાહિત્યમાં ઉતરવાનો અંકુશ મુકાયો—તેણે વાસના નક્કી કરી કલાકારને વિહરવાનું ક્ષેત્ર ઉપરતાં અલંકારોમાં નક્કી કરી આપ્યું. એનું મહત્ત્વ આમ વધતાં—વાસના તો મૂળમાં સરખી કે એકજ. પણ રંજન શક્તિજ વધુ કે ઓછી. એનો ભેદ પણ સાહિત્ય કૃતિનાં વિવેચનમાં વપરાવા લાગ્યો. એ રંજનમાંથી "કલાને ખાતરજ કલા" કે જે સિદ્ધાંત. "રંજનને ખાતરજ કલા."નું સુંદર સ્વરૂપ છે તે ઉદ્ભવ્યો. અત્યારે એક જરા નીચા પ્રકારના સાહિત્ય પ્રકાર ઉદ્ભવ્યો છે કે જેનો હેતુ માત્ર રંજન કરવાનોજ હોય. જે માણસને માત્ર આડંબરથી કે અલંકારથી પરવશ બનાવે અને પછી એની પાસે કાં તો કંઇંજ ન કાં તો આદર્શ મૂકે—

સાહિત્યના વાસના ભૂખ્યા માટે તો એ બન્ને —વસ્તુ એકસરખી—સહૃદયતાની ચાંદરજ છે. એ સાહિત્યમાં માનવ વાસના કે મનુષ્ય જીવનના વિશાળ દર્શનનો રંજનને આનંદ ભોગ આપતો હોય, અને વાલ્મીકિના હૈયામાંથી ઉછળીના બની અંદર મુખે થાય છે. જેમાં કાં તો જીવન જેવું કશુંજ ન હોય. અગરતો જીવન નહિ અમુક સ્વીકૃત નીતિ સિદ્ધાન્તો કે આદર્શનું અતિ ઉજળું આલેખન હોય: પણ સાહિત્ય જે વાસના પર જીવે છે—તે જુદીજ વાત છે. તેને આદર્શની સાથે; નીતિની સાથે. મર્યાદાની સાથે સીધો કશોજ સંબંધ નથી. એ સંબંધ હોય તો માત્ર આકસ્મિક છે; અને તે એ રીતે કે જીવન—એ બધાને બાંધતી સાંકળ રૂપ બની જાય એક બાજુ માણસની સર્જક વૃત્તિ સાહિત્યની વાસના. બીજી બાજુ નીતિ: મર્યાદા: આદર્શ: સિદ્ધાન્ત: વચમાં જીવન: જીવન મોળું પડે: અસ્થિર થાય: કે ખસી જાય તો સાહિત્યને એ સહુ વસ્તુ સાથેનો સંબંધ તુટીજ જાય: છતાં જો સાહિત્ય જીવનનેજ વળગી રહે તો એણે આ બધા સૌમ્ય ગણાતા બંધનોની પરવા કરવાની નથી હોતી. સાહિત્યમાં મનુષ્યનાં અનેક પ્રકારના આવેશો, ન પ્રકટે તો એ સાહિત્ય પોતાના અસ્તિત્વના કારણોના વિરુદ્ધ જાય છે. પ્રણાલિકા કે આદર્શ હંમેશા આવી લાગણીઓને કુંઠિત કે મર્યાદિત કર્યા કરે છે. કારણ કે જીવનનું છેલ્લું સ્વરૂપ એમણે ધાર્યું તેજ હોય છે, એમ તેઓ માને છે. માટે તેમાં પ્રગતિને સ્થાન નથી. સ્વીકારેલી વાસનાઓમાંથી આવો આદર્શ એક સળંગ જીવન તૈયાર કરે છે; એ જીવનની મર્યાદા વર્તમાન જીવનની મર્યાદાથીજ નક્કી થઇ હોય છે; એ જીવનનું ધ્યેય વર્તમાન લોક જીવન પરથી નક્કી કર્યું હોય છે. પછી

સાહિત્ય કૃતિની ઉત્કૃષ્ટતાનું માપ, આવી તૈયાર કરેલી જીવનની માત્ર એકજ રીતને એ કેટલે અંશે સફળ કરી શકે છે તેથીજ માપી શકાય છે. માણસમાં એ ઘડેલા જીવનનાં ચારિત્ર્ય અંશો—એવો ભયાનક લાગણી જમાવ કરી સ્થીર બેસાડી દીધા હોય છે કે એ જેમાંથી ન મળે ત્યાંથી માનવનાની બીજી ગમે તેવી અપૂર્વ દીશા ખૂલતી હોય તોપણ એ તેને ફેંકી દયે છે.

સાહિત્ય જીવનની એકજ દિશા ફરી ફરીને સમજાવવા માટે નથી, પણ સમસ્ત વાસના શરીરને મૂર્ત સ્વરૂપ આપવા માટે છે. છૂટી છવાઇ અપૂર્વ વાસનાથી જીવનની સળંગ દશા આદર્શ ઘડે છે તેમ ન પણ ઘડાતી હોય. કલાકારે માત્ર પ્રચલિત જીવનનાં અમુક અંશોજ લઇ તેને મનુષ્યત્વની કસોટીએ ચડાવ્યા હોય, અગર તો એમાંથી નીકળી આવતું જીવન ચાલુ જીવનથી એટલું નિરાળુ હોય કે પરાણે તૈયાર કરેલી લાગણીને અંતરાત્માને એ સ્વીકારના હજારો આંચકા આવતા હોય. પણ એ સાહિત્ય એજ સાચું સાહિત્ય છે. માણસમાં કોઇએ તૈયાર કરેલા લાગણી ગમે તેટલો ઘોંઘાટ મચાવી મૂકે; મનુષ્ય બુદ્ધિ અનેક યુગોના થર જામી ગયેલ લાગણીથી અતિ મંદ પડી હોય; અગર તો સ્વાધીનતા જમાનાની નિયમબદ્ધતાથી જીવનનું આવું પૃથક્કરણ સ્વીકારતાં થરથરતી હોય. તો પણ જો સાહિત્યને જીવનની સાચીને પ્રાકૃતિક અવસ્થામાં લાવવું હોય તો આવા અનેક પવિત્ર ને સુંદર લાગતા નૈતિક આદર્શોને કલાકારે ફેંકી દીધા વિના છૂટકો નથી. સાહિત્યકારને માત્ર સાહિત્યનીજ અદંતા પર જીવવાનું છે. એનો વ્યક્તિગત આદર્શ એમાંથીજ ઉત્ક્રાંતી પામે ત્યારેજ એમાં સાચું જીવન ધબકતું હોય છે.

ફ્રેન્ચ બળવો સ્વતંત્રતા, સમાનતા અને વીશ્વ વ્યાપી બંધુ ભાવનાની સ્થાપના કરી ન ગયો, પણ તે આદર્શના વિચાર કરવાના અધિકારની તેણે સ્થાપના કરી.

...

સ્વતંત્ર મનુષ્યને બરાબર ઓળખો, અને પછી તમારી જાતનું બારીક નીરીક્ષણ કરી, તેના કરતાં તમારામાં જેટલી ઉણપ દેખાય તે દૂર કરો.

...

મહ઼ માણસની મહત્વાકાંક્ષા ધરાવતા અને તેને સફળ કરવાના સાચા પ્રયત્ન કરનારા બનો.

જેઓ ધાર્મિક, સામાજિક કે રાજકીય ક્ષેત્રના ગુલામ નથી, તેમનેજ કુદરત વિજેતા માની વધાવી લઇ, પોતાની અંદર રહેલી તમામ સમૃદ્ધિ અર્પણ કરે છે.

...

જે પળો વધુમાં વધુ ભયંકર લાગે તેજ પળો આદર્શ અવસર મનાય છે.

...

સમય એજ સંપત્તિ, સમય એજ બુદ્ધિ, સમય એજ હક છે એ કદી ન ભૂલશો.

...

આળસ એટલે અધોગતી.

# પેશાબનાં ભયંકર દર્દોની છેલ્લામાં છેલ્લી અજાયબ શોધ!




# ગોનોકીલર

(રજીસ્ટર્ડ)

**પ્રમેહ અને પેશાબને લગતાં તમામ બીકટ દર્દોનો ચમત્કારીક ઇલાજ.**

"ગોનો કીલર"—પેશાબ અને ધાતુનાં દર્દો માટે એકજ છેલ્લી દવા છે કે જેની બરોબરી કોઇ પણ દવા છે જ નહી. તેનાં ચમત્કારીક ગુણને લીધે દર્દીને કદીપણ નાસીપાસ થવું પડતું નથી. મોટામોટા વૈદ્યો, હકીમો, ડાક્ટરોની દવાઓ અને ઇન્જેક્શનો લઇ કંટાળી ગયાં હો! અંગ્રેજી જર્મન, ફ્રેંચ, અને અમેરીકન મેડીસનો (દવાઓ) માં પૈસા ગુમાવી નીરાશ થઇ બેઠા હો! ત્યારે છેવટનો ઇલાજ "ગોનો-કીલર" એકજ બીનજોખમી વનસ્પાત રામબાણ ઇલાજ છે, ચાહે તેટલા ભયંકર પ્રમાણમાં ચાહે તેટલા વરસનો જુનો અથવા નવો પ્રમેહ 'પેસાબ માર્ગે વહેતી રસી (પરૂ) જતી ધાતુ તેમાં થતી બળતરા (અગન) પેશાબ ટીપું ટીપું' તથા અટકીને આવવો ગુંનભાગ (મુત્રાશયમાં) થયેલો જખમ તથા આવેલો સોજો તેથી પેશાબ કરવામાં નડતી મુશ્કેલી, અને પેશાબની ઘડી ઘડી થતી, હાજત (ઇચ્છા) મુત્રાશયમાં પરમાનાં ઉત્પન્ન થયેલ "ગોનોકોકુસ" નામના જંતુએ સ્વપ્નામાં જતી ધાતુ સ્ત્રીઓના પ્રદરનાં રોગો વગેરે પેશાબને લગતા સ્ત્રી અને પુરૂષો બેઉનાં જુનાં તથા નવાં જડ કરી બેઠેલાં નાસીપાસ ઉપજાવે તેવાં તમામ દર્દોનો જડથી નાશ કરી ખરાબ થએલ ધાતુને સુધારી સ્વચ્છ અને ઘટ્ટ કરે છે.

**૫૦ ગોળીની એક બાટલીની કિંમત રૂ. ૩) વી. પી. ખર્ચ જુદું.**

હિન્દુસ્તાન બહાર એક બાટલીની કિંમત શી. ૭) બે બાટલીની કિંમત શી. ૧૨)

ત્રણ બાટલી કિંમત શી. ૧૬) અગાઉથી નાણાં મોકલાવવાં.

તારનું સરનામું.
GONO KILLR
Bombay.

એકલા બનાવનાર—

**ડો૦ ડી. એન. જસાણી.**

૧૩૭ ગુલાલવાડી-મુંબઇ નં ૦ ૪.



# ફૂલ છાબ

**વેણીનાં ફુલ:** લેખક: ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક: ભાવનગર મહિલા વિદ્યાલય: મુલ્ય ચાર આના, ઠે: ભાવનગર.

'વેણીનાં ફુલ' ના લેખક તેને 'વગડાનાં ફુલ' તરીકે ઓળખાવે છે, પરંતુ તેના રૂપરંગથી એ 'વગડાનાં ફુલ'ની ગ્રામ્યબાલા અંબોલડામાં જેમતેમ ખોસીને વેણી બનાવે તેમ નહિં, પણ શહેરની સુંદરીઓના કેશ કલાપના શણગાર માટે કુશળમાળી બનાવે છે તેવી સુંદર, સુવ્યવસ્થિત અને આંખ-નાકને આકર્ષે તેવી સ્થિતિ આ 'વેણીનાં ફુલ'ની થઇ છે. અને તેથી શહેરની બહેનોએ તેને એટલી ઉતાવળથી ઉંચકી લીધી છે કે, "બ્હીતાં બ્હીતાં વગડાનાં ફુલ પ્રસિધ્ધિ-માં મૂકનાર લેખકના દિલમાં 'નવી હોંશ' પુરાઇ અને તેની ત્રીજી આવૃત્તિ બે વર્ષના ગાળામાં પ્રસિધ્ધ કરવી પડી છે.

'વેણીનાં ફુલ'માં ૩૨ ગીતો આપવામાં આવ્યાં છે. તેમાંથી બે લોકપ્રિય રાસ તો ગઇ નવરાત્રિમાં સંતકુંજ અને મુંબાઇની સન્નારીઓએ અપનાવી લઇને મુંબાઇવાસી-ઓને તેની તરફ, એટલા આકર્ષ્યાં હતા કે, શ્રોતાઓને 'ઘેલાંતૂર' બની જતાં નજરે જોવાનો અમારો સ્વાનુભવ છે. તે રાસ: 'ઉભાં રો! 'રંગ વાદળી' અને 'તલવારનો વારસદાર.'

કવિત્વની નજરે બધાંજ ગીતોમાં મેઘા-ણીનું વ્યકિતત્વ ઝળકે છે. લોકગીતોનાં પ્રાચીન ખંડેરોના ઉપયોગી ભાગને કાયમ રાખી, નિરુપયોગી જણાતા ભાગને કુશળ કલાકારની છીણીથી કાઢી નાખી, તેની ઉપર નવાં ચણતર કરવાની કલા ભાઇ મેઘાણીએ બતાવી છે, અને પોતે લોક સાહિત્યમાં શા માટે રસ લેતા હતા, તે ગુજરાતના કવિઓને આમ બતાવી, પોતાના રચનાત્મક કાર્યમાં ગુર્જર કવિઓનો સથવારો માગે છે. તે વાત નહિલ-ઓલીન ભાઇ મેઘાણી પોતાના લાક્ષણિક પ્રવેશકમાં વિશદ રીતે બતાવી આપે છે. લોકસાહિત્યને તેના જૂનવાણી, જર્જરીત અને વર્તમાન સમયે કેટલેક અંશે બેડોળ જણાતા સ્વરૂપમાં સાચવી રાખવાના 'અંધ-શ્રધ્ધા' ભર્યા પ્રયાસો કરનારાઓને આ રીતે મેઘાણીએ દિશા સૂચવી છે, તેથી અમે ભાઇ મેઘાણીના આ પ્રયાસને વખાણીએ છીએ.

અમારે કહેવું જોઇએ કે 'વેણીનાં ફુલ' ના ઢાળ કે રાગ ગુજરાતણોને ઝટ આવડી જાય તેમ નથી, એટલે મેઘાણી પોતાના પ્રવાસમાં 'વેણીના ફુલ' ના ગીતો ગુજ-રાતણો આગળ ગાઇ બતાવે તો હજુ તેનો વધુ પ્રચાર થાય એમ અમને લાગે છે.

**શાળોપયોગી બાલગીત** [ભાગ ૧ લો]: રચનાર: ચુનીલાલ કુબેરદાસ શાહ; પ્રકાશક: જીવનલાલ એન્ડ સન્સ, મૂલ્ય ૬ આના. ઠે: કાલબાદેવીરોડ, ભાટીયા મહાજન વાડી; મુંબઇ નં. ૨ બાળસાહિત્યના બગીચામાં ગીતારૂપી ફૂલડાં ક્વચિતજ નજરે પડે છે એવી લેખકની માન્યતા હોઇ, 'એ કમી પણાની થોડેઘણે અંશે પૂર્તિ કરવા માટે' આ બાલગીત સંગ્રહ પ્રસિધ્ધ કરવામાં આવ્યો છે. તેમાં પ્રાર્થના, પશુ પક્ષીની ઓળખ, સંવાદ, ચારિત્ર્ય, રાષ્ટ્ર, નીતિ અને પરચુરણ વિષય એટલા વીભાગ છે. કેટલાંક ગીતો સચિત્ર અપાયાં છે. બધાં ગીતો સામાન્ય કોટીના છે અને સાધારણ રીતે નાનાં બાળકોને તેમાંનાં કેટલાંક ગીતો ગમે તેમ છે. આ સંગ્રહમા કેટલાક ઉખાણા આપવામાં આવ્યા છે, તેમાં ઘણે ઠેકાણે કવિતાએ જોડકણાંનું રૂપ લીધું છે. કેમકે ઉખાણાના કોયડાનો સમાવેશ કરવા માટે લેખકને કવિતા કરવામાં પ્રયાસ કરવો પડ્યો હોય તેમ દેખાય છે. રાષ્ટ્રીય ગીતનાં વિભાગમાં 'એ શું હશે?' નામના ઉખાણાં મૂક્યાં છે તેનો ઉત્તર માંકણ થાય છે. આ માંકણનો 'રાષ્ટ્રીય ગીત'ના સાથે શી રીતે સંબંધ હશે તે અમે પણ સમજી શકતા નથી, તો બાલગીતનાં બાલ વાચકો કેમ સમજશે એ પ્રશ્ન લેખકે વિચારવા જેવો છે.

...

**ગુજરાતના ઇતિહાસની પ્રશ્નોત્તર માળા:** લેખક અને પ્રકાશક: જીવનલાલ મોતીરામ શાહ, મૂલ્ય ૭ આના, ઠે૦ શાહપોર, સુરત.

લેખક કહે છે 'ગુજરાતના ઇતિહાસની વાર્તારૂપી રસિક પ્રશ્નોત્તર માળા' એમણે જે બહાર પાડી છે, તે 'અદ્યાપિ બહાર ન પડેલી એવી' છે. અમને એ વાત મંજુર નથી પણ એક રીતે અમે લેખક સાથે મળતા થઇએ છીએ કે, જાદવ વંશથી માંડીને ઓરંગઝેબ અને મરાઠાઓની પાછળ જે અંગ્રેજી વહિવટ શરૂ થયો છે, તેને એના સ્વાભાવિક ક્રમથી ઉલટાવીને પ્રાચીનમાં પ્રાચીન જાદવવંશથી પણ આગળ મૂકવામાં લેખકે 'અદ્યાપી કદી' ન થયું હોય તેવું, કામ કર્યું છે એ વાત ખરી. ઇતિહાસ શીખવાથી થતા ફાયદા વિદ્યાર્થીઓને બતાવતાં લેખક કહે છે: "અંગ્રેજી રાજ્ય થયા પછી લોકોને કઇ કઇ જાતના ફાયદા થયા" તે જાણવાનું મળે, પણ કઇ જાતના ગેરફાયદા થયા તે લેખક બતાવી શક્યા નથી એમણે ૨ થી ૫ સુધીની વાતો અંગ્રેજ રાજ કામ માટે લખી છે. તેમાં ૧૯૧૪ની લડાઇની અને ૧૯૨૦માં અસહકાર શરૂ થયો તે વાતો આપી છે, ૧૯૨૧માં પ્રજાને કેટલાક હક્ક અપાયા તે જણાવ્યું છે, પણ હિંદીઓને યુધ્ધના ઇનામ તરીકે મળેલા કાળા કાયદાની, તેને અંગે પંજાબમાં ચલાવવામાં આવેલા હત્યાકાંડની અને ૧૯૧૯-૨૧ સુધીમાં ચલાવવામાં આવેલી ભયંકર દમનનીતિની વાતો જાણી જોઇને છુપાવવામાં આવી છે. એથી વાતમાં લખ્યું છે.

સ: કંપનિ સરકાર પાસે રાજ લઇ લેવાનું કારણ શું?

જ: હિંદના દેશી સિપાઇઓએ બળવો કરી ઘણા અંગ્રેજોના જાન લીધા તેથી.

આ જવાબ અધૂરોજ નથી પણ જૂઠો છે અને તેથી આવા પુસ્તકને ગુજરાતી બાળકોના હાથમાં મૂકવાની અમે આગ્રહ પૂર્વક ના પાડીએ છીએ.

પાંચમી વાત ઇસ્ટ ઇંડિયા કંપનિની છે. તેમાં એ કંપની એ ચલાવેલી લુંટો અને અત્યાચારની જે વાતો અંગ્રેજ લેખકોએ લખી છે, તેટલી જણાવવાની પણ હિંમત

કરી શક્યા નથી, એમ ૧૮૫૭નું સ્વાતંત્ર્ય યુદ્ધ શા માટે લડાયું તેની ઉપર પણ ટાંકપિછોડો કર્યો છે.

લેખકે માત્ર 'ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મહેરબાન કે. એસ. વકીલ સાહેબ'ના એક સર્ક્યુલરને ધ્યાનમાં રાખી, શાળાઓમાં મંજુર કરાવવાની ભાવનાથી આ પુસ્તક લખ્યું છે. તેમાં અમને ક્યાંય 'વાર્તા' જણાઇ નથી અને 'રસિકતા' તો શોધ્યા ખોળી જડતી નથી. આવા પ્રત્યાઘાતી પુસ્તકો છપાય, તે કેળવણીના સ્વીકૃત સિદ્ધાંતને બાધક છે, એટલે કેળવણી ખાતાએ આવા પુસ્તકને મંજુરી નજ આપવી જોઇએ, અને તેમાં ઇતિહાસ કારની તટસ્થ વૃત્તિ સચવાઇ નથી, પરંતુ 'બ્રિટિશ સામ્રાજ્યના પારણા સમા સુરત'ના કેટલાક મવાળ માણસોની ખુશામદખોર દ્રષ્ટિ રહેલી લાગે છે, તેથી આવાં પુસ્તકોને બાળકના હાથમાં મુકવા દેવાનો પ્રત્યેક માબાપે સ્પષ્ટ ઇનકાર કરવો જોઇએ એવી અમારી માબાપોને સલાહ છે.

...

**શારદા કાયદો :** સંપાદક : રા૦ જય કૃષ્ણ નાગરદાસ વર્મા; પ્રકાશક: 'ગુણ સુંદરી' કાર્યાલય, કે: ૧૧૪, ગીરગામ બેક-રોડ, મુંબાઇ–૪; મૂલ્ય: બે આના.

રાય સાહેબ હરવિલાસ શારદાનો જે બાળ લગ્ન પ્રતિબંધક કાયદો, તેના તરફેણ અને વિરુદ્ધના પ્રચાર કામથી ખુબ જાણીતો થયો છે, અને જે સમાજને માટે ઘણોજ ઉપયોગી છે. તે કાયદાનો ખરડો રા૦ વર્માએ સટીક બહાર પાડયો છે. આથી શારદા કાયદાના સંબંધમાં કેટલાક વર્ગ તરફથી જે ગેરસમજ ફેલાવવામાં આવે છે તે દૂર થશે. અમે પ્રત્યેક ગુજરાતી નર–નારીઓને આ પત્રિકા વાંચવાની આગ્રહભરી ભલામણ કરીએ છીએ.



# નવયુગ

આવતી કાલનું ગુજરાત ઘડતું માસિક



નવયુગ માસિક આ અંકથી એક વર્ષ પુરૂં કરે છે. આવતા મહિનાથી તે બીજા વર્ષમાં પ્રવેશ કરશે.

એ એક વર્ષમાં 'નવયુગ' માસિકે કેવું અને કેટલું કામ કર્યું છે, તે તો ગુજરાતી આલમે પોતે જ કહી આપ્યું છે.

બીજા માસિકોમાં અને 'નવયુગ' માં દેખીતો ફરક છે; અને એ ફેરફાર ગુજરાતે પિછાન્યો છે તેમ જ સત્કાર્યો છે. 'નવયુગ'નો પ્રત્યેક લેખ ને પ્રત્યેક ચિત્ર તેના ખાસ સિધ્ધાંતને જ અનુલક્ષીને અપાયું હોય છે. ગયા બાર મહિનામાં ૧૫૫૦ પાનાં જેટલું લખાણ અને ૫૦૦ ચિત્રો નવયુગના વાંચકો સમક્ષ રજુ કરવામાં આવ્યાં છે. તે લખાણોમાં રાજકારણ, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, પ્રવાસનાં વર્ણનો, નવલિકાઓ, કાવ્યો, ગીતો નાટકો, સંવાદો, નિબંધો, નવલકથા, હાસ્યરસના લેખો અને ટુચકાઓ: એમ અનેક કક્ષાઓના લેખો આપવામાં આવ્યા છે, અને તે પ્રત્યેકની પાછળ ચોક્કસ હેતુ રહેલો વાંચકે જાણ્યો છે.

બીજાં કેટલાંક માસિકોમાં ઘડીભર વાંચકની લાગણીને ગલીપચી કરે તેવી નવલિકાઓ આપવામાં આવે છે, કવિતાઓ અને નાટકો પણ હેતુ વિનાનાં અપાય છે અને નિબંધોમાં જે આવ્યા તેવા અને વાંચકોને લાભદાયક હોય કે નહિં તે જોવા વિનાજ અપાય છે. ત્યારે 'નવયુગ'નો એકેક એક લેખ રાષ્ટ્રને ચેતન મળે તે દૃષ્ટિએજ લખાયલો હોય છે. 'નવયુગ' તમામ પ્રકારના આડંબરોનો વિરોધ કરે છે, તેથી જનતા તેને નૂતન યુગના ગુજરાતનું માસિક માને છે. વયોવૃદ્ધ તેમજ નૌજવાનો પણ એને ચાહે છે અને સત્કારે છે; કેમકે તે હાલની સદાય ઢાંકી રાખવામાં આવતી બાજુ ઉપર બુદ્ધિ ગમ્ય રીતે નવો પ્રકાશ પાડે છે, દહીં દુધીયા સુધારામાં તે માનતું નથી અને કોઇ પણ પ્રકારની ગુલામી સામે તે તડજોડ કરવા તૈયાર નથી, પ્રણાલિકાવાદની લાગણીઓને તે પંપાળતું નથી, પણ નક્કર હકીકતો અને નિખાલસ વિચારસરણીનો આધાર લઇ યોગ્ય રીતે પ્રત્યેક પ્રશ્નને છણે છે.

મિથ્યા માન્યતાઓથી પ્રેરાઇને ગંભીર રહે-વાની અને શુષ્ક જીવન જીવવાની વાતો અને ઉપદેશોથી હવે જનતા કંટાળી ગઇ છે, તેથી જનતાના જીવનમાં ઉલ્લાસ અને આનંદ પ્રેરવા માટે હાસ્યરસના લેખો પણ 'નવયુગ' માં અપાય છે.

ધર્મ, શાસ્ત્ર, સમાજ, રાજકારણ, અર્થશાસ્ત્ર, નીતિ એ પ્રત્યેક દિશામાં ચાલી આવતી પ્રણાલિકાની અંદર રહેલાં કશાય આધાર વિનાનાં અંધશ્રદ્ધાનાં જે પડળો જનતાની દૃષ્ટિ ઉપર ચડાવવામાં આવ્યાં છે તે પડળો દૂર કરવા 'નવયુગ'ના નૌજવાન લેખકો હમેશાં અભ્યાસ પૂર્ણ લેખો લખે છે. આથી 'નવયુગ' ટૂંક સમયમાં માસિકોની દુનિયામાં આગળ તરી આવ્યું છે.



છેલ્લા બાર અંકોમાં 'નવયુગ' નાં ૧૮,૬૦,૦૦૦ પૃષ્ઠો વાચકોના હાથમાં ગયા છે. તે છાપવા પાછળ ૩ ટન કાગળો વપરાયા છે. તેમાં છપાયલાં ૫૦૦ ચિત્રોમાં ૨૫ ચિત્રો દ્વિરંગી અને બાકીનાં એકરંગી છે. જેમાં રાજદ્વારણી કટાક્ષચિત્રો અને સમાજની દુર્દશા બતાવનારાં ખાસ ચિત્રોનો યે સમાવેશ થાય છે. પૂંઠા ઉપરનાં ચિત્રો એ તો 'નવયુગ' ની ખાસ વિશિષ્ટતા છે. આ ચિત્રોના બ્લોક્સ લગભગ ૫૫૦૦ ચોરસ ઇંચ જેટલા થવા જાય છે. આમ છતાં 'નવયુગ' નું લવાજમ એટલું ઓછું લેવાય છે કે જેથી પહેલા જ વર્ષમાં 'નવયુગ' ને હજારોની ખોટ ખમવી પડી છે. પરંતુ 'નવયુગ' ની જનતાને જરૂર છે, એટલે નવા વર્ષમાં હજુ ય વિશેષ આકર્ષણો ઉમેરવાની વ્યવસ્થાપકોની મુરાદ છે.

બીજાં સામયિકોની માફક ઢંગધડા વિનાના 'ખાસઅંકો' 'નવયુગે' આપ્યા નથી—આપવા માગતું યે નથી. એણે એકજ ખાસ અંક [ક્રિસ્મસ અંક] પ્રસિદ્ધ કર્યો અને માત્ર ત્રણજ દિવસમાં ગુજરાતી જનતાએ તેની તમામ નકલો ઉંચકી લીધી. એવો અંક નવા વર્ષમાં આપવા ઉપરાંત 'નવયુગ' ના સિદ્ધાંતને અનુમોદન આપે તેની એક નવલકથા બીજા વર્ષમાં 'નવયુગ'ના કાયમી ગ્રાહકોને ભેટ આપવાનો વિચાર છે.



'નવયુગ' ના તંત્રી

'નવયુગ' તરફ ગુજરાતી વાચકોની મમતા છે. અને તેના વાંચકોનો સમૂહ વધતો જાય છે તેમ છતાં 'નવયુગ' પ્રત્યેક ગુજરાતી ઘરમાં જવાને યોગ્ય છે એ દૃષ્ટિએ તેના વિકાસને માટે પુષ્કળ અવકાશ છે, તેથી અમે અમારા જુના અને નવા વાચકોનો સાથ અને સહકાર માગીએ છીએ. 'નવયુગ' ના આટલા બધા પ્રશંસકો માત્ર એકેક ગ્રાહક વધારે અને મિત્રોમાં ભેટ આપવામાં તેમ જ લવાજમ કરવામાં નવી પ્રથા પાડી તેનો લાભ 'નવયુગ' ને આપે, તો દેશમાં નવયુગ ઉતારવાની જે પ્રત્યેક ગુજરાતીની ભાવના છે, તેને વધારે ત્વરિત ગતિએ મૂર્તિમંત કરી બનાવવાના 'નવયુગ' ના તંત્રીના તેમ જ વ્યવસ્થાપકોના અભિલાષ ચોળાસર ફળે : માટે 'નવયુગ' ના પ્રચાર તેમ જ પ્રસાર માટે અમે અમારા સ્વજનો સમા વાચકોના સક્રિય સહકાર માટે આશા રાખીએ તે યોગ્ય જ છે.

એક વર્ષમાં અમે શું કરી શક્યા છીએ તે વાચકોની સમક્ષ રજુ કર્યું જ છે, નવા વર્ષમાં એ દિશામાં વધારે વેગવંત પ્રગતિ કરી બતાવવાની અમારી તૈયારી છે, તેમાં સહકાર આપવાની તૈયારી વાચકો કરે એજ માત્ર જોવાનું છે.

# કવિ અને સૌંદર્ય




હાલના જમાનામાં લલનાની લાવણ્યતાના વીષયમાં બાલની ખુબસુરતીનો પ્રશ્ન મોખરે આવે છે અને તેથી મૃગલોચનીના બાલની સૌંદર્યતાની આબેહુબ વર્ણન શકતી માટે મશહુર થયેલ નામાંકીત નાટયકાર કવી કાલીદાસનું નામ સ્હેજે યાદ આવી જાય છે. બાલને સુંદર અને સુંવાળા રેશમ જેવા બનાવી તેને કાળા ભમર જેવા રાખવા એ હાલના જમાનાની એક પ્રચલીત ફેશન થઇ પડી છે.

## કામીનીયા ઓઇલ

ઉક્ત ઓઇલના દુનીયામાં, બાલની ઉપર વર્ણવ્યા જેવી અનુપમ સૌંદર્યતા, ઉપસ્થીત કરવામાં જાળવી રાખવામાં તેમજ ખીલવવ માં અગ્રસ્થાન ભોગવી રહ્યું છે. તમારા બાલ માટે કામીનીયા ઓઇલ નીયમીત વાપરો અને તમારી ખુબસુરતી દીનપ્રતીદીન વધારે અને વધારે ખીલતી રહેશે. કામીનીઆ ઓઇલ બાટલી દીઠ રૂા. ૧ ની કીંમતે સઘળા જાણીતા સ્ટોરોમાં વેચાય છે. અસલ કામીનીયા ઓઇલ બરાબર તપાસીનેજ ખરીદજો કારણ તેની બનાવટી હલકી નકલો નીકળવા માંડી છે.

———:o:———

### ચમેલી જેવું મોહક–ગુલાબ જેવું ઉત્તમ–કમળ જેવું સુંદર

## ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ.)

તમે ન વાપર્યું હોય તો એક વખત વાપરી જુવો. તે કપડાં ઉપર અથવા રૂના ફાયામાં લગાડતાંની સાથે ઉપર જણાવેલા ફુલોની મીઠી ખુશબો બ્હેક બ્હેક થઇ રહે છે. ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ) નામ વાંચીનેજ સીલબંધ બાટલી ખરીદજો કારણ બનાવટી નકલો નીકળી પડી છે. કીંમત ૧ા આઉંસની ૧ બાટલીના રૂ. ૨, ૦ા આં રૂ રૂ. ૧–૪ અને ૧ ડ્રામની રૂ. ૦–૧૨–૦ નમુનાની શીશી ૧ ની કીંમત રૂ. ૦–૨–૦ સુગંધી કાર્ડનો એક આનો.

બહારગામ મંગાવનારાઓને વી. પી ખર્ચ પાંચ આના જુદા થશે.

## દીલબહાર હેર ઓઇલ (રજીસ્ટર્ડ.)

આ તેલની કેવડા ગુલાબની પરીજાતક જેવી મીઠી સુગંધ ઘણીજ પ્રીયકર છે. વાપરી ખાત્રી કરો. બાટલી દીઠ કીંમત રૂ. ૧ અને વી. પી. ખર્ચ રૂ. ૦–૬–૦ અલગ.

સોલ એજંટ { **ધી એંગ્લો–ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું.,**

નં. ૨૮૫, જુમા મસીદ, મુંબઇ, નં. ૨.

## સીનેમાની નર્તિકા



સરલા પોતાની આત્મકથા કહેવા લાગી [પૃષ્ઠ: ૧૪૩૩]

# પ્રતિબિંબ

## સાંસ્થાનીક સેનાઓ

હિંદ સ્વરાજ્ય ભોગવતો હોય અને પોતાની જલ-સ્થળની સેનાઓ ઉપર અધિકાર ભોગવતો હોય એવી કલ્પના પણ લૉર્ડ બર્કનહેડથી કરી શકાતી નથી, ત્યારે જે સંસ્થાનોએ અત્યાર સુધીમાં એ દિશામાં કશું જ કરી બતાવ્યું નથી, અને વાસ્તવિક રીતે પોતાના સંરક્ષણ માટે બ્રિટિશ નૌકા કાફલા ઉપર જેઓ આધાર રાખે છે, તેઓ એ કાર્ય કરી બતાવી શકશે એવી કલ્પનો તે સહેલાઇથી કરી શકે છે. પણ સંસ્થાનો એ તો સ્થળ સેનાના સંબંધમાં યે કશું છવ જેવું કામ કરી બતાવ્યું નથી. ત્યારે હિંદની સેનાઓ તો અંગ્રેજોને માટે યુદ્ધનાં અનેક સમરાંગણોમાં ઝૂઝી છે. અત્યારે જેટલા લશ્કર ઉપર અંગ્રેજ અમલદારો અધિકાર ભોગવી રહ્યા છે, તેટલું લશ્કર તો હિંદનાં દેશી રાજ્યોમાં છેજ. એટલે ઇંગ્લાંડમાંના જે પુરૂષોને જવાબદારીનું ભાન હોય, તેમને માટે હિંદની લડાયક શક્તિની દુર્બલતાના સંબંધમાં બુધ્ધિ વિહોણા લવારા કરવા છોડી દેવા દેવાનો સમય આવી પહોંચ્યો છે. જે વખતે હિંદીઓ વિજયો મેળવતા અને સંસ્થાનો સ્થાપતા હતા, તે વખતે અંગ્રેજો પોતાના અંધાધુંધી ભર્યા દેશમાં શરીરને રંગ ચોપડતા, અર્ધ જંગલી જીવન ગાળી રહ્યા હતા.

લૉર્ડ બર્કનહેડ ઇતિહાસ વિષે બહુ જ્ઞાન ધરાવતા હોય એવી કોઇએ આશા રાખવી જોઇતી નથી; તેમ છતાં હું ધારું છું કે તેનેય એ વાતની તો ખબર હશે કે જ્યારે ખ્રિસ્તી યુગનો આરંભ થયો, તેની અગાઉનાં અનેક સહસ્ત્ર વર્ષો પહેલાં, હિંદ મહાન અને શક્તિશાળી દેશ હતો, સમસ્ત વિશ્વમાં મશહુર થઇ ચૂકેલી એવી ત્યારે હિંદમાં વિદ્યાપીઠો હતી, એ વિદ્યાપીઠોમાં ઘણા દૂર દૂરના દેશોના વિદ્યાર્થીઓ આવતા, તેમાં અર્ધ સંસ્કૃત ઇંગ્લંડના વિદ્યાર્થીઓ પણ આવતા, એ શિવાય ભારતનું તે સમયનું સાહિત્ય એવું હતું કે જેની ઉદાત્તતા, આધ્યાત્મિકતા અને વિચારોની અગાધતામાં આજે પણ દુનિયાભરમાં જોટો જડતો નથી. જોકે લૉર્ડ બર્કનહેડ સંસ્કૃત–સંપૂર્ણ ભાષા–નું જ્ઞાન ધરાવતો નથી, તો પણ તેણે કેટલાક વધારે સરળ પુસ્તકોનાં ભાષાંતર તો જરૂર વાંચ્યાં યે હશે.

હિંદુસ્તાનનાં પ્રશંસનીય રાજદ્વારી તહનામાંઓના સંબંધમાં લૉર્ડ બર્કનહેડને તલમાત્ર જ્ઞાન છે કે? અરે, એ વાત જવા દઇએ તો હિંદનાં સંસ્થાનોના સંબંધમાં, તેમજ હિંદના ઇજીપ્ત, બેબીલોન, નેનેવેહ અને ગ્રીસ તેમજ રોમ સાથેના વ્યાપાર સંબંધમાં તેને કશુંય ભાન છે ખરૂં? જે દુર્ભાગી પળે અંગ્રેજ વ્યાપારીઓને વ્યાપાર કોઠી બાંધવા માટે જમીનના ટુકડાઓ આપ્યા, તે ઘડી સુધી ભારતે નિર્ધનતા કોને કહે તે જાણ્યું નહોતું. પણ ભારતની એ ઉદાર મહેમાનગીરીનો પુરો બદલો અંગ્રેજ વ્યાપારીઓએ આપ્યો છે.

ટીબીટીઓના કથનાનુસાર 'પશ્ચિમના જંગલીઓ' હિંદની દોલતથી આકર્ષાઇને આવ્યા, અને તેની અત્યંત ઉદારતાને લીધે, તેની પાસેથી માગી ભીખીને જમીનની નાનકડી બક્ષીસો મેળવી, તે વખતે હિંદમાં જે મુલાયમ માલ ઉત્પન્ન કરવાની કારીગિરી હતી—જે કારીગિરી બ્રિટિશોને હાથે હિંદના નાશના કારણ ભૂત નિવડી—તેવી કારીગિરી, અને સાહિત્યમાં તેમજ કલાના, ક્ષેત્રમાંની એની ભવ્ય અપૂર્વતા સઘુ કશુંયે, કોઇ પણ સંસ્થાનો આજે શું બનાવી શકે તેમ છે? તેમ છતાં હિંદ સંસ્થાનો સમા સ્વરાજ્ય માટે યે લાયક નથી! જો આ વાત ખરી હોય તો તો, હું માનું છું તે કરતાંએ બ્રિટિશ કારભારે દોઢસો વર્ષોમાં હિંદની વધારે પાયમાલી કરી નાખી છે.

લોર્ડ બર્કનહેડે હવે હિંદનું ઝાઝું અપમાન કરતાં અટકી જવું જોઇએ, જો તેમ નહિં કરે તો એનાંજ એ અપમાનોનો બદલો એના પોતાની ઉપર તેમજ તેના દેશની ઉપર લેવાશે.

કોઇક ટીકાકાર કદાચ કહેશે કે, મેં સંસ્થાનોની સેનાઓના સંબંધમાં ઝાઝું કહ્યું નથી. પરંતુ જ્યારે છેલ્લા યુધ્ધ પહેલાં એકકે સંસ્થાનની પાસે લશ્કર જેવુંજ કશું નહોતું, અને તેમના લશ્કરીઓને રણાંગણમાં જવા, પહેલાં ઇંગ્લંડમાં રહીને 'ડ્રીલ' સુધ્ધાં શીખવા પડતી હતી—જો કે તેમાં એ સૈનિકોનો કશો દોષ નહતો—ત્યાં હું તેના સંબંધમાં કહું પણ શું? સંસ્થાનોની સેનાની વાત આર્યલેંડના સાપોની કથા જેવી છે. જે આખીયે વાત માત્ર આ ચાર જ શબ્દોમાં પુરી થાય છે કે: "આર્યલેન્ડમાં સાપજ હોતા નથી." [ન્યુ ઇન્ડિયા]

ડા૦ એની બેઝંટ.

## 'ખબરદાર, રેશીઓ સામે ભોંસતો ના!"

( વફાદાર કુત્રાની એક ટુંકી વારતા )

મીલ માલેક કુત્રો ઘણીજ ગરીબાઇથી, ઘણીજ નમ્રતાઇથી હીંદી ખજાનચીની દીનર ટેબલ આગલ આવીને બેઠો, અને ઘણીજ આતુરતાથી, ઘણીજ ઇંતેજારીથી, ઘણાજ દયામણા ચેહેરે 'ખજાનચી તરફ ટીકીટીકીને જોવા અને પોતા તરફ તેનું ધ્યાન ખેંચવાની કોશેશ કરવા લાગ્યો. તે ઘડીકમાં દયામણું બાઉ-વાઉ કરે ને ઘડીકમાં તે પુછડી હલાવે. ઘડીકમાં તે ખજાનચીના પગ પર પોતાનો પંજો મેલે અને તે તેની તરફ જોય અને તેને કાંઇ ભુક-ખાવક આપે, કાંઇ તેની તરફ ટુકડો ફેંકે, એવી રીતે મીનતજારી ને કાલાવાલા કરતી ધપે તે ચેન ચાલા કરવા લાગ્યો,

ખજાનચીનું ધ્યાન આખરે તેની તરફ ખેંચાયું. "કેમ, શું છે?" ખજાનચી શુસ્તરે છરી અને કાંટાથી પોતાના ખાનાને ઇનસાફ આપતાં પુછ્યું.

"બાઉ-વાઉ! બાઉ વાઉ!" મીલ માલેકે જવાબ આપ્યો અને પોતાની પુછડી હીલવવા માંડી.

"શું તુને કંઇ ખાવાનું જોઇએ છે? બોલ. તુને શું ભાવે છે? પ્રોટેકશન પુડીંગ? હેં?" ગુન્નરે પાછુ પુછ્યું અને તાબેદાર મીલ માલેક પાછી પુંછડી હીલવી વધારે જોરથી હીલવી—ને જાણે એમ દેખાડવા માગયું કે ખજાનચી તેનું મન બરાબર વાંચી મુકયો હતો.

"વેલ, વેલ એ વાદીલ,—જરા થોભ. જો તું સારો કુત્રો થશ,—ને તુ ડાહ્યો તાબેદાર મીલ-માલેક રહેશ—ને તું મારા હુકમને

ફરમાબરદાર રહેશે–તો–તો તુને 'પ્રોટેક્શન' પુડીંગ તારા 'રેશન' તરીકે–તારા ખોરાક તરીકે–તુને પુરૂં પાડવાની હું મારી 'ડયુટી'–મારી ફરજ–સમજીશ. તેજ વખતે તુને તારી "ડયુટી'–તારી ફરજ કરવા પડશે. સમજ્યો કે?"

'ડયુટી' કરવા અને ખજાનચીનો હોકમ બજા લાવવા તઇયાર છે.

"ઓ, તું તો તૈયાર છે, હ? વેલ, વેલ, તારૂં 'રેશન'—તારૂં ખાવાનું,–હું તુને આપું છું. પ્રોટેક્શન પુડીંગ ખાવાને



**હિંદી ખજાનચી :** [મીસ માલિકોને] : "હું તને ટૂકડો આપું છું, તું હવે હુંડિયામણ વિરૂદ્ધ ભસવાનું બંધ કર.

[હિંદીપંચ : મુંબાઈ.]

શુહરના સવાલનો જવાબમાં મીસ–માલેક કુત્રાએ ખુશાલીથી પાછું બાઉ–વાઉ કીધું ને કમણા-જોરથી પોતાની પુછડી હીલાવવા માંડી,–એમ દેખાડવા કે પોતે પોતાની ચાલ તૈયાર થા, અને તેના બદલામાં મારા 'રૈશીઓ' સામે તારે મુદલ જ ભોસવું નહી તે યાદ રાખજે." ખજાનચીએ કુત્રાને યાદ આપી.

"બાઉ-વાઉ! બાઉ-વાઉ!" તાબેદાર ડોગીએ એકવાર ફરીથી પોતાની તાબેદારી બતાવી અને પાછું પોતાનું પુચ્છું હીલવ્યું અને ખજાનચીના પગ પર પોતાનું મોહ્ડું મુક્યું.

"ગુદ ડોગ!" શુસ્તર ખુશી થઇને પોકારી ઉઠયો. "કેવો 'ફેઇથુલ' ડોગ છે!–ખરો વફાદાર, ખરો નીમખ્હલાલ, ખરો તાબેદાર છે. મેં તુને રેશન આપવા જણાવ્યું',–'પ્રોટેકશન' પુડીંગ તારી આગલ મેળવાનું, હું હજી તો બોલ્યો. અને તેં મારા 'રેશીઓ'–પેલો ૧૮ પેન્સનો રેશીઓ જેની મોહકાણથી તું હેરાન ને સરગરદાન થયો છે,–તેની સામે સેહેજ પણ બાઉ-વાઉ નહી કરવાનું કેવું શીઆનપણ તેં બતાવ્યું! કેવો મારા પગ પર પડીને તેં તારી ફરમ બરદારી દેખાડી! 'વેલ, ગુદ ડોગી, યુ અર વેલકમ ટુ યોર પ્રોટેકશન પુડીંગ! કમ હેલ્પ યોરસેલ્ફ'–લે આએ પ્રોટેકશન પુડીંગ તારે'માટે તઇયાર છે તે ગપગપે, ગરપ કરી જા, ને તારૂં રેશન 'એન જોય' કરતાં મારા 'રેશીઓ'ને મુદ્લજ 'ટચ' નહી કરવાનું–તેને જરાકબી આંગલી નહી લગાડવાનું, તેની સામે તારા દાંત નહી કચકચાવવાનું અને જરાકબી તે સામે ઘુરકવા કે ભસવાનું તો તું સદન્તર વીસરીજ જજે."

અને એટલું બોલી ડાગી મીલ–માલેકનું માથું શુસ્તરે પસવાયું', તેનો બરડો થાપડયો, અને તેની તરફ બીજી બીજી રીતે વહાલ દેખાડવા માંડયું. અને કુત્રા મીલ માલેક તે બધાંનો જવાબ હરખથી પોતાની પુછડી હલાવીનેજ આપ્યો.

[હિંદીપંચ

## હોરા બ્હેનોને જગાડો

નવસારીમાં થોડા દિવસ પર કેટલીંક હોરા યુવતિઓ જાહેર રીતે પડદાનો ત્યાગ કરી સિનેમાનો ખેલ જોવા નીકળ્યાના સમાચાર આવ્યા છે. બીજી અનેક કોમોની જેમ હોરા કોમની'અંદર સ્ત્રીઓને પડદા બાખી રાખવાનો રિવાજ છે અને એને લીધે એ કોમ પંગળી જેવીજ રહે છે–એક પગે દરિયો તરવાનો પ્રયાસ કરે છે એમ કહેવું ખોટું નથી. માનવ કે કોઇ પણ પ્રકારના પ્રાણી તરીકે ખુલ્લી રીતે જાહેરમાં ફરવાના સ્ત્રીઓના કેવળ સ્વાભાવિક અને જન્મ સિદ્ધ હકને નકારનારી કોમનું સામાજીક જીવન કોઇપણ રીતે આગળ વધીજ કેવી રીતે શકે? ડાકટરોએ આંકડાઓ ટાંકી સિદ્ધ કરેલું છે પડદા બાખી રહેનારી સ્ત્રીઓ–સૂર્યના પ્રકાશથી વંચિત રહેનારી રમણીઓમાં ક્ષયનો રોગ ઘણોજ વધારે ફેલાયલો જોવામાં આવે છે. વળી સ્ત્રી જીવનને આવી રીતે દાબી મારી તેના સ્વાભાવિક વિકાસને રુંગળાવવાનો પુરૂષને કશોજ હક હોઇ શકે નહિ. અમે તો માનીએ છીએ કે એ ધર્મના વડા મુલ્લાંજી સાહેબે તાકીદે એક ફરમાન કાઢી પોતાના મુરીદોને સ્ત્રીઓ પરનો આ અંકુશ કાઢી નાંખવા હુકમ કરવો જોઇએ. અને એ કેવળ કૃત્રિમ જેલવાસમાંથી એ કોમના અર્ધાંગને મુક્ત કરવું જોઇએ. એ તો બને ત્યારે, પણ અત્યારે નવસારીમાં જે કેટલીક બાળાઓએ હિમ્મતભેર પડદાનો ત્યાગ કર્યો છે તેમને તેમની શરૂઆત માટે અમે હાર્દિક અભિનંદન આપીએ છીએ. આજે એ બાળાઓ સિનેમાં જોવા બહાર આવી છે. તો કાલે તેઓ બીજા વધારે સારાં અને સંગીન કામને હાથ ધરવા માટે જરુર મેદાન પડશે. અમે તો આ બાળાઓને ખાસ

સલામણ કરીએ છીએ કે બ્હેનો, તમે માત્ર આટલેથીજ ન અટકશો. તમે હિમ્મતભેર તમારી કોમમાં ઘેર ઘેર ફરો અને તમારી બ્હેનોને પણ એ દુષ્ટ પડદારાક્ષસના પંજામાંથી મુક્ત થવાને સમજાવો. પુરૂષ પોતે થઇને એ છુટ તમને ન આપે તો તમે બળ-



વહોરા કોમનાં નૌજવાનોએ દાઢી સામે જગાવેલા જંગથી જુના વિચારના વહોરાઓ ગુસ્સે થયા છે.

['હિંદીપંચ' : મુંબાઇ].

જબરીથી એ પડાવી લ્યો. જે બ્હેનોએ નવસારીમાં સાહસ કર્યું છે તેમને માથે હોરા રમણીઓની મુક્તિ માટેની લડત ઉપાડી લેવાની જવાબદારી પડી છે. તેમણે તે સહર્ષ સ્વીકારીને એ ઝુંબેશ ઝાકીદે ઉપાડવી લેઇએ. અને તે માટે જરૂર પડે તો હોરા યુવતિ-સંઘ જેવી એકાદ સંસ્થા પણ સ્થાપી દેવી જોઇએ. [ગાંડીવ]

[આજ રીતે દાઢી નહિં રાખનારાઓ સામેની વહોરા કોમના વડા મુલ્લાંજીની અટ્કાયત સામે બંડ ઉઠાવનારા વહોરા જુવાનોના કામમાં સાથ પુરાવવા મુંબાઇના જાણીતા વહોરા કુટુંબની યુવાન કુમારિકાઓ તૈયાર થઇ, અને પોતાના મનવાંચ્છિત પતિઓ સાથે લગ્નની ગાંઠથી જોડાઇ એ પ્રસંગ ઉપરથી પણ ગુજરાતની વહોરા કોમની બ્હેનોએ ખૂબજ સાર લેવાનો છે.

તંત્રી: નવયુગ]

## વણકર જ્ઞાતિનું મૂળ

જગતમાં દરેક વસ્તુનું પરિવર્તન યોગ્ય સમયે થયા કરે છે, ઉંચે હોય તો હેઠે પડે છે, હેઠે હોય તો ઉંચે ચઢે છે, નિર્ધન હોય તે ધનવાન બને છે, ધનવાન હોય તે નિર્ધન બને છે, નિર્બળ હોય તે સબળ થાય છે સબળ હોય તે નિર્બળ બને છે: આમ કાળચક્રની ઘટમાળ વિના વિલંબે ફર્યા કરે છે. મહાન રોમન અને ગ્રીક પ્રજા જેવી દિગ્વિજય કરનારી પ્રજાઓનાં આજે ભુતલની સપાટી પર નામ નિશાન અવશેષ રૂપે રહ્યાં છે, તો પછી ભારત દેશના ક્ષત્રિયોનાં સંતાનો આજે અસ્પૃશ્ય મનાતાં હોય તેમાં શું આશ્ચર્ય?

એક વાત શાસ્ત્રીય દ્રષ્ટિએ સિધ્ધ છે: તે એકે સહસ્ત્રાર્જુન નામનો ચંદ્રવંશીય રાજા ભારત દેશનો એક વેળા સાર્વભૌમ સત્તાધિકારી હતો. તેનો સમકાલીન પરશુરામ જે બ્રાહ્મણ વર્ણનો હોઇ સહસ્ત્રાર્જુનનો ભાણેજ (સાળીનો દીકરો) થતો હતો. તે સમયમાં હમણાંની પેઠે હજારો વર્ષો ભારત દેશમાં

નહોતી. માત્ર આર્યો-ગુણ કર્માનુસાર ચાર વર્ણોમાં વહેંચાયલા હતા. અને તેઓ ચાર વર્ણોમાં પરસ્પર કન્યાદાન દેતા હતા, તેથીજ પરશુરામની મા પરશુરામના પિતાશ્રી જે બ્રાહ્મણ હતા તેને વરી હતી અને માસી સહસ્ત્રાર્જુન જે ક્ષત્રિય ભૂપાલ હતો તેની પટરાણી બની હતી. સહસ્ત્રાર્જુન મહારાજા એક વેળા પોતાની રાણી સહિત તેના સાઢુ (પરશુરામના પિતા) ને ત્યાં જઇ ચડયા, ત્યાં કામધેનુના ચમત્કારથી સહસ્ત્રાર્જુને તેને મેળવવા માટે માંગણી કરી જે ન ફળી તેથી ઉભય વચ્ચે કલહ થયો પરિણામે સહસ્ત્રાર્જુનને હાથે પરશુરામના પિતા માર્યા ગયા, પરશુરામને ખબર પડતાં તેણે વેર લેવાનો દૃઢ નિશ્ચય કરી સુર્યવંશીય રાજાઓની સહાય લઇ સહસ્ત્રાર્જુન અને તેના મળતીઆ ચંદ્રવંશીય રાજાઓનો સંહાર કર્યો. પરશુરામના પક્ષથી ચંદ્રવંશીય વીર યોદ્ધાઓ માર્યા ગયા. રહ્યાસહ્યા વૃધ્ધો પોતાના વંશ વૃક્ષનો નાશ થતો અટકાવવા સ્ત્રીઓ સહિત શુદ્રના ધંધાઓ જેવા કે ઘાંચી, મોચી, વણકર, સુતાર લુહાર, દરજી, ખાલપા વિગેરેમાં પડી ગુજરાન કરવા લાગ્યા.

સમયના વહેવાં સાથે ક્ષત્રિયોના વંશજ પોતાનું ગૌરવ ભુલતા ગયા અને શુદ્ર તરીકે જીવન વીતાડવા લાગ્યા. વણકર અને ખાલપા સિવાયના બીજા ધંધાઓમાં પડેલા ક્ષત્રિયો બીજી વર્ણો સાથે સ્પૃશ્ય બની વહેવાર ચલાવવા લાગ્યા ત્યારે વણકર અને ખાલપા અસ્પૃશ્ય કેમ બન્યા? તેનું કારણ સહસ્ત્રાર્જુનના વફાદાર પક્ષના અને સગાંસ્નેહીઓ અને તેના ગોત્રના ક્ષત્રિયો વિરૂધ્ધ પરશુરામને તેમજ સુર્યવંશીય ક્ષત્રિયોને સ્વાભાવિક વિશેષ વેર હોય એ સંભવિત છે, અને પાછળથી તેમને જણાયું હોય કે સહસ્ત્રાર્જુનના વફાદાર પક્ષના અને તેના ગોત્રના ક્ષત્રિયોજ વણકર અને ખાલપાના ધંધાઓમાં પડયા છે તો તેઓને કદાચ વધારે હેરાન કરવા અથવા તો ભવિષ્યમાં તેમની પુરેપુરી અધોગતિ થાય એ સારૂં તેમને અસ્પૃશ્ય ગણ્યા હોય એ અનવાજોગ છે.

હવે વણકરોને ઢેડ નામ કેમ અપાયું એ વિશે ઇતિહાસનું પ્રમાણ આપી શકાય એમ છે, પરંતુ તે માટે મારો વિચાર સ્વતંત્ર પુસ્તક લખવાનો છે. અને મને શક્તિ અને સાધન મળશે તો હું તેમાં પ્રવૃત્ત થઇશ. વાંચક જોઇ શકયો હશે કે સહસ્ત્રાર્જુનના પક્ષના ચંદ્રવંશી વંશના આપણે હોઇ, વણકર તરીકે આપણી જાતી ઓળખાવા લાગીએ નિર્વિવાદ છે. ઢેડ શબ્દ તો મુસલમાન રાજાઓના આક્રમણ પછી ગુજરાતમાં શરૂ થયો છે, અને એ શબ્દ પછી આપણી અધોગતી કેવી થઇ તે સર્વેને સુવિદિતજ છે. જેથી એ શબ્દનો નાશ જેમ જલદી થાય તેમ કરવો જોઇએ, એ શબ્દનો નાશ થયાથી આપણે, વણકર, નામથી હમણાના યુગમાં આગળ વધવાને શકિતવાન થઇશું, શકિતવાન થયા પછી ક્ષત્રિય કહેવડાવશું તો જગત પણ આપણી પ્રશંસા કરશે. વગર શકિતએ ક્ષત્રિય કહેવું એ દિશા ભુલ છે બલ્કે હાસ્યસ્પદ જગતની દષ્ટિએ છે. વીરમગામથી માંડીને ઠેઠ થાણા સુધી જ્યારે આપણે સૌ વણકર નામથી ઓળખાવીશું ત્યારેજ સંધબળ વધેલું કહેવાશે, સંધબળ વધ્યું એટલે શકતી આવતા શી વાર.

અંગ્રેજોએ સત્તરમી સદીમાં સુરતમાં મથક કર્યું અને વેપારમાંથી લક્ષ ખસેડી સત્તા હસ્તગત કરવા તરફ તેમણે ચિત્ત પરોવ્યું ત્યારે લશ્કરની જરૂર જણાઇ, તે વેળા સુરત

તેમજ આજુબાજુના ગામડાંના વણકરો સેંકડોની સંખ્યામાં પોતાના વણકરનો ધંધાને તીલાંજલી આપી લશ્કરમાં દાખલ થયા, તે વેળા અંગ્રેજોને બીજી હિંદુ જાતો અડકતી મુશ્કેલ ન્હોતી એટલે નોકર ચાકર તરીકે પણ વણકરોએજ તેમની જોડે સાથ કર્યો. ત્યારથી સુરત જીલ્લાનાં વણકરો પોતાના ધંધાને ભુલતા ગયા તેમાં મીલો નીકળી એટલે સદંતર વણકરનો ધંધો પડી ભાંગ્યો. એટલે હમણાં સુરત જીલ્લાના વણકરો પોતાનું વણકર નામ પણ ભુલી જવા માગ્યા છે. તો હવે પછી વણકર નામને સ્વીકારી ક-નામને કાંઢી દેશો અને સુદર્શન ચક્ર (રેંટીઓ) પુનઃ હસ્તગત કરશો તો ઇતિહાસમાં અમરતાની પ્રાપ્તી થશે.

[ કર્મયુગ ] દાસ છબીલે

[ભુતકાળની વાતોના અને શાસ્ત્રોના આધારોના હિમાયતીઓને માટે ભાઇ છબીલની આ દલીલો ઠીક છે. પરંતુ દલિત કોમને પોતાની આજ સુધારી લેવી હોય તો, તેમણે પોતાની અંદરના ભંગી વગેરે વર્ગ તરફની સુગ ભૂલતા બની, પોતાના વર્તનમાં સુધારો કરતા થઇ જવું, અને મનુષ્ય તરીકેના તેમના તમામ અધિકાર સ્વાધીન કરવા સ્વાશ્રય અને દ્રઢતાની ભાવના કેળવવી એજ અત્યારે જરૂરનું છે. તંત્રીઃ **નવયુગ.**]

નાવ આવ્યો હોય ત્યારે તો કડુ, કરીઆતું, ઇન્જેક્શન, ક્વીનાઇન, કે લીમડો જ આપવો પડે છે. તેથી લેનારના મનને ઉદ્વેગ તો જરૂર થાય છેજ છતાં તે હિતકર છે. એ વખતે ઘારી, જલેબી, બરફી કે પેંડા જે મિષ્ટ અને આલ્હાદકારક છે તે અપાતાં નથી. આપે તો નુકશાન કરે. પ્રાણ હરે. એમ પડેલા સમાજને મીઠું મીઠું લગાડ્યા કરશો તો જેમ નબળી હોજરીવાળાને મીઠાઇ આપવાથી અજીર્ણ થઇ તેનું મૃત્યુ આવે છે તેમ થશે.

...

નવનીત જોઇતું હોય તો મંથન કરવું પડશે. રખેને દહીં ભાગી જાય એમ માનીને દહીંને મંગાવનાર નવનીત ન પામે.

...

મીઠી કે કડવી ભાષામાં ચાલુ રૂઢી સામે બોલ્યા કે કોલાહલ થવાનો જ.

છરી ચપ્પુ મારવા જવું એ ગંભીર ગુન્હો છે. પણ દુઃખ વખતે ડોક્ટર છરીથી આપણને ચીરે તે ગુન્હો નહિં પણ ઉપકાર કરે. કારણ તે પ્રાણ હરવા નહિં પણ પ્રાણ બચાવવા માટે વાપરે છે,

...

મુક્કો મારવો એ પાપ છે. એથી ગમે તેવાને તમારી ઉપર રીસ ચડવાની, પણ ગળામાં કશુંક અટકી રહ્યું હોય ત્યારે મુક્કો મારનારનો આભાર માનવો પડે છે.

...

જે અન્ન જીવન ટકાવે છે તેજ અન્ન કોઇક વખત જીવન ટકાવવા માટે છોડવું પડે છે. અતિરેકના એ ભય છે અપવાદ છે તે કાયમને માટે નથી જ.

...

બુધ્ધિ પૂર્વક વિચાર કરો ને વાજબી લાગે તે કામ કરો.



ગોર્કીની "મધર" નામની વિશ્વવિખ્યાત નવલકથા ઉપરથી ગુજરાતીમાં ઉતારનાર શ્રી. 'જ્યોતિર્ધર.'

## પ્રકરણ ૬ ઠું.

## અભ્યાસ મંડળનો અખતરો

### (પાછલાં પ્રકરણોનો ટુંકસાર.)

[એક કારખાનાની આસપાસ વસેલા શહેરના એક મજુર પરાંમાં આ વાર્તાનો આરંભ થાય છે. અરજણ નામનો એક મજુર દારૂના નશામાં ચકચૂર રહી પોતાની સ્ત્રી અને પુત્રને ખૂબ રંજાડે છે. જો કોઇ મજૂર એની સાથે ઉગ્ર ઘસારો કરવાની એની રેવથી સૌ કોઇ કંપી ઉઠતું. મજુરજીવન અને આર્થિક શોષણના પરિણામે નિપજતી આ મનોદશાનો મૂળ લેખકે આબેહુબ ખ્યાલ આપ્યો છે. જુલ્મગાર વ્યવસ્થાના કારડા સહન કરતો એક મજુર એજ જુલ્મનો પ્રત્યાઘાત પોતાના અંકુશ રહેલાં વાતાવરણમાં પાડે છે. અરજણનો પુત્ર રાઘવ પણ પીવાના દોષમાંથી મુક્ત થઇ શકતો નથી. અચાનક ખૂબ દારૂ ઢીંચવાથી અરજણ પથારીવશ પડે છે એની સ્ત્રી રળીયાતનું હ્રદય આ પ્રસંગે ખૂબ દ્રવી ઉઠે છે પણ ક્રૂરતાથી ટેવાઇ ગયેલો એ મજુરનો આત્મા સ્ત્રી હ્રદયની લાગણીઓને પારખી શકતો નથી. આખરની ઘડીએ પણ રળીઆતને એના પતિદેવ શાંતિ આપવાની સાફ ના પાડે છે. મૃત્યુની છાયા છેવટે એ કદાવર શરીરને આવરી લ્યે છે. રળીઆતના નસીબમાં હવે માત્ર રાઘવ ઉપર નજર ઠારવાનું રહે છે.

શરૂઆતમાં તો રાઘવ પણ પીતાને પગલે પગલે દારૂ પીવાનું શરૂ કરે છે. હોટેલો અને પીઠાંઓમાં આથડે છે. પણ એકાએક એને સમાજવાદી સાહિત્યનો રસ લાગે છે એ છુપાં અભ્યાસ મંડળોમાં જાય છે અને ધીમે ધીમે એ પોતાને ત્યાં એવું એક મિત્રમંડળ જમાવે છે આ મિજલસના પ્રસંગો અને વાર્તાલાપ નીચેના પ્રકરણમાં ચાલુ રહે છે.]

**આ**ખા ઓરડામાં ઉજાસ પથરાઇ રહ્યો હતો અને વાતાવરણ પણ રણાત્મક હતું. રળીયાતને મન આ બધું નવું નવું તો લાગતુંજ હતું પણ છતાંય એનાં અંતરમાં આ નવીન વાતાવરણને વધાવી લેવાની વૃત્તિ જન્મ પામી ચુકી.

મધુરીનો મીઠો અવાજ એના હૃદયમાં યૌવનનાં અનેક સંસ્મરણો જાગ્રત કરતો. અનેક શાંત સંધ્યાકાળે એની ઊમભરી જુવાનીના વર્ષોમાં રળીયાતે જે જે મસ્તીએ મચાવેલી એ બધી મધુરીને જોતાં એની આગળ ખડી થવા લાગી. આજની પોતાની પરિસ્થિતિનું પણ ચિત્ર એની દૃષ્ટિ સમક્ષ આવી ઉભું. બન્ને અવસ્થાઓની તુલના કરતાં વર્તમાન ઉપરની અકળામણ ભાંગીને ભડકો થવા લાગી. એના હૃદયમાં અસહ્ય વેદના ઉત્પન્ન થઇ સ્વપ્નો સરી જવા લાગ્યાં અને યુવાવસ્થાના સોનેરી ચિત્રોની સ્મૃતિમાંથી છેવટે કારમું આંનદ મન્થન જાગ્યું.

આધેડ અવસ્થાએ પહોંચેલી રળીયાતના નયનો સમક્ષ એ મીઠો ભુતકાળ એક પછી એક અનેક પડદા ઉપાડતો—કલ્પનાના કોઇ દૂર પડેલા ખુણામાંથી કડવામીઠા પ્રસંગોની યાદ આપતો રાઘવની માતાને સતાવવા લાગ્યો. એના પૂજ્ય પતિદેવે પ્રથમ કેવી રીતે પ્રેમ કરવો શરૂ કર્યો એ દિવસો એની આંખ આગળ ખડા થઇ ગયા. કેવી ક્રુર એ ઘડી? એક દિવસે તો પ્રસંગ મળતાં રળીયાતને એણે હૃદયસરસી ચાંપી હતી અને કાનમાં પરાણે પ્રેમની તથા પરણવાની અનેક આહ્લાદજનક ગુફતેગો કરી હતી! આ અચાનક હુમલાથી એ યુવાન રળીયાત ગભરાઇ ગયેલી. પણ રાઘવનો બાપ હતો જબરા જેવો એટલે હા કે ના નો ઉત્તર મળે એ પહેલાં તો એણે પરણવાની વાત પાકે પાયે નક્કી કરી નાખી. બીચારી રળીયાતની આટલીજ પ્રેમ કથા!. આ બધું આજ મધુરીને જોતાં રળીયાતને સાંભરી આવ્યું. બે હાથ વડે મ્હોં ઢાંકી એણે ઉંડો નિશ્વાસ નાખ્યો.

વજુભાઇ ધીમે, અને ગળી ગયેલા અવાજે બોલ્યો:—"જેને ભાઇ રાઘવ મારે લોકો પહેલાં કેમ રહેતા હતા એ જાણવાની ઇચ્છા નથી. હવે કેમ રહેવું જોઇએ એ સમજતવ તો ઠીક."

"બરોબર કહ્યું" બીજા એક અવાજે એમાં પૂર્તિ કરી.

જયશંકરથી રહેવાયું નહીં એ પણ બોલ્યો. "પણ એટલા માટેજ આપણે ભૂતકાળનો ઇતિહાસ જાણવો જોઇએ. આપણે આગળ વધવું હોય તો આપણા શોષણના પાછલા પડદા આપણે ઉખેળવા જોઇએ."

"સાવ સાચી વાત" ખુણામાંથી ત્રીજો અવાજ આવ્યો.

પછી તો ઘણીજ ગરમા ગરમ ચર્ચા શરૂ થઇ, અને આગના ભડકા જેવા શબ્દોની સાઠમારી ચાલી. રળીયાત તો એમાંનું કશુંજ સમજી નહીં. આટલા બધા બુમ બરાડા આ લોકો શા સારૂ પાડતા હશે એ એને મગજમાં ઉતર્યું નહીં. દરેક જણ લાલચોળ થઇને જ બોલતો છતાં એક બીજાના ઉપર એ વાગ્યુદ્ધમાં ગુસ્સો નહોતો. જે મીઠી ગાળો રળીયાતને એના પૂતિદેવ રોજ સંભળાવતા એવું તો આ આટલા ગરમાગરમ ભાષણોમાંય એને કાને ન પડ્યું. ગુસ્સે થવા છતાંય અપશબ્દ ન બોલાય એ રળીયાતને પહેલો અનુભવ હતો પણ રળીયાતે એમ માન્યું કે મધુરી હાજર છે એટલે આટલો વાણીનો સંયમ આ જુવાનો જાળવી રહ્યા હશે.

મધુરીના મ્હોં સામું રળીયાત એકીટશે જોઇજ રહેતી. આ ચર્ચામાં એક વડીલ જેમ બાળકો ઉપર ગૌરવ ભર્યો દબદબો જાળવે એમ એ ગંભીર બનીને બેઠી હતી, અચાનક એણે અવાજ ઉઠાવ્યો. સબુર! દોસ્તો સબુર! બધાય શાંતિ જાળવી રહ્યા અને મધુરી સામે કંઇ નવું સાંભળવાની આશાથી જોઇ રહ્યા.

"રાઘવ! બેટા! હું સમજી શકતી નથી કે તમે બધાં સાથે મળો એમાં ફાયદો ક્યાં આવી નડે છે? તમે લોકો કંઇ ખરાબ કામ ક્યાં કરો છો?"

રળીયાતના મનમાં એના પુત્રની આ હીલચાલ માટે વસવસો હતો એટલે આમ વાતચીત ઉપાડી એ ખરી હકીકત જાણવા મથતી હતી. પણ રાઘવે એની સામે આંખ કાઢીને કહ્યું.

"અમે કશું જ ખોટું કે ખરાબ કરતા નથી અને છતાં અમારે માટે જેલના દરવાજા રાહ જોતા ઉભા છે એ પણ તું સમજી લે."

રળીયાતના હાથની આંગળીઓ પણ ધ્રુજવા લાગી. ધીમે અવાજે એણે પ્રાર્થના કરી કે જો રાઘવ જેલમાં જાય તો એને એમાંથી નાસી છુટવામાં ઇશ્વર મદદ કરે.

"બા! હવે એનો વિચાર શા સારૂ કરે છે અમે જેલમાં ગયા પછી છુટી ન જઇએ એની કાળજી ખુબ લેવાશે હવે તું પથારીમાં સુઇ જા તું થાકી ગઇ હશે?"

ભયાનક રાત્રિના ઉંડાણમાં બારીએ આવીને રળીયાતે નજર માંડી. વાતાવરણ ગમગીન હતું. સખત ઠંડી અને સુસવતો પવન માણસના અંગમાં કંપારી લાવી દેતાં.

"ઓ આકાશમાં વસતા દેવ! મારા ઉપર દયા કરજે" રળીયાતે આસમાન સામે ઉંચી આંખ કરી. પ્રાર્થના કરી.

જેમ જેમ હૃદયમાં ભીતિ સંચાર કરતી ગઇ તેમ તેમ રળીયાતની આંખમાં આંસુઓની ધારા ચાલી. જે વિટંબણાઓ વિશે રાઘવ નિશ્ચિંત પણે વાત કરતો હતો એના ભીષણ ઓળાઓ રળીયાતની સામે અંધકારમાં ઝબકતા પતંગીયાની પેઠે ખડા થવા લાગ્યા. એની દ્રષ્ટિ સમક્ષ અંધકાર સિવાય કશું જ ન હતું દૂર દૂર નજર પહોંચે ત્યાં સુધી રાત્રિની કાયાને વીંટી વળેલું તિમિર વધારે ને વધારે નિબિડ બનતું હતું. સપાટ મેદાનમાં સુસવાટા કરતો પવન એની એક એક ફુંકમાં ચીમ જાવે એવી ઠંડી સાથે લાવતો. આ રૂદ્ર કુદરતના કારમાં યુધ્ધોમાં એકલી ચાર માઇલ સુધી ચાલી જતી અધુરાં વસ્ત્રોવાળી મધુરી રળીયાતની આંખ આગળ તરી આવી. ઠેબાં ખાતી, ટાઢથી ધ્રુજતાં અંગોને સંકોરતી. શ્રીમંત માબાપની સુંવાળાં અંગો વાળી એ છોકરી આમથી તેમ અંધકારમાં અથડાતી રાઘવની માતાના કોમળ કલ્પના પ્રદેશમાં આવી ઉભી. અંગ સોંસરવો નીકળી જાય એવો પવન એને પગલે ને પગલે પાછળ ચાલ્યો આવતો. એના આછાં પાતળાં વસ્ત્રોનેય ઉડાડી મુકતો અને માર્ગમાં આસપાસ ઉભેલી કાંટાની વાડમાં કે ઝાંખરાઓમાં વસ્ત્રોને કેટલીકવાર સંડોવી પણ દેતો આવી ઠંડી અને આવા પવનમાં ચાલવું જ મુશ્કેલ પડે છતાં મધુરી કેમ ચાલતી હશે! વાંકી વળી ગયેલી ઉઝરડા પડેલા અંગવાળી એ મધુરી કુદરત સામે યુધ્ધ ખેલતી ખેલતી ક્યારે પોતાને મુકામે પહોંચશે!

"ઇશ્વર! ઓ અંધકાર અને આકાશની પેલીપાર વસેલા પરમાત્મન! દયા કર! દયા કર! રળીયાત ફરી પોકારી, ઉઠી અને બીકના કોઇ નિશ્ચિત સ્વરૂપને જોયા વિના ભીતિના ભૂતથી એ ભડકી ઉઠી. (અપુર્ણ).

## નવયુગની નારી વિભાગ



# સ્ત્રી શક્તિ.

સ્ત્રીશક્તિ જાગૃત થઈ છે. સ્ત્રીઓને પોતાનું કાર્ય સમજાયું છે. પણ વ્યવસ્થા કરવાની જરૂર છે. વ્યવસ્થાપકો નથી. કાર્યકર્તા નથી. જે લોકો થોડું ઘણું કામ કરે છે; તેને માથે જ બધો બોજો આવે છે. કામની વહેંચણી થવી જોઈએ અને જાદાં જૂદાં કામ કરનાર તૈયાર થવાં જોઈએ. શહેરમાં કામ કરનાર બહેનોએ પાસેનાં ગામોમાં જઈને પ્રચારકુ કરવું જોઈએ.

સૌ. શારદા મહેતા

બી. એ.

# પતિ-પત્નીની ભાગીદારી

હિંદુ સંસારમાં પતિ-પત્નીની વચ્ચે આર્થિક ધોરણ ઉપર ભાગીદારીની ભાવનાથી, કમાણીમાં થતી બચતની વ્યવસ્થા કરવાની સૂચના.


: લેખિકા :
સૌ૦ સુધા શર્મા.


ખાડીઆ,

અમદાવાદ : મહા સુદ નોમ

પ્રિય બ્હેન સુનીશા

મુંબાઇ,

ખરેખર બહેન તારો પત્ર અમારે સારૂ કંઇને કંઇ નવીનતા લાવનાર, નવી પ્રેરણા આપનાર, મન કબુલ કરે નહિં છતાં બુદ્ધિને તે માટે વિચાર કરવાની ફરજ પડે તેવી સ્થિતિ ઉભી કરનારો જ થઇ પડે છે.

તેં લખ્યું : "સ્ત્રી અને પુરૂષ બન્ને આર્થિક નજરે સમભાગી હોવાં જોઇએ, આપણા સમાજમાં એ વ્યવસ્થા ચાલુ થશે ત્યારેજ સ્ત્રીઓનાં માન અને મૂલ્ય વધશે; તે સિવાય-આર્થિક નજરે સ્ત્રી જ્યાં સુધી પરાશ્રયી રહેશે ત્યાં સુધી-સ્ત્રી જાતિનો ભાવ સમાજ, શાસ્ત્ર, ધર્મ કે પુરૂષ કોઇ પુછવાનું નથી."

તારાં આ વચનો અમારે સારૂં, હિંદી ધારાસભામાં પેલા વિઠલભાઇ ફેંકી રહ્યા છે તેવા શબ્દોના બંબગોળા જેવાંજ થઇ પડયાં છે. મુલોચના મારી તો ચમકીજ ગયાં છે, એ તો કહે છે: 'આ ટચુકડીને એનો પ્રિયંવદ આટલી ચડાવે છે શું કામ?' અને અમને બધાંને ધમકી મિશ્રીત શિખામણ આપતાં કહે છે: "અલિઓ! જોજો, તમે એને ચાળે ચડીને ફાટી જતી!"

અમે એટલું બધું તો ગભરાઇ જતાં નથી, પરંતુ પતિ અને પત્નીની વચ્ચે, તું લખે છે તે જાતના નવા ભેદ ઉભા કરવા એથી આપણા સંસારની મિઠાશ-જે દુનિયામાં બીજે કયાંય નથી જણાતી-વેડફાઇ જશે, આર્ય સ્ત્રીઓની આપભોગની દિવ્ય ભાવનાની અમરવેલિ કરમાઇ જતાં સંસાર શુષ્ક બનશે અને પ્રેમને સ્થાને સ્વાર્થનું સામ્રાજ્ય જામતાં લીલી વાડી જેવા આર્ય સંસારે કચ્છી રણના ઉન્હાળાના મધ્યાન્હ ઉતરશે. શું એ તને ગમશે? હું તો એની કલ્પના કરતાં પણ, પેલો જાણીતો અંગ્રેજ નવલકથાકાર* પ્રેમવિહોણા સંસારની નવલ કથાની રૂપરેખા દોરતાંજ જેમ ચમકી ગયો હતો, તેમ હું ચમકી જાઉં છું ને ધ્રુજી મરૂં છું.

સુનીશા, ભલે તું મને ગમે તે વિશેષણ આપે પરંતુ મને તો સંસારને એવો શુષ્ક વેરાન બનાવીને મળતા સ્ત્રીઓના સમાનહક ન આવે તે ગમે પણ ખીલતી ફુલવાડી સમા આર્ય સંસારને સળગાવી દેતાં મારૂં દિલ ન ચાલે.

---

* કોનન ડોઇલ

ત્રિશલાને તેમજ મંદાકિનીને મેં તારો પત્ર વંચાવ્યો છે, હસમુખને સાસરેથી સિપાહી તેડવા આવ્યો હતો એટલે તેણે આવ્યા પછી નિરાંતે પત્ર વાંચવાનું કહ્યું છે, પરંતુ ત્રિશલા મારા મતને સર્વાંશે મળતી થાય છે ત્યારે મંદાકિની ૫૦ ટકા તારી તરફ ને ૫૦ ટકા અમારી તરફ છે: ખબર નથી તે છેવટે ક્યા વિચારની થશે; એને તારા વિચાર ગમ્યા, પણ એનો કુલીન વર એવા વિચાર જાણી ગુસ્સે થઇ તેને કાઢી મુકે તો? એ ભયે એ બિચારી પોતાનો સ્પષ્ટ અભિપ્રાય આપી ન શકી.

વળી એકલો પૈસો એજ માનવજાતિના સુખનું કારણ છે એમ પણ શું કામ માની લેવું? અને આ દેશનો વિચાર કરતાં તો અહિં ગરિબાઇનો પાર નથી, ત્યા પૈસા માટે પતિ સામે લડવા તૈયાર થવું તે કેવું અજુગતું ગણાય? મૂળે પૈસાજ નથી તો સ્ત્રીઓ ભાગીદાર શાની બનવાની?

તને વધુ શું લખું? તારી બુદ્ધિની ધાર હમણાં હમણાં એટલી તીક્ષ્ણ બનતી જાય છે, કે તેની સાથે અથડામણમાં આવવાનો વિચારજ મને ગભરાવી મારે છે.

પ્રિયંવદભાઇ નેપાળથી પાછા આવ્યા હશે, તું એ સ્વતંત્ર દેશની મુસાફરીએ કેમ ન ગઇ?—કે તારા જેવી તોફાની છોકરીને સાથે લઇ જતાં પ્રિયંવદભાઇ ગભરાઇ ગયા?

તું છેલ્લી અમદાવાદ આવીને માત્ર એકજ દિવસમાં પાછી ગઇ, તેથી સહુને અસંતોષ રહી ગયો છે. ખાસ કરીને ઇંદુ, વસુ. રજની ને દસુને તારી મોહિની ખુબ લાગી છે.

લિ. ત્હારા સ્નેહની પિપાસુ

ઇંદિરા.

૧૦૫૯, નેપિયનસી રોડ, ફ્લોરા હાઉસ,
મુંબાઇ: મહા સુદ પૂનમ.

## વ્હાલી દોસ્ત ઇંદિરા

અમદાવાદ.

તારો પત્ર મળ્યો.

મારી આટલી સાદી અને સીધી વાતને તારા જેવી શિક્ષિત છોકરીઓ પણ બંબ ગોળા જેવી ગણશે, તો પછી હિંદુ સ્ત્રી સમાજનું શું થશે એજ મને સમજાતું નથી.

મારી ખાત્રી થતી જાય છે કે, જીર્ણતાને લીધે અનેક સ્થળે છિદ્રવાળી બની ગયેલી રબ્બરની કોથળીમાં જેમ પાણી રહી શકતું નથી, તેમ અનેક વર્ષોની પરાવલંબિતાને લીધે, આપણા દેશની સ્ત્રીઓનાં માનસ એટલાં જીર્ણ બની ગયાં છે કે, તેમાં એકે સ્વતંત્ર વિચાર ટકી શકતો નથી. એ માનસની દુર્બલતા જ સ્ત્રી જાતિની દુશ્મન છે.

પરંતુ આ કંઇ નારી એકલીનો કે આપણી થોડીક બહેનપણીઓનોજ દોષ નથી., જેમ સુલોચના, માલીના વિચારો જાણીનેય મને નવાઇ લાગતી નથી. એમના જેવી પોતાને સ્વતંત્ર વિચારની મનાવી રહેતી કેટલીય બહેનોને વસ્તુતઃ ગુલામી માનસવાળાં ન કરે તેવાં કામ કરતાં મેં જોયાં—જાણ્યાં છે. એકજ ઉદાહરણ: હિંદુ કોમની ગુર્જર નારીઓનો ઉદ્ધાર કરી નાખવા માટે મુંબઇના એક પરામાં ચાલતા મંડળનાં વ્યવસ્થાપકોએ, સ્ત્રી જાતિના ભયંકર નિંદા કરનારા, તેમની સહજ પણ સ્વતંત્રતાને ઝેરમાં ઉતારી પાડનારા, એમને માટે ઘુમટાની અને એકાંત ઓરડાની હિમાયત કરનારા, એક કહેવાતા કથાકારની પાસે એ મંડળના નામ અને આશરા નીચે [illegible] બે જાહેર કથાઓ કરાવી, પેલા કથાકારને સ્ત્રી જાતિની સ્વતંત્રતાનો નિંદક બનવા

માટે 'સોનાનો ચાંદ આપ્યો, અને વળી તેની સ્ત્રી જાતિ વિરોધી નીતિ સામે ટીકા કરનારાઓને ઉતારી પાડવાના પ્રયત્નો કરવામાં ગૌરવ લેતાં હોય તેવોયે આડંબર તેમણે જાહેરમાં કર્યો !–આમાં બુધ્ધિ પૂર્વક પોતાના પગપર કુહાડો મારવાનું કુડું કામ તેમણે કર્યું નથી, પણ સરળ અજ્ઞાનનું જ તેમાં તેમણે પ્રદર્શન કર્યું છે, એમ હું માનું છું: મુલોચના'માર્શાને હું પેલાં વ્યવસ્થાપત્રની કોટિનાં માનું છું.

'અને તને કે ત્રિશલાને આવા વિચારોથી મૂંઝાતાં જોઉં છું, ત્યારે તો આ જાતિના માનસમાં સ્વાતંત્ર્યના વિચારોનું એક નાનું શું કિરણ પણ પ્રવેશવા ન પામે તે માટે, તેની આસપાસ ઉભાં કરવામાં આવેલાં અજ્ઞાન, વહેમ, આડંબર, ઘમંડ અને મિથ્યા ભ્રમોનાં જાળાં કેટલા બધાં મજબુત અને વિચારપૂર્વક ગોઠવાયલા છે, તે તો જ મને ખ્યાલ આવે છે. એક વખત હિંમત કરીને તમે એ જાળાને સહેજ ઉથલાવવાનો પ્રયાસ કરશો, એટલે આપો આપ જ્ઞાનનાં, પ્રકાશનાં કિરણ તમારા માનસપટ ઉપર પડ્યા વિના નહિં જ રહે, એવી મારી ખાત્રી હરહંમેશ કાયમ જ છે.

પણ બિચારી મંદાકિનીની દશાની તો ખરેખર મને દયા જ આવે છે. ના, એકલી દયા જ નહિં, જેને લીધે એક સ્ત્રીની આટલી દયામણી થાય છે, એ કુલીનશાહી ને સળગાવી તેની હોળી કરી નાખું એટલો ક્રોધ પણ મને તેની તરફ ચડે છે.

ત્રિશલાના વસંત કુમારને હું બરાબર ઓળખતી નથી, પણ જો એ વસંત નિખાલસ હોય તો, માનવ જાતિને બંધનમાં જકડી રાખવાના કે મુક્ત કરવાના કામમાં પૈસો, ધન, મુડી, નાણું એવા અનેક નામે ઓળખાતી વસ્તુ કેટલી બધી કારણભૂત છે, તેની વાતો વસંત પાસેથી જાણી લેવા ત્રિશલાને તું મારી વતી ભલામણ કરજે.

હું કહું છું કે સ્ત્રી અને પુરુષ, પતિ-પત્ની તરીકે સમભાગીદારીના સિદ્ધાંત ઉપર પોતાના ગૃહસંસારની વ્યવસ્થા ગોઠવે, તેમાં કશું ખરાબ નથી. તું કહે છે તેવા નવા ભેદ તેથી ઉભા નહિ થાય, પરંતુ અત્યારનાં પતિ-પત્ની વચ્ચે ધર્મ, શાસ્ત્ર, સમાજ અને કાયદાની નજરે જે ભયંકર જૂના ભેદ ચાલી રહ્યા છે, તે ભેદનો સરળતા ભર્યો ઉકેલ તેમાંથી આપોઆપ થઇ જશે. કેમકે પતિ અને પત્ની મળીને પુરુષ પ્રકૃતીનું એક અંગ બને છે, અથવા તો તેમના ઘર અને સંસારનો વ્યવહાર ધર્મ અખંડ સચવાય છે. તે માટે પુરુષ દ્રવ્યનું ઉપાર્જન કરે છે, સ્ત્રી ઘરની અને સંસારની વ્યવસ્થા કરે છે. તે વ્યવસ્થા પત્ની ન હોત તો કોણ કરત? સામાન્ય નજરે જોઇએ તો એમ કહી શકાય કે એકાદ બે નોકરો રાખી લેવાથી ઘર કામ ચાલી શકત.

જો કે, મારા પ્રશ્નનો સર્વાંશી પ્રત્યુતર આથી મળતો નથી, છતાં દલીલની ખાતર એ ઉપર છલ્લા જવાબને હાલ તુરત સ્વીકારી લઇને આગળ વધીએ, તો પણ તેમાંથી એટલું તો ફલિત થયું કે, જે કામ માટે પુરુષને પૈસા ખર્ચવા પડત તે કામ પત્ની તરીકે સ્ત્રી કરે છે. અને એ નજરે જોઇને, સામાન્ય દ્રષ્ટિએ કહીએ તો પણ એટલું તો સિદ્ધ થયું કે, પત્નીની મદદને લીધે પતિ દર મહિને અમુક રકમ બચાવી શકે છે.

પરંતુ જરાક ઉંડા ઉતરીને ઘર-સંસારના પત્નીના હાથે ચાલતા વહિવટની સમાલોચના કરીએ તો જણાશે કે, નોકરોથી થતા કામમાં અને પત્નીના હાથે કે તેની

દેખરેખ નીચે થતા કામમાં મહદંતર છે. પત્ની ખૂબ ત્રેવડથી, વ્યવહાર કરકસરથી, પોતાનું જ છે તેથી જે કામ કરે છે, તે ગમે તેવા સારા સાથીઓ [નોકર-ચાકરના અર્થમાં] નજ કરી શકે. એટલે સ્વચ્છતા તેમજ ત્રેવડના ધોરણે જોતાં પત્નીથી થતા કામમાં પતિને આર્થિક નજરે વધુ લાભ થાય છે. વળી નોકર અથવા સાથી તો જેઓ વધારે સારી કમાણી કરતા હોય તેજ પુરુષો રાખી શકે, પરંતુ સામાન્ય માણસ તેમ કરી ન શકે, એટલે તેવું કામ એને જાતે કરી લેવું પડે. તેમ કરવા જતાં એનો જે સમય જાય, તે એની કમાણીમાં નુકશાન કરનારો થઇ પડે; ત્યારે પત્ની તરીકે સામાન્ય અથવા નિર્ધન મનુષ્યની સ્ત્રી ઘર કામનો બોજો ઉપાડી લેવા ઉપરાંત, પતિની ઓછી કમાણીનો ખાડો પુરવામાં, પોતાની શક્તિ ખર્ચીને આર્થિક મદદ સુધ્ધાંત આપે છે: જે પગારદાર સાથી તરફથી બનવું સર્વથા અશક્ય છે.

ઇંદિરા, અમદાવાદના રીચી રોડ ઉપરથી પશુની માફક ખટારા ખેંચતાં, માનવ જાતિની શરમનાં જીવંત સ્મારક સમાં અનેક નિર્ધન યુગલો દોડાદોડ કરે છે, તેનો તો મને અને તને સારી રીતે અનુભવ છે. એ દાખલામાં નિર્ધન પતિ, પત્નીની મદદથી પોતાના ઘર સંસારનું ગાડું જેમ તેમ ગબડાવે છે. [અને એવો સમુહ આ દેશમાં ઘણો મોટો છે], તેના વિચારથી કદી તું કે સુલોચના માશી કે ત્રિશલા અથવા મંદાકિની કે સમાજનો મોટો ભાગ કદી ચમક્યાં છો ખરાં? બિચારી, પેલા મજુરની સ્ત્રી આટલી મજુરી કરીને ઘેર જશે, પછી તેનો મજુર વર હિંદુ પતિ તરીકે, થોડા સમય પહેલાંની ધંધાની એની ભાગીદારણ પત્નીનો પૃથ્વી ઉપરનો પ્રભુ થઇ જશે. ઝુંપડાની બહાર ખાટલો પાથરી સુઇ જશે, ત્યારે એનાજ જેટલો શ્રમ ઉઠાવનાર પેલી સ્ત્રી એને માટે ગરમ પાણી કરશે, દળણું દળશે, દાળ ભરડશે, મસાલો ખાંડશે, રસોઇ બનાવશે, કપડાં ધોશે, પથારી કરશે. તેમાં સહેજ પણ ભૂલ પડતાં તેનો 'પતિદેવ' એની ધૂળ કાઢી નાખશે, અને એટલું છતાં, પેલી સ્ત્રીની ભાગીદારીથી થયેલી કમાણીનાં નાણાંનો તેને પૂછ્યા વિના તે એકલોજ માલિક થઇ જશે, તેમાંથી થાક ઉતારવા માટે તે દારૂ પીશે, બીડી ફુંકશે, ગલા ગટ ગટાવશે!—તને આમાં ન્યાય દેખાય છે કે સ્ત્રી જાતિને વિના કારણે થતો ભયંકર અન્યાય નરવરતો જણાય છે?

જો પુરુષ સ્ત્રીના કમાણી ઉપર કબ્જો રાખવા તૈયાર થાય, અને સમાજ તે સાંખી લે; તો પછી પત્નીને પતિની કમાણીના અર્ધ ભાગીદાર બનવાની ભાવનાને પણ સમાજે તે રીતે સાંખી લેવી રહી. તેમાં ખોટું શું છે?" પણ તને આ વિચાર માત્રથી કંપારી છૂટે છે, હિંદુ સમાજની વિકસતી ફૂલવાડી ચેરાઇ જતી દેખાય છે, તે હું સમજી શકું છું. તે માત્ર અનેક પ્રકારના સંસ્કાર તેમજ વાતાવરણને લીધે ઉભી થયેલી, માત્ર મનોદશાજ છે. તું જે કલ્પના હિંદુ સંસાર માટે કરે છે, તે માત્ર કલ્પનાજ છે, અનેક મનુષ્યો દરરોજ તારી આસપાસ એવી કલ્પનાઓ કરે છે, માટે તને પણ એવી કલ્પના કરવી એ સહજ સુલભ થઇ પડ્યું છે; પરંતુ જરા કલ્પનાની પાંખેથી નીચે ઉતરી, વાસ્તવિકતાની ભુમિકા ઉપર ઉભી રહી, પ્રણાલિકા વાદનાં જાળાંને ઉંચાં કરી, બુદ્ધિના પ્રકાશમાં લે, અને પછી કહે કે, તું કલ્પે છે એવો આપણો સંસાર છે ખરો? જેને ફુલવાડી માનીને વેરાન બની જવાના ભયથી તું મિથ્યા ભડકે છે એ માત્ર તારી મોહ જાળજ છે. વાસ્તવિક રીતે તો આપણે

સંસાર વેરાન બની ગયેલોજ છે, શુષ્કતા સિવાય બીજું કશું છે જ નહિં. સ્નેહ અને પ્રેમની દિવ્ય ભાવનાની તર્ક વાતો પણ કેવળ કલ્પનાનાં મૃગજળ સિવાય બીજું કશું જ નથી. પ્રિયંવદના એક મિત્ર એક દિવસ કહેતા હતા કે આ દેશમાં પશુઓ ઉપર ગુજરતા ઘાતકીપણાને અટકાવનારી મંડળીઓ છે, પણ સ્ત્રીઓ ઉપર ગુજરતા ઘાતકીપણાને અટકાવવાં માટે મંડળો કાઢવાની જરૂર છે. આ હાસ્યચિત્ર અક્ષરસઃ ખરું છે. આને તું આર્ય સંસારની ફુલફોરમની વાડી કહે છે?

પૈસાને તું સુખનું કારણ માનતી ન હોય તે સ્વાભાવિક છે, કેમકે તને પૈસા વિનાની દશાનું ભાન નથી, અને રાજકારણમાં આર્થિક પરાધિનતાએ કેવો મોટો અને ભયંકર ભાગ ભજવ્યો છે. તેનો તેં વિચાર સરખોયે કર્યો નથી. નિરાંતે વિચાર કરી જોજે તો જણાશે કે, હિંદુસ્થાનની પરાધીનતાનું મૂળ પૈસો છે. પૃથ્વી ઉપરની રંગીન પ્રજાઓનું મૂળ પૈસો છે, યુરોપમાં થયેલા મહાયુધ્ધનું કારણ પૈસો હતું, અને હવે પછી પણ જે લડાઇ થશે તે પૈસાને માટેજ હશે. એકજ દેશના અનેક મનુષ્યોને તેજ દેશના થોડાક મનુષ્યો કચડે છે તે પૈસાને માટે જ. પૈસામાં ઇશ્વર (જો તે હોય તો પણ) કરતા મોટી સત્તા છે: એ વાત નહિ સમજીએ ત્યાં સુધી આપણે જાતિ તરીકે કચડાયલાંજ રહેવાનાં છીએ.

તું કહે છે પૈસાની ખાતર સંસારની સ્વર્ગવાડી ન વેડફાય, તે માટે તું તારા સ્વાધિકારને પણ ઠોકરે મારવા તૈયાર છે, પણ હિંદુ સમાજના સંસારમાં અંગના જે ભનુક હડી રહી છે તે શું પત્ની તરફના પતિના કે પતિ તરફના પત્નીના પ્રેમમાં પૈસાની મારામારીને લીધે? ન–હિ. પૈસાની એક પક્ષી વહેંચણીને લીધે. પુરુષોને એકલાને ધનના માલિક માનવાને લીધે સ્ત્રી કાયમ પરાશ્રયી બને છે, તે વેચવા કે ખરીદવા જેવી વસ્તુની દશાએ આજે ઉતરી પડી છે, તે એક પક્ષી માલિકીના ભાવનાથીજ. જેમ પુરુષને તેમ સ્ત્રીને પણ સ્વતંત્ર રીતે જીવવાનો અધિકાર છે, અને એટલોજ અધિકાર સ્ત્રી માગે છે. તે કંઇ પોતાના પ્રેમને બદલે પુરુષ પાસે પૈસા માગતી નથી. પ્રેમ પૈસાથી ખરીદાઇ શકે તેવી વસ્તુ નથી. એ ખરીદી કે વેચી શકાતો નથી; તેની તો ભેટજ લઇ દઇ શકાય છે. સ્ત્રીનો પ્રેમ જીતવાનો દાવો કરનારા મહારથીને જાતે પણ જીતાવું પડે છે. પણ પૈસાથી જીવનના બીજાં ક્ષેત્રોમાં જે હક્ક અને અધિકાર મળે છે, તે હક્ક તેમજ અધિકાર પુરુષની માફક સ્વતંત્ર રીતે ભોગવવાનો સંપુર્ણ હક્ક સ્ત્રીને હોવોજ જોઇએ—અને તે આર્થિક ભાગીદારીના ધોરણેજ મળી શકશે.

પતિ અને પત્ની ઘર ખર્ચ બાદ કરતાં જે વધે તે સરખા હિસ્સે પોત પોતાને ખાતે બેંકમાં જમા કરાવે તેમાં સ્ત્રીની જે સ્વતંત્રતા અને સ્વમાન જળવાય છે, તે પતિ પત્નીને હજારોના દાગીના કરાવી આપે તેમાં જળવાતાં નથી. કેમકે એક સ્વઉપાર્જીત મિલ્કત છે, ત્યારે બીજી એક મનુષ્ય તરફથી બીજાને મહેરબાનીની રાહે મળેલી ભેટ છે. થોડી પણ સ્વઉપાર્જીત મિલ્કત ધરાવનારને તેમાં જે સુખ અને સંતોષ દેખાય છે, તે લાખોની ભેટ મેળવવાથી મળતાં નથી.

અત્યારે હિંદુ પતિ પોતાની સ્ત્રીને ખાવા, પહેરવા અને રહેવાનાં સાધન આપે છે, તે માટે જાણે સ્ત્રી ઉપર મહેરબાની કરતો હોય તેવો દેખાવ કરે છે,. એ દેખાવમાંજ ભારે અન્યાય રહેલો છે—એ તો સ્ત્રીને સ્વાભાવિક હક્ક તરીકે મળે છે, તેને મહે-

નત મજુરીના બદલા તરીકે લીધલું. એમાંજ સાચા પ્રેમનો તિરસ્કાર રહેલો છે, એ તિરસ્કારની ભીષણ ભાવનાથી આજના સળગી રહેલા હિંદુ સંસારને શાંત કરવો હોય તો, સ્ત્રીઓને સર્વ રીતે આર્થિક સ્વતંત્રતા મુજે તે જાતના પ્રબંધ કરવાજ પડશે.

ઇંદિરા, તને કદાચ ખબર નહિં હોય, પણ હંગરીમાં આજે પણ સ્ત્રી અને પુરૂષ વચ્ચે આર્થિક વહેંચણની વ્યવસ્થા છે? કુંવારી કન્યા પણ પોતાની સ્વતંત્ર મિલ્કત ધરાવી શકે છે, પરણ્યા પછી તેની એ આર્થિક સ્વતંત્રતા ભાગીદારીની રીતે સચવાય છે. તેન. પતિના મરણ પછી પતિ જો પોતાની મિલ્કતની ખાસ વ્યવસ્થા કરી ગયે ન હોય તો, તે મિલ્કતની માલિક પણ સ્ત્રી બને છે, પરંતુ સ્ત્રીના મરણ પછી તેના હિસ્સાની મિલ્કતનાં માલિક તેનાં સંતાન થાય છે,—સંતાન ન હોય તો તે મિલ્કત સ્ત્રીનાં પિયરીયાને મળે છે.

અને બ્રહ્મદેશ તેમજ દક્ષિણ હિંદના કેટલાક ભાગોમાં કન્યાજ પિતાની મિલ્કતની વારસ ગણાય છે. પરંતુ ગુજરાતમાં એવી વ્યવસ્થા નથી, માટે તને અચંબો લાગે તે સ્વાભાવિક છે, પરંતુ તેમાં અનીતિ, ઉછાંછળાપણું, પતિ સામે બંડખોરી, કે પ્રેમ વિહોણું શુષ્ક જીવન એવું કશુંજ નથી. પ્રિયંવદ એ સમજે છે, એટલે મારી બાબતમાં સુલોચના સાસીએ ચિંતા કરવા જેવું નથી. મેં તો મારા ઘરમાં એ પ્રયોગ ક્યારનોએ શરૂ કર્યો છે, અને આજે બેન્કમાં મારા ખાતે સારી રકમ એકઠી પણ થઇ છે.

તેં ગરીબાઇનું કારણ આગળ ધર્યું છે, પરંતુ જેઓ આજે ગરીબ છે, તેઓ અર્થ શાસ્ત્રના મર્મ સમજીને કે દેશની પલટાતી પરિસ્થિતિને અંગે મળનારી નફાનો લાભ લઇને સારી સ્થિતિએ નહિં આવે તેમ શું કામ માની લે છે? છતાં તેટલા માટે બીજાંઓને મળતો લાભ શા માટે અટકાવવો?

આ બધા માટે લગ્નને સરકારી દફતરે નોંધાવવાની ૧૯૨૩ ના કાયદાથી થયેલી સગવડનો લાભ લેવાનો આરંભ આપણાં નૌજવાન યુગલો કરે, તો તેથી ઠીક ફાયદો થાય. આ સંબંધમાં હું તને હવે પછી લખીશ.

પ્રિયંવદ નેપાળ ગયા ત્યારે મને સાથે લઇ જવાનો આગ્રહ ઘણોજ કર્યો હતો, પણ મારે સ્ત્રી સમાજનું કામ હોવાથીજ હું ગઇ નહોતી. આમ છતાં તારા જેવીઓ એની કૃપા ખાનાર છે એ જાણીને એને ખૂબ સંતોષ થયો છે. અમદાવાદ હવે આવીશ ત્યારે તમે કંટાળી જાઓ તેટલું રહેવાની છે! એ યાદ રાખજો.

સૌ દોસ્તોને સલામ.

લિ. તારી દોસ્ત
**સુનીશા.**

# સ્વતંત્રતા અને સ્ત્રીઓ

: લેખક :
કુમારી જયવતી દેસાઈ

હિંદુસ્થાનમાં સંપૂર્ણ સ્વતંત્રતા મેળવવાનું યુધ્ધ જામ્યું છે. બન્ને પક્ષે લગભગ પરસ્પરનાં છેલ્લાં હથિયાર બહાર કાઢ્યાં છે. એટલે સ્વતંત્રતાની આ લડતમાં સ્ત્રીઓનું સ્થાન અને તેમનો હિસ્સો કેવો હોવો જોઈએ એ પ્રશ્ન અત્યારે ઘણોજ જરૂરનો છે. તેથી સુશિક્ષિત બહેનોએ આ સવાલને પુરતી ગંભીરતાથી ચર્ચવાની જરૂર છે.

મેં વારંવાર કહ્યું છે કે, મારી એ એક કાયમનીજ ફરીઆદ છે કે, હિંદુસ્થાનમાં સ્ત્રીઓનેજ પોતાની ખરી કિંમત સમજાઈ નથી. સ્ત્રી જાતીની ગુલામી ટકી રહેવાનું સહુથી પહેલું કારણ એજ છે. એટલે કદાચ "હિંદની રાજકીય સ્વતંત્રતા અને તેમાં [illegible]નો હીસ્સો" એ વાક્ય વાંચીનેજ કેટલીક બહેનોને ભયની કે તીરસ્કારની કંપારી છુટશે. સ્ત્રીઓ અને તે પણ વળી હિંદની સ્ત્રીઓ રાષ્ટ્રની રાજકીય સ્વતંત્રતામાં શું હીસ્સો આપવાની હતી? જયવતીને બીજું કશું સુઝતું નથી, એટલે મોટી મોટી કલ્પનાઓજ કર્યે રાખે છે! એમ પણ કેટલાંક કહેશે.

આત્મશ્રધ્ધાના અભાવને લીધે આવી કલ્પના કરાવે, કંપનારાં નીકળે તે સર્વથા સ્વાભાવીક હોવા છતાં, મારી કલ્પના એ માત્ર હવાઈ તરંગ અથવા તો અશક્ય આદર્શ પાછળના ખ્યાલી ધમપછાડા નથી. હિંદુસ્થાનના જેવીજ સ્થિતિ અને સંજોગમાં બીજા દેશોની સ્ત્રીઓએ દેશના રાજકીય ક્ષેત્રમાં પોતાનો હીસ્સો આપ્યો છેજ.

રશીયાનો દાખલો આપણે બરાબર લઈ શકીએ તેમ છીએ. હિંદમાં જેમ મુસલમાનોના આગમન પછી સ્ત્રીઓને માટે પડદાનાં અને જુદા નીવાસનાં સર્જન થયાં, તેમ રશીયામાં પણ તાતારિની ધુંસરી તે દેશની કાંધ ઉપર પડી, ત્યારે રશીયન સ્ત્રીઓની ઉપર પણ અનેક જાતનાં બંધન મૂકાયાં હતાં. એ યુગમાં રશીયન સ્ત્રીઓની સ્વતંત્રતા લુપ્ત થઈ ગઈ અને તેમને એકાંતવાસમાં (Herem) રહેવાની દશાએ ઉતરી પડવું પડ્યું. ઘણા વખતની ગુલામી દશાની પણ રશીયન સ્ત્રીઓના જીવન ઉપર ભયંકર અસર થઈ. તેમને એમના ભાઈઓની માફક કેળવણી મળતી બંધ થઈ. બાલ્યકાળમાં પીતાની અને પછીના વખતમાં પતિની આજ્ઞાઓનુંજ પાલન કરવાની એમને માથે ફર્જ આવી પડી. તેમ છતાં પણ રશીયન સ્ત્રીઓએ ત્યાંના જીવનમાં અગત્યનો ભાગ ભજવવાની અને સાથે સાથે પોતાની આસપાસ સંકળાયલી ગુલામીની જંજીરો તોડવાની લડત ચાલુંજ રાખી.

ઇતિહાસ કહે છે કે, બહાદુર રશીયન સ્ત્રીઓ જુની રૂઢીઓ અને ધર્મ ઘેલછાઓ સામે થતાં સહેજ પણ ડરતી ન હતી. તેને માટે એમના પોતાનાજ ભાઈઓ અને પતિઓ તરફથી એમને કેવળ ઠપકા અને નિંદાજ સહન કરવાં પડતાં તેટલુંજ નહિં પણ એમને ઘરમાંથી કાઢી મુકાવવામાં આવતી, તેમ છતાં પણ પ્રજા સ્વાતંત્ર્યના ઉચ્ચ આદર્શોને ખાતર તેમણે એજ પુરૂષ વર્ગની સાથે રહીને લડવાનું છોડી દીધું નહિ.

આથી પીટર ધી ગ્રેટ સ્ત્રીઓને એસ્મા એકાંતવાસ (Herem) માંથી મુક્ત કરી તે પછી પણ એમને પોતાના હક્કનો પુરૂષવર્ગ પાસે સ્વીકાર કરાવવા માટે પુષ્કળ વખત સુધી સખ્ત લડત લડવી પડેલી. તેમ છતાં ઓગણીસમી સદીમાં તો તમામ રશીયન સ્ત્રીઓને ઝારના જુલમી રાજ્યમાં પણ દેશહીતનાં તમામ આગતીક કાર્યોમાં ભાગ લેતી આપણે જોઇ શકીએ છીએ.

તેમણે શીક્ષણને માટે રશીયા છોડીને અન્યાન્ય દેશોમાં જવા માંડયું હતું, વીજ્ઞાનમાં અને કલાનાં ક્ષેત્રોમાં તેમણે કાળો આપવા માંડયો હતો, કેટલાં બધાં મહાન સામાજીક સેવાનાં કાર્યોની કલ્પનાઓ તેમણે કરી હતી, તેની સાથે સાથે બળવાની તમામ લડતોમાં રશીયન સ્ત્રીઓએ પુરૂષોની સાથે રહીને કામ કરીને, ફકીરીઆમાં દેશનીકાલ થવાનું તેમજ પુરૂષોની સાથે ઝારના જેલ મહેલો શોભાવવાનું માન તેમણે પ્રાપ્ત કર્યું હતું. રશીયન સ્ત્રીઓના વીરત્વ અને ભોગનું તો મહાન પુસ્તક ભરાય તેમ છે.

જેમ અજ્ઞાન કુમારીકાઓ અભ્યાસ માટે તુર્કસ્તાન ગઇ છે, તેમ કેટલી ય રશીયન બાળાઓ ૧૯ મી સદીના અંતમાં દેશ પરદેશની વીદ્યાપીઠોમાં શીક્ષણ લાગી, કેટલીકોએ રશીયન ગામડાંમાં જઇ પોતાના દેશના ગરીબ વતનીઓને સહાય કરવા માંડી, કોઇએ શીક્ષકનો ધંધો સ્વીકાર્યો, કોઇ નર્સ થઇ તો કોઇ દાક્તરણ થઇ, દેશમાં —જ્યારે પણ દુષ્કાળ, રોગચાળો કે અશાંતી થતી ત્યારે સંકટનીવારણના કામોનો આરંભ રશીયન સ્ત્રીઓ જ કરતી.

આ ઉપરથી કોઇ એમ પણ ન માની લે કે, એ તો બધી શહેરની સાધન સંપન્ન બહેનોનીજ કરામત હતી. ગામડાંઓનાં શહેની ગરીબ બેહુન સ્ત્રીઓ પણ ઘરકામ ઉપરાંત રાષ્ટ્રીય કાર્યોમાં ભાગ લેતી. શીક્ષીત સ્ત્રીઓ કરતાં બેહુન સ્ત્રીઓની કસોટી યે ભારે થતી હતી. આખું કુટુંબ ખેતરમાં મજુરી કરે, છતાં ય ઘરનું પુરૂં થતું નહિં, એટલે ખેતરનું કામ પુરૂં થતાં શીયાળામાં પુરૂષ વર્ગ શહેરમાં કમાણી માટે જતો, તે વખતે સ્ત્રીઓ ઘરનું તમામ કામકાજ ઉકેલતી અને તે પણ પુરૂષોના જેટલીજ કુશળતાથી. સરકારી કામકાજે પણ 'બાબા' (રશીયન બેહુન સ્ત્રીઓ) એજ જતી જણાતી. આમ છતાં દેશભક્તિમાં, આપભોગમાં, નીડરતામાં તે એટલી બધી પાવરધી હતી કે કેવીઓ તેમની વીરતા અને દેશભક્તિનાં કાવ્યો કરતા. આ વીરાંગનાઓની બહાદુરી તો એટલે સુધી નોંધાઇ છે કે પોતાના પ્રીયજનને રાષ્ટ્રભક્તિના ગુન્હા (!) માટે સજા થાય તો તેમાં યે ભાગ પડાવવા પોતે તેની સાથે તુરંગમાં જઇને લગ્ન કરતી હતી.

એ સ્થિતી કરતાં હિંદુસ્થાનની બહેનોની સ્થિતી, કોઇ પણ રીતે ખરાબ કે ઉતરતી નથી. એટલે રાષ્ટ્રની રાજકીય લડત જે વખતે તીવ્ર રૂપ લઇ રહી છે, તેવે વખતે સ્ત્રીવર્ગથી રાજકારણથી અલગ રહી નજ શકાય, પુરૂષો પણ એટલું જ સ્વીકારીજ રહેલા છે કે, રાજકારણમાં સ્ત્રીઓ ભાગ લે તો જ તેની યોગ્ય સફળતા સાધવી શક્ય છે. બારડોલીની લડતના વિજયમાં સ્ત્રી વર્ગનો મોટો હીસ્સો હતો, તેનો સ્વીકાર ઠામ ઠામ થયો છે તે આપણે ભુલવું જોઇએ નહીં.

રાષ્ટ્રીય મહાસભાના કાર્યમાં સ્ત્રીઓ કેવો અને કેટલો ભાગ આપી શકે તે જોવા જેવું છે. સહુથી પહેલાં તો પ્રત્યેક બહેને રાષ્ટ્રીય મહાસભાની પુરતી ઓળખાણ કરી લેવાની જરૂર છે. જે દેશમાં આપણે રહીએ અને જીવીએ, તે દેશની મહાનમાં મહાન પ્રજાકીય સંસ્થાની ઓળખાણ જો આપણને ન હોય

તો આપણું જીવનજ નકામું ગણાવું જોઈએ. જેમ રામાયણ કે મહાભારતની વાત એકે એક બહેન જાણે છે, તેજ રીતે આપણી રાષ્ટ્રીય મહાસભાની વાત આપણે સહુએ જાણતાં થવું જ જોઈએ.

તે પછી એ સભા તરફની આપણી ફર્જ શું છે તે સમજવાની જરૂર છે. સ્ત્રી અને પુરૂષનાં જીવન રાષ્ટ્રીયકાર્યમાં જરાય પણ જુદાંજુદાં ન જોઈએ. જેમ સ્ત્રીઓ પોતાના હક્ક અધીકારની માગણી માટે આગ્રહપૂર્વક તૈયાર થાય છે, તેજ રીતે પોતાની ફર્જ બજાવવા માટે પણ તેમણે તૈયાર થવું જ જોઈએ. જેઓ ભોગ આપવામાં આનાકાની કરે તેમને કદી પણ હક્ક—અધીકાર મળતા જ નથી.

આપણા દેશ ઉપર રાજ્ય ચલાવનાર બ્રિટિશ પ્રજાનો ઠનિયમ જુવો. પ્રત્યેક અંગ્રેજ સ્ત્રી જ્યાં હશે ત્યાંથી તે પોતાના દેશની સેવા કરશે. પોતના સંતાનોની ઉપર બ્રિટિશ સામ્રાજ્યના કાર્યભારના જવાબદારી રહેલી છે, એટલી સમજણ ત્યાંની પ્રત્યક બહેન ધરાવે છે. એ રીતે આપણાં દેશની સ્વતંત્રતાને સારૂ આપણે પણ આપણી જવાબદારી સમજતા થવું જ જોઈએ. એટલે પ્રત્યેક બહેન પોતાના સંતાનોના હૃદયમાં રાષ્ટ્રીય મહાસભા અને દેશ તરફનાં સન્માન અને પ્રેમની લાગણીઓ ઉત્પન્ન થાય તેમ કરવું જ જોઈએ. કેમકે સ્વતંત્રતા મેળવવી એજ પ્રત્યેક મનુષ્યનું પહેલું કર્તવ્ય છે. એ સ્વતંત્રતામાં જ સાચી મુક્તિ રહેલી છે. આપણો દેશ પરાધીન અને પરતંત્ર છે, ત્યાં સુધી આપણે પણ પરાધીન જ રહેવાનાં છીએ એ વાત પ્રત્યેક બહેને સમજવી જોઈએ; અને પેલી રશીયન બહેનોની માફક ગામડાંની બહેનોના દિલમાં પણ એ ભાવ ભરવા જોઈએ.

## [૨]

રશિયન બહેનોનાં દેશભક્તિનાં કામનું અનુકરણ કરવાનો વિચાર કરતાં કુમારી આના લુઈસ સ્ટ્રોંગ નામની એક અમેરિકન બહેને રશીયાનાં વિપ્લવ પછી ત્યાંના સ્ત્રી સમાજમાં કેવાં પરિવર્તન થયાં છે, અને બળવા વખતે રશીયન સ્ત્રીઓએ કેવી હીંમત બતાવી હતી, તે બતાવ્યું છે એ વાત જાણવા જેવી હોઇ, અહિં આપું છું; જે જાણ્યા પછી લગભગ અતિશ્રધ્ધા ગુમાવી. બેઠેલા આપણા સમાજને જરૂર ખાત્રી થશે કે, સ્વતંત્રતાની પરમ પ્રસાદી સ્ત્રી જાતીમાં પણ સીંહણનાં બળ પ્રેરે છે.

બહેન આના સ્ટ્રોંગ એ પ્રસંગ આમ વર્ણવે છે:

સોનીઆ નામની એક યુવતી આના સ્ટ્રોંગની સખી હતી, તે યુવાવસ્થાને આંગણે પગ મુકવાની દશામાં જ, એક નવજુવાન રશીયનને પરણી હતી. તેના લગ્નનો એ પ્રસંગ રશીયન બળવાના આરંભકાળમાં જ બન્યો હતો. પછી તો બળવાના દીવસો આગળ વધતા ગયા, અને સિંહણ સમી સોનીઆને માતૃભૂમિની આઝાદીને માટે, રણક્ષેત્રમાં ઝુઝવા જવાની લાગણી થઈ, તેણે પોતાની એ મનેચ્છા પોતાની 'સગી નણદલના વીર'ને જણાવી; પરંતુ તેનો પરણ્યો જુદી જ મનોદશા ધરાવતો હતો. તેણે સોનીઆને રણાંગણમાં જવાની ના પાડી પણ સોનીઆ તેથી કંઇ ઓછી જ અટકે તેમ હતી? તેણે બહાદુર યુવતીની હિંમતથી પતિને રામ રામ કર્યા, અને સ્વતંત્રતાની ખાતર જુધ્ધે ચડવા ચાલી નીકળી, દોઢ, દોઢ વર્ષ સુધી તે જન્મભૂમિના ખાતર ઝુઝી, ત્યાં વળી તેણે એક મોટી લશ્કરી ઇસ્પીતાલની વ્યવસ્થા કરી, એ ઇસ્પીતાલમાં ટાઇફસથી પીડાતા હજારો રશીયન સૈનિકોની

સારવાર કરવામાં આવી, રણભુમીમાંથી સોનીયા ઘેર આવી. ત્યાં એના પતિને બીજી સ્ત્રી સાથે ઘર માંડીને બેઠેલા જોયો. સોનીયાએ મનનું દુઃખ મનમાં સમાવ્યું, અને હિંમત રાખી છુટાછેડા મેળવ્યા, સોનીયા ત્યાંથી વોલગાના દુષ્કાળ પીડીત લોકોની સેવા કરવા નીકળી પડી. ત્યાં સેવા બજાવતાં બજાવતાં એને ખબર મળ્યા કે જે પતિએ તેને દગો દીધો હતો તે એકલો પડયો હતો અને ટાઇફસથી પીડાતો હતો. સોનીયા એકદમ મોસ્કો જવા નીકળી અને છુટાછેડા લીધેલા પોતાના એક વખતના એ પતિની ખડે પગે સેવા બજાવી. કુમારી આના સ્ટ્રોંગ પણ તે વખતે એની સાથે દુષ્કાળ પીડીતોમાં કામ કરી રહી હતી, તે કહે છે કે સોનીયા એક વખતના એના પતિની સેવા કરવા, સંકટમાં ફસેલા સ્નેહીને મદદ કરવાની જ લાગણીથી ગઇ હતી. અને જ્યારે તેના સ્નેહીને આરામ થયો ત્યારે વળી પાછી આવી સેવાનાં ક્ષેત્રે ખડી રહી હતી. કુમારી સ્ટ્રોંગ કહે છે, બળવાના પ્રસંગની જુદી મનોદશાને લીધે પતિ પત્નિ તરીકે રહી શક્યા નહીં, છતાં સ્નેહી તરીકેનો એમનો સંબંધ તો ચાલુ જ રહ્યો હતો.

સ્વતંત્રતામાં રહેલા સુખને ખાતર બળવા વખતના અકિસ્મત પ્રસંગનાં, અનેક કષ્ટ સહન કરવા પણ રશીયન સ્ત્રીઓ સ્વેચ્છાથી તૈયાર બની હતી. એટલું જ નહિં પણ સદીની યુગને બરાબર પીછાની તેમાં હિંમત અને ઉત્સાહથી ભાગ લઇને જગતના બીજા કોઇ પણ વિભાગની સ્ત્રીઓ જેટલી ઉચ્ચ સ્થિતીએ પહોંચી નથી તેટલી સ્થિતીએ પણ પહોંચી શકી છે.

કુમારી આના સ્ટ્રોંગે આપેલાં અનેક ઉદાહરણોમાંથી થોડાંક, હું મારી ગુજરાતી બહેનો સમક્ષ રજુ કરીશ. સોવીયટ સત્તા પગભર થઇ તે પહેલાં કીવ નામના ગામમાં જુદી જુદી સોળ સરકારો થઇ ગઇ. દરેક વખતે લશ્કરોના હુમલા ત્યાં થયા. અને આ સોળ વખતના ગોળાઓના વર્ષાદને પણ કીવની બહાદુર રશીયન બહેનોએ એ પ્રસંગે પણ અપૂર્વ હિંમત બતાવી હતી. એક વખતે કીવના પાણીનાં બાંધકામ ગોળાના મારાથી તુટી ગયાં, ત્યારે પાણી ભરવા કીવની રશીયન રમણીઓ, એ ગંભીર સમયમાં અનેક માઇલ ચાલીને જતી, અને લશ્કરે જ્યારે કીવવાસીઓને બળતા કોલસા અટકાવ્યા ફર્નીચરોના ટુકડાઓ શોધી લાવીને તેમનો બળતણ તરીકેનો ઉપયોગ કર્યો હતો.

સ્વતંત્રતાના આ વાતાવરણે હજારો ગરીબ, નીરક્ષર, અંધારી ઓરડીઓમાં રહેનારી ઉમ્મરલાયક સ્ત્રીઓ પણ અજ્ઞાનતાની સામે લડત ચલાવીને યુનીવર્સીટી સુધીનું શિક્ષણ લેવા તૈયાર થવા જેટલી સ્ફુર્તી અને ઉત્સાહ બતાવી શકી છે. તે ઉપર સામાજીક કાર્યોમાં સંખ્યાબંધ સ્ત્રીઓ રસ લઇ રહેલી છે પાંચ વાગે ત્યા કારખાના બંધ થાય છે. [શિક્ષણ વર્ગો] થી જુદાજ સ્ત્રીઓ 'સ્ટડી સર્કલ'માં જાય. તે પછી કારખાનાની કમીટીમાં કે અજ્ઞાનતા નિવારક ગ્રુપ [મંડળ] માં કે માતા અને બાળકના સંરક્ષણને લગતી કમીટીઓમાં સ્ત્રીઓ ભાગ લેવા જાય છે. રસોડાનાં કામ પ્રત્યક સ્ત્રીને કપાળે ત્યાં ચોટેલાં નથી. તેને લીધે જ રશીયન સ્ત્રીઓ આ જાતનું જીવન સ્ફુર્તીથી ગાળી શકે છે, અને આગના સમયના બંધનોની જંજીરો સ્વતંત્ર રશીઆની સ્ત્રીઓને ગળે નથી રહી. તેણે જ આ અજબ પરીવર્તન કરી બતાવ્યું છે.

કારખાનામાં કામ કરતી સ્ત્રીઓમાંથી અનેક સ્ત્રી ડીરેકટરો બનાવવામાં આવી છે. અને તે ડીરેકટરો કારખાના ઉપરાંત લોકોના ખાનગી જીવનમાં પણ સરળતા કરવા માટેનો પ્રયત્ન કરે છે. આ રીતે સામાજીક સુધારાના કામમાં પણ સ્વતંત્ર રશીયન સ્ત્રીઓ જાતેજ અનેક રીતે સાધન થઇ પડી છે.

આજ રીતે હીંદુસ્થાનમાં પણ સ્ત્રી સમાજને પુરૂષ વર્ગ ઉત્તેજન આપીને તેના ઉત્થાનમાં સહકારની ભાવનાથી મદદ કરવા તૈયાર થાય તો દેશની સ્વતંત્રતા માટે જે કામ રશીયન સ્ત્રીઓએ કરી બતાવ્યું, જે આપભોગ અને હીંમત દાખવ્યાં તેજ બનાવો ગુજરાતમાં અને હીંદુસ્થાનમાં પણ આપણે જોઇ શકીએ, એમાં કશી જ નવાઇ નથી.

છે. આની છેવટની અસર મુત્રાશય અને બીજા અવયવો ઉપર ઘણી બુરી થાય છે. ઉપરની બાબત ફક્ત તર્કશાસ્ત્રની દૃષ્ટિએ ખરી છે એટલુંજ નહિ, પણ પ્રયોગોદ્વારા તપાસતાં એજ પરિણામ આવે છે. વળી મનુષ્ય જાત ઉપરજ આ અસર થાય છે એવું નથી પણ દરેક પ્રાણી ઉપર પણ તેજ અસર થાય છે. ૭૦૦ ઉંદરોને મર્યાદામાં આવે તેમ ગરમી વત્તી ઓછી કરી શકાય એવા ઓરડામાં રાખી એક પ્રખ્યાત ડાક્ટરે અખતરાઓ કરી ઉપરનુંજ પરિણામ આણ્યું છે. જર્મનીના એક બીજા પ્રખ્યાત ડોક્ટરને ત્યાંના સ્ત્રી પુરૂષના પહેરવેશનો અભ્યાસ કરતાં એમ માલુમ પડી આવ્યું ... છે કે સ્ત્રીના પહેરવેશમાં ... વધુ દાખલ થઇ શકે ... જાતના મત ... કહે છે કે સ્ત્રીઓએ પહેરવેશમાં તેમ ... માટે પહેલવહેલા પહેરવેશ કિરણો એકલા ... કેટલાક એમ પણ કહે છે, પણ ... ની ગરમી ટકાવી રાખવા માટે આવ્યો ... તેમાં ... થયો હોવો જોઇએ. વળી કેટલાક ... કે નગ્નતાથી શરમાઇને પહેરવેશ ... થએલો છે. આ છેલ્લો મત માનવામાં આવતો નથી. કારણ કે હજુ પણ કોઇક કોઇક ગરમ પ્રદેશમાં પહેરવેશ પહેરવામાં આવતો નથી. અને ત્યાં નગ્ન શરીરને ઢાંકવું એ શરમ ભરેલું મનાય છે. હમણાંનો નવો મત એમ કહે છે કે પહેરવેશનો રિવાજ પહેલવહેલો ગરમ પ્રદેશમાં શરૂ થયો. કારણ કે તેથી શરીરને જીવાતના ડંખથી રક્ષણ મળ્યું, અને એજ પહેરવેશના રિવાજનું મુળ કારણ છે એમ તેઓ માને છે.

ગમે તે કારણ હોય, પણ લુગડાં ઉપરથી માણસની કીંમત આ જમાનામાં લોકો આંકતા થયા છે. એકજ વ્યક્તિ હોય, પણ લુગડાં વગરના માણસમાં અને લુગડાં પહેરેલા માણસમાં ઘણો ફેર દેખાઇ આવે છે. ઠીંગણા માણસો પહેરવેશથી ઉંચા થયા હોય એમ ઘણી વખત લાગે છે અને પાતળા માણસો જાડા બન્યા હોય એમ લાગે છે. પરંતુ પહેરવેશ એથી પણ વધારે અગત્યનો ભાગ મનુષ્ય જાતના ઇતિહાસમાં ભજવે છે. શા માટે લોકો ઠંડા હવા ખાવાના સ્થળે જતા હોય છે? ઉનાળામાં પોતાની આજુબાજુનું વાતાવરણ ઠંડુ રાખવા માટે જુના વખતના પંખાથી અત્યારના વિજળીના પંખાની શોધ શા માટે થઇ? જર્મનીમાં દિવસે દિવસે નગ્ન રહીને રોગો નાબુદ કરવાની પધ્ધતિ શા માટે વધતી જાય છે આ બધાની પાછળ ઘણા અનુભવો રહેલા છે. પહેરવેશ ઉપર શરીરની જીવનશકિતનો આધાર રહેલો હોય છે. પોતાના શરીરના વજન ઉપરાંતના પહેરવેશના બોજાને સહન કરવામાં શરીરની કેટલીક શકિત તો વપરાય છેજ. આ શકિતનો વ્યય ભલે દેખીતી રીતેકોઇ ઉપયોગી કામમાં થયો હોય એમ આપણને ન લાગે, પણ તેની કિંમત આપણને ઘણી રીતે ભરવી પડે છે. ન જોઇતા પહેરવેશથી આપણો ... જેવા વણાટમાં વધુ તડકો અને હવા દાખલ થઇ શકે છે. જ્યારે વધારે પડતા વટ વણાટમાં શરીરની ચામડીને તડકા અને હવાના અમુલ્ય લાભથી વેગળુ રાખવામાં આવે છે.

એકદમ સૂર્યનો તડકો લેવા કરતાં પહેરવેશની પસંદગીથી નિરંતર ચામડીને તેનો લાભ આપ્યા કરવો વધુ હિતાવહ છે. દરીએ નહાવામાં ખરો ફાયદો આ કિરણોનોજ છે. દરિયે ફરવામાં લોકો અજાણતાં એમ માને છે કે ત્યાંના પવનની લહેરોમાંજ ચેતનતા ભરેલી છે, પણ ખરી રીતે ... શરીરના ...

છે. "જ્યારે માથું ચડી આવે ત્યારે ગળાનો કોલર ઢીલો કરો" એમ ડોક્ટર રોયલ એસ. કોપલેન્ડની કિંમતી સલાહ છે. પણ અક્કડ કોલરથી એટલુંજ નુકસાન થાય છે એમ નથી, તેથી શરીરને તાજગી આપનારી હવાની આવજા પણ બંધ થઇ જાય છે.

આમ કોલર, ગાર્ટર, લાંબા ગરમ ગંજીફ્રાક અને ન જોઇતા વધારાના પહેરવેશથી ચામડીને સુર્યના તડકાનો અને આરોગ્યદાયક હવાનો અમુલ્ય લાભ મળતો નથી. ઉપરાંત વધારાના પહેરવેશ પાછળ આર્થિક નુકસાની થાય છે તે જુદું. એટલે આવો પોશાક પહેરનાર આર્થિક અને શારીરીક બન્ને રીતે ગુમાવે છે.*

* 'સાયન્ટીફીક અમેરિકન' માંના એક લેખના આધારે.

# વિધવા

## હિન્દુ વિધવા એટલે જગતનું દુઃખીમાં દુઃખી પ્રાણી.

: લેખિકા :
સરોજિની મહેતા બી. એ.

સમાજ એમ આશા રાખે છે કે વિધવાને કોઇ જાતની લાગણી ન હોય, આશા ન હોય, ઇચ્છા ન હોય, ભૂખ ન હોય, થાક ન હોય, ઉંઘ ન હોય. અને સમાજના ગમે તેવા યત્નો છતાં એનામાં એ બધું હોય છે. એનામાં સ્વાભાવિક રીતે ઉદ્‌ભવતી આ સર્વ વૃત્તિઓ, અને સમાજના એ વૃત્તિઓને દાબવાના યત્નો વચ્ચે નિરંતર તુમુલ યુદ્ધ ચાલ્યા કરે છે અને તેમાંથી અનેકવિધ અનિષ્ટ પરિણામો ઉત્પન્ન થાય છે. ઇષ્ટ પરિણામ એક પણ નથી નીપજતું.

વિધવા તરફના આપણા અમાનુષી વર્તનને લીધે જે હાનિકારક પરિસ્થિતિ ઉત્પન્ન થઇ છે તેમાંથી છુટવાનો પુનર્લગ્ન સિવાય એકે માર્ગ નથી જ. વિધવા વિવાહને શાસ્ત્રો સંમતિ આપે છે કે નહિ તે તપાસવા બેસવાની જરૂર હાલના જમાનામાં હોઇ શકે જ નહિ. હજારો વર્ષ ઉપર અમુક બ્રાહ્મણોએ જે આજ્ઞાઓ કરી તે હાલના જમાનાનાં માણસોને બંધનકારક હોઇ શકે એ અશક્ય છે.

વિધવાને લગ્ન કરવાની છુટ આપવી એ દયાની વાત નથી, વિધવાના હક્કની વાત છે **કોઈપણ સ્ત્રી કે પુરૂષે પહેલી વખત કે બીજી વખત લગ્ન કરવું કે ન કરવું એ તેની સ્વેચ્છાનો વિષય છે.** એમાં સમાજ બંધન મૂકી શકે નહિ જ. અલબત્ત, જ્યાં અયોગ્ય લગ્ન થતાં હોય, દાખલા તરીકે વૃદ્ધનું નાની કન્યા સાથેનું લગ્ન, ત્યાં સમાજને તે અટકાવવાનો હક છે. બાકી સાધારણ સંયોગોમાં દરેક સ્ત્રી પુરૂષને લગ્નની બાબતમાં પોતાની ઇચ્છાને અનુસરવાનો હક છે.

વિધવાઓનાં લગ્ન થશે તો ધર્મ રસાતાળ જશે એમ આપણા સમાજના ભટ્ટ-ભદ્દરો ભડકાવે છે. પરંતુ હિંદુ ધર્મ જો એમ કહેતો હોય કે નાની ઢીંગલી જેવી બાળકીઓને પરણાવી દો અને પછી વિધવા થાય ત્યારે એમને ઋષિ-મુનીઓને પણ દુર્લભ એવો સંયમ પળાવો, અને સંયમ ન પાળી શકે તો છુપાં પાપો કરાવી અનેક નિર્દોષ બાળકોનાં ખુન કરાવો, તો એ ધર્મ ભલે રસાતાળ જાય. એવા ધર્મ વિના દુનિયા વધારે સારી બનશે. એકજ અઠવાડીયામાં તરત જન્મેલાં ત્રણ ત્રણ બાળકોની લાશો શહેરમાંથી મળી આવે, છતાં જેમની આંખ ન ઉઘડે એવા માણસો ધર્મધુરંધરો અને દેશહિતેચ્છુ થઇને ફરે એનાથી વધારે મોટો દંભ કયો?

કેટલેક ઠેકાણેથી એમ કહેવાય છે કે વિધવાઓને લગ્નની મનાઇ કરવામાં અન્યાય લાગતો હોય તો વિધુરનાં લગ્ન અટકાવો,

પણ વિધવાને ફરી પરણવાનું શા માટે કહો છો ? પણ, પુરુષો ફરી પરણતા અટકે તેથી વિધવાની સ્થિતિ શી રીતે સુધરે ? વિધવાને દેખીતો અન્યાય ન થાય એટલું જ પણ એના પ્રત્યે બતાવાતો અનહદ તિરસ્કાર એને વેઠવા પડતાં અસહ્ય દુઃખો, ભૂખમરો એ બધું શી રીતે જાય ?

વિધવાઓનાં દુઃખ ટાળવા માટે આશ્રમો સ્થાપી એમને ધાર્મિક શિક્ષણ આપવાનું અને વૈરાગ્ય પળાવવાનું પણ કહેવામાં આવે છે. આપણા દેશમાં એવા અખતરા થયા પણ છે; પણ તે કોઇ ઠેકાણે સફળ થયા નથી. વળી વિધવાઓને જોરજુલમથી વૈરાગ્ય પળાવવાનો સમાજને કાંઇજ અધિકાર નથી. અને જોરજુલમથી ઉત્પન્ન કરાવેલો વૈરાગ્ય ક્યાં સુધી ટકે ?

કેટલીક જ્ઞાતિના યુવકોએ વિધવા વિવાહની ચળવળ ઉપાડી લીધી છે એ બહુ શુભ ચિહ્ન છે. એ યુવકોને મારી વિનંતિ છે કે સભાઓ, ભાષણો અને પત્રિકાદ્વારા લોકમત જાગ્રત કરો અને કેળવો, અને તે પછી વિધવાઓના લગ્ન કરાવવાનું શરૂ કરો. પોતાના સંબંધીઓમાં જે વિધવાઓ હોય તેમનાથી જ શરૂઆત કરવાનો પ્રયત્ન કરવો જોઇએ, વળી યુવકોએ પોતે પણ હમણાં થોડાં વર્ષ સુધી લગ્નમાં કન્યા કરતાં વિધવાને પસંદગી આપવી જોઇએ. આથી વિધવા વિવાહ તરફની સૂગ જતી રહેશે. જુદી જુદી જ્ઞાતિના યુવકો આવી ચળવળ ઉપાડી લેશે તો દેશની લાખો નિરાધાર, કચરાતી, રીબાતી વિધવાઓના આશીર્વાદ મેળવશે અને હિંદુસ્તાનનું એક મોટું કલંક ધોવાશે.

# અખીલ ભારત સ્ત્રી પરિષદ

**અખીલ** ભારત મહિલા પરિષદથી થનારા લાભ, અને હજુ સ્ત્રીઓને વધારે જાગૃત કરવા માટે શું કરવું જોઈએ: એની સમભાવી દૃષ્ટિએ સમાલોચના

: લેખક :

શ્રી મધુબ્હેન લેરવાળા

છેલ્લાં ચાર વરસથી જુદે જુદે સ્થળે અખીલ ભારત સ્ત્રી શીક્ષણ પરિષદ ભરાય છે. પહેલાં બે વરસમાં ફક્ત શીક્ષણને લગતાજ પ્રશ્નો ચર્ચાયા હતા પણ શીક્ષણના પ્રચાર સાથે સામાજીક સુધારા પણ થવા જોઈએ એમ બેનોને લાગવાથી સ્ત્રીઓને થતા સામાજીક અન્યાયો દુર કરવાની ચળવળ પણ તે પરીષદદ્વારા બે વરસથી થવા લાગી છે. આશા છે કે દુનીઆની સ્ત્રીઓની રાજકીય પ્રવૃત્તિ ધ્યાનમાં લઈ આ પરીષદ હવેથી રાજદ્વારી પ્રશ્નો ઉકેલવાનું કામ પણ હાથમાં લેશે.

મુંબઈની પરીષદ દરમ્યાન પાંચ દીવસ સુધી દરેક ઠેકાણે સ્ત્રીઓમા ઉત્સાહના પુર આવ્યાં હોય એવોજ ભાસ થતો હતો. આ એક સ્ત્રીઓની ઉન્નતીનું શુભ ચીન્હ છે, અને સ્ત્રીઓમાં જાગૃતિ લાવવાનું એક અતિ ઉત્તમ સાધન છે. કેટલાકોનું એવું માનવું છે કે આવી પરીષદોમાં કંગાલ સ્ત્રીઓનું દારીદ્ર્ય ટાળવાના વિષયો ચર્ચાતા નથી એટલે સ્ત્રીઓના મોટા ભાગને આનાથી કંઈ ફાયદો થવાનો નથી, જ્યાં સુધી સમાજની વ્યવસ્થામાં ફેરફાર નથી થયો ત્યાં સુધી આ વાત અનવાર્યજ; પણ તેથી કાંઈ ત્યાં સુધી ક્રાંતિ થતાં સુધી મધ્યમ વર્ગને થતા અન્યાયો દુર કરવાના પ્રયત્નો ન કરવા એ કઈ જાતની શીસસુરી? શરૂઆતમાં ભલે થોડાનેજ લાભ થાય, પણ એ થોડી સ્ત્રીઓને હક્કો મળતાંજ પોતાની બીજી બહેનોને પોતાના જેવાજ હક્કો મેળવવાની સ્થિતિ પર લાવવા માટે તેઓ જરૂર પ્રયાસ કરશે. જેમ જેમ સ્ત્રીઓને વધુ તક આપવામાં આવશે તેમ તેમ તેમનામાં વધુ જાગૃતિ આવશે અને ગરીબ વર્ગનું દૃષ્ટિબિંદુ રજુ કરવાવાળી અનેક કમળાદેવીઓ નીકળશે. આ નવયુગના જમાનામાં સમાનતાની લાગણી એટલી બધી વધતી જાય છે કે મધ્યમ વર્ગ ગરીબ વર્ગને કચડાતો સુસ્તો નહિં જ જોઈ શકે.

## મધ્યમ વર્ગની જાગૃતિ

આ પરીષદના કાર્યવાહકો અને પ્રતિનીધીઓનો ખાસ કાર્યક્રમ સંસ્થાઓ જોવી અને ગરીબ વર્ગની ચાલીઓની મુલાકાત લેવી એ હતો. કેટલાકો આ કાર્યક્રમ પર ટીકા કરતા એમ કહે છે કે ગરીબ વર્ગની મુલાકાતે જવામાં આ લોકોનો ઉદ્દેશ કેવળ ખોટી સહાનુભૂતિ દર્શાવવાનો જ હતો; એ વાત સાચી છે કે મુડીવાદીઓને મજુર વર્ગની લેશ માત્ર પણ પરવા નથી અને તેથી ચાલીઓ જોવા જનાર દંભી ગણાય; પણ પ્રતિનીધીઓનાં ઘણાં ખરાં મધ્યમ

વર્ગનાં હતાં, તેનું શું ? મધ્યમ વર્ગની આર્થીક સ્થિતિ તો નબળી જ હોય છે તેથી પોતાના કરતાં વધુ મુસ્કેલીઓમાંથી પસાર થનાર પ્રત્યે તેમને સહાનુભુતી થાય અને તેમને એ સ્થિતિમાંથી મુક્ત કરવાનું વલણ થયા વગર રહેજ નહી. અત્યાર સુધી મધ્યમ વર્ગની સ્ત્રીઓ પોતાનો લાભ શામાં સમાયો છે તે સમજતી નહતી તો ગરીબ વર્ગના હડદાતું તો તેમને ક્યાંથીજ ભાન હોય ? પણ હવે સ્ત્રીઓમાં જાગૃતી આવી છે એટલુંજ નહિ પણ સંગીન કામ કરવાની પ્રેરણા પણ જાગી છે એટલે દીશાસુચન તો જોઇએજ. એ દીશાસુચન પરીષદે, દરેક જાતની પ્રવૃત્તિની સંસ્થાઓના મુલાકાત દ્વારા કર્યું. જેને મજુર વર્ગના ઉદ્ધાર માટે કામ કરવું હોય તેને ચાલીઓમાં જઇ તેમની સ્થિતિ જોયા વગર તેમની કંગાલીઅતનો ખ્યાલ કેમ આવે ? તેમની ખરી મુસ્કેલીઓનો ખ્યાલ કોનફરન્સમાં, ચોપડીઓમાંથી મેળવેલા જ્ઞાનનું પ્રદર્શન કરવાથી નથી આવતો, પણ તેમની વચ્ચે વારંવાર જઇને તેમની જરૂરીઆતો જાણવાથી આવે છે એટલે આવી મુલાકાતોથી નુકશાન નહિ પણ લાભજ થવાનો; એટલું ખરૂં કે વરસમાં એકાદ વખત ચાલીઓમાં જવાથી ગરીબોની ભીડ નહિ ભાંગી શકાય, પણ આ કોનફરંસે જે સામાજીક સમીતીઓ નીમી છે અને તે સમીતીઓને મજુર વર્ગની સ્ત્રીઓ અને છોકરાઓની ફરીઆદો વિષે તપાસ કરી આ બાબત માટે ખાસ નીમાએલી સમીતીને રીપોર્ટ કરવાને જણાવ્યું છે એજ પુરવાર કરે છે કે, પરીષદ એ દીશામાં કામ કરવા તત્પર છે. જે સ્ત્રીઓ ચાલીઓની મુલાકાતે ગઇ હતી તે મજુરોના હીતને લગતા કાયદા કરાવવામાં શી રીતે સહાય થશે એવી શંકા રાખવાનું તદન અસ્થાને છે. એ વર્ગની સ્થિતિનો બરાબર અભ્યાસ કરી પ્રચાર દ્વારા એ સ્ત્રીઓ મજુરવર્ગના હીતના કાયદાઓ ઘડવામાં સહાય નહિ કરે એમ કેમ માની શકાય ? સારડા એક્ટ માટે ચળવળ કરી જેમ સ્ત્રીઓ ફતેહમંદ થઇ તેમ આ બાબતમાં પણ જરૂર બનશે. સ્ત્રીઓને જો તક મળશે તો ધારાસભાઓમાં જઇ, કામદાર સ્ત્રીઓને ખાણમાં કામ કરતાં અટકાવનારો કાયદો; મેટરનીટી બેનીફીટ અને એવી જાતના બીજા કાયદાઓ ઘડવાની ઝુંબેશ ઉપાડી લેશે. અત્યાર સુધી સ્ત્રીઓએ ધારાસભામાં જનારા પુરૂષોને એવા કાયદા ઘડવા બાબત ન સમજાવ્યા તેનું કારણ ફક્ત એટલુંજ કે સ્ત્રીઓ આ બાબતમાં તદન અજાન હતી.

આ પરીષદે ઘણું સરસ કામ કર્યું છે છતાં જે એક ભુલ કરી છે તેનો ઉલ્લેખ કર્યા વગર ન ચાલે. આ પરીષદ ખુલ્લી મુકવાની ક્રીયા લેડી સાઇકસના હાથે કરવામાં આવી હતી. આ પ્રજાયુગના જમાનામાં અધિકારીના પત્નિને હાથે આવી ક્રિયા કરાવવાની શી જરૂર ? હવે તો વખત એવો આવ્યો છે કે ગવરનરો શહેરોની મુલાકાતે જાય છે ત્યાં પણ તેમને સ્વાગત આપવાની લોકો વિરૂધ્ધ છે, ત્યારે ગવરનરની પત્નિને આવા કાર્ય માટે બોલાવીને તેના હોદ્દાને માન આપી શા માટે ગુલામી વૃત્તી કેળવવી જોઇએ ? જો અધિકારીઓની પત્નિઓને અને રજવાડી સ્ત્રીઓને સાધારણ વ્યક્તિ તરીકે આવી પરીષદમાં ભાગ લેવો હોય તો કોઇને વાંધો ન હોઇ શકે, પણ હોદ્દેદાર જાણી તેમને પરીષદ ખુલ્લી મુકવાનું કામ સોંપવામાં આવે તે મનોદશા સામે જરૂર વિરોધ થવો જ જોઇએ. જે બહેનોએ આ કારણને લઇને તે પરીષદમાં હાજરી આપી ન હતી તેમજ જે ત્યાં ગયા

બાદ વિરોધ દર્શાવવા બહાર નીકળી ગયાં હતાં તેમને પરમેશ્વર ધન્યવાદ ધરે છે. એવી સ્વતંત્ર વિચારની સ્ત્રીઓની જ હીંદને જરૂર છે. જે બ્હેનોએ લેડી સાઇક્સને આમંત્રણ આપ્યું હતું તેમને હું એટલું જ પુછું છું કે જો લેડી સાઇક્સને હીંદી સ્ત્રીઓની ઉન્નતીની દાઝ છે તો શા માટે તેમણે પરીષદમાં ભાગ લઇ સ્ત્રીઓને લગતા સવાલોમાં ચર્ચા ન કરી? મોટાઓ પાસે એ આશા રાખવી નીરર્થક છે. ખુશાલીની વાત એ છે કે કમળાદેવી ચટ્ટોપાધ્યાયના સતત પ્રયત્નથી કમીટીએ આ ભુલ સુધારી છે અને હવે પછી કોઇપણ અધિકારીની પત્નીને પરીષદ ખુલ્લી મુકવા માટે નહીં બોલાવવામાં આવે એવો નિયમ સ્વીકારવામાં આવ્યો છે.

આ પરીષદે સ્ત્રીઓના હીતના ઠરાવો પસાર કરી ઘણું સંગીન કાર્ય કર્યું છે, અને જે પ્રાંતીક સમીતીઓ નીમાઇ છે તે જો ગામડે ગામડે જઇ પરીષદનો સંદેશ સંભળાવે અને સ્ત્રીઓનો મત કેળવે તો જરૂર સ્ત્રીઓની મુક્તી વ્હેલી થાય. ગામડાની સ્ત્રીઓને તો ભાન પણ નહિ હોય કે તેઓ પરતંત્ર છે, તેઓ સમાજની રૂઢીથી જકડાએલી છે, અને કાયદાઓ પણ તેમની વિરૂધ્ધના છે અને તેઓના ઉધ્ધારનો માર્ગ તેમણે પોતેજ શોધી લેવાનો છે. એકવાર જો તેમને આ બધું બરાબર સમજાવવામાં આવે તો તેઓ પોતેજ એ દીશામાં કામ ઉપાડી લે અને કાર્યકર્તાઓ બહુ ઓછા છે એ ફરીઆદ ટળી રહે. શહેર કરતાં ગામડાની સ્ત્રીઓ વધારે મક્કમ, સરળ અને નીઃસ્વાર્થી હોય છે એટલે બહુ ઉપયોગી થઇ પડશે. સ્ત્રીઓને વારસા હક્ક વિગેરે કાયદા પસાર કરાવવા છે ખરા પણ જ્યાંસુધી રાજકીય સત્તા આપણા હાથમાં નથી ત્યાંસુધી આવા કાયદા પસાર કરવામાં વરસો વિતી જશે. જો આપણો દેશ સ્વતંત્ર હોય તો કોઇ પણ જાતની મુશ્કેલી આપણને ન નડે એ સહુએ ધ્યાનમાં રાખવું જોઇએ. જ્યાં સુધી રાજકીય સત્તા આપણે સંપાદન કરી નથી ત્યાં સુધી સામાજીક સુધારા કરવાનો પ્રયત્ન ન કરવો એ દલીલ જેટલી ખોટી છે તેટલીજ રાજકીય બાબતો તરફ બેદરકારી સેવવી એ પણ નુકશાનકારક છે. જો દેશ પરતંત્ર હોય અને આપણે આપણી બધી શક્તિનો વ્યય સામાજીક બાબતો માટેજ કરીએ તો આવી પરીષદોનો કંઇ અર્થ નથી. પરદેશીઓની ગુલામગીરી કરતાં પોતાના સમાજની ગુલામી થોડો વખત કરવી પડે તો ભલે પણ આપણી બાબતોમાં પરદેશી રાજ્યની ડખલગીરી એક ક્ષણ પણ સહન ન થઇ શકે. એક વખત શત્રુને કાઢી પછી અંદર અંદરના ભેદ ભાવોનો નીર્ણય કરતાં બહુ વાર નહિ લાગે. સામાન્ય વિરોધીને મ્હાત કરવામાં પુરૂષોને સાથ આપવાનો વિચાર નહિ કરીએ તો આવી હજારો પરીષદો ભરાવા છતાં આપણે જ્યાંને ત્યાંજ રહેવાનાં. કદાચ વિનીત સ્ત્રીઓને રાજદ્વારી બાબતોમાં ભાગ લેવો ન ગમે તો ભલે તેઓ એ પ્રશ્નો ચર્ચાતી વખતે ઘેર બેસે પણ તેમને લીધે બીજી સ્ત્રીઓ પોતાના દેશ પ્રત્યે કર્તવ્યહીન નજ રહી શકે. વખત એવો આવ્યો છે કે સ્ત્રીઓ નહિ ઇચ્છે તોએ ઘરમાંથી બહાર નીકળી રાષ્ટ્રીય ચળવળમાં ભાગ લીધાવગર નહિ ચાલે. આ પરીષદને અંગે મોટો ફાયદો એ થયો છે કે સ્ત્રીઓ સ્વતંત્ર વિચાર સેવતાં શીખી છે. થોડાજ વખત પહેલાં સ્ત્રીઓ એટલી બધી શરમાળ અને બીકણ હતી કે જાહેર સભાઓમાં જતાં પણ અચકાતી હતી. પણ હવે એટલી હીંમત

આવી છે કે હાંમે હામેથી સ્ત્રીઓ આવે છે અને છુટથી હરેફરે છે. પુરૂષના રક્ષણ વગર સ્ત્રી ડગલું પણ ન ભરી શકે એ માન્યતા દુર થઇ છે. આ પરીષદ વખતે બધાં છુટથી હળી મળી શકે છે અને વિચારોની આપ લે કરી શકે છે., સ્ત્રીઓને આવી પરીષદોથી ઘણું શીખવાનું મળે છે એટલુંજ નહિ પણ તેમનું દષ્ટિ કોણ પણ વિશાળ થાય છે. ઘર એજ સ્ત્રીઓનું કાર્ય-ક્ષેત્ર છે એ ભાવના આ પરીષદથી નષ્ટ થાય છે સામાજીક અને આર્થીક પ્રશ્નોની ગુંચો ઉકેલ્યા વગર સ્ત્રી જાતીનો ઉદ્ધાર નથી એવી છાપ સ્ત્રીઓ પર આ પરીષદ પાડે છે. સ્ત્રીઓએ આટલેથી બેસી ન રહેતાં સ્વતંત્રતા અને રાષ્ટ્રીય ભાવનાનો ફેલાવો કરવા ગામે ગામમાં સ્ત્રી મંડળો ખોલીને તે દ્વારા શીક્ષણ અને પ્રચારનું કામ આરંભી દેવું જોઇએ.

"આપણા દેશમાં વિધવાઓની જે ઓશીઆળી જીંદગી હોય છે તેમાં મોટામાં મોટું કારણ તેઓને વારસા હક કાંઇજ હોતો નથી તે છે."

લેડી વિદ્યાબ્હેન નીલકંઠ

"સ્ત્રીઓને લગતા સર્વ કાયદાઓમા એક અંતર્સૂત્ર રહેલી વાત જોવામાં આવે છે કે સ્ત્રી માત્ર પોતાની જાતિને લીધે ઉતરતી કોટીનું મનુષ્ય છે."

લેડી વિદ્યાબ્હેન નીલકંઠ.

# નોંધ.

## આપખુદ અરસુખત્યારીનો કોરો ચેક

રાષ્ટ્રીય મહાસભાની કાર્યવાહક સમિતિએ ફેબ્રુઆરીની ૧૫ મી તારીખે ગાંધીજીના સત્યાગ્રહાશ્રમમાં નીચેનો ઠરાવ પસાર કર્યો છેઃ

"કાર્યવાહક સમિતિ એવો મત દર્શાવે છે કે પૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના કાર્યમાં જેઓ સિધ્ધાન્તની દૃષ્ટિએ અહિંસામાં માનતા હોય તેઓ જ સવિનય કાયદાભંગની શરૂઆત કરે. મહાસભાના ઝંડા નીચે અહિંસાને સિધ્ધાન્ત તરીકે માનનારાં સ્ત્રી પુરૂષો જ ન હોવાથી, પરંતુ દેશના ચાલુ સંજોગોમાં અહિંસાને નીતિ તરીકે સ્વીકારવાનો મત ધરનારાં સ્ત્રી-પુરૂષો પણ મહાસભાનાં સભ્ય હોવાથી, કાર્યવાહક સમિતિ મહાત્મા ગાંધીજીનો પ્રસ્તાવ વધાવી લ્યે છે ને તેમને તથા તેમના સાથીઓ-કે જેઓ ઉપર જણાવ્યા પ્રમાણે સિદ્ધાન્તની દૃષ્ટિએ અહિંસાનો સ્વીકાર કરીને તેમને સાથ આપે છે-તેમને તેમની ઇચ્છા મુજબ, તેઓ ચાહે તે પદ્ધતિએ ને તેઓ મુકરર કરે એટલી મર્યાદા સુધી સવિનય કાયદાભંગની લડતના મોરચા માંડવાનો અધિકાર આપે છે.

"કાર્યવાહક સમિતિ ઇતબાર રાખે છે કે લડત બરાબર મંડાય ત્યારે તમામ મહાસભાવાદીઓ ને બીજા લોકો આ સત્યાગ્રહી યોદ્ધાઓને દરેક રીતે સંપૂર્ણ સાથ આપશે, ને ચાહે તેટલી છેડણી કે ઉશ્કેરાટનું કારણ મળવા છતાં સંપૂર્ણપણે અહિંસાનું પાલન કરશે.

"કાર્યવાહક સમિતિ એવી પણ આશા રાખે છે કે જ્યારે અખિલ હિન્દી પ્રજાનો જનસમુહ આ લડતમાં ઉતરી પડે ત્યારે વકીલો ને વિદ્યાર્થીઓ-જેઓ સરકારને મરજીયાત સાથ આપે છે ને સરકારના કહેવાતા કાયદાઓનો લાભ ઉઠાવે છે-તેઓ પોતાનો સહકાર પાછો ખેંચી લેશે ને એ કાયદાઓ જતા કરશે. અને આઝાદીની આ અંતિમ લડતમાં પોતાનો હિસ્સો પૂરશે.

"કાર્યવાહક સમિતિને એવો પણ વિશ્વાસ છે કે જો લડતના આગેવાનોને સરકાર પકડી જાય કે ને બંદીવાન બનાવે તો જે લોકો પાછળ રહે ને જેમના દિલમાં સેવા ને બલિદાનની ભાવના જાગી હોય તેઓ મહાસભાનું સંગઠન આગળ ધપાવશે ને પોતપોતાની શકિત મુજબ આ લડતને ચલાવ્યે જશે."

આ ઠરાવ બતાવે છે કે સાબરમતીના સંત પોતાની મુત્સદ્દીગીરીમાં ફાવી ગયા છે, અને મહાસભાના નામે કાર્યવાહક સમિતિના 'મહાત્માજીના ચેળા' એ, પોતાના ગુરૂજીને ચરણે રાષ્ટ્રની સ્વતંત્રતા હોમી દેવાની ગુલામી મનોદશાનો અચૂક પુરાવો આપ્યો છે. ગાંધીજીની તો આમાં દેખીતી છત જ છે. એમનું ચરખા મંડળ તો મહાસભાથી 'સંપૂર્ણ' સ્વતંત્ર છે. અને રાજદ્વારી લડતનાં તમામ સૂત્રો ગાંધીજીએ લાહોરમાં હાથમાં લેવાનો જે નિષ્ફલ પ્રયાસ કર્યો હતો, તે પ્રયાસમાં પણ હવે તો પોતાના અંધશ્રધ્ધાળુ ભકત મંડળ આગળ તે ફાવી ગયા છે; પરંતુ એથી સમસ્ત રાષ્ટ્રનું ભયંકર અપમાન કરવામાં આવ્યું છે એ વાત વીસરવા જેવી નથી. 'પૂર્ણ સ્વરાજ્ય' અથવા સંપૂર્ણ સ્વતંત્રતા લેવા માટે મહાસભાએ ઠરાવ કર્યો છે, પરંતુ એ મહાસભાની કાર્યવાહક

સમિતિએ પુરા દ્રેષ મહિનામાંજ સંપૂર્ણ આપખુદી બતાવી, 'મહાત્માજીના સંઘ' સિવાયનાઓને રાષ્ટ્રીય સ્વતંત્રતાના જંગમાંથી બાતલ કરી નાખ્યા છે. જે માટે રાષ્ટ્રના બુદ્ધિમાન વર્ગે તેમજ યુવકોએ વાજબી વિરોધ ઉઠાવવાની જરૂર છેજ.

ગાંધીજીએ તો કાર્યવાહક સમિતિ મળે તેની પહેલાં પોતાની આપખુદીથી દેશને નામે રમતના પાંસા ફેંક્વા શરૂ કરીજ દીધા છે, છતાં તેમના ભક્તો તેમાંયે આપુજીની 'લીલા' જોઇ જોઇને રાચે છે! એમનો એ ધર્મ છે; પરંતુ રાષ્ટ્રીય મહાસભાને માનનારા બધાજ હિંદીઓ આવી રીતે મુંગાં ઢોરોની માફક ગાંધીજીની લાકડીએ હંકાવા તૈયાર બને તે મુસ્કેલ છે.

મહાસભાની કાર્યવાહક સમિતિએ તેમજ લાહોર મહાસભાના નૌજવાન પ્રમુખ જવાહરલાલે જો ગાંધીજીને આમ કોરો ચેક જ ફાડી આપવાનો હતો તો પછી મહાસભા ભરવાનો અને ગરીબ હિંદના દેશજનોને લાહોર સુધી જવા આવવાનો ખર્ચ કરાવવાનો દેખાવ કરવાની શું જરૂર હતી? ગાંધીજીનો જે કાર્યક્રમ ૧૯૧૯-૨૧ માં નિષ્ફળ નીવડ્યો હતો તે જ કાર્યક્રમ ચલાવે રાખવાનું મતું તેમણે મારી આપવું હતું!

કાર્યવાહક સમિતિએ ગાંધીજીને આમ એકહથ્થુ સત્તા આપવામાં ગંભીર ગોથું ખાધું છે. એટલું જ નહિં પણ નજીકના ભૂતકાળ પાસેથી મળેલા અનુભવની ગંભીર અવગણના કરી છે, તેથી અખીલ ભારત મહાસભા સમિતિએ તેની સામે પોકાર ઉઠાવવાની જરૂર છેજ. પરંતુ એ સમિતિ પણ જો 'મહાત્માજીના સંઘ'ની આગળ ફાવી ન શકે તો પછી, સાબરમતીના સંતના ટોળાની આપખુદ યુક્તિઓની સામે દેશ ભરમાં વિરોધ ઉઠાવવાની જરૂર ઉભી થાયછે.

અમે જાણીએ છીએ કે કેટલાક આળી લાગણીવાળા માણસોને મહાત્માજીના આદેશની સામે ચુંકાર પણ કરવામાં ભયંકર ગુન્હો જણાય છે, પરંતુ એવી મનોદશા સિવનાગઓમાંતો ભાગ્યેજ એક ટકો મહાત્માજીને માન આપવા તૈયાર હોય છે. છતાં રાષ્ટ્રના હિતાહિતના પ્રશ્નમાં વ્યક્તિવાદની મોટાઇ એ જરૂર નુકશાન કારક છે, એટલે સંપૂર્ણ સ્વતંત્રતા ઘેર કરવા નીકળેલા હિંદવાસીઓએ એવી વ્યક્તિવાદની અંધશ્રધ્ધામાંથી સવેળા છુટી જઇને, પ્રત્યેક પ્રશ્નને તેની યોગ્ય કસોટીથી કસી લેવો જોઇએ છે. તે દ્રષ્ટિએ મહાસભાની કાર્યવાહક સમિતિનો ઠરાવ, આખા દેશને 'મહાત્માજીના ટોળા'ની રમત મુંગે મુંગે જોવાની અને તેમાં નિષ્ફળતા મળે તો નશીબને દોષ દઇને બેસી રહેવાની સલાહ આપે છે! કેમકે મહાસભાની પાંસે ખાદી કે ચરખા સિવાય બીજો રચનાત્મક કાર્યક્રમ છેજ નહિં. એ કાર્યક્રમ અશાસ્ત્રીય છે, એટલુંજ નહિં પણ દેશની શક્તિને ઉંધે માર્ગે વાળી દઇ પરિણામે દેશની સ્વતંત્રતાને દૂરને દૂર ધકેલનાર છે. તો શું જેઓ રાષ્ટ્રીય મહાસભાની પ્રતિષ્ઠાને પ્રિય માને છે, છતાં તેથી પણ વધુ પ્રિય પોતાના રાષ્ટ્રની સ્વતંત્રતાને માને છે, તેઓ મહાસભાને નામે રમાતી આવી આપખુદીની યુક્તિઓને મુંગે મોઢે જોયાં કરશે?

ધારો કે કાર્યવાહક સમિતિના આદેશ પ્રમાણે વકીલો અને વિદ્યાર્થીઓ બહાર પડે, છતાં ગાંધીજીના અહિંસાની શ્રધ્ધાના અતિરેકના પુરમાં તણાવાને યોગ્ય તેઓ ન નીવડે, તો પછી તેમણે બેઠાં બેઠાં શહેરની શેરીઓમાં શું ગીલ્લી દંડા

રમવા ? તેજ પ્રમાણે હાલના એ દેશ નેતાઓની ધરપકડ થાય, તેમને જેલોમાં ગોંધવામાં આવે, તે વખતે બહાર રહેલા હિંદીઓ 'મહાત્માજીના ટોળા' જેવા અંધશ્રધ્ધાળુ ન હોય એટલે તેમનાથી તો એ લડતમાં ઝંપલાવાય નહિં, એટલે આપોઆપ સંપૂર્ણ સ્વતંત્રતાની લડત ભાંગી જ પડે એમ જ થયું ને ? આ વાત ન સમજે એવી નોકરશાહી ભોળી છે ? થોડા જ વખતમાં સવિનય ભંગ, કરવા તૈયાર થયેલા ટોળાને પકડીને તે જેલમાં ધકેલી દે, તે પછી સરદાર વિનાના મહાસભાવાદીઓએ શું કરવું ? આ બધા પ્રશ્નોનો વિચાર કરતાં ગાંધીજીને આપખુદ સરમુખત્યારીનો કોરો ચેક ફાડી આપવાને બદલે, મહાસભામાંના પ્રત્યેક મુખ્ય પક્ષના નેતાઓની એક 'સંગ્રામ સમિતિ' નીમી તેને સત્તા આપવાની જરૂર હતી. તેમ નહિં કરવામાં મહાસભાની કાર્યવાહક સમિતિએ દેશને દગો દીધો છે.

...

## કામદારપક્ષની ખોટી આશા :

લંડનના 'ફોરેન એફેર્સ'ના તંત્રીએ થોડાક વખત પહેલાં લખ્યું હતું : "જો સુએઝની નહેરને ઘેરી લેવામાં આવે, અથવા હિંદુસ્થાન તેમજ ઑસ્ટ્રેલીઆ સાથેના બ્રિટિશ વ્યાપારને અશક્ય બનાવી મુકવામાં આવે, તો મેન્ચેસ્ટર અથવા લીવરપુલની ચોક્કસ શેરીઓમાં બાળકો મરણને શરણ જ થાય." બ્રિટિશ શાહીવાદ અને મૂડીવાદનો મૂખ્ય પ્રશ્નજ એ છે કે બ્રિટનના વ્યાપાર ઉદ્યોગને કેમ ટકાવી રાખી શકાય ? કેમકે તેની ઉપર બ્રિટિશ પ્રજાના મોટા ભાગના જીવન-મરણનો આધાર છે. એ તંત્રીએ ઉપર જણાવેલા જ લેખમાં લખ્યું છે : "હિંદી ખેડુતોનો જો કાચા માલ ઉપર સંપૂર્ણ કાબુ હોય તો સારા યે જગતને કાચો માલ મેળવવો મુશ્કેલ થઇ પડે." આથી હિંદીઓને આત્મનિર્ણયનો હક્ક કે સંપૂર્ણ સ્વતંત્રતા મળે તે બ્રિટિશ પ્રજાનો કોઇ પણ પક્ષ ઇચ્છે નહિં. આમ છતાં જેઓ કામદારવર્ગ ઉપર વિશ્વાસ રાખે છે, અને બીજાઓને વિશ્વાસ રાખવાની ભલામણો કરે છે, તેઓ રાજકારણની આંટીઘુંટીઓને જ બરાબર સમજી શકતા નથી એમ કહેવું જોઇએ. પહેલાં તો બ્રિટનનો એક પણ પક્ષ પરરાષ્ટ્રીય રાજ્યનિતીના સંબંધમાં મતભેદ ધરાવતો નથી. હિંદ પણ બ્રિટિશ રાજ્યદ્વારીઓને લાગે વળગે છે ત્યાં સુધી એજ કક્ષામાં સમાઇ જાય છે. એમ છતાં જે વખતે કામદારપક્ષ સત્તામાં નહિં પણ સરકારનો વિરોધીપક્ષ હતો, તે વખતે ઉચ્ચારવામાં આવેલાં તેમનાં બીનજવાબદાર વચનો ઉપર કેટલાક વેદનાં સૂત્રો જેટલો વિશ્વાસ મૂકે છે. અને જે વખતે ઉદ્દામ વિચારના હિંદી રાજ્યદ્વારીઓ કામદાર પક્ષમાં વિશ્વાસ ધરાવતા હતા, ત્યારે એ કામદારપક્ષને [ તે નજીકના ભવિષ્યમાં સત્તા પર આવશે નહિં એમ માનીને ] વખોડી, મવાળ મંડળોનાં ગીતડાં ગાનારાં, આપણા દેશના મવાળો જ હવે તો કામદારપક્ષ હિંદને બધું આપી દેશે એવા મિથ્યા ભ્રમ સેવી રહ્યા છે. પરંતુ એક તો પાર્લામેન્ટમાં કામદારપક્ષ લઘુમતીમાં છે, નિરંતર તેને મસ્તકે મવાળોની ધમકીની ખુલ્લી કટાર લટકી રહેલી છે, એટલે કામદારપક્ષ પોતાની ઇચ્છા હોય [ જો કે તેમ નથી જ ] તો પણ હિંદનું કલ્યાણ કરી શકે તેમ નથી, અને હિંદને આધારે બ્રિટનના ઉદ્યોગ વ્યાપારને જે પોષણ અને ટેકો મળે છે, તેમજ હિંદ બ્રિટનનું તાબેદાર હોવાથી પોતાને અનુકૂળ હુંડિયામણ તેમજ વેપાર

ધંધાની સગવડોની યોજનાઓથી બ્રિટનને કરોડોનો નફો કરી શકાય છે, તે તેનો કામદારપક્ષ શાહીવાદનો વિરોધ કરે, તો એક ઘડીના છઠ્ઠા ભાગમાં તેને વિરોધીપક્ષો ઉઠાવી મુકે ને બ્રિટિશ મતદારો પણ તેમને મત આપે નહિં. પરંતુ સમાજવાદી કામદારોના ઉદ્દામ વિભાગના જે લોકો, કેટલાક વખત પહેલાં શાહી અને મૂડીવાદી બ્રિટિશો હિંદનું આર્થિક દૃષ્ટિએ શોષણ કરી રહ્યા છે, તેમાંથી હિંદને છોડાવવાની વાતો કરતા હતા, તેઓ પોતાનો પક્ષ સત્તામાં આવવાથી જવાબદારીભર્યા વ્યવહારૂ રાજકારણમાં લપસી જઈને, કચડાતી પ્રજાઓને સ્વતંત્રતાનાં હક આપવાની વાતોને વીસરી જઈ, તેમની આગળના 'કોન્ઝરવેટીવ' તેમ જ 'મોડરેટ' પક્ષના રાજપુરુષોએ દોરી રાખેલી જ મર્યાદામાં રહીને એકજ ઢાળકીમાં ઢાળેલા વર્તુળમાં જ ફરવા લાગ્યા છે. એટલે કરતાં કામદારપક્ષ પરતંત્ર પ્રજાઓને કચડી નાખવામાં, લડાઈઓ જાહેર કરવામાં, હુમલાઓ લઈ જવામાં યુદ્ધસામગ્રીઓ વધારવામાં અને તેનો બચાવ કરવામાં શાહીવાદીઓ અને મુડીવાદીઓ કરતાં પણ વધારે આગળ જાય છે. તેઓ આથી સત્તા પર આવતાં બળીઆના બે ભાગમાં જ માનતા થઈ તેની હિમાયત ચાલુ રાખે છે. એટલે આ દેશના મોડરેટ મવાળાઓનો વિરોધ કરી ગોળમેજી પરિષદમાં જઈ સંસ્થાનિક સ્વરાજ્ય મેળવી આપવાની જે વાતો કરવા માગે છે. તે નફ્ફટ પાયા વિનાની અને અવ્યવહારૂ જ છે.

...

## મવાળોની ગુલાંટ :

હિંદુસ્થાનના મવાળો રાજકારણમાં હમેશાં ગુલાંટ ખાતા આવે છે. બ્રિટિશ મુત્સદ્દીઓ અને પત્રકારોના હાથે વારંવાર ભયંકર અપમાનો સહન કરવાં પડે, તો પણ અણીને અવસરે દેશબંધુઓનો દ્રોહ કરી, લાત મોરનારાઓના પગ તળાંસવા જાય છે! આજે જે મવાળોનો એન્ગ્લો ઇન્ડિયન તેમજ બ્રિટિશ પત્રો અને રાજદ્વારીઓ પંપાળે છે, તે જ મવાળોના મીસ મેયોના પુસ્તક સામે સાત જણાઓની સહીથી મોકલેલા ખુલાસાને લંડન 'ટાઇમ્સે' કચરાની ટોપલીમાં નાખી દેતાં, તેમના મહત્ત્વનો જરા યે વિચાર કર્યો ન હતો, સાયમન સરકસની નિમણુંક વખતે એમની સલાહની બ્રિટિશ મુત્સદ્દીઓને તેમજ બ્રિટિશ પત્રોને ફુટી કોડીની એ કીંમત નહોતી, અને આજે જે સર ચીમનલાલને 'ટાઇમ્સ ઓફ ઇંડિયા' બહુ જ માન આપવા લાગ્યું છે, તેજ પત્રે એ ગૃહસ્થે સાયમન સરકસના બહિષ્કારમાં સાથ દીધો, ત્યારે તેમનું મહત્વ જરા જેટલુંએ પિછાન્યું ન હતું! આમ છતાં બિચારા પામર દશાના મવાળો આજે ઢીલાં વ્હીલાં મોઢાં કરીને બ્રિટિશ મુત્સદ્દીઓને કહે છે: "તમે તો પહેલાં અમારૂં માન્યું હોત તો આ દેશમાં સ્વતંત્રતા માગનારો પક્ષજ જન્મ્યો નહોત." આ ઉપરથી મવાળ મનોદશાની પામરતા ઉપરનો એક વધુ પડદો સરી જતાં એ વાત પુરવાર થાય છે કે, એ મવાળો આ દેશને સ્વતંત્રતા મળે તેવું કદી પણ ઇચ્છતા નથી, અને તેથી હિંદીઓની પરાધીનતા સુરજ ચંદ્રની સાથે ચિરંજીવી અને એજ તેમની મનેચ્છા છે. એટલે જે હિંદી પોતાને કપાળે ગુલામીનું કલંક કાયમ રહે એવું ઇચ્છતો હોય, તેજ મવાળોનો સાથ કરી શકે, કે તેમને સાથ આપી શકે.

## "સોનેરી પાંજરાંની મેના"

'હિંદુસ્તાનના દેશી રાજાઓને લોર્ડ કર્ઝને ઢોળ ચડાવેલાં સોનેરી પાંજરાંમાં પુરાયલી મેનાંઓ—linnets in gilded cages—ની ઉપમા આપી હતી. એમની દશા વિચિત્ર છે, ૧૮૫૭ ના સ્વાતંત્ર્ય યુદ્ધને લીધે જ, હિંદુસ્તાનના નકશામાં પીળાં ધાબાં રહી જવા પામ્યાં છે, પરંતુ એ બહારથી જણાતાં પીળાં ધાબાં ભીતરમાંથી કેવાં છે, સ્વદેશ અને સ્વદેશવાસીઓને સારૂ એમનાં દિલમાં કેવી લાગણી છે, તે કોઇ કોઇ પ્રસંગે હવે જણાઇ આવવા લાગ્યું છે. આ સોનેરી ઢોળવાળાં પાંજરાંની મેનાંઓની દશા દયા ખાવા જેવી છે, પણ અત્યારે સામ્રાજ્યવાદનાં પ્યાદાં તરીકે તેમનો જે ઉપયોગ થઇ રહ્યો છે, તે દશાને અગાઉથી બ્રિટિશ મુત્સદ્દીઓ માપી ગયેલા, એટલે પોતપોતાનાં પાંજરાંમાં જ ફડફડાટ કરવાની છુટ ભોગવતી એ 'મેનાં' ઓને વરસે દહાડે એક વખત સાથે મળીને રાજકારણની ચર્ચા માટે એમને સારૂ 'નરેન્દ્ર મંડળ' નું રમકડું યોજવામાં આવ્યું, ત્યારથી—જો કે તેમાં મહત્વ ધરાવનારા અનેક રાજાઓ હજુ ભાગ લેતા નથી—આ 'પાંજરાંની મેનાંઓ' ના ફડફડાટનું સ્થાન જરા વિકાસવાળું બન્યું છે. અને હવે હિંદને સ્વતંત્રતાની દિશામાં થોડાંક ડગલાં આગળ લઇ જવાની વાતો કરવાનો વખત આવ્યો છે, ત્યારે 'તાજના મિત્રો' નું સહેજ મહત્વ વધ્યું છે. જામનગરના રણજીતસિંહ બિકાનેરના ગંગાસિંહ અને પતિયાળાના ભુપેંદ્રસિંહ તેથી બ્રિટિશ હિંદની પ્રજાની રાજદ્વારી લડતમાં હમણાં હમણાં માથાં મારવા લાગ્યા છે. મહાસભાની લાહોરની બેઠકે સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કર્યો અને તા૦ ૨૬ મી જાન્યુઆરીએ દેશભરમાં એ ઠરાવ અનુસાર 'સ્વાતંત્ર્ય દિન' ઉજવાયો, ત્યારે પતિઆળાના મહારાજાએ તાજ તરફની પોતાની તહનામાથી જન્મેલી વફાદારી બતાવવા, જે દેશમાં એમનો જન્મ થયો છે, તે દેશની જે પ્રજાની ઉપર તેમનો કશોજ અંકુશ નથી, તેમના સંબંધમાં ધમકીનાં વચનો ઉચ્ચારીને પોતાની સત્તાની મર્યાદાનું તેમણે ઉલંઘન કર્યું છે. બ્રિટિશ હિંદુસ્તાનની પ્રજાને તેમણે ગર્ભીત નહિં પણ ખુલ્લે ખુલ્લી ધમકી આપી છે કે "તમારી સ્વતંત્રતાની આવી બધી મૂર્ખતાભરી વાતોને દાબી દેવાના કામમાં અમે બ્રિટિશ સરકારને સાથ આપીશું." આ ધમકીનાં પોકળ વચનો પાછળ તાજ તરફની ભક્તિ બતાવવાનો ગમે તેટલો આડંબર રહયો હોય, પરંતુ બ્રિટિશ હિંદની પ્રજા 'સોનેરી ઢોળનાં પાંજરાંની મેનાં' ઓની શક્તિનાં બરાબર માપ જાણે છે, એટલે પડદા પાછળના સૂત્ર સંચાલને તૈયાર કરેલાં ગીતડાં ગાનારા ભુપેન્દ્રોનો તિરસ્કાર કરવાને બદલે તે તેમની દયા જ ખાય છે.

પતિઆળાના મહારાજા એક તરફથી બ્રિટિશ હિંદમાં માથું નહિં મારવાની વાતો કરે છે, તેમ છતાં સ્વતંત્રતાના ઠરાવથી 'અમને અસર થાય છે' એવા બહાના નીચે "જો હિંદ સ્વતંત્ર થાય અને દેશી હિંદનો તાજ સાથે સંબંધ રહે તો પછી એક રાષ્ટ્ર જેવું કશું રહેશે નહિં" એવી ભ્રામક દલીલો આગળ કરી, બ્રિટિશ હિંદની પ્રજા બ્રિટનની સાથે સંબંધ કાયમ રાખે તે માટે, દેશી રાજાઓ સંધીની શરતો પ્રમાણે બ્રિટિશ સરકાર સાથે દમનનીતિમાં સહકાર કરશે તેવી ધમકી આપે છે: એટલે સંપૂર્ણ સ્વતંત્રતા માટેની લડતમાં બ્રિટિશ હિંદની પ્રજાને માત્ર બ્રિટિશ નો સામનો

સામે જ લડવાનું નહિં એટલું જ નહિં પણ તેમના બાપ દાદાઓએ આ દેશની સ્વતંત્રતા સાચવવા પ્રાણ પણ પાથરી નાખ્યા હતા એમ કહેવાય છે. તેવા સૂર્ય અને ચંદ્ર વંશના વારસોની સામે પણ લડત ચલાવવી પડશે.

બ્રિટિશ હિંદની પ્રજા સંપૂર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કરે, તેથી દેશી રાજાઓને શું ગેરલાભ થાય એ સમજવું મુશ્કેલ છે. તેમ બ્રિટિશ હિંદ સાંસ્થાનિક સ્વરાજ્યથી સંતોષાય તો હિંદ એક રાષ્ટ્ર મનાય અને સંપૂર્ણ સ્વતંત્રતાથી નહિં, તે વ્યાખ્યા પણ સમજવી મુશ્કેલ છે. કેમકે ખુદ ગોરા મુત્સદ્દીઓનું પણ એવું કહેવું છે કે સાંસ્થાનિક સ્વરાજ્ય અને સંપૂર્ણ સ્વતંત્રતામાં કશો જ ફરક નથી. અને તે પ્રમાણે હિંદવાસીઓ એ ફરક વિનાની મનાતી એક પ્રકારની વ્યાખ્યાને બદલે બીજી વ્યાખ્યાનો ઉપયોગ માત્ર કરે છે. ઉપરાંત દેશી રાજાઓ–તેઓ કહે છે તેમ–બ્રિટિશ તાજ સાથે વ્યક્તિગત તહનામાંથી બંધાયલા હોય, તેથી બ્રિટિશ હિંદની પ્રજાએ, કદી પણ સંપૂર્ણ સ્વતંત્રતા માટે લડત ન કરવી, એવું શી રીતે નક્કી થયું? દેશી રાજાઓનાં તહનામાં બ્રિટિશ હિંદની પ્રજાની સ્વતંત્રતાની લડતમાં વચ્ચે આવી જ શી રીતે શકે? એ પ્રશ્નો પણ આણ ઉકેલ્યા કોયડા જેવા છે, એટલું જ નહિ પણ તેમાં બુદ્ધિ કે તર્કનો છાંટો યે નથી. એટલે તેવી વાતોને બ્રિટિશ હિંદનો કોઈપણ વતની ગંભીર લેખવા તૈયાર થવાનો જ નથી.

પણ પતિઆળાના એ મહારાજા તો એટલેથી પણ નહિ અટકતાં, બ્રિટિશ હિંદના રાજદ્વારીઓને ઉપદેશ આપવાની ધૃષ્ટતા કરતાં સંપૂર્ણ સ્વતંત્રતાની લડતમાંથી અંધાધુંધી જન્મવાની સુફીયાણી વાતો કરે છે, ત્યારે તો કોઇ પણ મનુષ્યને તેની તરફ તિરસ્કાર થયા વિના રહેતો નથી. જે માણસનાં કાળાં કર્મોની કથા હમણાં જ પ્રસિધ્ધ થઇ છે, જે માણસ જાતે થઇને પોતાના સંસ્થાનમાં અંધાધુંધી મચાવવાના જ નહિં, પણ તેથી ભયંકર કુકર્મો કરવાનાં તહોમતોના ભાર નીચે દબાયલો છે, તેવો માણસ, પોતાના કરતાં અનેકગણું બુધ્ધિમાન અને સ્વતંત્ર દેશભક્તોને, ઉપદેશ આપવાનો દાવો કયે મુખે કરી શકે છે? આવા માણસો પોતાનાં પાપો ઢાંકવા વધારે પડતી વફાદારી બતાવવા ગમે તેવા સુર કાઢે તેની કોઇ પરવા કરે તેમ નથી, પરંતુ દેશી રજવાડાના આવા સુરો સાંભળ્યા પછી એવો વખત આવી પહોંચ્યો લાગે છે કે, બ્રિટિશ હિંદના રાજદ્વારી પુરૂષોએ દેશી હિંદમાં સાત કરોડ જેટલી પ્રજાને, તેમના આપખુદ રાજાઓની અંધાધુંધીમાંથી છોડાવવા માટે મહાસભા દ્વારા સ્પષ્ટ રીતે જાહેર ઢંઢેરો પ્રકટ કરી દેવો જોઇએ.

...

## હીંદ વિરૂધ્ધ બ્રિટનમાં પ્રચાર

વાઇસરૉયના પ્રવચન પછી ગ્રેટબ્રિટનમાં હિંદુસ્થાનની વિરૂદ્ધ ગંદુ પ્રચારકામ ખૂબજ ચાલી રહ્યું છે. તેમાં ખાસ કરીને આ દેશનું લુણ ખાતા નિવૃત્ત થયેલા 'બડા અફસરો'નો હિસ્સો સહુથી મોટો આવે છે. 'મોર્નીંગ પોસ્ટ,' 'ડેલી મેલ,' 'ડેલી ટેલીગ્રાફ,' લંડન ટાઇમ્સ,' જેવાં અનેક પત્રોએ આ માટે હમણાં હમણાં ખુબ કમર કસી છે. ફેબ્રુઆરીની અધવચ્ચે આ કામ માટે લંડનના 'ટાઇમ્સ' પત્રે તો વળી હિંદ માટેનો ખાસ અંક પ્રસિદ્ધ કર્યો છે, તેમાં બ્રિટિશોને લીધે હિંદને પારાવાર લાભ થયો છે અને બ્રિટિશો આવ્યા તે પહેલાં ટો હિંદમાં માત્ર

# ગધેડો અને હાથી




હિંદનું પેન્શન ખાતા નિવૃત્ત થયેલા કેટલાક ગોરા અમલદારો વિલાયતમાં હિંદની વિરૂધ્ધમાં ખુબ બખાળા કાઢી રહ્યા છે. તેમાં કેટલાક તો હિંદુઓના સંબંધમાં તિરસ્કારભર્યાં જુઠાણાં ફેલાવે છે. [હિંદી પંચ : મુંબાઈ]

અંધાધુંધી અને કાપાકાપીજ ચાલતાં હોય એજ બતાવવાનો ખાસ પ્રયાસ કરવામાં આવ્યો છે. ખુદ 'ટાઇમ્સ' સ્વીકારે છે કે. "આ લેખો લખનારાઓમાં મોટો ભાગ બ્રિટિશ હિંદમાં તેમજ દેશી હિંદમાં નોકરી કરી ગયેલા અને અત્યારે નોકરી કરી રહેલા જાણીતા અફસરો છે. તેમાંથી કેટલાકોએ પોતાના ખુલ્લા નામે લેખો આપ્યા છે. ત્યારે બીજાઓએ જુદાં જુદાં કારણોને અંગે નનામા લેખો આપ્યા. છે." એટલે એક તરફથી હિંદુસ્થાનવાસીઓને સરકારી નોકરી દરમિયાન અને નિવૃત્ત થવા પછી પણ હિંદના રાજકારણમાં સક્રિય ભાગ લેવાની મનાઇ કરવામાં આવે છે, ત્યારે ગોરા અમલદારોને હિંદની વિરોધી ચળવળમાં જોડાવાની છૂટ અપાય છે! પ્રસ્તુત અંકમાં લૉર્ડ રોનાલ્ડશે (હાલનો ઝટલેન્ડનો મારક્વીસ) એ બ્રિટિશ સંબંધનાં બહુ વખાણ કરી હિંદના લોકોને વખોડી કાઢ્યા છે, સર વેલેન્ટાઇન શિરોલે, મરવા અગાઉ લખી રાખેલા એક લેખ પ્રસિદ્ધ કરીને, હિંદુ મુસલમાનો વચ્ચેની ખટપટની આગને પંખો નાંખવાનો પણ પ્રયત્ન થયો છે; સાયમન કમિશનના બહિષ્કાર ઉપર ઢાંકપિછોડો કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે, ત્યારે નેશનાલીસ્ટો અને સ્વરાજ્યવાદીઓને સૌને સાથે સાથે સ્વતંત્ર મતવાદીઓને તેમજ મવાળોને પણ ઉતારી પાડવાનો ગંદો પ્રયત્ન કરવામાં પણ કશું જ બાકી રાખવામાં આવ્યું નથી. તેમ છતાં લોર્ડ અરવીન તરફથી આ અંકને આશીર્વાદ મળ્યો છે! આમ એક તરફથી ગોળમેજી પરિષદનો આગ્રહ ચાલુ રાખવાનો

આડંબર પાછળ, હિંદુસ્થાનના સંબંધમાં વિરોધનું વાતાવરણ વધારે ઘેરૂં બનાવવાના ગંદા પ્રયાસો ગોરા સામ્રાજ્યવાદીઓ તરફથી થઇ રહ્યા છે. ત્યારે આ દેશના નવાબો અને લઘુમતિ કોમો વાળાઓ અણીને અવસરે દેશને દગો દેવામાંથી પાછી પાની કરતા નથી. તે જોતા પછી 'સંપૂર્ણ સ્વતંત્રતા,' ની મહાસભાની માગણીને ખૂબ જ જોરથી વળગી રહી, દેશભરમાં તેના પ્રચાર માટે આપણે ખૂબ જ પ્રયાસ કરવા જોઇએ એવો નિશ્ચય કરવા પ્રત્યેક દેશભક્ત હિંદીએ તૈયાર થવું જ જોઇએ.

...

## સામ્રાજ્યનો વ્યાપાર

બ્રિટિશ માલની સામે અમેરિકા, જાપાન, જર્મની અને ઇટાલીની હરિફાઇ વધતી જાય છે, તેમ તેમ લોર્ડ બીવરબ્રુક અને તેના જેવા શાહી–મૂડીવાદી મનોદશા વાળા અંગ્રેજો સામ્રાજ્યના માલની પસંદગીને નામે ખાસ કરીને હિંદમાં બ્રિટિશ માલ ખપાવવાની ચાલબાજીની રમત રમવાનાં પોતાની છાનાં પાનાં ખુલ્લાં કરતા જાય છે. વ્યાપારની નીતિએ સારો અને સસ્તો માલ બજારમાં મુકી, હરિફાઇ કરવાની સીધી નીતિથી હરિફો સામે નહિં ટકી શકવાની બ્રિટિશ મુડીવાદીઓની અશક્તિને પહોંચી વળવા માટે નિર્બંધ વ્યાપારની સાથે સાથે સામ્રાજ્યના માલને જ પસંદગી આપવા માટે, હિંદને બ્રિટનના પંજામાં કાયમનું કચડતું રાખવાની રમતો રમનારાઓએ અત્યાર સુધી હિંદના મીલ ઉદ્યોગને કચડી નાખવામાં ઉલટી જકાત નીતિ અને હુંડિયામણની કચડી નાખનારી જે રીતીઓ ધારણ કરી છે, તેની સામે હિંદી વ્યાપારીઓ પણ ઉશ્કેરાયા છે એટલે હુંડિયામણમાં ૧૮ પેનીના દરે કાયમનો કરવાની શરતે મરતા મીલ ઉદ્યોગને આંગળી ચાટીને અમર બનાવની મથરાવટ બનાવવાની બાજીઓ હિંદી સરકાર ખેલે છે. પરંતુ હિંદુસ્થાનના હુન્નર ઉદ્યોગને આગળ વધારવા હોય, વ્યાપારને માર્ગે હિંદનું થતું શોષણ અટકાવવું હોય તો સંરક્ષણ માટે જકાતની દિવાલો ઉભી કર્યા વિના ઘણ ગુજ તો છુટકાજ નથી. નિર્બંધ વ્યાપારના હિમાયતીઓની દલીલ છે કે, જો સંરક્ષણ નીતિ માટે જકાતની દિવાલો ખડી કરવામાં આવે તો (૧) તેથી મૂઠીભર મૂડીવાદીઓને લાભે કરોડો માલ ખરીદનારાઓને નુકશાન થશે; (૨) તેથી રાષ્ટ્રની પોતાની શક્તિ હોય તેટલો માલ ઉત્પન્ન કરવાના માર્ગમાં હરકતો ઉભી થય છે, (૩) તેને લીધે મુડી જુદા પ્રવાહમાં વહેવા લાગે છે, (૪) તેને લીધે ઉદ્યોગની પ્રગતિ અટકે છે અને ઉદ્યોગવાદીઓનું પતન થાય છે; (૫) સિધ્ધાંતથીજ એ નીતિ પરદેશ સાથેના તમામ વ્યાપારનો નાશ કરે છે, અને તેને લીધે પરદેશીઓના સમાગમથી દેશનો નૈતિક તેમજ આર્થિક ક્ષેત્રમાં થતો વિકાસ અટકી જાય છે; અને (૫) એ નીતિને લઇને રાજ્યને વ્યાપાર અને ઉદ્યોગમાં માથું મારવાનું ઘણુંજ નુકશાનકારક પગલું ભરવું પડે છે. આ બધી દલીલો પોલી છે, તેનું વિવેચન અહિં કરવાનું સ્થાન નથી, તો પણ દલીલને ખાતર એ એ દલીલો સ્વીકારીને આગળ ચાલીએ છતાં હિંદ જેવા દેશને જો પોતાના વ્યાપાર ઉદ્યોગને સજીવન રાખીને ખીલવવા હોય તો, જકાતનીતિની દિવાલો ઉભી કર્યા વિના, તેમજ સામ્રાજ્યના માલને પહેલી પસંદગી આપવાની જાળમાંથી છુટા રહ્યા વિ છુટકોજ નથી. બ્રિટનના શાહી–મૂડીઓનું હિત, હિંદથી ઉલટું છે; એટલે

પોતાના લાભ માટે ગમે તે કહે, હિંદે પોતાના દેશનો લાભ શાથી સાધી શકાય એજ જોવાની જરૂર છે.

...

## અહિં અને તહિં ?

વીસાપુર જેલના જુલ્મોની કરપીણ કથાઓ પહેલ વહેલાં અસહકારના યુગમાં પ્રસિધ્ધ થઇ ત્યારે તુરંગમાં ફટકા મારવાની સજામાં રહેલી ક્રૂરતાનું ઇલાકાવાસીઓને ભાન થયું હતું. ઉપરાંત રાજદ્વારી કેદીઓના જેલ જીવનમાં અનેક પુસ્તકોએ પણ હવે તો એ સજાને નગ્ન સ્વરૂપમાં જાહેર કરી દીધી છે. રાજદ્વારી કેદીઓના તુરંગવાસથી જેલમાં ચાલતા જુલ્મો ઉપર પ્રકાશ પાડયો, અને તેથી તપાસનો ચુનો ચોપડવાની સત્તાવાળાઓને ફરજ પડી. આ વખતે એન્ગ્લો ઇન્ડીયન પત્રોનું વલણ કંઇક હતું. ના, જેલના દરવાજાની અંદર ચાલતા જુલ્મો ઉપર ઢાંકપિછોડો કરનારું તેમજ કેટલેક અંશે તેનો બચાવ કરનારું હતું. પરંતુ બ્રિટનમાં આવા જુલ્મોની વાત પ્રસિધ્ધ થતાં એજ એન્ગ્લો ઇન્ડિયન પત્રોનું દ્દષ્ટિબિંદુ તુરત ફરી જાય છે, અને ફરીઆદીઓ સામે સખ્ત ભાષામાં કડક ટીકા કરવા તેઓ કલમ પકડે છે. આમ અહિં અને તહિં હિંદ અને બ્રિટન-ના પ્રશ્નોની મીમાંસા કરતાં એન્ગ્લો ઇન્ડીયન પત્રોનો હ્રદયપલટો સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. તે વિચારવા જેવું તેમજ તેમાંથી આપણા દેશવાસીઓએ અને પત્રકારોએ બોધપાઠ ગ્રહણ કરવા જેવું છે. એવો એક પ્રસંગ ચાલુ મહિનામાં બ્રિટનમાં બન્યો છે. સ્પાયર્સ નામના એક માણસને મારફાડ અને લુંટના ગુન્હા માટે દશ વર્ષની સખ્ત સજા થઇ અને ૧૦ ફટકા મારવાનો હુકમ થયો. આથી સ્પાયર્સે આપઘાત કર્યો. જ્યુરીએ તેની આત્મહત્યા વિષે તપાસ કરીને અભિપ્રાય આપ્યો કે: “લાંબી સજાના વિચારથી થઇ આવેલી ક્ષણિક ઘેલછામાં મરનારે આત્મહત્યા કરી.” આથી બ્રિટિશ પત્રોમાં અને પ્રજામતમાં ખૂબ ખળભળાટ મચ્યો અને વણીજ હો હા થઇ ગઇ, ફટકા મારવાની સજા સામે પાર્લામેન્ટમાં પોકાર થયા અને ધરડા બર્નાડ શોએ તો પોતાની કટાક્ષમય શૈલીમાં કહ્યું કે: “જો ફટકા મારવાથીજ કેટલાંક ગુન્હેગારોની મતિ ઠેકાણે આવતી હોય તો, પછી તેમને ફટકા જ મારો જેલમાં શું કામ મોકલાવો છો? પણ ફટકા ખાતાં કેવું લાગે છે તેનો જાતિ અનુભવ મળે તે માટે ફટકા મારવાની સજા કરનાર ન્યાયાધીશના જ વાંસામાં બે ચણ ડઝન ફટકા કકડાવી કાઢવા જોઇએ.”

આ સંબંધમાં મુંબઇના ‘ટાઇમ્સ’ પત્રે નોંધ લખતાં ટીકા કરી કે: “આપણા કેટલાએ કાનુનો ફેરવવાની અને સજાને લગતી આપણી કેટલીએ માન્યતાઓ નાશ કરવાની જરૂર છે. ફટકા મારવાની સજાની સામે ઘણીજ સંગીન દલીલો રજુ કરી શકાય તેમ છે. તેથી શરીરને ઘાતકી ઇજા થાય છે, અને તેનો ભોગ બનેલો માણસ કાયમનો કદરૂપો બની જાય છે. માનસિક અને નૈતિક વેદનાનો આધાર તો વ્યકતી પરત્વે રહેલો હોય છે. પણ એક માણસે માર ફાડ સાથે લુંટ કરી તેથી એવું માનવાને કશુંજ કારણ નથી કે તે સભ્ય અને સંસ્કારી નથી. કોમળ લાગણીવાળા હોવું એ કંઇ એકલા સદ્દગુણશાળીઓનોજ સર્વ દકક સ્વાધીન ઇજારો નથી.”

આજ પત્રે હિંદી રાજદ્વારી કેદીઓને થતી ક્રૂર સજાઓ વિષે કદી પણ આવી વાણી કાઢી નથી, પરંતુ જેમણે સહકારની તેમજ બંગાળી દેશભક્તોની કાળા પાણીની

કથાઓ વાંચી છે, તેમને ખબર હશે કે, મારફાડ. સાથે લુંટ કરનાર ગોરાને ફટકા મારવાની જે સજા સામે 'ટાઇમ્સ' આટલી કડક ભાષા વાપરે છે, તેનાથી વધુ ક્રૂર સજા હિંદી રાષ્ટ્રભક્તોને કરવામાં આવી છે અને આવે છે. તેથીજ એવા કાયદા અને કાનુનો તોડવાની તેમજ સજાની રીતો અને માન્યતાઓ ફેરવવાની લડતોમાં જતીન જેવા વીરનરો ખપી ગયા છે અને હજુ સતીન તેમજ બીજાં નોંધવાનો તે માટે લડત કરી રહ્યા છે. પરંતુ બધા અન્યાય અને અત્યાચારોનો એકજ ઉપાય સ્વતંત્રતા છે, સ્વતંત્રતાને લીધેજ બ્રિટનમાં મારફાડ કરનાર લુંટારા માટે આખો દેશ ખળભળી ઉઠે છે અને પરાધીન હિંદમાં મહાપુરૂષો માટે પણ કોઇનું રૂંવાડું એ ફરકતું નથી.

•••

## દલિત કોમને ચેતવણી

ઇલાકાની ધારાસભામાંના દલિત [અંત્યજ] કોમના પ્રતિનિધિ ડૉ૦ પુરુષોત્તમ ગોવિંદજી સોલંકી એલ. એમ. એન્ડ એસ., એમ. એલ. સી. એમની દેખરેખ નીચે પ્રસિધ્ધ થતા માસિક 'કર્મયુગ'ના ફેબ્રુઆરીના અંકમાં 'નેશનલ કોંગ્રેસ અને દલિત પ્રજા' નામનો જે લેખ પ્રસિધ્ધ થયો છે, તેની નીચે લેખકનું નામ નહિં હોવાથી કાંતો તે તંત્રી લેખ હોય કે, કાંતો ડાક્ટર સોલંકીનો લેખ હોય, ગમે તેમ છતાં ડૉ૦ સોલંકીની પ્રેરણા અથવા સંમતિ એમાં હોયજ—તો અમારે કહેવું જોઇશે કે, દલિત કોમે રાષ્ટ્રીય કોન્ગ્રેસથી છુટા છેડા કરવાની વૃત્તિ બનાવવાની અત્યારે જરૂર નથી. અને તેથી દલિત કોમના હિતૈષી તરીકે અમે બંધુભાવે ચેતવણી આપવી જરૂરી માનીએ છીએ કે, એવું પગલું ઉતાવળીઉં મનાશે અને પરિણામે દલિત કોમના ઉત્થાનના કામમાં વિઘ્ન ઉભું થશે. અલબત્ત રાષ્ટ્રીય મહાસભાએ તેના લાંબા ઇતિહાસમાં દલીત કોમ માટે કંઇ કર્યું નથી તે ખરૂં, રાષ્ટ્રીય મહાસભા હજી હિંદના કચડાયલા વર્ગની ખરેખરી પ્રતિનિધિ બની શકી નથી તે પણ સાચું; તોપણ તેટલાથી કોન્ગ્રેસથી છુટાછેડા કરવા તૈયાર થવું એ તો આવતી કાલના આપઘાતને આજેજ નોતરવા જેવું થશે. આરંભમાં મહાસભા મવાળોના હાથમાં હતી, એ મવાળોએ દલિતો માટે કશું જ કર્યું નથી. એમના યુગના સંસાર સુધારામાં પણ દલિત વર્ગના ઉન્નતિ માટે ખાસ કાર્યવાહી નહોતી. ગોખલેજીના સમયમાં થાગડ થીંગડ જેવું કંઇક કામ શરૂ થયું હતું તેજ. પરંતુ જ્યારથી કોન્ગ્રેસનાં સૂત્રો રાષ્ટ્રમતવાદીઓના હાથમાં આવ્યાં, ત્યારથી તો સ્વરાજ્ય કે સ્વતંત્રતાની તૈયારીના રચનાત્મક કાર્યમાં અસ્પૃસ્યતા નિવારણના કામને ખૂબજ મદદ આપવામાં આવ્યું છે. અને તેને લીધે તો અસ્પૃસ્યતાની વિરૂદ્ધમાં લોકમત ખૂબજ કેળવાતો જાય છે. આચાર્ય આનંદશંકર બાપુભાઇ ધ્રુવ સમા સંસ્કારી સનાતનીઓ ગુદ્ધાંત કહે છે અને સ્વીકારે છે કે: "અસ્પૃસ્યતાનું નિવારણ એ ધાર્મિક દ્રષ્ટિબિન્દુથી આવશ્યક છે એટલું જ નહિ, પણ પ્રકૃત રાજ્ય પ્રકરણી બાબતમાં પ્રજાની એકતા માટે પણ એ જરૂરી છે. અત્યારે આ વિષયમાં જે આન્દોલન ચાલે છે તે પ્રજામાં ભેદ પાડે વિખવાદ ઉત્પન્ન કરે છે, પરંતુ એ કાર્ય સિદ્ધિ માટે જેટલો અનિવાર્ય છે તેટલો તે થવા દીધા વિના છૂટકો જ નથી. પણ એમાંથી છેવટે ફરી સંપ સાધ્યા વિના પ્રજાની એકતા બની